# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

# ખંડ 9 : આઝાદી પહેલા અને પછી


સંપાદકો

**રસિકલાલ છોટાલાલ પરીખ**

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**



**પ્રથમ સંસ્કરણ – 1987**

**શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ**

**અધ્યયન-સંશોધન વિદ્યાભવન**

અમદાવાદ-9

સંશોધન ગ્રંથમાલા-ગ્રંથાંક ૮૪
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

ગ્રંથ ૯

# આઝાદી પહેલાં અને પછી

(ઈ. સ. ૧૯૧૫ થી ૧૯૬૦)

સંપાદકો

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**, એમ. એ., પીએચ.ડી.
અનુસ્નાતક અધ્યાપક, સંશોધન- માર્ગદર્શક અને નિવૃત્ત અધ્યક્ષ
શેઠ ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ
અને
**પ્રવીણચંદ્ર ચિમનલાલ પરીખ**, એમ. એ., પીએચ.ડી.
અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને અધ્યક્ષ
શેઠ ભો. જે અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન
અમદાવાદ-૩૮૦૦૦૯

# પ્રસ્તાવના

'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'ની સૂચિત ગ્રંથમાલાનો આ અંતિમ ગ્રંથ પ્રકાશિત થતાં અમે કૃતકૃત્યતા અનુભવીએ છીએ.

ગુજરાત રાજ્યના મુખ્ય મંત્રી શ્રી બળવંતરાય મહેતાના પ્રોત્સાહનથી ભો. જે. વિદ્યાભવને ૧૯૬૭માં આ ગ્રંથમાલાની યોજના ઘડી ને રાજ્ય સરકારે એને ૭૫ ટકાના અનુદાનની આર્થિક સહાય કરવાનું મંજૂર કર્યું.

ગ્રંથ ૧ માં ઇતિહાસની પૂર્વભૂમિકા રૂપે ગુજરાતની પ્રાગૈતિહાસિક તથા આદ્ય–ઐતિહાસિક સંસ્કૃતિઓનું નિરૂપણ કરવામાં આવ્યું. ગ્રંથ ૨ માં મૌર્યકાલથી ગુપ્તકાલ, ગ્રંથ ૩ માં મૈત્રક અને અનુ–મૈત્રક કાલ, ગ્રંથ ૪ માં સોલંકી કાલ, ગ્રંથ ૫ માં સલ્તનત કાલ, ગ્રંથ ૬ માં મુઘલકાલ અને ગ્રંથ ૭ માં મરાઠા કાલનાં રાજકીય ઇતિહાસ, રાજ્યતંત્ર, સામાજિક અને આર્થિક સ્થિતિ, ભાષા અને સાહિત્ય, લિપિ, ધર્મસંપ્રદાયો, સ્થાપત્યકીય સ્મારકો, શિલ્પકૃતિઓ, ચિત્રકલા ઇત્યાદિનું નિરૂપણ કરાયું. બ્રિટિશ કાલને લગતી માહિતી અતિવિપુલ હોઈ ગ્રંથ ૮ માં ઈ. સ. ૧૯૧૪ સુધીના ઇતિહાસને આવરી લઈ ઈ. સ. ૧૯૧૫ થી ૧૯૪૭ સુધીનો ઇતિહાસ ગ્રંથ ૯ માં લેવામાં આવ્યો, જેમાં એ પછી સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ (૧૯૪૭)થી ગુજરાત રાજ્યની સ્થાપના(૧૯૬૦) સુધીના સ્વાતંત્ર્યોત્તર ઇતિહાસનો પણ સમાવેશ કરાયો. છેલ્લા બે ગ્રંથોમાં કેળવણી, મુદ્રણકલા, પત્રકારત્વ, હુન્નર-કલાઓ, પુરાતત્ત્વની પ્રવૃત્તિ, મ્યુઝિયમ ઇત્યાદિ કેટલાક નવા વિષય ઉમેરાયા.

આ ગ્રંથમાલાના ગ્રંથ કોઈ એકાદ વિદ્વાને લખ્યા નથી, પરંતુ દરેક ગ્રંથનાં પ્રકરણ તથા પરિશિષ્ટ તે તે વિષયના તજ્જ્ઞોએ તૈયાર કર્યાં છે ને સંપાદકોએ તે તે લખાણની પૃષ્ઠસંખ્યા નિયત કરી તે સંદર્ભગ્રંથો તથા સંદર્ભલેખોથી પ્રમાણિત રહે ને તેમાં પાદટીપો વગેરેની એકધારી પદ્ધતિ જળવાય તથા વંશાવળીઓ, વિગતવાર સંદર્ભસૂચિ અને શબ્દસૂચિ અપાય તેમજ જરૂરી આલેખો તથા ફોટાઓ વડે લખાણ સચિત્ર બને તેની કાળજી રાખી છે. આ સમગ્ર ગ્રંથમાલાની સફળતાનો યશ એ સહુ તજ્જ્ઞ વિદ્વાનોના સક્રિય સહકારને તથા રાજ્ય સરકારની આર્થિક સહાયને ઘટે છે.

આ ગ્રંથ ગુજરાતના અર્વાચીન ઇતિહાસના બે તબક્કાને આવરી લે છે: ૧. ગાંધીજીના આગમન(ઈ. સ. ૧૯૧૫)થી સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ (૧૯૪૭) અને ૨. સ્વાતંત્ર્ય-પ્રાપ્તિથી ગુજરાત રાજ્યની સ્થાપના(૧૯૬૦). આ ઇતિહાસ એવા આધુનિક કાલને સ્પર્શે છે, જેને અનેક વ્યક્તિઓએ સાદ્યંત પ્રત્યક્ષ નિહાળ્યો હોય. પહેલા તબક્કામાં આઝાદી માટેનો પુરુષાર્થ અને બીજા તબક્કામાં પ્રાદેશિક રાજ્યની સ્થાપના માટેનો પુરુષાર્થ ધબકે છે. આઝાદી પહેલાંના તથા આઝાદી પછીના નજીકના તબક્કાના ઇતિહાસે વર્તમાન ગુજરાતના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

ખંડ ૧: પ્રાસ્તાવિકમાં આ કાલના ઇતિહાસને લગતી વિવિધ સાધન-સામગ્રીનો પરિચય આપવામાં આવ્યો છે, જેમાં સરકારી દફતરો, વસ્તી-ગણતરીના અહેવાલો, ગૅઝેટિયરો અને વર્તમાનપત્રો તથા સામયિકો જેવા નવા પ્રકારોની સામગ્રીનોય સમાવેશ થાય છે.

ખંડ ૨: રાજકીય ઇતિહાસમાં બ્રિટિશ મુલકમાંની રાજકીય જાગૃતિ, રાજકીય પક્ષો, રચનાત્મક પ્રવૃત્તિઓ તેમજ અગ્રગણ્ય દેશી રાજ્યોનો ઈ. સ. ૧૯૪૭ સુધીનો પરિચય આપી, ઈ. સ. ૧૯૪૭ થી ૧૯૬૦ના રાજકીય ઇતિહાસની રૂપરેખા આલેખવામાં આવી છે. સ્થાનિક પ્રશ્નો અંગેના સત્યાગ્રહોમાં તેમજ રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટેના સત્યાગ્રહોમાં ગુજરાતની પ્રજાનું પ્રદાન ગૌરવાસ્પદ છે. એમાં મહાત્મા ગાંધીજી સમસ્ત રાષ્ટ્રમાં જાગૃતિ લાવી રાષ્ટ્રપિતા ગણાયા અને સરદાર પટેલ દેશી રાજ્યોના વિલીનીકરણ દ્વારા રાષ્ટ્રિય ઐક્યના ઘડવૈયા ગણાયા એ ખાસ નોંધપાત્ર છે. સ્વાતંત્ર્યોત્તર ઇતિહાસમાં ગુજરાત રાજ્યની સ્થાપના માટેનાં પરિબળોની સમીક્ષા મહત્ત્વની છે.

રાજ્યતંત્ર બ્રિટિશ શાસન નીચેના જિલ્લાઓમાં તથા દેશી રાજ્યોમાં ૧૯૪૭ સુધી કેવું હતું ને ૧૯૪૭ થી ૧૯૬૦ સુધી એમાં કેવાં પરિવર્તન આવ્યાં તે પ્રકરણ ૬ માં નિરૂપાયું છે. એના પરિશિષ્ટમાં બ્રિટિશ રાજ્યના, દેશી રાજ્યોના અને પ્રજાસત્તાક ભારતના સિક્કાઓનો સંક્ષિપ્ત પરિચય અપાયો છે.

ખંડ ૩: સામાજિક સ્થિતિ(પ્રકરણ ૭)માંના નિરૂપણમાં દલિત વર્ગોના અભ્યુદય તથા સામાજિક સુધારાઓ અને સામાજિક પ્રવૃત્તિઓ નોંધપાત્ર છે. આર્થિક સ્થિતિ(પ્રકરણ ૮)ના નિરૂપણમાં ખેતી, વેપાર, બંદરો, વાહનવ્યવહાર, બૅંકો, વીમો અને વિવિધ ઉદ્યોગોમાં થયેલ વિકાસની સમીક્ષા કરવામાં આવી છે. એના

પરિશિષ્ટમાં અન્ય પ્રદેશોમાં તથા વિદેશોમાં વસેલા ગુજરાતીઓનો આછો પરિચય આપવામાં આવ્યો છે.

કેળવણીને લગતા પ્રકરણ ૯ માં પ્રાથમિક, માધ્યામિક અને ઉચ્ચ શિક્ષણમાં આઝાદી પહેલાં અને પછી થયેલા વિકાસની સમીક્ષા કરાઈ છે. પૂર્વ–પ્રાથમિક શિક્ષણમાં કિન્ડર-ગાર્ટન તથા મૉન્ટેસરી પદ્ધતિઓની પ્રવૃત્તિઓ નોંધપાત્ર છે. એના પરિશિષ્ટમાં ગ્રંથાલય–પ્રવૃત્તિના વિકાસની રૂપરેખા આલેખવામાં આવી છે.

સાહિત્યને લગતા પ્રકરણ ૧૦ માં સાહિત્યમાંના નવા પ્રવાહો તથા નવી દૃષ્ટિઓ, અન્ય ભાષાઓમાંથી થયેલા ગુજરાતી અનુવાદો અને ગુજરાતમાં ઇતર ભાષાઓમાં થયેલા સાહિત્ય–સર્જનની સમીક્ષા કરીને, પરિશિષ્ટમાં ગણનાપાત્ર સાહિત્યિક સંસ્થાઓનો પરિચય આપવામાં આવ્યો છે.

પ્રકરણ ૧૧ માં નિરૂપિત ધાર્મિક સ્થિતિમાં વિવિધ ધર્મસંપ્રદાયો ઉપરાંત સંતો અને ભક્તજનો અને ધાર્મિક સંસ્થાઓનું તેમજ નવી ધાર્મિક વિચાર-સરણીઓનું અવલોકન કરાયું છે.

કલાઓને લગતા ખંડ ૪ માં પહેલાં (પ્રકરણ ૧૨માં) ચિત્રકલા, સંગીત, ગરબા, રાસ અને નૃત્યકલા, નાટચકલા અને લલિત કલાઓને લગતી સંસ્થાઓનો અને પછી (પ્રકરણ ૧૩માં) સ્થાપત્ય અને શિલ્પનો તેમજ હુન્નર કલાઓ અને લોકકલાઓનો પરિચય આપવામાં આવ્યો છે. અહીં ગ્રંથનાં મુખ્ય પ્રકરણ પૂરાં થાય છે.

પરંતુ આધુનિક કાલને લગતી ત્રણ પ્રવૃત્તિઓની સમીક્ષા આવશ્યક હોઈ, પત્રકારત્વ, પુરાતત્ત્વ અને મ્યુઝિયમ વિશે ખાસ પરિશિષ્ટ આપવામાં આવ્યાં છે.

ગ્રંથ ૨ થી ૬ માં તે તે ગ્રંથના અંતે વંશાવળીઓ આપવામાં આવેલી. ગ્રંથ ૭ અને ૮ને લગતી વંશાવળીઓને ગ્રંથ ૯ માં આવરી લેવાનું યોજાયેલું. એ અનુસાર મરાઠા કાલના આરંભથી માંડીને દેશી રાજ્યોના વિલીનીકરણ સુધીની મહત્ત્વની રાજવંશાવળીઓ આ ગ્રંથમાં ગ્રંથ ૬ ના અનુસંધાનમાં સળંગ આપવામાં આવી છે.

એ પછી સંદર્ભસૂચિ સામાન્ય તથા પ્રકરણવાર અગાઉના ગ્રંથોની જેમ આપેલી છે ને અંતે વિશેષ નામોની શબ્દસૂચિ અકારાદિ ક્રમે આપવમાં આવી છે.

ગ્રંથના અંતે આપવામાં આવેલ આલેખો તથા ફોટાઓ સિક્કાઓ, સ્મારકો, શિલ્પકૃતિઓ, ચિત્રો, લલિત કલાઓ, હુન્નર કલાઓ તથા નામાંકિત વ્યક્તિઓનો સચિત્ર સાક્ષાત્કાર કરવામાં ઉપયોગી નીવડશે.

ઇતિહાસ, અર્વાચીન વિભાવના અનુસાર રાજકીય ઘટનાઓમાં સીમિત ન રહેતાં પ્રજાના સાંસ્કૃતિક જીવનનાં વિવિધ પાસાંને આવરી લે છે. વળી ઇતિહાસના લેખનમાં ઉપયોગી નીવડે તેવી વધુ ને વધુ સામગ્રી હંમેશાં પ્રકાશમાં આવતી રહે છે. આથી ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ અદ્યતન સાધનસામગ્રીના આધારે સંકલિત રીતે નવેસર લખાય તેની લાંબા સમયથી જરૂર રહી હતી. ગુજરાત રાજ્ય સરકારે ૭૫ ટકાના અનુદાનની આર્થિક સહાય દ્વારા આ પ્રવૃત્તિ માટે માર્ગ મોકળો કરી આપ્યો ને ગુજરાતના ઇતિહાસના અન્વેષણ, સંશોધન અને નિરૂપણમાં સક્રિય રસ લેતા અનેકાનેક વિદ્વાનોના સક્રિય સહકારે આ યોજનાને સાકાર સ્વરૂપ અપાવ્યું. ગુજરાતના સર્વાંગ, સંકલિત અને અદ્યતન ઇતિહાસના લેખન તથા પ્રકાશનની અમારી આ પ્રવૃત્તિને ગુજરાતની ઇતિહાસ-રસિક વ્યક્તિઓ તથા સંસ્થાઓએ સારું પ્રોત્સાહન આપ્યું છે ને આ ગ્રંથમાલાના ગ્રંથ ગુજરાતના ઇતિહાસના અનેક જિજ્ઞાસુઓ તથા અભ્યાસીઓને ઉપયોગી નીવડ્યા છે.

આ ગ્રંથમાલામાં લેખકો પાસેથી પહેલેથી પૂર્વપ્રાપ્ત અને પ્રકાશિત માહિતીની અપેક્ષા રાખવામાં આવેલી છે. પોતાને સોંપેલ લખાણ માટે નવેસર અન્વેષણ કરવાની અપેક્ષા રાખી નથી. આથી આધુનિક ઇતિહાસમાં એવું ઘણું છે કે જેમાં હજી ઘણું અન્વેષણ, સંકલન અને સંશોધન કરવું બાકી છે. બીજું, અમારે સૂચિત પ્રયોજનાની નિયત પૃષ્ઠસંખ્યા અનુસાર તે તે પ્રકરણની પૃષ્ઠ-સંખ્યા અંદાજવી પડી છે. તેથી ઘણાં લખાણોમાં, વિપુલ માહિતી ઉપલબ્ધ હોવા છતાં ઘણું સંક્ષિપ્ત આપવું પડ્યું છે. વળી રાજકીય વિચારસરણીઓ તથા ધાર્મિક-સાંપ્રદાયિક માન્યતાઓ જેવી બાબતોમાં લેખકોએ પ્રાયઃ પ્રકાશિત માહિતી પર અને ક્યારેક તજ્જ્ઞો પાસેથી પત્રવ્યવહાર દ્વારા મળેલી માહિતી પર આધાર રાખવો પડ્યો છે. કેટલાક વિષયોમાં તૈયાર માહિતી ઉપલબ્ધ ન હોઈ અનેક સાધનોમાંથી લેખકોને માહિતી એકત્ર કરવી પડી છે, જે સંકલિત રૂપે અહીં પ્રથમવાર રજૂ થાય છે. આમાં લેખકો બને તેટલા તટસ્થ અને વસ્તુલક્ષી રહેવા તથા કોઈ પક્ષ કે સંપ્રદાયની લાગણી ન દુભાય તેની કાળજી રાખવા પ્રયત્નશીલ રહ્યા છે. હકીકતોની રજૂઆતમાં કોઈ વિગત-દોષ આવી ગયા હોય ને તે તરફ તજ્જ્ઞો ધ્યાન ખેંચશે તો તે ભવિષ્યમાં તપાસ કરીને સુધારી લેવામાં આવશે, પરંતુ કોઈ લેખકોએ સમાજ, ધર્મસંપ્રદાયો, સાહિત્ય કે કલા જેવા કોઈ વિષયમાં અમારી જાણ મુજબ કોઈ રાગદ્વેષથી દોરાઈ લખ્યું નથી તેની ખાતરી આપીએ છીએ. અર્થઘટનની કે મૂલ્યાંકનની બાબતમાં મતભેદ હોઈ શકે, પણ તે અપરિહાર્ય ગણાય.

છતાં ઇતિહાસ એવો વિષય છે કે જેમાં હંમેશા નવી નવી સામગ્રી મળતી જ રહે ને ઉપલબ્ધ માહિતીની રજૂઆતમાં હંમેશા સુધારાવધારા થયા કરે એટલું જ નહિ, અટકળો અને અર્થઘટનોમાં વૈવિધ્ય રહ્યા કરે. આથી આ ગ્રંથોમાં રજૂ થયેલાં સર્વ વિધાનોને હંમેશ માટે સુનિશ્ચિત તથ્યો તરીકે અપનાવી ન લેતાં નવાનવા સંશોધનના પરિપ્રેક્ષ્યમાં એમાં જરૂરી સુધારાવધારા કરતા રહેવાની દૃષ્ટિ રાખવી હિતાવહ ગણાય. અલબત્ત, આ ગ્રંથોમાં બને ત્યાં સુધી સર્વ અગત્યનાં વિધાનોને સંદર્ભોથી પ્રમાણિત કરવાની અને અર્થઘટનમાં બને તેટલા વસ્તુલક્ષી રહેવાની કાળજી રાખવામાં આવી છે. ઇતિહાસના ગ્રંથોનું, જ્ઞાન-કોશના ગ્રંથોની જેમ, થોડા થોડા ગાળે, સંસ્કરણ કરતા રહેવાની જરૂર રહેવાની જ.

આ ગ્રંથમાલા ગુજરાતીમાં લખાઈ હોઈ ગુજરાતી ભાષા જાણનાર વર્ગોને ઘણી ઉપયોગી નીવડી છે. પરંતુ ગુજરાતી ન જાણનાર ઇતિહાસરસિકો માટે એનું હિંદી અને / અથવા અંગ્રેજી રૂપાંતર પ્રકાશિત થાય એ અતિ આવશ્યક છે. ગુજરાત રાજ્યના જિલ્લા સર્વસંગ્રહ (ગૅઝેટિયર) પહેલાં અંગ્રેજીમાં લખાયા ને હવે નવેસર ગુજરાતીમાં પણ લખાય છે, તેમ આ ગ્રંથમાલા પહેલાં ગુજરાતીમાં લખાઈ તો હવે અંગ્રેજીમાં લખાય એ ઇષ્ટ છે. નવ ગ્રંથોના સંસ્કારિત રૂપાંતર માટે તાત્કાલિક આર્થિક અનુદાનનો પ્રબંધ ન થઈ શકે તેમ હોય, તો પ્રાચીન, મધ્ય-કાલીન અને અર્વાચીન કાલને લગતા ત્રણ ગ્રંથ સંક્ષિપ્ત સ્વરૂપે અંગ્રેજીમાં અને/ અથવા હિંદીમાં પ્રકાશિત થાય તો પણ આ ગ્રંથમાલામાં રજૂ થયેલ માહિતીનો સાર બિન–ગુજરાતી સમાજના ઇતિહાસરસિકો તથા ઇતિહાસ–અભ્યાસીઓને સુલભ થાય. રાજ્ય સરકાર અમારા આ સૂચનને સ્વીકારી અનુદાનપાત્ર ગણવાનું માન્ય કરશે એવી આશા રાખીએ.

આ ગ્રંથના લેખન તથા પ્રકાશનના ખર્ચ માટે અમને રાજ્ય સરકાર તર-ફથી ૭૫ ટકા અનુદાનની આર્થિક સહાય મળી છે તેને માટે અમે સરકારનો ઘણો ઉપકાર માનીએ છીએ.

રાજ્ય સરકાર વતી અગાઉ સામાન્ય વહીવટ ખાતાના ભાષાનિયામક વિભાગ તરફથી સક્રિય માર્ગદર્શન મળતું હતું તેમ હવે શિક્ષણ ખાતાની સાહિત્ય અકા-દમી તરફથી મળતું રહ્યું તે માટે અમે અકાદમીના અત્યંત આભારી છીએ. ઇતિહાસના અનેક અભ્યાસીઓએ અમને આ ગ્રંથનાં પ્રકરણો તથા પરિશિષ્ટોનું પ્રદાન કર્યું છે તે માટે અમે તે સહુનો પણ આભાર માનીએ છીએ.

આ ગ્રંથના પ્રૂફવાચન વગેરેમાં અમને અમારા સહકાર્યકર અધ્યા. કે. કા. શાસ્ત્રીનો તથા અધ્યા. રામભાઈ સાવલિયાનો સક્રિય સહકાર સાંપડ્યો છે. અધ્યા. સાવલિયાએ વંશાવળીઓ, સંદર્ભસૂચિ, શબ્દસૂચિ અને ચિત્રો તથા બ્લૉકો તૈયાર કરવા–કરાવવામાં અમને ઘણી સહાય કરી છે.

ચિત્રો માટેના ફોટાઓ અથવા બ્લૉક આપવા માટે તેમજ એના પ્રકાશનની અનુજ્ઞા આપવા માટે અમે તે તે સંસ્થા તથા વ્યક્તિના સૌજન્યની કૃતજ્ઞતા-પૂર્વક નોંધ લઈએ છીએ. નકશાઓ તપાસી એના પ્રકાશનની મંજૂરી આપવા માટે સર્વેયર જનરલ ઑફ ઇન્ડિયાનો પણ આભાર માનીએ છીએ.

અનેક તજ્જ્ઞ વિદ્વાનો વડે તૈયાર કરાયેલો ગુજરાતના ઇતિહાસને લગતો આ ગ્રંથ ૯ : 'આઝાદી પહેલાં અને પછી (ઈ.સ ૧૯૧૫ થી ૧૯૬૦)' આ ગ્રંથ-માલાના અગાઉના ગ્રંથોની જેમ ગુજરાતના ઇતિહાસના રસિકોને તથા અભ્યાસી-ઓને ઉપયોગી નીવડશે ને રાજ્ય સરકારના માતબર અનુદાનને લીધે ઘણી ઓછી કિંમતે મળી શકતા આ દળદાર સચિત્ર પ્રમાણિત ગ્રંથની પ્રતો ખરીદીને ગુજરાતના ઇતિહાસમાં રસ ધરાવતી સર્વ સંસ્થાઓ તથા વ્યક્તિઓ આ સમગ્ર ગ્રંથમાલાને સક્રિય આર્થિક પ્રોત્સાહન આપશે એવી આશા રાખીએ છીએ.

ભો. જે. વિદ્યાભવન,
આશ્રમ માર્ગ,
અમદાવાદ–૩૮૦૦૦૯
તા. ૭–૩–૧૯૮૭

હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
પ્રવીણચંદ્ર ચિ. પરીખ
સંપાદકો

# અનુક્રમણી



## ખંડ ૧

## પ્રાસ્તાવિક

### પ્રકરણ ૧ : સાધન-સામગ્રી

# ખંડ ૨

## રાજકીય ઇતિહાસ

# ખંડ ૩

## સાંસ્કૃતિક ઇતિહાસ

# ખંડ ૪

## કલાઓ

### પ્રકરણ ૧૨ : લલિત કલાઓ



### પ્રકરણ ૧૩ : સ્થાપત્ય, શિલ્પ, હુન્નરકલાઓ અને લોકકલાઓ

# પરિશિષ્ટો



# ચિત્રોની સૂચિ

# સંક્ષેપ સૂચિ

| | |
|---|---|
| BASDJS | Bombay Art Society Diamond Jubilee Souvenir' |
| GDG | 'Gujarat District Gazetteer' |
| GSG | 'Gujarat State Gazetteer' |
| PWG | 'Post-War Gujarat' by A. B. Trivedi |
| गुसंहिसादे | 'गुजरात के संतो की हिन्दी साहित्य को देन' (ले. रामकुमार गुप्त) |
| અગુરાસાંઈ | 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ (લે. રાજગોર) |
| અગુરેદ | 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન' (લે. હી. ત્રિ. પારેખ) |
| અભાકેવિ | 'અર્વાચીન ભારતીય કેળવણીનો વિકાસ (લે. રાજગોર) |
| આગુસં | 'આધુનિક ગુજરાતના સંતો' (કેશવલાલ ઠક્કર) |
| ઊ. ન. | 'ઊર્મિ નવરચના' |
| ગુએદ | 'ગુજરાત એકદર્શન' (લે. રાજગોર) |
| ગુએપ | 'ગુજરાત એક પરિચય' (સંપા. રામલાલ પરીખ) |
| ગુકેઈ | 'ગુજરાતની કેળવણીનો ઈતિહાસ' (લે. રાજગોર) |
| ગુગ્રંસંવ્યા | 'ગુજરાતી ગ્રંથકાર સંમેલન વ્યાખ્યાનમાલા' |
| ગુસાઈ | 'ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ' |
| ચસસં | 'ચરોતર સર્વસંગ્રહ' (સંપા. પુરુષોત્તમ શાહ, ચંદ્રકાંત શાહ) |
| સાપ | 'સાહિત્ય અને પત્રકારત્વ' (સંપા. કુમારપાળ દેસાઈ) |

# મહત્ત્વની શુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૩૧ | નય. ગાંધીનો | નયગાંધીનો |
| ૪ | ૨૯ | સ્વાતંત્ર્યોતર | સ્વાતંત્ર્યોત્તર |
| ૫ | ૧ | સર્વસગ્રહ | સર્વસંગ્રહ |
| ૭ | ૨૯ | સામાયિક | સામયિક |
| ૧૦ | ૫ | ,, | ,, |
| | ૧૫ | સ્પષ્ટ તથા | સ્પષ્ટતયા |
| ૧૧ | ૧૦ | સંસ્કૃતિ | સંસૃષ્ટિ |
| | ૧૧ | 'સૌરાષ્ટ્રના | 'સૌરાષ્ટ્રનો |
| ૧૩ | ૨ | જયંતીલાલ | જયંતિ દલાલ, |
| | ૭ | સાહિત્યસોપાન હોવા છતાં | રસાવહ |
| | ૨૫ | જીવનમાં | જીવનનાં |
| ૧૪ | ૩ | અસહકાર | અસ્વીકાર |
| ૧૬ | ૪ | ૧૯૩૨ | ૧૯૩૧ |
| ૧૯ | ૮ | મંત્રા | મંત્રી |
| ૨૮ | ૨૨ | પત્રા | પત્રો |
| ૩૪ | ૧૭ | લોકોનો | લોકોની |
| ૪૧ | ૬,૧૯ | સુધરાઈ | સુધરાઈ |
| ૪૫ | ૨૮ | ગાધીજી | ગાંધીજી |
| ૪૬ | ૨૯ | સત્યગ્રહનાં | સત્યાગ્રહનાં |
| ૫૦ | ૬ | રહ્યા. | રહ્યો. |
| ૬૬ | ૨૪ | પગારવધારાનો | પગારવધારો |
| ૬૭ | ૧૭ | 'કુવલયાનંદ' સમિતિ | 'કુવલયાનંદ સમિતિ' |
| ૭૩ | ૯ | એમનાથા | એમાંથા |
| ૭૬ | ૧૪ | મશિન | મશીન |
| ૭૭ | ૩૨ | ,, | ,, |
| ૮૯ | ૯ | એનો | એની |
| | ૩૦ | એને | એમને |
| ૯૫ | ૧૯ | દીલખુશ | દિલખુશ |
| ૯૬ | ૧૯ | મઢડા | ગઢડા |
| ૯૯ | ૧૮ | વગેરે | વગેરેએ |
| ૧૧૨ | ૧૯ | (મીરા બહેન) | (મીરાંબહેન) |
| ૧૨૨ | ૨૨ | ધીરાણુ | ધિરાણુ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૯ | ૨ | ડબકાનો | ડબકાના |
| ૧૩૮ | ૧૮ | માથાદીઢ | માથાદીઠ |
| ૧૪૩ | ૩ | તવારિખમાં, | તવારીખમાં, |
| ૧૫૪ | ૨૮ | ધરાવતો | ધરાવતો |
| ૧૭૧ | ૧૫ | અસિસ્ટન્ટો | આસિસ્ટન્ટો |
| ૧૭૭ | ૪ | મજૂર | હજૂર |
| ૧૭૮ | ૧૪ | ભગતસિંહજીએ | ભગવતસિંહજીએ |
| ૧૭૯ | ૧૨ | ૧૯૩૨ | ૧૯૨૩ |
| ૧૮૧ | ૬ | નાળખાનું | માળખાનું |
| ૧૮૪ | ૧૧ | ન્યયતંત્ર | ન્યાયતંત્ર |
| ૧૯૩ | ૧૦ | ૧૪. | ૧૫. |
| | ૧૧ | ૧૫. | ૧૪. |
| | ૧૬ | ૧૮. | ૧૯. |
| | ૧૭ | ૧૯. | ૧૮. |
| ૨૦૦ | ૨૦ | ૯.૮ | ૦.૮ |
| ૨૦૨ | ૧૬ | ધેરાણે | ધોરણે |
| ૨૦૪ | ૧ | ધરવતાં | ધરાવતાં |
| | ૩ | પસીાર | પારસી |
| ૨૦૬ | ૫ | દૂધમાં | દૂધમાં |
| | ૨૫ | એમ પ્રમાણ | એ પ્રમાણે |
| ૨૧૦ | ૨૨ | જ્ઞાતિવ્યયવસ્થા | જ્ઞાતિવ્યવસ્થા |
| ૨૧૪ | ૨૫ | અંતવાસીઓ | અંતેવાસીઓ |
| ૨૧૭ | ૯ | આશ્રમ | આશ્રમ |
| ૨૨૧ | ૬ | પરિણીતાની | પરિણીતોની |
| ૨૨૭ | ૨૮ | 'કારમસજી | 'હોરમસજી |
| ૨૩૨ | ૨૭ | એમને | એમનો |
| ૨૩૭ | ૧૨ | ઇન્ડ્રસ્ટીઅલ | ઇન્ડસ્ટ્રીઅલ |
| ૨૪૦ | ૧૦ | Enterfneneurship | Enterpreneurship |
| ૨૪૨ | ૨૮ | અધરણીને | અધરણીને |
| ૨૪૩ | ૧૫ | સ્વભાવિક | સ્વાભાવિક |
| ૨૯૫ | ૨૧ | ૨૫. | ૨૪. |
| ૩૦૮ | ૧૪ | એમ | એવી |
| ૩૦૯ | ૩ | વિધાસભા' | વિદ્યાસભા' |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૧ | ૧૦ | મહાવિધાલય' | મહાવિદ્યાલય' |
| ૩૧૨ | ૨૬ | સંઘ'......૧૯૫૦ | સંઘ'.. ...૧૯૩૯ અને ૧૯૫૦ |
| | ૩૧ | 'આંગિણવાડી' | 'આંગણવાડી' |
| ૩૧૩ | ૨૮ | ઘણો | ઘણો |
| ૩૧૫ | ૨૪ | ૧૯૪૪ | ૧૯૫૪ |
| ૩૧૬ | ૮ | સંસ્થાએ | સંસ્થાઓએ |
| | ૯ | વિસ્તર્યાં | વિસ્તાર્યાં |
| | ૨૨ | એણે | એનો |
| ૩૨૧ | ૨૨ | ઇન્ડટ્રીઝ | ઇન્ડસ્ટ્રીઝ |
| ૩૨૪ | ૧૭ | ઈક્લેટ્રૉનિક્સનો | ઈલેક્ટ્રૉનિક્સનો |
| ૩૨૫ | ૨૨ | ફાઈન આર્ટ | ફાઈન આર્ટ્સ |
| ૩૩૨ | ૧૫ | પ્રતીકાર | પ્રતિકાર |
| ૩૩૩ | ૫ | ઝિલવાનો | ઝીલવાનો |
| | ૨૯ | સંદેશોના | સદંશોના |
| | ૩૦ | પળતો થયો | પળતી થઈ |
| ૩૩૪ | ૧૦ | –પ્રતીકારક | પ્રતિકારક |
| ૩૩૬ | ૨ | 'ઈંદુકુમાર' | 'ઇંદુકુમાર' |
| ૩૩૭ | ૧૦ | શ્રેયોર્થે | શ્રેયાર્થે |
| | ૧૪ | નાટકનાં | નાટકોનાં |
| | ૨૯ | થવાનો | થયાનો |
| ૩૩૯ | ૬ | અને | જેવી |
| | ૨૩ | અહીં.........શકીએ. | આખું વાક્ય ભાષાની સરળતા ભણી ગતિના પ્રસ્તુત મુદ્દાને અસંગત એવું અન્યનું ઉમેરણ છે તેથી આ વાક્ય રદ કરો. |
| ૩૪૧ | ૧૯ | પૂરે છે, | પૂરે છે. |
| ૩૪૨ | ૧૪ | આસમાની–સુલતાની, | આસમાની–સુલતાની |
| ૩૪૪ | ૧ | સસ્તી | સરસ્વતી |
| | ૨ | *આમાં* | *આ* |
| | ૧૩ | આરંભાયું, | આરંભાયું. |
| ૩૪૫ | ૨૪ | માંડતાં | માંડી |
| ૩૪૮ | ૧ | માં | મા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| | ૨૫ | પ્રકારે | પ્રહારે |
| ૩૪૯ | ૧૫ | રાષ્ટ્રનો | રાષ્ટ્રના |
| | ૩૧ | સમાનાર્થે | સમાનાર્થ |
| ૩૫૦ | ૧૦ | ઉત્તમ ને | ઉત્તમને |
| | ૧૯ | સિદ્ધિઓને | સિદ્ધિને |
| | ૨૬ | બતાવતાં.....બનતો | બતાવતા.....તે બનતો |
| ૩૫૧ | ૩ | તેની | , જેની |
| | ૨૫ | દાખવ્યાં છે | દાખવ્યાં છે. |
| | ૩૦ | આકર્ષાઈ. | આકર્ષાઈ, |
| ૩૫૨ | ૬, ૧૭ | જયંતી | જયંતિ |
| | ૧૬ | હાથ | હાથે |
| | ૧૯ | સાહિત્ય કાર | સાહિત્યપ્રકાર |
| ૩૬૫ | ૪ | એનેકવિધ | અનેકવિધ |
| | ૧૫ | બૂનિયાદી | બુનિયાદી |
| ૩૬૬ | ૧૮ | of | of the |
| ૩૬૮ | ૧૮ | શીથાલ | શિથિલ |
| | ૨૬ | જાહર | જૌહર |
| ૩૭૩ | ૪ | પેટલાદના | મહેળાવ(તા. પેટલાદ)ના |
| ૩૮૪ | ૨૨ | સામાજના | સમાજના |
| | ૨૪ | સંચલન | સંમેલન |
| ૩૮૫ | ૨૩ | આર્યસમાજના | આર્યસમાજની |
| ૩૯૬ | ૨૪ | બાદ્ધધર્મ | બૌદ્ધધર્મ |
| ૩૯૯ | ૧ | શિરીન | શીરીન |
| ૪૧૩ | ૧૯ | ઉમાર, | ઉમાર, |
| | ૨૦ | tones), | (tones), |
| ૪૧૪ | ૩ | સોસાયટા | સોસાયટી |
| | ૧૮ | કલાકારોન | કલાકારોના |
| | ૨૩ | –પરંપર ના | –પરંપરાના |
| ૪૨૫ | ૨૩ | ટૂંકી | એ ટૂંકી |
| ૪૨૭ | ૧૩ | વર્તૂળાકારમાં | વર્તુળાકારમાં |
| ૪૩૧ | ૭ | જહા | જહાઁ . |
| ૪૩૨ | ૧૧ | ડોસાના,' તખતો | ડોસાના, 'તખતો |
| | ૩૦ | માનસિંહ, | માનસિંહ અભયસિંહ, |
| ૪૩૩ | ૧૨ | કોમી | કૌમી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૧૪ | ભક્તરાજ, અંબરીષ. | ભક્તરાજ અંબરીષ. |
| | ૧૭ | પામ્યા, | પામ્યા. |
| | ૧૮ | 'કામલત્તા' | 'કામલતા' |
| | ૨૮ | ગુણુબંકાવલી, | ગુલબંકાવલી, |
| ૪૩૪ | ૨ | જમાને | ચાલુ જમાને, |
| | ૪ | ચીતોડમા કરણ. ...કામલત્તા, | ચીતોડનો કરણ, ...કામલતા, |
| | ૬ | વીર મણી, | વીરમણિ, |
| | ૧૧ | આંખે, | આંખે ઇત્યાદિ |
| ૪૩૫ | ૪ | રા માંડલિક | રા' માંડલિક, |
| | ૧૩ | મેઘ–મધુરી, | મેઘ–મયૂરી, |
| ૪૩૬ | ૧૬ | રોજમદારીના | રોજિંદારીના |
| ૪૩૮ | ૬ | લોહચાહનાની | લોકચાહનાની |
| ૪૪૧ | ૮ | વનલત્તા | વનલતા |
| ૪૪૮ | ૧૦ | આકાશવાણુાએ | આકાશવાણીએ |
| | ૨૫ | કલાનો | કલાના |
| ૪૪૯ | ૧૩ | વર્ગ | વર્ષ |
| ૪૫૧ | ૭ | બૅરોનેટ (બીજા), | બૅરોનેટ, |
| | ૨૨ | મહેત | મહેતા |
| ૪૫૭ | ૧૨ | શર્મા | શર્મા વડે |
| | ૩૦ | ચંદ્રપ્રભુસ્વામીનું | ચંદ્રપ્રભસ્વામીનું |
| ૪૬૧ | ૭ | કોલસાને રેતિયા | કોલસા ને રેતિયા |
| ૪૭૮ | ૫ | સામાયિકો | સામયિકો |
| | ૭ | પરાકારત્વક્ષેત્રે | પત્રકારત્વક્ષેત્રે |
| | ૧૫ | સામજિક | સામાજિક |
| ૪૮૦ | ૧૫ | વ્રત્રાપત્રા | વ્રત્તપત્રો |
| ૪૮૮ | ૨૪ | ચર્ચિત | —ચર્ચિત |
| ૪૯૧ | ૧૪ | કેંદ્રિકૃત | કેંદ્રીકૃત |
| | ૧૯ | ઈજનેરોની | ઇજનેરોની |
| ૫૩૫ | ૨૦ | કાંતિલલ મડિયા | કાંતિલાલ મડિયા |
| ૫૩૯ | ૪ | ધિયા, | ઘિયા, |

નોંધ : આલેખ ૨ માં ક્રમેરા :

૧ પગથિયાં; ૨. અંદરના રસ્તો; ૩–૫. પાત્રીઓ; ૬. ભંડાર; ૭. નીકો; ૮. કોલસા–રેતિયા પથ્થરનાં પડ, ૯. નાના કુવા.

# ખંડ ૧

# પ્રાસ્તાવિક

## પ્રકરણ ૧

## સાધન-સામગ્રી

### ૧. સરકારી દફતરો અને પત્રવ્યવહાર

આ કાલખંડનો ગુજરાત પ્રદેશનો ઇતિહાસ તારવવા માટેની સામગ્રી વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. આમાં સરકારી દફતરો અને પત્ર-વ્યવહાર પ્રમાણભૂત તેમજ વિપુલ માહિતી આપનારાં સાધન હોવાથી એનું વિશેષ મહત્ત્વ છે.

આવાં દફતરો અને પત્રવ્યવહારો સરકારી દફતર-ભંડારોમાં સુરક્ષિત છે.[1]

દફતરોમાં મુખ્યત્વે બ્રિટિશ રાજ્ય દરમ્યાન જાગીર અને વાડીવજીફા અપાયેલાં તેઓનાં સનદી ફરમાન, રાજ્યના હિસાબ. સરકાર સાથેનો પત્રવ્યવહાર; મુલ્કગીરીના કાગળ, બ્રિટિશ સરકાર અને બીજાં રજવાડાંઓ સાથેના ગાયકવાડોના કોલ-કરાર, વંશપરંપરાગત સામાજિક અને આર્થિક અધિકારો, ટંકશાળ, ન્યાય, રજવાડાંઓની વહેંચણી, સત્યાગ્રહો, નગરપાલિકા અને દેવસ્થાનો તથા તીર્થસ્થાનોના વહીવટ, બંદરો, મહેસૂલી વસૂલાત, કેળવણીવિષયક સંસ્થાઓ, વેપાર-ઉદ્યોગ અને એને લગતા કાયદા વગેરે બાબતો વિશેની વિપુલ માહિતી પ્રાપ્ત થાય છે.[2]

એ ઉપરાંત સરકારી ખાતાના પત્રવ્યવહાર અને અમલદારોના અહેવાલ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણા ઉપયોગી નીવડે છે. આમાં બ્રિટિશ સરકાર સામે ચાલેલા આંદોલન દરમ્યાન બહાર પાડવામાં આવેલા હુકમોને લગતાં દફતર ભારે મહત્ત્વ ધરાવે છે.

જુદી જુદી અદાલતોમાં ચાલેલા કેસ અને ન્યાયાધીશોએ આપેલા ચુકાદાઓની વિગતોમાંથી આર્થિક તેમજ સામાજિક અને કેટલીક સાંસ્કૃતિક બાબતોનો ખ્યાલ મળે છે. પેન્શન અને વર્ષાસન વગેરેની માગણી, જમીનદારોના હક્ક, મંદિરોના મહંતો વગેરેએ કરેલ 'દયા'ની અરજીઓ ઇત્યાદિને લગતી ફાઈલો પરથી પણ લોકજીવનનાં કેટલાંક પાસાંઓ વિશે જાણકારી પ્રાપ્ત થાય છે.[3]

આ માહિતીનું વર્ગીકરણ કરી એનો તુલનાત્મક અભ્યાસ કરવાથી બ્રિટિશ હકૂમત હેઠળના વિસ્તારો તેમજ રજવાડાંઓમાંની વહીવટી તથા આર્થિક પરિસ્થિતિનું ચિત્ર મળે છે. વળી પત્રવ્યવહારો અને દફતરોમાંથી ગુજરાતમાં ચાલેલી આઝાદીની ચળવળનો પ્રમાણભૂત ઇતિહાસ મળે છે તેમ એ અંગેના અનેક ખૂટતા અંકોડા પણ પ્રાપ્ત થઈ શકે છે.

આઝાદી બાદ કેંદ્ર સરકારના વહીવટને લગતાં દફતરો તેમજ સૌરાષ્ટ્રના એકમ–રાજ્ય દરમ્યાન થયેલ તે તે પ્રદેશના વહીવટને લગતા સુધારા તથા સર્વાંગી વિકાસ માટે હાથ ધરવામાં આવેલ યોજનાઓનો પરિચય પણ એને લગતાં દફતરોમાંથી મળી આવે છે. એવી રીતે દ્વિભાષી મુંબઈ રાજ્યનાં દફતર તળ–ગુજરાતમાં થયેલ વિકાસ અને ગુજરાતનું અલગ રાજ્ય સ્થાપવા માટે ચાલેલી ચળવળ વગેરે વિશે પ્રમાણભૂત માહિતી પૂરી પાડે છે.

## ૨. વસ્તી–ગણતરીના અહેવાલ

બ્રિટિશ કાલ દરમ્યાન આવેલ જાગૃતિ, રાષ્ટ્રિય ચળવળો તથા એના પરિણામે અનેકવિધ ક્ષેત્રે આવેલ ફેરફારોની કેટલીક અસરો વસ્તી–ગણતરીના અહેવાલો પરથી તારવી શકાય છે. ખાસ કરીને જુદાં જુદાં ક્ષેત્રોમાં વિકાસ થયો છે કે હ્રાસ થયો છે એની તુલનાત્મક સમીક્ષા કરવા માટે આ પત્રકોના આંકડા ખૂબ ઉપયોગી નીવડે છે. આમાં ૧૯૨૧, ૧૯૩૧ અને ૧૯૪૧ ના બોમ્બે પ્રેસિડેન્સીના અહેવાલ અને વડોદરા રાજ્યના એ જ વર્ષોના અહેવાલ તેમજ ૧૯૫૧ નો મુંબઈ રાજ્યનો અહેવાલ તથા ૧૯૬૧ નો ગુજરાત રાજ્યનો અહેવાલ પણ એટલા જ ઉપયોગી છે.

આ પત્રકોમાંથી પ્રજાજીવનને લગતી વિવિધ ચોક્કસ અને પ્રમાણભૂત માહિતી, જેવી કે ખેતી-સિંચાઈ, સહકારી મંડળીઓ, મજૂરો અને મજૂરીના દર, ઉદ્યોગ–ધંધાવેપાર, ગ્રામજીવન અને નગરજીવન, શહેરીકરણ વાહન–વ્યવહાર, જાહેર આરોગ્ય, કોમો અને જ્ઞાતિઓ, ધર્મો–સંપ્રદાયો, ઉત્સવો વ્રતો, લગ્ન, શ્રેયઃ-સાધક અધિકારી વર્ગ. શિક્ષણ, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ, શરાફી, સંયુક્ત-વિભક્ત કુટુંબની પદ્ધતિ, જમીનમહેસૂલ વગેરે પ્રાપ્ત થતાં હોવાથી વસ્તી-ગણતરીનાં પત્રકોને ઇતિહાસના સાધન તરીકે ખૂબ જ અગત્યનાં ગણાવી શકાય.

## ૩. ગેઝેટિયર

આઝાદી પૂર્વે બ્રિટિશ સરકારે જૂના મુંબઈ ઇલાકાનાં તેમજ ત્યાર પછી મુંબઈ રાજ્યે અને ૧૯૬૦ માં સ્થપાયેલા ગુજરાત રાજ્યે જિલ્લા-સર્વસંગ્રહો બહાર પાડ્યા. આમાં જે તે જિલ્લાનો સંક્ષિપ્ત ઇતિહાસ અપાયો છે. એ

ઉપરાંત અન્ય વિપુલ વિગતો વિવિધ શીર્ષકો નીચે આપેલી છે તે પણ આ કાલખંડનો ઇતિહાસ તારવવામાં ઉપયોગી છે.

પ્રત્યેક ગૅઝેટિયરમાં સહુ પ્રથમ એ પ્રદેશનું વર્ણન, એમાં એનું સ્થાન, સ્થાનિક ઇતિહાસ, નદીઓ અને તળાવો, કુદરતી વાયુ, પશુ–પક્ષી વિશેની વિગતો, આદ્ય–ઇતિહાસ, પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ, તે તે પ્રદેશની વસ્તી, જ્ઞાતિઓ અને કોમો, એમનાં ધર્મો ભાષા ઉત્સવો વ્રતો વગેરેનો નિર્દેશ વિભાગવાર કરવામાં આવ્યો છે. એ પછી આર્થિક બાબતોમાં ખેતી અને સિંચાઈ, ઉદ્યોગો મહેસૂલ વેપાર ઉત્પાદન વગેરેનો સમાવેશ થયો છે. વહીવટી માળખામાં પેટા–વિભાગ, ન્યાય, વહીવટી સંસ્થાઓ, મ્યુનિસિપાલિટીઓ અને નગરપાલિકાઓ, શિક્ષણ અને સંસ્કૃતિને લગતી સંસ્થાઓ, આરોગ્ય, બીજી સામાન્ય સેવાઓની સંસ્થાઓ અને જોવાલાયક સ્થળોની બહુ જ ઝીણવટભરી વિગતો આપેલી છે.

## ૪. સમકાલીન ઇતિહાસગ્રંથો

બ્રિટિશ કાલ દરમ્યાન ગુજરાતના ઇતિહાસમાં પ્રાચીન અને મધ્ય કાલના ઇતિહાસનું જેટલું અન્વેષણ તેમ નિરૂપણ થયું તેની સરખામણીએ અર્વાચીન કાલના ઇતિહાસનું ઘણું ઓછું થયું છે, છતાં અગાઉના કાલખંડની જેમ આ કાલખંડ દરમ્યાન પણ કેટલાક મોટા નાના ઇતિહાસ–ગ્રંથ લખાયા, જે એ કાલના ઇતિહાસનાં સમકાલીન સાધનો તરીકે ઉપયોગી નીવડે છે.

પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે સામાન્ય (વ્યાપક) ઇતિહાસ લખાતા રહ્યા; જેમકે 'ગુજરાતનો ઇતિહાસ' (સાદી રમૂજી વાર્તાઓ), લે. ચિમનલાલ ચ. આચાર્ય (૧૯૩૧) અને 'વડોદરા રાજ્યનો ઇતિહાસ' (૧૯૨૬), લે. ચુનીલાલ મ. દેસાઈ, પરંતુ સમકાલીન ઇતિહાસના સ્રોત તરીકે ઉપયોગી નીવડે તેવું અર્વાચીન કાલને લગતું લખાણ એમાં અત્યલ્પ રહેતું. વસ્તુતઃ સમગ્ર ગુજરાતના અર્વાચીન ઇતિહાસને લગતો કોઈ ગ્રંથ આ કાલખંડમાં ભાગ્યેજ લખાયો. અપવાદરૂપે શ્રી હીરાલાલ પારેખના 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન'નો ખંડ ૩ (૧૯૦૮ થી ૧૯૩૫) એ આ પ્રકારનો એકમાત્ર ઉપયોગી ગ્રંથ છે. એમાં રાજકીય ઇતિહાસનું નિરૂપણ નહિવત્ થયેલું છે, પરંતુ એ કાલના સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાંઓ(ખાસ કરીને સાહિત્ય કેળવણી સમાજ)નું વિશદ રેખાદર્શન કરાવ્યું છે. ૧૯૭૬ માં પ્રકાશિત થયેલ એના સંસ્કરણમાં ડૉ. મધુસૂદન હી. પારેખે એમાં સુધારા–વધારા અને સંક્ષેપ કરી મૂળ પુસ્તકમાં રજૂ થયેલી વ્યક્તિઓ તથા સંસ્થાઓની વિકાસરેખા અદ્યતન બનાવી છે.

પ્રદેશખંડોના ઇતિહાસમાં શ્રી. જયરામદાસ જે. નય ગાંધીનો 'કચ્છનો બૃહદ્ ઇતિહાસ' (૧૯૨૬) અને શ્રી ગોરધનદાસ ના. મહેતાનું 'સૌરાષ્ટ્ર ઇતિહાસ–દર્શન'

(૧૯૩૭) નોંધપાત્ર છે. શ્રી પોપટલાલ લ. ચૂડગરનો 'કાઠિયાવાડનો રાજદ્વારી ઇતિહાસ' (૧૯૨૨) તત્કાલીન રાજકારણને લગતો છે.

રાજવંશના ઇતિહાસમાં રાજકવિ નથુરામ શુક્લનો 'શ્રીઝાલાવંશવારિધિ' (૧૯૧૭), શ્રી ભાઈશંકર વિદ્યારામનો 'સોલંકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ' (૧૯૧૮), શ્રી જગજીવન કા. પાઠકની 'મકરધ્વજવંશી મહીપમાલા' (૧૯૨૨), શ્રી જીવરામ કા. શાસ્ત્રીનો 'ગોંડળનો ઇતિહાસ' (૧૯૨૭) અને માવદાનજી ભી. કવિનો 'શ્રીયદુવંશ-પ્રકાશ અને જામનગરનો ઇતિહાસ' (૧૯૩૪) જેવા ગ્રંથ તે તે રાજકુલના તથા રાજ્યના ઇતિહાસ પર પ્રકાશ પાડે છે.

વડોદરા રાજ્યે શ્રી. ગોવિંદભાઈ હા. દેસાઈ પાસે ગાયકવાડના ચારેય પ્રાંતો(વડોદરા કડી નવસારી અને અમરેલી)ના સર્વસંગ્રહ તૈયાર કરાવી પ્રકાશિત કર્યા (૧૯૨૦-૨૧) તેમાં ઇતિહાસનાં પ્રકરણ એ રાજ્યના તત્કાલપર્યંત ઇતિહાસ માટે ઉપયોગી નીવડે છે.

સ્થળોના સ્થાનિક ઇતિહાસમાં શ્રી. રત્નમણિરાવ ભીમરાવે લખેલું 'ગુજરાતનું પાટનગર : અમદાવાદ' (૧૯૨૯) સહુથી મહત્ત્વનું છે. એ લેખકનો 'ખંભાતનો ઇતિહાસ' (૧૯૩૫) તથા શ્રી સોરાબજી મ. દેસાઈની 'તવારિખે નવસારી'ની સુધારેલી-વધારેલી આવૃત્તિ (૧૯૩૯) પણ કેટલેક અંશે ઉપયોગી છે.

*ગાંધીજીનું 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા' (૧૯૨૫) આત્મકથાત્મક* હોવા છતાં ગુજરાતના આ કાલના ઇતિહાસનો સમકાલીન સ્રોત બની રહે છે. એવી રીતે હિંદી રાષ્ટ્રિય મહાસભા(કોંગ્રેસ)ના ઇતિહાસના ગ્રંથના અમુક અંશ પણ આ કાલના ઇતિહાસના સંદર્ભગ્રંથ બની રહે છે. આ કાલ દરમ્યાન ગુજરાતમાં અનેક સ્થાનિક સત્યાગ્રહ-સંગ્રામ ખેલાયા તે પૈકી 'ખેડાની લડત' (લે. શંકરલાલ દ્વા. પરીખ, ૧૯૨૭) અને 'બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ' (લે. મહાદેવભાઈ દેસાઈ, ૧૯૩૦) આ કાલખંડ દરમ્યાન લખાયા.

એ અગાઉ ઉપર જણાવેલા ગ્રંથોમાંથી, ખાસ કરીને તેઓના અંતિમ ખંડોમાંથી, તે તે વર્ષ સુધીના અર્વાચીન ગુજરાતના ઇતિહાસની કેટલીક સામગ્રી સાંપડે છે, પરંતુ ગુજરાતના બ્રિટિશકાલના ઇતિહાસનું સળંગ અને સર્વાંગીણ નિરૂપણ કરે તેવું કોઈ સમકાલીન પુસ્તક એ દરમ્યાન કે એ પછી ભાગ્યેજ લખાયું છે.

સ્વાતંત્ર્યોત્તર કાલના આરંભિક ખંડ (૧૯૪૭ થી ૧૯૬૦) દરમ્યાન ગુજરાતના પ્રસ્તુત કાલના ઇતિહાસ માટે ઉપયોગી નીવડે તેવાં કેટલાંક પ્રકાશન થયાં તેમાં

'અમદાવાદ સર્વસંગ્રહ' (લે. કપિલરાય મહેતા, ૧૯૪૮), 'ચરોતર સર્વસંગ્રહ', ભાગ ૧–૨ (૧૯૫૪), 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ', (લે. શંભુપ્રસાદ હ. દેસાઈ, ૧૯૫૭), 'સૂરત–સોનાની મૂરત' (લે. ઈશ્વરલાલ હ. દેસાઈ, ૧૯૫૮), 'કચ્છનું સંસ્કૃતિ-દર્શન (લે. રામસિંહજી કા. રાઠોડ, ૧૯૫૯) ખાસ નોંધપાત્ર છે. ગાંધીજીની આત્મકથાની જેમ શ્રી ઇંદુલાલ યાજ્ઞિકની આત્મકથા ભાગ ૧–૩ (૧૯૫૫–૫૬) તથા 'મહાદેવભાઈની ડાયરી,' ભા. ૧–૧૮ (૧૯૪૮–૮૧) પણ સંદર્ભ ગ્રંથ તરીકે ઉપયોગી નીવડે એમ છે.

૧૯૬૦ માં ગુજરાત રાજ્ય સ્થપાયું ત્યારથી ગુજરાતના અર્વાચીન ઇતિહાસના ક્ષેત્રે ગણનાપાત્ર પ્રગતિ સધાઈ. એનાં પગરણ થયાં સ્થાપના–દિને પ્રકાશિત થયેલ 'ગુજરાતદર્શન'(સં ભોગીલાલ ગાંધી)થી. એમાં અર્વાચીન રાજકીય ઇતિહાસ નહિવત્ અપાયો છે, પરંતુ અર્વાચીન સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાંઓની રૂપરેખા આલેખાઈ છે. ૧૯૬૧ માં ભારતીય રાષ્ટ્રિય કોંગ્રેસનું ૬૬ મું અધિવેશન ભાવનગરમાં ભરાયું તે પ્રસંગે એની સ્વાગત સમિતિ તરફથી જે સ્મૃતિગ્રંથ પ્રકાશિત કરવામાં આવ્યો તેમાં ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ અતિસંક્ષેપમાં અપાયો છે, પરંતુ એમાં 'જાહેર જીવન'ના ખંડમાંનાં અનેક પ્રકરણ અર્વાચીન રાજકીય ઘટનાઓ પર ઘણો પ્રકાશ પાડે છે. 'ગુજરાત : એક પરિચય' નામે આ ગ્રંથના સંપાદક શ્રી રામલાલ પરીખે ગુજરાતનાં અનેક સાંસ્કૃતિક પાસાંઓ વિશે તજ્જ્ઞ લેખકોના લેખ પ્રાપ્ત અને સંકલિત કરી ગુજરાતના વિવિધ જીવનનું સુરેખ દર્શન કરાવ્યું છે. આ દળદાર સ્મૃતિગ્રંથ સંદર્ભગ્રંથ તરીકે ઘણો ઉપકારક નીવડ્યો છે.

કાકાસાહેબ કાલેલકરે 'ગુજરાતમાં ગાંધીયુગ'(૧૯૬૮)માં ગાંધીયુગના શૈક્ષણિક સામાજિક અને સાહિત્યિક પ્રવાહોનું ઐતિહાસિક અવલોકન કર્યું છે.

અર્વાચીન ગુજરાતના ઇતિહાસનું એક વ્યવસ્થિત પુસ્તક ૧૯૭૪ માં પ્રકાશિત થયું. એ છે શ્રી શિવપ્રસાદ રાજગોરે લખેલો 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'. એમાં આ ગ્રંથના કાલખંડને લગતો ઇતિહાસ એનાં છેલ્લાં પ્રકરણોમાં આલેખાયો છે ને એમાં રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિ-હાસનું સુરેખ સંકલન કરવામાં આવ્યું છે. આ પ્રકાશને એ વિષયના પુસ્તકની લાંબા વખતની ખોટ ઘણે અંશે નિવારી છે.

દરમ્યાન ગુજરાત રાજ્ય સરકારના માહિતી ખાતા તરફથી બોરસદ લીંબડી બારડોલી રાજકોટ ધ્રાંગધ્રા માણસા ધોલેરા વગેરેના સ્થાનિક સત્યાગ્રહો વિશે

તેમજ દાંડીકૂચ અને ધારાસણાનો જંગ તેમજ જૂનાગઢની આરઝી હકૂમત જેવી ઐતિહાસિક ઘટનાઓ વિશે પરિચય–પુસ્તિકાઓ પ્રગટ થતી રહી છે. વળી ગુજરાતની યુનિવર્સિટીઓમાં બ્રિટિશ કાલનાં દેશી રાજ્યોના તથા સ્વાતંત્ર્ય-સંગ્રામોમાં ગુજરાતે, ગુજરાતના અમુક વિભાગે કે ગુજરાતના અમુક સ્થળે કરેલા પ્રદાનના ઇતિહાસ વિશે પણ સંશોધન થતું રહ્યું છે. ગુજરાતના ક્રાંતિવીરોની પ્રવૃત્તિઓ, દેશી રાજ્યોનું વિલીનીકરણ તથા મહાગુજરાતની લડત તેમજ સ્થાનિક દેખાવોમાં ભોગ બનેલ વ્યક્તિઓની જાનહાનિ જેવી અન્ય ઐતિહાસિક ઘટનાઓ વિશે હજી અભ્યાસપૂર્ણ વિગતવાર પુસ્તકોની ખોટ સાલે છે. ગુજરાતનાં ડિસ્ટ્રિક્ટ ગૅઝેટિયરોમાં ઇતિહાસના પ્રકરણમાં તે તે જિલ્લાના અર્વાચીન ઇતિહાસની મુખ્ય માહિતી મળી રહે છે, પરંતુ ગૅઝેટિયરનો સામાન્ય ગ્રંથ પ્રકાશિત થશે ત્યારે એમાં ગુજરાતના અર્વાચીન ઇતિહાસની મુખ્ય સંકલિત માહિતી ઉપલબ્ધ થશે.

## ૫. વર્તમાનપત્રો અને સામયિકો

ભારતમાં અને ગુજરાતમાં વર્તમાનપત્રો સામયિકો અને છાપખાનાં અંગ્રેજોના આગમન પછી અસ્તિત્વમાં આવ્યાં છે. પ્રારંભમાં વર્તમાનપત્રો પર સરકારનો સખ્ત જાપતો હતો. 'મુંબઈ સમાચાર' 'જામે જમશેદ' 'રાસ્તગોફ્તાર' 'બુદ્ધિપ્રકાશ' 'ડાંડિયો' 'પારસીપંચ' 'ગપસપ' 'સત્યપ્રકાશ' 'સ્વધર્મવર્ધક' 'ખેડા-વર્તમાન' 'શાળાપત્ર' 'સમશેર બહાદુર' 'વસંત' 'પ્રિયંવદા' 'ચંદ્રોદય' 'હિતેચ્છુ' 'ગુજરાતી' 'ગુજરાતદર્પણ' 'સ્ત્રી-બોધ' 'પ્રજામિત્ર' 'સમાલોચક' 'સુંદરીસુબોધ' 'પ્રજાબંધુ' 'ગુજરાતી પંચ' વગેરે જેવાં અનેક વૃત્તપત્રો અને માસિકો શરૂ થયેલાં, પરંતુ મોટા ભાગનાં કાલના પ્રવાહમાં ટકી શક્યાં નહીં, જેની વિગત અગાઉના ગ્રંથ ૮ માં આવી ગઈ છે.

ગુજરાતી વૃત્તપત્રના ઇતિહાસમાં ત્રણ યુગ અથવા તબક્કા પાડી શકાય :

(૧) ઈ. સ. ૧૮૨૨ માં 'શ્રી મુમબઈના સમાચાર'ની સ્થાપનાથી તે ઈ. સ. ૧૮૮૦ સુધીનો,

(૨) ઈ. સ. ૧૮૮૦ માં 'ગુજરાતી' સાપ્તાહિક શરૂ થયું ત્યારથી તે ગાંધીજીએ ૧૯૧૯ માં 'નવજીવન' સંભાળ્યું ત્યાં સુધીનો, અને

(૩) ઈ. સ. ૧૯૧૯ થી અદ્યપર્યંતનો.[૪]

પ્રથમ યુગનાં વૃત્તપત્રોમાં અણઘડ ભાષા, સમાચારોમાં સામાજિક બાબતોને પ્રાધાન્ય અને રાજકીય બાબતો પ્રત્યે ઉદાસીનતા જોવા મળે છે. 'અખબારે સોદાગર' 'ચાબુક' 'મુમબઈ શમશેર' 'સ્વતંત્રતા' ઇત્યાદિ વૃત્તપત્રો એનાં ઉદાહરણ છે.

બીજા યુગમાં ૧૮૮૦ માં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ 'ગુજરાતી' સાપ્તાહિકનો પ્રારંભ કર્યો એ સાથે ગુજરાતી પત્રકારત્વમાં એક નવા યુગનો સંચાર થયો. સમાજ–સુધારા કરતાંયે રાજકીય પ્રશ્નોને વિશેષ વાચા આપવામાં આવી. ભાષાની શુદ્ધિ પરત્વે પણ ધ્યાન આપવામાં આવ્યું. મહાત્મા ગાંધીજીએ ગુજરાતી પત્રકારત્વક્ષેત્રે પ્રવેશ કર્યો અને 'નવજીવન'નું સુકાન હાથમાં લીધું તે સાથે પ્રજા-જાગૃતિનો જુવાળ આરંભાયો. વીસમી સદીની શરૂઆતથી ગુજરાતી અખબારોએ રાજકારણમાં સવિશેષ રસ લેવા માંડયો, જેના પરિણામે પ્રજામાં રાજકીય જાગૃતિ આવી અને ગાંધીજીના વિચારોનો પ્રચાર વૃત્તપત્રો દ્વારા થવા લાગ્યો.

ત્રીજા યુગમાં એટલે કે ઈ. સ. ૧૯૧૯ થી જીવનના પ્રત્યેક ક્ષેત્રે ક્રાંતિકારી વિચારોની અસર પ્રબળ બની એમાં 'યંગ ઇન્ડિયા' 'નવજીવન' 'હરિજનબંધુ' (ગુજરાતીમાં તેમજ હિંદુસ્તાનીમાં) 'હરિજન' (અંગ્રેજીમાં) 'સૌરાષ્ટ્ર' 'કચ્છ–વર્તમાન' ફૂલછાબ' 'કચ્છ–મિત્ર' 'કેસરી' 'સન' 'નવ સૌરાષ્ટ્ર' 'પ્રજાબંધુ' 'ગુજરાતી પંચ' 'ગુજરાત મિત્ર' 'ગુજરાત–દર્પણ' 'દેશીમિત્ર' 'ખેડા-વર્તમાન' 'પ્રજામત' 'જન્મભૂમિ' 'વંદે માતરમ્' વગેરે અનેક વૃત્તપત્રોએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. ગાંધીજીએ વૃત્તપત્રના માધ્યમ દ્વારા પ્રજા-ઘડતરનું કાર્ય કર્યું અને સમાચારપત્રનો એક નવો આદર્શ લોકો સમક્ષ મૂકી આપ્યો. દેશમાં રાજકીય જાગૃતિ લાવવામાં 'નવજીવન'નો અમૂલ્ય ફાળો છે. એણે સ્વાધીનતાનો અવાજ રજૂ કરી આઝાદીની અહિંસક ચળવળને વેગ આપ્યો.

સૌરાષ્ટ્રે પણ બીજાં અન્ય ક્ષેત્રોની જેમ પત્રકારત્વમાં પણ મહત્ત્વનું પ્રદાન કર્યું છે. દેશી રાજ્યોના વહીવટમાંથી જન્મેલા પ્રશ્નોએ સૌરાષ્ટ્રને પોતાનું વૃત્તપત્ર હોવાની લાગણી જન્માવી અને એમાંથી સૌરાષ્ટ્રમાં સ્વતંત્ર પત્રકારત્વ ઉદ્‌ભવ્યું. સર્વશ્રી શામળદાસ ગાંધી, અમૃતલાલ શેઠ, ઝવેરચંદ મેઘાણી, ગુણવંતરાય આચાર્ય, કકલભાઈ કોઠારી, હરગોવિંદ પંડયા, મણિશંકર કીકાણી વગેરેએ સૌરાષ્ટ્રનો અવાજ રજૂ કરીને સમગ્ર દેશના રાષ્ટ્રિય પત્રકારત્વમાં પ્રણેતાનું કાર્ય કર્યું છે. 'વિજ્ઞાનવિલાસ' 'ગુજરાત શાળાપત્ર' 'જ્ઞાનદીપક' 'કાઠિયાવાડ ટાઈમ્સ' 'પ્રિયંવદા' 'શારદા' 'કૌમુદી' 'માનસી' 'રોહિણી' 'સૌરાષ્ટ્ર' (પાછળથી 'ફૂલછાબ') 'જયહિંદ' 'નવ સૌરાષ્ટ્ર' વગેરે વૃત્તપત્રોએ મહત્ત્વનો ફાળો આપ્યો છે.

આ ઉપરાંત જુદાં જુદાં શહેરોમાંથી અવારનવાર નાનાં નાનાં અનેક સામયિક નીકળેલાં એમાનાં ઘણાં બહુધા અલ્પજીવી રહ્યાં. આ પત્રોમાંથી બહુ ઓછા આજે ચાલુ છે. ભારતમાં જેમ અનેક કોમો જ્ઞાતિઓ અને પેટા–જ્ઞાતિઓ છે તેમ એનાં કોમી પત્રો અને જ્ઞાતિનાં સામયિકો છે; જેમકે : 'લોહાણા હિતેચ્છુ' 'જૈનહિતેચ્છુ' 'કપોળ' 'ક્ષત્રિયમિત્ર' 'આત્માનંદપ્રકાશ' 'પ્રણામી ધર્મપત્રિકા'

'મોઢમહોદય' 'ઈસ્માઈલી' 'મુસ્લિમ ગુજરાત' 'કાઠી રાજપૂત' 'શ્રીમાળીહિતેચ્છુ' 'કલમ કડછી બડછી' — વગેરે. ઈ. સ. ૧૯૨૬ માં ભાવનગરથી શરૂ થયેલ સ્વ. ગિજુભાઈ બધેકા-સંપાદિત 'શિક્ષણપત્રિકા' પ્રાથમિક કેળવણીના પ્રશ્નોની ચર્ચા માટે નોંધપાત્ર ગણાય છે. એ જ રીતે ઈ. સ. ૧૯૩૯ માં આરંભાયેલ 'ભાવનગર સમાચાર'નો તથા રાજકોટથી પ્રકાશિત 'ઊર્મિ–નવરચના'નો પણ ઉલ્લેખ કરવો જોઈએ.

હાલમાં, સૌરાષ્ટ્રમાં ચૌદેક જેટલાં દૈનિક પત્રો પ્રગટ થાય છે, જેમાં રાજકોટથી છ, ભાવનગરથી ત્રણ, જૂનાગઢથી ત્રણ, અને જામનગરથી બેનો સમાવેશ થાય છે. રાજકોટથી 'ફૂલછાબ' 'જયહિંદ' 'જનસત્તા' (રાજકોટ આવૃત્તિ) 'નૂતન સૌરાષ્ટ્ર' 'લોકમાન્ય' અને 'અકિલા;' ભાવનગરથી 'સૌરાષ્ટ્ર સમાચાર' 'લોકરાજ' અને 'પગદંડી' (શરૂઆતમાં સાપ્તાહિક); જૂનાગઢથી 'સૌરાષ્ટ્રભુમિ' 'કેસરી' અને 'લોકદૂત' અને જામનગરથી 'ભૂમિ' અને 'નોબત' પ્રગટ થાય છે.[૫] આ ઉપરાંત 'જનસૌરાષ્ટ્ર' 'સમીસાંજ' 'ઉત્કર્ષ' 'ઢોલક' 'જલારામજ્યોત' 'માતૃવાણી' 'વૈષ્ણવજન' 'પ્યારાબાપુ' 'ઉદાત્તશિક્ષણ' 'ઘરશાળા' 'પરમાર્થ' 'ફૂલવાડી' 'કોડિયું' વગેરે મહત્ત્વનાં પત્ર અને સામયિકો છે. રાજકોટથી વીસેક જેટલાં લઘુપત્ર પ્રગટ થાય છે. 'ગ્રામ સહયોગ' 'જનયુગ' 'સારથિ' 'યુગવાણી' 'તરુણ ગુજરાત' 'રામબાણ' 'જનવિજય' વગેરે નોંધપાત્ર છે.

પત્રકારત્વના ક્ષેત્રે સુરતે પણ મૂલ્યવાન ફાળો નોંધાવ્યો છે. સુરતની સમૃદ્ધિ કેવી હતી અને રાજકારણમાં એનું કેટલું મહત્ત્વ હતું એની ઝાંખી 'ગુજરાત મિત્ર' 'ગુજરાત-દર્પણ' 'પ્રતાપ' અને 'દેશી મિત્ર' જેવાં અગ્રગણ્ય વૃત્તપત્રો કરાવે છે. તેઓએ પ્રજાના લાભાર્થે વિટંબણા વેઠીને લોકકલ્યાણાર્થે રચનાત્મક કાર્ય કર્યું છે.

ઈ. સ. ૧૯૩૪–૩૫ થી ગાંધીશૈલીનો વૃત્તપત્રોની ઘાટીમાંથી ગુજરાતી પત્રકારત્વ બહાર નીકળી ગયું છે. અગ્રલેખોની લખાવટ, સમાચારની રજૂઆત, જાહેરખબરોની ગોઠવણી, વિષય–વૈવિધ્ય વગેરેની વ્યવસ્થામાં ફેરફાર થયો છે. પ્રજાવત્સલ અને રાષ્ટ્રિયહિતચિંતક સર્વશ્રેષ્ઠ ગુજરાતી સાપ્તાહિકમાં 'પ્રજાબંધુ'ને ગણી શકાય. ૧૮૯૮ માં શરૂ થયેલ આ સાપ્તાહિક સાથોસાથ ૧૬ મી જાન્યુઆરી ૧૯૩૨ થી 'ગુજરાત સમાચાર' દૈનિકરૂપે પ્રગટ થાય છે. ૧૯૪૦ થી આ બંનેનું સંચાલન 'લોકપ્રકાશન લિમિટેડ'ને સોંપાયું. હાલમાં 'ગુજરાત સમાચાર' એક નીડર અને લોકપ્રિય પત્ર તરીકે ગુજરાતનાં દૈનિકોમાં સૌથી વિશેષ ફેલાવો

ધરાવે છે. 'ઝગમગ' 'શ્રીરંગ' 'શ્રી' 'ચિત્રલોક' 'ધર્મલોક' વગેરે વૃત્તપત્રો એ પ્રગટ કરે છે.

'ગુજરાત સમાચાર' ની જેમ ગુજરાતનાં જાણીતાં દૈનિકોમાં 'સંદેશ' 'જનસત્તા' (-હવે 'લોકસત્તા') 'પ્રભાત' 'જયહિંદ' વગેરેને ગણી શકાય. ઈ. સ. ૧૯૦૧ માં 'ગુજરાતી પંચ' નામે સાપ્તાહિક શ્રી સોમલાલ મંગળદાસ શાહે શરૂ કરેલું. જેમાં વ્યંગ્યચિત્રો–ઠઠ્ઠાચિત્રો અને રમૂજી લેખો પણ પીરસવામાં આવતાં. ૨૮ ઑગસ્ટ, ૧૯૨૩માં 'સાંજનું દૈનિક' નીકળ્યું અને ૭–૩–૧૯૩૦ થી એ 'સંદેશ' નામે પ્રગટ થાય છે. ૧૯૪૩ માં એની માલિકી બદલાઈ અને 'સંદેશ લિમિટેડ'ને સોંપાઈ. એના તંત્રી સ્થાને આરંભમાં શ્રી નંદલાલ બોડીવાળા હતા. હાલમાં શ્રી ચિમનભાઈ પટેલ છે. 'સેવક' 'આરામ' 'ધર્મસંદેશ' 'સ્ત્રી' 'બાલસંદેશ' વગેરેનું એ સંચાલન કરે છે. એ જ પ્રમાણે 'જનસત્તા' (-હવે 'લોકસત્તા') અને 'જયહિંદ' પણ પ્રગતિ કર્યા કરે છે. શ્રી કકલભાઈ કોઠારીએ 'પ્રભાત' દૈનિક પણ ચલાવેલું, જે હજુ ચાલુ છે.

ગુજરાત મુંબઈ અને ભારતની બહાર બ્રહ્મદેશ, આફ્રિકા, રંગૂનમાં પણ ગુજરાતી વૃત્તપત્રો પ્રગટ થાય છે એની પણ નોંધ લેવી ઘટે. ઈ.સ. ૧૯૦૦ થી શરૂ થઈ ૧૯૨૫-૨૬ માં બંધ થયેલ 'રંગૂન સમાચાર', એ જ પ્રમાણે ગાંધીયુગમાં નીકળેલું 'બર્મા–વર્તમાન',ને ઈ. સ. ૧૯૨૮ માં આરંભાયેલ 'બ્રહ્મદેશ' જે ૧૯૩૦ થી 'નૂતન બ્રહ્મદેશ' નામે પ્રગટ થાય છે. આ ઉપરાંત મદ્રાસમાંથી 'જ્યોતિ', કોચીનમાંથી 'મલબાર સમાચાર', મોમ્બાસાથી 'ઇસ્ટ આફ્રિકન ક્રોનિકલ' 'કેન્યા મેલ' 'ઇન્ડિયન વૉઇસ' 'ઝાંઝીબાર સમાચાર' વગેરે પણ ઉલ્લેખપાત્ર છે.

ઈ. સ. ૧૯૪૬ સુધી પ્રગટ થયેલ અખબારોને લગતી માહિતી સરકારી અહેવાલોમાં પ્રગટ થતી હતી તે મુજબ ૩૧મી માર્ચ, ૧૯૪૬ ના રોજ મુંબઈ ઇલાકામાં ગુજરાતી ભાષામાં ૨૯ દૈનિકો, ૭૮ સાપ્તાહિકો અને ૧૨ પખવાડિકો-મળી કુલ ૧૧૯ પત્રો પ્રગટ થતાં હતાં.

ઈ. સ. ૧૯૧૫–૧૯૬૦ ના સમયગાળામાં ગુજરાતમાંથી પંદરેક દૈનિકપત્રો પ્રગટ થાય છે, જેમાં 'ગુજરાત સમાચાર' 'સેવક' 'સંદેશ' 'લોકસત્તા' 'જયહિંદ' 'જનસત્તા' (હવે 'લોકસત્તા') 'કચ્છમિત્ર' 'ફૂલછાબ' 'જનશક્તિ' 'જન્મભૂમિ' 'મુંબઈ સમાચાર' વગેરે મુખ્ય છે.

આ ઉપરાંત ૩ અર્ધ–સાપ્તાહિક, ૩૫ સાપ્તાહિક, ૨૨ પાક્ષિક, ૨૮ સામયિક, ૧૩૦ થી યે વધારે માસિક પ્રગટ થાય છે. તેઓમાં 'બુદ્ધિપ્રકાશ' 'ભૂમિપુત્ર'

'કોંગ્રેસ પત્રિકા' 'પ્રબુદ્ધ જીવન' 'સંસ્કૃતિ' 'સ્વાધ્યાય' 'વિદ્યા' 'વિદ્યાપીઠ' અખંડ-આનંદ' 'આરામ' 'ચાંદની'. 'ઘરશાળા' 'જનકલ્યાણ' 'જીવનશિક્ષણ' 'કોડિયું' 'કુમાર' 'નવચેતન' 'સ્ત્રી–જીવન' 'યુગદ્રષ્ટા' 'પ્રસ્થાન' 'અનુગ્રહ' 'પથિક' 'ગ્રંથ' 'ભાષા–વિમર્શ' 'પરબ' 'ગ્રામ-સ્વરાજ' 'પુરાતત્ત્વ' 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા–ત્રૈમાસિક' 'સંબોધિ' 'દક્ષિણા' 'કવિલોક' વગેરે અનેક ગુજરાતી સામાયિકોનો સમાવેશ થાય છે.

ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ તારવવામાં આ સમકાલીન સાધન ઘણું ઉપયોગી નીવડે એમ છે. અલબત્ત, એમાંના અતિરેકોને ગાળવા–ચાળવા પડે અને તુલનાત્મક અભ્યાસ કરીને સત્યાસત્ય તપાસી સત્યનો સ્વીકાર કરવો પડે.

## ૬. ઇતિહાસોપયોગી લલિત સાહિત્ય

અર્વાચીન કાલમાં વિકસેલા લલિત વાઙ્મયના વિવિધ પ્રકારોમાં સમ-કાલીન જીવનનો ધબકાર વરતાય છે, પરંતુ એમાંની કેટલીક કૃતિઓએ સમકાલીન જીવનનાં પરિબળો કે ઘટનાઓ પ્રત્યક્ષ ઝીલ્યાં છે અને એ રીતે લલિત વાઙ્મયનો કેટલોક અંશ સ્પષ્ટ તથા ઇતિહાસોપયોગી છે. પ્રસ્તુત કાલખંડમાં રચાયેલી એવી કેટલીક મુખ્ય સાહિત્ય–કૃતિઓનો નિર્દેશ અહીં કરીશું. દેખીતું છે કે આ નિર્દેશ સંપૂર્ણ હોઈ શકે નહિ, એ કેવળ ઉદાહરણાત્મક હશે.

સાહિત્યનાં સ્વરૂપોમાં પ્રથમ કવિતા લઈએ. પ્રસ્તુત કાલખંડ સ્વાતંત્ર્યની લડતનો અને સ્વાતંત્ર્યપ્રાપ્તિનો છે. રાષ્ટ્રભક્તિનાં કાવ્ય નર્મદના સમયથી લખાયેલાં છે, પણ ૧૯૨૦ પછી *રાષ્ટ્રજીવનમાં પલટો આવ્યો તેને અનુસરી* આ પ્રકારનાં કાવ્યોની રીતિમાં પણ પલટો આવ્યો. વિવિધ પ્રકારની ગુણવત્તા-વાળાં પુષ્કળ રાષ્ટ્રગીત લખાયાં, પણ એમાંનાં સારાં ગીત સંગ્રહવાના કેટલાક ગંભીર પ્રયત્ન થયાં છે. કાંતિલાલ અમુલખરાય મહેતાએ સંગૃહીત કરેલ 'સ્વદેશ ગીતામૃત' (૧૯૧૮), ઇંદુલાલ યાજ્ઞિક–સંપાદિત 'રાષ્ટ્રગીત' (૧૯૨૨) અને કલ્યાણજી વિઠ્ઠલભાઈ-સંપાદિત 'સ્વરાજનાં ગીતો' (૧૯૩૧) આનાં ઉદાહરણ છે.

સ્વદેશભક્તિનાં કાવ્યોમાં વિપુલતા તેમજ ગુણવત્તા બંને દૃષ્ટિએ વિશિષ્ટ પ્રદાન અરદેશર ફરામજી ખબરદારનું છે. એમના કાવ્યસંગ્રહો–'પ્રકાશિકા' (૧૯૦૯) 'ભારતનો ટંકાર'(૧૯૧૯) 'સંદેશિકા'(૧૯૨૫) અને 'રાષ્ટ્રિકા'(૧૯૪૦) આ વિધાનના પ્રમાણરૂપ છે. ગુજરાત–ભક્તિનું કાવ્ય 'ગુણવંતી ગુજરાત' તથા બારડોલી સત્યાગ્રહ પ્રસંગે રચાયેલું 'ભર ભર મારું ખપ્પર ભૈયા, ઓ ભારતના

વાસી' એ પંક્તિથી શરૂ થતું કાવ્ય વગેરે એમની યાદગાર કૃતિઓ છે. ખબરદારના લગભગ સમકાલીન ચંદુલાલ મણિલાલ દેસાઈ 'વસંતવિનોદી'–કૃત કાવ્યસંગ્રહ 'ટહુકાર' (૧૯૧૯)માં દેશભક્તિનાં કેટલાંક સુંદર ગીત છે.

નાનાલાલ ભાવનાઓ અને આદર્શોના કવિ છે, પણ સમકાલીન ઇતિહાસનાં કેટલાંય સુભગ પ્રતિબિંબ એમની કૃતિઓમાં છે. એમની આ પ્રકારની રચનાઓમાં 'ગુજરાતનો તપસ્વી' શ્રેષ્ઠ છે. મહાત્મા ગાંધીજીને એમના પચાસમે વર્ષે અપદ્યાગદ્ય શૈલીમાં કવિએ અર્પેલી એ સ્નેહાંજલિ છે. આ રાષ્ટ્રવિભૂતિની કવિએ પોતાની સકળ કલાશક્તિથી અહીં અર્ચના કરી છે,[૬] તેથી એ નવયુગની સ્વાગતગીતા–સમી અપૂર્વ રચના છે.[૭] 'પિતૃતર્પણ' એ પિતા દલપતરામને આપેલી પિતૃસ્નેહ અને પશ્ચાત્તાપની સંસ્કૃતિ સમાન કવિની ભાવાંજલિ છે, જ્યારે 'સૌરાષ્ટ્રના સાધુ' એ અમૃતલાલ સુંદરજી પઢિયારને અર્પેલી નિવાપાંજલિ છે. આ બંને કૃતિ પણ અપદ્યાગદ્યમાં છે. 'ધન્ય હો ધન્ય જ પુણ્યપ્રદેશ, અમારો ગુણિયલ ગુર્જર દેશ' એ પંક્તિઓથી શરૂ થતું નાનાલાલનું કાવ્ય ગુજરાત–ભક્તિનાં ઉત્તમ કાવ્યોમાંનું એક હોવા સાથે ગુજરાતનો કાવ્યમય સાંસ્કૃતિક ઇતિહાસ પણ આલેખે છે.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ-કૃત 'નવાં ગીતો'(૧૯૨૫)માંનો 'રતનબાનો ગરબો' એ કાવ્યમાં જલિયાનવાલા બાગની કથનીને લોકગીતની વેધક શૈલીમાં સરળતાથી આલેખી છે. 'લોકવાણી' તરફ વળવા લાગેલા આપણા કાવ્યસાહિત્યમાં આ કાવ્ય નવા યુગની ભાવના અને જૂના યુગની શૈલીના મિશ્રણના એક સીમાચિહ્ન જેવું છે.'[૮] એની સાથે સરખાવી શકાય તેવું બીજું એક કાવ્ય તે રમણલાલ દેસાઈ-કૃત 'જલિયાનવાલા બાગ' છે.

કેશવ હ. શેઠ-કૃત 'સ્વદેશ ગીતાવલિ' (૧૯૧૯) અને 'કેસરિયા રણના રાસ' (૧૯૩૦)માં રાષ્ટ્રભાવનાનાં ગીત છે. ગોકુળદાસ રાયચૂરા–કૃત 'નવગીત'-(૧૯૨૧) એ રાષ્ટ્રપ્રેમનાં ગીતોનો સંચય છે. એમાં ગાંધીજી વિશેનું ગીત સર્વોત્તમ છે. હરિહર ભટ્ટ-કૃત ગાંધીજીને ઉદ્દેશી રચાયેલા ઉત્તમ કાવ્ય 'ભવ્ય ડોસા'-ને પણ આ વર્ગમાં મૂકી શકાય. શયદા-કૃત 'જય ભારતી'(૧૯૨૨)માં રચનાનો પ્રસાદ છે. લતીફ–કૃત 'મહાત્મા ગાંધીજીને શ્રદ્ધાંજલિ' (૧૯૨૩) એ સમયના વીસ વર્ષના એક મુગ્ધ મુસ્લિમ યુવકની ઊલનશૈલીમાં વિચરતી રચના છે.

અસહકારયુગ પછીનાં નવા જીવનોત્સાહ, નૂતન પુરુષાર્થ અને યૌવનસહજ બલિદાનનું ગાન કરનાર કવિઓમાં સમયદૃષ્ટિએ દેશળજી પરમાર અગ્રિમ છે. ઉમાશંકર-કૃત 'વિશ્વશાન્તિ'(૧૯૩૧)માં વિશ્વવ્યાપી માનવતાવાદ રંગદર્શી 'પ્રાસાદિક'

કાવ્યોચિત સ્વરૂપે પ્રગટ થાય છે. એ પછીના એમના 'ગંગોત્રી' (૧૯૩૪) આદિ અનેક કાવ્યસંગ્રહોમાં અન્યાન્ય વિષયો સહ રાષ્ટ્રવ્યાપી સંચલનો કવિતા, અંગત અનુભવો અને ભાવાભિવ્યક્તિ-સમેત દેખાય છે. સુંદરમ્-કૃત 'કાવ્યમંગલા' (૧૯૩૩) માટે પણ આ જ કહી શકાય. એમાં 'અભયદાને' 'જવાનદિલ' અને 'બુદ્ધનાં ચક્ષુ' જેવી કૃતિઓ નવીન યુગની ભાવનાઓને પ્રસાદ અને ઓજસ સમેત વ્યક્ત કરે છે. નવયુગનાં મંથન અને વિષાદ. રાષ્ટ્રભક્તિ અને સેવાવૃત્તિ તથા દીન જનો પ્રત્યેની સહાનુભૂતિ આ બંને કવિઓમાં ભરપૂર છે. શ્રીધરાણી-કૃત 'કોડિયાં' (૧૯૩૪) અને સ્નેહરશ્મિ-કૃત 'પનઘટ'(૧૯૪૮)ની કાવ્યરચનાઓનું પણ અહીં સ્મરણ કરવું જોઈએ. તનસુખ ભટ્ટ-કૃત 'દાંડીયાત્રા' (૧૯૪૯) રાષ્ટ્રજીવનની એક મહાન ઘટનાનું નિરૂપણ કરે છે.

અસહકારયુગમાં આપણી પ્રજાના નવીન વિક્રમનાં 'બુલંદ ગાન' લોકવાણીની ઘેરી ગંભીરતાથી ઝવેરચંદ મેઘાણીએ ગાયાં છે. એમનો કાવ્યસંગ્રહ 'સિંધુડો' (૧૯૩૦) એ વાતનું વિશિષ્ટ ઉદાહરણ છે. એમનો કાવ્ય સંગ્રહ 'યુગવંદના' (૧૯૩૫) એ નામને સાર્થક કરે છે. ગોળમેજી પરિષદમાં ભાગ લેવા જવા ટાણે ગાંધીજી પણ મેઘાણીના કાવ્ય 'છેલ્લો કટોરો' થી દ્રવિત થયા હતા. દીનદલિતો પ્રત્યે સહાનુભૂતિ અને એમને વિશેની દાઝ ૧૯૩૦ અને પછીનાં સંચાલનોનું એક પ્રધાન લક્ષણ છે, સુંદરમ્-કૃત 'કોયા ભગતની કડવી વાણી અને ગરીબનાં ગીતો'-(૧૯૩૩)માં એ સુરેખ સ્વરૂપે વ્યક્ત થાય છે.

બ. ક. ઠાકોરે 'નિરુત્તમા' કાવ્યમાં સ્ત્રીસ્વાતંત્ર્યનો વિષય ચર્ચ્યો છે. એ કાવ્ય રચાયા પછી અનેક વાર કર્તાએ સુધાર્યું મઠાર્યું, પણ એમના અવસાન પછી ૧૯૫૭ માં એ પ્રગટ થયું છે

નાટક–સાહિત્યનો વિચાર કરીએ તો કનૈયાલાલ મુનશીનાં 'સામાજિક નાટકો' (૧૯૩૧) બહુશઃ પ્રહસનકોટિનાં છે અને એમાં ગુજરાતી મધ્યમ વર્ગના જીવનનું ચેતનભર્યું નિરૂપણ છે. મુનશી-કૃત 'બ્રહ્મચર્યાશ્રમ' (૧૯૨૪) જેલનિવાસ કરતા સત્યાગ્રહી નેતાઓની ગમત ઉડાવતું આકર્ષક પ્રહસન છે. ઉમાશંકર જોશી-કૃત 'સાપના ભારા' (૧૯૩૬) અર્વાચીન નાટક–સાહિત્યમાં સ્થાન ધરાવે છે. એકાંકીઓનાં સંગ્રહ તરીકે તો એ વિશિષ્ટ છે, પણ રામનારાયણ વિ પાઠકના શબ્દોમાં કહીએ તો શ્રી ઉમાશંકરે ગામડું જોયું છે, એની સાચી સ્થિતિ એઓ સમજ્યા છે અને એનું એમણે સમભાવ અને વિચારપૂર્વક નિદાન કરેલું છે. એમ કરવામાં એમને જે રહસ્ય જણાયું તે એમણે નાટક દ્વારા મૂર્ત કરેલું છે.[૯]

ચંદ્રવદન મહેતા, રસિકલાલ છો. પરીખ આદિનાં નાટકોમાં તથા એમનાં અને જયંતીલાલ ચુનીલાલ મડિયા, દુર્ગેશ શુકલ, ગુલાબદાસ બ્રોકર, પન્નાલાલ પટેલ, યશોધર મહેતા, પુષ્કર ચંદરવાકર, કે. કા. શાસ્ત્રી આદિનાં એકાંકીઓમાં ગુજરાતના નગરજીવન અને ગ્રામજીવનનું અને કોઈ વાર એમાંનાં ઐતિહાસિક પ્રવાહોનું પણ સુભગ નિરૂપણ છે.

નવલિકાસાહિત્યમાં રામનારાયણ વિ. પાઠક-કૃત 'દ્વિરેફની વાતો' ભાગ–૧ (૧૯૨૮) ગુજરાતના જીવનનું સાહિત્યસોપાન હોવા છતાં તર્કયુક્ત આલેખન કરે છે. ઉમાશંકર જોશી-કૃત 'શ્રાવણી મેળો' (૧૯૩૭) અને સુંદરમ્-કૃત 'પિયાસી' (૧૯૬૩) આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. સુંદરમ્‌ની નવલિકા 'ભીમજીભાઈ' ગાંધીચીંધ્યા આચારના જડ અનુસરણનો ઉપહાસ ઉડાવે છે

ઝવેરચંદ મેઘાણી-કૃત 'ચિતાના અંગારા' (૧૯૩૭) વગેરેમાંના પ્રયોગ 'કલાત્મક નવલિકાઓ નહિ તેટલે અંશે, મુખ્યત્વે આપણા સમાજનાં અમુક થરોનાં, પીંછી બહુધા ઘેરા રંગોમાં બોળીને ચીતરેલાં પ્રસંગચિત્રો કે શબ્દચિત્રો છે'.[૧૦] મેઘાણીના બીજા બે વાર્તાસંગ્રહ 'આપણા ઉંબરમાં' (૧૯૪૨) અને 'ધૂપ-છાયા' (૧૯૩૫) પણ નિરૂપણની દૃષ્ટિએ આ કોટિમાં આવે. 'જેલ ઑફિસની બારી'(૧૯૩૪)માં સત્યાગ્રહ–સંગ્રામ દરમ્યાન જેલજીવનના અનુભવ મેઘાણી લોકભાષાથી રંગાયેલી એમની વિશિષ્ટ કથનશૈલીમાં રજૂ કરે છે. રવિશંકર મહારાજના પ્રભાવથી જેમના જીવનમાં ભારે પરિવર્તન થયું હતું તેવા ચરોતરના બહારવટિયાઓની સ્મરણીય ચિત્રાત્મક સત્યકથાઓ 'માણસાઈના દીવા' (૧૯૪૫)માં મેઘાણી આપે છે.

પેટલીકર પન્નાલાલ મડિયા અને પુષ્કર ચંદરવાકર આદિની નવલિકાઓ આપણા ગ્રામજીવનનું તથા એમાં થયેલાં અને થતાં પરિવર્તનોનું પ્રતિબિંબ રજૂ કરે છે.

પ્રસ્તુત કાલખંડના નવલકથાસાહિત્યમાં આ દૃષ્ટિએ રમણલાલ વસંતલાલ દેસાઈનું નામ સર્વપ્રથમ યાદ આવે. વિવેચક વિશ્વનાથ ભટ્ટે ઉચિત રીતે જ રમણલાલને 'યુગમૂર્તિ વાર્તાકાર' કહ્યા છે, કેમકે સમકાલીન જીવનમાં પરિસ્પંદનો એમણે ઝીલ્યાં છે અને એનું કલાત્મક પ્રતિફલન એમની નવલકથાઓમાં થયું છે. રમણલાલની નવલકથાઓ બહુસંખ્ય છે, પણ સમકાલીન ઇતિહાસના સાધન તરીકે 'જયંત'(૧૯૨૫) 'શિરીષ'(૧૯૨૭) 'કોકિલા'(૧૯૨૯) 'હૃદયનાથ'-(૧૯૩૦) 'સ્નેહયજ્ઞ' (૧૯૩૧) 'દિવ્યચક્ષુ'(૧૯૩૨) 'ગ્રામલક્ષ્મી'(૧૯૩૩) 'હૃદય-

વિભૂતિ'(૧૯૪૦) આદિ નોંધપાત્ર છે. 'જયંત' અને 'શિરીષ'માં આદર્શવાદી અને વીર નાયકોના જીવન દ્વારા સ્વદેશાભિમાન અને દરિદ્રનારાયણની ભક્તિની ભાવનાઓનું નિરૂપણ છે. સરકારી નોકરીનો અસહકાર કરી 'કોકિલા'નો નાયક જગદીશ સ્વેચ્છાએ ગરીબાઈ સ્વીકારે છે. હૃદયનાથના પાત્ર દ્વારા સમકાલીન અખાડા-પ્રવૃત્તિ અને એની પાછળની ભાવનાઓ વ્યક્ત થાય છે. 'સ્નેહયજ્ઞ'ના નાયક કિરીટની ફકીરીની અદેખાઈ ગવર્નરના પ્રધાન સર સુરેંદ્રલાલને આવે છે. 'દિવ્યચક્ષુ' તો સત્યાગ્રહયુગના ચિરંજીવી સુદીર્ઘ આખ્યાન સમાન છે. 'ગ્રામલક્ષ્મી'માં ગ્રામસુધારણા અને ખેતીનો પ્રશ્ન વણ્યો છે અને આપણા જીવનના અપ્રતિબિંબિત અંશો અને પ્રવૃત્તિઓને નવલસાહિત્યમાં લગભગ પ્રથમ વાર પ્રતિબિંબિત કર્યાં છે. 'હૃદયવિભૂતિ'માં કહેવાતી ગુનેગાર જાતિઓનો પ્રશ્ન ઊંડા સમભાવથી નિરૂપ્યો છે. 'પૂર્ણિમા' (૧૯૩૨) ગણિકાજીવનને લગતી એક પ્રશ્નકથા છે.

'અમે બધાં'(૧૯૩૬)માં ધનસુખલાલ મહેતા અને જ્યોતીંદ્ર દવેએ 'વેધકતાથી, વિલોલ તરંગવૃત્તિથી તથા ઊંડી તત્ત્વગ્રાહી અને વ્યાપક હાસ્યવૃત્તિથી ... સુરતી જીવનને ચિરંજીવ કર્યું છે.'[૧૧]

ઝવેરચંદ મેઘાણી-કૃત 'સોરઠ તારાં વહેતાં પાણી'(૧૯૩૭) વીતી ગયેલા સોરઠી જીવનને વેગપૂર્વક અને સ્નેહથી સજીવન કરે છે. સમાજના વિવિધ વર્ગોનાં પાત્રો તથા એમનાં વિચારો ભાવનાઓ અને સંચલનો આ નવલમાં નૈસર્ગિક આલેખન પામે છે અને ડુંગરો નદીઓ તથા સોરઠની સમગ્ર ભૂમિ જાણે કે અહીં સજીવ બને છે.

ચુનીલાલ વર્ધમાન શાહ-કૃત 'કંટકછાયો પંથ' ભાગ ૧ થી ૪ (૧૯૬૧-૬૨) આ રીતે એક ગણનાપાત્ર સુદીર્ઘ નવલકથા છે. સને ૧૮૧૩ થી ૧૯૪૭ સુધીનું એક ગુજરાતી કુટુંબનું સળંગ વિસ્તૃત જીવન આલેખતી એ સુવાચ્ય નવલકથા છે અને કુટુંબજીવનના પટંતરે સમગ્ર ગુજરાતનું સાંસ્કૃતિક સામાજિક અને રાજકીય જીવન પણ એમાં આલેખાયું છે. પ્રારંભનાં કેટલાંક પાત્ર અૈતિહાસિક છે, પણ પછીની પાત્રસૃષ્ટિ બહુશઃ કાલ્પનિક હોવા છતાં તથ્યોના કલાત્મક નિરૂપણને બાધ આવતો નથી. ચાર ભાગોમાં વહેંચાયેલા ત્રણ ગ્રંથોને અંતે આપેલાં સાલવાર વંશવૃક્ષો ઉપરથી જણાય છે કે સમગ્ર નવલકથાનું લેખકનું સાવંત કલ્પન ઐતિહાસિક સંરચનાની દૃષ્ટિએ પણ ખૂબ સુસ્પષ્ટ છે.

'દર્શક'-કૃત 'ઝેર તો પીધાં છે જાણી જાણી'(ભાગ-૧, ૧૯૫૧; ભાગ ૨, ૧૯૫૮) એ અદ્યાપિ અપૂર્ણ રહેલી નવલકથામાં આપણા સ્વાતંત્ર્યસંગ્રામના વિવિધ

પ્રશ્નોનું ચેતનભર્યાં અને સુવ્યક્ત પાત્રો દ્વારા નિરૂપણ છે. 'સોપાન'ની કેટલીક નવલકથાઓ પણ આ કોટિમાં આવે.

ઈશ્વર પેટલીકર-કૃત 'જનમટીપ'(૧૯૪૪)માં ચરોતરની પછાત ગણાતી જાતિની એક નાયિકાના વાસ્તવિક પરાક્રમી જીવનનું આકર્ષક આલેખન છે. પેટલીકર સ્વભાવથી અને પ્રવૃત્તિથી સામાજિક કાર્યકર હોઈ એમની અનેક નવલકથાઓ સમકાલીન ગુજરાતનાં વિવિધ સામાજિક પ્રશ્નો અને સમસ્યાઓ તેમજ એ વિશેની એમની સુચિંતિત વિચારણા રજૂ કરે છે.

પન્નાલાલ પટેલ-કૃત 'માનવીની ભવાઈ' (૧૯૪૭) મુનશી અને રમણલાલ પછીની એક અત્યુત્તમ નવલકથા છે. ઈડર આસપાસના ગ્રામજીવનની નવલકથા તો એ છે જ, પણ આદિવાસી પ્રદેશમાંના ભયાનક દુષ્કાળના આતંકનું બીભત્સ નિરૂપણ એમાં છે. પન્નાલાલની બીજી નવલકથાઓમાં પણ ઈશાન ગુજરાતના ગ્રામપ્રદેશનું સુભગ ચિત્રણ છે

ચુનીલાલ મડિયાની કેટલીક નવલકથાઓ સૌરાષ્ટ્રના ગ્રામજીવનનું રંગભરી બોલીમાં સરસ આલેખન કરે છે. 'સધરા જેસંગનો સાળો' (૧૯૬૨) જેવી એમની નવલમાં સ્વાતંત્ર્યોત્તરકાલીન રાજકારણ અને રાજકીય ખટપટો તથા કાવાદાવાનું વેધક કટાક્ષોથી ભરેલું—એક દૃષ્ટિએ હાસ્યરસિક, તો બીજી દૃષ્ટિએ ગ્લાનિપ્રેરક—નિરૂપણ છે.

## પાદટીપ

૧. ગાંધીનગર (મુખ્ય કચેરી), વડોદરા, રાજકોટ, પોરબંદર (ગુજરાત રાજ્ય); નેશનલ આર્કાઈવ્ઝ ઑફ ઇન્ડિયા, દિલ્હી; મુંબઈ આર્કાઈવ્ઝ (મહારાષ્ટ્ર રાજ્ય)
૨. રમેશકાંત ગો. પરીખ, 'ગુજરાતના ઇતિહાસ-સંશોધનમાં દફતરોનું મહત્ત્વ' ગુજરાત ઇતિહાસ પરિષદ (૭મું જ્ઞાનસત્ર, ભાણવડ) અમદાવાદ, ૧૯૮૨
૩. મકરંદ મહેતા, 'ગુજરાતના ઇતિહાસ સંશોધનમાં દફતરોનું મહત્ત્વ,' ગુજરાત ઇતિહાસ પરિષદ (૭ મુ જ્ઞાનસત્ર, ભાણવડ) અમદાવાદ, ૧૯૮૨
૪. રતન રૂ. માર્શલ, 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ' પૃ. ૨૯૭
૫. યાસીન દલાલ, 'અખબારનું અવલોકન' પૃ. ૧૭૮–૧૭૯
૬. સુંદરમ્, 'અર્વાચીન કવિતા', પૃ. ૨૭૬
૭. વિજયરાય વૈદ્ય, 'અર્વાચીન ગુજરાતી સાહિત્યની રૂપરેખા,' પૃ.૩૧૬
૮. સુંદરમ્ 'અર્વાચીન કવિતા'પૃ. ૪૨૫
૯. રા. વિ. પાઠક, 'પરિચય' ''સાપના ભારા'', પૃ. ૧
૧૦. વિજયરાય વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', પૃ. ૩૨૯
૧૧. એજન, પૃ. ૩૩૧

# ખંડ ૨

# રાજકીય ઇતિહાસ

## પ્રકરણ ૨

## રાજકીય જાગૃતિ: બ્રિટિશ મુલકમાં (ઈ. સ. ૧૯૧૫ થી ૧૯૩૨)

### ૧૯૧૫ પહેલાં

ગાંધીજીનું ૧૯૧૫ માં દેશમાં અને ગુજરાતમાં આગમન થયું એ પહેલાં રાજકીય ક્ષેત્રે નોંધપાત્ર પરિવર્તન આવ્યું હતું, જેનો આરંભ વીસમી સદીની શરૂઆતથી થયો હતો.

૧૯૦૦ થી સ્વદેશી આંદોલન શરૂ થયું હતું. ૧૯૦૨ માં અમદાવાદમાં કોંગ્રેસનું અધિવેશન યોજાયું હતું. સ્વદેશી ચળવળની સાથે સાથે બંગાળના ભાગલાના પરિણામે હિંસક અને ક્રાંતિકારી પ્રવૃત્તિઓ અને 'બૉમ્બ યુગ'ની શરૂઆત થઈ હતી. સ્વદેશી ચળવળનું જોર અમદાવાદ નડિયાદ સુરત અને ભાવનગર જેવાં શહેરોમાં વિશેષ હતું.

વડોદરા રાજ્યમાંની ક્રાંતિકારી પ્રવૃત્તિઓ નોંધપાત્ર બની. કારકુન તરીકે કામ કરતા નરસિંહભાઈ પટેલે 'વનસ્પતિ દવાઓ' નામની પુસ્તિકા છપાવી[1] તેમાં બૉમ્બ બનાવવાની રીતો વર્ણવી હતી. ૧૯૦૬ થી ૧૯૧૧ સુધી આ પ્રવૃત્તિ ગુજરાતમાં ઠીક ઠીક પ્રમાણમાં ચાલી હતી.[2] ગુજરાત બહાર જઈને જે ગુજરાતીઓએ ક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં ભાગ લીધો તેઓમાં શ્યામજી કૃષ્ણ વર્મા, માદામ ભીખાયજી કામા, સરદારસિંહ રાણા જેવાનો સમાવેશ થતો હતો. વડોદરાના મહારાજા સયાજીરાવ ત્રીજા ગાયકવાડ સ્વદેશપ્રેમ અને દેશભક્તિની ભાવના ધરાવતા હતા. બ્રિટિશ સરકાર સાથે સયાજીરાવે કેટલાક પ્રસંગોએ ઘર્ષણમાં આવી, ટક્કર ઝીલી પોતાનું રાજવી તરીકેનું આંતરિક વહીવટી સ્વાતંત્ર્ય જાળવી રાખ્યું હતું.[3]

### ગુજરાતમાં હોમરૂલ ચળવળ

બાળ ગંગાધર ટિળક ૧૯૧૪ માં જૂનમાં જેલમુક્ત બની રાજકારણમાં સક્રિય બની કોંગ્રેસના ઉદ્દામવાદી અને વિનીતવાદી પક્ષોને એક કરવાની પ્રવૃત્તિ કરતા

હતાં. વળી આ સમયે ઍની બિસન્ટ હિંદના ઉત્કર્ષના કાર્યમાં પહેલેથી પ્રવૃત્ત હતાં તે સક્રિય બન્યાં હતાં. કોંગ્રેસનું કાર્ય મંદ ગતિથી ચાલતું હતું એનાથી એમને અસંતોષ હતો. એઓ ૧૯૧૪ માં કોંગ્રેસમાં જોડાયાં અને ઍની સાથે એઓ નવા વિચાર, નવું બળ, નવી દૃષ્ટિ અને નવી સાધનસામગ્રી લેતાં આવ્યાં[૪]. ટિળકે ૧૯૧૫ માં રાષ્ટ્રવાદીઓની એક પરિષદ મુંબઈમાં બોલાવ્યા બાદ ચર્ચા વિચારણાના અંતે 'હોમરૂલ લીગ'ની સ્થાપના કરી (૧૬ ફેબ્રુઆરી, ૧૯૧૬).

હોમરૂલ ચળવળ એટલે હિંદીઓ પોતાનું રાજ્ય પોતે કરે એવું સ્વરાજ્ય સ્થાપવાની ચળવળ. સ્વદેશી ચળવળ પાછળ સ્વરાજ્ય સ્થાપવાનો આશય હતો, પણ એનો તાત્કાલિક હેતુ બંગાળના ભાગલા રદ કરવાનો અને પ્રજામાં રાજકીય જાગૃતિ આણવાનો હતો. જોકે સ્વરાજ્યની વ્યાખ્યા આ સમયમાં સ્પષ્ટ ન હતી છતાં લોકશાહી ઢબનું એક પ્રકારનું સ્વશાસન હિંદને મળે એવો આશય ઍની બિસન્ટે ચલાવેલી હોમરૂલ ચળવળનો હતો.[૫]

આમ દેશમાં ટિળક અને બિસન્ટની એમ બે 'હોમરૂલ લીગ' સ્થપાઈ. આમ છતાં એ પરસ્પર સહકારથી કામ કરતાં રહ્યાં. ટિળકનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશ જેવા પ્રદેશોમાં હતું, તો બિસન્ટનું દેશવ્યાપી હતું.

ગુજરાતમાં હોમરૂલ ચળવળની નોંધપાત્ર અસર દેખાઈ. મુંબઈમાં સ્થપાયેલી 'ગુર્જર સભા'ના ગુજરાતી કાર્યકરોએ ગુજરાતની ઘણીવાર મુલાકાત લઈ ભાષણો આપી હોમરૂલ ચળવળને લોકપ્રિય બનાવવા પ્રયાસ કર્યા હતા. દાદાભાઈ નવરોજી(૧૮૨૫–૧૯૧૭)એ પણ આ ચળવળને ટેકો આપ્યો હતો. ઍની બિસન્ટની ધરપકડ મદ્રાસમાં ૧૯૧૭(જુલાઈ)માં કરવામાં આવી ત્યારે ગાંધીજીએ એમની મુક્તિ માટે અસહકારની ચળવળ શરૂ કરવા સૂચન કર્યું હતું. એ અંગે સુરત અમ્રામા કઠોલી ભરૂચ જંબુસર આમોદ નડિયાદ આણંદ ઉમરેઠ ચિખોદરા ચકલાશી ગોધરા દાહોદ વગેરે સ્થળોએ સભાઓ થઈ હતી. અમદાવાદમાં ગાંધીજીના પ્રમુખપદે દશ હજારની સભા ઍની બિસન્ટની ધરપકડના વિરોધરૂપે થઈ હતી. ઍની બિસન્ટનો ત્રણ મહિના બાદ છુટકારો થતાં સત્યાગ્રહ કરવાની હવા દેશભરમાં ફેલાઈ હતી તે મંદ પડી ગઈ. ઍની બિસન્ટનો છુટકારો થયો એ સમયમાં 'નવજીવન અને સત્ય'-માં બંકિમબાબુના બંગાળી રાષ્ટ્રગીત 'વંદેમાતરમ્'નું સમશ્લોકી ગુજરાતી પહેલી વાર પ્રગટ થયું હતું.[૬] ૧૯૧૭ માં ઍની બિસન્ટ કોંગ્રેસ–પ્રમુખ બન્યાં હતાં.

આમ ૧૯૧૬ થી ૧૯૧૮–૧૯ નાં વર્ષોમાં હોમરૂલ ચળવળે દેશમાં અને ગુજરાતમાં જાગૃતિ લાવવાનું અને સ્વરાજ્યની લડત માટે લોકોને તૈયાર કરવાનું

મહત્ત્વનું કામ કર્યું.[૭] ટિળકની હોમરૂલ ચળવળની પણ અસર પડી. બંને ચળવળોથી લોકોમાં જુસ્સો પેદા થયો અને કાંઈક કરવાની તમન્ના જાગી, પણ હજુ કોઈ નિશ્ચિત કાર્યક્રમ કે સાધન પ્રાપ્ત થયાં ન હતાં. આમ છતાં સ્વરાજ્યની લડત ચલાવવા ગાંધીજી માટે સક્રિય કાર્યક્રમ આપવાનો માર્ગ સરળ બન્યો હતો. ગાંધીજીના આગમન અને ટિળકના અવસાનથી હોમરૂલ ચળવળનો અંત આવ્યો.

## ગાંધીજીનો વસવાટ

ગોપાળકૃષ્ણ ગોખલે(૧૮૬૬-૧૯૧૫)ની પ્રેરણાથી ગાંધીજી હિંદમાં આવ્યા (જાન્યુઆરી, ૧૯૧૫) અને એમની સલાહથી ગાંધીજીએ એક વર્ષ સુધી રાજકીય પ્રવૃત્તિમાં પડ્યા વગર દેશની સાચી સ્થિતિનું અવલોકન કર્યું.

ગાંધીજીએ સૌરાષ્ટ્રમાં પ્રવાસ કર્યો. શાંતિનિકેતનમાં થોડો સમય રહ્યા, જ્યાં રવીંદ્રનાથ ટાગોરે એમને 'મહાત્મા'ની પદવીથી વિભૂષિત કર્યા.[૮] ગાંધીજીએ અમદાવાદ આવી કોચરબ નામના પરા પાસે બૅરિસ્ટર જીવણલાલનો બંગલો ભાડે રાખી ત્યાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી (મે, ૧૯૧૫).[૯] આશ્રમના એક મહત્ત્વના અંગરૂપ કાઢવા માટે ધારેલી રાષ્ટ્રિય શાળાની પણ એક યોજના એમણે હાથ ધરી હતી.[૧૦] એ યોજના સમજવા બેએક વખત ગુજરાત ક્લબમાં જવાનું થતાં એ ત્યાં સરદાર વલ્લભભાઈ, દાદાસાહેબ માવળંકર, ચિમનલાલ ઠાકોર જેવાના પરિચયમાં આવ્યા. એ સમયે એઓ ગાંધીજી પ્રત્યે આકર્ષાયા ન હતા, પણ ગાંધીજીએ ૧૯૧૭માં ચંપારણમાં કરેલા કાર્યથી અને ચંપારણ છોડી જવાના મૅજિસ્ટ્રેટના હુકમનો સવિનય અનાદર કર્યા બાદ એમના પર ચાલેલા કેસ દરમ્યાન એમણે કરેલા ગૌરવયુક્ત નિવેદનના અખબારમાં આવેલા અહેવાલોની અસર ગુજરાત ક્લબના સભ્યો પર પડી. પરિણામે તેઓએ ગાંધીજીને ગુજરાત સભાના પ્રમુખ થવા વિનંતી કરી.[૧૧]

જેની સ્થાપના ૧૮૮૪ માં થયેલી તે ગુજરાત સભા રાજકીય પ્રશ્નોમાં રસ લેતી હતી. ૧૯૧૭ માં ગાંધીજીને પ્રમુખ બનાવ્યા બાદ નક્કી કર્યું કે દર વર્ષે ગુજરાતમાં રાજકીય પરિષદો ભરવી. એ મુજબ પહેલી ગુજરાત રાજકીય પરિષદ ગોધરામાં મળી. આ પરિષદની કેટલીક બાબતો નોંધપાત્ર હતી. એમાં મુંબઈથી આવેલા ટિળક, એમના મિત્ર જી. એસ. ખાપર્ડે તથા હિંદુ–મુસ્લિમ એકતાના એ સમયના ચુસ્ત હિમાયતી મહમદઅલી ઝીણાની હાજરી નોંધપાત્ર હતી. ગાંધીજીએ દેશમાં ભરાતી અન્ય રાજકીય પરિષદોની સરખામણીમાં આ પરિષદને અપૂર્વ બનાવી.

બધા વક્તાઓ પાસે ગુજરાતીમાં ભાષણો કરાવ્યાં. મહમદઅલી ઝીણા પણ ગુજરાતીમાં બોલ્યા. ટિળકને ગુજરાતી આવડતું ન હોવાથી એમણે મરાઠીમાં કરેલું પ્રવચન ખાપર્ડેએ એમની વિલક્ષણ ગુજરાતીમાં ભાષાંતર કરીને સરસ રીતે સમજાવ્યું. અન્ય પરિષદોમાં પહેલો ઠરાવ બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યે વફાદારીનો કરવામાં આવતો હતો એ શિરસ્તો ત્યજી દેવાયો. બીજે વર્ષે આવી પરિષદ ભરાય ત્યાંસુધી કામ કરતા રહેવાનો ઠરાવ કરી કારોબારી સમિતિની રચના કરવામાં આવી. પોતે પરિષદના પ્રમુખ હોવાથી ગાંધીજી કારોબારી સમિતિના પ્રમુખ બન્યા. સરદાર પટેલ એના મંત્રી અને ઇંદુલાલ યાજ્ઞિક એના સંયુક્ત મંત્રી નિમાયા. સંસ્થાનું મથક અમદાવાદ રાખવામાં આવ્યું.[૧૨] પરિષદના મંત્રી તરીકે સરદાર વલ્લભભાઈએ વેઠની પ્રથા નાબૂદ કરવા માટે મક્કમ બની મુંબઈ પ્રાંતના વડા તરીકે રહેલા ઉત્તર વિભાગના કમિશ્નર મિ. પ્રેટ સાથે રેવન્યૂ ખાતાના સચોટ પત્રવ્યવહાર ચલાવ્યો. વેઠ વિરુદ્ધ પત્રિકાઓ છપાવી અને ગામડે ગામડે વહેંચાવી. બેશક, એ પ્રથા નાબૂદ તો ન થઈ, પણ એનો ત્રાસ ઓછો થયો. ગુજરાત સભાએ ૧૯૧૭–૧૮ માં અમદાવાદ જિલ્લામાં દુષ્કાળ પડચો ત્યારે દુષ્કાળ-સંકટ-નિવારણની અને ૧૯૧૮ માં અમદાવાદમાં ઇન્ફ્લુએન્ઝા બહુ જોરથી વ્યાપ્યો ત્યારે ઘેર ઘેર ફરી લોકોને દવાઓ પહોંચાડવાની માનવતાભરી કામગીરી કરી હતી. ૧૯૧૭ માં જ્યારે પ્રથમ વિશ્વયુદ્ધ નાજુક તબક્કામાં આવી પડચું હતું ત્યારે હિંદના લોકોને જવાબદાર રાજ્યતંત્ર આપવામાં આવશે એવી જાહેરાત હિંદના મંત્રી મૉન્ટેગ્યૂ તરફથી કરવામાં આવી હતી. એ મૉન્ટેગ્યૂ ઇંગ્લૅન્ડથી હિંદ આવી ગાંધીજીને મળવા જાય ત્યારે ઓછામાં ઓછી લાખ માણસોની સહીઓવાળી સ્વરાજ્ય-પ્રાપ્તિ માટેની અરજી રૂબરૂમાં સુપરત કરવાની હતી. અરજી પર સહીઓ ભેગી કરવાનું કામ ગુજરાત સભાએ કર્યું હતું. ખેડા જિલ્લામાં ૧૯૧૭ માં ચોમાસામાં અતિવૃષ્ટિને કારણે પાક નિષ્ફળ જવાથી મહેસૂલ-ફી મોકૂફ રાખવાની ચળવળ પણ ગુજરાત સભાએ ઉપાડી હતી.

ગુજરાત રાજકીય પરિષદોનાં અધિવેશન ૧૯૧૭ માં ગોધરામાં ગાંધીજીના, ૧૯૧૮ માં નડિયાદમાં વિઠ્ઠલભાઈ પટેલના, ૧૯૧૯ માં સુરતમાં ગોકુળદાસ કહાનદાસ પારેખના, ૧૯૨૦ માં અમદાવાદમાં અબ્બાસસાહેબ તૈયબજીના, ૧૯૨૧માં ભરૂચમાં સરદાર વલ્લભભાઈ પટેલના, ૧૯૨૨ માં આણંદમાં કસ્તૂરબાના અને ૧૯૨૩ માં બોરસદમાં કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે યોજાયાં હતાં. આમ ગુજરાત સભા અને ગુજરાત રાજકીય પરિષદે ગુજરાતમાં લોકજાગૃતિ લાવવાની અને બ્રિટિશ સરકાર સામે લડત આપવા લોકોને તૈયાર કરવાની મહત્ત્વપૂર્ણ કામગીરી કરી.[૧૩]

૧૯૨૦ માં નાગપુર અધિવેશનમાં કોંગ્રેસનું ધ્યેય 'શાંતિનાં અને સચ્ચાઈનાં બધાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું' એવું સ્પષ્ટ કરાયું અને ત્યાં નવું બંધારણ ઘડવામાં આવ્યું.[૧૪] આ અધિવેશનમાં અસહકારના ઠરાવને પણ બહાલ રાખવામાં આવ્યો. ગાંધીજીએ કોંગ્રેસને પૂર્ણ લોકશાહી ધોરણે ચાલતી સામુદાયિક સંસ્થા બનાવી. સંપૂર્ણ શાંતિમય કાર્ય કરવાનો આ સંસ્થાનો પાયો સ્વીકારાયો. પદ્ધતિ શાંતિમય હોવા છતાં અન્યાયને તાબે ન થતાં, પરિણામે આવી પડનારાં કષ્ટો અને દુઃખ સ્વેચ્છાપૂર્વક વહોરી લેવાનાં હતાં. અન્ય રચનાત્મક કાર્યક્રમ પણ સ્વીકારાયા હતા.[૧૫]

## ગાંધીજી પત્રકારત્વના ક્ષેત્રે

ગાંધીજીએ ગુજરાતમાં આવીને પત્રકારત્વના ક્ષેત્રે પ્રવેશ કર્યો એનાથી પત્રકારત્વના ઇતિહાસમાં આધુનિક યુગનો આરંભ થયો. દૈનિક વર્તમાનપત્રોનો યુગ ગુજરાતમાં ૧૯૨૦ પછી ગાંધીયુગમાં શરૂ થયેલો ગણાય છે.[૧૬]

વીસમી સદીના આરંભથી ગુજરાતી અખબારોએ કોંગ્રેસનાં નીતિ અને કાર્ય પ્રત્યે મિત્રભાવે પ્રશંસા કરવાનું કે ટીકાત્મક દૃષ્ટિએ વિવેચન કરવાનું વલણ અપનાવ્યું હતું.

રોલેટ કાયદાના સંદર્ભમાં ગુજરાતમાં જે પ્રત્યાઘાત પડયા તે નોંધપાત્ર બની રહ્યા. ચંપારણ અને ખેડાના સત્યાગ્રહોથી ગુજરાતની પ્રજામાં જાગૃતિ આવી હતી. મિ. હોર્નિમૅન અંગ્રેજી પત્ર 'બૉમ્બે ક્રોનિકલ'ના તંત્રી હતા તેમણે એ અખબારને પ્રચંડ શક્તિશાળી બનાવ્યું હતું. એમને બ્રિટિશ સરકારે દેશનિકાલ કર્યા પછી 'બૉમ્બે ક્રોનિકલ'ના વ્યવસ્થાપકોએ એ પત્રને ચલાવવાની જવાબદારી ગાંધીજીને શિરે નાખી, પણ સરકારે થોડા સમયમાં આ સામયિકને બંધ કરાવ્યું [૧૭]

'યંગ ઇન્ડિયા' ૧૯૧૭ માં હોમરૂલ પક્ષે શરૂ કરેલું તેના તંત્રી તરીકે જમનાદાસ દ્વારકાદાસ હતા.[૧૮] 'બૉમ્બે ક્રોનિકલ' બંધ પડયા પછી 'યંગ ઈન્ડિયા' ચલાવવાની જવાબદારી ગાંધીજીને સોંપાઈ. સત્યાગ્રહનું રહસ્ય લોકોને સમજાવવાનો ગાંધીજીને ઉત્સાહ હોવાથી એમણે 'યંગ ઈન્ડિયા'ને અઠવાડિયામાં એક વખતને બદલે બે વખત પ્રગટ કરવાનું નક્કી કર્યું. આ સમયે મુંબઈમાં ઇંદુલાલ યાજ્ઞિક 'નવજીવન અને સત્ય'[૧૯] નામનું માસિક ચલાવતા હતા. ગુજરાતી માધ્યમ દ્વારા પોતાની વિચારસરણી લોકો સુધી પહોંચાડવાની જરૂર ગાંધીજીને લાગતી હતી, આથી ઇંદુલાલ યાજ્ઞિક અને એમના મિત્રોએ પોતાનું આ પત્ર ગાંધીજીને સોંપ્યું.[૨૦] ગાંધીજીએ આ પત્રને માસિકમાંથી સાપ્તાહિકમાં ફેરવી 'નવજીવન'

તરીકે ૧૯૧૯(ઑક્ટોબર, ૭)માં અમદાવાદથી શરૂ કર્યું. આ પત્રે એની લાંબી કારકિર્દી દરમ્યાન પ્રજામાનસનો વિકાસ સાધવાનું, જીવનના દરેક ક્ષેત્રમાં શિક્ષણ આપવાનું તથા પ્રજાને દોરવણી આપવાનું અનન્ય કાર્ય કર્યું.[૨૧]

આ સમયમાં 'બૉમ્બે ક્રોનિકલ' ફરી શરૂ થયું એટલે 'યંગ ઇન્ડિયા' ફરી સાપ્તાહિક બન્યું. ગાંધીજીની સૂચનાથી 'યંગ ઇન્ડિયા'ને મુંબઈથી અમદાવાદ લાવી પ્રગટ કરવાનું નક્કી કરાયું. આમ ગાંધીજીએ લોકોને સત્યાગ્રહની તાલીમ આપવાનો યથાશક્તિ આરંભ કર્યો.[૨૨] આ પત્રે ગુજરાતી પત્રકારત્વના ક્ષેત્રમાં જ નહિ, પણ ગુજરાતના સમાજજીવનમાં પલટો આણ્યો, નવીન બળ પ્રેર્યું અને ગુજરાતી ભાષા સાહિત્ય અને એના અભ્યાસને અભૂતપૂર્વ વેગ આપ્યો. એ પત્ર ન્યાય અને નીતિ, સત્ય અને વિશ્વબંધુત્વના ધોરણ પર ચલાવવામાં આવતું હતું, જે તત્ત્વ આધુનિક પત્રકારત્વમાં વિરલ ગણાય.[૨૩] રાજકીય વાતાવરણ અને સત્યાગ્રહી ચળવળને લીધે ૧૯૩૨ માં 'નવજીવન' બંધ થયું. ૧૯૩૧ માં ગાંધીજીને જેલમાં રહેવું પડયું હતું. એમની અટકાયત દરમ્યાન એમને લાગ્યું કે માત્ર હરિજનોના ઉદ્ધાર માટે જ હોય તેવું એક પત્ર ચલાવવું. થોડા સમય બાદ 'હરિજન'ના નવા નામે એક પત્ર ૧૯૩૩(ફેબ્રુઆરી, ૧૧)થી શરૂ થયું તેના તંત્રી તરીકે ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ હતા. ગાંધીજીના અને અન્ય વિચારકોના લેખ એમાં આવતા. ગાંધીજીએ એમનાં 'ઇન્ડિયન ઓપિનિયન' 'યંગ ઇન્ડિયા' 'નવજીવન' અને 'હરિજન' પત્રો દ્વારા પોતાના વિચાર પ્રસરાવ્યા, એટલું જ નહિ, પણ એ દરમ્યાન તંત્રી માટેનાં ધોરણ પણ નક્કી કરી આપ્યાં.[૨૪] 'હરિજન' ગાંધીજીની ૧૯૪૨ માં ધરપકડ થતાં બંધ પડયું. ૧૯૪૪ માં ગાંધીજી છૂટયા પછી છેક ૧૯૪૬ માં એ પુનઃ શરૂ થયું અને ૧૯૪૮ માં ગાંધીજીની હત્યા થયા બાદ બે મહિના સુધી ચાલી બંધ પડી ગયું.[૨૫]

આ સમયનાં ગુજરાતી વર્તમાનપત્રો અને એમાં પણ વિશેષ કરીને સાપ્તાહિકોમાં તંત્રીઓ તરફથી અંગ્રેજીમાં નોંધો (Notes) લખવામાં આવતી. પ્રાંતીય ભાષાથી અજાણ હોય તેવા સરકારી અધિકારીઓ આવી નોંધ વાંચી પ્રજાની ઇચ્છા જાણી શકે એવો એની પાછળ આશય હતો. ગાંધીજીએ આવી નોંધ પ્રગટ કરવા સામે વિરોધ કરતાં ઘણાં વર્તમાનપત્રોમાં આવી નોંધો આપવાનું બંધ થયું. ગાંધીજીનું આ પ્રદાન નોંધપાત્ર ગણી શકાય.

ગુજરાતમાં સ્વતંત્ર સમાચારવ્યવસ્થા સાથેના દૈનિકોની જરૂરિયાત સમજાવા લાગી. સુરત અને અમદાવાદમાં દૈનિકોનો યુગ શરૂ થયો.[૨૬]

અમદાવાદમાં 'પ્રજાબંધુ' નામનું ગુજરાતી સાપ્તાહિક ભગુભાઈ ફતેચંદ કારભારીએ શરૂ કરેલું (૧૮૯૮). એણે ૧૯૨૦ સુધીમાં શિક્ષણ ન્યાય આર્થિક વૈધાનિક જેવી બાબતોમાં પ્રજાજાગૃતિ લાવવામાં ફાળો આપ્યો.[૨૭] ૧૯૨૦ પછી ગાંધીજીની રાષ્ટ્રિય પ્રવૃત્તિઓ અને ૧૯૩૦ ના અસહકાર અને સવિનય ભંગના પગલામાં 'પ્રજાબંધુ'એ ગાંધીજીને પ્રબળ ટેકો આપ્યો. સરકારના આદેશ પ્રમાણે જામીનગીરી આપવાનું ફરજિયાત હતું, પણ એમ ન કરતાં પ્રકાશન સ્વેચ્છા-પૂર્વક બંધ રાખવું એવી ગાંધીજીની સલાહથી 'પ્રજાબંધુ'નું પ્રકાશન બંધ પડયું.[૨૮] લોકોને સમાચાર મળતા રહે એ માટે સંચાલકોએ રોજ 'ગુજરાત સમાચાર' નામે સમાચાર-પૂર્તિઓ પ્રગટ કરવાનું શરૂ કર્યું (૧૬ જાન્યુઆરી, ૧૯૩૨), જે ખૂબ લોકપ્રિય નીવડી. ૧૯૩૪ માં લડત બંધ પડી, પણ 'પ્રજાબંધુ'ની એ સમાચાર-પૂર્તિ દૈનિક પત્ર 'ગુજરાત સમાચાર'રૂપે ચાલુ રહી. 'પ્રજાબંધુ' જ્યારે ફરી શરૂ થયું ત્યારે એની અંગ્રેજી કટારો બંધ કરવામાં આવી. આમ 'પ્રજાબંધુ' અને 'ગુજરાત સમાચારે' ગુજરાત અને સૌરાષ્ટ્રમાં જાગૃતિ લાવવામાં અને કોંગ્રેસના આદેશ ફેલાવવામાં નોંધપાત્ર ફાળો આપ્યો. અમદાવાદમાં જ નંદલાલ બોડીવાલાએ 'સંદેશ' નામના સાંજના નવા નિકની શરૂઆત ૧૯૨૩ માં કરી હતી.

સૌરાષ્ટ્રનાં વર્તમાનપત્રોમાં સૌથી જૂના અને ખ્ય પત્ર તરીકે 'કાઠિયાવાડ ટાઈમ્સ' ૧૮૮૮(જાન્યુઆરી–૧)થી સાપ્તાહિક તરીકે શરૂ થયેલું તેને ગણવામાં આવે છે.[૨૯] એ ૧૮૮૮ માં એપ્રિલથી અર્ધ સાપ્તાહિકમાં ફેરવાયું, ૧૮૯૦ માં (૧ લી જાન્યુઆરી) પૂર્ણપણે અંગ્રેજી દૈનિક બન્યું અને અર્ધ સાપ્તાહિક દ્વિભાષી આવૃત્તિ પણ ચાલુ રાખી શકયું, પણ આર્થિક સમસ્યાને લીધે ૧૯૦૨ પછી માત્ર સાપ્તાહિક આવૃત્તિ ચાલુ રખાઈ.[૩૦] સૌરાષ્ટ્રમાં જોમવંતા, નીડર અને પ્રજાલક્ષી પત્રકારત્વની શરૂઆત ૧૯૨૧(૨૭, ઑક્ટોબર)માં રાણપુર નામના નાના ગામમાંથી અમૃતલાલ દલપતભાઈ શેઠે 'સૌરાષ્ટ્ર' નામે સાપ્તાહિક પ્રગટ કરીને કરી.[૩૧] ૧૯૩૦ માં ધોલેરા સત્યાગ્રહ વખતે આ પત્રનું કાર્યાલય સત્યાગ્રહસંગ્રામનું મુખ્ય મથક બની ગયું હતું. આવી પ્રવૃત્તિઓના કારણે એ ૧૯૩૧ માં બંધ પડયું. ૧૯૩૨ માં જેલમાં ૭ મહિના રહ્યા બાદ છૂટીને બહાર આવી કકલભાઈ કોઠારીએ 'સૌરાષ્ટ્ર' પત્રે અધૂરા રાખેલા કાર્યને આગળ ધપાવવા એને 'ફૂલછાબ'ને નામે સાપ્તાહિક તરીકે શરૂ કરાવ્યું. પછીના સમયમાં એનું સંપાદન કકલભાઈ સાથે રહીને ઝવેરચંદ મેઘાણીએ પણ સંભાળ્યું હતું. આજે એ દૈનિક તરીકે રાજકોટથી પ્રસિદ્ધ થાય છે.[૩૨] કકલભાઈ કોઠારી સમય જતાં

રાણપુર છોડી અમદાવાદ ગયા અને ૧૯૩૬ માં 'નવ સૌરાષ્ટ્ર' સાપ્તાહિક તરીકે અને 'પ્રભાત' દૈનિક તરીકે શરૂ કર્યાં.

અન્ય વર્તમાનપત્રો કે જેઓએ ગુજરાતમાં અસહકારની અને સવિનય કાનૂન-ભંગની સત્યાગ્રહ ચળવળો દરમ્યાન પ્રજામત કેળવવામાં અને જાગૃતિ લાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો તેઓમાં સુરતમાં દૈનિક તરીકે 'સમાચાર' (૧૯૨૨) અને 'ગાંડીવ' (૧૯૨૫) હતાં, જે પાંચેક વર્ષ ચાલી બંધ પડચાં હતાં. ૧૯૨૬ થી શરૂ થયેલું 'પ્રતાપ' પહેલાં સાપ્તાહિક અને પછી દૈનિક તરીકે પ્રગટ થવા લાગ્યું હતું. અન્ય પત્રોમાં 'દાંડિયો' 'ગુજરાત' 'સ્રીશક્તિ' વગેરેએ પણ લોકમત કેળવવામાં ફાળો આપ્યો હતો.[૩૩]

## રાષ્ટ્રિય કેળવણીનો આરંભ

ગાંધીજીને મન રાજકીય સ્વરાજ્ય એક સાધન હતું અને એ મેળવ્યા બાદ રાષ્ટ્રિય પુનર્રચનાનું કામ કરવાનું હતું. એને માટે એમણે કેળવણીને મુખ્ય ગણી હતી. ૧૯૧૩ માં અંબાલાલ સાકરલાલે ગુજરાતી ભાષા દ્વારા કેળવણીનો વ્યાપક પ્રસાર કરવા 'ગુજરાતી કેળવણી મંડળ'ની સ્થાપના અમદાવાદમાં કરી હતી. બીજે વર્ષે સુરતમાં ચુનીલાલ ઘેલાભાઈ શાહ અને બીજી વ્યક્તિઓએ 'સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી'ની સ્થાપના કરી હતી.[૩૪] આવાં કેળવણીમંડળોએ પ્રાથમિક માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની શાળાઓ તથા છાત્રાલયો, પુસ્તકાલયો અને વ્યાયામ-શાળાઓ શરૂ કરી હતી. પ્રાથમિક સાથે માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણનું પ્રમાણ વધવા લાગ્યું હતું. પરંતુ એના અભ્યાસક્રમોમાં રાષ્ટ્રિય શિક્ષણનો અભાવ હતો.

ગુજરાતમાં કેળવણીનો વિકાસ થઈ રહ્યો હતો, પણ એમાં ધાર્મિક શિક્ષણને સ્થાન ન હતું. આ ઊણપ દૂર કરવા શ્રીમન્–નથુરામ શર્માએ ૧૯૧૦ માં ભાવનગરમાં 'દક્ષિણામૂર્તિ' નામે વિદ્યાર્થીગૃહની સ્થાપના કરી હતી. એના ગૃહપતિ તરીકે નૃસિંહપ્રસાદ ઉર્ફે નાનાભાઈ ભટ્ટ હતા. વિદ્યાર્થીગૃહને આદર્શ સંસ્થા બનાવવા સ્વતંત્ર શાળાની જરૂર જણાતાં વિનય–મંદિર શરૂ કરવામાં આવ્યું. ગિજુભાઈ બધેકા એના આચાર્ય બન્યા (૧૯૧૬). એમણે મૉન્ટેસોરી પદ્ધતિનું બાલમંદિર શરૂ કરાવ્યું. ૧૯૧૮ પછી આ દક્ષિણામૂર્તિ સંસ્થા સાચા અર્થમાં રાષ્ટ્રવાદી સંસ્થા બની, પરંતુ એની કામગીરીની અસર મોટાં ગામોથી આગળ જઈ ન શકી. એનો પ્રચાર ઉપલા વર્ગોમાં વિશેષ રહ્યો.[૩૫] પરંતુ સંસ્થાનો વિકાસ થતો રહ્યો. સમય જતાં 'દક્ષિણામૂર્તિ' નામનું ત્રૈમાસિક[૩૬] ચાલુ કરાયું (૧૯૨૪) અને

સ્વતંત્ર પ્રકાશનમંદિરની સ્થાપના પણ કરવામાં આવી (૧૯૨૬). ત્યાં નવી પ્રાથમિક અને માધ્યમિક શાળા પણ સ્થાપવામાં આવી.[૩૭]

કોંગ્રેસના ૧૯૨૦ માં નાગપુર ખાતે મળેલા અધિવેશનમાં થયેલા ઠરાવોમાં રાષ્ટ્રિય કેળવણીનો પણ ઠરાવ હતો. ગાંધીજીએ આ ઠરાવ દ્વારા દેશના નવ-જુવાનોને કરેલી હાકલનો જવાબ ઉત્સાહભર્યો મળ્યો. દેશમાં ઠેર ઠેર રાષ્ટ્રિય વિદ્યાપીઠો, રાષ્ટ્રિય મહાવિદ્યાલયો અને તમામ કક્ષાની રાષ્ટ્રિય શાળાઓ સ્થાપવામાં આવ્યાં. ગાંધીજીએ કલકત્તા અને બિહાર જઈ રાષ્ટ્રિય મહાવિદ્યાલયો વિધિસર ખુલ્લાં મૂકયાં. બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી. આમ ૧૯૨૧ ના આરંભના ચાર મહિનાથી ઓછા સમયમાં અલીગઢની રાષ્ટ્રિય મુસ્લિમ વિદ્યાપીઠ, ગૂજરાત વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ, બંગાળ રાષ્ટ્રિય વિદ્યાપીઠ, ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ તેમજ બધાં ધોરણો ધરાવતી હજારો વિદ્યાર્થીઓવાળી અનેક શાળાઓ શરૂ થઈ.[૩૮]

આવા રાજકીય વાતાવરણમાં ગુજરાતમાં પ્રજાને રાષ્ટ્રિય કેળવણી કેમ આપી શકાય એ પરત્વે પણ વિચાર થવા લાગ્યો હતો. નડિયાદમાં મળેલી ગુજરાત રાજકીય મંડળની બેઠકમાં સરદાર વલ્લભભાઈની દરખાસ્તથી રાષ્ટ્રિય કેળવણી આપે તેવી શાળાઓ મહાપાઠશાળાઓ ઉદ્યોગશાળાઓ ઉર્દૂશાળાઓ તેમજ આયુર્વેદિક શાળાઓ સ્થાપવાની અને એ બધી સંસ્થાઓનો સમન્વય કરવા માટે 'ગૂજરાત વિદ્યાપીઠ (યુનિવર્સિટી)' સ્થાપવાની જરૂર જણાવવામાં આવી.[૩૯]

ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના ૧૯૨૦(ઑક્ટોબર)માં થઈ અને ગુજરાત મહાવિદ્યાલયની સ્થાપના બીજા મહિને થઈ. ૧૯૨૨ ના જૂનના અરસામાં રાષ્ટ્રિય કેળવણીનું કામ દેશના બીજા પ્રાંતો કરતાં સંગીન પ્રકારે થયું હતું. મહાવિદ્યાલયમાં ૨૫૦ વિદ્યાર્થી તાલીમ લેતા હતા. ગુજરાતમાં સ્થપાયેલાં વિનયમંદિરો તથા કુમારમંદિરોમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૩૭,૦૦૦ હતી. વિદ્યાપીઠના પુરાતત્ત્વ-મંદિરના તથા મહાવિદ્યાલયના ગ્રંથાલયમાં ૭૫,૦૦૦ ઉપરાંત પુસ્તક હતાં. વિદ્યાપીઠનું મકાન બાંધવા માટે સરદારશ્રીએ દસ લાખ રૂપિયાની ટહેલ નાખી. ફાળો ઉઘરાવવામાં મણિલાલ કોઠારીએ ભારે જહેમત ઉઠાવી, જેમને 'રાષ્ટ્રભિક્ષુ'નું બિરુદ અપાયું. ફાળાની એકત્ર થયેલી રકમમાંથી 'ગૂજરાત વિદ્યાપીઠ'નું મકાન બંધાયું.[૪૦] વિદ્યાપીઠના સ્નાતકો અને વિનીતોને બીજી કોઈ પણ સરકાર-માન્ય યુનિવર્સિટીઓના ગ્રેજ્યુએટો તથા મૅટ્રિક્યુલેટો બરાબર ગણવા માટે સરદાર વલ્લભભાઈ જ્યારે અમદાવાદ સુધરાઈના પ્રમુખ બન્યા ત્યારે ૧૯૨૪ ના ઑગસ્ટ પહેલાં ઠરાવ કરાવ્યો હતો.[૪૧]

૧૯૨૦–૨૧ ની અસહકારની ચળવળ અને એની ઉત્તેજના પાંચેક વર્ષના સમયમાં મંદ પડી. કોંગ્રેસે ૧૯૨૪–૨૫ પછી અસહકારની પ્રવૃત્તિઓને શિક્ષણ-ક્ષેત્રમાંથી દૂર કરી. અંતે કેળવણી દ્વારા સ્વરાજ્ય અને સ્વતંત્રતાનો ગાંધીજીનો પ્રયોગ સમય જતાં ગૂજરાત વિદ્યાપીઠમાં સીમિત થયો.

## વ્યાયામપ્રવૃત્તિઓ

ગુજરાતમાં વીસમી સદીના આરંભમાં લોકોમાં વ્યાયામ પ્રત્યે ભારે ઉદાસીનતા અને અરુચિ હતી.

૧૯૦૫ માં બંગાળના ભાગલાના કારણે દેશમાં બનેલા ક્રાંતિકારી બનાવોની છોટુભાઈ પુરાણીના મન પર ભારે અસર પડી. છોટુભાઈ અરવિંદ ઘોષના ક્રાંતિકારી વિચારોથી ભારે આકર્ષાયા હતા અને એમના દ્વારા સંપાદિત 'વંદે માતરમ્' (૧૯૦૬)[૪૨] વર્તમાનપત્રમાંથી પ્રેરણા મેળવવા લાગ્યા હતા. અરવિંદ ઘોષના ભાઈ બારીંદ્રે છોટુભાઈને ત્રણ દિવસ રોજ નવ નવ કલાક સુધી ક્રાંતિકારી બંગાળની ત્રાસવાદી અને ભૂગર્ભ અને બૉમ્બ પ્રવૃત્તિઓની તથા સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે વ્યવહારુ હોય તેવી બાબતોની માહિતી આપી હતી.

છોટુભાઈએ ૧૯૦૬ માં વડોદરામાં વર્ષ દરમ્યાન પોતાના શરીર અને સ્વાસ્થ્યને દંડ બેઠક દોડ, નિયમિત આહાર, બ્રહ્મચર્ય વગેરેનું પાલન કરી ખડતલ અને સપ્રમાણ બનાવ્યું. એમને દેશી વ્યાયામપદ્ધતિમાં અડગ શ્રદ્ધા બેઠી અને પોતે ગુજરાતીઓની શરીરસંપત્તિ સુધરે તેવી પ્રવૃત્તિને જીવનકાર્ય બનાવશે એવો દૃઢ સંકલ્પ કર્યો.[૪૩]

આ અરસામાં વડોદરામાં જ લક્ષ્મીનાથ નામનો એક ઉત્સાહી જુવાન છોટુભાઈના સંપર્કમાં આવ્યો. એ એક 'વક્તૃત્વ શિક્ષણ સમિતિ' નામનું મંડળ ચલાવતો હતો. છોટુભાઈએ એને આવાં 'મણબંધી' ભાષણ કરવા કરતાં રૂપિયાભાર કામની કિંમત વધારે છે એવું કહી 'વિદેશી અમલમાંથી દેશને મુક્ત કરવો હોય તો એ કામ કંઈ ઢીલાપોચા શરીરવાળા જુવાનો ન કરી શકે, પણ એને માટે બળવાન શરીરવાળા જુવાનો જોઈએ' એવું સમજાવ્યું. એમણે પોતે વ્યાયામશાળા શરૂ કરી (૧૯૦૯).

વ્યાયામશાળાના જુવાનોનાં ચારિત્ર્ય ભણતર અને શારીરિક વિકાસને લીધે લોકોમાં વ્યાયામશાળા પ્રત્યે આકર્ષણ વધતું ગયું અને યુવકો સારી સંખ્યામાં ત્યાં જોડાતા થયા. વ્યાયામશાળામાં વિવિધ કસરતો ઉપરાંત જુવાનોમાં ખડતલપણું

લડાયક જુસ્સો અને સમયસૂચકતા વિકાસ પામે એ માટે ટેકરીયુદ્ધ અને શનિવારે ગામ બહાર જંગલોમાં ઘણે દૂર સુધી લાંબી દોડ અને અવારનવાર પગપાળા પ્રવાસ યોજવાનો કાર્યક્રમ અપનાવાતો.

વ્યાયામશાળામાં શરૂઆતમાં દંડ અને બેઠક અને પછીથી મલખમ અને કુસ્તી ઉમેરાયાં, પણ અખાડાના કાર્યકરોને ખરા વ્યાયામપ્રકારોના દાવોની ખબર ન હતી. બાબુરાવ ફણસલકર વ્યાયામના સર્વ પ્રકારોના નિષ્ણાત હતા. એમણે વડોદરામાં જ સૂરસાગરની પાળ પર આવેલા પોતાના અખાડામાં છોટુભાઈ, એમના નાના ભાઈ અંબુભાઈ તથા નાજુકલાલ ચોકસીને શિયાળાના ત્રણ માસ દરમ્યાન સવાર સાંજ ત્રણ ત્રણ કલાક ખરા પ્રેમ અને ઉત્સાહથી વ્યાયામના સર્વ પ્રકારો અને ખાસ કરીને કુસ્તી મલખમ ફરીગદકા વગેરેનું શિક્ષણ આપ્યું.

૧૯૦૯ માં લક્ષ્મીનાથ વ્યાયામશાળાની સ્થાપના પછી ૧૯૧૭ સુધીમાં આઠ વર્ષના ગાળા દરમ્યાન ભરૂચની બટુકનાથ વ્યાયામશાળાને અપવાદરૂપે બાદ કરતાં, વડોદરા બહાર પદ્ધતિસરની એક પણ વ્યાયામશાળા હયાતીમાં આવી ન હતી. લક્ષ્મીનાથ વ્યાયામશાળામાં તૈયાર થયેલા જુવાનોએ ગુજરાતના ગામોમાં જઈ રાષ્ટ્રિય જાગૃતિ પ્રેરવાનું કામ ગાંધીજીના આગમન પહેલાં શરૂ કરી દીધું હતું.

ગુજરાતમાં વ્યાયામશાળાઓએ જાહેર જીવનમાં જે પ્રદાન આપ્યું છે તેમાં તહેવારોની શુદ્ધિ, સામાજિક સુધારા, ચાર ચારની ટુકડીમાં કૂચ કરતાં સરઘસ, ભૂરી ચડ્ડી તથા સફેદ ખમીસનો ગણવેશ, પગપાળા પ્રવાસો, શ્રમકાર્યમાં ગૌરવ લેવું, એવી બાબતોનો સમાવેશ થાય છે.

છોટુભાઈએ વીસમી સદીના બીજા દાયકામાં કામ કરવાની વિસ્તૃત યોજના તૈયાર કરી તેમાં ખેતીમાં સુધારા કરી એનો પ્રચાર કરવાની અને ગુજરાતમાં વ્યાયામપ્રચાર કરવાની બાબતો મુખ્ય હતી. ૧૯૧૭ માં સજોદ (તા. અંકલેશ્વર, *જિ. ભરૂચ) મુકામે ખેતીવાડીનું ક્ષેત્ર ચાલુ કરી* પહેલી યોજના શરૂ કરી. બીજી યોજના વ્યાયામપ્રચાર કરવાની હતી તે ખૂબ નોંધપાત્ર બની.

૧૯૦૯ પછી લક્ષ્મીનાથ વ્યાયામશાળાના પગલે પગલે વ્યાયામપ્રવૃત્તિનો પ્રચાર ગુજરાતના ઘણા મોટા ભાગોમાં થયો. ઠેર ઠેર વ્યાયામશાળાઓ સ્થપાવા લાગી. અંબુભાઈ પુરાણી ભરૂચમાં સ્થપાયેલી ન્યૂ ઈંગ્લિશ સ્કૂલમાં જોડાયા અને ગુજરાતમાં પથરાયેલી વ્યાયામશાળાઓની કામગીરી પર દેખરેખ રાખવા લાગ્યા, પણ એમણે ૧૯૨૪ માં અરવિંદ આશ્રમમાં જોડાવા પોંડિચેરી જવાનું

નક્કી કરતાં ગુજરાતના વ્યાયામક્ષેત્રે એક મોટા કાર્યકરની ખોટ પડી. ૧૯૨૫ થી ૧૯૩૬ ના સમય દરમ્યાન ગુજરાતભરમાં ઘણી વ્યાયામશાળા શરૂ થઈ અને વ્યાયામને પ્રચાર વધ્યો, છતાં વ્યાયામ પાછળની પ્રેરક ભાવનામાં શિથિલતા આવી.

૧૯૨૬ માં રાવજીભાઈ ચતુરભાઈ પટેલ મદ્રાસની શારિરીક શિક્ષણ કોલેજમાં તાલીમ લેવા ગયા અને પાશ્ચાત્ય વ્યાયામ તથા રમતગમતની વ્યવસ્થિત તાલીમ લઈ આવ્યા. કેટલાક જુવાન કાર્યકરો અમરાવતીમાં 'શ્રી હનુમાન વ્યાયામ પ્રચારક મંડળ'–સંચાલિત તાલીમ–શિબિરોમાં જોડાઈ 'વ્યાયામવિશારદ' થયા. આમ હિંદની પદ્ધતિવાળા વ્યાયામ અને પાશ્ચાત્ય વ્યાયામ વચ્ચે સુમેળ સધાયો.

છોટુભાઈ પુરાણીના પ્રયાસોથી નડિયાદમાં ૧૯૨૮ માં પ્રથમ ગુજરાત વ્યાયામ પરિષદ ડૉ. હરિપ્રસાદ દેસાઈના પ્રમુખસ્થાને યોજાઈ, જેમાં 'ગુજરાત વ્યાયામ મંડળ'ની સ્થાપના કરવાનો ઠરાવ થયો.

રાવજીભાઈ પટેલે ચરોતર કેળવણી મંડળના ઉપક્રમે દર વર્ષે ઉનાળાની લાંબી રજાઓમાં એક માસની મુદતના ગ્રીષ્મ વ્યાયામ તાલીમવર્ગો યોજવાનો આરંભ કર્યો. આ તાલીમવર્ગોમાં બધી હિંદી રાષ્ટ્રિય અને પાશ્ચાત્ય વ્યાયામની તથા રમતગમતના વિવિધ પ્રકારોની વિસ્તૃત ક્રિયાત્મક અને જ્ઞાનાત્મક તાલીમ વ્યાયામપ્રકારોના નિષ્ણાતોની મદદથી આપવામાં આવતી. આવી ત્રણ વર્ષની તાલીમ બાદ 'વ્યાયામ વશારદ'ની ઉપાધિ અપાતી. આવા તાલીમવર્ગો યુવકો શિક્ષણસંસ્થાઓ અને સમાજમાં ખૂબ લોકપ્રિય નીવડ્યા. આ પ્રવૃત્તિને લીધે શાળાઓ મહાશાળાઓ અને રમતમંડળોને ઉત્સાહી નિષ્ઠાવાન અને શક્તિશાળી વ્યાયામશિક્ષકો મળતા રહ્યા.

આમ ૧૯૨૫ થી ૧૯૩૬ના સમય દરમ્યાન આર્થિક સામાજિક રાજકીય એવી અનેક મુશ્કેલીઓ હોવા છતાં ગુજરાતમાં વ્યાયામપ્રવૃત્તિ સ્થિરતાપૂર્વક ટકી અને સમાજની જરૂરિયાત અનુસાર પ્રગતિશીલ રહી શકી.

## ગુજરાતમાં સ્થાનિક સત્યાગ્રહો

સત્યાગ્રહ એ એવું એક રસાયણ હતું કે જેમાં સત્ય અને આગ્રહના મિશ્રણ દ્વારા ધર્મ અને ક્રાંતિનો સમન્વય થયો અને આવા અદ્ભુત સમન્વયને લીધે એ જીવનનાં તમામ ક્ષેત્રોમાં પરિવર્તન લાવે તેવું ચાલક બળ બની રહ્યો.[૪૪] દક્ષિણ આફ્રિકા એ સત્યાગ્રહના શસ્ત્રની પ્રયોગશાળા હતું અને હિંદ એનું પ્રયોગક્ષેત્ર બન્યું.

ગાંધીજીના નિવાસસ્થાન ગુજરાતમાં પ્રસંગોપાત્ત કેટલાક સત્યાગ્રહ થયા.

## વીરમગામની લાઈનદોરી (૧૯૧૫-૧૯)

ગાંધીજી ૧૯૧૫ માં દક્ષિણ આફ્રિકાથી મુંબઈ આવ્યા ત્યાંથી ગોપાળકૃષ્ણ ગોખલેની સૂચનાથી તેઓ પૂણે ગયા. ત્યાંથી શાંતિનિકેતન જવાના હતા. ત્યાં જતાં અગાઉ તેઓ એમના વડીલ ભાઈની વિધવાને અને બીજાં કુટુંબીજનોને મળવા રાજકોટ અને પોરબંદર જવા રેલવે માર્ગે નીકળ્યા. માર્ગમાં વઢવાણ સ્ટેશને પ્રજાસેવક તરીકે પંકાયેલા મોતીલાલ દરજીએ ગાંધીજીને વીરમગામની લાઈનદોરી (જકાત-તપાસણી) અને એને અંગે થતી લોકોની કનડગત અને વિટંબણાઓની વાત કરી. એ સાંભળી 'જેલ જવાની તૈયારી છે?' એમ પ્રશ્ન પૂછી કષ્ટ સહન કરવાની મોતીલાલ દરજીની તૈયારી માપી લીધી.[૪૫] ગાંધીજી સૌરાષ્ટ્રમાં જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં વીરમગામની જકાત અંગે વેઠવી પડતી હાડમારીઓની ફરિયાદો સાંભળી અને કંઈક કરવું એવો એમણે સંકલ્પ કર્યો. ગોધરામાં મળેલી ગુજરાત રાજકીય પરિષદ (૧૯૧૭)ના પ્રમુખ તરીકે ગાંધીજી ચૂંટાયા હતા તેની બેઠકમા વીરમગામની લાઈનદોરી નાબૂદ કરાવવા ઠરાવ કર્યો.[૪૬] એ પછી ગાંધીજીએ મુંબઈ સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. ત્યાંના સંબંધકર્તા સેક્રેટરીને અને લૉર્ડ વિલિંગ્ડનને પણ મળ્યા, છતાં સફળ પરિણામ ન આવતાં લન્ડનમાં વડી સરકાર સાથે બે વર્ષના પત્રવ્યવહાર બાદ જ્યારે વાઈસરૉય લૉર્ડ ચેમ્સફર્ડને મળવાનો પ્રસંગ આવ્યો ત્યારે ગાંધીજીએ આ પ્રશ્નની રૂબરૂ રજૂઆત કરી ચર્ચા કરી. ટૂંક સમયમાં જ વીરમગામ આગળની જકાત રદ થવાની જાહેરાત સરકારે કરી. ગાંધીજી આ પ્રશ્નમાં મક્કમ હતા તેથી એમણે "આ જીતને સત્યાગ્રહના પાયારૂપ માની."

જ્યારે ગાંધીજી ચંપારણની પ્રવૃત્તિઓમાં કાર્યરત હતા ત્યારે ખેડાથી મોહનલાલ પંડ્યા અને શંકરલાલ પરીખે પત્રો લખીને ખેડા જિલ્લાનો ખેતી-પાક નિષ્ફળ ગયાની અને તેથી જમીનમેહસૂલ-માફીની બાબત સમસ્યારૂપ બની હોવાથી લોકોને માર્ગદર્શન આપવાની માગણી કરી હતી. બીજી બાજુ અમદાવાદથી મજૂર બાળકો અને સ્ત્રીઓની ઉન્નતિ માટે કાર્ય કરી રહેલાં અનસૂયાબહેને પત્ર લખી મજૂરોના પગાર સંબંધી દોરવણી આપવા અનુરોધ કર્યો હતો.

## મિલમજૂર હડતાલ (૧૯૧૮)

મહાદેવભાઈ દેસાઈએ જેને 'ધર્મયુદ્ધ'નું નામ આપ્યું હતું તે અમદાવાદના મિલ મજૂરો અને મિલમાલિકો વચ્ચે ગાંધીજીની રાહબરી હેઠળ ટૂંકી મહત્ત્વની 'લડાઈ' હતી. પ્રથમ વિશ્વયુદ્ધમાં હિંદને સામેલ કરવામાં આવ્યું હતું તેથી

મોંઘવારી ઘણી વધી હતી. મજૂરોને ઓછા પગારે કામ કરવું પડતું. ૧૯૧૭ના ચોમાસામાં અમદાવાદમાં પ્લેગ(મરકી)નો રોગ ભયંકર વ્યાપ્યો તેથી ઘણા મજૂર શહેર છોડી જતા રહેલા. એ સમયે વધુ મજૂરો શહેર છોડી ન જાય અને ચાલ્યા ગયેલાઓને પાછા બોલાવવાના હેતુથી પગારના ૭૦ % થી ૮૦ % જેટલું પ્લેગ-બોનસ આપવામાં આવ્યું હતું. પ્લેગ બંધ થયા પછી એ ચાલુ રહેલું, કારણ કે મહાયુદ્ધને લીધે મોંઘવારી સખત પ્રવર્તતી હતી, પરંતુ મિલ-માલિકોએ જ્યારે એ બંધ કરવા વિચાર્યું ત્યારે મજૂરોમાં કચવાટ શરૂ થયો અને પ્રશ્ન વિવાદાસ્પદ બન્યો. આમ પણ મજૂરોની પગારવધારાની માગણી લાંબા સમયથી થતી હતી. અનસૂયાબહેને ગાંધીજીને તાર કરતાં તેઓ અમદાવાદ આવ્યા અને મજૂરોની લડતનું સુકાન સંભાળી લીધું.[૪૭] ગાંધીજીએ મિલમાલિકો પર યોગ્ય દબાણ લાવવાને બદલે શાંતિ–સમાધાનનો માર્ગ શોધવા માંડચો. પરિણામે બંને પક્ષે લવાદનો સિદ્ધાંત કબૂલ કરાવ્યો. જે પંચ નિમાયું તેમાં ગાંધીજી, સરદાર, શંકરલાલ બૅન્કર, શેઠ અંબાલાલ સારાભાઈ, શેઠ જગાભાઈ, શેઠ ચંદુલાલ અને પ્રમુખ તરીકે કલેક્ટર હતા. ગાંધીજીએ ૩૫ ટકા મોંઘવારી-ભથ્થું સૂચવ્યું, તો કેટલાક મજૂરો અને મજૂર-આગેવાનોએ ૫૦ ટકાની માગણી કરી. મિલમાલિકો ૨૦ ટકાથી વધુ આપવા સહમત ન હતા. કટોકટી સર્જાતાં મિલમાલિકોએ મજૂરોની માગણી ન સ્વીકારી, કામબંધી (લૉક આઉટ) જાહેર કરી, આથી ગાંધીજીએ મજૂરોને હડતાલ પર જવાની સલાહ આપી. આમ હડતાલ શરૂ થઈ, પણ થોડા દિવસમાં આંદોલનમાં ઓટ આવતાં, મજૂરોનો જુસ્સો ટકાવી રાખવા ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યા. વાતાવરણ સભાઓ નિવેદનો ચર્ચાઓ વગેરેથી તંગ બન્યું. અંતે હડતાલના ૨૧ મા દિવસે અને ઉપવાસના ૪ થા દિવસે (૧૯–૩–૧૯૧૮) પ્રશ્નનો ઉકેલ આનંદશંકર ધ્રુવના એક વ્યક્તિના બનેલા પંચ દ્વારા લાવવા સમજૂતી સધાઈ. પંચે ૩૫ ટકા વધારો વાજબી જાહેર કર્યો, પણ મજૂરોની માગણી અને મિલમાલિકોનું વલણ બંને સચવાય એવી રીતે નક્કી કરી આપી. આથી પ્રશ્નનું સુખદ સમાધાન આવ્યું. ગાંધીજીની જીત થઈ.

આ પ્રશ્નમાં સૌથી મોટું સારું પરિણામ એ આવ્યું કે એ સમયથી અમદાવાદના મિલમાલિકો અને મજૂરો વચ્ચે જ્યારે જ્યારે વિવાદ સર્જાય ત્યારે લવાદી નીમવાની પરંપરા શરૂ થઈ, એટલું જ નહિ, પણ કોંગ્રેસના નેતાઓ અને મજૂર કામદારો વચ્ચે 'સ્નેહની અતૂટ ગાંઠ' બંધાઈ.[૪૮] ૧૯૨૦ માં 'મજૂર મહાજન'ની અમદાવાદમાં સ્થાપના થઈ અને રાષ્ટ્રિય આંદોલનમાં મજૂર મહાજને કોંગ્રેસની સાથે રહીને ભાગ લીધો અને પોતાનો વિકાસ સાધ્યો.

## ખેડા સત્યાગ્રહ (૧૯૧૮)

ખેડા જિલ્લામાં ૧૯૧૭માં અતિવૃષ્ટિના કારણે પાક નાશ પામ્યો હતો, ઉંદરોનો પણ ઉપદ્રવ ભારે હતો, આથી દુકાળ જેવી સ્થિતિ સર્જાઈ. જિલ્લાના પાટીદારો, કઠલાલ ગામના મોહનલાલ પંડ્યા અને શંકરલાલ પરીખ વગેરેએ પોતાનાં અને આસપાસનાં ગામોની તપાસ કરાવી તો ચાર આની કરતાં પણ ઓછો પાક થયો હોવાનું જણાયું, આથી એમણે સરદાર વલ્લભભાઈનું ધ્યાન ખેંચ્યું અને મુંબઈ ધારાસભાના ધારાસભ્યો વિઠ્ઠલભાઈ પટેલ તથા ગોકળદાસ કહાનદાસ મારફતે જમીન–મહેસૂલ માફ કરાવવા પ્રયાસ કર્યા, જે સફળ ન થયા. સરકારી નિયમ પ્રમાણે જ્યાં ચાર આની કરતાં પાક ઓછો થયો હોય ત્યાં એ વરસે જમીનમહેસૂલ માફ કરવાનું હતું, પણ સરકારી અધિકારીઓએ તલાટીઓને ધાકધમકી આપી પાકની આનાવારીના આંકડા ચાર આની ઉપર કરાવ્યા, આથી આખા જિલ્લામાં ભારે અસંતોષ વ્યાપ્યો. કલેક્ટર પાસે રજૂઆત થતાં જમીન-મહેસૂલ-વસૂલાતમાં ઉદાર રહેવા વચન આપ્યું. પણ અમલ-બજવણી કડક ભાષામાં કાઢી. કેટલાક ગામોનું મહેસૂલ બંધ રાખવાના સરકારે કરેલા હુકમ મામલતદારોએ દબાવી રાખ્યા.

ગાંધીજી આ સમયે ગુજરાત સભાના પ્રમુખ હતા. સભાના મંત્રીઓ કૃષ્ણલાલ દેસાઈ અને દાદાસાહેબ માવળંકરે આ બાબતમાં કમિશનર અને ગવર્નરને અરજી કરી હતી, પણ અમલદારો એમનાં દોર દમામ અને સખતાઈમાં કડક હતા. ગાંધીજીને ચંપારણમાં ખબર અપાતાં એમણે ખેડા આવી સરદાર વલ્લભભાઈ મારફતે તપાસ કરાવી અને પૂરી ખાતરી થતાં એમણે સરકાર અને પ્રજાકીય ગૃહસ્થમંડળના બનેલા પંચની માગણી કરી. અનેક પત્ર લખ્યા અને પછી પૂરતી ચર્ચાવિચારણા કર્યા બાદ સત્યાગ્રહ કરવાનો નિર્ણય લીધો (માર્ચ, ૧૯૧૮). પ્રજાને લડાઈ માટે તૈયાર રહેવા, દંડ થાય, જમીનો ખાલસા થાય, કેદ થાય કે ઘરની ચીજવસ્તુઓ લઈ જવામાં આવે તો એ બધાં કષ્ટ મૂંગે મોઢે સહન કરી લેવા જણાવવામાં આવ્યું. જમીન-મહેસૂલ ન ભરવાની પ્રતિજ્ઞા સોએક ખેડૂતોએ લીધી અને વલ્લભભાઈએ ગામે ગામ ફરીને લોકોને પોતાની ટેકને વળગી રહેવા સમજાવ્યું. પ્રચાર કરવામાં અને લોકોનો જુસ્સો ટકાવવામાં અનસૂયાબહેન, ઇંદુલાલ યાજ્ઞિક અને મહાદેવભાઈ દેસાઈનો પણ સમાવેશ થતો હતો.[૪૯]

સરકારે જમીન-મહેસૂલ-વસૂલાત માટે જપ્તીઓ શરૂ કરી. લોકો ખૂબ જુસ્સાવાળા અને હિંમતવાળા હતા. સરકારી પગલાં આરંભમાં નરમ હતાં,

પણ લોકોની દઢતા જેમ વધતી ગઈ તેમ સરકારે ઉગ્ર પગલાં લેવા માંડયાં, જેમાં લોકોનાં ઢોરઢાંખર વાસણ ઘરેણાં સામાન વગેરે જપ્ત કરીને લઈ જવાતાં. કોઈ ગામનો આખો પાક પણ જપ્ત કરાતો.[50] લોકોનો જુસ્સો મંદ પડવા લાગ્યો ત્યારે ગાંધીજીએ એમનામાં ઉત્સાહ જગાડવા અયોગ્ય રીતે જપ્ત થયેલા ખેતરનો ડુંગળીનો પાક ઉતારવાની મોહનલાલ પંડયાને સલાહ આપી. મોહનલાલે એના સાથીઓની મદદથી એ કામ કરતાં તેઓ 'ડુંગળી ચોર' તરીકે બિરુદ પામ્યા. એમને અને સાથીઓને થયેલી સજા અને જેલમાં ભોગવેલાં કષ્ટોથી લોકોમાં નવું જોમ આવ્યું.

ગાંધીજીએ કમિશનરને પત્ર લખીને ફરી એક વાર જણાવ્યું હતું કે જો નબળી સ્થિતિવાળા ખેડૂતોનું મહેસૂલ માફ થશે તો સારી સ્થિતિવાળા ભરી દેશે, પણ સરકાર ગાંધીજીને યશ આપવા માગતી ન હતી. ખેડાની આ લડતનો અંત અણધારી રીતે પણ વિચિત્ર આવ્યો ! ગાંધીજી તા. ૩ જી જૂને ઉત્તરસંડા ગામે ગયા હતા. ત્યાંના મામલતદારે જણાવ્યું કે જો સારી સ્થિતિવાળા માણસો મહેસૂલ ભરી આપે તો ગરીબોનું મહેસૂલ મુલતવી રાખવામાં આવશે. ગાંધીજીએ લિખિત કબૂલાત માગતાં એ પ્રમાણે આપવામાં આવી, પણ મામલતદાર એના તાલુકા પૂરતી જ જવાબદારી લઈ શકે અને જિલ્લા માટે કલેક્ટર જ નિર્ણય લઈ શકે, એવું સ્પષ્ટપણે જણાવ્યું હતું. છેવટે કલેક્ટરે એવો જ હુકમ આપ્યો તેથી ગાંધીજીએ 'પ્રતિજ્ઞામાં એ જ વસ્તુ હતી' તેથી એ હુકમથી 'સંતોષ માન્યો'[51] (જૂન ૧૯૧૮).

ખેડાની લડત પરિણામની દૃષ્ટિએ નહિ, પણ સિદ્ધાંતની દૃષ્ટિએ મહત્ત્વની બની રહી. એનાથી ગુજરાતના ખેડૂતવર્ગની જાગૃતિનો અને એમની રાજકારણની કેળવણીનો આરંભ થયો તેમજ ખેડૂતજીવનમાં શિક્ષિત વર્ગનો અને સ્વયં-સેવકોનો ખરો પ્રવેશ આ લડતથી જ થયો. સરકાર તરફનો હાઉ અને ભડક જે ખેડૂતોને લાગતાં હતાં તે હવે જતાં રહ્યાં.

## બોરસદ સત્યાગ્રહ (૧૯૨૩-૨૪)

ખેડાની લડત (૧૯૧૭-૧૮) અને બોરસદ સત્યાગ્રહ (૧૯૨૩-૨૪) વચ્ચેના સમયમાં દેશમાં રોલેટ કાયદા વિરુદ્ધ થયેલ વિરોધો હડતાલો ઉપવાસ, સરકારે અન્ય સ્થળોએ અને અમૃતસરમાં આચરેલી ભારે દમનનીતિ, જલિયાંવાલા બાગ-હત્યાકાંડ, એની જગવ્યાપી અસરો, અમદાવાદ-વીરમગામમાં થયેલાં હુલ્લડ, નડિયાદમાં રેલવેના પાટા ઉખેડવાના પ્રયાસ, ચૌરીચોરાનો બનેલો બનાવ અને

ગાંધીજીએ પાછી ખેંચેલી અસહકારની લડત વગેરે બનાવોમાં લોકજાગૃતિનાં દર્શન થાય છે.

બોરસદ સત્યાગ્રહ ૩૮ દિવસ(તા. ૨-૧૨-૧૯૨૩ થી તા. ૮-૧-૧૯૨૪)ના ટૂંકા ગાળામાં સરદાર વલ્લભભાઈના સીધા માર્ગદર્શન હેઠળ થયો હતો. ખેડા જિલ્લામાં બહારવટિયાઓનો ખૂબ ત્રાસ હતો. સરકાર એ ત્રાસ નાબૂદ કરી શકી નહિ. પ્રજા જ બહારવટિયાઓને મદદ આપે છે અને તેથી ત્રાસ દૂર થતો નથી એવું ઠરાવી, બહારવટિયાઓને જેર કરવા ખાસ પોલીસની ટુકડી રાખવામાં આવી અને એનો ખર્ચ બોરસદ તાલુકાની પ્રજા પાસેથી મેળવવા રૂ. ૨,૪૦,૭૭૪ નો વેરો નાખવા ઠરાવ્યું (તા. ૨૫-૯-૧૯૨૩). પુખ્ત વયનાં દરેક સ્ત્રી-પુરુષ પાસેથી માથાદીઠ રૂ. ૨-૭-૦ નો વેરો લેવાનું નક્કી કરવામાં આવ્યું હતું. લોકોએ આ દંડરૂપી વેરાને 'હૈડિયાવેરા'નું નામ આપ્યું.

ગુજરાત કોંગ્રેસે આ અંગેની તપાસ કરવા મોહનલાલ પંડયા અને રવિશંકર મહારાજને મોકલ્યાં. તપાસ બાદ બોરસદની બેઠકમાં આવો દંડ ન ભરવા માટે સલાહ આપતો ઠરાવ કરવામાં આવ્યો.[૫૨] લોકોને સમજાવવા તાલુકાનાં એકસો ચાર ગામડાંઓમાં સત્યાગ્રહીઓનાં થાણાં નાખવામાં આવ્યાં. સરદાર પટેલ, દરબાર ગોપાળદાસ, અબ્બાસ સાહેબ વગેરે નેતાઓ પ્રવાસ કરી લોકોને અડગ રહેવા સમજાવવા લાગ્યા. સરકારે દંડની રકમ વસૂલ કરવા બહારવટિયાઓને પકડવા માટે રાખેલી ખાસ પોલીસનો ઉપયોગ કરવા માંડયો. વસૂલાતી અમલદારોને વીલે મોંઢે પાછા ફરવું પડે એ માટે લોકોએ દિવસે ઘરને તાળાં મારવાની અને રાત્રે બજાર ખુલ્લાં રાખી દિવસે બંધ રાખવાની પદ્ધતિ અપનાવી. આવી પરિસ્થિતિમાં સરકાર અઢી લાખમાંથી માત્ર નવસો રૂપિયા વસૂલ કરી શકી !

આમ આ આંદોલન દરમ્યાન સંપૂર્ણ અહિંસા જળવાઈ હતી, એટલું જ નહિ, પણ એ સમયમાં બહારવટિયાઓના ત્રાસનો કોઈ પ્રસંગ બન્યો ન હતો. ગુજરાતનાં અખબારોએ આ સત્યાગ્રહના સમાચારોને સારા પ્રમાણમાં છાપીને પ્રચાર કર્યો હતો. તાલુકાના બારૈયા અને પાટણવાડિયા લોકોએ પણ પૂર્ણ શાંતિ જાળવી હતી. આ લડતમાં જ્ઞાતિસંસ્થાના સંગઠનનો ઉપયોગ થયો હતો. આ સમયે ગાંધીજી જેલમાં હોવાથી લડતનું સંચાલન સરદાર વલ્લભભાઈએ કર્યું હતું.

છેવટે મુંબઈના ગવર્નરે તાલુકાની સ્થિતિની તપાસ કરાવતાં, પોલીસ ટુકડીનો ખર્ચ પ્રજા પર ન રાખતાં પાછો ખેંચી લીધો અને વસૂલ થયેલો દંડ

પણ પાછો આપ્યો. આમ આ લડતમાં પ્રજાનો વિજય થયો.[53] મહાદેવભાઈ દેસાઈએ આ સત્યાગ્રહને 'ક્ષિપ્ર વિજયી' સત્યાગ્રહ તરીકે ઓળખાવ્યો હતો.

## બારડોલી સત્યાગ્રહ (૧૯૨૮)

બારડોલી સત્યાગ્રહનો પ્રસંગ આપોઆપ જ ઊભો થયો. ગાંધીજીએ ૧૯૨૧ ની સવિનય કાનૂનભંગની દેશવ્યાપી ચળવળ ચલાવી ત્યારે બારડોલીમાં ૧૯૨૨ માં નાકરની લડત ચાલુ કરવાનો પોતાનો ઇરાદો હોવાનો પત્ર એમણે વાઇસરોયને લખ્યો હતો (તા. ૧–૨–૧૯૨૨).[54] ગાંધીજીએ ગુજરાતમાં બારડોલી પર જ કેમ પસંદગી ઉતારી એ બાબતમાં એવું જણાય છે કે સામુદાયિક સવિનય ભંગનો પ્રથમ પ્રયોગ એમને પોતાની નજર હેઠળ જ કરવો હતો. બારડોલી તાલુકામાં દક્ષિણ આફ્રિકાથી પાછા આવેલા એવા ઘણા માણસ હતા, જેમણે ગાંધીજીએ ત્યાં ચલાવેલી સત્યાગ્રહની લડત જોઈ હતી અને ગાંધીજીની રીતિ એમને પરિચિત હતી, તેથી આખો દેશ એમનો આ પ્રયોગ જુએ અને લોકોમાં એ રીતે શક્તિ અને ઉત્સાહ પ્રેરાય એવી એમની ઇચ્છા હતી, પરંતુ ચૌરીચોરાની બનેલી કરુણ ઘટનાથી અને મુંબઈમાં થયેલાં તોફાનોને કારણે બારડોલીમાં મળેલી કારોબારી સમિતિએ સામુદાયિક સવિનય ભંગ મોકૂફ રાખવાનું ઠરાવતાં બારડોલીમાં આ ચળવળ બંધ રાખવામાં આવી હતી, પરંતુ તાલુકાના જુદા જુદા ભાગોમાં થાણાં નાખીને ઘણા કસાયેલા સેવક રહેલા હતા, જેમણે ૧૯૨૮ માં જમીન-મહેસૂલ-વધારાના પ્રશ્નમાં સરકારને પડકાર આપવાની તક ઝડપી લીધી.

મુંબઈ ઇલાકામાં દર ત્રીસ વર્ષે ખેડૂતોની આર્થિક સ્થિતિની તપાસ કરી જમીન–મહેસૂલની આકારણીમાં સુધારો કરવાની રીત પ્રચલિત હતી. તાલુકાની આકારણી છેલ્લે ૧૮૯૬ માં થઈ હતી. ૧૯૨૬ માં ગુજરાતમાં કેટલાક તાલુકાઓમાં જમીન-મહેસૂલની આકારણી નિયમ મુજબ કરી નવી જમાબંધી ફરી કરવાનો સમય આવ્યો. બારડોલી તાલુકામાં આ કામ સુરતના બિન–અનુભવી ડેપ્યુટી કલેકટર શ્રી જયકર, જે સેટલમેન્ટ ઑફિસર હતા, તેમણે કર્યું. એના અહેવાલમાં ૩૦ ટકા વધારો સૂચવાયો હતો. એ અહેવાલ મુંબઈ સરકારમાં મોકલતાં પહેલાં સેટલમેન્ટ કમિશનર ઍન્ડર્સન પાસે મોકલાયો. ઍન્ડર્સને આખા અહેવાલની સખત ઝાટકણી કાઢી, ગણોતને પાયામાં રાખી નવું જ ધોરણ અપનાવ્યું. સાત વર્ષના ગણોતને એક વર્ષનું ગણોત ગણી જ્યાં માત્ર ૧૫ ટકા જેટલી જમીન ગણોતે અપાતી હતી ત્યાં અડધોઅડધ જમીન ગણોતે અપાય છે એમ ગણી ફેર–આકારણી કરી.[55] સરકારમાં આવા બે અહેવાલ ગયા.

સરકારે સેટલમેન્ટ ઑફિસરની માલના વધેલા ભાવની દલીલ સ્વીકારી ૩૦ ટકાનો વધારો સ્વીકાર્યો તથા સેટલમેન્ટ કમિશનરની સૂચના પ્રમાણે ગામોનું નવું વર્ગીકરણ બહાલ રાખ્યું અને ૨૯ ટકાનો વધારો પણ સ્વીકાર્યો. આમ બંનેના અહેવાલ અડધા અડધા સ્વીકાર્યા અને બંનેના ભાવ-વધારાના ટકા ન સ્વીકારતાં ૨૨ ટકા વધારો મંજૂર રાખ્યો. પરિણામે ૨૩ ગામોને નીચલા વર્ગમાંથી ઉપર ચડાવવામાં આવ્યાં તેથી એ ગામો પર વધારાના મહેસૂલનો અને વધારેલા દરનો એમ બેવડો બોજો પડ્યો. આખા તાલુકાનું મહેસૂલ લગભગ ૨૯ ટકા વધારે સૂચવાયું હતું, આથી અગાઉ રૂ. ૫,૧૪,૭૬૨ હતું તે રૂ. ૬,૭૨,૨૭૩ થઈ ગયું. આથી તાલુકામાં ભારે કચવાટ ફેલાયો. ગામે ગામે ગયા વગર અને સાચી પરિસ્થિતિનો ખ્યાલ મેળવ્યા વગર ખોટા ગણોતને આધારે સરકારી અમલદારોની સલાહથી ખોટા આંકડા નક્કી થયા હતા એમ સ્પષ્ટ જણાયું.

પ્રજાની માગણી આખા તાલુકાની ફેર-આંકણી (રિવિઝન) રદ કરવાની થઈ શકત, પણ એ કેવી રીતે કરવું એનો નિર્ણય કરવાનું કામ સરદાર વલ્લભભાઈને સોંપવામાં આવ્યું. સરદારે તમામ લોકોની માગણી મહેસૂલના ધોરણ પૂરતી કેંદ્ર-સ્થાને રાખવા ઠરાવ્યું અને ઉગ્ર લડત ઉપાડવા તૈયારી કરી. લડત ઉપાડતાં અગાઉ એમણે ખુશાલભાઈ કુંવરજીભાઈ અને કલ્યાણજીભાઈ જેવા તાલુકાના કાર્ય-કર્તાઓ પાસે લોકોનો ત્યાગ કરવાની તૈયારીની તપાસ કરાવેલી. માત્ર વધારાનું જ નહિ, પણ પૂરું મહેસૂલ ન ભરવાની લોકોની તૈયારી હોય તો જ પોતે આ પ્રશ્ન હાથમાં લેશે એમ પણ કહ્યું હતું (તા. ૨૦-૧-૧૯૨૮). એ વખતે ચોર્યાસી તાલુકાના કેટલાક ખેડૂતો પણ આ સત્યાગ્રહમાં સામેલ થવા આવ્યાં હતા, કારણ કે ત્યાં પણ જમીન-મહેસૂલમાં વધારો થયો હતો, પરંતુ સરદાર સત્યાગ્રહ બારડોલી પૂરતો સીમિત રાખવા માગતા હોવાથી એમને સમજાવીને ના પાડી હતી.

સરદારે બારડોલીની લડત શરૂ કરી એ પહેલાં લોકોની લડત દરમ્યાન આવી પડનારાં જોખમોનો શાંતિપૂર્વક વિચાર કરવા સાત દિવસની મુદ્દત આપી હતી. એ પછી લડત શરૂ થઈ. લોકસેવકોની છાવણીઓ ઠેર ઠેર નખાઈ, જે પ્રજાને માર્ગદર્શન આપતી ગઈ. આંદોલનની ખબરો આપવા જુગતરામ દવેએ 'સત્યાગ્રહ પત્રિકા' બહાર પાડી. સરદારનાં જોરદાર ભાષણોથી બીજા ક્રમે આ પત્રિકાએ ભાગ ભજવ્યો. સૌરાષ્ટ્રથી આવેલા ફૂલચંદભાઈએ રચેલાં યુદ્ધગીત લોકભોગ્ય બન્યાં.[૫૬] અન્ય નેતાઓમાં કલ્યાણજીભાઈ કુંવરજીભાઈ તથા બહારથી આવેલાઓમાં અબ્બાસ સાહેબ તૈયબજી, દરબાર સાહેબ, મોહનલાલ પંડ્યા, રવિશંકર મહારાજ, ડૉ ચંદુભાઈ દેસાઈ, ગોરધનદાસ ચોખાવાલા, ઇમામ

સાહેબ, ડૉ. સુમંત મહેતા તથા કુ. મણિબહેન પટેલ, શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઈ વગેરે આવ્યાં અને સભાઓમાં હાજરી આપતાં, લડત–ગીતો તૈયાર કરતાં અને લોકોમાં ઉત્સાહ જગાડતાં. સરકારે મહેસૂલ-વસૂલાત માટે જલદ પગલાં લીધાં. રાનીપરજ જેવી ગરીબ જાતિને પણ ગભરાવવા–ડરાવવા પ્રયાસ કર્યા, પણ બધા અણનમ અને અડગ રહ્યા. કેટલાકે ઢીલા પડી જઈ મહેસૂલ ભર્યું તો એમને માટે સમાજમાં રહેવું ભારે થઈ પડ્યું અને પ્રાયશ્ચિત્ત રૂપે સત્યાગ્રહ-ફંડમાં નાણાં ભરવાં પડ્યાં. પોતાની જમીનો ખાલસા થતી વખતે, પોતાના ઢોરની જપ્તી કે હરરાજી થતી વખતે તેમજ દિવસોના દિવસો સુધી ઢોરઢાંખર સાથે ઘરની અંદર પુરાઈ રહેવા જેવી બાબતોમાં લોકોનાં સહનશક્તિ ટેક અને જુસ્સો દેખાઈ આવતાં હતાં. મીઠુબહેન પિટીટ, ભક્તિલક્ષ્મી, શારદાબહેન જેવાં સ્ત્રી કાર્ય-કર્તાઓએ સ્ત્રી–વર્ગને શૂરાતન ચડાવી પોતાની સાહસ અને પરાક્રમવૃત્તિ દેખાડી આપવા કરેલા પ્રયાસ મહત્ત્વપૂર્ણ બની રહ્યા.

સરકારે ખેડૂતો પર ત્રાસ ગુજારવા પઠાણોને પણ રોક્યા હતા.[૫૨] સરકારનાં આવાં પગલાંઓની અસર મુંબઈ ધારાસભામાં ચૂંટાયેલા સભ્યો પર પડી. એમણે પોતાનાં રાજીનામાં આપ્યાં. એ પછી પટેલ-તલાટીઓએ રાજીનામાં આપ્યાં, આથી આખા તાલુકાનું કામ અશક્ય બની ખોરંભે પડ્યું. આ લડતે ખેતમજૂરો, ગણોતિયાઓ અને જમીન–માલિકો, રાનીપરજ તથા ઉજળિયાત અને હિંદુ મુસલમાનોને એક કર્યા હતા. આ લડતની અસર ગુજરાત બહાર પણ પડી. પૂણેમાં ખાસ સભા યોજાઈ અને સત્યાગ્રહીઓની સફળતા ઇચ્છવામાં આવી.

આંદોલન વખતે ઘણા કાર્યકર્તાઓ જેલમા ગયા, જેઓમાં જેલમાં જનાર પ્રથમ રવિશંકર મહારાજ હતા. આમાં લડત દરમ્યાન જેલમાં ગયેલાઓમાંથી કોઈએ માફી માગી છૂટવાનું સ્વીકાર્યું ન હતું. લડત આખા ગુજરાતની બની ગઈ હતી. દાનનો પ્રવાહ વહેતો થયો હતો. વિષ્ટિકારો અને વિનીત પક્ષના સભ્યોએ પણ સમાધાન માટે રસ લીધો. 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' સિવાયનાં ઘણાંખરાં છાપાં તટસ્થ અને મૌન હતાં. 'પાયોનિયર' અને 'સ્ટેટ્સમૅને' લોકોની માગણીને ન્યાયયુક્ત ગણાવી ટેકો આપ્યો હતો. સુરતની જિલ્લા પરિ-ષદમાં પ્રમુખસ્થાને રહેલા હૈદરાબાદના જયરામદાસે સૂચવ્યા પ્રમાણે ૧૨ મી જૂનનો દિવસ 'બારડોલી દિન' તરીકે ઊજવવામાં આવ્યો. સરકારે યુક્તિ–પ્રયુક્તિઓ ઘણી અજમાવી જોઈ, પણ એમાં નિષ્ફળતા મળી. બારડોલીમાં લશ્કર મોકલવાની પણ તૈયારી સરકારે રાખી હતી. એ વખતે ગાંધીજીએ લોકોને સંભવિત ગોળી-બાર સામે સહનશીલતા ત્યાગ અને બલિદાનની ફરી કસોટી લીધી હતી. વડી

ધારાસભાના પ્રમુખ વિઠ્ઠલભાઈએ પણ વાઇસરોયને પત્ર લખી સરકાર પોતાનો માર્ગ બદલશે નહિ તો પોતે પણ રાજીનામું આપી લડતમાં જોડાશે એવી ચેતવણી આપી હતી.

છેવટે સરકારનું માન રહે એવી યોજના ઘડવામાં આવી. વધારાનું મહેસૂલ ભરાઈ જાય તો સરકાર તપાસ કરવા તૈયાર હતી એવું કહેવામાં આવ્યું, પણ સરદાર જૂના ધોરણે જ મહેસૂલ ભરાવવા તૈયાર હતા. છેવટે જે વાટાઘાટો થઈ તેમાં જૂના દર પ્રમાણે મહેસૂલ ભરવાનું, કેદીઓને છોડી મૂકવાનું, જપ્ત કરેલી જમીન પાછી આપવાનું અને પટેલ–તલાટીઓને એમની નોકરી પર પાછા લેવાનું સ્વીકારાયું. જેઓના પર અત્યાચારો થયા હતા તેઓની તપાસ કરવાનો આગ્રહ સરદારે ન રાખ્યો. આમ ૭ મહિનાની આકરી કસોટી પછી બારડોલીના ખેડૂતોએ વિજય મેળવ્યો.

સરકારે તપાસ-પંચ નીમવામાં વાંધો નથી એમ ગણી બે સભ્યોનું—ન્યાય-ખાતાના બ્રુમફિલ્ડ અને કારોબારી ખાતાના મૅક્સવેલનું બનેલું તપાસપંચ નીમ્યું. પંચે ૧ લી નવેમ્બરે કામગીરી શરૂ કરી. ૧૯૨૯ના ફેબ્રુઆરી સુધીમાં બારડોલી અને ચોર્યાસી તાલુકાઓમાં ફરીને કામગીરી પૂરી કરી. એણે સમગ્ર પ્રશ્નનો અભ્યાસ કરી મહેસૂલમાં સવા ૭ ટકાથી વધુ વધારો થવો ન જોઈએ એમ જાહેર કર્યું. આમ આ સત્યાગ્રહનો અંત પ્રજાની તરફેણમાં વિજયમાં આવ્યો.

દેશભરમાં ગુજરાતને પ્રખ્યાતિ અપાવનાર, ખેડૂતોને ઉન્નત મસ્તક રાખી ચાલવાનું શીખવનાર, દેશને કુશળ અને કાબેલ સેનાપતિ પૂરો પાડનાર અને સત્યાગ્રહના પ્રયોગનાં વિવિધ પાસાં વિશ્વ સમક્ષ મૂકનાર બારડોલી–સત્યાગ્રહ અભૂતપૂર્વ બની રહ્યો. સરદાર વલ્લભભાઈએ એ પહેલાં લોકોને ઉત્સાહના પાઠ ભણાવ્યા પછી નામોશી ત્યાગ બલિદાનના અને છેવટે વિજયના પ્રસંગે નમ્રતાના પાઠ શીખવ્યા. એમણે આ પ્રશ્નમાં પોતાની અજબ કુનેહ-બુદ્ધિ અને કાબેલિયતથી પોતાનામાં રહેલી તેજસ્વી નેતાગીરીનાં દર્શન કરાવ્યાં અને તેથી જ એઓ 'સરદાર'ને નામે ઓળખાયા.

બારડોલીની લડત કંઈ સ્વરાજ્ય માટે ન હતી કે સવિનય ભંગના કાર્યક્રમના *ભાગરૂપે પણ ન હતી, એ માત્ર ખેડૂતોની ફરિયાદ સંભળાવવા પૂરતી હતી.* એમાં સરકાર જક્કી હતી તો એની સામે ખેડૂતો પણ જક્કી હતા. એમાં ખેડૂતો એટલે કે પ્રજાને આર્થિક લાભ થયો અને પ્રજાનો આત્મવિશ્વાસ પણ વધ્યો. દેશમાં એક નવી જ શક્તિનો સંચાર થયો. સમગ્ર દેશને બારડોલીરૂપ બનાવી દો

(બારડોલાઈઝ ઇન્ડિયા) એટલે કે બારડોલીની લડતની શક્તિ લાગુ કરો એવાં ભાવના અને નાદ ગુંજતાં થયાં. ગાંધીજીએ ચીંધેલા માર્ગથી બારડોલીની લડતે લોકોની અને નેતાઓની શ્રદ્ધાને ટકાવી, એટલું જ નહિ, પણ વધુ દૃઢ કરી. એ પછીથી કોંગ્રેસને પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો ઠરાવ કરવા માટે બળ મળ્યું. સત્યાગ્રહની વાત માત્ર આદર્શમય જ નથી, પણ પૂરેપૂરી વ્યવહારુ છે એવી પ્રતીતિ બધાંને થઈ રહી હતી.

### દારૂનિષેધ-પ્રવૃત્તિ

બારડોલીમાં જ્યારે સત્યાગ્રહની લડત ચાલતી હતી ત્યારે સુરત જિલ્લામાં અને એની આજુબાજુમાં દેશી રાજ્યોના વિસ્તારોમાં મદ્યપાનનિષેધની પ્રવૃત્તિ ચલાવવા માટે સરદારના પ્રમુખપદે 'મદ્યનિષેધ મંડળ' સ્થપાયું હતું. મીઠુબહેન પિટીટ એ મંડળનાં મંત્રી હતાં. લડત વખતે બહેનોમાં એઓ ફરતાં હતાં ત્યારે એમને લાગતું હતું કે સુરત જિલ્લા જેવી દારૂ-તાડીની બદી દેશમાં બીજે ક્યાંય નહિ હોય. દારૂનાં પીઠાંઓના ઘણા માલિક પારસી હતા. દારૂનિષેધપ્રવૃત્તિ સાથે વેઠ અને સસ્તી મજૂરી સામે પણ ઝુંબેશ ચલાવવાનું વિચારાયું હતું. લડત દરમ્યાન આ ક્ષેત્રોમાં ઘણું કામ થયું અને લડત પછી જિલ્લાનાં બધા કાર્યકર્તાઓ મોટે ભાગે આ કામ કરવા માટે ત્યાં રોકાયા હતા. જિલ્લાની રાનીપરજ અને કાળી કોમમાં આ પ્રવૃત્તિને લીધે નવું જીવન આવ્યું હતું. ૧૯૨૯ ના એપ્રિલમાં ઉનાઈ(તા. વાંસદા, જિ. વલસાડ)માં ભરાયેલી રાનીપરજ પરિષદમાં સરદારે વડોદરા અને વાંસદા રાજ્યની દારૂ અંગેની નીતિની ઝાટકણી સખત શબ્દોમાં કાઢી હતી અને દારૂના ધંધામાં પડેલા પારસીઓને આ ધંધામાંથી દૂર થવા અને આત્મનિરીક્ષણ કરવા સલાહ આપી હતી.[૫૮]

### લકડિયા હિમ

૧૯૨૯ ના જાન્યુઆરી આખરમાં ગુજરાતમાં સખત હિમ પડ્યું, જેને ખેડૂતોએ 'લકડિયા હિમ' તરીકે ઓળખાવ્યું. એ સમયે સરદારે ખેડૂતોને આશ્વાસન આપ્યું અને સરકારને જમીન-મહેસૂલ મુલતવી રાખવાનો અનુરોધ કરી પત્રવ્યવહાર ચલાવ્યો. મહેસૂલ મુલતવી રાખવાનો ચોખ્ખો કેસ હતો, પણ ૧૯૨૯ ની મોટી લડત નજીકમાં આવી રહી હતી એટલે એ પ્રશ્ન પર સત્યાગ્રહ કરવાને બદલે સરકાર પર બને તેટલું દબાણ લાવી માતર અને મહેમદાવાદના ખેડૂતોને રાહત અપાવી હતી.

આ પછીના સમયમાં ગુજરાતમાં થયેલી સત્યાગ્રહ-ચળવળો રાષ્ટ્રિય સ્વાતંત્ર્યચળવળના પ્રવાહમાં એકરૂપ બની ગઈ હતી.

## રાષ્ટ્રિય ચળવળોમાં તથા ગુજરાત બહારના સ્થાનિક સત્યાગ્રહોમાં ગુજરાતનું પ્રદાન

### ચંપારણ સત્યાગ્રહ (૧૯૧૭)

૧૯૧૬ માં કોંગ્રેસના લખનૌ અધિવેશનમાં ગાંધીજીને જવાનું થયું અને ત્યાં એમને બિહારના ચંપારણ વિભાગમાં ગળીના વાવેતર બાબતમાં સ્થાનિક ખેડૂતો અને જમીનદારો ગોરા લોકો હતા તેમની વચ્ચેની સમસ્યાનો અભ્યાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ચંપારણમાં 'તીન-કઠિયા'ની આરૂઢ થયેલી પ્રથા નાબૂદ કરવા, ખેડૂતોના થતા શોષણનો અંત લાવવા અને એમની દુર્દશાનું નિવારણ કરવા ગાંધીજીએ સત્યાગ્રહની લડત ઉપાડી. લડત જેમ જેમ આગળ વધતી ગઈ તેમ તેમ ગાંધીજીએ અમદાવાદથી પોતાના આશ્રમી સાથીઓને એમાં જોડાવા માટે મોકલવા માંડયા હતા. આમાં કસ્તૂરબા, મહાદેવભાઈ અને એમનાં પત્ની દુર્ગાબહેન, નરહરિ પરીખ અને એમનાં પત્ની મણિબહેન વગેરેનો સમાવેશ થતો હતો. એઓએ ત્યાં ગામડાંઓમાં સફાઈ કરવાની તેમ ઘરગથ્થુ દવાઓ અને શિક્ષણ આપવા જેવી રચનાત્મક કામગીરી કરી અને કરાવી હતી. ગાંધીજીએ સ્થાનિક આગેવાનોની સહાયથી રાજકીય લડતમાં પ્રતીકારાત્મક શક્તિ વડે સફળતા પ્રાપ્ત કરી હતી. પરિણામે 'તીન-કઠિયા'નો કાયદો રદ કરવામાં આવ્યો હતો. આ રીતે ચંપારણની પ્રથમ લડત લડનારા ગુજરાતીઓ હતા[૫૯] અને ગાંધીજીએ સમગ્ર દેશને પ્રતીકારાત્મક અને રચનાત્મક એવી દ્વિમુખી સત્યાગ્રહની શક્તિનો પરિચય કરાવ્યો હતો.

### રોલેટ બિલ સામે સત્યાગ્રહ (૧૯૧૯)

પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન હિંદુ-મુસ્લિમ એક્તા સધાઈ અને બંને કોમોએ હિંદને સ્થાનિક સ્વરાજ્ય આપવા અને સામ્રાજ્યમાં ભાગીદારી આપવા અનુરોધ કર્યો. પરિણામે બ્રિટિશ સરકારે હિંદનું રાજકીય વાતાવરણ ઘેરાતું જોઈ મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ સુધારા જાહેર કર્યા (જૂન ૧૯૧૮), પણ એ મોહકરૂપ નીવડયા. એની આખીય યોજના કોઈને સળંગ રૂપે ગમતી ન હતી. કોંગ્રેસમાં જ વિવિધ મત પેદા થયા હતા. યુદ્ધ પછી અમેરિકા બ્રિટન વગેરે દેશોના રાજનીતિજ્ઞોએ પ્રજાઓના સ્વાતંત્ર્ય-નિર્ણયના સિદ્ધાંતની જાહેરાત કરેલી, એ સંદર્ભમાં હિંદના નેતાઓએ પણ સરકારને પ્રસ્તુત સુધારાઓમાં ફેરફાર કરવા જણાવ્યું, પણ સરકારે અવળાં પગલાં લેવા માંડયાં. બ્રિટનની ખિલાફત અને તુર્કસ્તાન પ્રત્યેની અવળી નીતિના કારણે બે મુસ્લિમ ભાઈઓ-મહમદઅલી અને શૌકતઅલીએ વિરોધ કરતાં એમની ધરપકડ કરાઈ. બીજી બાજુ ક્રાંતિકારી ચળવળો પર અંકુશ મૂકવા

બે 'રોલેટ બિલ' વડી ધારાસભામાં રજૂ કરાયાં. પણ એમાંનું બીજું બિલ પડતું મુકાયું અને પહેલું પસાર કરાયું, જેનાથી ક્રાંતિકારી ગુનાઓ માટેનો ન્યાય ન્યાયાધીશ નક્કી કરે અને એના પર અપીલ ન થઈ શકે એવી પ્રબળ સત્તા સરકારને પ્રાપ્ત થઈ. ગાંધીજીએ દેશભરમાં ફરીને લોકમતને બરાબર કેળવ્યો અને એ રોલેટ કાયદા સામે દેશમાં ઉપવાસ પ્રાર્થના અને હડતાલ માટે અનુરોધ કર્યો. ૧૯૧૯ ની ૬ ઠ્ઠી એપ્રિલે દેશભરમાં આવા સત્યાગ્રહનું પાલન થયું.[૧૦] અહિંસાથી દેશના ઇતિહાસમાં નવા જ પ્રકરણનો આરંભ થયો. સરકારે પંજાબને પસંદ કરી ત્યાં જુલ્મ અને દમન-નીતિ અપનાવી, પરિણામે કેટલાક હિંસાત્મક બનાવ બન્યા. ગાંધીજી દિલ્હી પહોંચે એ પહેલાં સરકારે એમની ધરપકડ કરી, મુંબઈ લઈ જઈ છોડી મૂક્યા.

ગાંધીજીની ધરપકડના સમાચાર સાંભળીને અમદાવાદમાં હુલ્લડ થયું, કેટલાક અંગ્રેજ અને દેશી અમલદારોનાં ખૂન થયાં, વીરમગામ અને નડિયાદમાં તોફાન થયાં, સરકારી કચેરીઓ બાળવામાં આવી, રેલવેના પાટા ઉખેડવામાં આવ્યા. સરકારે તોફાનો અંગે તપાસ કરાવી અને નડિયાદ અમદાવાદ વીરમગામ વગેરેના લોકો પર દંડાત્મક વેરો નાખ્યો. કલકત્તામાં પણ રમખાણ થયું હતું, આથી ગાંધીજી મુંબઈથી અમદાવાદ આવ્યા. તોફાનો માટે લોકોને ઠપકો આપી પ્રાયશ્ચિત્તરૂપે ૨૪ કલાકના ઉપવાસ કરવા સૂચના આપી અને એમણે ૭૨ કલાકના ઉપવાસ કર્યા. એ પછી મુંબઈ જઈ રોલેટ કાયદા સામેની લડત મોકૂફ રાખી.

### અસહકારની લડત (૧૯૨૦–૨૨)

ખિલાફત ચળવળના પ્રશ્નમાં બ્રિટિશ સરકારે મુસ્લિમોની માગણી અને લાગણીને ઠુકરાવતાં મુસ્લિમો નિરાશ થયા હતા. ગાંધીજી અને કોંગ્રેસની ખિલાફત ચળવળમાં પૂરી સહાનુભૂતિ હતી અને એ પ્રશ્નમાં ગાંધીજીએ અસહકારનું આંદોલન ચલાવવાનું માન્ય રાખી કાર્યક્રમ જાહેર કર્યો હતો (૧૦ માર્ચ, ૧૯૧૯). લોકોને અહિંસક રીતે કામ કરવાનું અને આત્મબળથી લડવાનું જણાવવામાં આવ્યું. ૬ ઠ્ઠી એપ્રિલથી આ સત્યાગ્રહ શરૂ થયો. ૧૩ મી એપ્રિલે જલિયાનવાલા બાગ હત્યાકાંડનો બનાવ બન્યો. અસહકારનું આંદોલન ૧ લી ઓગસ્ટથી શરૂ થયું. ગાંધીજી કોંગ્રેસના બંધારણમાં રહીને લડત ચલાવવાની પદ્ધતિ છોડી દઈને અસહકાર અને સત્યાગ્રહનો નવો માર્ગ અપનાવવા માગતા હતા તેથી કોંગ્રેસની કલકત્તાની અસાધારણ બેઠક (સપ્ટેમ્બર, ૧૯૨૦)માં અસહકારનો ઠરાવ પસાર કરાયો. સરકારે અસહકારની ચળવળ પ્રત્યે પોતાની નીતિ જાહેર કરી. કોંગ્રેસે એની ૧૯૨૦ ની નાગપુરની બેઠકમાં અસહકારના ઠરાવને અનુમોદન આપ્યું,

પરિણામે હિંદના ઇતિહાસમાં આધુનિક યુગનો આરંભ થયો. અસહકારનું આંદોલન એના વિવિધ રૂપે ચાલુ થયું. ગાંધીજીએ પોતે એમને મળેલા ખિતાબ-ચાંદ સરકારને પાછા સોંપ્યા. પરદેશી માલ, સરકારી શિક્ષણ–સંસ્થાઓ, અદાલતો, સરકારી નોકરીઓ તેમજ ધારાસભાઓનો બહિષ્કાર કરવાનું એમણે લોકોને જણાવ્યું તથા દારૂબંધી અસ્પૃશ્યતાનિવારણ અને ખાદી અપનાવવા અનુરોધ કર્યો. અસહકારના આંદોલનની અસર દેશમાં વ્યાપકપણે દેખાઈ. રાષ્ટ્રિય કેળવણીના ક્ષેત્રમાં પરિવર્તન આવ્યું. રાષ્ટ્રિય વિદ્યાલયો અને વિદ્યાપીઠ સ્થપાયાં, જેમાં 'ગૂજરાત વિદ્યાપીઠ' પણ એક હતી. દરબારી કે ઠકરાતી વર્ગ ઉપર આની અસર થઈ. ઢસાના દરબાર ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈએ પોતાની ગાદી છોડી અને એઓ અસહકારની લડતમાં જોડાયા. એમનાં પત્ની ભક્તિલક્ષ્મી પણ એમની સાથે જોડાયાં. એમણે આત્મભોગ આપી સ્ત્રીવર્ગને પ્રેરણા આપવાનું કામ કર્યું અને પછી તેઓ સ્વાતંત્ર્ય–ચળવળમાં કાર્યરત રહ્યાં.

૧૯૨૧ માં અમદાવાદમાં કોંગ્રેસનું ૩૬ મું અધિવેશન થયું. ખુરશી-ટેબલની જગાએ ગાદી-તકિયા ગોઠવાયા. ખાદી અને ગ્રામોદ્યોગનું પ્રદર્શન યોજાયું. કોંગ્રેસના વરાયેલા પ્રમુખ શ્રી દેશબંધુદાસની ધરપકડ થતાં શ્રી હકીમ અજમલ-ખાને પ્રમુખપદ સંભાળ્યું. મહાત્મા ગાંધીજીએ અસહકારનો મુખ્ય ઠરાવ રજૂ કર્યો.

અસહકારની લડત પૂરજોસમાં ચાલતી હતી. કાયદાભંગને લીધે સરકારી તંત્ર સ્થગિત થઈ ગયું હતું અને વાઇસરોય સહિત કારોબારી તંત્ર મૂંઝવણમાં મુકાયું હતું. ૧૯૨૨ ના ફેબ્રુઆરીની પહેલી તારીખે બારડોલીમાં સવિનય કાનૂન-ભંગની લડત પોતે ચલાવશે એવા ઇરાદાની ગાંધીજીએ વાઇસરોયને જાણ કરી રાજકેદીઓને છોડી મૂકવા અને પ્રજાની સ્વરાજ્યની માગણી સ્વીકારવા સાત દિવસનો સમય આપ્યો, પણ એ સમય પૂરો થાય એ પહેલાં ઉત્તર પ્રદેશમાં ચૌરીચોરાનો હત્યાકાંડ બન્યો. પ્રજા હજુ અસહકાર અને અહિંસાનો અર્થ બરાબર સમજી નથી અને અહિંસક લડત માટે તૈયાર નથી એમ ગાંધીજીને સમજાયું. બારડોલીમાં ૨૨ મી ફેબ્રુઆરીએ મળેલી કોંગ્રેસની કારોબારી સમિતિએ સવિનય કાનૂનભંગની લડત મોકૂફ રાખવા પૂરતાં કારણ ગણ્યાં અને એ અંગે ઠરાવ કર્યો અને સભા સરઘસો જાહેરસભાઓ વગેરે કાર્યક્રમો બંધ કરી દેવા આદેશ આપ્યો. પરિણામે ૧૯૨૦–૧૯૨૨નું લોક–આંદોલન પૂરું થયું. સુરતમાં અનાવિલ અને પાટીદારોના આશ્રમોની રાષ્ટ્રિય લડતમાં સારી કામગીરી રહી. એમના આગેવાનો દયાળજીભાઈ, કલ્યાણજીભાઈ, ડૉ. ચંદુલાલ દેસાઈ વગેરેએ રૂપિયા એક કરોડના ફાળામાં પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું.[૧૧]

અસહકારની લડત બંધ રહી, પણ એનો અંત આવ્યો ન હતો. રાષ્ટ્રિય લડતોમાં ગુજરાતે સત્યાગ્રહ અને અસહકાર કરીને એક અનોખી ભાત પાડી હતી.

## નાગપુર ઝંડા–સત્યાગ્રહ (૧૯૨૩)

૧૯૨૨ ના ઑગસ્ટમાં ઝંડા-સત્યાગ્રહનું બીજ જબલપુરમાં રોપાયું. એ સમયે સવિનયભંગ-તપાસસમિતિ જબલપુર ગઈ હતી. ત્યાંની સુધરાઈએ હકીમ અજમલખાનને માનપત્ર આપ્યું. સુધરાઈના ટાઉન હૉલ પર યુનિયન જેક ચડાવવો કે યુનિયન જેક સાથે કૉંગ્રેસનો રાષ્ટ્રિય ધ્વજ ચડાવવો એ પ્રશ્ન પર વિવાદ થયો. વિવાદના અંતે કૉંગ્રેસનો રાષ્ટ્રિય ધ્વજ ચડાવવામાં આવ્યો.[१२] આ પ્રશ્ન પર બ્રિટિશ સંસદમાં પ્રશ્નોત્તરી થઈ અને એ પરથી હિંદની સરકારે કડક નીત અપનાવી. એ પછીના બનાવો અને પ્રસંગો ઝડપથી બનતા ગયા.

સરદારે ગુજરાત પ્રાંતિક સમિતિ પાસે ઠરાવ કરાવી નાગપુર ઝંડા–સત્યાગ્રહ માટે સૈનિકો મોકલવાનું નક્કી કરાવ્યું. એ અનુસાર મોહનલાલ પંડ્યા(ડુંગળી-ચોર)ની આગેવાની નીચે ૭૫ સ્વયંસેવકોની ટુકડી તૈયાર કરીને મોકલાઈ. એ પછી દેશના તમામ પ્રાંતોમાંથી સ્વયંસેવકો મોકલવાના ઠરાવ થયા અને ટુકડીઓ રોજે રોજ નાગપુર મોકલાતી રહી અને એમની ધરપકડો થતી રહી. ગુજ-રાતની ટુકડીમાં ગોકુલદાસ તલાટી, રવિશંકર મહારાજ વગેરે મળી કુલ ૧૫ જણ પકડાયા અને એમને દરેકને ૭ માસની સખત કેદની અને એક માસની સાદી કેદની સજાઓ થઈ હતી. ૧૭ મી જૂને સરકારે સરઘસ અને ઝંડાબંધી આખા સિવિલ લાઇન્સ વિસ્તાર ઉપરાંત શહેર-સુધરાઈ સરહદને લાગુ કરી, છતાં સત્યાગ્રહીઓ આવતા રહ્યા. એઓ સરહદમાં પ્રવેશ કરે એ પહેલાં પકડી લેવાતા. ૩ જી જુલાઈએ ડૉ. ચંદુલાલ દેસાઈની આગેવાની હેઠળ ૪૫ જણની ટુકડી નાગપુર જતાં જ પકડાઈ ગઈ. એવી રીતે અમદાવાદથી દયાશંકર ભટ્ટ અને પરીક્ષિતલાલ મજમૂદારની આગેવાની હેઠળની ટુકડી નાગપુર પહોંચે એ પહેલાં પકડી લેવાઈ.

સત્યાગ્રહીઓને નાગપુર જતા અટકાવવા સરકારે નાગપુર જવાની રેલવે-ટિકિટ ન મળે એવાં પગલાં લેવા માંડયાં એટલે અમદાવાદથી સુરેંદ્રજીની સાત ટુકડી પગરસ્તે ત્યાં જવા નીકળી. ડૉ. ઘિયાની સરદારી નીચે ૪૮ની ટુકડી ૩૧ મીએ નાગપુર પહોંચી અને પકડાઈ ગઈ. હવે સત્યાગ્રહીઓની ટુકડીઓએ વ્યૂહ બદલ્યો. એક જ જણ એક વખતે ધ્વજ લઈને જાય, જેથી એનો સરઘસની

વ્યાખ્યામાં સમાવેશ ન થાય. આથી એક વ્યક્તિને પકડવી કે નહિ એનો મૅજિ-સ્ટ્રેટને વિચાર કરવો પડ્યો. આવા સંજોગોમાં સરકારે રાજકીય કેદીઓ પર સખતાઈ કરી ખૂબ પજવણી કરવાની નીતિ અપનાવી.

કૉંગ્રેસ કારોબારીએ હવે નાગપુર ઝંડા-સત્યાગ્રહનું સુકાન સરદાર વલ્લભભાઈને સોંપ્યું[૬૩] સરદારે જુલાઈની ૨૨ મીએ નાગપુર પહોંચી લડતને વ્યવસ્થિત કરી. સ્ત્રીઓની ટુકડીનો પણ ઉપયોગ કરવાનું નક્કી કર્યું. દરમ્યાન વિઠ્ઠલભાઈએ ધારાસભામાં આ સત્યાગ્રહ પાછો ખેંચાય એ માટે સરકારને અનુરોધ કરતા ઠરાવ પસાર કરાવ્યા, પણ ગવર્નરે એ રદ કર્યા.[૬૪] સરકાર પણ આ સત્યાગ્રહનું સ્વરૂપ જોઈ સમાધાન થાય એ માટે આતુર હતી. એ અંગે વિઠ્ઠલભાઈ ગવર્નર અને સરદાર વચ્ચે વાટાઘાટો ચાલી. સભા–સરઘસના મનાઈ હુકમની મુદત પૂરી થવાના આગલા દિવસે સમાધાન સધાયું. નવો મનાઈ હુકમ ન નીકળ્યો, પણ પોલીસ સુપરિન્ટેન્ડન્ટની રજા સિવાય સરઘસ નહિ કાઢવાની જાહેરાત કરાઈ હતી. સરદારે કસોટી કરવા પત્ર લખીને સિવિલ લાઇન્સમાંથી સરઘસ કાઢ્યું અને પૂરી શાંતિથી એ પસાર થઈ ખ્રિસ્તી દેવળ સુધી ગયું એમ છતાં પોલીસે કોઈ પગલાં ન લીધાં. આમ આ ઝંડા-સત્યાગ્રહનો વિજય થયો. સરદારે ઝંડા-સત્યાગ્રહને પૂરો થયેલો જાહેર કર્યો. આ પછી સરદાર વલ્લભભાઈએ ગુજરાતના કરતાં રાષ્ટ્રિય કક્ષાના નેતા તરીકે મહત્ત્વપૂર્ણ ભાગ ભજવવા માંડ્યો.

૧૯૨૨ ના પ્રારંભમાં સરકારે ગાંધીજીને પકડ્યા. એ પછી તરત જ સરદારે ગુજરાતીઓ માટે નિવેદન પ્રગટ કરી, એઓ ગાંધીજીને સમજે એ માટે 'સિપાઈની ફરજ' જેવા લેખ લખ્યા. એમણે ગુજરાતીઓને અને કાર્યકરોને પરદેશી કાપડનો બહિષ્કાર, ખાદીનું વેચાણ અને રાષ્ટ્રિય શિક્ષણ વગેરે માટે કાર્ય કરવા અનુરોધ કર્યો. એ દિશામાં કામ પણ થયાં. ગાંધીજીએ જેલમાંથી છૂટયા બાદ ગુજરાતને અને ગુજરાતની નેતાગીરીએ કરેલાં રચનાત્મક કાર્યોને બિરદાવ્યાં અને સરદારને એમણે 'બોરસદના રાજા' તરીકે ઓળખાવ્યા. સરદારે નાગપુર ઝંડા-સત્યાગ્રહના સમયમાં બોરસદ સત્યાગ્રહ પણ સફળતાપૂર્વક ચલાવ્યો હતો. ૧૯૨૪ માં ગાંધીજી કૉંગ્રેસના પ્રમુખ બન્યા અને સ્વરાજ્ય-પક્ષને છૂટો દોર આપ્યો, પણ ૧૯૨૪ થી ૧૯૨૮ સુધીના સમયમાં દેશમાં એક પ્રકારની રાજકીય મંદી આવી ગઈ હતી, છતાં ગુજરાતમાં રચનાત્મક કાર્યક્રમને સરદાર વેગ આપતા રહ્યા હતા.

## દાંડીકૂચ (૧૯૩૦-૩૧)

૧૯૨૯ ના ડિસેમ્બરમાં લાહોર ખાતે કૉંગ્રેસના અધિવેશનમાં પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ થયો. ૧૯૩૦ ના જાન્યુઆરીની ૨૬ મી તારીખે 'સ્વાતંત્ર્ય દિન' ઊજવવાનો

લોકોને અનુરોધ કરવામાં આવ્યો. આ સમયમાં ઇંગ્લૅન્ડમાં ગોળમેજી પરિષદ ભરવાની યોજના સરકારે જાહેર કરી હતી. કોંગ્રેસ એમાં ભાગ લે એ માટે ગાંધીજીએ અગિયાર મુદ્દા નમૂનારૂપ રજૂ કર્યા, જેમાં દારૂનિષેધ હૂંડિયામણ જમીન-મહેસૂલ મીઠાવેરો અને લશ્કરી ખર્ચા સંબંધી બાબતોનો સમાવેશ થતો હતો. આવી શરતો મંજૂર થતાં કોંગ્રેસ ગોળમેજી પરિષદમાં ભાગ લઈ શકશે એમ એમણે વાઇસરૉયને જણાવેલું, પણ વાઇસરૉયે એ માટે કોઈ બાંહેધરી ન આપી અને જણાવ્યું કે બધા પક્ષ ગોળમેજી પરિષદમાં જાય કે ન જાય, પણ પરિષદ યોજાશે જ. સરકાર સત્યાગ્રહી પ્રવૃત્તિ દાબી દઈ કાયદો અને વ્યવસ્થા સ્થાપવા માટે બધાં જ પગલાં લેશે એવી પણ એમણે ચેતવણી ઉચ્ચારી હતી.[૧૫]

આથી અમદાવાદમાં ૧૯૩૦ ની ફેબ્રુઆરીની ૧૪ મીએ મળેલી કોંગ્રેસની કારોબારી સમિતિમાં સામુદાયિક સત્યાગ્રહ કરવાનો ઠરાવ કરાયો અને સત્યાગ્રહની તમામ રીતનો એમાં ઉપયોગ કરવાની અને લડતનું સુકાન સંભાળવાની ગાંધીજીને સંપૂર્ણ સત્તા આપવામાં આવી. ઈંગ્લૅન્ડમાં કોંગ્રેસના આ ઠરાવના અવળા પ્રત્યાઘાત પડચા અને ગાંધીજી સહિતના તમામ આગેવાનોને પકડી લેવાની સલાહ ત્યાં અપાવા લાગી. આ બાજુ સરદાર, જવાહરલાલ નહેરુ અને અન્ય આગેવાનો દેશમાં પ્રજાની વચ્ચે જઈને આવનારી અહિંસક લડતનો ખ્યાલ આપી જરૂરી સૂચનાઓ આપતા હતા. ગાંધીજીએ વાઇસરૉય લૉર્ડ ઇર્વિનને આખરીનામું કહી શકાય તેવો એક પત્ર લખ્યો (૨ જી માર્ચ), જે ઐતિહાસિક બની રહ્યો. એમાં હિંદની પ્રજા સાથે સંઘર્ષ ટાળવા અનુરોધ કર્યો અને એમ ન થાય તો હું ૧૨ મી માર્ચે સત્યાગ્રહ શરૂ કરીશ એમ જણાવ્યું હતું. આમ એક બાજુ લડતની પૂરી ઝીણવટથી તૈયારી ચાલી રહી હતી અને બીજી બાજુ આખરી ફેંસલા માટે વાઇસરૉયને આખરીનામું અપાયું હતું. લડતનો મુદ્દો ગરીબ અને તવંગર સૌને એકસરખી રીતે લાગુ પાડનારા મીઠાવેરાને બનાવ્યો. દસ પાઈના મીઠા પર બસો પાઈની જકાત સરકારે નાખી હતી. કાયદાનો પોતે પ્રથમ ભંગ કરે અને પછી સમગ્ર પ્રજામાં એનો વ્યાપક ભંગ થાય એવી ગાંધીજીની ખુલ્લી યોજના હતી.

સત્યાગ્રહનો આરંભ સાબરમતી આશ્રમથી ગાંધીજી પોતાના ૮૧ સૈનિકો[૧૬] સાથે નીકળીને કરે એમ નક્કી થયું. એ કૂચ ખેડા જિલ્લાના બોરસદ તાલુકાના મહી નદીના કાંઠા પર આવેલા બદલપુર સુધી લઈ જઈ ત્યાં અગ્નિથી દરિયાનું પાણી ઉકાળી એમાંથી મીઠું બનાવવાની યોજના વિચારાઈ, પણ સુરતના કાર્યકર્તા કલ્યાણજીભાઈ મહેતાનાં સૂચન અને આગ્રહથી સત્યાગ્રહી કૂચને સુરત

જિલ્લાને વીંધીને દરિયાકિનારે લઈ જવાનું નક્કી કરાયું. પસંદગી સમિતિએ તીથલ ધરાસણા લસુંદરા કરાડી અને દાંડીનાં સ્થળોમાંથી છેવટે દાંડી પર પસંદગી ઉતારી. સાબરમતીથી દાંડી જવાનો માર્ગ પણ નિશ્ચિત કરાયો.[૬૭] સાત સાત સફળ સત્યાગ્રહ કરી ચૂકેલી ગુજરાતની પ્રજાએ લાયકાત પ્રાપ્ત કરી હોવાથી આ રાષ્ટ્રિય કક્ષાના સત્યાગ્રહની યજ્ઞવેદી બનવા ગુજરાત તત્પર થઈ ગયું. લડતની પૂર્વતૈયારીઓ કરી લેવામાં આવી.

આવા જંગી યુદ્ધના સમાચાર દેશભરમાં અને પરદેશોમાં પહોંચી ગયા. સ્વિત્ઝર્લૅન્ડ જેવા યુરોપીય દેશથી ફોટો પાડવા પત્રકારો આવી પહોંચ્યા હતા. કેટલાક ગોરા પણ આવ્યા હતા. ૧૨ મી માર્ચે કૂચ શરૂ થવાની હતી. સરકારના મંતવ્ય પ્રમાણે ગાંધીજી કરતાં સરદાર વધુ ખતરનાક હતા એથી એમની ૭ મી માર્ચે ખેડા જિલ્લાના રાસ ગામેથી ધરપકડ કરી, એમને બોરસદ લઈ જઈ એમના પર નાટયાત્મક અને હાંસીરૂપ કેસ ચલાવી સજા કરી. આની અસર ગામ-લોકો પર ભારે થઈ. ત્યાંના બધા જમીનદારો અને અમલદારો વિશેષ હક્ક ભોગવતા હતા. એમણે આના વિરોધમાં રાજીનામાં આપી દીધાં. આ જ ગામમાંથી ૫૦૦ વ્યક્તિઓએ સ્વયંસેવક તરીકે નામ નોંધાવ્યાં હતાં. સરદાર પર કેસ ચલાવી સરકારે પરોક્ષ રીતે લોકોને ઉગ્ર લડત આપવા માટે વધુ ઉત્તેજિત કર્યા હતા એમ કહી શકાય.

નક્કી કર્યા મુજબ ગાંધીજીએ ૧૨ મી માર્ચે સાબરમતી આશ્રમથી ઐતિહાસિક કૂચ આરંભી. કૂચના માર્ગ પરનાં ગામોમાં સભાઓ ભરાતી. ગાંધીજી એમનાં ભાષણોમાં લોકોને મીઠાના કાયદાનો સવિનય ભંગ સમજાવી નવી નવી રીતે સ્વરાજ્ય-લડત અને સત્યાગ્રહનું મહત્ત્વ સમજાવતા રહ્યા. આમ એઓ તા. ૫ મી એપ્રિલે દાંડી પહોંચ્યા અને બીજે દિવસે સવારે દરિયાકિનારે જામેલા મીઠાની ચપટી ઉપાડી અને મીઠાનો કાયદો તોડયો. બ્રિટિશ સામ્રાજ્યની વિશાળ ઇમારતના પાયામાં જાણે આ રીતે લૂણો લગાડયો! એ પછી એમણે દાંડી વિજલપુર કરાડી વગેરે સ્થળોએ ઉત્તેજનાત્મક ભાષણો કરવા માંડયાં છતાં સરકારે એમની ધરપકડ ન કરી અને એમને થકવવાની ચાલબાજી કરી. દેશભરમાં મીઠાના આવા સત્યાગ્રહ થયા. લોકોનો જુસ્સો ટકાવી રાખવા અને સરકારને પગલાં લેવાની ફરજ પડે એ માટે ગાંધીજીએ ધરાસણાના મીઠાના અગરો પર અહિંસક હલ્લો લઈ જવાનું નક્કી કર્યું એટલે એમની ધરપકડ ૫ મી મેના રોજ કરવામાં આવી. અહીંથી ધરાસણાનો સત્યાગ્રહ શરૂ થયો. દાંડીકૂચના પડઘા ઇગ્લેન્ડ અમેરિકા જાપાન અને બીજા દેશોમાં પડયા હતા. ૨૪ દિવસોમાં લગભગ ૩૮૮ કિલોમીટર (૨૪૧

માઈલ) જેટલી કૂચ કરવામાં આવી હતી. દેશભરમાં મીઠાના કાયદાનો વ્યાપક રીતે ભંગ શરૂ થઈ ગયો હતો. લોકો મીઠું પકવતા અને આગેવાનો એનું જાહેર લીલામ કરતા અને લોકો એ ખરીદીને કાયદાનો ખુલ્લી રીતે ભંગ કરતા. આમ દેશમાં સવિનય કાનૂનભંગની લડત ચોતરફ વ્યાપી ગઈ.[૧૮]

## ધરાસણાનો સત્યાગ્રહ

ગાંધીજીની ધરપકડ પછી અબ્બાસ સાહેબ, નરહરિ પરીખ અને અન્ય નેતાઓએ ધરાસણાની લડત ચલાવી. મીઠાના અગરો લૂંટવા એઓ સત્યાગ્રહી સૈનિકોની ટુકડીઓ લઈ ગયા. પોલીસોના મારથી ત્યાં નરહરિ પરીખ સારી રીતે ઘવાયા અને સ્વયંસેવકો પણ ઘવાયા. એ પછી સરોજિની નાયડુ પણ ધરાસણા ગયાં[૧૯] અને ત્યાં એમણે સારી લડત આપી. ત્રણ હજાર જેટલા સ્વયંસેવકો ગંભીર રીતે ઘવાયા હતા. આ લડત દરમ્યાન બહેનોએ પરદેશી કાપડ અને દારૂની દુકાનોનું પિકેટિંગ કરવાનું કાર્ય મીઠુબહેન પિટીટ જેવાની આગેવાની નીચે કર્યું હતું. બહેનોએ આ લડતમાં પોતાની શક્તિનાં પારખાં કરાવ્યાં હતાં.

## બારડોલી અને રાસ

મીઠા-સત્યાગ્રહના સમયમાં બારડોલીના કાર્યકર્તા કુંવરજીભાઈ અને એમના સાથીઓએ બારડોલી તાલુકામાં નાકરની લડત ચલાવવાનું નક્કી કર્યું. ગાંધીજી જ્યારે બહાર હતા ત્યારે આવી લડત ચલાવવા કુંવરજીભાઈએ મંજૂરી માગી હતી, પણ પીઢ આગેવાનોની ગેરહાજરીમાં આવી લડત ચલાવવા ગાંધીજીને જોખમ લાગતું હતું, પણ એ વખતે સરદારે સંમતિ આપી હતી એટલે મીઠા-સત્યાગ્રહની લડતમાં જ્યારે ગાંધીજી અને સરદાર જેલમાં હતા ત્યારે કુંવરજીભાઈએ ખેડૂતોની સભા બોલાવી અને નાકરનો ઠરાવ પસાર કરાવી જીવણભાઈ મોરારજીભાઈ ખુશાલભાઈ વગેરેની મદદથી નાકર લડત આરંભી. કાર્યકર્તાઓએ ભૂગર્ભમાં રહી ચોમાસાના વરસાદના દિવસોમાં ખેડૂતોની ઘરવખરી પાસેપાસેનાં ગાયકવાડ રાજ્યની હદમાં આવેલાં ગામોમાં ખસેડાવી લીધી. આ હિજરત ૧૯૩૦ ના ઑક્ટો-બરના મધ્યભાગથી શરૂ થઈ તે ૧૯૩૧ની ૧૫ માર્ચ સુધી ચાલુ રહી. એ સમયમાં ખેડૂતો હિજરતમાં રહ્યા. બિન-ખેડૂતોએ હિજરત કરી ન હતી. ખેડૂતોએ પોતાની જમીનમાં વાવણી કરી હતી, પણ પાક તૈયાર થતા એ મધરાતે આવીને લણણી કરીને જતા રહેતા. ખેડૂતોની આ લડત પાંચ–છ મહિના ચાલી. ગાંધીજી અને સરદાર બારડોલી આવ્યા ત્યારે હિજરતીઓને માનભેર એમના વતનમાં પાછા લાવવામાં આવ્યા હતા.

નેતાઓની ગેરહાજરીમાં બારડોલીની જેમ ચરોતરના રાસ ગામના લોકોએ પણ સ્થાનિક નાનામોટા નેતાઓનાં પ્રોત્સાહન અને પ્રેરણાથી તથા આપસૂઝથી નાકરની લડત આપી હતી એમાં પ્રજાએ મહેસૂલ ન ભર્યું, સરકારી કર્મચારીઓ અને અમલદારોનો બહિષ્કાર કર્યો અને જરૂર પડતાં ગામમાંથી હિજરત પણ કરી હતી. આ સ્વયંભૂ લડતે દિલ્હી સરકારનું જ નહિ, પણ ઇંગ્લૅન્ડમાં પણ અગ્રણી નેતાઓનું ધ્યાન ખેંચ્યું હતું અને આમસભા(હાઉસ ઑફ કૉમન્સમાં)માં એ અંગે પ્રશ્નોત્તરી પણ થઈ હતી.[૭૦]

## વીરમગામ-ધોલેરા સત્યાગ્રહ

૧૯૩૦ ના મીઠા-સત્યાગ્રહની લડતમાં ભાગ લેવા સૌરાષ્ટ્રના જુવાનો સજ્જ થઈ હુકમની આતુરતાપૂર્વક રાહ જોતા હતા, આથી ગુજરાત પ્રાંતિક સમિતિએ વીરમગામ અને ધોલેરાના બે મોરચા ખોલ્યા. મણિલાલ કોઠારીએ વીરમગામનો મોરચો અને અમૃતલાલ શેઠે ધોલેરાનો મોરચો સંભાળ્યો.

વીરમગામના સત્યાગ્રહ માટેની છાવણી વઢવાણ કેમ્પમાં નખાઈ હતી. મણિલાલ કોઠારી, ફૂલચંદભાઈ શાહ વગેરેની આગેવાની નીચે ભાવનગર જોરાવરનગર વઢવાણ અને અન્ય વિસ્તારોમાંથી આવેલા સ્વયંસેવકોએ સત્યાગ્રહ કર્યો. આરંભમાં પોલીસે નેતાઓને પકડીને છોડી દેવાની નીતિ અપનાવી, પણ પાંચેક દિવસ બાદ માર મારવાની અને મીઠું ઝૂંટવી લેવાની નીતિ અપનાવી. વીરમગામ ઉપરાંત પાટડી, નળકાંઠાની શાહપુરની ખાડી, ખારાઘોડા જેવાં સ્થળોએ સત્યાગ્રહી ચળવળ કરવામાં આવી. વીરમગામમાં પોલીસે અત્યાચાર કર્યા હતા,[૭૧] જેના પ્રત્યે ગાંધીજીએ વાઇસરૉયનું ધ્યાન ખેંચ્યું હતું. મહાદેવભાઈ અને નાનાભાઈ ભટ્ટે આ અત્યાચારની તપાસ કરી જણાવ્યું હતું કે શાહપુરમાં કરવામાં આવેલો જુલ્મ ધરાસણા-સત્યાગ્રહ કરતાં ઓછો ન હતો. વીરમગામ-સત્યાગ્રહ દસ મહિના (૧૯૩૦ ના એપ્રિલથી ૧૯૩૧ ના જાન્યુઆરી) સુધી ચાલ્યો હતો.

ધોલેરા-સત્યાગ્રહમાં અમદાવાદ જિલ્લાના કાર્યકરો ઉપરાંત સૌરાષ્ટ્રના કાર્યકરો હતા, જેઓમાં અમૃતલાલ શેઠ, બળવંતરાય મહેતા, મોહનલાલ મહેતા, રસિકલાલ પરીખ, ઝવેરચંદ મેઘાણી વગેરેએ મહત્ત્વનો આગળ પડતો ભાગ ભજવ્યો હતો. ધોલેરા ઉપરાંત બરવાળા ધંધુકા રાણપુર વગેરેના નાગરિકો પણ આ સત્યાગ્રહમાં સામેલ થયા હતા. સરકારે જપ્તી દંડ લાઠીમાર અને જેલની સજાઓ કરી સત્યાગ્રહ કચડી નાખવા પ્રયાસ કર્યા. સત્યગ્રહનાં સ્થળોએ અંગ્રેજ અધિકારીઓ અને એમના મદદનીશોએ સત્યાગ્રહીઓ પર જુલ્મ

ગુજાર્યાં હતા. ઝવેરચંદ મેઘાણીએ આ સત્યાગ્રહ દરમ્યાન ધરપકડ સ્વીકારી ધંધુકાની કોર્ટમાં મૅજિસ્ટ્રેટ ઈસરાણી સમક્ષ એમનું પ્રખ્યાત રાષ્ટ્રગીત બુલંદ અવાજે ગાઈને સહુને પિગળાવી નાખ્યા હતા.

બ્રિટિશ સરકાર એક વર્ષની લડતથી એવી હચમચી ગઈ હતી કે વાઇસરોય લૉર્ડ ઇર્વિને ગાંધીજી સાથે સુલેહ કરી, પરિણામે ગાંધી–ઇર્વિન કરાર થયા (૧૯૩૧ માર્ચ–૫) અને આંદોલન શાંત પડ્યું. ગાંધીજીએ બીજી ગોળમેજી પરિષદમાં લન્ડનમાં હાજરી આપી, પણ કંઈ મેળવ્યા વગર પાછા આવ્યા. એ પછી નવા વાઇસરૉય લૉર્ડ વિલિંગ્ડનના સમયમાં ગાંધીજી સરદાર વલ્લભભાઈ વગેરે નેતાઓની ધરપકડ થઈ અને સરકારી જુલમો અને દમનનો દોર વધતો ગયો, જ્યારે પ્રજા તરફથી એનો ગાંધીજીએ બતાવેલી પદ્ધતિઓથી પ્રતીકાર થતો રહ્યો.

## સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ અને અસહકારની ચળવળ

ગુજરાતમાં ગાંધીજીની અસહકારની ચળવળ ઘણાં ક્ષેત્રોને અસર કરી ગઈ એમાં સરકારી અંકુશ ધરાવતી અને અનુદાન રકમ મેળવતી અમદાવાદ નડિયાદ અને સુરતની સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ એટલે કે શહેર-સુધરાઈઓએ પોતાનું પ્રદાન ફક્ત પ્રાથમિક કેળવણીના ક્ષેત્રે સરકાર સાથે અસહકાર કરીને કેવી રીતે આપ્યું એ નોંધપાત્ર છે.

### અમદાવાદ

૧૯૨૦માં નાગપુર કોંગ્રેસમાં અસહકારનો ઠરાવ પસાર થયા પછી સરકારી સંસ્થાઓનો બહિષ્કાર કરવાનો કાર્યક્રમ અમલમાં આવે ત્યારે અમદાવાદ સુધરાઈએ પણ પોતાની મર્યાદામાં રહી પોતાના અધિકારક્ષેત્રની પ્રાથમિક શાળાઓને એ લાગુ કરવાનું અને એ માટે સરકારની અનુદાન(ગ્રાન્ટ)-સહાય બિલકુલ ન લેવાનું અને સરકારી શિક્ષણખાતાનો કોઈ પણ અંકુશ ન સ્વીકારવાનું નક્કી કર્યું (તા. ૩–૨–૧૯૨૧). એ પછી કલેક્ટર અને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તથા સુધરાઈ વચ્ચે પરીક્ષાઓ પર નિરીક્ષણ, રજાઓ, હિસાબો તપાસવા અને નીતિવિષયક મુદ્દાઓ પર પત્રવ્યવહાર થતો રહ્યા, પણ સુધરાઈ-સભાસદો મક્કમ રહ્યા, સરકારને નમતું ન આપ્યું અને કરેલા ઠરાવનો અમલ કર્યો. સરકારે સુધરાઈની શાળાઓમાંથી વિદ્યાર્થીઓને અને એમના વાલીઓને સરકારી શાળાઓ તરફ વાળવા નિષ્ફળ પ્રયાસ કર્યા. લડતના દરેક તબક્કે સુધરાઈ–સભાસદોને સરદાર વલ્લભભાઈ અને અન્ય કોંગ્રેસી નેતાઓનું સાચું અને તાત્કાલિક માર્ગદર્શન મળી રહેતું

સરકારે પ્રસ્તુત પ્રશ્ન પર અમદાવાદ સુધરાઈને બરતરફ કરી (તા. ૯-૨-૧૯૨૨), તો સુધરાઈએ પ્રાથમિક કેળવણી સરકાર હસ્તક ચાલી ન જાય એ માટે એક અરાજકીય પ્રાથમિક કેળવણી મંડળની સ્થાપના કરી અને પંદર દિવસમાં જ ૩૩ જેટલી નવી અલગ શાળાઓ ખોલી અને વાર્ષિક પરીક્ષાઓ પણ લીધી. પાછળથી શાળાઓની સંખ્યા ૪૨ ની થઈ અને એમાં ૮,૪૦૦ જેટલા વિદ્યાર્થી અભ્યાસ કરતા હતા. બીજી બાજુએ સરકારે નીમેલી સમિતિની ૫૭ શાળાઓમાં ૧૬૦૦ થી ૧,૭૦૦ જેટલા કુલ વિદ્યાર્થી હતા.[૭૨] છેવટે સરકાર સુધરાઈ સામે હારીને થાકી ગઈ. રાજકીય વાતાવરણ બદલાતાં અમદાવાદ સુધરાઈને ફરી પાછી અસ્તિત્વ-માં આણી (તા. ૯-૨-૧૯૨૪). આમ છતાં નવી સુધરાઈએ કેળવણી મંડળની શાળાઓ ચાલુ રાખી અને દોઢ લાખ રૂપિયાની નિભાવ અનુદાન-સહાય આપી.

સુધરાઈ સાથે સમાધાન કરવાના શુભ ઇરાદાથી મુંબઈ સરકારના કેળવણી ખાતાના નિયામક મિ. લોરીએ સંનિષ્ઠ પ્રયાસો કર્યા. એમણે જાતે અમદાવાદ આવી સમાધાન કર્યું. પરિણામે કેળવણી મંડળની બધી શાળા બંધ કરાઈ. શિક્ષકોની નોકરી તેમ પગાર અને રજાઓ સંબંધમાં પણ સુખદ ઉકેલ લવાયો.

એમ છતાં સરકારના પરાજિત થયેલા કેળવણી ખાતાએ એક નવો મુદ્દો ઊભો કર્યો. અમદાવાદ સુધરાઈએ જ્યારથી (તા. ૧-૩-૧૯૨૧ થી) સરકારી કેળવણી ખાતાનો પરીક્ષા અને નિરીક્ષણનો અંકુશ ન સ્વીકારવાનો ઠરાવ કર્યો ત્યારથી શરૂ કરીને સરકારે સુધરાઈ શાળાઓનો કબજો લીધો ત્યાં સુધીના (તા. ૧૭-૧૨-૧૯૨૧ સુધીના) સમય દરમ્યાન સુધરાઈએ પોતાના ભંડોળમાંથી કેળવણી મંડળને આપેલી અનુદાન-રકમનો ખોટો અને ગેરઉપયોગ કર્યાનો આક્ષેપ કરી રૂ. ૧,૬૮,૬૦૦ ની રકમ અસહકારનો ઠરાવ કરનારા ૧૯ સુધરાઈ સભાસદો પાસેથી વસૂલ લેવા અદાલતમાં દાવો માંડયો, પણ સુધરાઈએ પ્રાથમિક શાળાઓ ચલાવી શિક્ષણ આપવાનું જે કાર્ય કર્યું છે તે એના અધિકારક્ષેત્ર બહારનું ઠરતું નથી અને કરેલો ખર્ચ એ નાણાંનો દુરુપયોગ છે એમ ન કહેવાય એવો ચુકાદો અદાલતે સરકાર વિરુદ્ધ આપ્યો. સરકારે હાઈકોર્ટમાં અપીલ કરી, પણ એમાં પણ એ હારી ગઈ.

### નડિયાદ

નડિયાદ સુધરાઈએ અમદાવાદ સુધરાઈ કરતાં પણ વહેલી લડત શરૂ કરી હતી (તા. ૧-૧૦-૧૯૨૦). પોતાના હસ્તકની પ્રાથમિક શાળાઓને અસહકારી કરી નાખવા લોકમત કેળવ્યો. સરદાર વલ્લભભાઈએ અસહકાર કરવાનાં જોખમો અને જવાબદારીઓનો ખ્યાલ આપા માર્ગદર્શન આપ્યું. ખેડા જિલ્લાના કલેકટરે

પણ સરકારી 'અનુદાન-સહાય અને અંકુશ ન સ્વીકારી અસહકારનું પગલું' ન લેવા સમજાવ્યું. એમ છતાં સુધરાઈ સભાસદોએ મક્કમ રહી સામાન્ય સભામાં અસહકાર કરવાનો ઠરાવ કર્યો (૮ મી ઑક્ટોબર). એણે પોતાની શાળાઓ માટે નવેસર અભ્યાસક્રમ તૈયાર કર્યો અને શાળાઓને ગૂજરાત વિદ્યાપીઠ સાથે જોડવાનું નક્કી કરી અમલ શરૂ કર્યો. રચવામાં આવેલા રાષ્ટ્રિય કેળવણી મંડળે ૫૪ શાળા ચલાવી.

સરકારી નોકરીમાં ચાલુ રહીને વફાદારી બતાવનારા શિક્ષકોને સરકારે આપેલી ખાતરી મુજબ નડિયાદમાં જ રાખવાની સરકારને ફરજ પડી. સરકારે પોતાના ખર્ચે શાળાઓ ખોલી, પણ વિદ્યાર્થીઓની જૂજ સંખ્યાને લીધે બધા શિક્ષકોને પૂરતું કામ ન આપી શકાયું. જ્યાં સુધરાઈની શાળાઓ ચાલતી હતી તે ત્રણ મકાન સરકારી માલિકીનાં છે એમ કાયદેસર બતાવી બળજબરીથી એ મકાનોનો કબજો સરકારે લીધો, પણ છેવટે એમાં એની નાલેશી થઈ અને મકાનો પાછાં સુધરાઈને સોંપવાની ફરજ પડી.

અસહકાર બતાવતી અમદાવાદ સુરત અને નડિઆદની સુધરાઈઓને પોતાની ભૂલ સુધારવા સરકારે ૧૯૨૧ ઑક્ટોબરની ૧૭ મી તારીખની મુદત આપી હતી. નડિયાદ સુધરાઈએ તાત્કાલિક પગલાં લઈ તા. ૧૬ મી ઑક્ટોબરે જ ઠરાવ કરીને સ્થાનિક શિક્ષણ સમિતિને શાળાઓનો બધો હવાલો સોંપ્યો અને રૂ. ૨,૫૦૦ ની અનુદાન સહાય આપવા ઠરાવ્યું. સરકારે એ રકમ આપવા ન દીધી અને પોતાના વહીવટ હેઠળની શાળાઓનો ખર્ચ, સુધરાઈનું ભંડોળ જે પોતાના હસ્તક હતું તેમાંથી, કાપી લેવા માંડચો. સરકારે સુધરાઈની ચૂંટણી ફરીથી કરાવી (નવેમ્બર, ૧૯૨૨), છતાં પણ નવા સભાસદોમાં પ્રમુખ સહિત વીસ સભ્યો અસહકારી વલણવાળા હતા. સુધરાઈના તાબાની શાળાઓનો ખર્ચ લોકો પાસેથી ઉઘરાવીને કરવામાં આવતો.

સુધરાઈને નમાવવા માટે સરકારે અમદાવાદ સુધરાઈની જેમ કાયદાનો આશ્રય લીધો. સુધરાઈ-પ્રમુખ સહિત બીજા દસ સભ્યોએ સરકારી અંકુશ ન સ્વીકારી સુધરાઈની શાળાઓ જે સમય દરમ્યાન (એટલે કે તા. ૧૫–૨–૧૯૨૧ થી તા. ૫–૧–૧૯૨૨ સુધી) ચલાવી હતી તે સમય દરમ્યાન થયેલા ખર્ચની રકમ રૂ. ૧૭,૦૬૭–૭–૦ વસૂલ લેવા અદાલતમાં દાવો માંડચો. બીજી તરફ સુધરાઈને એના મનસ્વી વર્તન બદલ બરતરફ કરવા જેવી પરિસ્થિતિ સરકારે નિયુક્ત સભ્યો

નીમીને ઊભી કરી. સરદારની સલાહથી કર નહિ ભરવાની લડત એક વર્ષ ચાલી. અદાલતમાં કેસ ચાલી જતાં સુધરાઈના શિક્ષણ આપવાના હક્કને અદાલતે સ્વીકાર્યો, પણ અભ્યાસક્રમમાં મૂળભૂત રીતે ફેરફાર કરેલો હતો એવા મુદ્દા પર સરકારની તરફેણમાં ચુકાદો આપ્યો. આમાં અગિયાર સુધરાઈ સભ્યોને જવાબદાર ગણી ખર્ચ અને રૂ. ૧૨,૨૯૬–૨–૦ ની રકમનું હુકમનામું સરકારને કરી આપ્યું. સભાસદોએ હાઈકોર્ટમાં અપીલ કરતાં નીચલી અદાલતનો ચુકાદો માન્ય રહ્યા. હુકમનામાની રકમ તથા ખર્ચની મળીને લગભગ પોણા બે લાખની રકમ લોકો પાસેથી તથા વેપારીઓ પર લાગા નાખીને અને બહારગામ વસતા નડિયાદના વતનીઓ પાસેથી ફાળા તરીકે ઉઘરાવીને ઊભી કરવામાં આવી હતી.

### સુરત

સુરત સુધરાઈએ પણ નાગપુરમાં મળેલી કોંગ્રેસના ઠરાવ અનુસાર સુધરાઈની શાળાઓને સરકારના અંકુશમાંથી મુક્ત કરવા ઠરાવ્યું (તા. ૪–૭-૧૯૨૧) અને અમદાવાદ તથા નડિયાદ સુધરાઈઓની જેમ કાર્યવાહી શરૂ કરી. સરકારે પોતાના ખર્ચે શાળાઓ કાઢી અને સુધરાઈની શાળાઓની વ્યવસ્થા તૂટી પડે એવા પ્રયાસ કર્યા. સુધરાઈને પોતાની ભૂલ સુધારવા અમદાવાદ–નડિયાદની જેમ આદેશ આપ્યો. સુરત સુધરાઈએ પણ સ્થાનિક રાષ્ટ્રિય કેળવણી મંડળ ઊભું કરી શાળાઓ એને સોંપી દીધી અને ખર્ચ માટે રૂ. ૪૦,૦૦૦ ની અનુદાન-સહાય રકમ સરકારે આપેલો મનાઈ હુકમ મળે એ પહેલાં રાષ્ટ્રિય કેળવણી મંડળને સોંપી દીધી. એ પછી સરકારી કડક પગલાંઓનો દોર શરૂ થયો, પણ સુધરાઈએ એનો મક્કમતાપૂર્વક સામનો કર્યો અને એક વિરોધી પગલું ભર્યું. સરકાર સુધરાઈની શાળાઓનો કબજો ન લે એ માટે શાળાઓમાં એક મહિનાની રજાઓ જાહેર કરી અને શાળાના શિક્ષકોને અમદાવાદમાં મળનારા કોંગ્રેસ અધિવેશનમાં ભાગ લેવા જવું હોય તો જઈ શકે એવી છૂટ આપી. સરકાર માટે સુધરાઈનું આ પગલું અસહ્ય બની રહ્યું. ગાંધીજીએ આ માટે સુધરાઈને અભિનંદન આપ્યાં હતાં.[૭૩] સરકારે સુધરાઈને બરતરફ કરતાં (તા. ૨–૧૨–૧૯૨૨) નાકરની લડત ચલાવવામાં આવી, જે ૧૯૨૩ માં જોરદાર બની હતી.

સુધરાઈને અમદાવાદ અને નડિયાદની જેમ શિક્ષા કરવા માટે સરકારે અદાલતમાં દાવો માંડ્યો એમાં સુધરાઈ-પ્રમુખ અને બીજા ત્રીસ સભાસદોએ તા. ૪–૭–૧૯૨૧ થી તા. ૧૭–૧૨–૧૯૨૧ સુધી સરકારના અંકુશ વગર ચલાવેલી શાળાઓ પાછળ ખર્ચેલી રકમ રૂ. ૬૭,૯૦૩–૬–૩ અને રાષ્ટ્રિય કેળવણી મંડળને આપેલી અનુદાન-સહાયની રકમ રૂ. ૪૦,૦૦૦ મળી કુલ

રૂ. ૧૦૭,૯૦૩–૬–૩ ની રકમ સુધરાઈ-ભંડોળમાંથી ખર્ચી' એ એનો ખોટો અને ગેરકાયદે ઉપયોગ કર્યો હતો એવી રજૂઆત અદાલતમાં કરવામાં આવી હતી. આ કેસમાં અદાલતે માત્ર રૂ. ૪૦,૦૦૦ ની અનુદાનની રકમ માટે સુધરાઈના સભાસદોને દોષિત ગણી એટલી રકમનું હુકમનામું સરકારને કરી આપ્યું. ગાંધીજીએ હુકમનામાની આ રકમની જવાબદારી સુરતના અસહકારી શહેરીઓ પરની ગણાવી હતી.[૭૪] અલબત્ત, આ રકમ માટે પણ નડિયાદ સુધરાઈની જેમ ઉઘરાણું કરવામાં આવ્યું હતું.

સરકારે ૧૯૨૫ માં સુરતની પ્રજાની સુધરાઈ પાછી આપી ત્યારે રાષ્ટ્રિય કેળવણી મંડળે પોતાની શાળાઓ પણ સુધરાઈને પાછી સોંપી.

આમ ગુજરાતની ત્રણે શહેર-સુધરાઈઓની લડત સાચા સ્થાનિક સ્વરાજ્યના સત્તા અને જવાબદારી દર્શાવવા માટેની બની રહી. અલબત્ત, એમાં માત્ર પ્રાથમિક કેળવણીનો અધિકાર સ્થાનિક સુધરાઈનો હતો અને એને અદાલતે માન્ય રાખ્યો હતો એ મુખ્ય મુદ્દા પર લડતો ચલાવવામાં આવી હતી. લડત માત્ર તે તે ક્ષેત્ર પૂરતી જ મર્યાદિત રાખવામાં આવી હતી. એ લડતોમાં શિક્ષકોને કંઈ ને કંઈ ભોગ આપવો પડ્યો, એમાંથી એમને કિંમતી તાલીમ મળી. વળી સ્થાનિક સ્વરાજ્યના વહીવટમાં લોકોને રસ લેતા કરવાનો અને પોતાના શહેરના વહીવટના પોતે માલિક થઈ શકે છે એવાં સભાનતા અને આત્મવિશ્વાસ પ્રેરવાના આ સફળ પ્રયોગ હતા એમ જરૂર કહી શકાય. ૧૯૨૭ ના જુલાઈમાં સુરત ખાતે પહેલી સ્થાનિક સ્વરાજ્ય પરિષદ સરદાર વલ્લભભાઈના પ્રમુખપદે યોજાઈ હતી તેમાં સરકારની નીતિ સુધરાઈઓને મદદ કરવાને બદલે સુધરાઈઓનાં કામોમાં અવરોધ નાખવાની રહી હતી એની સખત ઝાટકણી સરદારે કાઢી હતી.[૭૫]

## પાદટીપ

૧. Government of Bombay—*Source Material for a History of the Freedom Movement in India*, (*SMHFMI*) Vol. II : 1885–1920 p. 600

૨. વલ્લભદાસ અક્કડ, 'સ્વાતંત્ર્યસંગ્રામનો એક સૈકો', "ગુજરાત એક પરિચય", પૃ. ૬૩૦–૬૩૧

૩. *SMHFMI*, Vol. II, pp. 557 ff.

૪. પટ્ટાભી સીતારામૈયા, 'મહાસભાનો ઇતિહાસ', પૃ. ૧૭૨
૫. એજન, પૃ. ૧૭૨-૭૩
૬. વલ્લભદાસ અક્કડ, ઉપર્યુક્ત, 'ગુજરાત એક પરિચય', પૃ. ૬૩૪
૭. સીતારામૈયા, ઉપર્યુક્ત, પૃ. ૧૮૯
૮. અંબાલાલ ના. જોશી, 'મહાત્મા ગાંધી'-ભાગ ૧, પૃ. ૨૪૪
૯. મોહનદાસ ક. ગાંધી, 'આત્મકથા', પૃ. ૩૯૯
૧૦. નરહરિ દ્વારકાદાસ પરીખ, 'સરદાર વલ્લભભાઈ,' ભાગ ૧, પૃ. ૬૮
૧૧. એજન, પૃ. ૬૯ ૧૨. એજન, પૃ. ૭૨
૧૩. એજન, પૃ. ૭૪
૧૪. સીતારામૈયા, ઉપર્યુક્ત, પૃ. ૨૮૧
૧૫. જવાહરલાલ નહેરુ, 'મારું હિંદનું દર્શન' (ગુજરાતી અનુવાદ), પૃ. ૪૮૭
૧૬. કપિલરાય મહેતા, 'ગુજરાતનું પત્રકારત્વ', "ગુજરાત એક દર્શન"–ખંડ ૨, પૃ. ૬૫
૧૭. મો. ક. ગાંધી, ઉપર્યુક્ત, પૃ. ૪૭૨–૪૭૩
૧૮. સીતારામૈયા, ઉપર્યુક્ત, પૃ. ૨૪૩
૧૯. અંબાલાલ ના. જોશી, 'મહાત્મા ગાંધી'–ભાગ ૨, પૃ. ૧૬૭-૧૬૮
૨૦. S. N. Bhattacharya, *Mahatma Gandhi-The Journalist*, p. 36
૨૧. રતનજી રુસ્તમજી માર્શલ, 'ગુજરાતી પત્રકારત્વનો ઇતિહાસ', પૃ. ૨૪૨–૨૪૩
૨૨. મો. ક. ગાંધી, ઉપર્યુક્ત, પૃ. ૪૭૪
૨૩. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', પૃ. ૫૧૧
૨૪. Bhattacharya, *op. cit.*, p. 156
૨૫. *Ibid.*, pp. 185 f.
૨૬. કપિલરાય મહેતા, 'ગુજરાત એક દર્શન'–ખંડ ૨, પૃ. ૬૭
૨૭. રતનજી રુ. માર્શલ, ઉપર્યુક્ત, પૃ. ૧૯૦–૧૯૧
૨૮. તા. ૧૦-૧–૧૯૩૨ થી તા. ૧૭–૬-૧૯૩૩ સુધી
૨૯. યાસિન દલાલ, 'અખબારનું અવલોકન', પૃ. ૧૩
૩૦. એજન, પૃ. ૧૧૨ ૩૧. એજન, પૃ. ૧૧૫
૩૨. એજન, પૃ. ૧૨૫
૩૩. રતનજી રુ. માર્શલ, ઉપર્યુક્ત, પૃ. ૨૫૬

૩૪. હીરાલાલ ત્રિ. પારેખ, ઉપર્યુક્ત, પૃ. ૪૭૯
૩૫. મગનભાઈ દેસાઈ, 'ગાંધીયુગ', "ગુજરાત એક પરિચય", પૃ. ૬૩૭
૩૬. હીરાલાલ ત્રિ. પારેખ, ઉપર્યુક્ત, પૃ. ૫૨૨
૩૭. એજન, પૃ. ૪૭૮
૩૮. સીતારામૈયા, ઉપર્યુક્ત, પૃ. ૨૮૫–૨૮૬
૩૯. નરહરિ દ્વા. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૧૪૬
૪૦. એજન, પૃ. ૨૪૪-૨૪૫ ૪૧. એજન, પૃ. ૩૬૦
૪૨. R. C. Majumdar, 'The Press', "*Struggle For Freedom*", p. 1020
૪૩. ચિનુભાઈ પુ. શાહ, 'વ્યાયામપ્રચારનાં પચાસ વર્ષ', "ગુજરાત, એક પરિચય", પૃ. ૬૮૩
૪૪. નારાયણ દેસાઈ, 'ગુજરાતનાં સત્યાગ્રહ આંદોલનો', "ગુજરાત એક દર્શન–" ખંડ ૧, પૃ. ૨૧૪
૪૫. મો. ક. ગાંધી, ઉપર્યુક્ત, પૃ. ૩૮૨
૪૬. અંબાલાલ ના. જોશી, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૨૫૧
૪૭. શાંતિલાલ બૅન્કર, 'ગાંધીજી અને મજૂરપ્રવૃત્તિ', પૃ. ૨૫ થી ૩૦
૪૮. સીતારામૈયા, ઉપર્યુક્ત, પૃ. ૨૦૬
૪૯. મો. ક. ગાંધી, ઉપર્યુક્ત, પૃ. ૪૩૮
૫૦. નરહરિ દ્વા. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૧૧૫
૫૧. મો. ક. ગાંધી, ઉપર્યુક્ત, પૃ. ૪૪૧–૪૪૨
૫૨. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૧૮૧
૫૩. નરહરિ દ્વા. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૩૨૫–૩૨૮
૫૪. સીતારામૈયા, ઉપર્યુક્ત, પૃ. ૩૨૧–૩૨૪
૫૫. નરહરિ દ્વા. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૩૮૯
૫૬. નારાયણ દેસાઈ, 'ગુજરાતનાં સત્યાગ્રહ આંદોલનો', "ગુજરાત દર્શન"– ખંડ ૧, પૃ. ૨૩૭
૫૭. સીતારામૈયા, ઉપર્યુક્ત, પૃ. ૪૩૫–૪૩૬
૫૮. નરહરિ દ્વા. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૪૬૬-૪૬૮
૫૯. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૧૦૫–૧૧૦
૬૦. R. C. Majumdar, 'Annus Mirabilis'–1919, "*Struggle for Freedom*," *op. cit*, p. 302

૬૧. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૧૪૧
૬૨. રામનારાયણ ના. પાઠક, 'સરદાર વલ્લભભાઈ પટેલ', પૃ. ૧૨૯
૬૩. એજન, પૃ. ૧૩૪
૬૪. નરહરિ દ્વા. પરીખ, પૃ. ૨૬૧–૬૬
૬૫. કલ્યાણજીભાઈ વિ. મહેતા, અને ઈશ્વરલાલ ઈ. દેસાઈ, 'દાંડીકૂચ', પૃ. ૧૩
૬૬. એજન, પરિશિષ્ટ ૧૦, પૃ. ૨૯
૬૭. એજન, પૃ. ૨૩
૬૮. *Sardar Vallabhbhai Patel*, Vol. II (English Translation), pp. 7 f.
૬૯. ઈશ્વરલાલ ઈ. દેસાઈ, 'ધરાસણાની શૌર્યગાથા', પૃ. ૫–૨૧
૭૦. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૩૨–૨૩૪
૭૧. કાંતિલાલ મ. શાહ, 'વીરમગામ સત્યાગ્રહ', પૃ. ૨૬–૩૩
૭૨. નવજીવન, તા. ૨૫–૬–૧૯૨૨
૭૩. નરહરિ પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૨૧૭
૭૪. નવજીવન, તા. ૧૫–૬–૧૯૨૪
૭૫. નરહરિ પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૩૬૭

પ્રકરણ ૩

# રાજકીય જાગૃતિ : બ્રિટિશ મુલકમાં
## (ઈ. સ. ૧૯૩૨–૪૭)

### ૧૯૩૨ નો સત્યાગ્રહ

બીજી ગોળમેજી પરિષદમાંથી ગાંધીજી ખાલી હાથે ૨૮–૧૨–૩૧ ના રોજ લન્ડનથી પાછા ફરી મુંબઈ ઊતર્યા. મુંબઈના રોકાણ દરમ્યાન પ્રાંતોના આગેવાનોએ ગાંધી–ઈર્વિન કરારનો ભંગ કરીને દમનનો દોર સરકારે છૂટો મૂકી દીધો હતો એવી ફરિયાદ કરી હતી. ત્રણ વટહુકમ આ અંગે બહાર પાડ્યા હતા, જે ઉપર્યુક્ત કરારના ભંગ સમાન હતા. દારૂનાં પીઠાં અને પરદેશી કાપડના વેચાણ અંગે કરાતા પિકેટિંગ અંગે અમલદારોએ મુશ્કેલી ઊભી કરી હતી. લડત દરમ્યાન જે મુખીઓએ રાજીનામાં આપ્યાં હતાં તેમને ખાલી જગ્યા હોય તો પાછા સમાવવાના હતા, પણ આ ખાતરીનું પાલન થયું ન હતું. ૧૯૩૦–૩૧ ના સત્યાગ્રહ દરમ્યાન ગુજરાતમાં કરેલ અત્યાચારો અંગે તપાસ કરવાની ખાતરી સરકારે ગાંધીજીને બીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપવા ગયા તે પૂર્વે આપી હતી. આ તપાસ દરમ્યાન સરકારે બહાર પાડેલ વટહુકમો રજૂ કરવા ભુલાભાઈ દેસાઈએ કોંગ્રેસ પક્ષ તરફથી માગણી કરી તો એ નકારાઈ હતી અને એ કારણે કોંગ્રેસ પક્ષ તપાસમાંથી ખસી ગયો હતો. આ બધાં કારણોસર પરિસ્થિતિ સ્ફોટક બની હતી. ગાંધીજીએ આથી વાઇસરોય લૉર્ડ વિલિંગ્ડનને રૂબરૂ મળવા માગણી કરી, પણ એ નકારાઈ. એમ છતાં ૨૯–૧૨–૩૧ ના રોજ આ અંગે ગાંધીજીએ તાર કર્યો. સરકારે એમનાં પગલાંઓનો બચાવ કરતો વળતો તાર કર્યો. ૩૧–૧૨–૩૧ ના રોજ મળેલ કોંગ્રેસની કારોબારીએ એમની ફરિયાદો સરકાર ન સાંભળે ને ન્યાય ન મળે તો ફરી લડત ચલાવવા નક્કી કર્યું અને પ્રજાને કાર્યક્રમની જાણ કરી. ગાંધીજી અને વાઇસરોય વચ્ચે વધુ તારોની આપલે થઈ, પણ પરિણામ આવ્યું નહિ. નેતાઓ એમના પ્રાંતોમાં લડતની તૈયારી કરવા ઊપડી ગયા અને સરકારે પણ તૈયારી કરી, લીધી હતી. ૪-૧–૩૨ ના રોજ ગાંધીજી અને સરદાર વલ્લભભાઈની સરકારે ધરપકડ કરી, કોંગ્રેસને ગેરકાયદેસર સંસ્થા તરીકે જાહેર કરી અને સભાસરઘસ પર લાઠીમાર કરવો અને ઘોડા દોડાવવા, ગોળીબાર કરવો, લોક-અપમાં માર મારવો, વાળ સળગાવવા, ગામડાં ઘેરવાં અને જપ્તી કરવાં જેવા જુલ્મી

પગલાં લીધાં. આ વખતના સિતમને બટ્રાન્ડ રસેલે નાઝી પક્ષના જુલ્મ સાથે સરખાવ્યો હતો.[1]

અમદાવાદમાં કૉંગ્રેસ ભવનને જાન્યુઆરીમાં સીલ મારવામાં આવ્યાં, સરકારે ૫-૧-૩૨ ના રોજ ગૂજરાત વિદ્યાપીઠ, એનું પુસ્તકાલય અને નવજીવન પ્રેસ જપ્ત કર્યાં. મગનભાઈ દેસાઈ તથા જેઠાલાલ ગાંધીએ એનો વિરોધ કરતાં એમની ધરપકડ કરી અને જેલ અને દંડની એમને સજા કરી. દસક્રોઈમાં ભવાનીશંકર મહેતાની આગેવાની નીચે નાકરની લડત પૂરજોશમાં હતી. મગનભાઈ મેઘજીભાઈ કોરડિયા ધંધુકા-ધોળકા સંગ્રામ સમિતિના સરમુખત્યાર હતા, તેમને દોઢ વરસની સજા કરવામાં આવી હતી. વિદ્યાગૌરી બળવંતરાય કાનૂગા પિકેટિંગ એસોસિયેશનનાં પ્રમુખ હતાં. ગુજરાત પ્રાંતિક સમિતિનાં પ્રમુખ લીલાવતી દેસાઈની ધરપકડ થતાં એમનું સ્થાન વિદ્યાગૌરીએ લીધું હતું. એસોસિયેશનનાં મંત્રી વસુમતી રામપ્રસાદ હતાં. ઑલ ઈન્ડિયા કૉંગ્રેસ કમિટીની એક બેઠક ગાંધીજીની ગેરહાજરીમાં પંડિત માલવિયાજીના પ્રમુખપણા નીચે દિલ્હીમાં ૨૪-૪-૧૯૩૨ ના રોજ મળવાની હતી, પણ એમની ધરપકડ થતાં અમદાવાદના રણછોડલાલ અમૃતલાલ શેઠે પ્રમુખપદ સંભાળ્યું હતું, સમિતિના સભ્યોની ધરપકડ કરાઈ ને કેદની સજા કરાઈ હતી, સાતમી ગુજરાત રાજકીય પ્રાંતિક પરિષદ મારુતિસિંહ ઠાકોરના પ્રમુખપણા નીચે મળી હતી. ગુજરાતના બધા ભાગોમાંથી સ્વયંસેવક આવ્યા હતા. ૨૨-૭-૧૯૩૨ ના રોજ નવીનતરાય બારોડ, પ્રભુદાસ પટવારી અને ફૂલસિંહજી ડાભીની આગેવાની નીચે ગુજરાતભરમાંથી આવેલા સ્વયંસેવકોએ ગુજરાત કૉંગ્રેસ સમિતિની કચેરીનો કબજો લેવા હલ્લો કર્યો હતો, આગેવાનો પૈકી ફૂલસિંહજીને અને પ્રભુદાસ પટવારીને ૭ માસની સજા થઈ હતી. પટવારી અમદાવાદ સંગ્રામસમિતિનું સંચાલન પણ સંભાળતા હતા.[2]

ખેડા જિલ્લામાં ૪-૧-૩૨ ના રોજ ગાંધીજી અને સરદારની ધરપકડના વિરોધમાં પેટલાદની શાળાના વિદ્યાર્થીઓએ હડતાલ પાડી હતી. દરબાર ગોપાલદાસને બોરસદમાંથી અને રવિશંકર મહારાજને બોચાસણમાંથી પકડવામાં આવ્યા હતા. એમને બે માસની સજા કરાઈ હતી. જેલમાંથી મુક્ત થયા બાદ રવિશંકર મહારાજને મહેમદાવાદની હદ ન છોડવા અને દરરોજ પોલીસમાં હાજરી પુરાવવા જણાવ્યું હતું. આ હુકમના ભંગ બદલ એમને નવ માસની જેલ ને રૂ. ૫૦ દંડ કરાયો હતો. અબ્બાસ તૈયબજીની ધરપકડ કરી એમને સાબરમતી જેલમાં બે માસ અટ-કાયતમાં રાખ્યા હતા. એમના ખેડા જિલ્લામાં પ્રવેશ ઉપર પ્રતિબંધ મુકાયો હતો. પેટલાદમાં ૧૯-૧-૧૯૩૨ ના રોજ પ્રભાત-ફેરીના સરઘસ ઉપર અને

આણંદમાં પોલીસ કસ્ટડીમાંથી છૂટા કરાયેલા આગેવાનોના સરઘસ ઉપર લાઠીચાર્જ કરાયો હતો. ચરોતર એજ્યુકેશન સોસાયટીના કમ્પાઉન્ડમાં દાખલ થઈને એમાં રહેતા લોકોને પોલીસે માર્યા હતા અને બિનરાજકીય સભામાંથી પાછા ફરતા લોકો ઉપર પણ લાઠીચાર્જ કરાયો હતો રાસ ઉપરાંત ત્રાજ લીંબાસી ખંડેલી ઈસણાવ આમોદ વડાલા કઠાણા પાલજ સુરકૂવા બોરસદ આંકલાવ પિપળાવ સેંજપુર સુણાવ ગાના વહેરા અને બોચાસણના લોકોએ નાકરની લડતમાં સાથ આપ્યો હતો. ૪-૨-૧૯૩૨ ના રોજ 'ગાંધીદિન' ઊજવવામાં આવ્યો હતો અને બોરસદ તાલુકાનાં કેટલાંક ગામોમાં સરઘસ કાઢવામાં આવ્યાં હતાં. રાસ વિરોલ સેંજપુર વાસણા જંત્રાલ વગેરેમાં સભા અને સરઘસના પ્રતિબંધનો ભંગ કરાયો હતો. સુણાવમાં લાઠીચાર્જથી ૫૦ માણસ ઘવાયા હતા અને રેડ-ક્રોસના માણસોને પણ ઝૂડી નાખવામાં આવ્યા હતા. કોંગ્રેસના પ્રચારક રાવજીભાઈ મણિભાઈની પણ ધરપકડ કરવામાં આવી હતી, એમને ૧૦ દિવસ આણંદ લૉક-અપમાં રાખ્યા બાદ પંદર માસની સજા કરાઈ હતી. દારૂના પરવાનાની હરરાજી વખતે પિકેટિંગ કરતાં ૬૭ માણસોની ધરપકડ કરાઈ હતી. ૧૯૩૨ ની શરૂઆતથી સાત માસ દરમ્યાન ખેડા જિલ્લામાંથી ૭૦૦ જેટલા દંડ ન ભરનાર કે કર ન આપનારના ઘરોમાં જપ્તી કરવામાં આવી હતી. રાસની મુલાકાતે આવેલ ઇન્ડિયા લીગના ડેલિગેશનને રાસની બહેનોએ કહેલ કે રાસનું પ્રત્યેક ઘર કોંગ્રેસ-કચેરી છે.[3]

પંચમહાલમાં ૭-૧-૩૨ ના રોજ માંદા હોવા છતાં વલ્લભદાસ મોદીની ધરપકડ કરી એમને હોસ્પિટલમાં ખસેડવામાં આવ્યા હતા. અઠવાડિયા પછી એમને છોડચા, પણ ગોધરા તાલુકાની હદ છોડવા અને કોંગ્રેસની પ્રવૃત્તિમાં ભાગ લેવા મનાઈ કરી હતી, અને પોલીસમાં હાજરી પુરાવવા જણાવ્યું હતું. ૭-૮-૩૨ ના રોજ એમની ફરી ધરપકડ થઈ હતી. ૧૪-૧-૩૨ ના રોજ દાહોદમાં પ્રભાત-ફેરીના સરઘસ ઉપર આડેધડ લાઠીચાર્જ થયો હતો અને સ્થાનિક જેલમાં રખાયેલા અટકાયતીઓ ઉપર પણ ૨૯-૧-૩૨ ના રોજ લાઠીચાર્જ કરાયો હતો. ૧૯૩૨ ના ફેબ્રુઆરીમાં કલોલમાં નાકરની લડત શરૂ થઈ હતી. સરકારે મારુતિસિંહ ઠાકોરની જમીન કર ન ભરવા બદલ જપ્ત કરી હતી. પંચમહાલ જિલ્લામાં લડતમાં ભાગ લેવા બદલ ૧૧૫ વ્યક્તિઓની ધરપકડ થઈ હતી. સણુસોલીના હિંમતલાલ ગુપ્તાની ધરપકડ બાદ એમનું સ્થાન લેનાર જિલ્લાનાં પ્રથમ સ્ત્રી સત્યાગ્રહી ચંચળબહેન મિસ્ત્રીની દાહોદની સભામાં લાઠીચાર્જ કરાયો હતો, એમને ૭ માસની જેલ સાથે રૂ. ૨૦ નો દંડ કરાયો હતો. ગોધરાના ડૉ. માણેકલાલ શાહને બે વરસની સજા

સાથે રૂ. ૧૦૫૦ દંડ કરાયો હતો. દિલ્હી અધિવેશનમાં ભાગ લેવા જતાં ગોવિંદલાલ ગોકળદાસ અને ગિરધરલાલ શાહની દિલ્હી સ્ટેશને ધરપકડ કરાઈ હતી. દિલ્હી કોંગ્રેસ દિનની ઉજવણીમાં ભાગ લેવા બદલ તથા પત્રિકા વહેંચવાના ગુના બદલ ગણેશ ભાગવત અને ત્રણ સ્વયંસેવકોની ધરપકડ કરાઈ હતી. કલોલમાં પાણીની પરબ ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવવા બદલ અંબાલાલ સુથારને પકડવામાં આવ્યા હતા.

૧૯૩૨ ના એપ્રિલમાં દિલ્હીમાં ભરાયેલ કોંગ્રેસ અધિવેશને પૂર્ણ સ્વરાજ્યની માગણી કરી હતી. અને ગાંધીજીની નેતાગીરી અને અહિંસાની નીતિમાં પૂર્ણ શ્રદ્ધા વ્યક્ત કરતા ઠરાવ કર્યા હતા. કોંગ્રેસ કારોબારીએ આપેલ અસહકારની લડતના આદેશને એમાં બહાલી અપાઈ હતી. ૧૪–૬–૧૯૩૨ ના રોજ ઉપર્યુક્ત ઠરાવોને ટેકો આપવા ગુજરાત પ્રાંતિક સમિતિની બેઠક મળી હતી, ૫૩૦ પ્રતિનિધિ સમગ્ર ગુજરાતમાંથી આવ્યા હતા. પંચમહાલના ૩૫ પ્રતિનિધિઓ રતનસિંહ નવલસિંહ ઠાકોરની આગેવાની નીચે અમદાવાદ ગયા હતા. રતનસિંહની ધરપકડ કરી એને કેદ ને દંડની સજા કરી હતી. પ્રાંતિક પરિષદ દિનની ઉજવણીમાં ભાગ લેવા બદલ જટાશંકર જોશીને અને એમના ૭ સાગરીતોને પકડી વિવિધ સજા કરાઈ હતી. ૨૭–૬–૩૨ ના રોજ પંચમહાલ જિલ્લા પરિષદ દાહોદમાં માણેકલાલ ગાંધીના પ્રમુખપણા નીચે ભરાઈ હતી. સ્વાગતાધ્યક્ષ ચિમનલાલ દેસાઈની પરિષદ મળે એ પહેલાં દાહોદથી ધરપકડ કરાઈ હતી. આ પરિષદે દિલ્હીના ઠરાવોને અનુમોદન આપ્યું હતું. માણેકલાલ ગાંધી અગાઉ વડોદરામાં ભૂગર્ભમાં ગયા હતા તેમની અધિવેશન વખતે ૩૭ સત્યાગ્રહીઓ સાથે ધરપકડ કરાઈ હતી. માણેકલાલ ગાંધીને દોઢ વરસની સજા સાથે રૂ. ૩૦૦ નો દંડ કરાયો હતો. દાહોદમાં લાઠીચાર્જ કરવાથી બાળકો સહિત ૭૦ વ્યક્તિઓને ઈજા થઈ હતી. ૨૨–૭–૩૨ ના રોજ મોતીલાલ ચોકસી તથા નવ સ્વયંસેવકોની ધરપકડ કરાઈ હતી. એઓ પંચમહાલ-માંથી અમદાવાદ કોંગ્રેસ સમિતિની કચેરીનો કબજો લેવા આવ્યા હતા. ૩૧–૭–૩૨ ના રોજ રમેશ આશ્રમનો હાલોલમાં કબજો લેવા ઈશ્વરલાલ ઝ. પટેલ અને બીજા ૧૨ સ્વયંસેવકોની ધરપકડ થઈ હતી. એમને જેલની તથા દંડની સજા થઈ હતી. ૨૨–૮–૩૨ ના રોજ રુદ્રપ્રસાદ દેસાઈ તથા ગંગાશંકર પુરાણી અને ૭ જણને કાલોલમાંથી પંચમહાલ જિલ્લા પરિષદ કચેરીનો કબજો લેવા પ્રયત્ન કરવા બદલ ધરપકડ અને કેદની સજા થઈ હતી. દાહોદમાં કાપડની દુકાનો ઉપર પિકેટિંગ કરનાર ઝીણાભાઈ આશાભાઈ, ખેડીદાસ હ. પટેલ વગેરેની ધરપકડ થઈ હતી. પત્રિકા વહેંચવા બદલ પાંચ સ્વયંસેવકોને ત્રણ માસની સજા કરાઈ હતી.

૩૧–૮–૩૨ ના રામનાથના મેળામાં અને મેડારના મેળામાં ગેરકાયદેસર

પત્રિકા વહેંચતા સ્વયંસેવકોને કેદ અને દંડની સજા થઈ હતી. રસિકલાલ કડકિયાની ધરપકડ કરી લોક-અપમાં મારવામાં આવ્યા હતા. ડભોઈના સોળ વરસના સત્યાગ્રહી ગંભીરસિંહ સોલંકીને પંચમહાલમાં સત્યાગ્રહમાં ભાગ લેવા બદલ એક વરસની સજા કરાઈ હતી. ૨૩–૯–૧૯૩૨ ની સત્યાગ્રહ પત્રિકામાં જણાવ્યા પ્રમાણે પંચમહાલમાંથી ૫૦૬ ની ધરપકડ અને ૩૭૭ ને જેલની સજા કરવામાં આવી હતી. સરકાર કર અને દંડ વસૂલ કરવા ભેંસો બળદો ઘરવખરી વગેરે જપ્તીમાં લેતી હતી, અને પાણીના મૂલે એ હરાજીમાં વેચી નાખતી હતી.[૪]

સુરત જિલ્લામાંથી કનૈયાલાલ દેસાઈ, મોરારજીભાઈ દેસાઈ, ઈશ્વરભાઈ ગુલાબભાઈ, ઈશ્વરભાઈ છોટુભાઈ દેસાઈ, ઉમેદરામ નાયક, કલ્યાણજીભાઈ મહેતા, કુંવરજીભાઈ, કીકુભાઈ ગુલાબભાઈ, પ્રભુભાઈ વિ. મહેતા, નારણભાઈ ભક્ત, અમૃતલાલ નાણાવટી, અરુણચંદ્ર પંડ્યા, સુશીલ દુર્લભજી વગેરે અનેક વ્યક્તિઓએ આ સત્યાગ્રહમાં ભાગ લીધો હતો, એમને જેલ અને દંડની સજા થઈ હતી. દંડ ન ભરનારને વધારે કેદની સજા કરાતી હતી. નાકરની લડતમાં ભાગ લેનારની ઘરવખરી ઢોરઢાંખર વગેરે જપ્તીમાં લઈને પાણીના મૂલે હરાજ કરાતી હતી. વલ્લભદાસની રૂ. ૫૦૦ ના દંડ બદલ રૂ. ૨૦,૦૦૦ ની મિલકતની હરાજી કરી હતી. કલ્યાણજીભાઈ મહેતાના આશ્રમને સીલ લગાડીને માલમિલકતની હરાજી કરાઈ હતી. નારણભાઈ માધાભાઈ ભક્ત(મલેકપુરા)ની મિલકતની બારડોલી નાકર સત્યાગ્રહમાં ભાગ લેવા બદલ રૂ. ૩૦૦ માં હરાજી થઈ હતી. અમૃતલાલ નાણાવટી દાંડીની ગાંધીજીની કૂચમાં સાથે હતા, તેમને ચાર વખત થઈને ૨૭ માસની સજા કરાઈ હતી. રઘુભાઈ હરિભાઈ નાયક, વલ્લભદાસ અક્કડ, નગીનદાસ પારેખ વગેરેની ગેરકાયદે પત્રિકા વહેંચવા કે લખવા બદલ કેદ ને દંડની સજા થઈ હતી. અરુણચંદ્ર પંડ્યાની ૨૧ વરસની વયે દિલ્હીમાં પૂર્ણ સ્વરાજ્યની પ્રતિજ્ઞા લેવા બદલ ધરપકડ કરાઈ હતી. ઈશ્વરલાલ છોટુભાઈ દેસાઈ યૂથ લીગના યૂસુફ મહેરઅલી સાથેના સ્થાપક હતા. સમાજવાદી પક્ષના એ મંત્રી પણ હતા. એ સુરતના નવજવાન સંઘના સ્થાપક હતા. સરકારે એમને વિસાપુર જેલમાં બે વરસ રાખ્યા હતા. મોરારજીભાઈ દેસાઈને પ્રથમ ૭ અઠવાડિયાંની અને પછી બે વરસની કેદની સજા કરાઈ હતી. આ જિલ્લામાં ઘણા લોકોને કેદ અને દંડની સજા થઈ હતી. સભા સરઘસ અને પિકેટિંગમાં બહેનો અને વિદ્યાર્થીઓ પણ ભાગ લેતાં હતાં. આ પ્રમાણે ભરૂચમાં સત્યાગ્રહમાં ભાગ લેનારાં ઘણાં હતાં, પણ એની વિગત મળતી નથી. છોટુભાઈ પુરાણી અને બટુકનાથ વ્યાયામમંદિરના કાર્યકર્તાઓએ ભરૂચ જિલ્લામાંથી ભાગ લીધો હતો. સૌરાષ્ટ્રમાંથી બળવંતરાય

મહેતા, મનુભાઈ બક્ષી, મનુભાઈ પંચોળી, રણછોડદાસ ઓરડિયા, પ્રભુદાસ ભુતા (બરવાળા), વીરચંદભાઈ શેઠ, વજલાલ આસ્તિક, હંસરાજ અંધકવિ, બાલકૃષ્ણ શુક્લ. બબલભાઈ મહેતા (ખેડા–મૂળ સાયલા) વગેરેએ ભાગ લીધો હતો. અમદાવાદમાંથી નીરુભાઈ દેસાઈ, મુકુંદલાલ દેસાઈ, મોહનલાલ ભટ્ટ, વિઠ્ઠલદાસ કોઠારી, શાંતિલાલ ગાંધી, સારાભાઈ કાશીપારેખ. રમણલાલ મશરૂવાળા, વસુમતી ઠાકોર, વાડીલાલ લલ્લુભાઈ, વાસુદેવ ભટ્ટ, હરિપ્રસાદ મહેતા, બળવંતરાય ઠાકોર, ફૂલચંદ તંબોળી, પૂર્ણિમા પકવાસા (મુંબઈ), પાંડુરાવ ઠાકોર, અમીનાબહેન કુરેશી, અર્જુન લાલા, પરીક્ષિતલાલ મજમૂદાર. પન્નાલાલ ઝવેરી, નાનીબહેન ઝવેરી, નાનશા ઠાકોર વગેરેએ સત્યાગ્રહમાં ભાગ લીધો હતો. ખેડામાંથી ફૂલચંદ બાપુજી, રાવજીભાઈ પરાગજી દેસાઈ, નારુશંકર ભટ્ટ (મોડાસા), માધવલાલ શાહ, ફૂલસિંહજી ડાભી, ઈશ્વરભાઈ જે. પટેલ વગેરેએ ભાગ લીધો હતો. બોરસદ આણંદ અને માતર તાલુકાનો ફાળો વિશેષ હતો. પંચમહાલમાંથી કમળાશંકર પંડ્યા. મારુતિસિંહ, માણેકલાલ ગાંધી, ડાહ્યાભાઈ નાયક, મામાસાહેબ ફડકેએ ભાગ લીધો હતો.

સરકારના હુકમોનો ભંગ કરીને સભા સરઘસ પિકેટિંગ બહિષ્કાર પત્રિકાનું પ્રકાશન, રાષ્ટ્રધ્વજનું સંમાન, નાકરની લડત, પેરોલ પર હાજરી આપવાનો વિરોધ, મીઠાનું ઉત્પાદન વગેરે કાર્યક્રમ ચાલુ રાખ્યા હતા.

સરકારે ૧૯૩૦ ના સત્યાગ્રહ કરતાં પણ વધારે આકરાં પગલાં લીધાં હતાં. બ્રિટિશ સરકાર લડતને નિર્દયતાથી દાબી દેવા માગતી હતી અને કોંગ્રેસનું નામનિશાન મિટાવવા ચાહતી હતી, તેથી જંગલી કહી શકાય એવાં પગલાં લેતાં એ અચકાઈ ન હતી.[૫]

## પૂના પેક્ટ

સરકારે આ લડત દરમ્યાન 'ભાગલા પાડો અને રાજ કરો' ની નીતિ અપનાવી મુસલમાનોની માફક હરિજનોને અલગ મતાધિકાર આપવાની કુચેષ્ટા કરી હતી. બીજી ગોળમેજી પરિષદમાં ગાંધીજીએ આવા કોઈ પ્રયાસનો પ્રાણના ભોગે પણ સામનો કરીશ એવી ચેતવણી ઉચ્ચારી હતી. એમ છતાં કોમી ચુકાદો બહાર પડવાની તૈયારીમાં હતો ત્યારે ૧૧–૩–૩૨ ના રોજ ભારત-મંત્રી સેમ્યુઅલ હોરને પત્ર લખી હરિજનોને અલગ મતાધિકાર આપવામાં આવશે તો આમરણાંત ઉપવાસ કરીશ એવી ચેતવણી આપી હતી, એમ છતાં બ્રિટિશ સરકારે ૧૩-૮-૩૨ ના રોજ કોમી ચુકાદો આપી હરિજનોને અલગ મતાધિકાર આપ્યો. ગાંધીજીએ ૧૮–૮–૩૨ ના રોજ ૨૦ સપ્ટેમ્બર સુધીમાં આ પ્રશ્ન યોગ્ય રીતે નહિ પતે તો

આમરણાંત ઉપવાસ કરશે એમ જાહેર કર્યું. બ્રિટિશ વડાપ્રધાને ચુકાદાનો બચાવ કરતો જવાબ ૨૦–૯–૩૨ ના રોજ આપ્યો. ગાંધીજી એમના નિશ્ચયને વળગી રહ્યા, આથી સમગ્ર દુનિયામાં હલચલ મચી ગઈ. ડૉ. આંબેડકર, રાજાજી, માલવિયાજી, સરદાર પટેલ, જયકર વગેરે આગેવાનોએ વાટાઘાટો કરી અને દલિત વર્ગો માટે અમુક બેઠકો નક્કી કરાઈ. આ સમાધાન પૂના મુકામે થયું તે 'પૂના પૅક્ટ' તરીકે ઓળખાય છે. આ સમાધાન પછી હિંદુઓની પરિષદ મુંબઈમાં મળી અને હિંદુ સમાજ વતી અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવા નિર્ણય લેવાયો.[૬]

૧૯૩૩ માં કલકત્તામાં કૉંગ્રેસનું અધિવેશન કરવામાં આવ્યું. એમાં દેશના સ્વાતંત્ર્યનું ધ્યેય અને સત્યાગ્રહ એ સાધન બનાવી લડતમાં લોકોને વધુ ને વધુ જોડાવાની અપીલ કરવામાં આવી. ત્યાર બાદ હરિજન પ્રવૃત્તિમાં પડેલાની શુદ્ધિ માટે અને એ પ્રવૃત્તિમાં સહાયભૂત થવા ગાંધીજીએ આત્મશુદ્ધિ અર્થે ૮–૫–૧૯૩૩ થી ૨૧ દિવસના ઉપવાસ શરૂ કર્યા. સરકારે એમને એ દિવસે જ છોડી મૂક્યા. ગાંધીજીએ છૂટતાં જ ૭ અઠવાડિયાં સુધી સત્યાગ્રહની લડત મોકૂફ રાખી હતી. સરકારને એમણે સાબરમતી આશ્રમનો કબજો લઈ લેવા જણાવ્યું, પણ સરકારે એમ ન કરતાં ગાંધીજીએ આશ્રમ છોડ્યો અને એ વ્યક્તિગત સત્યાગ્રહ માટે રાસ જવા નીકળ્યા. ગાંધીજીને અને એમની સાથે ૩૪ સાથીઓને સરકારે ૩૧–૭–૧૯૩૩ ના રોજ પકડ્યા. મહાદેવ દેસાઈ, રાવજીભાઈ નાથાભાઈ, કસ્તૂરબા વગેરે ગાંધીજી સાથે હતાં. આ દરમ્યાન ગાંધીજીની અનિચ્છા છતાં કૉંગ્રેસ પ્રમુખ અણેએ સત્યાગ્રહની લડત પાછી ખેંચી લેવાની જાહેરાત કરી અને આમ એનો અંત આવ્યો. ૧૮, ૧૯ મે ૧૯૩૪ ના રોજ પટણા મુકામે મળેલ કૉંગ્રેસ પક્ષની કારોબારી સમિતિએ ચળવળ બંધ કરવાનો ઠરાવ કર્યો અને ૨૦–૫-૧૯૩૪ થી એનો અંત આવ્યો. લડતમાં ગુપ્તતા અને અશુદ્ધિ પ્રવેશવાની ટીકા ગાંધીજીએ કરી, પણ લડતમાં ભોગ આપી સત્યાગ્રહમાં ભાગ લેનારાઓની કદર કરી એમણે ધન્યવાદ આપ્યા હતા. ધીમે ધીમે લડતનો જુસ્સો મંદ પડ્યો હતો. બારડોલી અને બોરસદ આ લડતમાં મોખરે રહ્યાં હતાં. સત્યાગ્રહની સફળતા અંગે લોકોની શ્રદ્ધા ડગી ગઈ હતી.[૭]

## સમાજવાદી પક્ષની સ્થાપના

૧૯૩૪ માં કૉંગ્રેસની નીતિથી અસંતુષ્ટ થઈને કૉંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના આચાર્ય નરેંદ્રદેવ, યૂસુફ મહેરઅલી, અશોક મહેતા, જયપ્રકાશ નારાયણ, અચ્યુત પટવર્ધન વગેરેએ કરી. ગુજરાતમાં સમાજવાદી પક્ષ ૧૭–૩–૧૯૩૪ ના રોજ વડોદરાની બેઠકના નિર્ણય મુજબ અસ્તિત્વમાં આવ્યો. સામ્યવાદી પક્ષ

ઉપર પ્રતિબંધ હોવાથી એઓ પણ આ પક્ષમાં ભળ્યા હતા. ૨૨–૬–૩૪ ના રોજ સમાજવાદીઓનું પ્રથમ સંમેલન મળ્યું હતું. નીરુ દેસાઈ, બચુભાઈ ધ્રુવ ને ચંદ્રવદન શુક્લ એના મંત્રી હતા. અમદાવાદ શહેર તથા પંચમહાલના ગોધરા અને દાહોદ તાલુકાઓમાં એમની અસર વિશેષ હતી. સમાજવાદીઓ તથા સામ્યવાદીઓએ કામદાર અને કિસાન વર્ગોમાં પગપેસારો કર્યો હતો. યુવકો અને વિદ્યાર્થીઓ એમની વિચાર-સરણીથી આકર્ષાયા હતા. ખેડા જિલ્લાના માતર બોરસદ ને આણંદ તાલુકાઓના અને સુરતના માંગરોળ માંડવી વગેરે તાલુકાઓના તથા પંચમહાલના ભીલ આદિવાસી અને અન્ય હળપતિ બારૈયા ઠાકોર વગેરે કિસાનો આકર્ષાયા હતા. ગુજરાતમાં ગાંધીજી અને સરદારની પ્રબળ અસર હતી તેથી અને પ્રજા વ્યવહારુ હોવાથી સમાજવાદની વિચારસરણી વ્યાપક બની શકી નહિ.[૮]

## રચનાત્મક પ્રવૃત્તિ અને પ્રધાનપદ-સ્વીકાર

સરકારે ગૂજરાત વિદ્યાપીઠ, બોચાસણ વિદ્યાપીઠ, સુરતના અનાવિલ અને પાટીદાર આશ્રમો તથા બારડોલી મઢી વેડછી વગેરેના આશ્રમોનાં મકાનો પરથી જપ્તી ઉઠાવી લીધી. નવજીવન પ્રેસ પણ ગાંધીજીના છુટકારા પછી પાછું સોંપ્યું હતું. ગુજરાત પ્રાંતિક સમિતિ અને એની શાળાઓ પણ વ્યવસ્થિત રીતે કામ કરતી ક્રમશઃ થઈ હતી. ૧૯૩૫ ની શરૂઆતમાં સરદાર ગુજરાતનો પ્રવાસ ખેડી ખેડૂતોને મળવા લાગ્યા હતા. ગાંધીજી તથા એમના સાથી પરીક્ષિત મજમૂદાર, મામા-સાહેબ ફડકે વગેરેએ હરિજન-કાર્ય ઉપાડી લીધું હતું અને હરિજન-ફાળો ઉઘરાવતા હતા. ગાંધીજીએ આ માટે કાઠિયાવાડ તથા કચ્છનો પ્રવાસ ખેડયો હતો.

૧૯૩૪ ના માર્ચ–એપ્રિલ દરમ્યાન ચૂંટણીમાં ભાગ લઈ વડી ધારાસભામાં જવા સ્વરાજ પાર્ટીને પુનર્જીવિત કરવા કનૈયાલાલ મુનશી, ડૉ. અનસારી, ડૉ. બી. સી. રૉય, ભૂલાભાઈ દેસાઈ, સત્યમૂર્તિ, એમ. એસ. અણે વગેરેએ પ્રયત્ન કર્યો, પણ મોટા ભાગના કોંગ્રેસીઓનો એને ટેકો મળ્યો ન હતો. પટણામાં ૧૮, ૧૯ અને ૨૦ મી મે ના રોજ મળેલી એ.આઈ.સી.સી.એ કાઉન્સિલ પ્રવેશના કાર્યક્રમને મહોર મારી અને ૨૦ મે ના રોજ ૨૫ સભ્યોના બનેલ પાર્લમેન્ટરી બોર્ડની રચના કરી. ૧૯–૬–૧૯૩૪ ના પાર્લમેન્ટરી બોર્ડે ચૂંટણીના હેતુસર દેશનું ચાર વિભાગોમાં વિભાજન કર્યું અને કનૈયાલાલ મુનશીને મુંબઈ વરાડ અને મધ્ય પ્રદેશના બનેલ પશ્ચિમ વિભાગની કામગીરી સોંપી. આમ સ્વરાજ્ય પાર્ટીની વાતનો પડદો પડી ગયો. જવાહરલાલ ઑગસ્ટ ૧૯૩૪ માં પેરોલ ઉપર છૂટયા બાદ કાઉન્સિલ પ્રવેશ કાર્યક્રમની સખત ટીકા કરતો પત્ર ગાંધીજીને લખ્યો હતો, જેનો ગાંધીજીએ બહુ

સૂચક જવાબ આપ્યો હતો કે "After explosion, I want construction". જવાહરલાલને આનાથી સંતોષ થયો ન હતો અને ૧૯૩૬ ના લખનૌના કોંગ્રેસ અધિવેશનમાં એમની અને સરદારની વચ્ચે સખત શાબ્દિક યુદ્ધ ખેલાયું હતું. કોંગ્રેસ સમાજવાદી પક્ષ અને સામ્યવાદીઓ પણ ધારાસભા-પ્રવેશ વિરુદ્ધ હતા. ૧૯૩૬ માં અમદાવાદમાં યુવક સંમેલન મળ્યું હતું.[૯]

૧૯૩૫ માં ગવર્મેન્ટ ઍક્ટ પસાર થયો તે પ્રમાણે કેંદ્રમાં દ્વિમુખી શાસન અને પ્રાંતોમાં અમુક અપવાદરૂપ બાબતો બાદ કરતાં સંપૂર્ણ સ્વશાસન મળતું હતું. ૧૯૩૬ માં કોંગ્રેસે ૧૯૩૫ ના ઇન્ડિયા ઍક્ટને વખોડચો હતો, છતાં ૧૯૩૭ ના ફૈઝપુર અધિવેશનમાં નક્કી કર્યા મુજબ એણે ચૂંટણીમાં ભાગ લેવાનું સ્વીકાર્યું હતું, આથી એને ચૂંટણીની તૈયારી અને એ અંગેનું જાહેરનામું તૈયાર કરવાનું હતું. જાહેરનામામાં ખેડુતોની સ્થિતિ સુધારવા, ગણોત અને મહેસૂલના કાયદા કરવા, ખેતમજૂરોની રોજીનો દર વધારવા, દારૂબંધી દાખલ કરવા વગેરે બાબતોનો સમાવેશ કરાયો હતો. ચૂંટણીની કામગીરી પાર્લમેન્ટરી બોર્ડની રચના કરી સરદાર પટેલને સોંપાઈ હતી. ઢંઢેરાના મુસદ્દામાં ઉપર્યુક્ત મુદ્દાઓ ઉપરાંત ખેતી ઉદ્યોગ શિક્ષણ અને મધ્યમ વર્ગ વગેરે સર્વનો વિકાસ અને પ્રગતિ માટે માગણીઓ જયપ્રકાશ, આચાર્ય નરેંદ્રદેવ વગેરેના સહકારથી નહેરુજીની લાક્ષણિક ભાષામાં રજૂ થઈ હતી. ૧૯૩૭ ની ચૂંટણીમાં મુંબઈ સહિત ૭ પ્રાંતોમાં મોટી બહુમતી મળવા છતાં સત્તાનો સ્વીકાર કર્યો ન હતો. બંધારણમાં રાખવામાં આવેલી સલામતીઓ અને ગવર્નર–જનરલ અને પ્રાંતોના ગવર્નરોને આપવામાં આવેલી વિશેષ સત્તાઓને કારણે આ સુધારા ફારસ જેવા લાગ્યા હતા, તેથી ગાંધીજીએ સૂચવ્યું કે ૧૯૩૫ ના બંધારણ પ્રમાણે આપેલી ખાસ સત્તાઓ અને હક્કો ગવર્નરો વાપરે નહિ અને પ્રધાનમંડળની સલાહ મુજબ વર્તવાની એઓ ગૅરન્ટી–બાંહેધરી આપે તો કોંગ્રેસે પ્રધાનપદ સ્વીકારવું જોઈએ. ગવર્નરો બંધારણની વિરુદ્ધ આવી ખાતરી આપી શકે એમ ન હતું. તેથી મડાગાંઠ ઊભી થઈ અને મુંબઈ પ્રાંતમાં કૂપર-પ્રધાનમંડળ લઘુમતી પક્ષનું રચાયું. એમાં જમનાદાસ મહેતા નાણાપ્રધાન તરીકે જોડાયા હતા. વાઇસરૉય અને હિંદી વજીરે સ્પષ્ટ જાહેરાત કરી કે કોંગ્રેસ જે જાતનો ભય સેવે છે તે પાયા વિનાનો છે. ગવર્નરો કોઈ પ્રધાનોની નીતિમાં અને કામકાજમાં દખલ કરવાના પ્રસંગ શોધવાના નથી ગવર્નરોને જે ખાસ સત્તાઓ આપી છે તેનું ક્ષેત્ર બહુ મર્યાદિત છે, પણ એઓ હંમેશાં પોતાના પ્રધાનોનો સાથ મેળવવાની કાળજી રાખશે. આ જાહેરાતને બાંહેધરી સમાન ગણી ૭ મી જુલાઈ, ૧૯૩૭ ના રોજ કોંગ્રેસ વર્કિંગ કમિટીએ

પદગ્રહણને મહોર મારી. ૧૭–૭–૧૯૩૭ના રોજ બી. જી. ખેરના નેતૃત્વ નીચે નવું પ્રધાનમંડળ રચાયું. ગુજરાતમાંથી કનૈયાલાલ મુનશી ગૃહ-પ્રધાન, મોરારજી દેસાઈ મહેસૂલ–પ્રધાન, ગુલઝારીલાલ નંદા મજૂર પ્રધાન અને સંસદીય સચિવ અને દિનકરરાવ દેસાઈ કેળવણી–પ્રધાન થયા.[૧૦]

## કોંગ્રેસ પ્રધાનમંડળનું કાર્ય

કોંગ્રેસ પ્રધાનમંડળની રચના બાદ કેટલીક છૂટછાટો વધી હતી. મેરઠ કાવતરા કેસના સામ્યવાદી નેતાઓ સજા પૂરી કર્યા પહેલાં છૂટયા. વી. ડી સાવરકરનો આંદામાનમાંથી છુટકારો થયો હતો અને એ મુંબઈ આવ્યા. સામ્યવાદી પક્ષ ગેરકાયદેસર હતો, છતાં લગભગ ખુલ્લી રીતે કામ કરવા શક્તિમાન થયો હતો. એઓએ મુંબઈમાંથી 'નૅશનલ ફ્રન્ટ' નામનું અઠવાડિક શરૂ કર્યું હતું. ગુજરાતમાં દિનકર મહેતા સામ્યવાદી પક્ષના મંત્રી હતા. એઓ સમાજવાદીઓ સાથે કામ કરતા હતા, પણ ધીમે ધીમે અંતર વધતું જતું હતું. સમાજવાદી પક્ષે અશોક મહેતાના તંત્રીપણા નીચે 'કોંગ્રેસ સોશિયાલિસ્ટ' અઠવાડિક એમના મુખપત્ર તરીકે શરૂ કર્યું હતું. અમદાવાદમાં 'કામદાર' અને 'કિસાન' નામનાં અઠવાડિક મગનભાઈ પટેલ અને ચંદ્રભાઈ ભટ્ટના તંત્રીપણા નીચે શરૂ કરાયાં હતાં. 'નવી દુનિયા ગ્રંથમાળા' દ્વારા નિયમિત પુસ્તકો બહાર પડતાં હતાં. કામદારો અને કિસાનોની પ્રવૃત્તિને વેગ મળ્યો હતો. ઇંદુલાલ યાજ્ઞિક અને એના સહ-કાર્યકરો કમળાશંકર પંડયા, રમણલાલ શેઠ, ડી. જી. પાગારકર, ડૉ. સુમંત મહેતા વગેરેએ ખેડા પંચમહાલ અને અમદાવાદ જિલ્લાઓમાં અને રાધનપુર પાલનપુર માણસા ઈડર એરોલ સચીન વિઠ્ઠલગઢ વડોદરા વગેરે દેશી રાજ્યોમાં કિસાન-પ્રવૃત્તિ શરૂ કરી હતી. ખેડૂતો તાલુકદારો ઇનામદારો અને જાગીરદારો સરકારના ભારે કરવેરાના અને મહેસૂલના બોજા નીચે તેમ શાહુકારોના દેવા નીચે કચડાઈ ગયા હતા. માતર મીરાખેડી વ્યારા લીંબડી વગેરે સ્થળોએ કિસાન-પરિષદો ભરીને એમણે જમીનદારો વિરુદ્ધ ખેતમજૂરો ગણોતિયા વગેરેને રક્ષણ આપવા અવાજ ઉઠાવ્યો હતો. હાળીપ્રથા સામે જુગતરામ દવે, ડૉ. સુમંત મહેતા અને નરહરિ પરીખે બૌદ્ધિક અને વાસ્તવિક નેતૃત્વ પૂરું પાડયું હતું. દેશી રાજ્યોમાં ચાલતી વેઠપ્રથા સામે પણ એઓએ એમનો અવાજ સત્તાવાળાઓ સમક્ષ રજૂ કર્યો હતો. કિસાનપ્રવૃત્તિ હક અને માનવ–ન્યાયની ચળવળરૂપે શરૂ થયેલી, પણ ધીમે ધીમે એનું નેતૃત્વ સમાજવાદી અને સામ્યવાદી કાર્યકરોના હાથમાં સરકી ગયું હતું. ગણોતધારો અને ઋણરાહતધારો પસાર કરી કોંગ્રેસ પ્રધાન-મંડળે કિસાનોને રાહત આપી હતી.

"સંદેશ" દૈનિકના કામદારોના પગારવધારાનો પ્રશ્ન હડતાલ બાદ અંશતઃ ઉકલાયો હતો. કામદારોએ ગિરફતારી અને જેલ પણ આ અંગે વહોરી હતી. ત્યાર બાદ સમાધાન થતાં કેટલીક માગણીઓ મંજૂર રહી હતી. અમદાવાદના મિલ-કામદારોનો પ્રશ્ન ચકડોળે ચડ્યો હતો. હરસિદ્ધભાઈ દિવેટિયાના પ્રમુખપણા નીચે આ માટે પંચની રચના થઈ હતી.

૧૯૩૮ માં કામદાર યુનિયન તરફથી મિલ-ઉદ્યોગની પરિસ્થિતિ, કામદારોની હાલત, એમના ઉપર કામનો બોજો, અપૂરતું વેતન વગેરે અંગે આવેદન તૈયાર કરાયું હતું અને પગારવધારાની માગણી મુકાઈ હતી. મિલમાલિકોએ મંદી, અમદાવાદ અને મુંબઈની મિલો વચ્ચેની હરીફાઈ, ઘસાયેલી મશિનરી વગેરે બાબત રજૂ કરી કામબોજ વધારવા જણાવ્યું હતું. આ ઉપરાંત એમણે પગારમાં ૨૫ ટકા કાપ મૂક્યો હતો, એના વિરોધમાં મજૂરો લાલવાવટા મિલ કામદાર યુનિયનની આગેવાની નીચે હડતાલ ઉપર ઊતર્યા હતા. ૨૧ દિવસ ચાલેલી આ હડતાલનું નંદાજીની દરમ્યાનગીરી પછી સમાધાન થયું હતું. પોણી-ઓગણીસ ટકા પગારકાપ ઓછો થયો હતો. કામદારોમાં મજૂર મહાજનની લાગવગ અને પ્રતિષ્ઠા સારા પ્રમાણમાં હોવા છતાં અમદાવાદ અને વડોદરાના મિલમજૂરોમાં સામ્યવાદી અસર વધતી જતી હતી. સરકારે ઔદ્યોગિક ધારો ઘડી કામદારોને રાહત આપી હતી.

કિસાનો અને કામદારો ઉપરાંત દેશી રાજ્યોની પ્રજામાં સારી જાગૃતિ આવી હતી. રાજકોટ લીંબડી ભાવનગર પાલીતાણા ઈડર માણસા લુણાવાડા વગેરે રાજ્યોમાં પ્રજામંડળ સક્રિય બન્યાં હતાં. પરિણામે કોંગ્રેસે દેશી રાજ્યોના પ્રશ્નોમાં માથું ન મારવાની અને તટસ્થ રહેવાની નીતિને ત્યાગી હતી ને એ તેઓને મદદરૂપ થઈ હતી. હરિપુરા કોંગ્રેસમાં આ અંગે ઠરાવ થયા હતા. રાજકોટમાં ઢેબરભાઈ તથા વજુભાઈ શુકલ વગેરેની આગેવાની નીચે સમગ્ર સૌરાષ્ટ્રની પ્રજાએ રાજકોટના ઠાકોર તથા દીવાન વીરાવાળાની આપખુદી અને ઉડાઉગીરી સામે સત્યાગ્રહ કર્યો હતો. ગાંધીજી તથા સરદારની દરમ્યાનગીરીથી જવાબદાર તંત્ર આપવા રાજ્ય સહમત થયું હતું, પણ લઘુમતીઓ ગરાસદારો ભાયાતો હરિજનો વગેરેના હિતના બહાના નીચે વીરાવાળાની કુટિલ નીતિને કારણે સમાધાન પડી ભાંગ્યું હતું અને ગાંધીજીના હાથ હેઠા પડચા હતા. લીંબડીનાં પ્રજાજનો હિજરત કરીને તથા લીંબડીના ૩ નો બહિષ્કાર પોકારીને રાજ્યની સાન ઠેકાણે લાવ્યા હતા. માણસા રાજ્યે મહેસૂલ ઘટાડીને સમાધાન સ્વીકાર્યું હતું. ભાવનગર તથા પાલીતાણા રાજ્યે સુધારા દાખલ કરવા તત્પરતા દાખવી હતી, પણ રાજકોટમાં લડત નિષ્ફળ

જતાં એઓ નિષ્ક્રિય રહ્યાં હતાં. ભાવનગરે ૧૯૪૦માં ધારાસભા આપવાની જાહેરાત કરી હતી, પણ અમલ ૧૯૪૧ માં કર્યો હતો. બળવંતરાય મહેતા, અમૃતલાલ શેઠ, મણિભાઈ ત્રિવેદી, ઉછરંગરાય ઢેબર, લવણપ્રસાદ શાહ વગેરેએ દેશી રાજ્યોના પ્રશ્નોમાં ખૂબ રસ લીધો હતો.

મુંબઈ રાજ્યમાં કોંગ્રેસ પ્રધાનમંડળની રચના થતાં અગાઉ સત્યાગ્રહ દરમ્યાન અને ચૂંટણી-ઢંઢેરામાં અપાયેલાં વચન સાકાર કરવા કોંગ્રેસીઓ કટીબદ્ધ થયા હતા. બોરસદ બારડોલી તથા અન્યત્ર નાકરની લડત દરમ્યાન ખેડૂતોની જમીન હરાજ થઈ હતી. મુંબઈ ધારાસભાએ એક ઠરાવ કરી હરાજ થયેલી જમીનો એના ખરીદ-નારાઓ પાસેથી સરકારી ખર્ચે વેચાતી લઈ મૂળ માલિકોને પાછી સોંપી દેવી એમ નક્કી કર્યું. આ કામમાં ઉત્તર વિભાગના કમિશનર ગેરેટે હરકતો ઊભી કરી હતી છતાં ખેડા જિલ્લામાં કેટલીક જમીન ખરીદીને મૂળ માલિકોને એ પરત કરી હતી. ૧૯૩૮ ના ઑક્ટોબરમાં સરકારે આવી જમીન પાછી લેવા કાયદો કર્યો હતો અને હાઈકોર્ટના ન્યાયધીશને નીમી એના દ્વારા એ જમીનોની કિંમત નક્કી કરાવી સરકારી ખર્ચે એ મૂળ માલિકોને સોંપી હતી. સરદારે ભૂતકાલમાં વચન આપેલ કે એમની જમીન એમનાં બારણાં ઠોકતી પાછી આવશે એ વચન આમ પળાયું હતું. ખેતમજૂરોની રોજીનો દર નક્કી કરી એમનું શોષણ પણ અટકાવ્યું હતું.

ગ્રામવિસ્તારોમાં ૨,૦૦૦થી વધારે વસ્તીવાળાં ગામોમાં ૧,૫૦૦ જેટલી ગ્રામપંચાયતો અસ્તિત્વમાં આવી હતી. રૂપિયા આઠથી નવ કરોડની આવક ગુમાવી દારૂબંધી દાખલ કરી હતી. પીઠાના માલિકોએ આ અંગે ઊહાપોહ કર્યો હતો, પણ એમને સમજાવી લેવાયા હતા, આથી દારૂની લતથી પાયમાલ થતાં ઘણાં કુંટુંબો, ખાસ કરીને કામદાર વર્ગનાં, અટકી ગયાં હતાં. ભંગી સફાઈ, કામદારની સ્થિતિ ખૂબ જ ખરાબ હતી. એમને રૂ. સાત જેટલું માસિક વેતન મળતું હતું. ક્યાંક ઘરાકી-પદ્ધતિને કારણે એમને થોડી રાહત રહેતી હશે, પણ એકંદરે ખૂબ જ ગરીબીમાં તેઓ જીવતા હતા. ભરૂચમાં રૂ.બે ના પગારવધારાનો તથા કેટલીક સગવડો આપવા એમણે માગણી કરી હતી તે નકારાઈ હતી અને બરતરફી ધાકધમકી અને બહારના નવા કામદારો લાવી એમની હડતાલ તોડવા પ્રયાસ થયા હતા. ઠક્કરબાપાના પ્રયાસથી આ હડતાલનો અંત આવ્યો હતો. આની અસર અન્યત્ર પણ પડી હતી. શહેરોમાં, ખાસ કરીને અમદાવાદના મિલ-મજૂરોની ચાલીઓનાં, ભાડાં વધારવા ગુંડા રોકી ભાડૂતોને ત્રાસ અપાતો હતો. વસવાટ માટે અયોગ્ય મકાનોમાં ગટર જાજરુ નળ વગેરેની સગવડ ન હતી એમ છતાં મકાનમાલિકો મોંઘવારી વધી એ માટે વધારે ભાડું માગતા હતા અને

સગવડો વધારવા કે મકાનની મરામત કરવા ઇન્કાર કરતા હતા. કશળચંદભાઈએ ઇંદુલાલ યાજ્ઞિકનું આ પ્રશ્ને ધ્યાન દોરતાં ૧૯૩૯માં ધારાસભાએ ઘરભાડા-નિયમનનો કાયદો પસાર કર્યો, એ પ્રમાણે વેપારીઓને ત્યાં નોકરી કરતા મુનીમો અને ગુમાસ્તાઓનો પ્રશ્ન ઇંદુલાલ યાજ્ઞિકે હાથ ધર્યો હતો. એમના પ્રયાસથી મુંબઈની ધારાસભામાં હિંદ સેવાસમાજના સભ્ય શ્રી બખલેએ આ અંગે કાયદો ઘડીને મુંબઈ ધારાસભામાં રજૂ કર્યો હતો, જેને ગુમાસ્તામંડળે ટેકો આપ્યો હતો. કમળાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપણા નીચે ભરાયેલ ગુમાસ્તા પરિષદે એમના કામકાજના કલાકો પગાર રજા વગેરે નક્કી કરવા માગણી કરી હતી. પરિણામે 'ગુમાસ્તા ધારો' પસાર થઈને અમલમાં આવ્યો હતો. મુંબઈ પ્રાંતમાં પ્રાંતિક સ્વરાજ્યની આડકતરી અસર દેશી રાજ્યોના વહીવટ ઉપર પણ પડી હતી અને એ કારણે દેશી રાજ્યોમાં સુધારા દાખલ કરવા પ્રોત્સાહન મળ્યું હતું. સમાજવાદીઓ તથા સામ્યવાદીઓને ગણોતધારાથી સંતોષ થયો ન હતો. એનાથી ગણોતિયાને જમીન છોડી દેવા મૂળ માલિકો તરફથી દબાણ વધ્યું હતું અને એમને જમીન છોડી દેવા ફરજ પડી હતી, એમ છતાં એકંદર ફાયદો થયો હતો. માધ્યમિક શાળામાં શિક્ષણનું માધ્યમ અંગ્રેજી હતું એમાં ફેરફાર થયો હતો અને ગુજરાતીમાં કેટલાક વિષય શીખવવા છૂટ મળી હતી. શારીરિક શિક્ષણના વિષયને અભ્યાસક્રમમાં સ્થાન અપાયું હતું અને 'કુવલયાનંદ' સમિતિ તેનો અભ્યાસક્રમ વગેરે નક્કી કરવા નિમાઈ હતી. પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરી શકાયું ન હતું, પણ શાળા વિનાનાં ગામોમાં "વૉલન્ટરી સ્કૂલ" યોજના નીચે વધુ શાળાઓ ઊઘડી હતી. શાળાનું નિરીક્ષણ જિલ્લા સ્કૂલ બોર્ડ અને મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડ પાસેથી પાછું લઈ શિક્ષણની ગુણવત્તા વધે અને શિક્ષણમાં સ્થાનિક ઘાલમેલ ઘટે એ માટે એની જવાબદારી ઉપશિક્ષણાધિકારીને સોંપાઈ હતી. વાલોડ તથા બારડોલી તાલુકાનાં અને બીજાં કુલ ૧૯ ગામોમાં બુનિયાદી શિક્ષણનો પ્રયોગ કરાયો હતો. પ્રૌઢશિક્ષણ તથા પુસ્તકાલયપ્રવૃત્તિને પણ ઉત્તેજન અપાયું હતું.[૧૧]

## હરિપુરા અધિવેશન

મુંબઈ પ્રાંતમાં કૉંગ્રેસના શાસન દરમ્યાન સુરત જિલ્લાના હરિપુરા મુકામે કૉંગ્રેસ પક્ષનું અધિવેશન ૧૯–૨–૧૯૩૮ ના રોજ સુભાષચંદ્ર બોઝના પ્રમુખપણા નીચે થયું હતું. ગ્રામજનતા ભાગ લઈ શકે એ કારણસર આ સ્થળ પસંદ કરાયું હતું. અધિવેશનમાં શક્ય હોય તેટલી ગ્રામ-ઉદ્યોગની વસ્તુઓ વાપરવા તકેદારી રખાઈ હતી. ખેડૂતો માટે ખાસ રસોડું ખોલવામાં આવ્યું હતું. પ્રમુખના ભાષણમાં સુભાષબાબુએ બ્રિટિશ હિંદમાંની સરકારી નીતિ, દેશપરદેશમાં વસતા

હિંદીઓની પરિસ્થિતિ, બ્રિટિશ સંસ્થાનોમાં અંગ્રેજોની પકડ અને શોષણનીતિ, રાજકીય સુધારા, પ્રધાનમંડળની રચના, જવાબદારી અને વાઇસરૉય તથા ગવર્નર તરફથી બાંહેધરીનો ભંગ, દેશી રાજ્યોની પ્રજાનો જવાબદાર રાજ્યતંત્ર માટે અધિકાર અને એ અંગે કૉંગ્રેસની નીતિ વગેરેની સ્પષ્ટતા કરી હતી. કુલ ૨૦ ઠરાવ કરાયા હતા. આ પ્રસંગે ગુજરાતના કિસાનોએ એમના પ્રશ્ન પરત્વે જંગી રેલી દ્વારા અધિવેશનનું ધ્યાન ખેંચ્યું હતું અને એમણે એમનું માગણીપત્રક રજૂ કર્યું હતું. ઇંદુલાલ યાજ્ઞિક, ડી. જી. પાંગારકર, ડૉ. સુમંત મહેતા તથા બીજા કાર્યકરોએ કિસાનોની આગેવાની લીધી હતી. આ જ પ્રમાણે આ અધિવેશનમાં કૉંગ્રેસે દેશી રાજ્યોની પ્રજાકીય સંસ્થાઓને કારોબારીની સૂચના પ્રમાણે અને એના અંકુશ નીચે કામ કરવાની છૂટ આપી હતી. રાજદ્વારી પ્રવૃત્તિ કે લડત કૉંગ્રેસના નામે ઉપાડવી નહિ એવી સ્પષ્ટ શરત મૂકવામાં આવી હતી. કિસાન-ચળવળ અંગે એમનું સંગઠન રચવાનો હક્ક સ્વીકાર્યો હતો ઝાંઝીબારના લવિંગના પ્રશ્ને હિંદી વેપારીઓના હિતને હરિપુરા અધિવેશનમાં ટેકો આપવામાં આવ્યો હતો. ઝાંઝીબારની સરકારના અન્યાય સામે ઝાંઝીબારના લવિંગની આયાત ભારતે બંધ કરી બહિષ્કાર પોકાર્યો હતો.[૧૨]

## બીજું વિશ્વયુદ્ધ અને સત્તાત્યાગ

માર્ચ, ૧૯૩૯ માં ત્રિપુરા ખાતે કૉંગ્રેસ અધિવેશન સુભાષબાબુના પ્રમુખ-પણા નીચે થયું હતું. કૉંગ્રેસ પક્ષના આગેવાનો પટ્ટાભી સીતારામૈયાને પસંદ કરવાના મતના હતા. પંજાબ બંગાળ અને મહારાષ્ટ્રના તથા સમાજવાદી અને સામ્યવાદી પ્રતિનિધિઓના સબળ ટેકાને કારણે સુભાષબાબુ ચૂંટાઈ આવ્યા હતા, પણ કારોબારીની રચના ગાંધીજીની સલાહ મુજબ કરવાના પ્રશ્ને સમાજવાદી અને સામ્યવાદી પ્રતિનિધિઓ તટસ્થ રહેતાં એમની હાર થઈ અને એમણે પ્રમુખપદનું રાજીનામું આપ્યું હતું. યુરોપમાં યુદ્ધનાં વાદળ ઘેરાતાં હતાં તેથી અગમચેતી તરીકે લૉર્ડ લિનલિથગોના આગ્રહથી એપ્રિલ, ૧૯૩૯ માં બ્રિટિશ પાર્લમેન્ટ તરફથી ૧૯૩૫ના ભારત કાયદામાં ૧૨૬ અ સુધારો આમેજ કરી મધ્યસ્થ સરકાર દ્વારા કટોકટી જાહેર કરવાની, પ્રાંતોનાં પ્રધાનમંડળોને યુદ્ધના કારણે સલાહ આપવાની તથા એમના વતી પ્રાંત હસ્તકના વિષયો અંગે કાયદા ઘડવાની અને હસ્તક્ષેપ કરવાની સત્તા મધ્યસ્થ તંત્રને અપાઈ. વાઇસરૉય ઇચ્છે ત્યારે પ્રાંતિક સરકારોના અધિકાર એ હાથમાં લઈ શકે અથવા એમના હુકમોનું પાલન કરાવી શકે એવો આ સુધારો બ્રિટિશ પાર્લમેન્ટે એક જ દિવસમાં પસાર કર્યો હતો. ૩–૯–૧૯૩૯ ના રોજ બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. કૉંગ્રેસ પ્રધાનમંડળો અને લોકોને વિશ્વાસમાં

લીધા વિના ભારત સરકારે પણ જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. આ પગલું પણ વિશ્વાસભંગ સમાન હતું. વાઇસરૉયે યુદ્ધમાં કૉંગ્રેસને સહકાર આપવા જણાવ્યું ત્યારે એણે સરકારને લોકશાસન સામ્રાજ્યવાદ અને ભારતના ભાવિ અંગે નવી વ્યવસ્થાની ચોખ્ખટ કરવા જણાવ્યું. આનો જવાબ હિંદી વજીરે વાળ્યો કે "બ્રિટન જીવનમરણના સંગ્રામમાં રોકાયેલું છે ત્યારે કૉંગ્રેસે બ્રિટિશ ઇરાદાઓની સ્પષ્ટ જાહેરાત માગવી એ કવખતનું છે. પોતાની માગણીઓ માટે એમણે આ ખોટો વખત પસંદ કર્યો છે." ત્યારબાદ વાઇસરૉયે એક જાહેરનામું બહાર પાડ્યું કે જે કૉંગ્રેસને કે કોઈ પણ દેશપ્રેમીને સંતોષ આપી શકે એમ ન હતું. પરિણામે કૉંગ્રેસ કારોબારીએ ૩૦-૧૦-૩૯ સુધીમાં કૉંગ્રેસી પ્રધાનમંડળને રાજીનામું આપવા જણાવ્યું, આથી નવેમ્બર, ૧૯૩૯ દરમ્યાન મુંબઈના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.[૧૩]

સવા બે વરસના ટૂંકા ગાળામાં મુંબઈ સરકારે ક્રમદારો કિસાનો અને મધ્યમ તથા પછાત વર્ગના ઉત્કર્ષ માટે અનેક પગલાં લીધાં હતાં અને મુસ્લિમ લીગ વગેરેનો વિરોધ છતાં કુશળતાથી રાજ્યવહીવટનું સંચાલન કર્યું હતું.

## લડતના માર્ગે : વ્યક્તિગત સત્યાગ્રહ

કૉંગ્રેસ પક્ષને બ્રિટિશ સરકારની મુશ્કેલીનો લાભ લેવાનું પસંદ ન હતું, પણ સાથોસાથ સરકારનાં જડ વલણ અને જોહુકમીને તાબે થવાનું પણ એને યોગ્ય જણાતું ન હતું, આથી જવાહરલાલ લોકશાહીના સંરક્ષણ માટે બ્રિટનને મદદ કરવાના મતના હતા તે પણ બ્રિટિશ શાહીવાદી નીતિથી કંટાળી ગયા હતા. સુભાષ તો લડી લેવાના મતના પહેલેથી હતા અને તેથી એ વેશપલટો કરી નજર-કેદમાંથી છટકી અફઘાનિસ્તાન થઈને જર્મની પહોંચી ગયા અને ત્યાંથી જાપાન ગયા ને આઝાદ હિંદ ફોજ એકત્ર કરી. કૉંગ્રેસના રામગઢ અધિવેશને એક વાત સ્પષ્ટ કરી હતી કે જુવાનો વાટાઘાટોથી કંટાળીને, આવેલી તક વધાવી લઈને અંગ્રેજ-સત્તા સામે જલદ લડત આપવા તૈયાર હતા. સર્વપક્ષીય સરકાર રચી સ્વતંત્રતા બક્ષવાની કૉંગ્રેસની માગણી નકારાઈ. વાઇસરૉયે એની જાહેરાતમાં સ્પષ્ટતા કરી હતી કે હાલની કાઉન્સિલને વધુ વિસ્તારીને વધુ વ્યક્તિઓને લેવા સિવાય એ વધુ છૂટછાટ આપી શકે એમ નથી. ૧૮ મી ઑગસ્ટ, ૧૯૪૦ ના રોજ મળેલી કૉંગ્રેસ કારોબારીએ કૉંગ્રેસ સમિતિઓને પોતાની પ્રવૃત્તિ પૂરજોશથી ચલાવવા ને રચનાત્મક કાર્યક્રમ વગેરે હાથ ધરવા જણાવ્યું હતું. ૧૬ મી સપ્ટેમ્બરના રોજ મળેલી મહાસમિતિની બેઠકમાં તાત્કાલિક અને સ્વતંત્રતા મળ્યા બાદ અનુસરવાની નીતિ જાહેર કરાઈ અને ગાંધીજીને સવિનય ભંગની લડતમાં દોરવણી આપવા વિનંતિ

કરાઈ. ગાંધીજીએ વાઇસરૉયને પત્ર લખ્યો, રૂબરૂ પણ મળ્યા અને એમને કૉંગ્રેસના નિર્ધારની જાણ કરી. ૧૨ મી ઑક્ટોબરની કારોબારી સમિતિની બેઠકમાં ગાંધીજીએ વ્યક્તિગત સવિનય ભંગની યોજના સમજાવી. ગાંધીજીએ નિયમિત કાંતણ અને રચનાત્મક કામમાં શ્રદ્ધા ધરાવનારને જ લાયક ગણી સત્યાગ્રહ માટે પસંદ કરવા પ્રાંતિક સમિતિને જણાવ્યું. જિલ્લા મૅજિસ્ટ્રેટને પત્ર લખી આ અંગે જાણ કરવાની આવશ્યકતા પણ એમણે સ્પષ્ટ કરી. વ્યક્તિગત સત્યાગ્રહમાં વિનોબા અને જવાહરલાલ પછી સરદારનો વારો આવ્યો. પત્ર લખી મૅજિસ્ટ્રેટને જાણ કર્યા બાદ એમની ૧૭–૧૧–૪૦ ના રોજ ધરપકડ થઈ હતી. ૧૯૪૦ દરમ્યાન મોરારજી દેસાઈ, રાવજીભાઈ પટેલ, લક્ષ્મીદાસ શ્રીકાંત, દાદાસાહેબ માવળંકર, લલ્લુભાઈ હરિભાઈ પટેલ, બાબુભાઈ પટેલ, શિવાભાઈ આશાભાઈ, શિવાભાઈ હ. પટેલ અને એમનાં પત્ની, ગુલામરસૂલ કુરેશી વગેરેએ વ્યક્તિગત સત્યાગ્રહમાં ભાગ લીધો હતો. ૧૯૪૧ દરમ્યાન મનુભાઈ મો. પટેલ, વામનરાવ મુકાદમ, માણેકલાલ ચુ ગાંધી, માણેકલાલ મ. ગાંધી, રમણલાલ મશરૂવાળા, રામપ્રસાદ કૉન્ટ્રેક્ટર, લક્ષ્મીદાસ આશર, દરબાર ગોપાલદાસ, બળવંતરાય મહેતા, પ્રમોદાબહેન ગોસળિયા, પ્રભાવતી અંબાલાલ, પન્નાલાલ ઝવેરી, નાનીબહેન ઝવેરી, નીરુ દેસાઈ, અસગરઅલી ગાંધી, ઈશ્વરલાલ છોટાલાલ દેસાઈ, કમળાશંકર પંડ્યા, ચિમનભાઈ દાદુભાઈ દેસાઈ, કાંતિલાલ ઘિયા, સૂર્યકાંતા રુદ્રપ્રસાદ વગેરેએ ભાગ લીધો હતો. સત્યાગ્રહીઓ જેલમાં કાંતવા ઉપરાંત પુસ્તકોનું અને વર્તમાનપત્રોનું વાચન, ટેનિસ કે શતરંજ કે પાના રમવામાં અને નોંધ વગેરે લખવામાં એમનો સમય ગાળતા હતા. ૧૯૪૧ ના એપ્રિલ માસમાં અમદાવાદમાં કોમી રમખાણ ફાટી નીકળ્યું હતું, કોમી રમખાણ દરમ્યાન સરકારી અધિકારીઓનું એકતરફી મુસ્લિમોની તરફેણ કરતું વલણ કોમવાદને ઉત્તેજન આપનાર હતું. કોમી રમખાણ અને ક્રિપ્સ મિશનની વાટાઘાટો દરમ્યાન પણ આંદોલન ચાલુ હતું, પણ થોડા વખત બંધ રહ્યા બાદ ૫–૧–૧૯૪૧ થી એ ફરી ચાલુ કરવામાં આવ્યું હતું. સમગ્ર દેશમાંથી ૨૦,૦૦૦ જેટલા સત્યાગ્રહીઓએ જેલવાસ સ્વીકાર્યો હતો.[૧૪]

## ૧૯૪૨ ની પૂર્વસંધ્યાએ

૧૯૪૧ ની વસંત ઋતુમાં જર્મનીએ રશિયા ઉપર ચડાઈ કરી હતી. આ કારણે સામ્યવાદીઓ બ્રિટન-તરફી બની ગયા હતા અને આ યુદ્ધને તેઓ લોકયુદ્ધ તરીકે ખપાવતા હતા. આ કારણે તેઓ લોકોની સહાનુભૂતિ ગુમાવી બેઠા હતા અને જુવાનો તથા વિદ્યાર્થીઓ ઉપરની એમની પકડ ગુમાવી હતી. જાપાને પર્લ હાર્બર ઉપર હુમલો કરી, સમગ્ર અગ્નિ એશિયાના દેશો હડપ કરી

બ્રહ્મદેશની સરહદ સુધી એ આવી પહોંચ્યું હતું. બ્રિટિશ નૌકાસૈન્યના વિરાટકાય યુદ્ધ–જહાજોનો પલકમાં એઓએ નાશ કર્યો હતો. સિંગાપુર પાકેલા ફળ માફક લડત વિના એઓએ હાથ કર્યું હતું, આથી પ્રેસિડેન્ટ રુઝવેલ્ટે યુદ્ધદેવતા બ્રિટિશ વડાપ્રધાન ચર્ચિલ ઉપર ભારત સાથે સમાધાન કરવા દબાણ કર્યું અને સ્ટ્રેફર્ડ ક્રિપ્સને એણે વાટાઘાટ માટે ૧–૪–૪૨ ના રોજ મોકલ્યા. યુદ્ધ બાદ સાંસ્થાનિક સ્વરાજ્ય, બંધારણ સભા તથા જે પ્રાંતો અલગ થવા ચાહે તેઓને સ્વતંત્ર થવાની છૂટ રહે એ એની યોજનાની મુખ્ય શરતો હતી. દેશી રાજ્યની પ્રજા અંગે એમાં કોઈ જોગવાઈ ન હતી. તાત્કાલિક છૂટછાટ કાઉન્સિલના સભ્યો વધુ સંખ્યામાં રખાય તેટલી હતી. ગાંધીજી તથા કોંગ્રેસના નેતાઓને દેશના વિભાજનની ને કાયમ વિવિધ કોમોને લડતા રાખવાની આમાં ગંધ જણાતાં એમની દરખાસ્ત નકારવામાં આવી. ક્રિપ્સ મિશનની અમેરિકન પ્રજા અને પ્રમુખ રુઝવેલ્ટને દેખીતો સંતોષ આપવાની રમત હતી. હેરોલ્ડ લાસ્કીને મતે 'લો કે છોડો' જેવાં વલણવાળી આ યોજનાનો હેતુ હિંદને સ્વરાજ્ય આપવાને બદલે પ્રચારનો વધુ હતો.

## ૧૯૪૨ ની 'હિંદ છોડો' ચળવળ અને ગુજરાત

જાપાને પર્લ હાર્બર ઉપર હુમલો કરી યુદ્ધમાં ઝંપલાવતાં અને દક્ષિણ એશિયાના પ્રદેશો મલાયા બ્રહ્મદેશ વગેરે જીતી લેતાં ભારતની પૂર્વ સરહદ સળગી ઊઠી અને જાપાને વિશાખાપત્તન તથા કાકીનાડા ઉપર હુમલો કરતાં ગાંધીજીએ અંગ્રેજોને ભારત છોડી જવા માટે 'હરિજન' પત્રોના લેખો દ્વારા જણાવ્યું. ક્રિપ્સ મિશન નિષ્ફળ ગયું અને અંગ્રેજોની દાનત શુદ્ધ જણાતી ન હતી. ગાંધીજી તથા અન્ય નેતાઓએ આખરી આંદોલન માટે લોકોને તૈયાર કરવાનું નક્કી કર્યું. સરદારે ગુજરાતની પ્રજાને લડતનો સંદેશો આપતાં જણાવ્યું કે "આવી પળ ફરીથી આવવાની નથી. મનમાં કશો ભય રાખશો નહિ. એમ કહેવાનું ન મળે કે ગાંધીજી એકલા હતા. ૭૪ વરસની ઉંમરે હિંદની લડત લડવા આ બોજો ઉપાડવા તેઓ બહાર પડ્યા છે ત્યારે આપણે પણ આપણી ફરજ વિચારી લઈએ. તમારી પાસે માગણી થાય કે ન થાય, વખત આવે કે ન આવે, તમારે કશું પૂછવાપણું રહેતું નથી. હવે કયો કાર્યક્રમ એમ પૂછી બેસી ન રહેશો. ૧૯૧૮ માં રોલેટ ઍક્ટના વિરોધથી માંડીને આજ સુધી જેટલા કાર્યક્રમ કર્યા છે તે બધાનો આમાં સમાવેશ કરવાનો છે. નાકરની લડત, સવિનય કાનૂનભંગ અને એવી જ બીજી જે લડત સીધી રીતે સરકારી તંત્રને અટકાવી દેનારી હશે તેને કોંગ્રેસ અપનાવી લેશે. રેલવે-વાળા રેલવે બંધ કરીને, તારવાળા તારખાતું બંધ કરીને, ટપાલવાળા ટપાલ-ખાતું છોડીને, સરકારી નોકરો નોકરીઓ છોડીને, શિક્ષકો અને વિદ્યાર્થીઓ શાળાઓ

અને કૉલેજો બંધ કરીને, એમ સહુ સરકારનાં તમામ યંત્રોને અટકાવી દે. આ જાતની લડાઈ થવાની છે તેમાં તમે સૌ ભાઈ બહેનો સાથ આપજો. ગાંધીજી ઉપર હાથ પડે તો ચોવીસ કલાકમાં બ્રિટિશ સરકારનું તંત્ર તૂટી પડે એમ કરવાની તાકાત તમારા હાથમાં છે. તમને સઘળી ચાવીઓ બતાવવામાં આવી છે, તેનો અમલ કરજો."

૮ મી ઑગસ્ટની મધરાતે મળેલી કોંગ્રેસની મહાસમિતિએ અંગ્રેજોને ભારત છોડવા અને એમ ન કરે તો અહિંસક વ્યાપક આંદોલન કરવા ઠરાવ કર્યો. ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે' નો મંત્ર આપી સત્યાગ્રહની બધી રીતોનો ઉપયોગ કરવા જણાવ્યું. આ આંદોલનનો પ્રારંભ કરતાં પહેલાં ગાંધીજી વાઇસરૉયને મળીને છેલ્લો પ્રયાસ કરવા ઇચ્છતા હતા, પણ એમ ન બન્યું અને ૯ મી ઑગસ્ટે ગાંધીજી તથા બીજા આગેવાન કોંગ્રેસીઓની સરકારે ધરપકડ કરી. સભા સરઘસ હડતાલ અને ભાંગફોડ દ્વારા પ્રજાએ સરકારનાં પગલાંનો જવાબ આપ્યો. સરકારે ટૅન્ક અને મશિનગનનું પ્રદર્શન કર્યું. પોલીસ થાણાં, સરકારી ચોરા, તાર-ટપાલ ઑફિસ, રેલવે ઉપર હુમલા થયા, અનેક સ્થળોએ પાટા ઉખેડાયા. બિહાર સતારા વગેરે વિસ્તારમાં સરકારી શાસન થંભી ગયું. સમાજવાદી નેતાઓએ તથા અન્ય કોંગ્રેસી નેતાઓએ ભૂગર્ભમાં રહીને આંદોલનનું સંચાલન કર્યું. અચ્યુત પટવર્ધન, રામમનોહર લોહિયા, અરુણા અસફઅલી, અશોક મહેતા વગેરે સમાજવાદી આગેવાન હતા. સતારાના નાના પાટીલ વગેરેએ તથા છોટુભાઈ પુરાણી ને એમના સાથીઓ મકનજી સોલા, પંચમહાલના કેટલાક કાર્યકરો વગેરેએ ભાંગફોડના કાર્યક્રમમાં ભાગ લીધો હતો. સૌરાષ્ટ્રમાં ભાવનગરના ગુણવંતરાય પુરોહિત અને એમના ભાઈઓ તથા અમરેલીના કેશુભાઈ ભાવસાર તથા કેટલાક વિદ્યાર્થીઓ આ પ્રવૃત્તિમાં ભળ્યા હતા. સરકારે ગોળીબાર લાઠીચાર્જ ધરપકડ વગેરે દમનનાં પગલાં લેવા છતાં આંદોલન શમ્યું નહિ. ૧૯૪૨ ના અંત સુધીમાં ૧,૦૨૮ માણસ માર્યા ગયા, ૩,૨૦૦ ઘાયલ થયા, ૬૦,૦૦૦ ની ધરપકડ થઈ અને ૨૬,૦૦૦ને જેલ મળી તેમ ૧૮,૦૦૦ને અટકાયતમાં રાખવામાં આવ્યા હતા.

ગુજરાતમાં આંદોલનમાં અમદાવાદે રંગ રાખ્યો હતો. અમદાવાદના મિલ-મજૂરોએ સાડા ત્રણ માસ સુધી હડતાળ જાળવી રાખી હતી. અન્ય કારખાનાં અને બજારો પણ બંધ હતાં. શાળા અને કૉલેજો છ થી આઠ માસ સુધી બંધ રહી. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ 'હિંદ છોડો' ના ઠરાવને બહાલી આપી અને તેથી ૨૩-૯-૧૯૪૨ ના રોજ એની બરતરફી થઈ. ૧૬ મી ઑક્ટોબરથી મ્યુનિસિપાલિટીના કામદારો પણ હડતાલ ઉપર ઊતર્યા. ૧૯૪૪ માં ચૂંટણી થતાં કોંગ્રેસ પક્ષના કાર્યકરો ચૂંટાયા. સરકારે મ્યુનિસિપાલિટીને ગેરકાયદેસર રીતે બરતરફ

કરી છે એવો એમણે ઠરાવ કર્યો ને પ્રવર્તમાન સંજોગોમાં કામ થઈ શકે એમ નથી એમ જાહેર કર્યું, તેથી ૧૩-૪-૪૪ના રોજ મ્યુનિસિપાલિટી ફરી બરતરફ થઈ, એના અમલદારોને પણ બરતરફ કરાયા હતા.

ઑગસ્ટની આઠમી તારીખે રવિશંકર મહારાજે ગુજરાત કૉલેજના છાત્રાલયમાં એકઠા થયેલા વિદ્યાર્થીઓને લડત માટે તૈયાર રહેવા હાકલ કરી હતી. ૧૦ મી ઑગસ્ટે લૉ કૉલેજ સામેના મેદાનમાંથી ધ્વજવંદન બાદ ૨,૦૦૦ વિદ્યાર્થીઓએ અને ૨૦૦ વિદ્યાર્થિનીઓએ રાષ્ટ્રધ્વજ સાથે સરઘસ કાઢયું. સરઘસ ગુજરાત કૉલેજ નજીક પહોંચ્યું ત્યારે પોલીસે એમને અટકાવ્યું અને તેઓ ન વીખરાતાં લાઠીમાર કર્યો. એમનાથી કેટલાક વિનોદ કિનારીવાળા વગેરે ગુજરાત કૉલેજના કમ્પાઉન્ડમાં પ્રવેશ્યા. પોલીસો ઉપર પથ્થરમારો થયો. પ્રિ. પટવર્ધન તથા પ્રો. ધીરુભાઈ વચ્ચે પડચા ને ધીરુભાઈને લાઠીનો ફટકો પડચો. વિનોદ કિનારીવાળા ધ્વજ સાથે આગળ હતો. એણે છાતી ખુલ્લી કરી પોલીસોને પડકાર ફેંકયો અને એ પોલીસની ગોળીથી વીંધાઈ ગયો ને શહીદ થયો. ૧૬ મી ઑગસ્ટના દિવસે 'રાષ્ટ્રિય વિદ્યાર્થી સંગ્રામ સમિતિ' રમણિકલાલ શાહના પ્રમુખપણા નીચે રચાઈ. તેઓ લડતના સમાચારો આપતી ગુપ્ત 'વિદ્યાર્થી' પત્રિકા' બહાર પાડતા હતા. આ લોકો શાળા કૉલેજો પર પિકેટિંગ ગોઠવીને હડતાલને અનુમોદન આપતા હતા. ૧૫-૯-૪૨ના રોજ 'વિદ્યાર્થી'-દિન'ની ઉજવણી કરાઈ ને ગુજરાત કૉલેજ ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવાયો. ટેલિફોનના તાર પણ કપાયા હતા અને થાંભલા પણ ઉખેડી નખાયા હતા. ૧૯૪૨ના સપ્ટેમ્બરમાં સરસપુર વિસ્તારમાં પોસ્ટ ઑફિસને આગ લગાડી હતી અને તાર-ટેલિફોનનાં દોરડાં કાપી નખાયાં હતાં. સેન્ટ ઝેવિયર હાઇસ્કૂલ, સરકારી ગર્લ્સ હાઇસ્કૂલ, એચ. એલ. કૉમર્સ કૉલેજ, એલ. એ. શાહ લૉ કૉલેજ વગેરે ઉપર હુમલા થયા હતા અને તેઓનું કામકાજ અટકાવી દેવાયું હતું. અમદાવાદના ૮૦,૦૦૦ વિદ્યાર્થીઓએ ૨૫૦ દિવસ લાંબી હડતાલ પાડી હતી. વિદ્યાર્થીઓના ૧૬ આગેવાનોની ૨૭-૩-૧૯૪૩ના રોજ ધરપકડ કરાઈ હતી. વિદ્યાર્થીઓએ 'રાજકીય કેદી ફંડ' ઉઘરાવ્યું હતું. કેટલાક વિદ્યાર્થી નેતાઓ વિદ્યાર્થી-લડતને ટેકો અને માર્ગદર્શન આપવા મુંબઈ વડોદરા ભરૂચ અને સુરત ગયા હતા.

મહિલાઓ સરઘસ કાઢવા ઉપરાંત શહીદોનાં કુટુંબોની દેખભાળ રાખવાનું તથા પત્રિકા છાપવાનું અને વહેંચવાનું કામ કરતી હતી. પોલીસના લાઠીમારમાં ૩૫ બહેનોને ઈજા થઈ હતી અને ૨૬ બહેનોની ધરપકડ કરાઈ ને તેઓને કેદની સજા કરાઈ હતી.

મ્યુનિસિપાલિટીની શાળાઓ તથા અન્ય શાળાઓ બંધ રહી હતી. સરકારની ધમકી સામે તેઓ ડગ્યા ન હતા. ૪૦૦ ઉપરાંત શિક્ષકોને છૂટા કરાયા હતા, ૨૩ માધ્યમિક શાળા બંધ રહી હતી અને એના ૧૪,૦૦૦ વિદ્યાર્થી શાળામાં ગયા ન હતા. ૧,૧૦૦ માધ્યમિક શિક્ષકોને છૂટા કરવા નોટિસ અપાઈ હતી, એમ છતાં આઠ માસ શાળાઓ બંધ રહી હતી.

લડતના સમાચાર 'ઇન્કિલાબ' 'રાજદ્રોહ' 'કોંગ્રેસ પત્રિકા' 'આઝાદ હિંદ' 'તણખા' 'વિદ્યાર્થીપત્રિકા' વગેરે દ્વારા મળતા હતા. આ માટે જુદાં જુદાં સ્થળોએથી પત્રિકાઓનું પ્રકાશન થતું હતું. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પણ ખાસ પત્રિકા બહાર પડતી હતી

અમદાવાદ શહેરને જુદા જુદા વિભાગોમાં વહેંચી લડતનું સંચાલન શહેર-સૂબા ડૉ. જયંતીભાઈ ઠાકોર કરતા હતા. વૉર્ડ પોળ અને શેરીના નાયકો નીમ્યા હતા. પત્રિકા લખવાનું કામ ઉત્સવભાઈ પરીખ, ઉમાશંકર જોશી વગેરે કરતા હતા. પત્રિકા વહેંચવાનું કામ વેશપલટો કરી શાકવાળા દૂધવાળા વગેરે બનીને કરતા હતા. આ સંગઠન અદ્ભુત હતું.

ભૂગર્ભમાં રહીને લડતમાં ભાગ લેનારાઓ માટે 'યુદ્ધવેરા' તરીકે રૂ. ૨૧,૦૦૦ એકઠા કરાયા હતા. ગાંધીજીએ ૧૦–૨–૧૯૪૩ ના રોજ ૨૧ દિવસના ઉપવાસ કર્યા ત્યારે અમદાવાદની મિલોએ એ દિવસ કામ બંધ રાખ્યું હતું. ઉપવાસને બીજે દિવસે શહેરમાં સંપૂર્ણ હડતાલ પડી હતી. ગાંધીજીના દીર્ઘાયુષ માટે પ્રાર્થના-સભાઓ યોજાઈ હતી. ગુપ્ત કાર્યકરો વડોદરા તથા અન્ય દેશી રાજ્યોમાં આશ્રય લઈને કામ કરતા હતા.

વાનરસેના પોલીસો તથા પોલીસ ચોકીઓ વગેરે ઉપર પથ્થરમારો કરતી હતી. અમદાવાદના વીજળીઘરને બૉમ્બથી ઉડાવી દેવાનો પ્રયત્ન થયો હતો. ૧૯૪૨ ના ઑક્ટોબરથી ડિસેમ્બર દરમ્યાન પથ્થરમારાના સૌથી વધારે બનાવ બન્યા હતા. સરકારી અને અર્ધસરકારી કચેરીઓ અને સુધરાઈની શાળાઓને આગ લગાડવાના ૫૮ બનાવ બન્યા હતા. મિલોમાં પણ આગ ચંપાઈ હતી. પોળોમાં ઘૂસી લાઠી-માર કરનાર પોલીસો ઉપર તેજાબ નાખવાના ૨૬ બનાવ બન્યા હતા, તેથી ત્રીસેક પોલીસો અને અધિકારીઓ દાઝ્યા હતા. ૨૧૦ સ્થળોએ તાર–ટપાલનાં દોરડાં કપાયાં હતાં. માદલપુર અને કોચરબના સરકારી ચોરા ઉપર હુમલો કરી સરકારી ભરણાની રકમ લૂંટવામાં આવી હતી. વાહનવ્યવહારમાં અડચણ ઊભી કરવા રસ્તો ખોદી ખાડા કરાતા હતા. ૧૫૦ જેટલા યુવકો લોહીથી સહી કરી બૉમ્બપ્રવૃત્તિમાં જોડાયા હતા. કે. જી. પ્રભુ, નંદલાલ જોશી, હરિભાઈ ડાયર, નારાયણભાઈ પટેલ

વગેરે મોખરે હતા. માદલપુર પાસેનું રેલવેનું નાળું તોડવા પ્રયાસ થયો હતો. બૉમ્બ ફૂટવાના, મળી આવવાના કે ફેંકવાના કુલ ૬૬ બનાવ નોંધાયા હતા. આ પ્રવૃત્તિમાં સંડોવાયેલાઓ પૈકી નંદલાલ જોશી તથા નરહરિ રાવળ મરણ પામ્યા હતા. વીજળીઘરમાં ને એનાં સબ-સ્ટેશનોમાં બૉમ્બ મૂકયા હતા, તેથી શહેરમાં અંધારપટ છવાયો હતો. કલોલ-ઈસંડ વચ્ચે અને નડિયાદ નજીક ટ્રેન ઉથલાવવાના પ્રયાસ થયા હતા. અમદાવાદમાંથી ૧,૦૫૭ માણસોની ધરપકડ થઈ હતી. ૩૯૭ ને હિંદ સંરક્ષણ ધારા નીચે અટકાયતમાં રાખ્યા હતા. ૪૩૦ ને સજા કરાઈ હતી અને રૂ. ૧૮,૦૦૦ જેટલો દંડ કરાયો હતો. લાઠીમાર ઉપરાંત પકડાયેલાઓને ટાંકણી ભોંકવાના, બરફની પાટ ઉપર સુવડાવવાના ને હાડકાં ઉપર માર મારવાના બનાવ બન્યા હતા.

અમદાવાદમાંથી પ્રગટ થતા હરિજનબંધુ, ગુજરાત સમાચાર, પ્રભાત, નવ-સૌરાષ્ટ્ર, લોકયુદ્ધ વગેરેને લડતના સમાચાર છાપવા મનાઈ કરી હતી નવજીવન પ્રેસ તથા અન્ય પ્રેસો ઉપર દરોડા પડાયા હતા અને જપ્તી કરાઈ હતી. લડતમાં ભાગ લેનારને ૭ માસથી પાંચ વરસ સુધીની કેદ થઈ હતી. આ લડતમાંથી મુસ્લિમ લીગ તથા સામ્યવાદીઓ અલગ રહ્યા હતા. પરોક્ષ રીતે મિલમાલિકો તથા કેટલાક શ્રીમંતોએ આ લડતને મદદ કરી હતી. કૉંગ્રેસીઓ સમાજવાદીઓ તથા વ્યાયામશાળાના કાર્યકરોએ લડતમાં સારો રસ લીધો હતો. અમદાવાદ ઉપરાંત નડિયાદ ડાકોર ચકલાસી ભાદરણ અને કરમસદમાં સરકારે ગોળીબાર કર્યો હતો. ભરૂચમાં એક હથિયારધારી ટુકડી પોલીસ સ્ટેશન ઉપર હુમલો કરી હથિયાર ઉપાડી ગઈ હતી. એમણે વાગરા તાલુકામાં પોલીસ-મથક ઉપર હુમલો કર્યો હતો. પંચમહાલ જિલ્લાની એક ઑફિસ બાળી મૂકી હતી. કાલોલ તાલુકામાં ભાંગફોડ થઈ હતી. સુરત જિલ્લામાં કરાડી-મટવાડના તથા અન્ય જુવાનોએ ભાંગફોડ કરી હતી. મકનજી સોલા અને ઠાકોરભાઈ દેસાઈ એના આગેવાનો હતા. ભરૂચમાં છોટુભાઈ પુરાણી, ચંદ્રશંકર ભટ્ટ, મેઘજી બચનજી, લલ્લુભાઈ વગેરેએ સરકારને રંજાડવાની પ્રવૃત્તિ કરી હતી. ગુણવંતરાય પુરોહિત, જશુ મહેતા વગેરેએ ઘોઘા ઉમરાળા વરતેજ અને ધોળા નજીક તાર કાપવાની અને પોસ્ટ લૂંટવાની પ્રવૃત્તિ કરી હતી. લીલાપુર અને લખતર વચ્ચે બે વખત પોસ્ટલવાન એમણે લૂટયાં હતાં. વડોદરાના કેટલાક વિદ્યાર્થીઓ પત્રિકાઓ વહેંચવા ખેડા જિલ્લાનાં ગામોમાં ફરતા હતા તેમને અડાસ સ્ટેશન પાસે આંતરીને પોલીસોએ ગોળીબાર કર્યો હતો, જેમાં ત્રણ વિદ્યાર્થી શહીદ થયા હતા. ઘાયલ થયેલાને પાણી પાવાં માટે લોકોને પોલીસોએ જવા દીધા ન હતા. અમદાવાદમાં ઉમાભાઈ કડિયા શહીદ થયા હતા. આ લડત દરમ્યાન કસ્તૂરબા તથા મહાદેવ દેસાઈ જેલવાસ દરમ્યાન મૃત્યુ પામ્યાં હતાં.

પંચમહાલમાંથી ૯ મી ઑગસ્ટે માણેકલાલ ગાંધી અને મારુતિસિંહની કાલોલમાંથી ધરપકડ કરવામાં આવી હતી. કાલોલ હાઇસ્કૂલોના પ્રિન્સિપાલ રતનલાલ દેસાઈ, નવનીતલાલ મહેતા અને છબીલદાસ મહેતાને પકડવામાં આવ્યા હતા. ઈંગ્લિશ હાઇસ્કૂલ—કાલોલની શાળામાં એક માસ સુધી વિદ્યાર્થીઓએ હડતાલ પાડી હતી ડેરોલમાંથી સામાજિક કાર્યકર જાહ્નવીબહેન દેસાઈની ધરપકડ કરાઈ હતી. જિલ્લા લોકલ બોર્ડે ચળવળને ટેકો આપ્યો હતો. કમળાશંકર પંડયા, ડાહ્યાભાઈ લોખંડ-વાળા, રસિકલાલ કડકિયા, મામા સાહેબ ફડકે, લક્ષ્મીકાંત શ્રીકાંત વગેરેને પકડી લાંબી કેદની સજા કરવામાં આવી હતી. ભીલ સેવામંડળના ડાહ્યાભાઈ નાયક, સુખદેવભાઈ ત્રિવેદી, પાંડુરંગ વણીકર અને અંબાલાલ વ્યાસને અનિશ્ચિત મુદત માટે અટકાયતમાં લેવામાં આવ્યા હતા. ભીલ સેવામંડળના ૩૫ વિદ્યાર્થીઓને અને ૭ વિદ્યાર્થિનીઓને કેદની સજા કરાઈ હતી. સરઘસ કાઢવાના ને એમાં ભાગ લેવાના આરોપસર બાબુભાઈ ગાંધી, વલ્લભદાસ મોદી અને રતિલાલ દેસાઈની તથા નવ વ્યક્તિઓની ધરપકડ કરવામાં આવી હતી. નટવરલાલ માસ્તરને સાઇક્લોસ્ટાઇલ મશિન રાખવા બદલ ૨૫ દિવસ લૉક-અપમાં રાખ્યા હતા, પણ કેસ પુરવાર થઈ શકયો ન હતો. ઘરમાં ગેરકાયદેસર પત્રિકા રાખવા ચિમનલાલ આર્યને નવ માસની સજા કરાઈ હતી. દાહોદમાં ૨–૫–૧૯૪૩ ના રોજ ધ્વજ સાથે સરઘસ કાઢવા બદલ જયંતીલાલ કડકિયાની ધરપકડ કરાઈ હતી ને કેદની સજા કરાઈ હતી. દિવાળીના દિવસે ગોધરા સ્કૂલ બોર્ડના મકાનને આગ લગાડાઈ હતી. ૧૯૪૨ ડિસેમ્બરના ત્રીજા અઠવાડિયા દરમ્યાન અગરવાડાની પોલીસચોકી (ચાવડી) અને ઑફિસ બાળી મૂકવામાં આવી હતી. તલાટી પાસેની રોકડ રકમ લૂંટી લેવાઈ હતી. જિલ્લાની એક ઑફિસ માં તથા કાલોલમાં ભાંગફોડ કરાઈ હતી. સત્યાગ્રહીઓ સાથે કાલોલમાં પોલીસને એક વાર અથડામણ થઈ હતી. ભીમસિંહ વેચાતભાઈ પરમાર બ્રિટિશ રાજ્ય સામે બહારવટે નીકળ્યો હતો. ૨૧–૨–૧૯૪૩ ના રોજ બોરડિયા ગામ અને ૨૨–૨–૧૯૪૩ ના રોજ વાઘજીપરા ગામ એણે લૂંટયાં હતાં અને પરદેશી માલને આગ લગાડી હતી. ૧૨–૩–૧૯૪૩ ના રોજ કુવજાર લૂંટયું હતું. આ લૂંટમાં હાથ હોવાથી ૧૧ શિક્ષકોની તથા ગ્રામપંચાયતના એક મંત્રી સહિત ૬૦ માણસોની ભીમસિંહને મદદ કરવાના આરોપસર સરકારે ધરપકડ કરી હતી. આ વખતે ભીમસિંહે પોતે જ લૂંટ કરી હતી એમ જણાવી પોતાને પકડવા પડકાર ફેંકયો હતો. દાહોદમાંથી 'આઝાદ પત્રિકા' બહાર પડતી હતી. પંચમહાલ જિલ્લા લોકલ બોર્ડના સભ્ય ભાઈલાલભાઈ પટેલનો સરકારનાં દમનકારી પગલાં વખોડતો ઠરાવ પસાર કરાયો હતો.

કેટલાંક દેશી રાજ્યોમાં સભા સરઘસ હડતાલ પત્રિકાપ્રકાશન વગેર પ્રવૃત્તિ હાથ ધરાઈ હતી. ભાવનગરમાં ૯ મી ઑગસ્ટના દિવસે કેશવલાલ ઠક્કરના પ્રમુખ-પણા નીચે સભા મળી હતી. જગુભાઈ પરીખને લડતનું નેતૃત્વ લેવા આદેશ અપાયો હતો. લડતના કાર્યક્રમના ભાગરૂપે સરકારના યુદ્ધના કાર્યક્રમને મદદ થાય એવી પ્રવૃત્તિઓ બંધ કરાવવા પિકેટિંગ કરવા નિર્ણય થયો હતો. દરબારગઢ ચોકમાં દરરોજ લડતના સમાચાર અપાતા હતા. લડતના સમાચાર માટે 'જંગે આઝાદી' નામની પત્રિકાનું કામ બાબુભાઈ શાહે ઉપાડી લીધું હતું. સાંજની સભામાં વજુભાઈ શાહ, જાદવજી મોદી, આત્મારામભાઈ ને જગુભાઈ પ્રવચન કરતા હતા. લશ્કરના ગણવેશનો ઑર્ડર એક દરજી ભાઈએ લેતાં એને સમજાવી એ ઑર્ડર રદ કરાવ્યો હતો.

ભાવનગર પરાની રેલવેની વર્કશૉપમાં યુદ્ધ માટેની યાંત્રિક સામગ્રી તૈયાર થતી હતી, તેથી ૩૦–૮–૧૯૪૨ ના રોજ જગુભાઈ પરીખની નેતાગીરી નીચે ત્યાં પિકેટિંગ ગોઠવવા વિચારાયું હતું, પણ ૩૧–૮–૪૨ ના રોજ ડૉ. કેશવલાલ, જગુભાઈ પરીખ, આત્મારામભાઈ, વજુભાઈ શાહ, જાદવજી મોદી, લલ્લુભાઈ મણિયાર અહમદઅલી વોરા, છેલભાઈ ઓઝા, રહેમાન લાખાણી વગેરે ૧૯ આગેવાનોની ધરપકડ કરવામાં આવી હતી. બળવંતરાય મહેતા કોંગ્રેસની બેઠકમાંથી પાછા ફરતા હતા ત્યારે એમને સુરેંદ્રનગર સ્ટેશને પકડી લેવામાં આવ્યા હતા. નાનાભાઈ ભટ્ટની ર૭–૮–૪૨ ના રોજ ધરપકડ કરાઈ હતી ૨–૧૦–૪૨ ના રોજ બંદર ઉપર દારૂ-ગોળો ઊતરતો હતો એવા સમાચાર મળ્યા હતા. ૨,૦૦૦ જેટલાં સ્ત્રી–પુરુષોએ એ અટકાવવા ભાગ લીધો હતો. મનુભાઈ પંચોળી, દેવેંદ્ર દેસાઈ અને પ્રહ્‌લાદરાય વકીલની ગેરકાયદેસર પ્રવેશ માટે ધરપકડ કરાઈ હતી. કુલ ૧૧૧ વ્યક્તિ પકડાઈ હતી. મુખ્ય નેતાઓને બે વરસની સખત સજા ને રૂ. ૨,૦૦૦ દંડની સજા કરાઈ હતી. ૫૧ સેનાનીઓનો રૂ. ૧,૦૦૦ દંડ કરાયો હતો. ૧૮ જણને કોર્ટ ઊઠતાં સુધીની સજા અને રૂ. ૫૦૦ નો દંડ કરાયો હતો, બાકીનાને છોડી મૂકવામાં આવ્યા હતા. મોટા ભાગના જેલમાં જતાં માણેકબહેન, જયાબહેન શાહ, સરોજબહેન શાહ વગેરેએ લડતની આગેવાની લીધી હતી. એમને કાચી જેલની સજા થઈ હતી. પોલીસ લાઠીમાર કરતી હતી ત્યારે સરોજબહેને ખસ્યા વિના એમને પડકાર ફર્યો હતો. ૨૧-૧૦-૧૯૪૨ ના રોજ સેનાનીઓને કેદ ને દંડની સજા થઈ એ માટે આંબાચોકમાં સભા ભરી હતી અને ૨૩–૧૦–૪૨ ના રોજ સરઘસ-આકારે ભાવનગરનાં મહારાણીને મળવા ગયા હતા. ૨૩–૧૦–૪૨થી દીવાન અનંતરાય પટણીએ મ્યુનિસિપલ હદમાં સભાસરઘસ અને પ્રભાતફેરીની મનાઈ કરી હતી. કુંડલામાંથી ગુપ્ત પત્રિકા બહાર પડતી હતી. એમાં સાયક્લોસ્ટાઇલ મશિન દરબારી હાઈસ્કૂલનું વપરાયું હતું

એ શંકાથી હાઈસ્કૂલના આચાર્યની તપાસ થઈ હતી. ગુણવંતરાય પુરોહિત અને એના ભાઈઓ નારણ, કાનજી, જશવંત મહેતા વગેરેએ ટપાલ ને તાર કાપવાની પ્રવૃત્તિમાં ભાગ લીધો હતો.

વડોદરા રાજ્યમાં અગ્રગણ્ય કાર્યકરોની ધરપકડ કરાઈ હતી. કેટલાક જુવાનો બોમ્બ બનાવવાની કે ભાંગફોડ કરવાની પ્રવૃત્તિમાં જોડાયા હતા. અમરેલી તથા પાટણની હાઇસ્કૂલો ને કન્યાશાળા બાળવામાં આવી હતી. ધારી–અમરેલી વચ્ચેના તાર કેશુભાઈ ભાવસાર વગેરેએ કાપ્યા હતા. રતુભાઇ અદાણીએ પણ ભાંગફોડ–પ્રવૃત્તિમાં ભાગ લીધો હતો. ઊંઝામાં બુધાલાલ શાહ નામના ધનિકના પુત્રને ઉઠાવી જવા કાવતરું ઘડાયું હતું. એમાં ઇજનેર શ્રી મેવાડા, નટવરલાલ રાવળ, તુલસીભાઈ પટેલ વગેરે સંડોવાયા હતા, કાવતરું પકડાઈ ગયુ હતું. સૈજ શેરથા પાસે નટવરલાલ પંડિતની આગેવાની નીચે ૫,૦૦૦ માણસોના ટોળાએ પોલીસને નસાડયા હતા અને ઈસંડ–કલોલ વચ્ચે ટ્રેન ઉથલાવવા પ્રયાસ થયો હતો. રાજકોટમાંથી ઉછરંગરાય ઢેબર અને વજુભાઈ શુક્લની ધરપકડ કરાઈ હતી. રાણપુર અને વઢવાણમાંથી ફૂલચંદભાઈ અને શિવાનંદ, મુંબઈમાં ઉષા મહેતા વગેરેએ આઝાદ ભારતનું રેડિયો સ્ટેશન શરૂ કર્યું હતું. સુભાષબાબુની આઝાદ હિંદ ફોજમાં કેટલાક ગુજરાતીઓ જોડાયા હતા, અને બ્રહ્મદેશ મલાયા થાઇલૅન્ડમાં વસતા ગુજરાતીઓએ એને સારી મદદ કરી હતી.

૧૯૪૨ના અંતભાગમાં 'હિંદ છોડો'ની ચળવળ, વ્યાપક પ્રજાકીય આંદોલન આપોઆપ ધીમું પડે એ ન્યાયે ધીમી પડતાં ૧૯૪૩ માં એનો અંત આવ્યો હતો. આ ચળવળમાં અહિંસક અને હિંસક બંને પ્રકારે પ્રતિકાર કરવામાં આવ્યો હતો. સરકારને લશ્કર માટે કાપડ, અનાજ, દવાઓ વગેરેની ખૂબ જ જરૂર હતી તેથી એણે અનાજ ખાંડ કેરોસિન કાપડ વગેરેની માપબંધી દાખલ કરી હતી. મોંઘવારી ખૂબ જ વધી ગઈ હતી અને કાળાં બજાર અસ્તિત્વમાં આવ્યાં હતાં. ઉદ્યોગોને સારો તડાકો પડયો હતો અને નફાખોરી સાર્વત્રિક બની હતી. બંગાળના માનવસર્જિત દુકાળમાં લાખો માણસ મરી ગયા હતા. આ પ્રસંગે અનાજ કાપડ અને નાણાંની સહાય ગુજરાતે કરી હતી અને રાહતકેંદ્રોના સંચાલન માટે કાર્યકરો પણ મોકલ્યા હતા. સૌરાષ્ટ્ર અને કચ્છ પરદેશી વિસ્તાર ગણાતા હોવાથી આ પ્રદેશના લોકોને કાપડ ગોળ અનાજ વગેરે પૂરતા પ્રમાણમાં મેળવવાની મુશ્કેલી પડી હતી. બ્રિટિશ હિંદના ભાગોમાંથી દેશી રાજ્યોમાં ઉપર્યુક્ત વસ્તુ મોકલવા ઉપર અંકુશ હતો એમ છતાં સૌરાષ્ટ્રનાં બંદરો દ્વારા મધ્યપૂર્વના દેશોમાં કાપડ ખાંડ દીવાસળી વગેરે છૂપી રીતે વહાણો દ્વારા મોકલાયાં હતાં.

ઓખા પાસે ઓખામઢી નજીક જાપાને સબમરીન દ્વારા જાસૂસો મોકલ્યા હતા, પણ એ પકડાઈ ગયા હતા. સ્ટીમર-વ્યવહાર લગભગ બંધ થઈ ગયો હતો. સરકારે બધી સ્ટીમરો યુદ્ધના વ્યવહાર માટે હસ્તગત કરી હતી, આથી વેપારવણજમાં હરકત ઊભી થઈ હતી, અને લોકો મુશ્કેલીમાં મુકાયા હતા. બર્મામાંથી લડાઈને કારણે જંગલના રસ્તે ગુજરાતીઓ ભારત આવી ગુજરાત પાછા ફર્યા હતા, જ્યારે મલાયા હોંગકોંગ ઈસ્ટઈન્ડીઝ (ઇન્ડોનેશિયા) વગેરે દેશો જાપાને વીજળીવેગે આક્રમણ કરી જીતી લીધા હોવાથી બહુ થોડા જણ વિમાનમાર્ગે આવી શક્યા હતા. વિમાન અને અન્ય સાધનો લશ્કરના અધિકારીઓની નાસભાગ માટે વપરાશમાં લેવાયાં હતાં.

૧૯૪૨ ની 'હિંદ છોડો' ચળવળ દરમ્યાન અને એ પછી મુસ્લિમ લીગની અસર મુસ્લિમોમાં વધતી જતી હતી. ૧૯૩૭ ની મુંબઈની ધારાસભાની ચૂંટણીમાં કોંગ્રેસના બે મુસ્લિમ ઉમેદવાર ચૂંટાઈ શક્યા ન હતા, જ્યારે મુસ્લિમ લીગે પસંદ કરેલા બધા ઉમેદવાર ચૂંટાયા હતા. ૧૯૪૨ ની ચળવળ દરમ્યાન એમણે રાષ્ટ્ર-વિરોધી વલણ દાખવ્યું હતું અને સામ્યવાદીઓ સાથે રહીને શાહીવાદી હિતોની આસનાવાસના કરી હતી.[૧૫]

## આઝાદીની પૂર્વસંધ્યા

૬ ઠ્ઠી મે, ૧૯૪૪ ના રોજ ગાંધીજીને જેલમાં મૅલેરિયા લાગુ પડતાં સરકારે એમને મુક્ત કર્યા હતા. એમણે જૂનની ૧૭ મીએ વાઇસરૉયને મળવાની અને એ પછી કોંગ્રેસ કારોબારીને મેળવવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. સરકાર હિંદને સ્વરાજ્ય આપે તો સરકારના યુદ્ધપ્રયાસને તેઓ મદદ રૂપ થવા ઇચ્છતા હતા અને સત્યાગ્રહ પાછો ખેંચી લેવા સલાહ આપવા તૈયાર હતા, પણ એમની માગણીનો સ્વીકાર થયો ન હતો, આથી ગાંધીજીએ મહમદઅલી ઝીણા સાથે મળીને વાટાઘાટો કરી, પણ એ નિષ્ફળ ગઈ. લૉર્ડ વેવલે ચાલુ બંધારણના માળખામાં રહી કામચલાઉ સરકાર રચવાની અને એને વધુ સત્તા અને જવાબદારી આપવાની યોજના ઘડી, એમણે મુસ્લિમ લીગને વીટોની સત્તા આપ્યા જેવું કર્યું હતું, એને પરિણામે વાઇસરૉય વેવલે કોંગ્રેસનો વિશ્વાસ ગુમાવ્યો. ચર્ચિલના રૂઢિચુસ્ત પક્ષની સરકારનું ભારત તરફ અનુદાર અને સહાનુભૂતિવિહીન વલણ હતું તેથી અને મુસ્લિમ લીગની પાકિસ્તાનની માગણીને વળગી રહેવાની અને મુસ્લિમોનું પ્રતિનિધિત્વ કરતી એકમાત્ર એ જ સંસ્થા છે એવાં એનાં વલણોએ કોઈ પ્રકારનું હિંદુ-મુસ્લિમ સમાધાન અશક્ય બનાવ્યું હતું. ૧૯૪૪ માં ઇટાલી અને જર્મનીએ શરણાગતિ સ્વીકારતાં બ્રિટિશ સરકારની સમાધાન માટેની ઇંતેજારી પણ ઓછી થઈ હતી.

યુદ્ધશાંતિ પછી ઇંગ્લૅન્ડમાં નવી ચૂંટણી યોજાતાં યુદ્ધદેવતા ચર્ચિલ સત્તા ઉપરથી ફેંકાઈ ગયા હતા અને મજૂરપક્ષ સત્તા ઉપર આવ્યો હતો. હિંદી

વજીર પેથિક-લૉરેન્સની આગેવાની નીચે પાર્લામેન્ટ ડેલિગેશન બ્રિટનના વડાપ્રધાન એટલીએ મોકલ્યું હતું., ૧૯૪૫ના ડિસેમ્બરમાં કેંદ્રની વડી ધારાસભાની ચૂંટણી થતાં એમાં લીગને મુસ્લિમોના ૮૬.૬ ટકા અને કૉંગ્રેસને બિનમુસ્લિમોના ૯૦ ટકા મત મળ્યા હતા. જાપાને શરણાગતિ સ્વીકારતાં સંપૂર્ણ શાંતિ થઈ હતી. આઝાદ હિંદ ફોજના અગ્રગણ્ય અફસરોના ખટલાને કારણે તથા નૌકાદળના સૈનિકોના બળવાને કારણે દેશમાં નવું વાતાવરણ સર્જાયું હતું. સરદાર પટેલની દરમ્યાનગીરીથી નૌકાદળના બળવાનો થોડા રક્તપાત બાદ અંત આવ્યો હતો. આઝાદ હિંદ ફોજના અફસરોનો ભૂલાભાઈ દેસાઈએ સમર્થ રીતે બચાવ કર્યો હતો અને આ અફસરોને મુક્ત કરવાની સરકારને ફરજ પડી હતી. સરકારને સમજાઈ ગયું હતું કે ભારતને હવે બળજબરીથી કબજે રાખી શકાશે નહિ, તેથી બ્રિટનની મજૂર સરકારે લઘુમતીના હકોનું રક્ષણ કરવાની જાહેરાત પછી હિંદને સ્વરાજ્ય આપવા માટે ૨૪-૩-૧૯૪૬ ના રોજ કૅબિનેટ મિશન વાટાઘાટ માટે મોકલ્યું હતું. મહમદઅલી ઝીણાએ આ યોજનાનો પ્રથમ સ્વીકાર કર્યા બાદ ઇન્કાર કરતાં આ યોજનાનો અંત આવ્યો હતો.

૧૯૪૬ માં વચગાળાની મિશ્ર સરકાર કૉંગ્રેસ અને લીગ પક્ષોની બની હતી, પણ એ મનમેળથી કામ કરતી ન હતી અને સરકાર બે બ્લૉકમાં વહેંચાઈ ગઈ હતી. બંધારણ સભામાં દાખલ થવાનું એનું વચન લીગે પાળ્યું નહિ અને પાકિસ્તાનનું ગાણું ચાલુ રાખ્યું હતું. આ કારણે ગુજરાત સહિત બંગાળા બિહાર ઉત્તર-પ્રદેશ વગેરેમાં હિંદુ-મુસ્લિમ કોમી રમખાણ થયાં. ગુજરાતમાં રજબઅલી લાખાણી અને વસંત હેગિષ્ટેએ આ રમખાણોમાં શાંતિ સ્થાપવા પ્રયત્ન કરતાં જાન ખોયા હતા. ૨૪-૩-૪૭ ના રોજ વેવલના સ્થાને લૉર્ડ માઉન્ટબૅટન વાઇસ-રૉય તરીકે નિમાતાં વાટાઘાટની ક્રિયા ઝડપી બની અને ૧૪-૧૫ જૂનના દિવસો દરમ્યાન દેશના ભાગલા પાડવાની યોજના કૉંગ્રેસ તથા લીગે સ્વીકારી. ગાંધીજી આ યોજના સ્વીકારવાની વિરુદ્ધ હતા, એમ છતાં સાથીઓની ઇચ્છાને એમણે માન આપ્યું. ૧૯૪૭ની ૧૫ મી ઑગસ્ટે દેશ આઝાદ થતાં ૧૭૫૭ થી શરૂ થયેલ બ્રિટિશ શાસનનો અંત આવ્યો.[૧૬]

## પાદટીપ

૧. શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' પૃ. ૨૧૧-૨૧૨; શાંતિલાલ દેસાઈ, 'રાષ્ટ્રનો સ્વાતંત્ર્યસંગ્રામ અને ગુજરાત,' પૃ. ૨૪૫-૪૬

૨. *Gujarat District Gazetteer, Ahmedabad'*, pp. 165 f.

૩. *Gujarat District Gazetteer, Kheda*, pp. 126 ff.
૪. *Gujarat District Gazetteer, Panchamahals*, pp. 167 ff.
૫. 'સ્વાતંત્ર્યસંગ્રામના લડવૈયા,' માહિતી ખાતું, અમદાવાદ, ૧૯૬૯
૬. શિવપ્રસાદ રાજગોર, ઉપર્યુક્ત, પૃ. ૨૧૨; શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૪૭-૪૮
૭. અમદાવાદ અને પંચમહાલ જિલ્લા ગૅઝેટિયર, પૃ. ૧૬૬, ૧૭૧; શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૪૮, ૨૭૪
૮. કમળાશંકર પંડ્યા, 'વેરાન જીવન,' પૃ. ૭૦-૭૨, ૭૬-૭૭
૯. K. M. Munshi, *Pilgrimage to Freedom*, pp. 33 ff.
૧૦. એજન, પૃ. ૪૪-૪૭; શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૭૯-૨૮૦
૧૧. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૮૧-૨૮૪; ઇંદુલાલ યાજ્ઞિક, 'આત્મકથા', ભાગ ૫, પૃ. ૧૮, ૧૯, ૩૩, ૪૧, ૫૯, ૧૨૫-૩૬, ૨૦૦, ૨૯૩; શિવપ્રસાદ રાજગોર, ઉપર્યુક્ત, પૃ. ૨૧૩
૧૨. 'ગુજરાત એક પરિચય', પૃ. ૬૫૧-૫૨
૧૩. K. M. Munshi, *op. cit.*, pp. 54 ff.
૧૪. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૦૪-૩૧૦
૧૫. જયકુમાર શુક્લ, 'હિંદ છોડો લડતમાં અમદાવાદનું પ્રદાન,' પૃ. ૪-૬, ૮, ૧૧, ૧૭, ૨૪-૩૦, ૩૪-૩૬, ૩૯-૪૦, ૪૮-૫૦, ૫૨-૫૩;
*Gujarat District Gazetteer (GDG), Ahmedabad*, pp. 169 f;
*GDG, Kheda* pp. 126 ff;
*GDG, Panchamahals* pp. 174 ff;
*GDG, Surendranagar*, pp. 135 ff;
મહેબૂબ દેસાઈ, '૪૨ની ચળવળમાં ભાવનગર,' "પથિક" વર્ષ ૨૦, અંક ૧૦, પૃ. ૧૯-૨૧
૧૬. શિવપ્રસાદ રાજગોર, ઉપર્યુક્ત, પૃ. ૨૨૫-૨૨૬; શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૨૬-૩૩૪

# પરિશિષ્ટ ૧

## નવા રાજકીય પક્ષ

ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસની સ્થાપના ૧૮૮૫ માં થઈ હતી. એ પછી વીસમી સદીના પૂર્વાર્ધમાં બીજા કેટલાક નવા રાજકીય પક્ષ સ્થપાયા હતા ને તેઓએ પણ હિંદના રાજકારણમાં ભાગ ભજવ્યો હતો. ગાંધીજીની આગેવાની નીચે કૉંગ્રેસે સ્વરાજ્ય માટે બ્રિટિશ સરકાર સામે અસહકાર અને અહિંસક સત્યાગ્રહોની લડતો ઉપાડી હતી, પરંતુ એનું કોઈ નક્કર પરિણામ આવતું નહોતું, આથી કેટલાકની અહિંસામાંથી શ્રદ્ધા ઊઠી ગઈ હતી અને ગાંધીજીની નેતાગીરી સામે અસંતોષ જાગ્યો હતો.

રશિયામાં સામ્યવાદની સફળતા અને એણે મેળવેલી સિદ્ધિને કારણે કેટલાક જુવાન સમાજવાદ અને સામ્યવાદ તરફ આકર્ષાયા હતા. જેલમાં નવરાશના સમયમાં માર્ક્સ લેનિન વગેરેનાં પુસ્તકોનું અધ્યયન પણ આ જુવાનોએ કર્યું હતું અને એમને ગાંધીજીની વર્ગમેળની નીતિ, ટ્રસ્ટીશિપનો સિદ્ધાંત વગેરે મૂડીવાદની આળપંપાળ જેવાં લાગતાં હતાં. આવાં કારણોસર કૉંગ્રેસમાં રહીને ઉદ્દામવાદીઓએ સમાજવાદી પક્ષ શરૂ કર્યો હતો. સામ્યવાદીપક્ષ ભારતમાં ૧૯૨૫ માં સ્થપાયો હતો, પણ એ ગેરકાયદેસર ગણાતો હોવાથી ભૂગર્ભમાં રહીને પ્રવૃત્તિ કરતો હતો. કૉંગ્રેસ–વિરોધી પ્રત્યાઘાતી અને કોમવાદી વિચારસરણી ધરાવતો પક્ષ મુસ્લિમલીગ હતો. એની લાગવગ મુસ્લિમોમાં વધતી જતી હતી. એના પ્રત્યાઘાતરૂપે હિંદુ સંસ્કૃતિ અને સમાજના સંરક્ષણ માટે હિંદુ મહાસભા અને રાષ્ટ્રિય સ્વયંસેવકદળ સક્રિય બન્યાં હતાં. આમ આ સમયગાળામાં હિંદના રાજકારણમાં કૉંગ્રેસ ઉપરાંત કેટલાક નવા રાજકીય પક્ષ વત્તઓછું વર્ચસ્ ધરાવવા લાગ્યા હતા.

### સમાજવાદી પક્ષ

સમાજવાદી વિચારસરણીના પુરસ્કર્તા જવાહરલાલ હતા. ૧૯૩૪ માં કૉંગ્રેસમાં રૂઢિચુસ્તોનું વધતું જતું પ્રાબલ્ય ખાળવા માટે અને માર્ક્સવાદી વિચારસરણી ફેલાવવા માટે જયપ્રકાશ નારાયણ, નરેંદ્રદેવ, યૂસુફ મહેરઅલી, અચ્યુત પટવર્ધન, મીનુ મસાણી, અશોક મહેતા, રામમનોહર લોહિયા, એસ. એમ. જોશી, ગોરે

વગેરેએ કૉંગ્રેસમાં એક જૂથ તરીકે 'કૉંગ્રેસ સમાજવાદી પક્ષ'ની સ્થાપના કરી હતી. આ અંગે મુંબઈમાં 'જન્મભૂમિ' પત્રના કાર્યાલયમાં મળી એમનું નિવેદન બહાર પાડયું હતું.[૧]

ગુજરાતમાં પંચમહાલના કમળાશંકર પંડયા ફેબિયન સમાજવાદની વિચારસરણીથી આકર્ષાયા હતા. ૧૯૩૦–૩૨ ના જેલવાસ દરમ્યાન રોહિત મહેતા, ઈશ્વરલાલ દેસાઈ, હરિલાલ શાહ વગેરે પણ સમાજવાદ તરફ ઢળ્યા હતા.[૨] ૧૯૩૩ ના ઉનાળામાં માલસરના મંદિરમાં ત્રણચાર અઠવાડિયાં સાથે રહીને દિનકર મહેતા, રણછોડ પટેલ, કમળાશંકર પંડયા, ઇશ્વરલાલ દેસાઈ, ચંદ્રભાઈ ભટ્ટ વગેરેએ દ્વન્દ્વાત્મક ભૌતિકવાદ, સામ્યવાદના સિદ્ધાંતો અને રશિયાની સિદ્ધિ અંગેનાં પુસ્તકો લેખો વગેરેનો ઊંડાણથી અભ્યાસ કર્યો હતો.[૩]

બિહારમાં જયપ્રકાશ નારાયણે સમાજવાદી પક્ષની શાખા શરૂ કરી હતી. એનાથી પ્રેરાઈને ગુજરાતમાં 'કૉંગ્રેસ સમાજવાદી પક્ષ'ની સ્થાપનાની વિચારણા માટે ૧૭–૩–૩૪ ના રોજ વડોદરા મુકામે રોહિત મહેતા, કમળાશંકર પંડયા, કકલભાઈ કોઠારી, ઈશ્વરલાલ દેસાઈ, ઠાકોરપ્રસાદ પંડયા, રંગીલદાસ કાપડિયા વગેરે મળ્યા હતા.[૪] ત્યાર બાદ ૩૦–૬–૧૯૩૪ ના રોજ સાંજે સત્યાગ્રહ આશ્રમના હરિજન છાત્રાલયમાં ગુજરાત સમાજવાદી પક્ષની સ્થાપનાનો ઠરાવ કર્યો હતો. ઈશ્વરલાલ દેસાઈ અને કમળાશંકર પંડયા મંત્રી તરીકે અને દિનકર મહેતા સહમંત્રી તરીકે જોડાયા હતા. સમાજવાદી પક્ષની અમદાવાદની શાખાના મંત્રી તરીકે નીરુ દેસાઈ હતા.[૫] કેટલાક આગેવાનોનાં જૂથોએ 'ગુજરાત મહાસભા સમાજવાદી જૂથ'ની રચના કરી હતી, પણ ૨-૭–૩૪ ના રોજ પક્ષના નામમાંથી 'મહાસભા' શબ્દ રદ કરવામાં આવ્યો હતો.[૬]

૧૯૩૪ ના ઑક્ટોબરમાં મુંબઈમાં કૉંગ્રેસ અધિવેશન સાથે 'અખિલ ભારતીય કૉંગ્રેસ સમાજવાદી પક્ષ'નું સંમેલન થયું હતું. આ અધિવેશનમાં ગુજરાતમાંથી કમળાશંકર પંડયા, દિનકર મહેતા, જીવણલાલ, ઈશ્વરલાલ દેસાઈ, નીરુ દેસાઈ, રણછોડ પટેલ વગેરેએ ભાગ લીધો હતો.[૭]

ગુજરાતમાં કૉંગ્રેસ સમાજવાદી પક્ષનું અધિવેશન થયું એ પહેલાં એની વિરુદ્ધ ગુજરાતનાં છાપાંઓમાં ઝંઝાવાતી પ્રચાર શરૂ થઈ ગયો હતો, આથી કમળાશંકર પંડયા તથા દિનકર મહેતા ગુજરાતમાં ઠેકઠેકાણે દોઢ માસ સુધી પ્રચારાર્થે ફર્યા હતા. જૂન, ૧૯૩૫ માં ભરાયેલ આ પરિષદના પ્રમુખ નરેંદ્રદેવ હતા, જ્યારે સ્વાગતાધ્યક્ષ સુમંત મહેતા હતા. મુંબઈથી અશોક મહેતા, મીનુ મસાણી વગેરે અધિવેશનમાં હાજર રહ્યા હતા.[૮]

૧૯૩૪ માં કોંગ્રેસ સમાજવાદી પક્ષની કારોબારીએ અશોક મહેતા, રામમનોહર લોહિયા અને દિનકર મહેતા વગેરેની સમિતિની ભલામણ મુજબ મિલ કામદારોના અલગ ટ્રેડ-યુનિયનની સ્થાપના કરી હતી.[૯] "હું સમાજવાદી કેમ થયો" એ અંગેની લેખમાળા કમળાશંકરે શરૂ કરી હતી. રોહિત મહેતા, રણધીર દેસાઈ, પ્રમોદ દેસાઈ, જનક દવે, પ્રો. દાંતવાળા વગેરે સુરત જિલ્લાના આદિવાસી કિસાનોમાં કામ કરતા હતા. કમળાશંકર પંડયા રાજપીપળા અને પંચમહાલમાં કામ કરતા હતા. જીવણલાલ ચાંપાનેરિયાએ 'સમાજવાદનાં મૂળ તત્ત્વો' પુસ્તક લખ્યું હતું. હરિલાલ શાહ રેલવેના કામદારોના યુનિયનનું કામ સંભાળતા હતા. કમળાશંકર સમાજવાદી પક્ષ તથા કિસાન આંદોલનનું કાર્ય સંભાળતા હતા. ઇંદુલાલ યાજ્ઞિક ઇંગ્લૅન્ડથી આવ્યા બાદ કિસાન-ચળવળમાં જોડાયા હતા.[૧૦]

મીરાખેડીમાં ૨૬-૧-૧૯૩૬ ના રોજ ઝાલોદ-દાહોદ તાલુકાના કિસાનોનું સંમેલન થયું હતું તેમાં જમીનદાર શાહુકાર અને તાલુકદારોને પંપાળવાની સરકારની નીતિની ટીકા કરવામાં આવી હતી. દાહોદ-ઝાલોદ ખેડૂત સંઘની રચના કરાઈ હતી અને ઇંદુલાલ યાજ્ઞિક એના પ્રમુખ થયા હતા ને મંત્રી તરીકે કમળાશંકર પંડયાની વરણી થઈ હતી.[૧૧]

માતર તાલુકાના કિસાનોની ચળવળની આગેવાની ઇંદુલાલ યાજ્ઞિકે લીધી હતી. ચોમાસું નિષ્ફળ ગયું છતાં ભારે આનાવારીને કારણે આંદોલન શરૂ થયું હતું. ૧૯૩૬ ના પહેલા અઠવાડિયામાં ખેડૂતોને પ્રતીકાર માટે એમણે તયાર કર્યા હતા. ઇંદુલાલ યાજ્ઞિકને નાકરની લડત શરૂ કરવાના બહાના નીચે હદપાર કર્યા હતા.[૧૨]

ખેડા જિલ્લામાંના ઉમેટાના ઠાકોરે ખેડૂતોનો જમીન ઉપરનો કાયમી હક રદ કર્યો હતો, આથી કમળાશંકર પંડયાની આગેવાની નીચે આંદોલન શરૂ થયું હતું. ઠાકોરે ખેડૂતોનો કાયમી હક સ્વીકારી મહેસૂલ-વધારો રદ કરીને સમાધાન સ્વીકાર્યું હતું.[૧૩]

કિસાનોની તકલીફો ને ફરિયાદો અંગે ૧૯૩૬ ના માર્ચમાં ઇંદુલાલે 'કિસાન પત્રિકા' શરૂ કરી હતી. ઇંદુલાલ યાજ્ઞિક કિસાન-સભાના મંત્રી બન્યા હતા.[૧૪]

ઇંદુલાલે ગુમાસ્તા અને ચાલીઓના ભાડૂતોનો પ્રશ્ન હાથ ઉપર લીધો હતો. બખલેએ મુંબઇની ધારાસભામાં ગુમાસ્તાધારા અંગેનો ખરડો દાખલ કર્યો હતો. આ અંગે અમદાવાદમાં ગુમાસ્તા પરિષદ ભરાઈ હતી અને છેવટે કામના કલાક નક્કી થયા હતા.[૧૫]

૧૯૩૬ માં કોંગ્રેસ પક્ષ ૧૯૩૫ ના હિંદ કાયદાની વિરુદ્ધ હતો એમ છતાં કોંગ્રેસે ચૂંટણીઓમાં ભાગ લીધો અને ગવર્નર એમના વહીવટમાં માથું ન મારે

અને એમની ખાસ સત્તાઓનો દુરુપયોગ ન કરે એ શરતે પ્રધાનપદ સ્વીકાર્યું. સમાજવાદીઓએ ચૂંટણી તથા હોદ્દા સ્વીકારવા અંગે એમનો વિરોધ પ્રગટ કર્યો હતો.[૧૬]

ફૈજપુરના ૧૯૩૭ ના કૉંગ્રેસ અધિવેશનમાં જમીનદારી–નાબૂદી સિવાયના દેવાની વસૂલાત-મોકૂફી, મહેસૂલ અને ગણોતમાં અડધો કાપ વગેરે મુદ્દાઓને ઇંદુલાલ યાજ્ઞિક તથા અન્ય સમાજવાદીઓના આગ્રહથી કૉંગ્રેસના ઠરાવમાં સ્થાન આપવામાં આવ્યું હતું[૧૭]

સમાજવાદી પક્ષમાં બે જૂથો વચ્ચે તીવ્ર સંઘર્ષની શરૂઆત થઈ હતી. કેટલાક જવાહરલાલ જેવી સમાજવાદી વિચારસરણી ધરાવતા હતા. અશોક મહેતા અને મીનુ મસાણી આ દિશામાં ધસડાયા હતા. જયંતી દલાલ, જિતેંદ્ર મહેતા અને ઈશ્વરલાલ દેસાઈ આ વલણ તરફ વળ્યા હતા. ભોગીલાલ ગાંધી, નીરુ દેસાઈ, કમળાશંકર પંડ્યા, દિનકર મહેતા, રણછોડ પટેલ સામ્યવાદ તરફ ઢળેલા હતા.[૧૮]

સમાજવાદીઓ ઇંદુલાલ યાજ્ઞિક તથા સામ્યવાદી કાર્યકરોને કારણે પંચમહાલના ભીલો, ખેડા જિલ્લાના બોરસદ અને આણંદ માતર વગેરે તાલુકાના સીમાંત ખેડૂતો તથા ઠાકોર ખેડૂતો અને સુરત જિલ્લા અને વડોદરા રાજ્યના નવસારી પ્રાંતના માંડવી માંગરોળ બારડોલી સોનગઢ વ્યારા વગેરે તાલુકાના ખેડૂતોમાં જાગૃતિ આવી હતી. આદિવાસી ખેડૂતોમાં ડૉ. સુમંત મહેતા, ડી. જી. પાંગારકર, ચંદ્રભાઈ ભટ્ટ, જયંતીભાઈ પારેખ, જમનાદાસ મોદી વગેરે કામ કરતા હતા. સુમંત મહેતાએ હાળીઓની અવદશા ઉપર લેખ લખ્યો હતો.[૧૯]

૨૪–૨૫ એપ્રિલ, ૧૯૩૭ ના રોજ કમળાદેવીના પ્રમુખપણા નીચે દાહોદમાં બીજી સમાજવાદી પરિષદ મળી હતી. યુદ્ધવિરોધ અને દુષ્કાળરાહત અંગે ઠરાવો કર્યા હતા. મીનુ મસાણી, મહેરઅલી વગેરે હાજર રહ્યા હતા.[૨૦]

૧૯૩૮ ની શરૂઆતમાં લાહોરમાં કૉંગ્રેસ સમાજવાદી પક્ષનું વાર્ષિક સંમેલન થયું તેમાં સમાજવાદી તથા સામ્યવાદીઓ વચ્ચે વિચારસંઘર્ષની શરૂઆત થઈ હતી.[૨૧]

૧૯૩૯ માં ત્રિપુરી કૉંગ્રેસના પ્રમુખ તરીકે ઉદ્દામવાદીઓના અને સમાજ-વાદીઓના સહકારથી સુભાષબાબુ ચૂંટાઈ આવ્યા હતા, પણ કારોબારીની રચના અંગે મતભેદ પડતાં મતગણતરી વખતે સમાજવાદી પક્ષ તટસ્થ રહ્યો હતો અને

એઓ ત્રીજા ભાગના મત ધરાવતા હતા તેથી સુભાષચંદ્ર બહુમતી પ્રાપ્ત કરી શક્યા ન હતા.[૨૨]

૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે સમાજવાદીઓએ બ્રિટિશ સરકારને ટેકો ન આપવો એવું વલણ અખત્યાર કર્યું હતું અને એની સામે આઝાદી માટે સીધી લડત શરૂ કરવા મંતવ્ય વ્યક્ત કર્યું હતું. લશ્કરી ભરતીના કાયદાનો વિરોધ કરીને તેઓએ દાહોદમાં સળગતી મશાલોવાળું સરઘસ કાઢયું હતું.[૨૩] કોંગ્રેસ સમાજવાદી પક્ષમાંથી સામ્યવાદીઓને દૂર કરવા નિર્ણય લેવાયો હતો અને ગુજરાતના સમાજવાદી પક્ષનું વિસર્જન કરી કમળાશંકર પંડયાને તંત્રવાહક તરીકે જયપ્રકાશે નીમ્યા હતા.[૨૪] રામગઢ અધિવેશન પછી વર્ધામાં કોંગ્રેસ કારોબારી સાથે સમાજવાદીઓની કાર્યવાહક સમિતિ મળી અને સત્યાગ્રહની અનિવાર્યતા સ્વીકારાઈ. વ્યક્તિગત સત્યાગ્રહમાં સમાજવાદી વિચારસરણીવાળા કાર્યકરોએ ભાગ લઈ જેલવાસ સ્વીકાર્યો હતો. સમાજવાદીઓએ ગાંધીજીની 'ભારત છોડો' લડતને ટેકો આપ્યો હતો.[૨૫] ૮-૮-૧૯૪૨ના રોજ લડતનો ઠરાવ થયા બાદ સમાજવાદી પક્ષની કારોબારીના સભ્યોની ધરપકડ થઈ હતી. ગુજરાતમાં તથા અન્યત્ર કેટલાક સભ્યોએ ગુપ્ત વાસ સ્વીકારી અંગ્રેજી શાસન સામે લડત ચાલુ રાખી હતી. છોટુભાઈ પુરાણી અને એમના સાથીઓ આમાં અગ્રેસર હતા. વલસાડમાં કમળાશંકર પંડયા તથા શ્રીકાંતે સાથે મળી લડતમાં સહકાર આપવા મસલત કરી હતી. કમળાશંકર પંડયા ભૂગર્ભમાં ગયા ન હતા અને એમની ૧૪-૮-૪૨ના રોજ ધરપકડ થઈ હતી.[૨૬] નીરુ દેસાઈ, નરભેરામ પોપટ, બાબુલાલ મારળિયા, ઠાકોરભાઈ શાહ વગેરેની ધરપકડ થઈ હતી. ભરૂચના વિદ્યાર્થી કાર્યકરો યોગેશ દેસાઈ, સજ્જનલાલ તલાટી વગેરેએ ઠાકોરલાલ શાહને ટેકો આપી લડતમાં સાથ આપ્યો હતો. સમાજવાદી નેતાઓ પૈકી અચ્યુત પટવર્ધન, અરુણા અસફઅલી, રોહિત દવે, પીટર અલ્વારીસ વગેરે ભૂગર્ભમાં રહીને પ્રવૃત્તિ કરતા હતા. ગુજરાતમાં અમદાવાદ સિવાયના બધા સમાજવાદીઓ કમળાશંકર પંડયા સાથે હતા.[૨૭] સમાજવાદીઓએ ૧૯૪૨ની ચળવળ દરમ્યાન ભાંગફોડની પ્રવૃત્તિ અપનાવી હતી અને જરૂર પડયે અહિંસાનો ત્યાગ કરી હિંસક પ્રવૃત્તિ શરૂ કરી હતી. ૧૯૪૭ની શરૂઆતમાં સમાજવાદી પક્ષનું કાનપુર અધિવેશન ભરાયું ત્યારે એમણે 'કોંગ્રેસ' શબ્દ રદ કર્યો. આમ સ્વતંત્ર સમાજવાદી પક્ષ ૧૯૪૭થી અસ્તિત્વમાં આવ્યો.[૨૮]

### સામ્યવાદી પક્ષ

ભારતના જે બુદ્ધિજીવીઓને ગાંધીજીની અહિંસાની તથા વર્ગમેળની અને ટ્રસ્ટીશિપની ફિલસૂફી માન્ય ન હતી તેઓ રશિયાની સામ્યવાદી વિચાર-

સરણીથી આકર્ષાયા હતા. ૧૯૨૨–૨૪ દરમ્યાન એમણે કામદાર–પ્રવૃત્તિ શરૂ કરી હતી. ૧૯૨૪ માં કોમિન્ટર્ન (કોમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલ)નાં અંકુશ અને દોરવણી નીચે અને મોટે ભાગે અમેરિકન અને બ્રિટિશ સામ્યવાદીઓના માર્ગદર્શન દ્વારા ભારતમાં સામ્યવાદી ચળવળની શરૂઆત થઈ હતી. ગુજરાતના પારસી શાપુરજી સકલાતવાળા લન્ડનની એમની સારી નોકરી છોડીને આ પક્ષમાં જોડાયા હતા. માનવેંદ્ર રૉય તો રશિયન પૉલિટબ્યૂરોના સભ્ય તરીકે ચીનમાં સલાહકાર તરીકે કામ કરતા હતા. ભારતમાં સામ્યવાદી પક્ષની સ્થાપના ૧૯૨૫ માં થઈ હતી.[૨૯]

કૉંગ્રેસ તથા ગાંધીજી અને સરદારની પ્રબળ અસરને કારણે સામ્યવાદની અસર અમદાવાદ વડોદરા સુરત વગેરે શહેરો પૂરતી મર્યાદિત રહી હતી અને મજૂરોમાં અને કિસાનોમાં અમુક અંશે એમણે પગદંડો જમાવ્યો હતો. સમાજ-વાદીઓ સાથે રહીને ૧૯૩૫ સુધી સામ્યવાદીઓ "ગાંધી લુચ્ચો સુધારાવાદી છે અને લોકલાગણીને આડે માર્ગે ચડાવી દેવા માટે અંગ્રેજ શાહીવાદીઓનું સાધન છે" એવો પ્રચાર કરતા હતા, પરંતુ ૧૯૩૫ પછી રાષ્ટ્રવાદી તથા શાહીવાદ-વિરોધી બળો સાથે સંયુક્ત મોરચો સ્થાપવાની નીતિ રશિયાએ અપનાવતાં ગુજરાતમાં પણ સામ્યવાદીઓ કૉંગ્રેસ સમાજવાદી પક્ષમાં જોડાઈ ગયા હતા.[૩૦] ગુજરાતમાં રણછોડ પટેલ, હરિપ્રસાદ દેસાઈ વગેરે સક્રિય કાર્યકરો હતા. મુંબઈથી ભારદ્વાજ, જલાલુદ્દીન બુખારી વગેરે આવીને માર્ગદર્શન આપતા હતા. તા. ૩૧–૧૨–૧૯૩૩ ના રોજ ગુજરાતના સામ્યવાદી પક્ષની સ્થાપના કરવામાં આવી હતી. એઓ ગુપ્ત રીતે રાત્રિવર્ગો અને અભ્યાસવર્તુળમાં રશિયાની સિદ્ધિઓ, માર્ક્સ અને એંગલ્સનો મૅનિફેસ્ટો અને રશિયન નેતાઓનાં જીવનચરિત્રોની ચર્ચા દ્વારા સામ્યવાદી વિચારસરણીનો ફેલાવો કરતા હતા. એમની પ્રવૃત્તિ મોટે ભાગે ગુપ્ત રીતે ચાલતી હતી. ૧૯૩૪ માં ભારત સરકારે સામ્યવાદી પક્ષ અને લાલ વાવટા કામદાર મંડળ સહિત નવ પક્ષો ઉપર પ્રતિબંધ મૂકયો હતો તેથી કૉંગ્રેસ સમાજવાદી પક્ષમાં જોડાઈને તેઓ અંગ્રેજી શાસનની ઝાટકણી કાઢવામાં અને એમની સામેની લડતમાં ભાગ લેતા હતા. દિનકર મહેતા ગુજરાતી સામ્ય-વાદી પક્ષના કામચલાઉ મંત્રી પણ હતા. કામેશ્વરરાવ નામના તેલુગુ જુવાન અમદાવાદ ખાતે રહી સામ્યવાદી સાહિત્ય લાવવાનું કાર્ય સંભાળતા હતા.[૩૧]

૧૯૩૫ ના ઑગસ્ટ માસમાં નવા કામદાર યુનિયનની સ્થાપના કરવામાં આવી હતી અને એનું જોડાણ અખિલ હિંદ ટ્રેડ–યુનિયન કૉંગ્રેસ સાથે કર્યું હતું. રણછોડ પટેલ, દિનકર મહેતા વગેરે સાંજે મિલો છૂટવાના સમયે હાથમાં લાલ વાવટો લઈને મિલના ઝાંપે કે નજીક મજૂર–સભા ભરતા હતા અને એમને મૂડીવાદીશોષણ, કામદારોની સ્થિતિ, મજૂર મહાજનની કામદાર–વિરોધી નીતિ

તથા સાંપ્રત રાજકીય પ્રશ્નો વિશે માહિતગાર કરતા હતા. આ કામદારોમાંથી જ મગનભાઈ પટેલ, અબ્દુલહક્ક વગેરે કામદાર નેતાઓ તૈયાર થયા હતા. આ ઉપરાંત કામદારોની વસવાટની ચાલીઓમાં અભ્યાસવર્તુળની પ્રવૃત્તિ ચલાવતા હતા.[૩૨] કામદારો ઉપરાંત શાહપુરના હરિજનવાસ અને વાઘરીવાસમાં અભ્યાસવર્તુળ વ્યાયામપ્રવૃત્તિ વગેરે પણ સામ્યવાદીઓ કરતા હતા. સામ્યવાદીઓ સમાજવાદીઓની સાથે રહીને સુરત જિલ્લાના કિસાનોમાં અને વિદ્યાર્થીઓમાં અભ્યાસવર્તુળો અને ચર્ચાસભાઓ ગોઠવીને કામ કરતા હતા.[૩૩] ૧૯૩૬ માં શેરથા મુકામે સુમંત મહેતાના આશ્રમમાં સામ્યવાદીઓએ અભ્યાસ–શિબિર યોજી હતી. આ શિબિરમાં વૈજ્ઞાનિક સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતોની સમજ અપાઈ હતી.[૩૪] ૧૯૩૬ માં કૉંગ્રેસ પક્ષે ચૂંટણીમાં ભાગ લેવા નિર્ણય કર્યો હતો અને ત્યાર બાદ પ્રધાનપદ સ્વીકાર્યું હતું એનો સામ્યવાદીઓએ વિરોધ કર્યો હતો.[૩૫] લખનૌ કૉંગ્રેસમાં કિસાનોના પ્રશ્નને ઉપસ્થિત કરવામાં સફળતા મળી હતી. આ અધિવેશન પ્રસંગે સમાજવાદી અને સામ્યવાદી પક્ષો દ્વારા કામદાર કિસાન વિદ્યાર્થી વગેરે પ્રવૃત્તિઓમાં સહકારથી કામ કરવા નિર્ણય લેવાયો હતો.[૩૬]

૧૯૩૮ માં લાહોર કૉંગ્રેસ સમાજવાદી પક્ષના અધિવેશન વખતે પક્ષોના કાર્યકરો વચ્ચે મુકાબલાની સ્થિતિ ઉપસ્થિત થઈ હતી. ગુજરાતમાં આ વૈચારિક અથડામણનો પડઘો પડ્યો હતો. નીરુ દેસાઈ વગેરે એ સામ્યવાદી પક્ષમાંથી છૂટા થયા હતા. ૧૯૩૮ માં અમદાવાદમાં રૉયવાદીઓનુ સંમેલન થયું હતું. એઓનો સામ્યવાદીઓએ વિરોધ કર્યો હતો.

સમાજવાદીઓ અને સામ્યવાદીઓ મતભેદો હોવા છતાં કામદાર–પ્રવૃત્તિ સહકારથી કરતા હતા,[૩૭] એમ છતાં ગુજરાતમાં જિતેંદ્ર મહેતા, નીરુ દેસાઈ, જયંતી દલાલ વગેરે સામ્યવાદવિરોધી બની ગયા હતા. ચંદ્રવદન શુક્લ અને ગોરધન પટેલ ટ્રોટ્સ્કીવાદી હતા.[૩૮]

૧–૯–૩૯ ના રોજ બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં આ લડાઈ બંને સામ્રાજ્યવાદીઓ વચ્ચેની હોઈને સામ્યવાદીઓએ બ્રિટનને સહકાર ન આપવાની નીતિ અપનાવી હતી. આ કારણે સામ્યવાદીઓની ધરપકડની શરૂઆત થઈ હતી અને દિનકર મહેતા વગેરે ભૂગર્ભમાં રહીને પક્ષની પ્રવૃત્તિ કરતા હતા. રૉયવાદીઓએ લોકલડતની વાત આગળ કરી બ્રિટનતરફી નીતિ અપનાવી હતી.[૩૯] સામ્યવાદીઓની અસર સુરત વડોદરા રાજકોટ ભાવનગર ગોધરા બોરસદ નડિયાદ વગેરે સ્થળોએ હતી. માંગરોળ અને માંડવીના આદિવાસીઓમાં એઓ સક્રિય હતા. રાજકોટના સત્યાગ્રહ વખતે સામ્યવાદી પક્ષે એને ટેકો આપ્યો હતો. સામ્યવાદ-

પક્ષી આગેવાનો વજુભાઈ શુક્લ અને છંરમાઇલ હિરાણીએ સક્રિય રસ લીધો હતો. ભાવનગરમાં યુદ્ધની જાહેરાત બાદ સરદાર પૃથ્વીસિંહની ભાવનગરમાંથી ધરપકડ થઈ હતી. દિનકર મહેતાએ 'અમરજીવીમાર્ગ' નામની સામ્યવાદના સિદ્ધાંતો સમજાવતી પુસ્તિકા પ્રસિદ્ધ કરી હતી. સામ્યવાદી પક્ષ રશિયા ઉપર હિટલરે હુમલો કર્યો નહિ ત્યાંસુધી સામુદાયિક સત્યાગ્રહ અંગે ઝુંબેશ ચલાવતો હતો.

૧૯૪૨માં બ્રિટન અમેરિકા અને સામ્યવાદીઓ વચ્ચે ફાસિઝમ અને નાઝિઝમ વિરુદ્ધ સંયુક્ત મોરચો રચાતાં કોમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલનું વિસર્જન થયું. સામ્યવાદી પક્ષ બ્રિટનવિરોધી મટી એનો તરફેણ કરનાર પક્ષ બન્યો હતો અને યુદ્ધને જનતાયુદ્ધ તરીકે એ ખપાવતો હતો. આ નીતિને કારણે સામ્યવાદીઓ અપ્રિય થઈ પડ્યા હતા.[૪૦] ૧૯૪૩ ની શરૂઆતમાં ગુજરાતમાં સામ્યવાદી પક્ષનું અસ્તિત્વ વડોદરા અમદાવાદ જેવાં શહેરો પૂરતું મર્યાદિત થઈ ગયું.

## સામ્યવાદીઓ-સમાજવાદીઓનો સાંસ્કૃતિક ફાળો

રાજકીય દૃષ્ટિએ સામ્યવાદીઓ લોકોથી અળગા થયા હતા, પણ એમની સાંસ્કૃતિક પ્રવૃત્તિ ચાલુ હતી. ૧૯૩૬ ના ઑક્ટોબર પછી 'નવી દુનિયા કાર્યાલય' નામની પ્રકાશનસંસ્થા શરૂ કરી હતી. સમાજવાદી પક્ષમાં ભંગાણ પડ્યું એ પહેલાં ૧૯૩૯ માં 'પ્રગતિશીલ લેખક મંડળ'ની સ્થાપના હિંદના અને ગુજરાતના ધોરણે કરાઈ હતી. ગુજરાતમાંથી ઉમાશંકર જોશી, સુન્દરમ્, જયંતી દલાલ, ધનવંત ઓઝા, ચંદ્રભાઈ ભટ્ટ, ભોગીલાલ ગાંધી વગેરે એમાં જોડાયા હતા. કાકાસાહેબ કાલેલકર જેવાનો પણ સાથ એમને મળ્યો હતો. ૧૯૪૩ પછી અખિલ હિંદ તથા અમદાવાદના ધોરણે 'લોકનાટ્ય સંઘ'ની પ્રવૃત્તિ શરૂ કરાઈ હતી. જશવંત ઠાકર, દીના ગાંધી, નલિની, કૈલાસ પંડ્યા વગેરે લોકનાટ્ય સંઘનાં કાર્યકર્તા હતાં. લોકનાટ્ય સંઘનાં નાટકોએ નવી ભાત પાડી હતી. અખિલ હિંદ લોકનાટ્ય સંઘની પરિષદ ૧૯૪૬ માં અમદાવાદમાં મળી હતી.[૪૧]

## મુસ્લિમ લીગ

૧૯૦૬ માં મુસ્લિમ લીગનો જન્મ થયો હતો.[૪૨] બંગાળના ભાગલા લૉર્ડ કર્ઝને પાડ્યા એમાં પણ હિંદુ-મુસ્લિમને લડાવવાની નીતિ હતી. ૧૯૨૬ થી મહમદઅલી ઝીણાનો ભારતના રાજકરણમાં ઉદય થયો. શરૂઆતમાં એમણે સહકાર-ભર્યું વલણ દાખવી અંગ્રેજો સામેની લડતમાં બંધારણીય રીતે ભાગ લીધો, પણ ગાંધીજીની સવિનય ભંગની અસહકારની ચળવળની નીતિ એને પસંદ ન હતી અને એઓ ધીમે ધીમે મુસ્લિમ-હિંદુ એકતાના પ્રતીક મટી જઈને કોમવાદના

પુરસ્કર્તા બન્યા અને ૧૯૩૦ પછી આ વિરોધની માત્રામાં ઉમેરો થયો.[૪૩] ૧૯૩૦ માં ગોળમેજી પરિષદનો કોંગ્રેસે વિરોધ કર્યો ત્યારે મહમદઅલી ઝીણાએ એને બિનશરતી ટેકો આપ્યો. બે કોમો વચ્ચે એકતા ન સધાય ત્યાંસુધી રાજકીય સત્તા હિંદને આપવામાં આગળ ન વધવાની બ્રિટિશ નીતિ અને કોંગ્રેસ અને વિનીત પક્ષોની મુસ્લિમોની આળપંપાળ કરવાની નીતિને કારણે મુસ્લિમ કોમવાદને ઉત્તેજન મળ્યું અને વીટો જેવી સત્તા પ્રાપ્ત થઈ. ૧૯૩૦ માં ઇકબાલ વગેરે નેતાઓએ અલાહાબાદની મુસ્લિમ લીગની મીટિંગમાં પાકિસ્તાનનો ખ્યાલ રજૂ કર્યો[૪૪] અને અંગ્રેજોની 'ભાગલા પાડો અને રાજ્ય કરો'ની કુટિલ નીતિએ આમ કોમવાદના વિષવૃક્ષને જળ-સિંચન કર્યું. પરિણામે ભારતમાં અને ગુજરાતમાં ઠેરઠેર હુલ્લડ થયાં. ૧૯૩૭ માં કોંગ્રેસ પક્ષ જે પ્રાંતોમાં સત્તારૂઢ થયો ત્યાં મુસ્લિમ લીગને સહભાગી ન બનાવતાં એણે છંછેડાઈ ને કોંગ્રેસવિરોધી પ્રચાર જલદ બનાવ્યો અને હિંદુ-જુલ્મની બાંગ પોકારી ઇસ્લામ ખતરામાં છે એવો પ્રચાર કરી મુસ્લિમોને ઉશ્કેર્યા.[૪૫]

ગુજરાતમાં મુસ્લિમોમાં લીગની અસર અમદાવાદ સુરત ભરુચ વડોદરા ખેડા અમરેલી ગોધરા દાહોદ જેવાં મુસ્લિમોની વસ્તીવાળાં શહેરોમાં જ મુખ્યત્વે હતી, પણ અંગ્રેજ નોકરશાહીના ટેકાને લીધે એઓ અમદાવાદ વિજાપુર ભાવનગર વગેરે શહેરોમાં કોમી હુલ્લડો કરાવી શકયા હતા. અમદાવાદમાં ૧૯૪૧ અને ૧૯૪૬માં કોમી હુલ્લડ થયેલ તેમાં મુસ્લિમોને ગોરી નોકરશાહીએ છૂટો દોર આપ્યો હતો એમ કહેવાય છે. ૧૯૪૬ માં વસંત-રજબનો ભોગ લેવાયો હતો.[૪૬] આઝાદી પૂર્વે વિજાપુરમાં કોમી તોફાન થયાં હતાં અને ગામની બજાર બાળી નખાઈ હતી. સિદ્ધપુરમાં હિંદુ-મુસલમાનો વચ્ચે છમકલાં અવારનવાર થતાં હતાં. જૂનાગઢમાં નવાબી શાસન દરમ્યાન કોમવાદને છૂટો દોર મળ્યો હતો. પ્રભાસપાટણ ને વેરાવળમાં કોમી તોફાન થયાં હતાં. ૧૯૪૨ની ચળવળ દરમ્યાન મુસ્લિમો પ્રાયઃ લડતમાં ભાગ લેવાથી અલગ રહ્યા હતા અને તેઓએ રાષ્ટ્રવિરોધી વલણ દાખવ્યું હતું.[૪૭] અંતે ભાગલાનો સ્વીકાર કરાતાં દેશને આઝાદી મળી અને મુસ્લિમ લીગે પાકિસ્તાન મેળવ્યું, પણ એ માટે ભારે રક્તપાત થયો અને હિંદુ-મુસ્લિમોને મોટા પાયા ઉપર સ્થળાંતર કરવું પડયું હતું. ગુજરાતમાં જૂનાગઢના શાસકોએ પાકિસ્તાન સાથે જોડાણ કરવા ઇચ્છા વ્યક્ત કરતાં આરઝી હકૂમતે લડત આપી જૂનાગઢને નવાબના શાસનમાંથી મુક્ત કર્યું હતું.

## હિંદુ મહાસભા

હિંદુ મહાસભાનો જન્મ મુસ્લિમ કોમવાદી રાજકારણના પ્રત્યાઘાતરૂપે થયો હતો. એ ઉપરાંત હિંદુ ધર્મમાં પેસી ગયેલાં કેટલાંક અનિષ્ટોને દૂર કરી

હિંદુ સંસ્કૃતિનું જતન કરવાનો પણ એનો હેતુ હતો. ૧૯૦૭માં પંજાબમાં હિંદુ-ઓનાં હિતોની રક્ષા માટે હિંદુ પરિષદ શરૂ થઈ હતી અને અખિલ હિંદના ધોરણે એનું સંગઠન કરવા ૧૯૧૦ પછી પ્રયાસ શરૂ થયા હતા ૧૯૫૫માં એનું પ્રથમ અધિવેશન થયું હતું. ૧૯૨૩ માં હિંદુ મહાસભાની સ્થાપના થઈ હતી.

૧૯૩૦ પછી કોંગ્રેસે કોમવાદી પક્ષના સભ્ય થવા ઉપર પ્રતિબંધ મૂકયો હતો. ૧૯૩૮ માં વીર સાવરકર હિંદુ મહાસભાના પ્રમુખ થતાં મુસ્લિમ લીગ ઉપરાંત રાષ્ટ્રિય કોંગ્રેસ પણ એની ટીકાઓનું લક્ષ્ય બની હતી. એનું વલણ મોટે ભાગે મૂર્તિપૂજન જ્ઞાતિવાદ બાળલગ્ન અને માંસાહારવિરોધી રહેવા ઉપરાંત હિંદુ ધર્મની અને સમાજની સુધારણા એ મુખ્ય ધ્યેય રહેલ છે. ૧૯૪૬ પછી એની રાજકીય પક્ષ તરીકે ગણના બ્રિટિશ સરકારે શરૂ કરી હતી. ગુજરાતમાં સિદ્ધપુર વીરમગામ અમરેલી જેવાં નાનાં શહેરોમાં આ મહાસભાનો કંઈક પ્રભાવ વરતાય છે.[૪૮]

## રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘ

રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘના પ્રણેતા ડૉ. હેડગેવાર આંધ્રના બ્રાહ્મણ હતા. એઓ થોડો વખત જર્મનીમાં રહ્યા હતા અને ત્યાંના લોકોની શિસ્તની એના ઉપર પ્રબળ અસર પડી હતી. એમના જેવા કેટલાક નેતાઓની પ્રેરણાથી હિંદુઓમાં આત્મ-વિશ્વાસ અને આત્મગૌરવની ભાવના જગાવવા અને હિંદુ–મુસ્લિમોનાં રમખાણોને પ્રસંગે એમનું રક્ષણ કરવા આ સંસ્થા ૧૯૨૫ માં રચાઈ હતી.[૪૯]

હિંદુ મહાસભા સાથે શરૂઆતમાં એ સક્રિય રીતે જોડાઈ હતી. બંને સંસ્થાઓ વચ્ચે ઘનિષ્ઠ સંબંધ પ્રવર્તતો હતો. હિંદુ મહાસભાના સ્વયંસેવક દળ તરીકે પણ આ સંસ્થા કામ કરતી હતી, આમ છતાં બંને સંસ્થા વચ્ચે સંગઠન અંગે મૂળભૂત તાત્ત્વિક ભેદ પ્રવર્તતો હતો. હિંદુ મહાસભાનું સંગઠન એસોસિએશન પ્રકારનું સુગ્રથિત ન હતું, જ્યારે રાષ્ટ્રિય સેવક સંઘના સભ્યો શિસ્ત વગેરે નિયમોનું ચુસ્ત રીતે પાલન કરતા હતા. પાછળથી હિંદુ જાતિના સંગઠન અને પુનર્જીવન અને હિંદુ સંસ્કૃતિના સંરક્ષણ માટેના રાષ્ટ્રિય પક્ષ તરીકે એનો વિકાસ થયો હતો. ૧૯૩૦ થી હિંદુ મહાસભાએ રાજકારણમાં ભાગ લેવાનું શરૂ કરેલ, જ્યારે આર. એસ. એસે. અલગ રહીને રાષ્ટ્ર અને વ્યક્તિના ચારિત્ર્ય-નિર્માણનું અને હિંદુઓને આઝાદી માટે તૈયાર કરવાનું કાર્ય ઉપાડયું હતું.[૫૦] ૧૯૪૦ માં ગોળવેલકરજીએ એમના સભ્યોને રાજકારણથી દૂર રહેવા જણાવ્યું હતું. ૧૯૪૨ ની ચળવળ વખતે કોંગ્રેસી નેતાઓ જેલમાં હતા અને મુસ્લિમ લીગ

પાકિસ્તાન માટે ઝેરી પ્રચાર કરતી હતી ત્યારે રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘ વધારે સક્રિય બન્યો હતો.

સંઘ જુદી જુદી વયના લોકોને ધ્યાનમાં રાખીને બાલશાખા તરુણશાખા અને પ્રૌઢશાખા ચલાવે છે. બાળકોને મેદાન ઉપર ગીતો રમતો પર્યટનો તથા મનોરંજન-કાર્યક્રમો દ્વારા ભેગા કરી આકર્ષે છે અને વ્યાયામ માટેની અભિરુચિ એમનામાં કેળવે છે. વિદ્યાર્થી વર્ગના નાના મોટા અધિકારીઓને તાલીમ આપીને બાળકો અને વિદ્યાર્થીઓના ચારિત્ર્યઘડતરનું કામ કરે છે. વસંત પંચમી, દશેરા જેવા ઉત્સવો અને હિંદુ તહેવારોની ઉજવણી કરે છે. જાહેર કવાયત વખતે ભગવો ઝંડો ફરકાવે છે. કવાયતના શબ્દો 'ઉત્તિષ્ઠ' 'પ્રચલ' જેવા સંસ્કૃતમય હોય છે અને એમની પ્રાર્થના પણ સંસ્કૃતના પ્રચુર શબ્દોથી યુક્ત છે. એમનો ગણવેશ ખાખી ચડ્ડી, અર્ધી બાંયનું સફેદ ખમીસ તથા કાળી ટોપી હોય છે.[૫૧]

કસબા અને શહેરોમાં સંઘનું કાર્ય વિસ્તરતું રહ્યું છે. ગુજરાતમાં અમદાવાદ વડોદરા સુરત નવસારી ડભોઈ છોટાઉદેપુર વડનગર મહેસાણા સિદ્ધપુર સુરેંદ્રનગર ભાવનગર રાજકોટ જામનગર દ્વારકા વગેરે સ્થળોમાં આર. એસ. એસ.ની પ્રવૃત્તિ ચાલે છે.

## પાદટીપ

૧. કમળાશંકર પંડ્યા, 'વેરાન જીવન', પૃ. ૮૦; શાંતિલાલ દેસાઈ, 'રાષ્ટ્રનો સ્વાતંત્ર્યસંગ્રામ અને ગુજરાત', પૃ. ૨૭૬-૭૭; નગીનદાસ સંઘવી વગેરે, 'સ્વરાજ દર્શન', પૃ-૨૧૭
૨. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૫૭-૫૯, ૬૫
૩. દિનકર મહેતા, 'પરિવર્તન,' પૃ. ૧૧૦-૧૧
૪. એજન, પૃ. ૧૧૩, ૧૧૮
૫. દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૩૨
૬. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૭૬
૭. એજન, પૃ. ૮૦; દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૩૨
૮. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૭૭, ૯૧-૯૪; દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૪૫-૪૬
૯. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૯૦-૧૦૨

૧૦. એજન, પૃ. ૮૦–૮૧, ૮૭, ૯૦, ૧૦૧
૧૧. એજન, પૃ. ૧૦૧–૧૦૩; ઇંદુલાલ યાજ્ઞિક, 'આત્મકથા', ભાગ ૫, પૃ. ૨૪, ૨૭, ૨૮, ૩૨,૪૩
૧૨. ઇંદુલાલ યાજ્ઞિક, ઉપર્યુક્ત, પૃ. ૨૪–૨૫
૧૩. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૧૫૪
૧૪. ઇંદુલાલ યાજ્ઞિક, ઉપર્યુક્ત, પૃ. ૪૪, ૫૦–૫૧, ૫૪
૧૫. એજન, પૃ. ૧૮–૧૯, ૩૩
૧૬. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૧૨૪–૧૨૮; S. P. Aiyar, *Studies in Indian Democracy,* p. 592; B. B. Mishra, *The Indian Political Parties,* p. 326
૧૭. દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૭૮; કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૧૩૦–૩૧; નરહરિ ભટ્ટ, 'હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ,' પૃ. ૨૩૮, ૨૫૨, ૨૬૨–૨૬૭, ૨૭૭–૨૭૯
૧૮. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૧૧૩–૧૧૪; દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૫૨; S. P. Aiyar, *op. cit.,* p. 592
૧૯. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૧૩૪–૧૩૬
૨૦. એજન, પૃ. ૧૫૧, ૧૫૭
૨૧. દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૨૦૮
૨૨. એજન, પૃ. ૨૫૩
૨૩. કમળાશંકર પંડ્યા, ઉપર્યુક્ત, પૃ. ૧૭૯, ૧૮૩
૨૪. એજન, પૃ. ૧૭૯
૨૫. એજન, પૃ. ૧૮૨–૧૮૩
૨૬. એજન. પૃ. ૧૯૮, ૧૯૯–૨૦૦
૨૭. એજન, પૃ. ૨૨૬
૨૮. એજન, પૃ. ૨૪૬
૨૯. દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૭૪–૭૫; Ram Gopal, *How India Struggled for Freedom,* pp. 354 f.
૩૦. દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૩૬
૩૧. એજન, પૃ. ૧૫૩
૩૨. એજન, પૃ. ૧૪૮–૪૯
૩૩. એજન, પૃ. ૧૫૨
૩૪. દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૨૦૫–૨૦૭, ૨૪૦ .
૩૫. Myron Weiner, '*Party Politics in India : The Development of a Multiparty* System p. 43; નરહરિ ભટ્ટ, ઉપર્યુક્ત, પૃ. ૨૦૭–૨૦૮, ૨૨૫

૩૬. નરહરિ ભટ્ટ, ઉપર્યુક્ત, પૃ. ૨૧૧, ૨૨૮,૨૩૪
૩૭. Myron Weiner, *op. cit.*, pp. 251 f., દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૨૩૫
૩૮. દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૨૧૨, ૨૩૭
૩૯. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૧૬; દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૨૪૪, ૨૬૨
૪૦ દિનકર મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૨૬૯
૪૧. એજન, પૃ. ૧૩૨-૩૩, ૨૩૬, ૨૯૮, ૩૨૮
૪૨. B B. Mishra, *op. cit.*, p. 316
૪૩. શાંતિલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૮૯
૪૪ K. M. Munshi, *Pilgrimage to Freedom*, p. 47
૪૫. શાંતિલાલ દેસાઈ, ઉપયુક્ત, પૃ. ૨૮૮
૪૬. *Gujarat District Guzetteer, Ahmedabad*, p. 168
૪૭. Myron Weiner, *op. cit.*, pp. 166 ff
૪૮. એજન, પૃ. ૧૭૭
૪૯. એજન, પૃ. ૧૭૮, ૧૮૦
૫૦. એજન, પૃ. ૧૮૩
૫૧. રામલાલ પરીખ, 'ગુજરાત-એક પરિચય,' પૃ. ૬૯૦-૯૧

## પરિશિષ્ટ ૨

# રચનાત્મક પ્રવૃત્તિઓ

રચનાત્મક પ્રવૃત્તિની શરૂઆત ગાંધીજીના ભારત–આગમન સાથે થઈ. એ અગાઉ સ્વદેશીની ચળવળનો જન્મ થયો હતો અને એનાથી રાજકીય અને સામાજિક પ્રવૃત્તિ ઉપરાંત ઔદ્યોગિક પ્રવૃત્તિઓને વેગ મળ્યો હતો. ગાંધીજીના આગમન બાદ રેંટિયાની અને ગોસેવાની શરૂઆત થઈ હતી. કોચરબ આશ્રમમાંના નિવાસ દરમ્યાન એનો પાયો નખાયો હતો. અસ્પૃશ્યતાનિવારણની શરૂઆત તરીકે ભંગીની પુત્રી લક્ષ્મીને પોતાની પુત્રી તરીકે એમણે અપનાવી હતી. આશ્રમની પ્રવૃત્તિના બીજમાંથી આ વટવૃક્ષનો જન્મ થયો હતો. ગાંધીજી માનતા હતા કે સ્વરાજ્યની ચાવી રચનાત્મક કામ છે. બોરસદની સત્યાગ્રહછાવણીને રચનાત્મક પ્રવૃત્તિનું કેંદ્ર રવિશંકર મહારાજ, બબલભાઈ તથા સુરેંદ્રજીએ બનાવ્યું હતું. સુખદેવભાઈ તથા ઠક્કરબાપાએ ૧૯૨૩ માં ભીલ સેવામંડળની સ્થાપના ભીષણ દુષ્કાળના પ્રસંગ પછી કરી હતી. દક્ષિણ ગુજરાતમાં ચુનીભાઈ અને જુગતરામભાઈએ હાળીપ્રથા રદ કરાવવા પ્રયાસ કર્યો હતો. છોટુભાઈ નાયકે આહવામાં સ્વરાજ્ય–આશ્રમ સ્થાપી ડાંગ તથા ધરમપુરના આદિવાસીઓની સેવા શરૂ કરી હતી. ડૉ. સુમંત મહેતા, કમળાશંકર પંડ્યા, દિનકર મહેતા, ડી. જી. પાંગારકર વગેરે પંચમહાલ ખેડા માંગરોળ માંડવી અને દેશી રાજ્યોમાં કિસાન–ચળવળ સાથે આદિવાસી ખેડૂતો, સીમાંત ખેડૂતો ને હાળીઓની સ્થિતિ સુધારવા પ્રયત્નો કર્યા હતા. બોચાસણ વેડછી અને મઢીના આશ્રમ રચનાત્મક પ્રવૃત્તિનાં ધામ બન્યા હતા. દીલખુશ દિવાનજીએ દાંડી આસપાસ ગાંધી–કુટિરને સેવાધામ બનાવ્યું હતું.[1]

### હરિજન પ્રવૃત્તિ

હરિજનોની સ્થિતિ આદિવાસીઓ કરતાં પણ બદતર હતી. ૧૯૨૪–૨૫ માં ગાંધીજીએ અસ્પૃશ્યતાનિવારણ માટે સૌરાષ્ટ્ર–કચ્છનો પ્રવાસ ખેડયો હતો. ગોળમેજી પરિષદ પછી હરિજનોને ૧૯૩૨ માં અલગ મતાધિકારની બ્રિટિશ સરકારે નવાજેશ કરી ત્યારે એમણે પોતાની જાતને હોડમાં મૂકી હતી. પરીક્ષિતલાલ મજમૂદાર તથા મામા સાહેબ ફડકેએ અસ્પૃશ્યતા-નિવારણની પ્રવૃત્તિ અપનાવી હતી. શંકરલાલ બૅન્કર 'ડિપ્રેસ્ડ ક્લાસ મિશન'નું કામ કરતા હતા. ગાંધીજીના ૨૧ દિવસના

ઉપવાસ આત્મશુદ્ધિ અને હરિજન સેવકોની યોગ્યતા વધારવા માટેના હતા. ૩૦-૯-૧૯૩૨ ના રોજ સવર્ણ હિંદુઓની સભા મુંબઈમાં મળી હતી અને અસ્પૃશ્યતાનિવારણ સંઘની સ્થાપના કરી હતી, જે પાછળથી હરિજન સેવાસંઘ બન્યો. મંદિરપ્રવેશ માટે તથા સાર્વજનિક કૂવા ધર્મશાળા સ્મશાનઘર વગેરે હરિજનો માટે ખુલ્લાં મૂકવા ઝુંબેશ શરૂ થઈ હતી. એના પ્રચાર માટે 'નવજીવન' સાપ્તાહિકને 'હરિજન બંધુ' નામ આપ્યું અને ૧૮-૧૨-૩૨ અને ૩૦-૪-૧૯૩૩ ના દિવસ 'હરિજન દિન' તરીકે ઊજવાયા હતા. ત્યારબાદ હરિજન-સપ્તાહની ઉજવણી શરૂ થઈ હતી. સાબરમતીનો સત્યાગ્રહ આશ્રમ ગાંધીજીએ હરિજનોને ભેટ આપ્યો હતો.[૨]

## ખાદીકામ

ખાદીપ્રચારનું કામ ગાંધીજીએ શંકરલાલ બૅન્કરને સોંપ્યું હતું. કોકીનાડામાં ખાદીમાં રસ લેનારાઓ ડૉ. રૉયના નેતૃત્વ નીચે ભેગા થયા હતા અને અખિલ ભારત ખાદી-મંડળની રચના થઈ હતી. શંકરલાલ બૅન્કર એના મંત્રી બન્યા હતા. ૧૯૨૪ માં ખાદીસંગ્રહસ્થાન ઊભું કરાયું હતું. સુરત અને બારડોલીમાં જુગતરામ દવે તથા ચુનીભાઈએ નમૂનેદાર ખાદીકેંદ્રો સ્થાપ્યાં હતાં. વડોદરા અને અમરેલીમાં એનું અનુકરણ થયું હતું. નડિયાદ ભરુચ આણંદ વડોદરા પાલનપુર અને જામનગરમાં પ્રથમ અને ત્યાર બાદ નવસારી અને ભાવનગરમાં ખાદીભંડારો શરૂ થયા હતા. સૌરાષ્ટ્રમાં સૌરાષ્ટ્ર રચનાત્મક સંઘે ખાદીપ્રવૃત્તિ સાવરકુંડલા તરવડા રાજકોટ મઢડા બોટાદ ગોંડળ ધ્રાંગધ્રા વગેરે સ્થળોએ મણિભાઈ ત્રિવેદી રતુભાઈ અદાણી વગેરેના સહકારથી અપનાવી હતી.[૩]

## ગ્રામોદ્યોગ

ખાદી સિવાય અન્ય ગૃહ-ઉદ્યોગોના વિકાસ માટે ગ્રામ-ઉદ્યોગ સંઘની સ્થાપના ૧૪-૧૨-૧૯૩૪ ના રોજ કરવામાં આવી હતી. એમાં હાથછડના ચોખા, હાથઘંટીએ દળેલો લોટ, મધમાખ-ઉછેર, શેરડી અને તાડનો ગોળ, ઘાણીનું તેલ, ચર્મોદ્યોગ, હાથકાગળ બનાવવાની પ્રવૃત્તિ, અખાદ્ય તેલમાંથી સાબુ બનાવવા વગેરે પ્રવૃત્તિઓને સ્થાન મળ્યું હતું.[૪]

## દારૂબંધી

મજૂરો તથા અન્ય લોકો દારૂની બદીને કારણે પાયમાલ થતા હતા. ભાવનગર રાજ્યે ૧૯૧૯ માં દારૂબંધી દાખલ કરી હતી.[૫] તાડીના ગોળ અને નીરો અંગે ગજાનંદ નાયકે દક્ષિણ ગુજરાતમાં સારું કામ કર્યું હતું. ૧૯૩૦ ના સત્યાગ્રહ

દરમ્યાન દારૂ-તાડીનાં પીઠાંઓ ઉપર પિકેટિંગ કરાયું હતું. કસ્તૂરબા અને મીઠુબહેન પિટીટે ૧,૨૦૦ સ્વયંસેવિકાઓની ભરતી કરી હતી. દારૂ-નિષેધપ્રવૃત્તિનું શરૂઆતમાં સુરત અને પછી મરોલી કેંદ્ર બન્યું હતું. ૧૯૩૭ માં કૉંગ્રેસ પક્ષ સત્તારૂઢ થતાં એણે સમગ્ર મુંબઈ ઈલાકામાં દારૂબંધી દાખલ કરી હતી અને રૂ. આઠ-નવ કરોડ રૂપિયાની આવક જતી કરી હતી.[૬]

## નઈ તાલીમ

સુરત જિલ્લાના વાલોડ અને બારડોલી તાલુકાઓના કેંદ્રિત વિસ્તારમાં અને કતારગામ વાંઝણા મોર અને મટવાડની છૂટી શાળાઓ મળીને કુલ ૨૧ શાળાઓમાં ઉદ્યોગ સમૂહજીવન વગેરેને સ્થાન આપી નઈ તાલીમનો પ્રયોગ શરૂ કરાયો હતો. કૉંગ્રેસ પ્રધાનમંડળના રાજીનામા બાદ એ પૈકી ફક્ત નવ શાળા ચાલુ રહી હતી, પણ ૧૯૪૬ માં કૉંગ્રેસ સત્તા ઉપર આવતાં આ શાળાઓની સંખ્યા વધી હતી. ગાંધીજીએ વર્ધામાં ઝાકીરહુસેનના પ્રમુખપણા નીચે કેળવણીકારોને બોલાવી આખી યોજના સ્પષ્ટ કરી હતી. માતૃભાષા રાષ્ટ્રભાષા અને ઉદ્યોગને અભ્યાસક્રમમાં પ્રથમ સ્થાન અપાયું હતું. શ્રમનો મહિમા વધારાયો હતો.[૭] ઇંદુલાલે સરથા ઉદવાડા ખડકી પ્રતાપનગર વગેરે સ્થળોએ છાત્રાવાસવાળી આશ્રમશાળાઓ પછાત વર્ગ માટે શરૂ કરી હતી. દિયોદરડામાં ઠાકોર કોમના બાળકો માટે ડૉ. સુમંતે શાળા શરૂ કરી હતી.[૮]

## કિસાન-પ્રવૃત્તિ

ખેડા અને બારડોલીમાં મહેસૂલમાં વધારો થતાં કૉંગ્રેસે આંદોલન કરી એમાં ઘટાડો કરાવ્યો હતો. ઇંદુલાલ યાજ્ઞિક તથા સામ્યવાદી કાર્યકરોએ દાહોદ-ઝાલોદ, રાજપીપળા રાજ્ય, માતર તાલુકો, સોનગઢ વ્યારા માંડવી અને માંગરોળ તાલુકાઓમાં, અમદાવાદ જિલ્લામાં અને ખેડા જિલ્લામાં તથા રાધનપુર લુણાવાડા પાલનપુર માણસા ઈડર ઐરાલ દેવગઢબારિયા સચીન વિઠ્ઠલગઢ વડોદરા વગેરે દેશી રાજ્યોમાં અર્ધો ભાગ લેવાની પ્રથા, ખેડૂતોનાં દેવાં, મહેસૂલવધારો, વેઠનાબૂદી તથા હાળીપ્રથા અંગે આંદોલન કર્યાં હતાં. મીરાખેડી માતર લીમડી ગુસર માંડવી સંખેડા-મેવાસનાં ગામો વગેરે સ્થળે કિસાન સંમેલનો યોજી એમની સ્થિતિ સુધારવા પ્રયાસ થયા હતા. કૉંગ્રેસના હરિપુરા અધિવેશન વખતે વિરાટ કિસાન-સરઘસ કાઢી કૉંગ્રેસનું આ પ્રશ્ન તરફ ધ્યાન દોર્યું હતું. કમળાશંકર પંડ્યા, ઇંદુલાલ યાજ્ઞિક, દિનકર મહેતા, ડૉ. સુમંત મહેતા, ડી. જી. પાંગારકર વગેરે આ પ્રવૃત્તિના પ્રણેતા હતા. ૧૯૩૭ માં કૉંગ્રેસે ગણોતધારો તથા ઋણ-રાહતધારો

આપીને સહાય પણ કરી હતી, પણ મોટા ભાગના રાજવીઓનાં આપખુદ શાસન તથા લખલૂટ ખર્ચાને કારણે તેઓ અપ્રિય બન્યા હતા. અંગ્રેજ સરકાર દેશી રાજાઓને પ્રજાકીય જુવાળ સામેની રક્ષણાત્મક દીવાલ ગણીને એમને અંદરખાનેથી રક્ષણ આપતી હતી અને બદલામાં એમની પાસેથી વફાદારીની આશા રાખતી હતી. દેશી રાજ્ય ભારતમાતાના દેહ ઉપર ગૂમડાં સમાન હતાં. બ્રિટિશ હકૂમતની સલામતી ઉપર એમની સલામતીનો આધાર હતો. કાયમી રક્ષણની ખાતરીને કારણે દેશી રાજ્યોની પ્રજાની યાતનામાં અનેક–ગણો વધારો થયો હતો અને એમનામાં તીવ્ર અસંતોષ પ્રવર્તતો હતો.

અંગ્રેજ સત્તાધારીઓએ દેશી રાજ્યોને તેઓના વહીવટમાં સુધારા દાખલ કરવા સૂચના આપી હતી, પણ આ એમનો દંભ હતો, અંદરખાનેથી બ્રિટિશ સત્તાવાળા પોતાની પ્રજાને સ્વશાસન માટે તૈયાર કરનાર લાખાજીરાજ કે સયાજી-રાવ જેવા પ્રગતિશીલ રાજવીઓના કારભાર તરફ અણગમો અને શંકાની દૃષ્ટિથી જોતા હતા.[૨૮]

સામાન્ય રીતે દેશી રાજ્યના કારભારમાં બ્રિટિશ હિંદના નાગરિકોને માથું મારવાનો અધિકાર ન હતો. ખુદ ભારતીય રાષ્ટ્રિય કોંગ્રેસની નીતિ પણ દેશી રાજ્યોના પ્રશ્નોમાં માથું ન મારવાની હતી અને ગાંધીજીએ એમનો અભિપ્રાય અવારનવાર વ્યક્ત કર્યો હતો કે દેશી રાજ્યોના પ્રશ્નોમાં માથું મારવાથી એમનાં હિતોને લાભ કરતાં નુકશાન થવાનો સંભવ વધારે છે. અંગ્રેજો આ દેશમાંથી વિદાય થયા પછી દેશી રાજ્યોનો પ્રશ્ન સહેલાઈથી પતી જશે એમ એઓ માનતા હતા. ઝાડ કપાઈ જશે તો ડાળાં સાથે જ પડશે આમ છતાં ગાંધીજી 'હરિજન' પત્ર દ્વારા રાજાઓના જુલમની ઝાટકણી કાઢતા હતા અને એમની જાતને પ્રજાના ટ્રસ્ટી ગણીને સ્વશાસન આપવા આગ્રહપૂર્વક સમજાવવાનું ચૂકયા ન હતા. ૧૯૨૮ સુધી કોંગ્રેસે એ નીતિ અપનાવી હતી કે દેશી રાજ્યોની પ્રજાએ પોતાના પગ ઉપર ઊભા રહેવું જોઈએ અને બહારની મદદ ઉપર આધાર રાખવો જોઈએ નહિ. ઈ. સ. ૧૯૩૭ માં કોંગ્રેસને ભારતવર્ષનાં મોટા ભાગનાં રાજ્યોમાં ચૂંટણીમાં બહુમતી મળતાં આ નીતિમાં પરિવર્તન આવ્યું હતું અને દેશી રાજ્યોની પ્રજામાં હિંમત આવી હતી, તેથી માત્ર ઠરાવો કે વિનંતી ન કરતાં તેઓએ સામૂહિક સત્યાગ્રહનો માર્ગ સ્વીકાર્યો હતો. અગાઉ ઈ. સ. ૧૯૨૭ ના ડિસેમ્બરની ૧૭ મી તારીખે 'ઑલ ઇન્ડિયા સ્ટેટ્સ પીપલ્સ કૉન્ફરન્સ'ની પ્રથમ સભા મુંબઈમાં મળી હતી. આ મીટિંગમાં અમૃતલાલ ઠક્કર, મણિલાલ કોઠારી, બળવંતરાય મહેતા વગેરેએ હાજરી આપી હતી અને દરેક દેશી રાજ્યમાં ખાદી દારૂબંધી તેમ પછાત વર્ગના ઉદ્ધાર માટે રચનાત્મક કામ કરવા મંડળો સ્થાપવાની હિમાયત કરી હતી. ૧૯૨૭

ના ડિસેમ્બર માસમાં થયેલા કોંગ્રેસના અધિવેશનમાં દેશી રાજ્યોની જવાબદાર રાજ્યતંત્રની માગણીને ટેકો આપ્યો હતો. આમ ક્રમશઃ કોંગ્રેસે દેશી રાજ્યોના પ્રશ્નોમાં રસ લેવાની શરૂઆત કરી હતી.[૨૯]

આ કાલ દરમ્યાન રાણપુરથી ૧૯૨૧ માં શરૂ કરાયેલા 'સૌરાષ્ટ્ર' પત્રે અમૃતલાલ શેઠના તંત્રીપણા નીચે 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'નો સંદેશો ગામડે ગામડે પહોંચાડવાનું અને સદીઓની ગુલામીની ઘોર નિદ્રામાંથી પ્રજાને જગાડવાનું કાર્ય કર્યું હતું. દેશી રાજ્યોના એકહથ્થુ અન્યાયી તંત્રથી અને આપખુદીથી પ્રજાને પીડતા અધિકારીઓના કાર્યની ખબરો પ્રસિદ્ધ કરાયે જતી હોવાથી રાજ્યોના સત્તાધીશોની નિરંકુશ ગતિ ઉપર અંકુશ મુકાયો હતો. 'જન્મભૂમિ' 'ફૂલછાબ' તથા 'વંદે માતરમ્' પત્રોએ પણ અમૃતલાલ શેઠ, શામળદાસ ગાંધી અને ઝવેરચંદ મેઘાણીની તીખી તમતમતી કલમોથી દેશી રાજ્યોના રાજવીઓનાં કાળાં કૃત્ય ખુલ્લાં પડ્યાં હતાં અને તેઓએ પ્રજામાં જાગૃતિ લાવવા મહત્ત્વનો ફાળો આપ્યો હતો, તેથી દેશી રાજ્યોમાં 'પ્રજામંડળો' સ્થાપવાની પ્રજામાં હિંમત આવી હતી. દેશી રાજ્યોમાં ખુલ્લી ચળવળ કરવાનું અશક્ય હોવાથી દેશી રાજ્યોના કાર્યકરો વઢવાણ રાજકોટ રાણપુર અમદાવાદ અને મુંબઈ જેવાં બ્રિટિશ હિંદમાં આવેલાં સ્થળોએ રહીને, રાજાઓ સામે મંડળો સ્થાપીને ઝુંબેશ ચલાવતા હતા. પરિણામે વડોદરા રાજકોટ ભાવનગર પોરબંદર જામનગર ઈડર માણસા વગેરે રાજ્યોમાં પ્રજામંડળોની પ્રવૃત્તિ શરૂ થઈ હતી.[૩૦]

દેશી રાજ્યોની પ્રજામાં ભારે કરવેરા, વેઠની પ્રથા, મહેસૂલનો ઊંચો દર, નિષ્પક્ષ ન્યાયનો અભાવ, રાજવીઓ અને અમલદારોની નીતિભ્રષ્ટતા, શોષણનીતિ અને લાંચરુશવતખોરી તથા રાજાઓની બેફામ ઉડાઉગીરી અંગે ભારે અસંતોષ પ્રવર્તતો હતો. બ્રિટિશ હિંદમાં ચાલતી રચનાત્મક પ્રવૃત્તિઓનો પણ દેશી રાજ્યોમાં વિરોધ થતો હતો, કારણ કે તેઓની આવકમાં આથી ઘટાડો થતો હતો અને પ્રજામાં જાગૃતિ આવવાથી ભવિષ્યમાં એમની સ્વાર્થી પ્રવૃત્તિઓ ઉપર અંકુશ આવે અને જવાબદાર તંત્રની માંગણી પણ કરે એવો ડર રહેતો હતો. આ કારણે રાજ્યોએ સભા સરઘસ સૂત્રોચ્ચાર ધ્વજવંદન જેવી નિર્દોષ પ્રવૃત્તિઓ ઉપર પણ પ્રતિબંધ લાદ્યા હતા અને પ્રતીકાર કરનારને ભારે સજા કરી કે રાજ્ય બહાર દેશનિકાલ કરી, માલમિલકત જપ્ત કરવાની ધમકી આપી, લાઠીમાર વગેરે દમનકારક પગલાં લઈને લોકોની ચળવળ દબાવી દેવા પ્રયત્ન કર્યો હતો.[૩૧]

### વડોદરા પ્રજામંડળ

અરવિંદ ઘોષ તથા 'અભિનવ ભારત' ના ક્રાંતિકારીઓની વડોદરામાં ઘણી અસર હતી. બંગભંગની તથા સ્વદેશીની ચળવળને કારણે પ્રજામાં જાગૃતિ આવી

હતી. 'ગંગનાથ વિદ્યાલય' સ્થાપીને છૂપી પ્રવૃત્તિ કરવાની યોજના પણ હતી અને એના આગેવાનો દેશભક્ત અમલદારો તેમ કેળવણીકારો વગેરે હતા. ૧૯૧૦-૧૧ દરમ્યાન ગંગનાથ વિદ્યાલય બંધ કરવાની અને શ્રી પુરોહિત, ઈશ્વરભાઈ પટેલ, છોટુભાઈ પુરાણી વગેરે દેશભક્તોને રાજ્યની નોકરીમાંથી છૂટા કરવાની રાજ્ય ઉપર ફરજ પાડવામાં આવી હતી, આમ છતાં લોકોમાં આવેલી જાગૃતિ રોકી શકાઈ નહિ અને લોકોની ફરિયાદો દૂર થાય અને જવાબદાર તંત્રની રાજ્યમાં સ્થાપના થાય એ હેતુથી ૧૯૧૬ માં 'વડોદરા રાજ્ય પ્રજામંડળ' નું પ્રથમ અધિવેશન હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખપણાની નીચે નવસારીમાં થયું હતું. રાજ્યના વડોદરા નવસારી અમરેલી અને મહેસાણા પ્રાંતના સત્તર આગેવાનોએ મળીને પ્રજામંડળનું બંધારણ ઘડયું હતું. શરૂઆતમાં એમણે સહકારી અને સમાધાનકારી વલણ અપનાવ્યું હતું અને એઓ લોકોની ફરિયાદો અરજી કે અમલદારોની રૂબરૂ મુલાકાત લઈ ને દૂર કરવા પ્રયત્ન કરતા હતા, અને વરસમાં એક વખત મળીને ચર્ચા કરીને ઠરાવો કરી રાજ્ય પાસે રજૂઆત કરતા હતા. એમની માગણીઓના નિકાલ માટે ઉગ્ર વલણ દાખવવામાં આવ્યું ન હતું. પ્રજામંડળની બેઠકો ઇન્ડિયન નેશનલ કોંગ્રેસની માફક જુદાં જુદાં સ્થળોએ થતી હતી.

પ્રથમ અધિવેશન નવસારીમાં થયું હતું. ત્યારબાદ બીજું અધિવેશન ૧૯૧૮ માં વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે વડોદરામાં થયું હતું. ત્રીજું અધિવેશન હરિલાલ પરીખના અધ્યક્ષપણા નીચે ૧૯૨૨ માં વડોદરામાં થયું હતું. સાતમું અધિવેશન સને ૧૯૨૮ માં વડોદરામાં દરબાર ગોપાળદાસના અધ્યક્ષપણા નીચે થયું હતું અને ૧૯૩૨ માં વામનરાવ રામચંદ્રના અધ્યક્ષપણા નીચે દસમું અધિવેશન ડભોઈ મુકામે થયું હતું. ૧૯૩૫ માં અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા નીચે વડોદરામાં પ્રજામંડળનું અધિવેશન થયું હતું. ૧૯૨૦-૨૧ તથા ૧૯૩૦-૩૧ ની સત્યાગ્રહની લડતમાં વડોદરા રાજ્યના પ્રજાજનોએ ભાગ લીધો હતો અને બોરસદ તથા બારડોલી સત્યાગ્રહોના પ્રસંગોએ બ્રિટિશ જિલ્લાના પ્રજાજનોએ ગાયકવાડી પ્રદેશમાં આશ્રય લઈ ને બ્રિટિશ સત્તાવાળાઓનો પ્રતીકાર કર્યો હતો, આ કારણે બ્રિટિશ સત્તાવાળાઓએ વડોદરાના અધિકારીઓ ક્રાંતિકારીઓને તથા સત્યાગ્રહીઓને એમની પ્રવૃત્તિઓમાં સહાય કરે છે એવો આક્ષેપ પણ મૂક્યો હતો અને કેટલાક અધિકારીઓ તથા નોકરોને નોકરીમાંથી છૂટા કરવા ફરજ પણ પાડી હતી. વડોદરા શહેરમાં પ્રજામંડળની પ્રવૃત્તિ મર્યાદિત રહી ત્યાંસુધી રાજ્યે પરવા કરી ન હતી, પણ ૧૯૩૦ થી ૧૯૩૪ ની લડત પછી પ્રજામંડળની પ્રવૃત્તિ ગામડાંઓમાં ફેલાતાં સરકારની પ્રજામંડળ ઉપર ખફા નજરની તેમ ઘર્ષણની શરૂઆત થઈ હતી. કઠોર મુકામે ૧૯૩૬ માં અધિવેશન થયું ત્યારે એના નેતાઓને

ગાળો દઈને અને ક્યારેક તમાચા મારીને અપમાનિત કરવામાં આવ્યા હતા. ૧૯૩૭ ના વિસનગર અધિવેશન પછી સરકારની જોહુકમી વધી હતી. ઉભકાનો ૧૩૦૦ એકરમાં આવેલા શિકારખાનાનો ત્રાસ પણ અસહ્ય હતો. લાંચરુશવતની બદી પણ ખૂબ ફાલી હતી અને નોકરશાહી ખૂબ વકરી ગઈ હતી. આ કારણે ભાદરણ અધિવેશનના પ્રમુખ તરીકે સરદાર પટેલને પસંદ કરવામાં આવ્યા હતા. સરદાર પટેલે ૨૮–૧૦–૩૮ ના રોજ ભાદરણ અધિવેશનમાં ઉપર્યુક્ત બાબતોનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે ત્રીસ વરસ ઉપર ધારાસભાની સ્થાપના થઈ હતી, પણ અહીં નાલાયકાતની જ તાલીમ મળતી હતી. વડોદરા પ્રજા-મંડળે બાવીસ વરસ સુધી ધીરજપૂર્વક રાહ જોયા છતાં રાજ્યના પેટનું પાણી પણ હાલ્યું ન હતું અને એની જૂની રીતરસમો ચાલુ રાખીને પ્રજાપીડનની પ્રવૃત્તિ ચાલુ જ હતી. સરદારે વડોદરા રાજ્યની દારૂના છૂટા વેચાણની નીતિ મુંબઈ રાજ્યની દારૂબંધીની નીતિને કેવી રીતે બાધક હતી એ સમજાવી દારૂબંધી દાખલ કરવા અને મહેસૂલના દર ઘટાડવા જણાવ્યું હતું, પણ રાજ્યનાં સ્થાપિત હિતોને અને અમલદારશાહીને આ સૂચનો ગમ્યાં ન હતાં. સરદાર પટેલના ઉદ્‌બોધનને કારણે પ્રજામંડળના નેતાઓમાં વધુ આત્મવિશ્વાસ આવ્યો હતો અને એમણે વધારે ઉગ્રતાથી કાર્ય કરવાની શરૂઆત કરી હતી. હરિપુરા કોંગ્રેસના ઠરાવને કારણે પણ પ્રજામંડળની પ્રવૃત્તિને વેગ મળ્યો હતો. અત્યાર સુધી તટસ્થ રહેવાની નીતિ કોંગ્રેસે તજી દેવાની શરૂઆત કરી હતી. માંગરોળ અને પલસાણા તાલુકા-ઓમાં સરદાર પટેલ પોતે ફર્યા ને ખેડૂતોને જાગ્રત કર્યા અને વકરી ગયેલી નોકરશાહીમાં ફફડાટ પેસી ગયો, આથી મહેસૂલમાં રૂ. ૨૦ લાખ ઘટાડયા અને મતાધિકાર વિસ્તૃત કર્યો તેમ ધારાસભામાં પ્રજાનું પ્રતિનિધિત્વ વધાર્યું.

તા. ૨૦–૩–૩૯ ના રોજ વડોદરા શહેર અને જિલ્લા તરફથી સરદારને માનપત્ર અને રૂ. ૨૫,૦૦૧ ની થેલી આપવાનો કાર્યક્રમ રખાયો હતો. સરદાર-વિરોધી પત્રિકા વહેંચીને મરાઠીભાષી પ્રજાજનોને ઉશ્કેરવામાં આવ્યા હતા. પરિણામે વડોદરામાં તોફાન ફાટી નીકળ્યાં હતાં, જેમાં સરદારના સરઘસ ઉપર પથ્થરમારો કરાયો હતો અને જોડા ફેંકીને અપમાન કરાયું હતું. આ પ્રસંગે ત્રણેક દિવસ તોફાન થયાં હતાં અને પ્રજામંડળ–વિરોધી સરઘસમાં ભાગ લેના-રાઓએ ગુજરાતી લત્તાઓમાં લોકો ઉપર હુમલા પણ કર્યા હતા.

૧૯૪૦ માં ૬૦ સભ્યોની ધારાસભામાં પ્રજામંડળના ઉમેદવાર સારી સંખ્યામાં ચૂંટાયા હતા. પ્રતાપસિંહરાવે મહેસૂલમાં ઘટાડો કરી, ધારાસભાના

સભ્યોની સંખ્યા વધારી તથા રૂપિયા એક કરોડનું ટ્રસ્ટ દાદાની યાદમાં ઊભું કરીને શુભ શરૂઆત કરી હતી.

૧૯૪૨ ની 'હિંદ છોડો'ની ચળવળમાં પ્રજામંડળે ભાગ લીધો હતો, વિશ્વયુદ્ધ (૧૯૩૯–૧૯૪૫) દરમ્યાન પ્રજામંડળની ચળવળ મંદ પડી હતી, પણ ૧૯૪૬ માં રાજ્યમાં ચૂંટણી થઈ હતી તેમાં પ્રજામંડળે સારી બહુમતી પ્રાપ્ત કરી હતી, પણ યુદ્ધ પૂર્ણ થયા બાદ પ્રજામંડળ સાથે પ્રતાપસિંહરાવને ઘર્ષણ થયું હતું. અંતે દરબાર ગોપાળદાસ સાથે વાટાઘાટ કરીને જવાબદાર તંત્ર સરદારશ્રીની સલાહ મુજબ આપવા રાજ્યે નક્કી કર્યું, પણ આમાં મતભેદ થતાં ડૉ. જીવરાજ મહેતાના પ્રધાન-મંડળે પ્રતાપસિંહરાવને પદભ્રષ્ટ કરવા અને એમના નાણાકીય વ્યવહારોની તપાસ કરવા ઠરાવ કર્યો. છેવટે ૨૫–૮–૧૯૪૮ ના રોજ રાજાએ સંપૂર્ણ જવાબદાર તંત્ર આપવાની જાહેરાત કરી, પણ રાજાએ અગાઉ રજૂ કરેલું શુભેચ્છાનું વાતાવરણ કલુષિત કર્યું અને એમને રાજગાદી અને સાલિયાણું બંને ખોવાં પડયાં. રાજ્યનું મુંબઈ રાજ્ય સાથે ૧–૫–૧૯૪૯ ના રોજ જોડાણ થતાં આ પ્રકરણનો અંત આવ્યો.[૩૨]

## 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'ની સ્થાપના અને અસહકાર

સૌરાષ્ટ્રમાં બંગભંગ તથા સ્વદેશી-ચળવળની અસર ભાવનગર વઢવાણ અને રાજકોટ જેવાં શહેરોમાં જ પડી હતી. ભાવનગરમાં 'સ્વદેશીમંડળ' વિદ્યાર્થી-ઓએ શરૂ કર્યું હતું. ટિળક મહારાજ અને એની બિસન્ટની 'હોમરૂલ'–લીગની અસર પણ અમુક અંશે કેળવાયેલા વર્ગ ઉપર થઈ હતી. કવિ મહારાણીશંકરનાં વ્યાખ્યાનો અને રાષ્ટ્રગીતોની તથા આર્યસમાજ અને થિયોસૉફિકલ સોસાયટી વગેરેની પણ જનતા ઉપર અસર પડી હતી. ગુજરાતમાં અસ્મિતાનું પ્રકટીકરણ સર્વત્ર જણાતું હતું. ગાંધીજીના દક્ષિણ આફ્રિકામાંથી થયેલા આગમનને કારણે પણ લોકોમાં આશા પ્રગટી હતી અને એમના પ્રયાસથી વીરમગામની લાઈનદોરી દૂર થઈ હતી. આમ સર્વત્ર જાગૃતિને કારણે ૧૯૧૯ માં 'કાઠિયાવાડ હિતવર્ધક સભા'ની સ્થાપના થઈ. એના સભ્યોએ વિનીત પક્ષની નીતિ અનુસાર બ્રિટિશ રાજ્યને વફાદાર રહી સામાજિક અને રાજકીય પ્રશ્નો હલ કરવા પ્રયત્ન કર્યા. ૧૯૨૧ માં 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'ની સ્થાપના થતાં આ સભા બંધ થઈ ગઈ.

સૌરાષ્ટ્રના પ્રશ્નોની વિચારણા માટે રાજકોટના રાજવી લાખાજીરાજની પ્રેરણાથી વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે પરિષદનું પ્રથમ અધિવેશન રાજકોટમાં થયું. આ પગલાથી એજન્સીમાં ફફડાટ થયો અને ઢસાના દરબાર ગોપાળદાસે સત્તાત્યાગ કર્યો ને કોંગ્રેસમાં જોડાયા. સૌરાષ્ટ્રની હતાશ પ્રજામાં પ્રાણ પુરાયો અને સદીઓથી ગુલામીની ઘોર નિદ્રામાં પોઢેલી જનતાને જાગ્રત કરવા એના નેતાઓએ કમર કસી સામંતશાહી પરિબળોને પડકાર ફેંકયો.

'કાઠિયાવાડ રાજકીય પરિષદ'નું બીજું અધિવેશન અબ્બાસ તૈયબજીના પ્રમુખપણા નીચે વઢવાણમાં થયું. આ અધિવેશનમાં ઢસાની ગાદી છોડનાર દરબાર ગોપાળદાસનું સંમાન કરવામાં આવ્યું હતું. સરદાર વલ્લભભાઈ અને પ્રો. રામમૂર્તિના પ્રેરક ઉદ્બોધનને કારણે લીંબડી રાજ્યના ન્યાયાધીશ અમૃતલાલ શેઠે રાજ્યની નોકરીમાંથી રાજીનામું આપ્યું અને દેશી રાજ્યોની પ્રજાનાં દુ:ખોને વાચા આપવા 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક રાણપુરથી શરૂ કર્યું. દેશી રાજ્યોનાં એકહથ્થુ શાસન, અન્યાયી તંત્ર અને આપખુદી અંગેના સચોટ અને સાચા સમાચાર એમની તેજદાર કલમ દ્વારા જોશીલી જબાનમાં પ્રગટ કરી સમગ્ર સૌરાષ્ટ્રનાં દેશી રાજ્યોમાં ચેતનનો સંચાર કર્યો, જેનાથી જુલમીઓના હૃદયમાં ભય વ્યાપી ગયો અને એમની નિરંકુશ પ્રવૃત્તિઓમાં ઓટ આવી.

૧૯૨૧–૨૨ માં ઝાલાવાડમાં અને ખાસ કરીને વઢવાણ અને ધ્રાંગધ્રા રાજ્યોમાં પ્રજામાં જાગૃતિ આવી હતી એનો પ્રથમ પડઘો ધ્રાંગધ્રામાં પડ્યો. ખાદીનો પ્રચાર કરનાર હળવદના એક યુવકને રાજ્યની હદપાર કરવાની ધ્રાંગધ્રા રાજ્યે ૧૯૨૧ માં સજા કરી. ફૂલચંદભાઈ તથા એમના સાથીઓએ રાજ્યના આ પગલાનો વિરોધ કર્યો અને એમણે ધ્રાંગધ્રામાં 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'નું સંમેલન કરવા નિર્ણય કર્યો. ધ્રાંગધ્રા રાજ્યે જાહેર સભા ભરવા ઉપર પ્રતિબંધ મૂક્યો, આથી શિવાનંદજી અને એના સાથીઓ આ પ્રતિબંધનો ભંગ કરવા ધ્રાંગધ્રા ગયા, ફૂલચંદભાઈ તથા શિવાનંદજી રાષ્ટ્રગીતો ગાતા ગાતા શેરીઓમાં ફર્યા. મણિભાઈ કોઠારી તથા મનસુખભાઈની ધરપકડ કરાઈ.

રાજકોટ રાજ્યમાં ૧૯૨૨ માં મુંબઈના ગવર્નરની મુલાકાતના પ્રસંગે સરધારમાં લોકોએ સત્યાગ્રહ કર્યો હતો. સરધારના તળાવમાં બતકનો શિકાર આ પ્રસંગે રાજ્યે ગોઠવ્યો હતો ત્યારે ૨,૦૦૦ માણસોએ આ શિકાર અંગે વિરોધ પ્રદર્શિત કર્યો અને રાજ્યે નેતાઓની ધરપકડ કરી જેલની સજા કરી તેથી લોકો વધારે ઉશ્કેરાયા અને ૧૯૨૨ ના ફેબ્રુઆરીમાં દેખાવને કારણે રાજ્યને મનસુખભાઈ વગેરેને છોડી દેવાની ફરજ પડી અને લોકમતનો વિજય થયો.

૧૯૨૧ ની ગાંધીજીની અસહકારની ચળવળ દરમ્યાન સૌરાષ્ટ્રનાં શહેરોમાં હડતાળ પડી હતી અને ગાંધીજીની હાકલને માન આપીને કેટલાકે સત્યાગ્રહમાં ભાગ લીધો હતો. સૌરાષ્ટ્રનાં શહેરોમાં જલિયાંવાલા બાગની કતલ અને રૌલેટ ઍક્ટ તથા ગાંધીજીની ધરપકડ અંગે સભાઓ ભરાઈ હતી અને સરઘસ નીકળ્યાં હતાં. રાજ્યોએ સભા અને સરઘસબંધી જાહેર કરી હતી. લીંબડીમાં અમૃતલાલ શેઠની ધરપકડ કરવામાં આવી હતી, આથી મહાજન અને લોકો રાજમહેલ પાસે

મોટી સંખ્યામાં એકત્રિત થયા અને મહાજનની મધ્યસ્થીને કારણે રાજ્યને અમૃતલાલ શેઠને મુક્ત કરવા ફરજ પડી હતી, વઢવાણ અને અમરેલી ખાદી–ઉત્પાદનનાં કેંદ્ર હતાં અને લોકોમાં ખાદીપ્રચાર, અસ્પૃશ્યતાનિવારણ, પરદેશી કાપડનો બહિષ્કાર તથા દારૂબંધીના કાર્યક્રમ યથાશક્તિ અપનાવ્યા હતા. ગાયકવાડી શહેર અમરેલી આનાથી અલિપ્ત ન હતું.

૧૯૨૪ માં ભાવનગરમાં પ્રજાપરિષદની સ્થાપના થઈ હતી. આ પરિષદમાં ૧૯૨૫ માં થયેલા કાઠિયાવાડ રાજકીય પરિષદના ભાવનગર અધિવેશનમાં દીવાન પ્રભાશંકર પટ્ટણી તથા મહારાજા કૃષ્ણકુમારસિંહજીએ હાજરી આપી હતી. લાખાજીરાજને હાથે ગાંધીજીને એમની સેવા બદલ માનપત્ર આપવામાં આવ્યું હતું. ગાંધીજીએ લોકોને રચનાત્મક કાર્યક્રમ અપનાવવા અનુરોધ કર્યો. ૧૯૨૮ માં પોરબંદરમાં અમૃતલાલ ઠક્કરના પ્રમુખપણા નીચે પરિષદનું ચોથું અધિવેશન થયું, આ અધિવેશનમાં પરિષદ પ્રજાકીય રાજ્યતંત્ર લઈને જંપશે એવો સૂર વ્યક્ત કરાયો, ખાદી અને અસ્પૃશ્યતાનિવારણ વગેરે કામોને વેગ આપવા અનુરોધ થયો. ૧૯૨૯ માં મોરબીમાં સરદાર વલ્લભભાઈના પ્રમુખપણા નીચે પરિષદનું પાંચમું અધિવેશન કરવામાં આવ્યું ત્યારે ગાંધીજીએ આ અધિવેશનમાં હાજરી આપી હતી. સરદારે સૌરાષ્ટ્રના લોકોને બોલવાનું ઓછું રાખવાની ને વધારે કામ કરવાની સલાહ આપી. ૧૯૩૧ માં ધ્રાંગધ્રામાં પરિષદનું છઠ્ઠું અધિવેશન કરવાનું નક્કી કર્યું હતું, પણ રાજ્યે આ માટે પરવાનગી આપી ન હતી. ૨૧–૯–૧૯૩૧ નો દિવસ 'ધ્રાંગધ્રાદિન' તરીકે ઊજવાયો. ધ્રાંગધ્રા અને હળવદના કાર્યકરોને પકડવામાં આવ્યા અને તેથી ૪–૧૧–૧૯૩૧ ના દિવસે સ્વામી શિવાનંદ અને એમના સ્વયંસેવકોએ પ્રતિબંધનો ભંગ કરી ધરપકડ વહોરી લીધી. હળવદમાં ૭૦ દિવસ સુધી હડતાળ પડી હતી.

જાન્યુઆરી, ૧૯૩૨ માં ફૂલચંદભાઈએ ફરી સત્યાગ્રહ કરી જેલ વહોરી લીધી હતી. અંતે જામ સાહેબની સમજાવટને કારણે બધા સત્યાગ્રહીઓને છોડી મૂકવામાં આવ્યા હતા. ૧૯૩૭ માં દરબાર ગોપાળદાસના પ્રમુખપણા નીચે છઠ્ઠું અધિવેશન સરદારશ્રીની હાજરીમાં રાજકોટમાં કરવામાં આવ્યું હતું. આ અધિવેશનમાં જવાબદાર તંત્ર આપવાની તથા કેટલીક ફરિયાદો દૂર કરવાની માગણી થઈ હતી.[૩૩]

## રાજકોટ–સત્યાગ્રહ

૧૯૩૭ માં દેશમાં કૉંગ્રેસે સત્તાનાં સૂત્ર સંભાળતાં દેશી રાજ્યોની પ્રજામાં આશા પ્રગટી અને રાજકોટ લીંબડી ભાવનગર વડોદરા વગેરે રાજ્યોમાં જવાબદાર

તંત્રની માગણી જોરદાર બની અને પરિણામે રાજકોટથી લોકલડતની શરૂઆત થઈ. રાજકોટમાં ધર્મેન્દ્રસિંહજીના દીવાન વીરાવાળાએ આપખુદીથી રાજ્યની આવક વધારવા ઑગસ્ટ, ૧૯૩૮ માં જુગાર રમવાના અખાડાઓને ઇજારો આપ્યો, બરફ દીવાસળી અને વીજળીનો સામાન વેચવાનો પણ ઇજારો આપ્યો. પ્રજામંડળે જુગાર અને ઇજારાશાહી નાબૂદ કરી, જમીન–મહેસૂલના દરમાં ૧૫ ટકાનો ઘટાડો કરી જવાબદાર રાજ્યતંત્ર આપવા રાજા પાસે માગણીઓ મૂકી અને એક સભા ભરી. પોલીસે સભામાં લાઠીચાર્જ કરી મુખ્ય કાર્યકર્તાઓની ધરપકડ કરી, આથી પરિષદના પ્રમુખ સરદારે રાજ્યના દમન અંગે જવાબ માગ્યો અને આંદોલનને ખાળવાનું અશક્ય જણાતાં રાજ્યે પ્રજામંડળની બધી માગણીઓ સ્વીકારી સમાધાન કર્યું. દીવાન વીરાવાળાને રાજીનામું આપવું પડયું અને જમીન–મહેસૂલમાં ૧૮ ટકા ઘટાડો કર્યો. વીરાવાળાની જગ્યાએ આવેલ દીવાન કેડલ સાત પ્રજાકીય સભ્યોની અને ત્રણ અધિકારીઓની બનેલી કાઉન્સિલને રાજ્યનો વહીવટ સોંપવા તૈયાર થયા, પણ પોલિટિકલ એજન્ટ ગિબ્સન અને વીરાવાળાની કુટિલ નીતિને કારણે રાજ્યે સમાધાનનો ભંગ કર્યો અને સરદારે સૂચવેલાં સાત નામોમાં પોતાને અનુકૂળ માણસોને મૂકીને લોકપ્રિય માણસોની સંખ્યા ચાર રહે અને બાકીના એમના મળતિયાઓને સ્થાન મળે એવી યુક્તિ કરી, આથી રાજકોટની લડતનો પુનઃ આરંભ થયો. લોકો ઉપર ખૂબ જુલમ ગુજારવામાં આવ્યો. રાજકોટનો પ્રશ્ન સમગ્ર સૌરાષ્ટ્રનો પ્રશ્ન બન્યો, આથી ગાંધીજીએ મણિબહેન પટેલ અને કસ્તૂરબાને જાત–તપાસ માટે રાજકોટ મોકલ્યાં, પણ ૧૦–૧–૧૯૩૯ થી દીવાનપદ છોડી ગયેલા કેડલના સ્થાને ફરી દીવાન તરીકે આવેલ વીરાવાળાએ મચક આપી નહિ. રાજકોટની લડતથી અને રાજાના વચનભંગથી વ્યથિત થઈ ગાંધીજી ૧૯૩૯ ના ફેબ્રુઆરીની ૨૭ મીએ રાજકોટ આવ્યા અને કાઉન્સિલની રચના અંગે મતભેદ દૂર કરવા વાટાઘાટો આરંભી, જેમાં નિષ્ફળતા મળતાં ગાંધીજીએ માર્ચની ત્રીજીએ ઉપવાસ શરૂ કર્યા. વાઇસરૉયે દરમ્યાનગીરી કરી અને સમગ્ર કેસ દિલ્હીના ચીફ જસ્ટિસ મૉરિસ ગ્વાયરને સોંપવા ઠાકોરે ખાતરી આપતાં ગાંધીજીએ ઉપવાસ છોડયા. મૉરિસ ગ્વાયરે સરદારના અર્થઘટનને માન્ય રાખ્યું અને સરદારે સૂચવેલાં નામોની યાદીમાં રાજ્યને ફેરફાર કરવા હક્ક નથી એવો ચુકાદો આપ્યો, પણ સર્વસંમત સભ્યોનાં નામો અંગે મતભેદ ચાલુ રહ્યો. અંતે ગાંધીજીએ મલિન સામંતશાહી તત્ત્વોથી પોતાની હાર કબૂલી અને રાજકોટનો પ્રશ્ન નિરાકરણ વિના પડી રહ્યો. ત્યારબાદ રાજાએ નીમેલી કમિટીએ આપેલા રિપોર્ટ પ્રમાણે ૪૦ ચૂંટાયેલા અને ૨૦ નિયુક્ત થયેલા સભ્યોની પ્રતિનિધિ–સભાની રચના કરવામાં આવી. ૪૦ ચૂંટાયેલા સભ્યો પૈકી મુસલમાનો ગરાસિયા અને પછાતવર્ગને ૧૪

જગ્યા ફાળવવામાં આવી હતી. આ સભાને માત્ર ચર્ચા કરવા સિવાય અન્ય અધિકાર ન હતો. રાજા પાસે બધી સત્તા હતી એટલે આ સુધારો અર્થહીન હતો.[૩૪]

## લીંબડી-સત્યાગ્રહ

લીંબડી રાજ્યની આવક મુખ્યત્વે જમીન-મહેસૂલની હતી અને રાજ્ય ભાગબટાઈ દ્વારા ત્રીજો અથવા ચોથો ભાગ ખેડૂતો પાસેથી લેતું હતું. રાજ્યની કુલ આવકનો પચાસ ટકા ભાગ રાજકુટુંબના અંગત ખર્ચ પેટે વપરાતો હતો, જ્યારે શિક્ષણ અને આરોગ્ય વગેરે જાહેર સેવાઓ પાછળ થોડો ખર્ચ થતો હતો. યુવરાજનું ચારિત્ર્ય શંકાસ્પદ હતું અને દરબારનાં કુટુંબીઓ તરફથી એક કન્યાનું અપહરણ કરીને અને મુંબઈ લઈ જવાઈ હતી. પ્રજાના આગેવાનો પાસે કન્યાના પિતાએ ફરિયાદ કરતાં રસિકલાલ પરીખે એક જાહેર સભા બોલાવી હતી અને એમાં કન્યાની મુક્તિ માટે માગણી કરવામાં આવી હતી. આ સિવાય લોકોએ જવાબદાર તંત્રની માગણી પણ મૂકી હતી. યુવરાજે આ બાબત મીઠી મીઠી ગોળ ગોળ વાત કરી અમદાવાદ અને મુંબઈમાં વસતા લીંબડીના પ્રજાજનોને ચર્ચા માટે નિમંત્રણ આપ્યું હતું. ઠાકોર દિગ્વિજયસિંહજી તથા કારભારી ફતેહસિંહજીએ મીઠાશ રાખી માગણી ગ્રાહ્ય રાખવાનો દેખાવ કર્યો, પણ એમની પ્રવૃત્તિ લીંબડી શહેર પૂરતી જ મર્યાદિત રાખવા જણાવ્યું. આ દરખાસ્ત આગેવાનોને સ્વીકાર્ય ન હતી તેથી ૨૪-૧૨-૩૮ ના રોજ 'લીંબડી પ્રજામંડળ'ની સ્થાપના કરવામાં આવી અને રાજ્યે જપ્તી દંડ જેલ વગેરેની સજા કરી દમનકારી પગલાં ભર્યાં. પ્રજામંડળની આગેવાની વેપારીઓ પાસે હતી એટલે શહેર અને ગામડાંઓમાં એમનાં ઘરોને વ્યવસ્થિત રીતે લૂંટવામાં આવ્યાં અને જાનની ધમકી પણ આપવામાં આવી છતાં લોકો અડગ રહ્યા હતા. ૧-૧-૧૯૩૯ ના રોજ 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'ની કારોબારીની એક સભા લીંબડીમાં દરબાર ગોપાળદાસના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી તેથી રાજ્ય ચોંકી ઊઠયું અને મંડળને તોડવા ગરાસદારો બ્રાહ્મણો મુસલમાનો વગેરેને ઉશ્કેરવામાં આવ્યા. શહેર અને ગામડાંઓમાં લોકોને રક્ષણ આપવાનું બંધ કરી ભાડૂતી લોકો અને ગરાસદારો મારફત લોકોને લૂંટવામાં આવ્યા અને એમની મિલકતને નુકસાન પહોંચાડવામાં આવ્યું. આમ છતાં ૧૯-૨-૧૯૩૯ ના રોજ 'કાઠિયાવાડ રાજકીય પરિષદ' ભરવાનું નક્કી કરાયું. આ પ્રસંગે સભાસ્થાન ઉપર હુમલો કરી ગુંડાઓએ હાજર રહેલા લોકોને માર માર્યો. શિયાણીની ચંચળબહેન નામની આગેવાન કાર્યકર્તા બહેન ઉપર અમાનુષી ત્રાસ ગુજારવામાં આવ્યો છતાં લોકો અડગ

રહ્યા. અંતે કંટાળીને ૧,૩૦૦ માણસોએ લીંબડીમાંથી સામૂહિક હિજરત કરી અને તેઓ વઢવાણ પાસે જોરાવરનગરમાં વસ્યા. રાજ્યની શાન ઠેકાણે લાવવા લીંબડીની નાકાબંધી કરી અને એનો આર્થિક બહિષ્કાર કર્યો. એનુ ૩ પડી રહેતાં રાજ્યની આવક ઘટી ગઈ. થોડાક સમયમાં ઠાકોર અને એના યુવરાજ મરણ પામ્યા; એજન્સીએ રાજ્યનો વહીવટ કરવા એક અધિકારી નીમ્યો અને ૧૯૩૮ માં શરૂ કરાયેલી લીંબડીની લડતનો અંત આણ્યો. ૧૯૪૩ માં રાજ્યે અગાઉ પોકળ સુધારા—ધારાસભા ગામસભા વગેરે આપી લોકોને છેતરવા પ્રયત્ન કર્યો હતો, પણ એમાં લોકોને જવાબદારી આપવાની વાત ન હતી તેથી નિષ્ફળતા મળી હતી [૩૫]

## ભાવનગર-સત્યાગ્રહ

ભાવનગર રાજ્યની ઉદાર નીતિને કારણે તથા દીવાન પ્રભાશંકર પટ્ટણીની દીર્ઘ દૃષ્ટિને કારણે પ્રજા અને રાજ્ય વચ્ચે સંઘર્ષના પ્રસંગ ઉપસ્થિત થયા ન હતા, પણ લોકોમાં રાજકોટ-સત્યાગ્રહ બાદ જવાબદારતંત્ર માટે આગ્રહ હતો તેથી ૧૪-૫-૧૯૩૯ ના રોજ ભાવનગરમાં સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપણા નીચે પરિષદનું અધિવેશન કરવાનું નક્કી કરવામાં આવ્યું. આ અગાઉ રાજ્યે ૩૦-૪-૧૯૩૯ ના રોજ રાજ્યમાં ધારાસભા સ્થાપવા માટે જાહેરાત કરી હતી, પણ લોકોમાં એનાથી સંતોષ થયો ન હતો, ૧૪-૫-૩૯ ના સરદારના આગમનના જ પ્રસંગે તોફાન થયાં હતાં. નાનાભાઈ ભટ્ટને માથામાં લાઠીનો ફટકો મારવામાં આવ્યો, આત્મારામ ભટ્ટ ઉપર પણ લાઠીથી હુમલો કરવામાં આવ્યો, બીજા ચારપાંચ ભાઈઓને પણ ઘાયલ કરવામાં આવ્યા. આ પૈકી બચુભાઈ વીરજી તથા જાદવજીભાઈનાં મરણ થયાં. લોહી નીતરતા નાનાભાઈને સરદારે મોટરમાં લઈને હૉસ્પિટલ પહોંચાડ્યા. આ દિવસે પરિષદ મુલતવી રહી અને સરદારે બધાને શાંતિ રાખી ન ઉશ્કેરાવા અનુરોધ કર્યો અને પરિષદના કાર્યને સફળ બનાવવા સૂચના કરી, આથી શહેરમાં દુઃખની લાગણી ફેલાઈ અને ખામોશી રખાઈ. બીજે દિવસે ૧૫-૫-૧૯૩૯ ના રોજ ભાવનગરના મુસલમાનોની એક જાહેર સભા થઈ અને ભાવનગરના હિંદુઓ અને મુસલમાનો ભાઈચારાથી વર્તશે એમ જાહેર કર્યું. શહીદ થયેલી વ્યક્તિઓ માટે સ્મારક રચવા જાહેર સભા યોજાઈ હતી. આ તોફાનને કારણે ભાવનગર રાજ્યની આબરૂને બટ્ટો લાગ્યો હતો છતાં રાજ્યે પાછળથી વધારે કડક બંદોબસ્ત કર્યો હતો.[૩૬]

૧૯૪૨ ની 'હિંદ છોડો' ચળવળ દરમ્યાન ભાવનગરના મહત્ત્વના નેતાઓ સુરેંદ્રનગર સ્ટેશનેથી આવતાં નાનાભાઈના આંબલિયા-ગ્રામ દક્ષિણામૂર્તિના

નિવાસસ્થાનેથી તેઓની ૨૭-૮-૪૨ ના રોજ ધરપકડ કરવામાં આવી હતી. તા. ૯-૮-૪૨ ના રોજ ભાવનગરમાં હડતાળ પડી હતી. વજુભાઈ શાહનું ઘર બધી પ્રવૃત્તિઓનું કેંદ્ર બની ગયું હતું. સરદાર પૃથ્વીસિંહને પણ પાછળથી પકડી લેવામાં આવ્યા હતા. મુખ્ય નેતાઓને બે વરસની સખત મજૂરીની સાથે કેદની સજા અને રૂ. બે હજારના દંડની સજા કરવામાં આવી હતી. ૫૧ સેનાનીઓને રૂ. એક હજાર દંડ અને દંડ ન ભરે તો એક માસની આસાનકેદની સજા કરાઈ હતી. બાકીની વ્યક્તિઓને નાની મોટી સજા કરાઈ હતી.[૩૭]

સૌરાષ્ટ્રના અન્ય વિસ્તારોમાંથી ઉછરંગરાય ઢેબર, રસિકલાલ પરીખ, રતુભાઈ અદાણી, વજુભાઈ શુક્લ વગેરેની ધરપકડ કરાઈ હતી અને એમને જેલ-વાસ આપવામાં આવ્યો હતો.

લીલાપુર પાસે મિક્સ્ડ ટ્રેઇન બે વાર લૂંટાઈ હતી. ભાંગફોડની પ્રવૃત્તિમાં રોકાયેલા કાર્યકર્તાઓ પાટણ મહેસાણા વડોદરા તથા કચ્છમાં આશ્રય લઈને પ્રવૃત્તિ ચલાવતા હતા. છોટુભાઈ પુરાણી અને એમના સાગરીતો સાથે પુરોહિત બંધુઓ સંકળાયેલા હતા. આઝાદી પ્રાપ્ત થયા બાદ એમને મુક્ત રીતે હરવા ફરવા છૂટ મળી હતી.[૩૮]

### માણસા-સત્યાગ્રહ

માણસા રાજ્યમાં દર દસ વરસે મહેસૂલની ફરી આકારણી કરવામાં આવતી હતી. રાજ્યે એમાં મહેસૂલના દરમાં બેથી અઢી-ગણો વધારો કર્યો હતો, જે ખેડૂતો માટે ખૂબ ભારે હતો. આ સિવાય માણસાના વિવિધ વર્ગોના લોકો માટે વેઠ કરવાનું ફરજિયાત હતું. આ ઉપરાંત જાતજાતના લાગા અને વેરા પ્રજાજનો પાસેથી લેવામાં આવતા હતા. ૧૯૩૭ ની સાલમાં ફરી આકારણીના પ્રસંગે આ ઘર્ષણ ઉગ્ર બન્યું અને કેટલાક લોકોએ હિજરત કરી ગાયકવાડી પ્રદેશના મકાખાડ સ્ટેશને વસવાટ કર્યો. જુલમથી ત્રાસી ગયેલા ખેડૂતોએ દસક્રોઈ તાલુકાના આગેવાનોનો સંપર્ક સાધ્યો અને રવિશંકર મહારાજને આ પ્રશ્નની તપાસ માટે મોકલ્યા. ખેડૂતોની રજૂઆતમાં તથ્ય જણાતાં રાજ્યને મહેસૂલનો દર ઘટાડવા અથવા ભાગ-બટાઈ પદ્ધતિ દાખલ કરવા જણાવવામાં આવ્યું. રાજ્યના દીવાન ગિરધરલાલે આ દરખાસ્ત સ્વીકારી નહિ અને જપ્તી હરાજી મારઝૂડ વગેરે અનેક પગલાં લીધાં અને સ્ત્રીઓ બાળકો અને વૃદ્ધો પણ આ દમનનાં ભોગ બન્યાં, આથી ૧૯૩૮ ના જાન્યુઆરીથી જમીન-મહેસૂલ ન ભરવાનો એમણે સત્યાગ્રહ કર્યો. આ કારણે રાજ્યની આવક સ્થગિત થઈ ગઈ અને માણસાના ઠાકોરના જુલ્મની વાત સાદરા કેમ્પના પોલિટિકલ એજન્ટ સુધી પહોંચી. એણે જમીન-મહેસૂલ બાબત તપાસ કરવા અધિકારી મોકલ્યો. માણસા રાજ્યે પણ આખો કેસ બંને પક્ષે

સરદારને નિર્ણય માટે સોંપ્યો અને સમાધાન થયું. એ મુજબ વડોદરાના મહેસૂલના કાયદા પ્રમાણે ખેડૂતો જમીનની આકારણી થાય એ માટે કબૂલ થયા અને પરાપૂર્વથી ચાલ્યા આવતા ખેડૂતોના હક ચાલુ રખાયા અને વેઠની પ્રથાનો અંત આવ્યો. આમ ખેડૂતોએ ખૂબ સહન કરીને સંગઠન દ્વારા અમાનુષી તંત્ર ઉપર વિજય મેળવ્યો.[૩૯]

## અન્ય આંદોલનો

દેશી રજવાડાંઓ પૈકી ઈડર પાલનપુર વિઠ્ઠલગઢ વગેરેમાં પણ મહેસૂલના ભારે દરના કારણે ખેડૂતોએ આંદોલન કર્યું હતું. ઈડરમાં 'એકી'—ઐક્યની ચળવળ ભીલોએ શરૂ કરી તેમજ રાજ્ય અને શોષણખોર સાહુકારો તથા દારૂના પીઠાવાળાઓ સામે બળવાનો પ્રયાસ કર્યો. રાજ્યે બળ વા .રી ભીલોને દબાવી દીધા, પણ પોળ અને ઈડરના ભીલો સાથે અંતે સમાધાન થયું.

મુંબઈમાં વસતા ઈડરના પ્રજાજનોએ ૧૯૨૫ ના ફેબ્રુઆરીમાં 'ઈડર પ્રજા-મંડળ'ની સ્થાપના કરી. ઈડરના જુલ્મોના સમાચાર 'સૌરાષ્ટ્ર' 'હિંદુસ્તાન' અને 'બૉમ્બે ક્રોનિકલ'માં છપાતાં ઈડરનો દંભ ખુલ્લો પડી ગયો પ્રજામંડળના નવ નેતાઓને રાજ્યપ્રવેશ ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ તથા મુંબઈના ગવર્નરને ઈડરના જુલ્મ અંગે ફરિયાદ કરવામાં આવતાં ગવર્નરના દબાણને કારણે દીવાન તથા ચાંદરાણીના ઠાકોરને નોકરીમાંથી છૂટા કરાયા અને આમ લોકમતનો ૧૯૨૬ માં વિજય થયો પ્રજામંડળનું બીજું અધિવેશન ઈડરમાં કરવામાં આવ્યું. લોકોમાં જાગૃતિ લાવનાર નેતા ગંગારામ શુક્લને રાજ્યે પ્રથમ છ વરસની અને બીજી વાર બે વરસની સજા કરી આંદોલનને દબાવવા પ્રયત્ન કર્યો. શુક્લની સો વીઘાં જમીન રાજદ્રોહ બદલ જપ્ત કરવામાં આવી. ૧૯૩૦-૩૧ અને ત્યારબાદ મથુરાદાસ ગાંધીની આગેવાની નીચે પરદેશી માલનો બહિષ્કાર કરાયો અને દારૂનાં પીઠાંઓનું પિકેટિંગ કરવામાં આવ્યું. રાજ્યની આવક આથી ઘટી ગઈ. આમ ઈડર અને મુંબઈમાં રહીને રાજ્યનું મુંબઈ સાથે વિલીનીકરણ થયું ત્યાં સુધી આ લોકલડત ચાલુ રહી હતી.[૪૦]

મુંબઈમાં રહેતા રાધનપુર અને પાલનપુરના લોકોએ પ્રજામંડળો સ્થાપ્યાં હતાં. પાલનપુરમાં લોકસંઘ હતો. પાલનપુરમાં નવાબની બેગમે એના ઇનામી ગામ કુંભાસણમાં મહેસૂલ વધારી દીધું. આ પ્રમાણે વડગામ તાલુકામાં મહેસૂલનો દર વધાર્યો હતો, પણ નવાબે સમાધાન કરી દર ઘટાડ્યો. જાગીરદાર પ્રજામંડળે વેઠની પ્રથા અને ભારે મહેસૂલ અંગે ચળવળ કરી હતી, જેમાં એમને સફળતા મળી. રાધનપુરમાં વધારે સખતાઈ હતી અને લોકો ઉપર ત્રાસ ગુજારવામાં આવતો હતો. વિદ્યાર્થીઓ

તથા અમદાવાદ અને મુંબઈમાં વસતા નાગરિકો પ્રજામંડળની ચળવળમાં ભાગ લેતા હતા. વીરમગામ નજીકના વિઠ્ઠલગઢ રાજ્યે વિઠ્ઠલગઢ રસનાળ વગેરે ગામોમાં મહેસૂલ ખૂબ વધારી દીધું હતું. એ સામે લોકોએ 'રસનાળ-સત્યાગ્રહ' કર્યો હતો. રાજ્યે ખૂબ જુલમ ગુજાર્યો હતો અને કેટલાક લોકોની જમીન પણ જપ્ત કરી હતી, પણ અંતે એને નમતું આપવું પડયું હતું. સૌરાષ્ટ્રમાં માળિયા (મિયાણા) રાજ્યના ખાખરેચી ગામના ખેડૂતોને રાજ્યનો વેઠનો ખૂબ ત્રાસ હતો. લગ્ન કરવા અને રાજમહેલ બંધાવવા વગેરે પ્રસંગોએ ખેડૂતો ઉપર વેરો નાખવામાં આવતો હતો. રાજા ગામની મુલાકાત લે ત્યારે દરેક વર્ગના લોકોને વેઠ કરવી પડતી હતી અને દૂધ ઘી મોદીખાનું બળતણ ઘાસચારો વગેરે મફત આપવાની ફરજ પડતી હતી.[૪૧] ઘાસ સિવાય કોઈ વસ્તુ મફત આપવાની અને વધારાના કરો ને વેઠ માટે પણ ખેડૂતોએ ના પાડી મક્કમતા દાખવી. રાજ્યે જપ્તી અને જેલનું શસ્ત્ર અજમાવ્યું, પણ રાજવી સફળ ન થયા. ગાંધીજીએ એમની લડત પ્રત્યે સહાનુભૂતિ દાખવી અને મણિભાઈ કોઠારીએ ગામની મુલાકાત લઈ રાજ્યને લોકોની બધી શરતો માન્ય રાખવા ફરજ પાડી.

જામનગર રાજ્યમાં જામ રણજિતસિંહજીએ જીવન-જરૂરિયાતની બધી વસ્તુઓના ઇજારા આપ્યા હતા. આ ઉપરાંત રાંડીરાંડો સાધુઓ ફકીરો ખેડૂતો વેપારીઓ મજૂરો કારીગરો વગેરે તમામ વર્ગના લોકો ઉપર $\frac{૧}{૪}$ રૂપિયાથી લઈને રૂ. ચાર સુધીનો કર માથાદીઠ નાખ્યો હતો. વેચાણ અને ખરીદ ઉપર પણ કર હતો. લગભગ પચાસથી વધારે કર હતા. લવણપ્રસાદ શાહે આ ઇજારાશાહીનો તથા ભારે કરવેરાનો વિરોધ કર્યો અને પરિણામે એમને જેલ મળી. અહીં એમને સખત મારઝૂડ કરવામાં આવી હતી.[૪૨]

જૂનાગઢ રાજ્યમાં પ્રજામંડળનું કામ કપરું હતું. 'કાઠિયાવાડ રાજકીય પરિષદ'નું અધિવેશન જૂનાગઢમાં કરવાનું નક્કી કર્યું છતાં તેઓ શહેરમાં સભા ભરી શકયા ન હતા અને સ્ટેશનમાં મળીને જ વિખેરાઈ જવું પડયું હતું. ૯-૧૨-૧૯૩૮ ના રોજ બંધારણીય સુધારા માટે મંડળે માગણી કરતા ઠરાવ પસાર કર્યા. એ પૈકી વેપારીઓએ વેપારમાં પડતી મુશ્કેલી દૂર કરવા કેટલીક છૂટછાટ માગી અને ખેડૂતોએ મહેસૂલના કાયદામાં સુધારો કરવા વિનંતી કરી, આથી રાજ્યે ૧૧-૧૨-૩૮ ના દિવસે દરબાર ભરીને કેટલીક છૂટછાટની જાહેરાત કરી અને પ્રજામંડળના પ્રમુખ નરહરિપ્રસાદની જવાબદારતંત્રની માગણી અંગે રાજ્ય વહીવટી સુધારા સમિતિની રચના કરી, પણ મંડળે એનો બહિષ્કાર કર્યો અને એણે રાજ્યવ્યાપી હડતાળનું એલાન આપ્યું. રાજ્યે હડતાળનો માર્ગ છોડી દેવા અને સમિતિને સહકાર આપવા જણાવ્યું. મંડળ મક્કમ રહ્યું તેથી

આગેવાનોની ધરપકડ આગલી સાંજે કરવામાં આવી. રાજ્યે ૨૬–૧–૧૯૩૯ ના જાહેરનામાથી પ્રજામંડળને ગેરકાયદેસર મંડળ ઠરાવ્યું અને ચળવળને કચડી નાખી. ચળવળમાં ભાગ લેનારાઓની જમીન જપ્ત કરી અને પકડાયેલા નેતાઓ ઉપર ત્રાસ ગુજારી લિખિત માફી માગવાની ફરજ પાડવામાં આવી. બે માસ બાદ સારી ચાલચલગતના બૉન્ડ આપી માફી માગીને તેઓ છૂટ્યા. આમ આ ચળવળનો નામોશીભર્યો અંત આવ્યો. જૂનાગઢ સ્વતંત્ર થયું ત્યાંસુધી એટલે ૧૯૪૭ સુધી પ્રજામંડળ કોઈ પણ પ્રવૃત્તિ કરી શક્યું નહિ.[૪૩]

પાલીતાણા લાઠી વગેરેમાં ચળવળ થઈ હતી, પણ પ્રજાને વિશ્વાસમાં લઈને, વહીવટમાં સુધારા કરીને સમાધાન કરવામાં આવ્યું હતું.

આઝાદી બાદ મૂળી લખતર ચૂડા બજાણા ધ્રાંગધ્રા વગેરેમાં લોકોએ ચળવળ શરૂ કરી હતી અને મૂળી લખતર બજાણા ચૂડા વગેરે રાજ્યોમાં એમની જવાબદાર તંત્રની માગણી સ્વીકારાઈ હતી. રાજાઓએ સમય વર્તીને સમાધાનકારી વૃત્તિ સૌરાષ્ટ્રમાં દાખવી હતી, પણ વડોદરાના મેવાસી પ્રદેશમાં ખાનગી લશ્કર વગેરે ઊભું કરીને લોકલડત તોડી નાખવા પ્રયાસ થયો હતો, પ્રજાએ સ્વયંસેવકદળ ઊભું કરી એનો સામનો કરીને તથા તાલુકદારોની ખેતપેદાશના વેચાણનો બહિષ્કાર કરીને એમની સાન ઠેકાણે આણી હતી. ભરૂચના સાગવારા વિસ્તારમાં નાની ઠકરાતોમાં પણ આવી પરિસ્થિતિ ૧૯૪૫–૪૭ ના વચગાળાના સમયમાં ઊભી થઈ હતી, પણ મુંબઈ સરકારે જાગૃતિ દાખવી તથા બ્રિટિશ અમલદારોએ સમય પારખી આ જાગીરદારી તત્ત્વોને નમવાની ફરજ પાડી હતી અને મુંબઈ સાથે ગુજરાતનાં બીજાં બધાં રાજ્યોનું જૂન, ૧૯૪૮ માં અને ૧–૫–૪૯ થી વડોદરા રાજ્યનું વિલીનીકરણ થતાં આ બધી પ્રવૃત્તિઓનો અંત આવ્યો.[૪૪] સૌરાષ્ટ્રમાં જામસાહેબ, ધ્રાંગધ્રાના મહારાજા તથા ભાવનગરના પ્રગતિશીલ રાજવી કૃષ્ણકુમારસિંહજીની દીર્ઘ દૃષ્ટિને કારણે એપ્રિલ, ૧૯૪૮ માં સૌરાષ્ટ્રનું એકમ રચાયું હતું. કચ્છમાં પ્રજામંડળની પ્રવૃત્તિ મંદ ગતિએ ચાલતી હતી. આઝાદીની પૂર્વ સંધ્યાએ પ્રજાની માગણી સ્વીકારવા રાજ્યે વલણ દાખવ્યું હતું અને ભારત સાથે જોડાણ સાધી 'સી' વર્ગનું રાજ્ય બનતાં સલાહકાર સમિતિ મળી હતી.

આમ આઝાદીની પ્રાપ્તિ સુધી દેશી રાજ્યોની પ્રજાને જુલ્મનો સામનો કરવો પડયો હતો અને એમના હક્કોના રક્ષણ માટે ભારે ભોગ આપવો પડયો હતો. રાજાઓએ સમયને ઓળખીને સમાધાન-વૃત્તિથી લોહિયાળ ક્રાંતિ અટકાવી હતી અને એમાં સરદારની મક્કમ નીતિનો તથા વી. પી. મેનન જેવા કુશાગ્ર-બુદ્ધિના અધિકારીની દીર્ઘ દૃષ્ટિનો પણ મહત્ત્વનો ફાળો હતો.

## પાદટીપ

૧. *Gujarat District Gazetteer : Rajkot*, pp. 57 f.
૨. *The Ruling Princes, Chiefs and Leading Personages in the Western India States Agency*, pp. 1 ff.
૩. *Census of India* 1961, Vol. V, Gujarat, Part 1-A (i) pp. 90 ff.
૪. ચુનીલાલ મ. દેસાઈ, 'વડોદરા રાજ્યનો ઇતિહાસ,' પૃ. ૩૨૦–૨૧
૫. એજન, પૃ. ૩૦૮–૩૧૫
૬. *Gujarat District Gazetteer : Baroda*, pp. 118 ff.
૭. *Ibid.* pp. 120 f., 138; V. P. Menon, *The story of the Integration of Indian States*. p 417
૮. *Gujarat District Gazetteer: Bhavnagar*, pp. 81–85, 91-92; *The Ruling Princes, Chiefs etc. in W.I.S.A.* pp. 205; શંભુપ્રસાદ દેશાઈ, 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ,' પૃ. ૭૫૭–૭૫૮
૯. *Gujarat District Gazetteer : Jamnagar*, pp. 87 ff., 90; *The Ruling Princes, Chiefs etc. in W.I.S A.* pp. 39 f.
૧૦. *Ruling Princes, Chiefs etc. in W.I.S.A*, pp. 27 f.
૧૧. '*Gujarat District Gazetteer : Kutch*, pp. 107 ff. રામસિંહજી રાઠોડ, 'કચ્છનું સંસ્કૃતિ દર્શન,' પૃ. ૨૧૦–૧૬
૧૨. *Gujarat District Gazetteer : Rajkot*, pp. 61 f., *The Ruling Princes. Chiefs etc in W. I. S. A*, p. 48; મહેન્દ્ર મોરબિયન, 'મોરબીની અસ્મિતા'
૧૩. *The Times of India Annual*, 1934, pp. 63 f; *Gujarat District Gazetteer : Rajkot*, p. 61
૧૪. *Gujarat District Gazetteer : Jamnagar*, p. 96; R. K. Dharaiya, *Freedom Movements in Saurastra, 1920–47.'* p. 10
૧૫. *Gujarat District Gazetteer : Rajkot*, pp. 62 f.
૧૬. *Ibid.*, pp. 264, 273, Chapters on Agriculture, Trade, Industry. etc.
૧૭. *Gujarat District Gazetteer : Junagadh*, pp. 168 f. Chapters on Agriculture, Communications, Industries, Education; *The Ruling Princes, Chiefs etc. in W. I. S. A*, pp. 140 f.
૧૮. *Gujarat District Gazetteer : Junagadh*, pp. 172 ff.; શંભુપ્રસાદ હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૭૪૦–૭૪૪

૧૯. *Gujarat District Gazetteer : Surendranagar*, pp. 100 f. Chapters on Agriculture, Industry Communication, Education; *'The Ruling Princes, Chiefs etc. in W. I. S. A,'* pp. 236 f.

૨૦. *Gujarat District Gazetteer*; *Surendranagar*. p. 107; Chapters on Agriculture. Industry, Education.

૨૧. *Ibid.*, pp. 110, 131 ff; Chapters on Agriculture, Education etc.; *The Ruling Princes, Chiefs etc. in W. I. S. A.*, p. 249

૨૨. *Gujarat District Gazetteer: Junagadh*, pp 191 455 f., 416 ff., 486 f.; મણિભાઈ વોરા, 'પોરબંદર ૧૯૭૦', પૃ. ૨૨–૨૬

૨૩. *Gujarat District Gazetteer : Banaskantha*, pp. 109 ff ; Chapters on Agriculture and Education; *The Ruling Princes, Chiefs etc. in W. I. S. A.*, pp. 168 f.

૨૪. *Gujarat District Gazetteer : Banaskantha*. pp. 118 f. Chapters on Agriculture. Lend Revenue etc; *The Ruling Princes. Chiefs etc. in W. I. S. A.*, pp. 149 f.

૨૫. *Gujarat District Gazetteer : Bhavnagar*, pp. 87 f.; *The Ruling Princes, Chiefs etc in W. I. S. A.* P. 213

૨૬. *Gujarat District Gazetteer : Bhavnagar*. p. 90; *The Ruling Princes, Chiefs etc in W. I S. A.*, p. 221

૨૭. *The Times of India Annual*, 1934, pp. 65 f.; *Gujarat District Gazetteer : Sabarkantha*. pp. 65 f., 117 f, 162 ff.; ૧૯૨૦ સુધીની માહિતી માટે વળી જુઓ શંભુપ્રસાદ હ. દેશાઈ, ઉપર્યુક્ત તથા પાલનપુર ડિરેક્ટરી, મહીકાંઠા ડિરેક્ટરી, રેવાકાંઠા ડિરેક્ટરી, વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીની ડિરેક્ટરી વગેરે ગ્રંથો. ૧૯૨૦ પછીના કાળની માહિતી માટે જુઓ ગુજરાત ડિસ્ટ્રિક્ટ ગેઝેટિયરના ગ્રંથો.

૨૮. R. L. Handa, *Freedom Struggle in Princely States*, pp. 61 ff.

૨૯. નરહરિ પરીખ, 'સરદાર વલ્લભભાઈ', ભાગ ૨, પૃ ૩૧૬–૩૧૯; R.L. Handa, *Ibid*, pp. 99 ff

૩૦. શંભુપ્રસાદ હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૭૩૨–૭૩૩

૩૧. શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' પૃ. ૧૪૩–૧૪૪

૩૨. *Gujarat District Gazetteer : Baroda*, pp. 136 f.; નરહરિ પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૨, પૃ. ૩૯૯–૪૦૭; *Gujarat District Gazetteer : Amreli*, pp. 79 f.;

Gujarat District Gazetteer : Mehsana. pp. 134 f.

૩૩. R. K. Dharaiya. *Freedom Movements in Saurastra 1920-47*, pp. 1-15; શંભુપ્રસાદ હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૭૩૨–૭૩૬ *Gujarat District Gazetteer : Surendranagar*. pp. 123 f.

૩૪. R K. Dharaiya, *Ibid.*, pp. '8–39; નરહરિ પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૨, પૃ ૩૨૯–૩૯૯; R. L. Handa. *op. cit*. pp. 219 ff.; શંભુપ્રસાદ દેશાઈ, 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ.' પૃ. ૭૩૬–૩૮

૩૫. R. K. Dharaiya, *Ibid*., p. 40; નરહરિ પરીખ, 'સરદાર વલ્લભભાઈ,' ભાગ ૨, પૃ. ૪૦૭–૪૧૯

૩૬. નરહરિ પરીખ, એજન, પૃ. ૪૧૯–૪૨૪

૩૭. મહેબૂબ દેસાઈ, '૪૨ ની ચળવળમાં ભાવનગર,' "પથિક," વર્ષ ૨૦, અંક ૧૦, પૃ. ૧૯–૨૧

૩૮. *Gujarat District Gazetteer : Surendranagar*, pp. 135 f.

૩૯. નરહરિ પરીખ, 'ઉપર્યુક્ત', ભાગ ૨, પૃ. ૩૨૬–૩૨૯; ચંદ્રકાંત પટેલ. 'માણસા સત્યાગ્રહ,' પૃ. ૧૨–૧૩, ૨૨–૨૩, ૩૪–૩૫, ૫૧–૫૩.

૪૦. *Gujarat District Gazetteer : Sabarkantha*, pp. 158. 161 ff.

૪૧. શિવપ્રસાદ રાજગોર, ઉપર્યુક્ત' પૃ. ૨૭૪–૭૫; R. K. Dharaiya *Freedom Movement in Saurastra 1920-47*, pp. 8 f.; *Gujarat District Gazetteer : Banaskantha*. pp. 149 f.

૪૨. R. L. Handa *op. cit.*, pp. 68 ff.

૪૩. *Gujarat District Gazetteer. Junagadh*. pp 169 f.

૪૪. શિવપ્રસાદ રાજગોર, 'ઉપર્યુક્ત' પૃ. ૨૭૭; *Gujarat District Gazetteer : Surendranagar*. pp. 139 f વળી જુઓ, ઇંદુલાલ યાજ્ઞિકની આત્મકથા, ભાગ ૫, નરહરિ પરીખ, 'સરદાર વલ્લભભાઈ પટેલ' ભાગ ૨; શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ', ગુજરાત રાજ્ય માહિતી ખાતાની રાજકોટ, લીંબડી અને માણસા સત્યાગ્રહો અને જૂનાગઢ આરઝી હકૂમત વગેરે અંગેની પુસ્તિકાઓ; R. L. Handa. '*Freedom Struggle in Princely States*'; V. P. Menon. *The Story of the Integration of Indian States.*

## પ્રકરણ ૫

# રાજકીય ઇતિહાસ (૧૯૪૭ થી ૧૯૬૦)

ગુજરાતની રાજકીય તવારિખમાં, ૧૯૪૭ થી ૧૯૬૦ નો સમય 'ઐતિહાસિક' અને 'નિર્ણાયક' બનીને આવ્યો હતો. આ વર્ષોમાં જ મુઘલ અને પછી બ્રિટિશ શાસનની ચાલી આવતી પરાધીનતામાંથી ભારતે રાજકીય સ્વાધીનતા પ્રાપ્ત કરી અને એના એક ભાગરૂપે ગુજરાતે પણ મુક્તિની ખુલ્લી હવાનો અનુભવ કર્યો, પણ એની સાથે જ ગુજરાતે બીજી બે વિષમ પરિસ્થિતિઓનો સામનો કરવાનો હતો : એક તો, સંખ્યાબંધ રજવાડાંઓમાં વીખરાયેલા પ્રદેશના વિલીનીકરણની પ્રક્રિયા ઝડપી અને પ્રભાવી બનાવવાની હતી અને બીજું, મુઘલ કે બ્રિટિશ શાસન દરમ્યાન ગુજરાતનું સાંસ્કૃતિક અને પ્રશાસનિક એકમ થવા પામ્યું નહોતું તેનું નિર્માણ કરવાનું હતું, જેથી આ પ્રજાને પોતાની અસ્મિતા વ્યક્ત કરવાની પૂરતી તક મળી રહે.

આ બંને કામ ખૂબ કઠિન હતાં, કેમકે જે વિલીનીકરણ માટે તૈયાર થવાનું હતું તેમાં વર્ષોથી રાજ્યનો અધિકાર ભોગવતાં નાનાં-મોટાં રજવાડાંઓને સ્વતંત્ર હિંદની સાથે ભેળવવા કોઈ પણ રીતે સમજાવવાં અને એ પછી કેંદ્રીય નેતાગીરીને ગુજરાતનું એક રાજકીય એકમ આપવા સહમત કરાવવી—આ કપરાં કાર્યોને માટે સબળ નેતૃત્વની આવશ્યકતા હતી.

સદ્‌ભાગ્યે સરદાર વલ્લભભાઈ પટેલની લોખંડી પ્રતિભા વિલીનીકરણ માટે અસરકારક રીતે કામ લાગી. સ્વતંત્રતાના લોહી અને હિજરતથી છવાયેલા માર્ગ પરથી એઓ સમગ્ર કચ્છ-સૌરાષ્ટ્ર-ગુજરાતનાં રાજ્યોને વિલયના માર્ગે લઈ ગયા અને એમણે એકીકરણનું ઐતિહાસિક કાર્ય બજાવ્યું. એ પછી થોડાંક વર્ષ તો કામચલાઉ પ્રશાસનિક અને રાજકીય વ્યવસ્થા રહી, જેમાં સૌરાષ્ટ્રનું અલગ રાજ્ય, કચ્છમાં કેંદ્રનું શાસન અને બાકીના ગુજરાતનો મુંબઈ રાજ્યમાં સમાવેશ એ પ્રમાણે વ્યવસ્થા હતી. ધીમે ધીમે પ્રજાની ભાવનાનું પોષણ અને સંવર્ધન કરે તેવા 'ગુજરાત'ના એકમની માંગ આકાર પામતી ગઈ. એને માટે લાંબી લડત અને સામસામા ઉગ્ર અભિપ્રાયોનો એક તબક્કો આવ્યો. ત્યાર પછી, છેવટે, ૧૯૬૦ માં ગુજરાત રાજ્યનું નિર્માણ થયું.

આ સમગ્ર પ્રક્રિયા કેવી રીતે થઈ એનો અંદાજ આપતી ઘટનાઓની તવારીખ અને એનાં પ્રભાવી કાર્યકારણોની તપાસની ચર્ચા કરીએ :

૧૯૪૭ ની પંદરમી ઑગસ્ટે ભારતને 'મધરાતે આઝાદી' મળી ત્યારે બીજા પ્રદેશોની જેમ ગુજરાત પણ માનસિક રીતે સ્વાતંત્ર્યનો અનુભવ કરતું થયું, પણ એક પ્રદેશ તરીકેની ભૌગોલિક રાજકીય અને પ્રશાસકીય ઓળખાણ આપી શકાય તેવી કોઈ સ્થિતિ નહોતી. આમ તો છેક સોલંકીકાલથી 'ગુજરાત' નામ એક યા બીજી રીતે પ્રચલિત હતું ખરું. આબુની ઉત્તરે આવેલો પ્રદેશ 'ગુર્જરદેશ' કે 'ગુર્જરભૂમિ', નવમી સદીનું 'ગુર્જરત્રા' કે 'ગુજ્જરત્તા', મૂલરાજ અને બીજા ગુર્જરેશોના શાસન હેઠળ 'ગુર્જરમંડલ' અને ક્રમશઃ આબુની ઉત્તરને બદલે દક્ષિણના વિસ્તારને માટે પ્રયોજાયેલું 'ગુર્જરત્રા'–એ બધાં નામોને અંતે છેવટે 'ગુજરાત' નામનો, સાંસ્કૃતિક લક્ષણો અભિવ્યક્ત કરતો, પિંડ બંધાયો.[1]

પણ, ભારતની સ્વાતંત્ર્યપ્રાપ્તિના સમયે 'ગુજરાત' નામવિશેષ સાથેનું કોઈ પ્રશાસનિક એકમ અસ્તિત્વમાં નહોતું. છેલ્લાં ૮૦ વર્ષોથી બ્રિટિશ રાજનીતિ ગુજરાતમાં દેશી રાજ્યોનો કારભાર ચલાવવા એક પછી એક પગલાં લઈ રહી હતી. મુંબઈની અને હિંદની સરકારે સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડિયા–ઇન–કાઉન્સિલની સંમતિથી દેશી રાજ્યોના સાત વર્ગોની તેમજ બાકીની સરહદો અને સત્તા ધરાવતી એજન્સીઓની રચના કરી હતી. 'વૉકર–ઍગ્રીમેન્ટ' હેઠળ ૧૯૦૭માં રચાયેલી પોલિટિકલ એજન્સીએ તો અત્યંત ગૂંચવાડાભરી પરિસ્થિતિ પેદા કરેલી તેમાંથી થોડો સુધારો થયો હતો અને આ નવી રાજ્યવ્યવસ્થામાં ગુજરાત અને કાઠિયાવાડને સમાન કાયદા અને એની સમજદારી મળ્યાં હતાં. આ દરમ્યાન જ પ્રશાસનિક સેવાઓ શરૂ થઈ હતી. બ્રિટિશ અધિકારીઓનો લાભ–ગેરલાભ મળતો થયો હતો. ગાદીવારસાની તકરારો, 'બહારવટાં'ઓ અને રમખાણો દરમ્યાન બ્રિટિશ એજન્સી મહત્ત્વનો ભાગ ભજવવા લાગી હતી. દેશી રાજ્યોમાં સ્વાતંત્ર્ય પૂર્વેનાં થોડાંક વર્ષોમાં જવાબદાર રાજ્યતંત્રનો પ્રયોગ પણ કોઈ કોઈ સ્થળે થયો હતો.

## બ્રિટિશ શાસન નીચેના જિલ્લા

ગુજરાતમાં બ્રિટિશ સરકારના સીધા શાસન નીચે પાંચ જિલ્લા હતા : અમદાવાદ ખેડા ભરૂચ સુરત અને પંચમહાલ.* એનો કુલ વિસ્તાર દસ હજાર ચોરસ માઇલ હતો ને એની કુલ વસ્તી ૪૦ લાખની હતી. એનો વહીવટ મુંબઈ ઇલાકાના ગવર્નર નીચે કલેક્ટરો કરતા હતા. દેશને આઝાદી મળતાં એ ઇલાકો મુંબઈ રાજ્યમાં ફેરવાયો ને ગુજરાતમાંના આ પાંચ જિલ્લા મુંબઈ રાજ્યની અંતર્ગત ગણાયા અને એનો વહીવટ મુંબઈ રાજ્યની સરકાર કલેક્ટરો મારફતે સંભાળવા

લાગી. ત્યાંના મુખ્ય મંત્રી શ્રી. બી. જી. ખેર હતા ને એમના મંત્રી-મંડળમાં શ્રી. મોરારજીભાઈ દેસાઈ, શ્રી. દિનકરરાય દેસાઈ વગેરે મંત્રીઓનો સમાવેશ થતો હતો.

૬૧,૭૫૦ ચોરસ માઇલમાં હકૂમત ભોગવતાં અને કરોડથી વધુ માણસોની વસ્તી ધરાવતાં આ દેશી રજવાડાં સ્વતંત્રતાના પ્રભાતે ભારે દ્વિધામાં હતાં. વાસ્તવમાં તો આ બધાંને બ્રિટિશ સર્વોપરિતા અને મહેરબાની હેઠળ જ જીવવાનું રહ્યું હતું, કેમકે ૧૯૨૯ માં બટલર સમિતિએ એક વાત સ્પષ્ટ કરી દીધી હતી કે 'જે સર્વોપરિ છે તે સત્તા તો સર્વોપરિ જ રહેવાની છે.'[૨] આ રીતે ૧૯૪૭ માં રાજકીય સ્વતંત્રતાની સાથે જ ભારતની નવી નેતાગીરીના હાથમાં બ્રિટિશ શાસને આ રજવાડાંઓના વિલીનીકરણની કપરી સમસ્યા પણ ધરી દીધી. રજવાડાંઓએ નવી પ્રજાકીય સર્વોપરિતાને માન્ય કરવાની આ પળે જે ઉત્પાત અને ઉદ્વેગ ચાલ્યા તેણે વિશિષ્ટ પરિસ્થિતિ પેદા કરી. એકલા સૌરાષ્ટ્રમાં, જેને 'કાઠિયાવાડ' કહેવામાં આવતું હતું ત્યાં, જાફરાબાદ સહિત ૧૪-'સલામી' રાજ્ય હતાં, ૧૭ 'બિનસલામી' રાજ્ય હતાં અને ૧૯૧ જુદી જુદી સત્તા ભોગવતાં જાગીરો, તાલુકાઓ જેવાં નાનાં રાજ્ય હતાં. આમાંનાં ઘણાંની પાસે જાહેર વહીવટ ચલાવવાની કોઈ વ્યવસ્થા નહોતી, તેઓ પોતાની રીતરસમ પ્રમાણે મહેસૂલી વહીવટ ચલાવતાં, હકૂમતી સત્તા પોલિટિકલ એજન્સીના અધિકારી થાણેદારો પાસે હતી.[૩] અર્ધ-હકૂમતી જાગીરો અને તાલુકાઓને સાત પ્રકારના દરજ્જાઓમાં વિભાજિત કરીને મર્યાદિત સત્તા સોંપવામાં આવેલી. રેવાકાંઠા-મહીકાંઠા-બનાસકાંઠાની સૌરાષ્ટ્ર બહારની એજન્સીઓની પણ એવી જ સ્થિતિ હતી. આમ તો આ બધા 'રાજાઓ' હતા, પણ સાર્વભૌમત્વથી વંચિત હતા. સામાન્ય વહીવટ આમાં સ્વાભાવિક રીતે જ મુશ્કેલ હતો. સૌરાષ્ટ્રમાં તો કોઈ ટ્રેઇન દસ માઇલ સુધીનું અંતર કાપે એટલા ગાળામાં બારેક રજવાડાં આવી જતાં. આ દૃષ્ટિએ ન્યાય મહેસૂલ શિક્ષણ કાયદો અને વ્યવસ્થા જેવી બાબતો એકસરખી ન હોય એવું બનતું.

## દેશી રજવાડાં

આમ ભારતીય સ્વતંત્રતા પછીનું તરતનું કાઠિયાવાડ પણ રાષ્ટ્રિય નેતાઓ માટે વિલિનીકરણનો એક મોટો પડકાર હતું. ૨૦૨ જેટલાં નાનાં-મોટાં રજવાડાંઓના વિલય માટે સરદાર વલ્લભભાઈ પટેલ અને એમના સચિવ વી.પી. મેનનને જે પ્રયત્ન કરવા પડયા તે આપણી રાજકીય તવારીખનું એક મહત્ત્વનું પ્રકરણ બની રહે એમ છે.

દિલ્હીમાં વચગાળાની સરકાર સ્થપાઈ ત્યારથી જ હિલચાલ શરૂ થઈ ગયેલી. જામસાહેબ કાઠિયાવાડનાં નાનાં–મોટાં રજવાડાંઓનું એક જૂથ બને એ માટે પ્રયત્નશીલ હતા, પણ પ્રજામંડળના નેતાઓને એ યોજના બહુ પસંદ પડી નહિ. પ્રજામંડળના નેતા શ્રી ઉછરંગરાય ઢેબરે 'જામ–જૂથયોજના' નામે જાણીતી દરખાસ્તનો વિરોધ કર્યો, સરદાર વલ્લભભાઈ પટેલે પણ આ યોજના પરત્વે અસંમતિ દર્શાવી.[૪]

નાણાકીય વ્યવસ્થા, દેશી રાજ્યનાં અંદર જકાત રેલવે પોસ્ટ ટેલિગ્રામ વગેરેનું એકીકરણ, બંધારણીય ગૂંચનો ઉકેલ, એવાં કામ માટે વી. પી. મેનન, કૃષ્ણમાચારી, દાંડેકર અને એનીગલ નરસિંહરાવને સરદારે કાઠિયાવાડનાં જુદાં જુદાં રજવાડાંઓમાં મોકલ્યા.

વીરમગામની લાઇનદોરી, આયાત–નિકાસની અવ્યવસ્થા અને અસમાનતા, રેલવેના પ્રશ્ન, કચ્છ અને બીજે અલગ ચલણી નાણાંનો ઉપયોગ, રજવાડાંઓનાં પોતપોતાનાં સુરક્ષા–દળ વગેરે એવા ગૂંચવાડાભર્યા પ્રશ્ન હતા કે એનો ઉકેલ લાવવામાં સમય જાય એમ હતું. કાઠિયાવાડમાં જેટલાં રાજકીય ટપકાં હતાં તેટલાં બીજા કોઈ પ્રદેશમાં નહોતાં. ભાવનગર જૂનાગઢ નવાનગર ધ્રાંગધ્રા પોરબંદર મોરબી ગોંડળ વાંકાનેર પાલીતાણા ધ્રોળ લીંબડી રાજકોટ વઢવાણ અને જાફરાબાદ એમ ૧૪ 'સલામી રાજ્યો' હતાં.

સ્વાતંત્ર્ય અને સત્તાના હસ્તાંતર પછી બ્રિટિશ શાસને તો રજવાડાંઓ-માંથી પોલિટિકલ ડિપાર્ટમેન્ટ ખસેડી લીધું હતું તેથી હિંદી સરકારે વહીવટની જવાબદારી કાઠિયાવાડ પ્રદેશના કમિશનર તરીકે નિમાયેલા શ્રી નીલમ બૂચને સોંપી. દર-મ્યાન પ્રજા પણ અધીરી થઈ. મૂળીમાં લોકોએ ઑફિસો ન્યાયાલયો અને સરકારી મકાનો કબજે કર્યાં. ધ્રાંગધ્રામાં ખેડૂતોએ કૂચ કાઢી. જવાબદાર રાજ્યતંત્રની પ્રજા-કીય માંગને સૌ–પ્રથમ ભાવનગરના મહારાજાએ સ્વીકારી. ગાંધીજી અને સરદારને મળીને એમણે પ્રજામંડળના વડા શ્રી બળવંતરાય મહેતાને મુખ્ય પ્રધાનની જવાબદારી સોંપી. ભાવનગરનું પ્રધાનમંડળ રચાયું. ક્રમશઃ બીજાં રજવાડાં પણ વિલય માટે તૈયાર થવા લાગ્યાં.

**જૂનાગઢની સમસ્યા અને આરઝી હકૂમત**

સરળ લાગતી આ પ્રક્રિયામાં જૂનાગઢ એક મોટા અવરોધક બળ તરીકે બહાર આવ્યું અને ૧૪ મી ઑગસ્ટ, ૧૯૪૭ ના દિવસે જૂનાગઢના નવાબે પાકિસ્તાન સાથે જોડાવાની પોતાની ઇચ્છા જાહેર કરી ! એંસી ટકા હિંદુ પ્રજા ધરાવતું

આ રાજ્ય પાકિસ્તાનમાં જોડાય તો અખંડિતતા પર જોખમ હતું. પ્રજાના આગેવાનો એકત્રિત થયા. મુંબઈમાં જૂનાગઢવાસીઓની બેઠક થઈ. જૂનાગઢના આગેવાનોએ પણ નવાબના નિર્ણય સામે વિરોધ વ્યક્ત કર્યો.

વી. પી. મેનન માણાવદરના નવાબને મળ્યા. માણાવદર એક સો ચોરસ માઈલનો નાનો નવાબી તાલુકો હતો. ત્યાંના ખાને પણ જૂનાગઢના પગલે પગલે પાકિસ્તાન સાથે માણવદરને જોડવાની ઇચ્છા જાહેર કરી હતી. મેનનની સલાહ ખાને માની નહિ. માંગરોળના શેખે સ્ટૅન્ડ સ્ટિલના કરાર પર સહી કરી આપી.

દરમ્યાન જૂનાગઢમાં બહુમતી હિંદુ પ્રજા પર ત્રાસ શરૂ થયો. લોકો હિજરત કરવા લાગ્યા. જૂનાગઢ તાબાનાં ૫૧ ગામ ધરાવતા બાબરિયાવાડના ગરાસદારોએ ખુલ્લો બળવો કરીને હિંદી સંઘમાં જોડાવાની જાહેરાત કરી અને વિલયના કરારપત્ર પર સહી કરી આપી.

૧૩ મી ઑગસ્ટ, ૧૯૪૭ ના દિવસે કૅપ્ટન બનેસિંહે રાજકોટના રેસિડેન્ટનો ચાર્જ સંભાળ્યો. એજન્સીના ત્રીજાથી પાંચમા વર્ગનાં તમામ રજવાડાં અને એજન્સીનાં બાર થાણાં આ રીતે હિંદી સંઘ તળે આવી ગયાં, પણ જૂનાગઢનો સવાલ એવો ને એવો હતો. એણે બાબરિયાવાડ કબજે કરવા માટે પોતાનું દળ મોકલ્યું હતું. હિંદી સરકારે આ પગલાંને પોતાના પરના આક્રમણ તરીકે ગણ્યું અને એની ગંભીર નોંધ લીધી. નહેરુને સમજાવીને સરદારે હિંદી સંઘની લશ્કરી ટુકડીઓ બાબરિયાવાડના રક્ષણ માટે મોકલી આપી.

આ દરમ્યાન પ્રજાકીય લડતને પણ વેગ મળ્યો, ૨૫ મી ઑગસ્ટે રાજકોટમાં 'કાઠિયાવાડ રાજકીય પરિષદ' મળી તેમાં એક 'સંરક્ષણ સમિતિ' નિયુક્ત કરવામાં આવી. ૨૫ મી સપ્ટેમ્બરે મુંબઈમાં માધવબાગ ખાતે મળેલી સૌરાષ્ટ્રવાસીઓની સભામાં ઢેબરભાઈ, દુર્લભજી ખેતાણી, નરેંદ્ર નથવાણી, પુષ્પાબહેન મહેતા, 'જન્મભૂમિ'ના તંત્રી અમૃતલાલ શેઠ, બળવંતરાય મહેતા, શામળદાસ ગાંધી વગેરેએ જૂનાગઢની-મુક્તિ માટે હાકલ કરી. 'આરઝી હકૂમત' સ્થપાઈ અને એના 'સરનશીન' શામળદાસ ગાંધી બન્યા.[૫] જૂનાગઢની કામચલાઉ સરકારના મુખ્ય પ્રધાન અને બીજા પ્રધાનોનું પ્રધાનમંડળ રચાયું. શામળદાસ ગાંધી અને બીજા નેતાઓ જૂનાગઢ તરફ નીકળવા રવાના થયા. મહમદઅલી ઝીણા અને મુસ્લિમ-લીગના નેતાઓ જૂનાગઢ-બાંટવા વગેરે સ્થાનોએ જઈ ને હિંદી સંઘ-વિરોધી વ્યૂહરચના ગોઠવી આવ્યા હતા. રાજકોટમાં જૂનાગઢ રાજ્યની મિલકત સમાન 'જૂનાગઢ હાઉસ'નો કબજો ૩૦ મી સપ્ટેમ્બરે આરઝી હકૂમતે લીધો. યુવકોને સશસ્ત્ર તાલીમ અપાઈ. પોરબંદરની મેર તેમ આયર બાબરિયા વગેરે લડાયક કોમો 'આરઝી

હકૂમત'માં જોડાઈ અને કુતિયાણા નવાગઢ ગાધકડા અમરાપર વગેરે મુખ્ય ગામો તેમજ બીજાં ૩૬ સ્થાનો પર કબજો મેળવ્યો. કુતિયાણામાં સામે થોડીક અથડામણ પણ થઈ, પણ એકંદરે ઝડપથી જૂનાગઢ માણાવદર અને સરદારગઢ-બાંટવા વગેરેમાં હિંદી સંઘમાં વિલય માટેનું વાતાવરણ સર્જાતું થયું. જૂનાગઢ રાજ્યનો પોલિસ કમિશનર નક્વી પાકિસ્તાનની લશ્કરી મદદ માટે કરાંચી ગયો તે પાછો જ ન ફર્યો.

હિંદી સંઘે ૨૨ મી ઑક્ટોબર અને ૧ લી નવેમ્બરે માણાવદર માંગરોળ અને બાબરિયાવાડમાં બ્રિગેડિયર ગુરુબક્ષસિંઘની આગેવાની હેઠળ પોલીસ ટુકડીઓ મોકલી આપી એટલે આ સ્થાનોએ સોઢાણા-વડાળાના જે 'સંધીઓ' ત્રાસ વર્તાવી રહ્યા હતા તે પણ કાબૂમાં આવી ગયા. તકેદારીના પગલા તરીકે પોરબંદર-માંગરોળના સમુદ્રકિનારે યુદ્ધનૌકાઓને પણ લંગરાવવામાં આવી. વાતાવરણ તંગદિલી-ભર્યું હતું અને કયારે શું બનશે એની કલ્પનાથી હિંદુ પ્રજા ફફડતી હતી.

જૂનાગઢના નવાબ ઑક્ટોબરની ૧૭ મીએ કરાંચી ચાલ્યા ગયા એટલે પાછળ વહીવટ માટે દીવાન શાહનવાઝખાન ભૂતો રહ્યા હતા. છેવટે એણે પણ કમિશનર બુચને પત્ર લખીને જણાવ્યું કે 'રાજ્યની અંદરનાં અને બહારનાં અનિષ્ટ તત્ત્વોથી પ્રજાને બચાવી લેવા માટે, નિર્દોષ લોકોને રક્તપાત તથા જાનમાલના જોખમથી ઉગારવા ભવિષ્યમાં પ્રજાની ઇચ્છા પ્રમાણે સમાધાન થાય તેવી આશાથી જૂનાગઢ રાજ્ય કાઉન્સિલ રાજ્યનો હવાલો હિંદી સંઘને સોંપવા તૈયાર છે'. ભૂતાએ આ પત્ર સાથે ૭-૧૧-૧૯૪૭ ના કાઉન્સિલના અંગ્રેજ સભ્ય કૅપ્ટન હાર્વે જોન્સને રાજકોટ મોકલ્યો. ૯ મીએ ફરી વાર એ રાજકોટ ગયો.[૬] આ વિનંતીની જાણ લૉર્ડ માઉન્ટબેટનને પણ કરવામાં આવી અને કૉંગ્રેસ-નેતાઓને એક પત્ર લખવામાં આવ્યો. કરાંચીથી નવાબે આપેલી સૂચના પ્રમાણે આમ કરવામાં આવ્યું. પાક. સરકાર ત્યારે ચૂપચાપ ઘટનાપ્રવાહ તપાસી રહી હતી. શ્રી બુચને પત્ર મળતાંવેંત એમણે વડાપ્રધાનને દિલ્હી જાણ કરી. શ્રી વી. પી. મેનને સરદાર પટેલની સાથે મસલત કર્યા બાદ જોડાણ-સ્વીકારપત્રનો મુસદ્દો તૈયાર કર્યો અને સૌરાષ્ટ્રના પ્રાદેશિક કમિશનર શ્રી નીલમ બૂચને હિંદી સરકાર વતી જૂનાગઢ રાજ્યનો વહીવટ સંભાળી લેવા સૂચના આપવામાં આવી. ૯મી નવેમ્બર સાંજે પાંચ વાગ્યે જૂનાગઢ-મુક્તિ જાહેર કરાઈ અને ભારતીય સૈન્યે આ પ્રદેશમાં પ્રવેશ કર્યો.[૭] એ દિવસે જ્યારે શ્રી બૂચ જૂનાગઢ પહોંચ્યા ત્યારે દીવાન શાહનવાઝખાન પણ કરાંચી ઊપડી ગયા હતા. રાજ્ય કાઉન્સિલના સેક્રેટરીએ શ્રી. બૂચને રાજ્યનો

વહીવટ સોંપ્યો અને પોલીસ અને સૈન્યની ટુકડીઓનાં શસ્ત્રો વગેરેનો કબજો સંભાળી લેવાયો. પાકિસ્તાન સરકારને જણાવવામાં આવ્યું કે રાજ્ય-કાઉન્સિલની ઇચ્છા અને માગણી મુજબ જૂનાગઢનો વિલય હિંદી સંઘ સાથે કરવામાં આવ્યો છે.

આવી જાહેરાત પછી પાકિસ્તાને મોં ખોલ્યું. પાક-વડાપ્રધાન લિયાકતઅલીખાને ૧૫ મી નવેમ્બરે હિંદી સંઘના વડાપ્રધાન જવાહરલાલ નહેરુને પત્ર લખીને જૂનાગઢ-વિલયનો વિરોધ પ્રદર્શિત કર્યો. એણે એમાં જણાવ્યું હતું કે 'જૂનાગઢ રાજ્ય પાકિસ્તાન સાથે યોગ્ય રીતે ધોરણસર જોડાયેલું હતું તેથી રાજ્યના દીવાન કે નવાબને હિંદી સરકારની સાથે એ અંગે કોઈ વિચાર કે નિર્ણય લેવાનો અધિકાર રહેતો નથી. ઉપરાંત પાકિસ્તાનની મંજૂરી સિવાય એ રાજ્યની હદમાં હિંદી સંઘનું લશ્કર મોકલીને એના વહીવટનો કબજો લેવામાં હિંદી સરકારે પાકિસ્તાનના પ્રદેશના સરહદી કાનૂનનો ભંગ કર્યો છે, એટલું જ નહિ, પણ આંતરરાષ્ટ્રિય કાયદાનો પણ ભંગ કર્યો છે'.[૮]

પ્રત્યુતરમાં શ્રી નહેરુએ જણાવ્યું :

'હિંદી સરકારે જૂનાગઢ પર કોઈ આક્રમણ કર્યું નથી. જૂનાગઢ રાજ્યની કાઉન્સિલ પાકિસ્તાન સરકારની પ્રેરણાથી જ કામ કરતી હતી અને કાઉન્સિલના સભ્યો સર ભૂતો અને કૅપ્ટન હાર્વે જોન્સ વારંવાર જૂનાગઢ રાજ્ય સંબંધે પાકિસ્તાન સરકારનો સંપર્ક રાખતા હતા અને જૂનાગઢમાં શું કરવું એ અંગે તમારી સલાહ લેવા માટે લાહોર કરાંચી જતા હતા. એમણે જોયું કે જૂનાગઢનું રાજ્યતંત્ર સાવ ખોરવાઈ ગયું છે અને હિંદી સરકાર એનો કબજો ન લે તો તંત્ર પડી ભાંગે એમ છે, એની માઠી અસર સમગ્ર સૌરાષ્ટ્ર પર થાય. બીજી બાજુ, આરઝી હકૂમત આવા સંજોગોમાં રાજ્યનો કબજો લેત તો સંભવ હતો કે ખૂનામરકી અને અંધાધૂંધી પ્રવર્તી હોત. આ સ્થિતિમાં દીવાન સર શાહનવાઝખાન ભૂતાની લાગણીનો હિંદી સરકાર ઇન્કાર કરે તો એનું પરિણામ ખતરનાક આવે, જૂનાગઢની હયાતી ભયમાં મુકાય અને રક્તપાત તેમજ અરાજકતા સર્જાય. આ પરિસ્થિતિનો ખ્યાલ દીવાને નવાબને આપ્યો હતો અને નવાબના સૂચન પ્રમાણે દીવાન વર્ત્યા હતા. હિંદી સરકારે જૂનાગઢની કામચલાઉ સરકારને માન્ય નથી કરી, પણ એમાં જે વ્યક્તિઓ છે તે પ્રજાની વિશ્વાસપાત્ર છે તેથી રાજ્યની પ્રજાની વિનંતીથી કાઉન્સિલે જે પગલું પ્રજાના હિતમાં ભર્યું તેની વચ્ચે હિંદી સરકાર આવે અને પ્રજાની માગણીનો ઇનકાર કરે એ ઉચિત નહોતું'.[૯]

વી. પી. મેનન અને બીજા રાજકીય નિરીક્ષકોની માન્યતા એવી હતી કે જૂનાગઢના પ્રશ્ને હિંદી.સંઘને ભીંસમાં લઈ પાકિસ્તાન કાશ્મીર પ્રશ્નને પોતાની તરફેણમાં લઈ જવા માગતું હતું.

૧૩ મી નવેમ્બર, ૧૯૪૭ ના દિવસે સરદાર વલ્લભભાઈ પટેલ જૂનાગઢ આવ્યા. આરઝી હકૂમતનું કાર્ય પૂરું થયું હોઈ પ્રતીકરૂપે તલવાર શામળદાસ ગાંધીએ સરદારને અર્પણ કરી. બહાઉદ્દીન કૉલેજના પટાંગણમાં જનમેદનીને સંબોધતાં 'રક્તપાત વિના વિજય મેળવવા' માટે પ્રજાને અભિનંદન આપ્યાં.[૧૦] આ સભામાં પણ સરદારે પ્રજાને પ્રશ્ન કર્યો : 'તમે હિંદ સાથે જોડાશો કે પાકિસ્તાનની સાથે ?' જવાબમાં 'હિંદની સાથે' શબ્દો દ્વારા પ્રજાએ સંમતિ આપી. ત્યારબાદ સરદારે કહ્યું કે 'જૂનાગઢની પ્રજાનો અભિપ્રાય પણ આપણે વિધિસર મતદાન-પદ્ધતિથી લઈશું.'[૧૧]

એ જ દિવસે સરદાર વેરાવળ ગયા અને પ્રભાસ પાટણમાં સોમનાથ મહાદેવના મંદિરનો પુનરુદ્ધાર કરાવવાની ઘોષણા કરી.

ફેબ્રુઆરી, ૧૯૪૮ માં જૂનાગઢ રાજ્યે પાકિસ્તાનની સાથે જવું કે હિંદી સંઘમાં ભળવું એનો લોકમત લેવાયો. ગુપ્ત મતદાન દ્વારા લેવાયેલા આ લોક-અભિપ્રાયમાં વિશાળ બહુમતી (૧,૯૦,૮૭૦ મત) ભારત સાથેના વિલયની તરફેણમાં રહી અને માત્ર ૯૦ મત પાકિસ્તાન સાથેના વિલયને માટે પડ્યા. પ્રજાની બહુમતીએ આપી દીધેલા ચુકાદા પછી પણ પાકિસ્તાને વારંવાર આ પ્રશ્ન વ્યૂહરચનાના એક ભાગરૂપે ઉઠાવવાનો ચાલુ રાખ્યો.

પાકિસ્તાન સરકારે યુનો-સત્તાવાળાઓ સમક્ષ રજૂઆત કરી, જૂનાગઢના નવાબનો હોદ્દો ચાલુ રાખ્યો અને જે ટપાલ-ટિકિટો છાપી તેમાં 'વિવાદાસ્પદ પ્રદેશો'ની નોંધમાં કાશ્મીરની સાથે જૂનાગઢ અને માણાવદરનો પણ નિર્દેશ કર્યો.

પરંતુ ઈતિહાસ સંસ્કૃતિ અને ભૌગોલિક-તમામ પ્રકારે 'સરઠા સોરઠ' નામે જાણીતો જૂનાગઢ-વિસ્તાર ગુજરાતનો જ એક અવિચ્છિન્ન ભાગ છે એ તથ્યની અવહેલના થઈ શકી નહિ.

## સૌરાષ્ટ્રનાં રાજ્યોનું એકીકરણ

જૂનાગઢની સમસ્યાનો રાજકીય ઉકેલ આવવાથી વિક્ષોભનું વાતાવરણ થોડુંક હળવું થયું, પણ હજુ વિલીનીકરણની લાંબી પ્રક્રિયા બાકી જ હતી. કાઠિયાવાડના રાજકીય નેતાઓની સાથે સરદાર પટેલે ચર્ચા કરી ત્યારે એક વિકલ્પ

એવો સૂચવવામાં આવ્યો હતો કે જૂનાં રજવાડાંઓની જોડાણ-યોજનાને પુનર્જીવિત કરવી અને કાઠિયાવાડની ૫૦ ટકાથી વધુ વસ્તી ધરાવતાં રાજ્યો (જેવાં કે જૂનાગઢ ભાવનગર નવાનગર વગેરે)માં નાનાં રજવાડાં જાગીરો અને તાલુકા ભેળવી દેવાં. બીજી દરખાસ્ત પ્રમાણે અર્ધહકૂમતવાળાં અને બિનહકૂમતવાળાં રાજ્યો-જાગીરો-થાણાંઓને મુંબઈ પ્રદેશ સાથે જોડી દેવાની વ્યવસ્થા કરી શકાય એમ હતું, પણ આ બંને યોજનાઓથી સમસ્યાનો આંશિક ઉકેલ જ આવે એમ હતું એટલે કાઠિયાવાડનાં તમામ એકમોનું જોડાણ કરીને એક સંયુક્ત રાજ્ય રચવાનો નિર્ણય લેવામાં આવ્યો. સૌરાષ્ટ્રની રાજકીય ચળવળોમાં મહત્ત્વનો ભાગ ભજવનારા નેતાઓએ સરદાર પટેલ અને વી. પી. મેનન સાથે મંત્રણાઓ કરી. ભાવનગર અને જામનગરના રાજવીઓએ નવા સૌરાષ્ટ્ર રાજ્યની યોજનાને સમર્થન આપ્યું. સરદાર પટેલે બીજાં રજવાડાંઓને અપીલ કરી અને એકીકરણની યોજના તૈયાર કરવામાં આવી.

૧૫ મી જાન્યુઆરી, ૧૯૪૮ ના દિવસે ભાવનગરમાં 'જવાબદાર સરકાર'નો આરંભ થયો.[૧૨] રાજકોટમાં સરદાર વલ્લભભાઈ પટેલની સભા થઈ તેમાં એમણે કહ્યું કે 'ખાબોચિયાંમાં રહેવામાં સાર નથી, સરોવર બનવું જોઈશે.'[૧૩] ૧૯૪૮ ના જાન્યુઆરીના અંત સુધીમાં તો સંપૂર્ણ યોજના તૈયાર થઈ ગઈ હતી. બધાં રજવાડાંઓ સાથે લાંબી વાટાઘાટો ચાલી અને રાજવીઓએ 'સંયુક્ત સૌરાષ્ટ્ર રાજ્યરચનાના કરાર' પર હસ્તાક્ષર કર્યા. ૧૯૪૮ ની ૧૫ મી ફેબ્રુઆરીએ સરદાર પટેલના હસ્તે નવા સૌરાષ્ટ્ર રાજ્યનો આરંભ થયો એ ઘટનાને જવાહરલાલ નહેરુએ 'સમકાલીન ઇતિહાસનું સૌથી વિશેષ નોંધપાત્ર એકીકરણ' ગણાવી. સૌરાષ્ટ્રનું બંધારણ ઘડવા બંધારણ-સભાને ચૂંટવામાં આવી અને એ જ ગાળામાં લોકમત લઈને જૂનાગઢ માંગરોળ માણાવદર બાબરિયાવાડ બાંટવા અને સરદારગઢને સૌરાષ્ટ્રના ભાગ તરીકે સમાવિષ્ટ કરાયાં. આમ ૨૩,૨૭૬ ચોરસ માઈલમાં ૪૧.૫૭ લાખની વસ્તી ધરાવતું 'સૌરાષ્ટ્ર રાજ્ય' અસ્તિત્વમાં આવ્યું. એના હાલાર સોરઠ ગોહિલવાડ ઝાલાવાડ અને મધ્ય સૌરાષ્ટ્ર એવા પાંચ જિલ્લા કરાયા. એના પ્રથમ મંત્રપ્રધાન શ્રી ઉછરંગરાય ઢેબર બન્યા. ૧૯૫૬ બાદ સૌરાષ્ટ્રને મુંબઈ રાજ્ય સાથે ભેળવી દેવામાં આવ્યું.

### કચ્છની સમસ્યા

રાજભાષા અને સંસ્કૃતિની દૃષ્ટિએ કચ્છ ગુજરાતનો જ ભાગ હતો. કચ્છ પ્રજામંડળના નેતાઓની સક્રિયતા પછી એનો વિલય સૌરાષ્ટ્રની સાથે કરવાની એક દરખાસ્ત આવી હતી, પણ ભારત-વિભાજનને લીધે કચ્છ પાકિસ્તાનની

## (ઇ) સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યમાં (૧૯૪૭ થી ૧૯૫૬)

ઈ. સ. ૧૯૪૭ ની ૧૫ મી ઑગસ્ટે ભારતને આઝાદી મળતાં સૌરાષ્ટ્રનાં દેશી રાજ્ય પણ સ્વતંત્ર બન્યાં. ત્યાંની પ્રજાએ જવાબદાર રાજ્યતંત્રની માગણી ઉગ્ર બનાવી. સર્વ-પ્રથમ ભાવનગર રાજ્યે આ માગણીનો સ્વીકાર કરી તારીખ ૧૫ મી જાન્યુઆરી, ૧૯૪૮ ના રોજ રાજ્યનો વહીવટ શ્રી બળવંતરાય મહેતાની આગેવાની નીચે પ્રજાને સોંપ્યો અને જો સૌરાષ્ટ્રનું એકમ રચાતું હોય તો એમાં ભળવાની તૈયારી બતાવી.[૨૧] જામનગરમાં તા. ૧૫ મી ફેબ્રુઆરી, ૧૯૪૮ ના રોજ કાઠિયાવાડના સંયુક્ત રાજ્ય(United State of Kathiawar)નું સરદાર વલ્લભભાઈ પટેલના હસ્તે ઉદ્‌ઘાટન થયું. તા. ૧૫ મી એપ્રિલ, ૧૯૪૮ ના રોજ નવા રાજ્યની શરૂઆત કરવામાં આવી. આ સમયે એનું નામ 'કાઠિયાવાડનું સંયુક્ત રાજ્ય'ને બદલે સુધારીને 'સૌરાષ્ટ્રનું સંયુક્ત રાજ્ય' (United State of Saurashtra) રાખવામાં આવ્યું.

### પ્રધાનમંડળ

નવા સૌરાષ્ટ્ર રાજ્યના રાજપ્રમુખ તરીકે જામનગરના જામસાહેબ દિગ્વિજયસિંહજી તથા ઉપપ્રમુખ તરીકે ભાવનગરના મહારાજા કૃષ્ણકુમારસિંહજીની વરણી થઈ. શ્રી ઉછરંગરાય ઢેબર મુખ્ય પ્રધાન અને બળવંતરાય મહેતા નાયબ મુખ્ય પ્રધાન બન્યા.

### સાલિયાણાં

જે રાજાઓએ એમનાં રાજ્ય સોંપી દીધાં તેમને એમના તે તે રાજ્યનાં કદ અને આવક પ્રમાણે વાર્ષિક સાલિયાણાં બાંધી આપવામાં આવ્યાં. ઉપરાંત એમને કેટલાક વિશિષ્ટ અધિકાર પણ આપવામાં આવ્યા.[૨૨] એમનાં માન અને મોભો જાળવવામાં આવ્યાં.

### જૂનાગઢનું જોડાણ

૧૯૪૭ ના ઑગસ્ટમાં આઝાદી મળ્યા પછી જૂનાગઢના નવાબ મહાબતખાનજી ૩ જાએ પાકિસ્તાન સાથે જોડાવાની જાહેરાત કરી તેથી જૂનાગઢની પ્રજાએ આરઝી હકૂમતની રચના કરી નવાબ સામે સંઘર્ષ કર્યો.[૨૩] પ્રજાકીય લડતથી ગભરાઈને નવાબ પાકિસ્તાન નાસી ગયા અને જૂનાગઢ ભારત સાથે જોડાયું. જૂનાગઢની સાથે માણાવદર બાંટવા માંગરોળ સરદારગઢ વગેરે પણ ભારત સાથે જોડાયાં. શામળદાસ ગાંધીના પ્રમુખપદ નીચે ત્રણ સભ્યોની વહીવટી

સમિતિ રચવામાં આવી. ત્યાંની પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓના નિર્ણયથી નવેમ્બર, ૧૯૪૯ માં જૂનાગઢ પણ સૌરાષ્ટ્ર રાજ્ય સાથે જોડાયું.[૨૪] શામળદાસ ગાંધીનો સૌરાષ્ટ્ર સરકારમાં પ્રધાન તરીકે સમાવેશ કરવામાં આવ્યો.

## વહીવટી માળખું

લગભગ તમામ રાજ્યો સૌરાષ્ટ્ર રાજ્ય સાથે જોડાઈ જતાં એના વહીવટી માળખાનું પુનર્ગઠન કરવામાં આવ્યું. સૌરાષ્ટ્રના પ્રદેશને ઝાલાવાડ ગોહિલવાડ સોરઠ હાલાર અને મધ્ય સૌરાષ્ટ્ર એમ પાંચ જિલ્લાઓમાં વહેંચી નાખવામાં આવ્યો. જિલ્લાઓને તાલુકાઓમાં વહેંચવામાં આવ્યા. દરેક જિલ્લા અને તાલુકામાં એકસરખું વહીવટીતંત્ર દાખલ કરવામાં આવ્યું. ઈ. સ. ૧૯૫૦ ની ૨૬ મી જાન્યુઆરીએ ભારતના નવા બંધારણનો અમલ શરૂ થતાં સૌરાષ્ટ્ર 'બ' વર્ગનું રાજ્ય બન્યું.

## વિવિધ ક્ષેત્રે સુધારા

ઈ. સ. ૧૯૫૨ માં પ્રથમ સામાન્ય ચૂંટણી થતાં કોંગ્રેસને જંગી બહુમતી મળી. રાજાઓનું બળ ઓછું થયું. લોકશાહી સંસ્થાઓનો વિકાસ થયો. સરકારી નોકરીઓમાં ભરતી અને બઢતી માટે જાહેર સેવા પંચ(પબ્લિક સર્વિસ કમિશન)ની રચના થઈ. સરકારી નોકરોને સલામતીની ખાતરી આપવામાં આવી. એકસરખાં પગારધોરણ દાખલ કરવામાં આવ્યાં. ન્યાયતંત્રની નવરચના કરવામાં આવી. સૌરાષ્ટ્રમાં વડી અદાલત(હાઈકોર્ટ)ની સ્થાપના કરવામાં આવી. વિવિધ રાજ્યોમાંની રેલવેઓને એક તંત્ર નીચે મૂકવામાં આવી. સૌરાષ્ટ્ર સરકારનું ગૅઝેટ પ્રસિદ્ધ થવા માંડ્યું.

બધા પ્રદેશોમાં એકસરખા કાયદા દાખલ કરવામાં આવ્યા. પોલીસતંત્રને આધુનિક સાધનોથી સજ્જ કરવામાં આવ્યું. બહારવટિયાઓની ટોળીઓને જેર કરવામાં આવી. બહારવટિયા ભૂપતે થોડા સમય સુધી સનસનાટી મચાવી, પરંતુ અંતે એને પાકિસ્તાન નાસી જવાની ફરજ પડી. દેશી રાજ્યોમાં જે વધારે પડતા લાગા અને કરવેરા હતા તે નાબૂદ કરવામાં આવ્યા. વેઠપ્રથા અસ્પૃશ્યતા વગેરે પણ કાયદાઓ દ્વારા દૂર કરવામાં આવ્યાં. સમાજ-કલ્યાણની પ્રવૃત્તિઓને પ્રાધાન્ય મળ્યું.

## પ્રગતિશીલ કાયદા

ખેતીવાડીના ક્ષેત્રે ખાસ સુધારા અમલમાં મુકાયા. ઈ. સ. ૧૯૫૧ માં સૌરાષ્ટ્ર-જમીનસુધારણા ધારાથી ગિરાસદારી-પ્રથા નાબૂદ કરી 'ખેડે તેની જમીન'ની

નીતિ અપનાવી. રાજ્યની બધી જ જમીન મહેસૂલ ઉઘરાવવાને પાત્ર બની.[૨૫] ૧૯૫૧ થી સૌરાષ્ટ્ર–બારખલી–નાબૂદી ધારો પણ અમલમાં આવ્યો. ૧૯૫૨ માં સૌરાષ્ટ્ર–મિલકત–જપ્તીનો કાયદો કરવામાં આવ્યો, જેનાથી રાજ્યની તમામ પડતર જમીન, રસ્તા, જાહેર સ્થળો, જાહેર મંદિરો, જાહેર શાળાઓ વગેરે ઉપર રાજ્યની માલિકી સ્થપાઈ. આ ત્રણે કાયદાઓથી ગિરાસદારોના અધિકાર ઓછા થયા અને ખેડૂતોને લાભ થયો. સરકારે ખેડૂતોને બિયારણ અને તગાવી આપવાની નીતિ અપનાવી. ખેતીવાડીમાં સંશોધન અને પ્રયોગોને પ્રોત્સાહન આપ્યું. કેટલીક નદીઓ પર બંધ બાંધીને વિદ્યુત તથા સિંચાઈની યોજનાઓ શરૂ કરી.

૧૯૪૯ માં વટહુકમ દ્વારા પંચાયતધારાનો અમલ શરૂ થયો. અનેક ગામડાંઓમાં પંચાયતો સ્થપાવા લાગી. એ પંચાયતોને પ્રવૃત્તિઓ માટે સત્તાઓ અને નાણાંકીય મદદની જોગવાઈ થઈ. દરેક પંચાયતના મંત્રી અને તલાટીનો પગાર સરકારે આપવાનું ઠરાવ્યું.[૨૬] પંચાયતની માફક સહકારી મંડળીઓને લગતો કાયદો પણ થયો. પરિણામે અનેક સહકારી મંડળીઓ સ્થપાઈ.

આમ, વિવિધ કાયદાઓથી સૌરાષ્ટ્રમાં ક્રાંતિકારી સુધારા થયા. ખેતી અને ખેડૂતોની સ્થિતિ સુધરવા માંડી. ખાદી ગ્રામોદ્યોગ અને અસ્પૃશ્યતાનિવારણના કાર્યને વેગ મળ્યો. શાળાઓ પુસ્તકાલયો વાચનાલયો કૂવાઓ રસ્તાઓ દવાખાનાંઓ વિદ્યુતઘરો વગેરેની સંખ્યા ઝડપથી વધવા માંડી. નીચલા વર્ગોની સ્થિતિમાં સુધારો થયો. શોષણ અને દમન નાબૂદ કરવામાં આવ્યાં.

## વિવિધ ક્ષેત્રોમાં પ્રગતિ

મોટા ભાગનાં દેશી રાજ્યોમાં નિઃશુલ્ક શિક્ષણ અપાતું હતું, પરંતુ સૌરાષ્ટ્ર સરકારે શિક્ષણ–ફી દાખલ કરતાં વિદ્યાર્થીઓનું આંદોલન થયું.[૨૭] ૧૯૫૪ માં ઉછરંગરાય ઢેબરની હિંદી રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ તરીકે વરણી થતાં રસિકલાલ ઉમેદચંદ પરીખ સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન બન્યા. તેઓ ડિસેમ્બર, ૧૯૫૪ થી ઓક્ટોબર, ૧૯૫૬ સુધી આ પદ પર રહ્યા.[૨૮] રસ્તાઓ સિંચાઈઓ વિદ્યુત-મથકો હૉસ્પિટલો સહકારી મિલો ખેતી શિક્ષણ આરોગ્ય વાહનવ્યવહાર ઉદ્યોગ વેપાર બંદરવિકાસ જાહેર–બાંધકામ વગેરે ઘણાં ક્ષેત્રોમાં સૌરાષ્ટ્રે પ્રગતિ સાધી.

## વિલીનીકરણ

ગુજરાત મહારાષ્ટ્ર અને મુંબઈનું સંયુક્ત દ્વિભાષી રાજ્ય ૧ લી નવેમ્બર, ૧૯૫૬ ના રોજ અસ્તિત્વમાં આવ્યું. સૌરાષ્ટ્ર એમાં વિલીન બન્યું.

આમ, ૧૯૪૮ થી ૧૯૫૬ દરમ્યાન સૌરાષ્ટ્રમાં રાજકીય અને વહીવટી એકતા સિદ્ધ થઈ તથા વિવિધ ક્ષેત્રોમાં વિકાસનો પાયો નખાયો.

## (ઈ) બૃહદ્ મુંબઈ રાજ્યમાં (૧૯૪૭ થી ૧૯૬૦)

૧૯૪૭ માં ભારત દેશે સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી બ્રિટિશ વહીવટીતંત્રનું માળખું ભારતને વારસામાં મળ્યું. ૧૯૪૭ પહેલાં રાજકીય દૃષ્ટિએ હિંદના બે વિભાગ હતા : બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો.

૧ લી નવેમ્બર, ૧૯૫૦ ના રોજ ભારતની પાર્લામેન્ટે ભાષાકીય ધોરણે રાજ્યોની પુનર્રચના કરી, મુંબઈ અને વિદર્ભનાં બે રાજ્યોને એક કરીને 'સ્ટેટ ઑફ બૉમ્બે' અસ્તિત્વમાં આણ્યું.[૨૯]

## રાજ્ય–સરકાર અને એનું વહીવટીતંત્ર

રાજ્યોમાં કેંદ્ર સરકારની જેમ જવાબદાર સરકાર દાખલ કરવામાં આવી. દરેક રાજ્યમાં બંધારણીય વડા તરીકે ગવર્નરની નિયુક્તિ થઈ. મુંબઈના રાજ્યમાં ધારાસભાનાં બે ગૃહ હતાં : વિધાન–પરિષદ અને વિધાન–સભા. કારોબારી માટે મંત્રી–મંડળની રચના થતી.

રાજ્યનું જિલ્લાઓ(ડિસ્ટ્રક્ટો)માં વિભાજન કરવામાં આવ્યું હતું. દરેક રાજ્ય અનેક જિલ્લાઓમાં વિભક્ત હતું. જિલ્લાનો વહીવટી વડો કલેકટર અને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ હતો. કલેકટર બોર્ડ ઑફ રેવન્યુને જવાબદાર હતો અને એ દ્વારા સિંચાઈ કૃષિ અને વનવિભાગ સિવાયના વિષયોમાં મહેસૂલ-ઉઘરાણી અને જમીન સાથે સંકળાયેલી બાબતો માટે એ સરકાર સાથે સંકળાયેલો હતો.

ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ તરીકે કલેકટરને કાયદો અને વ્યવસ્થા જાળવવાની અને ફોજદારી વહીવટીતંત્રની જવાબદારી હતી. આ માટે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ અને એના હાથ નીચેનું પોલીસદળ કલેકટરના તાબામાં અને નિરીક્ષણ નીચે હતાં, પરંતુ શિસ્તની બાબતમાં અને ટેકનિકલ નિરીક્ષણ માટે સુપરિન્ટેન્ડેન્ટ એ ઇન્સ્પેક્ટર–જનરલ ઑફ પોલીસને જવાબદાર હતો. કલેકટરને એના કાર્યમાં મદદ કરવા અનેક આસિસ્ટન્ટ (મદદનીશ) કે ડેપ્યુટી કલેકટરો હતા તેમજ બીજા અનેક જિલ્લા–અધિકારીઓ નિષ્ણાતો તરીકે મદદ કરતા હતા.

વહીવટી સુગમતા માટે જિલ્લાને પેટા વિભાગોમાં વિભક્ત કરવામાં આવ્યો હતો. આ માટે સબ–ડિવિઝનલ મૅજિસ્ટ્રેટ હતા.

પેટા વિભાગ કે સબ-ડિવિઝનને તાલુકા કે તહસીલો કે મહાલોમાં વિભક્ત કરવામાં આવતા.

## ન્યાયતંત્ર

દરેક રાજ્યનું ન્યાયતંત્ર હાઇકોર્ટના હાથ નીચે હતું. ભારતના નવા બંધારણ અનુસાર સુપ્રીમ કોર્ટ અસ્તિત્વમાં આવવાને કારણે હાઇકોર્ટની સત્તાને થોડી અસર પહોંચી હતી.

સામાન્ય રીતે હાઇકોર્ટના કાર્યક્ષેત્રમાં રાજ્યનો વિસ્તાર આવતો. હાઇકોર્ટો પાસે રાજ્યની બધી જ અદાલતો અને ટ્રિબ્યુનલો ઉપર નિરીક્ષણની સત્તા હતી.

હાઇકોર્ટની સલાહ લઈ ગવર્નર ડિસ્ટ્રિક્ટ જજોની નિમણૂક કરતો. એ જ પ્રમાણે 'સ્ટેટ પબ્લિક સર્વિસ કમિશન' અને 'હાઇકોર્ટ' સાથે મસલત કરીને ડિસ્ટ્રિક્ટ જજો સિવાયના ન્યયતંત્રમાં ગવર્નર નિમણૂક કરતો.

દરેક જિલ્લામાં એક સિવિલ કોર્ટ હતી અને એનો વડો ડિસ્ટ્રિક્ટ જજ હતો. એના હાથ નીચે ક્રમિક રીતે દીવાની ન્યાયતંત્રના કર્મચારીઓ આવતા હતા. ડિસ્ટ્રિક્ટના ફોજદારી દાવાઓ માટેનો સેશન્સ જજ પણ હતો. સેશન્સ જજને કેટલીક વાર એડિશનલ(વધારાનો) કે આસિસ્ટન્ટ(મદદનીશ) સેશન્સ જજો મદદ કરતા. આ અધિકારીઓ હાઇકોર્ટના જ હાથ નીચે હતા અને તુલનાત્મક રીતે કારોબારીથી સ્વતંત્ર હતા. મોટે ભાગે તેઓ વધારે ગંભીર પ્રકારના ગુનાઓના કેસ જ હાથમાં લેતા હતા.

મૅજિસ્ટ્રેટનાં સત્તાઓ અને કાર્યોના બે ભાગ પાડવામાં આવ્યા હતા: (૧) ન્યાયને લગતાં અને (૨) ન્યાય સિવાયનાં. જેઓ ન્યાયને લગતું કાર્ય કરતા તે બધા જ હાઇકોર્ટની સત્તા નીચે હતા અને જેઓ કાયદાની બાબતમાં ક્ષમતા ધરાવતા હોય તે જ મૅજિસ્ટ્રેટ બની શકતા.[૩૦]

## જાહેર સેવાઓ (Public Services)

મુંબઈ રાજ્યમાં 'પબ્લિક સર્વિસ કમિશન' હતું કે જેમાં મુખ્ય બે ભાષા હતી: મરાઠી અને ગુજરાતી. એના ચેરમેન અને બીજા સભ્યોની નિમણૂક ગવર્નર કરતો. એનું મુખ્ય કાર્ય રાજ્યમાં આવેલી બધી જ દીવાની સેવાઓ તેમ હોદ્દાઓ માટે વ્યક્તિઓની પસંદગી કરવાની અને જાહેર સેવાઓ માટે રાજ્ય-સરકારને સલાહ આપવાની હતી.

પબ્લિક સર્વિસ કમિશન દ્વારા થતી સ્પર્ધાત્મક પરીક્ષાઓના પાયા પર બધી શાખાઓમાં ભરતીઓ કરવામાં આવતી. સાર્વજનિક સેવા, સિંચાઈ, વનવિભાગ, ખેતીવાડી, જાહેર સ્વાસ્થ્ય, કેળવણી, પશુચિકિત્સા, નોંધણી, સહકારી ક્ષેત્ર, કોમ અને રાષ્ટ્રિય વિકાસ જેવી સરકારી ટેકનિકલ શાખાઓ રાજ્યમાં આવેલી હતી.[૩૧]

## સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ

સ્થાનિક અંગોના વિશાળ દષ્ટિએ બે પ્રકાર હતા : નગરીય અને ગ્રામીણ. મોટાં નગરોમાં કૉર્પોરેશનો અને મધ્યમ કદનાં તથા નાનાં નગરોમાં મ્યુનિસિપલ કમિટીઓ અને બોર્ડો રચવામાં આવ્યાં. ગ્રામીણ વિસ્તારની નાગરિક જરૂરિયાતોનું ધ્યાન રાખવાનું ડિસ્ટ્રિક્ટ કે તાલુકા બોર્ડો અને ગ્રામ-પંચાયતોને સોંપવામાં આવ્યું અને તેઓનું કાર્યક્ષેત્ર તેઓની સરહદો સુધી નક્કી કરવામાં આવ્યું.

ડિસ્ટ્રિક્ટ ટાઉનો(નગરો)માં કૉર્પોરેશનોને મ્યુનિસિપાલિટીઓ કરતાં વધારે સત્તા અને મોભો હતાં. એના ચૂંટાયેલા પ્રમુખ 'મેયર' તરીકે ઓળખાતા. કૉર્પોરેશનના કાર્યક્ષેત્રની નીચેના સિટીનું વહીવટીતંત્ર ત્રણ સત્તાઓને અધીન હતું : (૧) જનરલ કાઉન્સિલ, (૨) કાઉન્સિલની સ્ટેન્ડિંગ કમિટી, (૩) કમિશનર. કમિશનર સિવાયના બધા જ અધિકારીઓની નિમણૂક જનરલ કાઉન્સિલ કરતી. કમિશનરની નિમણૂક રાજ્ય સરકાર કરતી. સ્ટેન્ડિંગ કમિટીના કાર્યક્ષેત્રમાં કરવેરા, વિત્તવ્યવસ્થા, એન્જિનિયરિંગ કામો, સ્વાસ્થ્ય અને કેળવણી હતાં, કમિશનરના ક્ષેત્રમાં કાર્યપાલકનું કાર્ય હતું. કૉર્પોરેશન નાગરિકોનાં સલામતી સ્વાસ્થ્ય કેળવણી અને બીજી સવલતો ઉપરાંત કૉર્પોરેશન નગરના રસ્તાઓ અને પુલો, વૃક્ષોવાળા માર્ગો અને બગીચાઓ, આનંદપ્રમોદનાં સ્થાનો અને બજારોની વ્યવસ્થા કરતું.[૩૨]

નાનાં નગરો અને ડિસ્ટ્રિક્ટ ટાઉનોમાં ચૂંટાયેલી મ્યુનિસિપાલટીઓ કૉર્પોરેશનનાં જેવાં કાર્ય કરતી. એમાં ચૂંટાયેલા પ્રમુખો અને સમિતિઓ હતાં. મ્યુનિસિપાલિટીઓના કાર્યક્ષેત્રમાં સફાઈકામ અને સ્વાસ્થ્ય માટેનાં પગલાં ભરવાં, મૃત્યુ પામેલાઓની વ્યવસ્થા અને જન્મમરણની નોંધ, જાહેર રસ્તાનાં બાંધકામ મરામત અને સુધારણા, સંડાસ ગટર વગેરે, સાર્વજનિક હૉસ્પિટલો અને દવાની વ્યવસ્થા, પ્રાથમિક કેળવણી, ગુનાહિત કે ભયકારિક વેપારો અંગે નિયમનો, પાણીના યોગ્ય પુરવઠાની વ્યવસ્થા વગેરે હતાં. મ્યુનિસિપાલિટીઓ પોતાને ખર્ચે અને

જોખમે પુસ્તકાલયો, મ્યુઝિયમો, આરામગૃહો અને જાહેર મકાનો બાંધી શકતી, નાગરિકોની સુખાકારી માટે સાર્વજનિક ઉદ્યાનો-બગીચાઓ, જાહેર માર્ગો જેવાં કાર્ય પણ કરી શકતી.[૩૩]

ડિસ્ટ્રિક્ટ બોર્ડનું મુખ્ય કાર્ય પ્રાથમિક અને માધ્યમિક કેળવણી માટે જોગવાઈ કરવાનું હતું. ધોરી માર્ગો સિવાય રસ્તા બનાવવાનું અને જાળવવાનું તેમજ જાહેર આરોગ્ય અને ધર્માદા સંસ્થાઓ ગ્રામીણ વિસ્તારમાં સાચવવાનું કામ એણે કરવાનું હતું. ચૂંટાયેલા પ્રમુખના હાથ નીચે કાયમી સેક્રેટરી કે કમિશનર વહીવટીકાર્ય સંભાળતો હતો. આ ઉપરાંત એન્જિનિયરો, હેલ્થ-ઑફિસરો અને ઇન્સ્પેક્ટરો વગેરે અધિકારી હતા. ડિસ્ટ્રિક્ટ બોર્ડ સમિતિઓ દ્વારા કાર્ય કરતું.[૩૪]

રાજ્યે ગ્રામ-પંચાયતો સ્થાપવાની જવાબદારી લેવાની હતી. ગ્રામસભાઓ દ્વારા પંચાયતોની ચૂંટણી ગામના બધા પુખ્ત વયના નાગરિકો દ્વારા થતી. ગ્રામ-પંચાયતને દવાની વ્યવસ્થા પ્રસૂતિગૃહો અને બાળસ્વાસ્થ્ય ગોચરભૂમિની વ્યવસ્થા રસ્તાઓ તળાવો અને કૂવાઓ આરોગ્યપદ વ્યવસ્થાઓ ગટર-વ્યવસ્થા વગેરે કાર્યો કરવાનાં હતાં. કેટલાક સ્થળે પ્રાથમિક કેળવણી, દસ્તાવેજોની જાળવણી અને જમીન-મહેસૂલની ઉઘરાણી પંચાયતને સોંપવામાં આવતી હતી. ફંડ ભેગું કરવા ઘરો અને જમીનો, મેળાઓ અને ઉત્સવો, માલનાં વેચાણ ઑક્ટ્રોય વગેરે ઉપર કર નાખવાની એને સત્તા હતી. પંચાયતોને ન્યાયના કાર્યમાં મદદ કરવા કેટલાંક સ્થળોએ ન્યાય-પંચાયતો સ્થાપવામાં આવી હતી, જેના સભ્ય ગ્રામ-પંચાયતમાંથી ચૂંટવામાં આવતા.[૩૫]

## 'ધી બૉમ્બે રી-ઑર્ગેનાઇઝેશન બિલ, ૧૯૬૦'

૨૮ મી માર્ચ, ૧૯૬૦ ના રોજ લોકસભામાં આ બિલ રજૂ કરવામાં આવ્યું અને ૩૧ મી માર્ચ, ૧૯૬૦ ના રોજ સંસદનાં બંને ગૃહોની સંયુક્ત સમિતિઓને સોંપવામાં આવ્યું, જેમાં ૧ લી મે, ૧૯૬૦ થી ગુજરાતના નવા રાજ્યની રચના માટેની વિગતો હતી. એ સમયના મુંબઈ રાજ્યના ૧૭ ડિસ્ટ્રિક્ટ, જેવાં કે અમદાવાદ ભરૂચ ડાંગ જામનગર જૂનાગઢ કચ્છ ખેડા મહેસાણા પંચમહાલ રાજકોટ અમરેલી ભાવનગર બનાસકાંઠા વડોદરા સાબરકાંઠા સુરત અને સુરેન્દ્રનગર,

થાણા ડિસ્ટ્રિક્ટના ઉમરગાંવનાં ૫૦ ગામો, પશ્ચિમ ખાનદેશના તાલુકા—નવાપુર નંદરબાર અક્કલકૂવા અને તલોડાનાં ૧૫૬ ગામોને નવા ગુજરાત રાજ્યમાં ફેરવવાનાં હતાં. આમ, ૧ લી મે, ૧૯૬૦ ના રોજ 'મહારાષ્ટ્ર' અને 'ગુજરાત' એમ બે રાજ્ય અસ્તિત્વમાં આવ્યા.[૩૬]

## જિલ્લાઓ (Districts)

### ૧. જામનગર જિલ્લો

અગાઉના હાલાર જિલ્લામાંથી બનેલ આ જિલ્લાની ઉત્તર-પશ્ચિમે આવેલો ઓખામંડળ તાલુકો પહેલાં અમરેલી જિલ્લાનો ભાગ હતો. આ જિલ્લાની રચના ૧૯૫૯ માં નવાનગર ધ્રોળ ધ્રાફા થાણા અને જાળિયા-દેવાણીના પ્રદેશોમાંથી કરવામાં આવી હતી.[૩૭]

### ૨. રાજકોટ જિલ્લો

૧૯૪૮ માં સૌરાષ્ટ્રના સંયુક્ત રાજ્યની રચના થઈ ત્યારે એમાં મધ્ય સૌરાષ્ટ્રનો જિલ્લો હતો. એ પહેલાંનાં દેશી રાજ્ય ગોંડળ જેતપુર રાજકોટ વાંકાનેર માળિયા કોટડા-સાંગાણી અને બીજા તાલુકાઓ અને રજવાડાંઓનો બનેલો હતો. થોડા સમયમાં એમાં પહેલાંના નવાનગર રાજ્યના આટકોટ પડધરી અને જામકંડોરણા ઉમેરવામાં આવ્યાં અને ત્રણ ગામ મુંબઈ રાજ્યના અમરેલી જિલ્લા સાથે જોડી દેવામાં આવ્યાં. ૧૯૫૯ માં રાજકોટ જિલ્લાની પુનર્રચના થઈ અને એ સમયે કુંકાવાવ-વડિયા તાલુકાનાં ૧૪ ગામ અને બાબરા તાલુકાનાં ૧૦ ગામ અમરેલી જિલ્લા સાથે જોડવામાં આવ્યાં.[૩૮]

### ૩. સુરેંદ્રનગર જિલ્લો

એ અગાઉના ઝાલાવાડ જિલ્લામાંથી થયો. ૧૫-૪-૧૯૪૮ ના રોજ રાજ્યોની પુનર્રચનાના પરિણામે દેશી રાજ્યો, જેવાં કે ધ્રાંગધ્રા લીંબડી વઢવાણ લખતર સાયલા ચૂડા મુળી બજાણા પાટડી અને થાણાં, જેવાં કે વાણોદ વિઠ્ઠલગઢ જૈનાબાદ રાજપુર આણંદપુર-પાન આનંદપુર-ભાડલા ચોટીલા ભોઈકા ઝીંઝુવાડા દસાડા અને રૈસા ઉકલીનો ભાગ એ સૌરાષ્ટ્રના પહેલાંના રાજ્યમાં જોડી દેવાયો હતો તે અને ઝાલાવાડ જિલ્લાનો પહેલાંના ભાગનો એમાં સમાવેશ કરવામાં આવ્યો. ૧૯૫૬ માં રાજ્યોની પુનર્રચના થતાં એ મુંબઈ રાજ્યનો એક ભાગ

બન્યો અને એને ૧૯-૬-૧૯૫૯ થી 'સુરેંદ્રનગર જિલ્લો' નામ આપવામાં આવ્યું.[૩૯]

## ૪. ભાવનગર જિલ્લો

એ અગાઉના ગોહિલવાડ જિલ્લામાંથી થયો. એ સૌરાષ્ટ્ર દ્વીપકલ્પની દક્ષિણ-પૂર્વે આવેલો છે.

૧૯૪૮ માં સૌરાષ્ટ્ર રાજ્યમાં દેશી રાજ્યોનું વિલીનીકરણ થયું ત્યારે ભાવનગર પાલીતાણા લાઠી વળા જાફરાબાદ રાયસાંકળી રાજ્યો અને એજન્સી-વિસ્તારો, જેવા કે સોનગઢ દેદાણ અને લાખાપાદરમાંથી આ જિલ્લાની રચના કરવામાં આવી હતી તેનું નામ 'ગોહિલવાડ જિલ્લો' આપવામાં આવ્યું હતું અને એ સૌરાષ્ટ્રના પાર્ટ 'બી'ના પાંચ જિલ્લાઓમાંનો એક હતો. ઘોઘા એ પહેલાં અમદાવાદ જિલ્લાનો એક ભાગ હતું પરંતુ આઝાદીની પ્રાપ્તિ પછી એનો સમાવેશ અમરેલી જિલ્લામાં કરવામાં આવ્યો અને છેવટે રાજ્યોની પુનર્રચના પછી ૧૯૪૯ માં એને ભાવનગર જિલ્લામાં જોડી દેવામાં આવ્યું.

૧-૭-૧૯૫૯ ના રોજ સૌરાષ્ટ્રના જિલ્લાઓની પુનર્રચનાના સમયે મોટા પાયા પર ભાવનગર અને અમરેલી જિલ્લાઓની સરહદોમાં ફેરફાર કરવામાં આવ્યા. રાજુલા અને લીલિયા મહાલોનાં લગભગ બધાં જ ગામ, આખો જાફરાબાદ મહાલ તેમજ કુંડલા તાલુકો અને ઉમરાળા ગઢડા મહાલોનાં બહુ જ થોડાં ગામ ભાવનગર જિલ્લામાંથી લઈ અમરેલી જિલ્લામાં જોડી એને વિશાળ બનાવવામાં આવ્યો, જ્યારે ઘોઘા મહાલ અમરેલી જિલ્લામાંથી લઈ ભાવનગર જિલ્લામાં જોડવામાં આવ્યો. તેને 'ભાવનગર જિલ્લો' નામ આપવામાં આવ્યું.[૪૦]

## ૫. અમરેલી જિલ્લો

એ અગાઉ વડોદરા રાજ્યનો પ્રાંત હતો. આ જિલ્લો સળંગ નહોતો, પરંતુ કોડીનાર તાલુકો અને જિલ્લાના બાકીના ભાગની વચ્ચે જૂનાગઢ જિલ્લાનો ઊના તાલુકો આવતો હતો. રાજુલા જાફરાબાદ અને કોડીનાર તાલુકા સમુદ્રકિનારે આવેલા હતા.

૧૯૫૧ ની વસ્તી-ગણતરી વખતે અમરેલી જિલ્લામાં અમરેલી અને ઓખા-મંડળ વિભાગ કે જે પહેલાંના વડોદરા રાજ્યના ભાગ હતા તેનો તથા અમદાવાદ જિલ્લાના ઘોઘા મહાલનો પણ સમાવેશ થતો હતો. ૧૯૫૯ માં જિલ્લાઓની પુનર્રચના પછી આ જિલ્લામાં ૭ તાલુકા અને ચાર મહાલ હતા.[૪૧]

## ૬. જૂનાગઢ જિલ્લો

એ અગાઉનો સોરઠ જિલ્લો હતો. એ ગુજરાત રાજ્યના રાજકોટ ડિવિઝનના જિલ્લામાંનો એક હતો.

આઝાદીપ્રાપ્તિ પછી પોરબંદરનું દેશી રાજ્ય સૌરાષ્ટ્ર રાજ્યમાં જોડાયું. ૧૯૪૭ પહેલાં માંગરોળ માણાવદર બાંટવા સરદારગઢ અને બીલખા સોરઠનો ભાગ હતાં, પરંતુ ૧૯૪૯ માં એમાંથી જૂનાગઢ જિલ્લો અસ્તિત્વમાં આવ્યો. એ સમયના જિલ્લામાં પહેલાંના દેશી રાજ્યોના પ્રદેશ, જેવાં કે જૂનાગઢ પોરબંદર માણાવદર માંગરોળ બાંટવા(બડા મજિમ) બાંટવા(છોટા મજિમ) માણપુર થૂંબાળા સરદારગઢ બીલખા અને ગોંડળના થોડા ભાગ અને જેતપુરનાં રાજ્ય તથા લાખાપાદર થાણું આવેલાં હતાં. ૧૯૫૬ માં સૌરાષ્ટ્રનું મુંબઈ રાજ્યમાં જોડાણ થતાં આ જિલ્લો મુંબઈ રાજ્યનો ભાગ બન્યો. ૧૯૫૯ માં સૌરાષ્ટ્રના જિલ્લાઓની પુનર્રચના થતાં સોરઠ જિલ્લાને ૩૦–૬–૧૯૫૯ પછી 'જૂનાગઢ જિલ્લો' નામ આપવામાં આવ્યું.[૪૨]

## ૭. કચ્છ જિલ્લો

ગુજરાત રાજ્યના ઉત્તર–પશ્ચિમ ભાગમાં આવેલો આ જિલ્લો અગાઉ કેંદ્ર સરકારના વહીવટ નીચે હતો.

આ જિલ્લાની રચના કચ્છનું રાજ્ય અને પહેલાંના મોરબીના દેશી રાજ્યનાં ૧૦ ગામોમાંથી કરવામાં આવી હતી. ૧૯૪૭ પછી એ 'સી' પ્રકારના રાજ્યનો ભાગ બન્યું હતું. ૧૯૫૬ પછીની પુનર્રચના દરમ્યાન કચ્છ મુંબઈ રાજ્યનો ભાગ બન્યું અને ૧૯૬૦ માં એ ગુજરાત રાજ્યનો એક જિલ્લો બન્યું.[૪૩]

## ૮. બનાસકાંઠા જિલ્લો

આ જિલ્લો બનાસ નદીની બંને બાજુ આવેલો હતો. ૧૯૪૮ માં પાલનપુર રાધનપુર દાંતા થરાદ અને વાવ દિયોદર થરાની જાગીરો તથા જૂના એજન્સીનાં ગામ, જેવાં કે ભાભર દિયોદર સિરોહી વરાહી અને સાંતલપુર તેમજ સૂઈ-ગામના પેટા થાણાના વિલીનીકરણથી અસ્તિત્વમાં આવ્યો હતો. આ જિલ્લો ગુજરાતના ઉત્તર–પશ્ચિમ ભાગમાં આવેલો છે.[૪૪]

## ૯. સાબરકાંઠા જિલ્લો

ઑગસ્ટ, ૧૯૪૯ માં અનેક દેશી રાજ્યોના વિલીનીકરણ દ્વારા મુંબઈ રાજ્યમાં આ જિલ્લો અસ્તિત્વમાં આવ્યો.

આંબલિયારા મોહનપુર માલપુર બાયડ અને પહેલાંના પશ્ચિમ ભારતનાં રાજ્યોની એજન્સીનાં સાદરા ડિવિઝનનાં રાજ્યોને આ જિલ્લામાં જોડી દેવામાં આવ્યાં હતાં. આ જિલ્લામાં ૨૯ રાજ્ય જોડવામાં આવ્યાં હતાં. પહેલાંના અમદાવાદ જિલ્લાના પ્રાંતીજ અને મોડાસા તાલુકા પણ એમાં ઉમેરવામાં આવ્યા હતા. ૧૯૫૧ થી ૧૯૬૧ દરમ્યાન કોઈ પ્રાદેશિક ફેરફારો આ જિલ્લામાં થયા નહોતા. ૧૯૫૧ થી થયેલા સર્વે પ્રમાણે એમાં ૭,૪૫.૯૨ ચો. કિ.મી. (૨૮૮ ચો.મા.)નો વિસ્તાર ઉમેરવામાં આવ્યો હતો.[૪૫]

## ૧૦. મહેસાણા જિલ્લો

ગુજરાત રાજ્યના ઉત્તર ભાગના જિલ્લાઓમાંનો આ એક જિલ્લો છે. ૧૯૪૯ માં વડોદરા રાજ્ય મુંબઈ રાજ્યમાં ભળ્યું ત્યાંસુધી એ વડોદરા રાજ્યનો એક પ્રાંત હતો. એનું મુખ્ય મથક મહેસાણા હતું. ૧૯૬૦ માં આ જિલ્લો ગુજરાત રાજ્યમાં ભળ્યો ત્યારે પહેલાંના વડોદરા રાજ્યના મહેસાણા પ્રાંતનાં કદ અને વિસ્તાર તેનાં તે જ રહ્યાં હતાં. અપવાદરૂપે દહેગામ અને આંતરસૂબાને અનુક્રમે અમદાવાદ અને ખેડા જિલ્લામાં જોડવામાં આવ્યાં હતાં અને એ સાથે બનાસકાંઠાનો સમી તાલુકો આ જિલ્લામાં જોડી દેવામાં આવ્યો હતો.[૪૬]

## ૧૧. અમદાવાદ જિલ્લો

પહેલાંના વડોદરા રાજ્યના દહેગામ તાલુકા સિવાયનો અમદાવાદની આસપાસનો વિસ્તાર પહેલાં બૉમ્બે પ્રોવિન્સનો અને પછી મુંબઈ રાજ્યનો જિલ્લો હતો. ૧૯૪૯ માં એની સાથે હાલનો અમદાવાદ જિલ્લો અસ્તિત્વમાં આવ્યો.

મહેસૂલી વહીવટીતંત્રની દૃષ્ટિએ આ જિલ્લાને ત્રણ સબડિવિઝનો, ૭ તાલુકાઓ અને એક મહાલમાં વિભક્ત કરવામાં આવ્યો હતો. તે વિભાગો નીચે પ્રમાણે છે :

(૧) અમદાવાદ સિટી સબડિવિઝનનું અમદાવાદ સિટી,

(૨) વીરમગામ સબડિવિઝનના તાલુકાઓમાં વીરમગામ દસક્રોઈ દહેગામ,

(૩) ધોળકા સબડિવિઝનનાં તાલુકાઓમાં સાણંદ ધોળકા ધંધુકા.

## ૧૨. ખેડા જિલ્લો

મુંબઈ રાજ્યના વડોદરા ડિવિઝનના જિલ્લાઓમાંનો આ એક જિલ્લો હતો. એનો દક્ષિણ–પૂર્વનો વિશાળ વિસ્તાર મહી નદીને કિનારે અને ઉત્તર–પશ્ચિમ ભાગ છેક ખંભાતના અખાત સુધી વિસ્તરતો હતો.

પહેલાંનાં ખંભાત વાડાશિનોર પુનાદ્રા ખડાલ ઘોડાસર દેશી રાજ્ય, ઝાર અને નિરમાલી બિન–અધિકાર ક્ષેત્રવાળાં, મૂળ વડોદરા ખંભાત અને વાડા-શિનોરનાં દેશી રાજ્યોના પેટલાદ ખંભાત અને વાડાશિનોર તાલુકા, પહેલાંના વડોદરા રાજ્યના આંતરસૂબા તાલુકાનાં ૩૮ ગામ અને અમદાવાદ જિલ્લાનાં ૭ ગામોનો આ જિલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો હતો. સાબરકાંઠા જિલ્લાના એક ગામને અને અમદાવાદ જિલ્લાનાં બે ગામ એમાં જોડી દેવામાં આવ્યાં હતાં. ૧૯૫૧ પછી એમાં કોઈ પ્રાદેશિક ફેરફારો થયા નથી.[૪૮]

## ૧૩. પંચમહાલ જિલ્લો

ગુજરાત રાજ્યની પૂર્વ સરહદે આવેલો આ જિલ્લો મુંબઈ રાજ્યના વડોદરા ડિવિઝનના જિલ્લાઓમાંનો એક હતો.

૧૯૪૫ માં ભરૂચ અને પંચમહાલના સંયુક્ત જિલ્લાઓને વિભક્ત કરવામાં આવ્યા ત્યારે પંચમહાલ જિલ્લામાં નીચેના તાલુકા હતા : દાહોદ(દોહદ) ગોધરા હાલોલ ઝાલોદ અને કાલોલ. ૧૯૪૭ માં પહેલાંનાં દેશી રાજ્ય લુણાવાડા બારિયા અને સંત (સંતરામ પુર) એમાં ઉમેરવામાં આવ્યાં અને એ સાથે પાંડુ-મેવાસનાં થોડાં ગામ અને વડોદરામાંથી એક ગામ એમાં જોડવામાં આવ્યાં. આ જિલ્લામાંથી ૭ ગામ સાબરકાંઠા જિલ્લાને અને એક વડોદરા જિલ્લાને આપવામાં આવ્યાં.[૪૯]

## ૧૪. વડોદરા જિલ્લો

મુંબઈ રાજ્યના વડોદરા ડિવિઝનના જિલ્લાઓમાંનો આ એક જિલ્લો હતો. આ જિલ્લો પહેલાંના વડોદરા રાજ્યના વડોદરા પ્રાંત તેમજ પહેલાંનાં દેશી રાજ્ય છોટાઉદેપુર સંખેડા મેવાસ પાંડુ–મેવાસ અને ભાદરણનો બનેલો હતો.[૫૦]

## ૧૫. ભરૂચ જિલ્લો

ગુજરાત રાજ્યના દક્ષિણ ભાગમાં આ જિલ્લો આવેલો છે. ૧૯૪૫ માં ભરૂચ અને પંચમહાલના સંયુક્ત જિલ્લા વિભક્ત કરવામાં આવ્યા ત્યારે ભરૂચ જિલ્લામાં અંકલેશ્વર ભરૂચ જંબુસર અને વાઘરા તાલુકા હતા. ૧૯૪૧–૫૧ ના સમય દરમ્યાન પહેલાંનું રાજપીપળાનું દેશી રાજ્ય, વડોદરાનાં ચાર ગામ અને પશ્ચિમ ખાનદેશ(હવે મહારાષ્ટ્ર રાજ્યનો ધૂળિયા જિલ્લો)નાં બે ગામ એમાં જોડવામાં આવ્યાં તેમજ આ જિલ્લામાંથી ૨૪ ગામ સુરતમાં અને એક ગામ પશ્ચિમ ખાનદેશના જિલ્લાને આપવામાં આવ્યાં.[૫૧]

## ૧૬. સુરત જિલ્લો

ગુજરાત રાજ્યના છેક દક્ષિણે આવેલો આ જિલ્લો હતો. આ જિલ્લામાં ૧૬ તાલુકા અને પાંચ મહાલ હતા.

પહેલાંના મુંબઈ પ્રોવિન્સના સુરત જિલ્લામાં બારડોલી વલસાડ ચીખલી ચોર્યાસી માંડવી ઓલપાડ પારડી અને જલાલપુર એ આઠ તાલુકા હતા અને વલોડનો એક મહાલ હતો. પહેલાંનો વડોદરા રાજ્યનો નવસારી પ્રાંત એમાં જોડવામાં આવતાં બીજા પાંચ તાલુકા જેવા કે વ્યારા કામરેજ મહુવા માંગરોળ અને સોનગઢ એમાં ઉમેરવામાં આવ્યા અને એ સાથે ગણદેવી અને પલસાણા મહાલ પણ એમાં જોડવામાં આવ્યા. પહેલાંના સુરત જિલ્લાનો જલાલપુર અને પહેલાંના વડોદરા રાજ્યનો નવસારી તાલુકો જોડીને નવસારી તાલુકો રચવામાં આવ્યો. ધરમપુરના દેશી રાજ્યમાંથી ધરમપુર તાલુકો બન્યો અને વાંસદા રાજ્યમાંથી વાંસદા તાલુકો બન્યો અને સચીન રાજ્યનાં ૧૮ ગામ આ તાલુકાના ચોર્યાશી તાલુકા સાથે જોડી દેવામાં આવ્યાં. મુંબઈ રાજ્યના ૧૯૬૦ માં થયેલા વિભાજનમાં બે મહાલ, જેમકે (૧) ધૂળિયા(પશ્ચિમ ખાનદેશ) તાલુકાનાં ૩૮ ગામ અને સોનગઢ તાલુકાનાં ૨૮ ગામ ભેગાં કરી ઉચ્છલ મહાલ, અને (૨) ધૂળિયા(પશ્ચિમ ખાનદેશ) જિલ્લાના અકકલકૂવા તળોદ અને નંદરબાર તાલુકા ભેગા કરી નિઝર મહાલ રચવામાં આવ્યો. પહેલાંના થાણા જિલ્લાના ઉંબરગામ તાલુકાનાં ૫૦ ગામ પણ આ જિલ્લામાં જોડવામાં આવ્યાં.

## પાદટીપ

૧. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ,' પૃ. ૩૮૫
૨. *Imperial Gazetteer of India*, Vol. I, pp. 84 ff.
૩. *Ibid.*, Vol. I, pp. 88 ff.
૪. *Ibid.*, Vol. I, p. 92
૫. *Ibid.*, Vol. I, pp. 115 f.
૬. *Ibid.*, Vol. I, pp. 118 ff.
૭. *Ibid.*, Vol. I, pp. 122 ff.
૮. *Ibid.*, Vol. I, pp. 238 ff.
૯. *Ibid.*, Vol. I, pp. 268 ff.
૧૦. *Ibid.*, Vol. I, pp. 287 ff.
૧૧. *Ibid.*, Vol. I, pp. 304 ff.
૧૨. *Ibid.*, Vol. I, pp. 325 ff.
૧૩. જશવંતસિંહ હ. ટાપરિયા, 'અમરચરિત્ર,' પૃ. ૧૨૧
૧૪. P.L. Chudgar, '*Indian Princes Under British Protection*,' pp. 230 f.
૧૫. Ladhabhai H. Parmar, '*The Rewakantha Directory*' Vol. II, pp. 220 ff.
૧૬. C. Mayne, '*History of the Dhrangadhra State*, p. 213
૧૭. 'An Account of Shree Bhagvat Sinhjee Golden Jubilee Celebrations,' p. 28
૧૮. '*Rajkot District Gazetteer*.' p. 57
૧૯. Elizabeth Sharpe, *Thakore Sahib Shree Sir Daulatsingh of Limbdi*,' p. 130
૨૦. શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' પૃ. ૨૨૭
૨૧. *Gujarat State Gazetteers (GSG)*, *Bhavnagar District*, p. 86
૨૨. ભારત સરકારે ૨૬મો બંધારણીય સુધારો કરીને તા. ૨૮મી ડિસેમ્બર, ૧૯૭૧થી આ સાલિયાણાં અને વિશિષ્ટ આધકારો નાબૂદ કર્યા છે. લગભગ ૨૩ વર્ષ સુધી રાજાઓએ આ અધિકારો ભોગવ્યા.
૨૩. GSG : *Junagadh District*. p. 174
૨૪. *Ibid.*, p. 183
૨૫. GSG : *Surendranagar District*. p. 476
૨૬. કાંતિલાલ શાહ, 'સૌરાષ્ટ્રમાં ગાંધીજી,' પૃ. ૩૦૪
૨૭. શિવપ્રસાદ રાજગોર, ઉપર્યુક્ત, પૃ. ૨૮૬
૨૮. 'સ્વાતંત્ર્ય સંગ્રામના લડવૈયા,' પરિચય ગ્રંથ ૧, પૃ. ૨૪૩
૨૯. *India*, *1957*, p. 386
૩૦. *Ibid*, pp. 393 ff.

૩૧. *Ibid.*, pp. 395 f.
૩૨. *Ibid.*. p. 398
૩૩. *Ibid.*, p. 399
૩૪. *Ibid.*, p. 399
૩૫. *Ibid.*, pp. 396 ff.
૩૬. *India 1960*, p. 549
૩૭. *Census* 1961, Handbook-1, pp. 3-4
૩૮. *Ibid.*, Handbook-2, pp. 3-5
૩૯. *Ibid.*, Handbook-3, pp. 3-4
૪૦. *Ibid.*, Handbook-4, pp. 3-4
૪૧. *Ibid.*, Handbook-5, pp. 3-5
૪૨. *Ibid.*, Handbook-6, pp. 3-5
૪૩. *Ibid.*, Handbook-7, pp. 3-6
૪૪. *Ibid.*. Handbook-8, pp.3-6
૪૫. *Ibid.*, Handbook-9, pp. 3-5
૪૬. *Ibid.*, Handbook-10, pp. 3-6
૪૭. *Ibid*, Handbook-11, pp. 3-6
૪૮. *Ibid.* Handbook-12, pp. 3-6
૪૯. *Ibid.*, Handbook-13, pp. 3-5
૫૦. *Ibid.*, Handbook-14, pp. 3-5
૫૧. *Ibid.*, Handbook-15, pp. 3-6

## પરિશિષ્ટ

# સિક્કા

### બ્રિટિશ રાજ્યના સિક્કા

ઈસ્વી ૧૯૧૫–૧૯૬૦ ના સમય પૈકી સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીનાં ત્રણ વર્ષો સુધી એટલે કે ૧૯૫૦ સુધી ગુજરાતમાં ફક્ત બ્રિટિશ રાજ્યના સિક્કા જ પ્રચલિત હતા, કારણ કે ઘણાંખરાં દેશી રાજ્યોનાં ચલણ ૧૯૦૬ માં અને તાંબાનાં ૧૯૦૮ માં સદંતર બંધ થયાં હતાં.[1]

૧૯૧૫ માં પંચમ જ્યૉર્જનો રાજ્યકાલ ચાલુ હતો. એના રૂપિયા, અરધા, ચાર આના તથા બે આનાનું વર્ણન ૮ મા ગ્રંથમાં અપાઈ ગયું છે. આ પૈકી ચાંદીના અરધા, બે આના તથા ચાર આના ૧૯૧૮ માં બંધ થઈ ક્યુપ્રો–નિકલ(તાંબા–નિકલ)માં પડવા લાગ્યા. વધારામાં કરકરિયાંવાળો એક આનો પણ શરૂ થયો. ગોળ આઠ આનાની મુખ્ય બાજુએ સહેજ ઊંચી કિનારીમાં જ્યૉર્જનું તાજયુક્ત ઉત્તરાંગ તથા અંગ્રેજીમાં નામ શહેનશાહ તરીકેના ઉલ્લેખ સાથે આપવામાં આવતું. બીજી બાજુએ બેવડી લીટીના સમચોરસમાં કરકરિયાં-વાળા વર્તુલમાં મધ્યમાં આઠનો અંગ્રેજી આંકડો, નીચે અંગ્રેજીમાં 'આનાઝ', ઉપર આંકડામાં ખ્રિસ્તી વર્ષ તથા 'ઇન્ડિયા' શબ્દ તથા સમચોરસની બહાર હિંદી ઉર્દૂ બંગાળી તથા તેલુગુ શબ્દોમાં મૂલ્ય દર્શાવેલું હતું. એનું વજન ૧૨૦ ગ્રેઇન અને વ્યાસ ૧" હતાં. અષ્ટકોણ ચાર આના ઉપરનાં લખાણ આઠ આના પરના જેવાં જ, પરંતુ કિનાર કરકરિયાવાળી અને વજન ૧૧૦ ગ્રેઇન હતું. બે આના સમચોરસ હતા. વજન ૯૦ ગ્રેઇન તથા માપ ૦.૮ ઇંચ હતું. આની મુખ્ય બાજુએ સહેજ ઊંચી કિનારીમાં બેવડી લીટીના વર્તુલમાં વામાભિમુખ તાજયુક્ત જ્યૉર્જનું ઉત્તરાંગ, વર્તુળની બહાર બે ભાગમાં ૧૯૧૮ વર્ષ, મથાળે પુષ્પની નકશી તથા નીચે અંગ્રેજીમાં 'ઇન્ડિયા' લખાણ હોય છે. બીજી બાજુ ચાર આનાના પ્રકારની હોય છે. એક આનો કરકરિયાંવાળો, ૬૦ ગ્રેઇનનો તથા ૦.૮ ઇંચ વ્યાસનો હતો. મુખ્ય બાજુ આઠ આનાના પ્રકારની, બીજી બાજુ સમચોરસમાં

અંગ્રેજીમાં એકડો, એની બંને બાજુ બે ભાગમાં અંગ્રેજી શબ્દ 'આના', મથાળે અંગ્રેજીમાં 'ઇન્ડિયા', નીચે ખ્રિસ્તી વર્ષ તથા ચારે બાજુ મળી બંગાળી હિંદી ઉર્દૂ તથા અંગ્રેજીમાં શબ્દોમાં મૂલ્ય દર્શાવાતું. ૧૯૧૮ માં એના સોનાના સિક્કા પડેલા, જે ૧૫ રૂપિયાનું મૂલ્ય ધરાવતા. કપ્રો–નિકલના આઠ આના તથા ચાર આના અનુક્રમે ૧૯૧૯ તથા ૧૯૨૧ માં બંધ થઈ ફરીથી ચાંદીમાં પડવા શરૂ થયા. તાંબાના પૈસા, અરધા પૈસા તથા પાઈના સિક્કા પ્રસંગોપાત્ત પાડવામાં આવતા. પૈસાની મુખ્ય બાજુએ પુષ્પકળીની કિનારીમાં રાજાનું વામાભિમુખ ઉત્તરાંગ તથા નામ સાથે શહેનશાહ તરીકે ઉલ્લેખ, બીજી બાજુ પુષ્પકળીની કિનારીમાં પુષ્પમાળા, અંગ્રેજીમાં શબ્દોમાં મૂલ્ય તથા આંકડામાં ખ્રિસ્તી વર્ષ દર્શાવાતું. વજન ૭૫ ગ્રેઇન તથા વ્યાસ એક ઇંચ હતો. અરધા પૈસા પણ આવા જ પ્રકારના, પરંતુ ૪૦ ગ્રેઇન તથા ૦.૮ ઇંચ વ્યાસના હતા. પાઈ પણ આ જ પ્રકારની, ૨૨ ગ્રેઇન તથા ૦.૬૫ ઇંચની હતી.

૧૯૩૬ માં ૮ મો ઍડવર્ડ ગાદીએ આવ્યો, પરંતુ એના અત્યલ્પ રાજ્ય-કાલના કોઈ સિક્કા જાણવામાં આવ્યા નથી. એ જ સાલમાં પછી ૬ ઠ્ઠો જ્યૉર્જ ગાદીનશીન થયો. એના ૧૯૩૭ માં રૂપિયા સિવાયના બધા પ્રકારના સિક્કા પડયા, પરંતુ રૂપિયો ૧૯૪૦ માં પડયો. બીજા વિશ્વવિગ્રહના કારણે ચાંદીની ખેંચ પડી ને સિક્કા પાડવા માટે જુદી જુદી ધાતુઓના અખતરા કરવામાં આવ્યા. ચાંદીના તાજયુક્ત શીર્ષ તથા પુષ્પકળીવાળા રૂપિયા ઉપર વર્ષ ૧૯૩૮ દર્શાવાયું છે, છતાં ખરેખર આ સિક્કા ૧૯૪૦ માં મુંબઈની ટંકશાળામાં પડયા હતા.[૨] ૧૯૪૦ થી ૧૯૪૫ વચ્ચે રૂપિયા, અરધા તથા પા રૂપિયા માટે ૫૦ ચાંદી, ૪૦ તાંબુ, ૫ નિકલ, તથા ૫ ટકા ઝીંકની ક્વિકસિલ્વર નામની મિશ્ર ધાતુ વપરાતી.[૩]

૧૯૪૬ માં આવી ધાતુઓને બદલે ચોખ્ખું નિકલ વપરાવા લાગ્યું. નિકલનું દ્રાવણબિંદુ ઊંચું હોવાથી બનાવટી સિક્કા પાડવાનું મુશ્કેલ થતું.

ચાંદીના રૂપિયાની મુખ્ય બાજુએ અર્ધચંદ્ર તથા મીંડાંની કિનારી વચ્ચે રાજાનું તાજયુક્ત વામાભિમુખ શીર્ષ તથા એના ઉપર રાજાનો નામ સાથે શહેનશાહ તરીકે ઉલ્લેખ હોય છે. બીજી બાજુ ગુલાબ કમળ થિસલ તથા રોમ-રોનાં પ્રતીકોની બનેલી પુષ્પમાળા, અંગ્રેજીમાં શબ્દોમાં મૂલ્ય, આંકડામાં ખ્રિસ્તી વર્ષ તથા ઉર્દૂ શબ્દોમાં મૂલ્ય હોય છે. વજન ૧૮૦ ગ્રેઇન તથા વ્યાસ ૧.૨ ઇંચ હોય છે. આઠ આના તથા ચાર આના આવા જ પ્રકારના, પણ અનુક્રમે ૯૦ તથા ૪૫ ગ્રેઇનના અને ૦.૯૫ ઇંચ તથા ૦.૭૫ ઇંચ વ્યાસના હોય છે.

ક્વિક-સિલ્વરના સિક્કા આવા જ પ્રકારના, પરંતુ જુદા જુદા પ્રકારની કિનારીવાળા હોય છે. ચાર આનાનો વ્યાસ ૦.૬ ઇંચ હોય છે. નિકલના સિક્કાઓની કિનારી ઊંચી તથા જાડી હોય છે. રૂપિયાનો વ્યાસ ૧.૦૫ ઇંચ તથા બીજી બાજુએ ડાબી તરફ ચાલતો યાળવાળો વાઘ હોય છે. અંગ્રેજી હિંદી તથા ઉર્દૂ શબ્દોમાં મૂલ્ય, આંકડામાં વર્ષ તથા અંગ્રેજીમાં 'ઇન્ડિયા' અંકિત હોય છે. આઠ આના તથા ચાર આના ઉપર્યુક્ત પ્રકારના અને ચાર આના ૦.૭૫ ઇંચ વ્યાસના હોય છે.

ક્રોમ-નિકલના ચોરસ બે આના ઉપર મીંડાંવાળા ઊંડા વર્તુલમાં રાજાનું તાજયુક્ત શીર્ષ, અંગ્રેજીમાં નામ તથા શહેનશાહ તરીકે ઉલ્લેખ હોય છે. ચારે ખૂણાઓમાં સુશોભિત નકશી હોય છે. બીજી બાજુ પણ એવા જ વર્તુળમાં મધ્યમાં અંગ્રેજીમાં બગડો, એની બાજુ કર્ણરેખામાં લખેલો અંગ્રેજીમાં 'આના' શબ્દ, ખ્રિસ્તી વર્ષ (આંકડામાં), અંગ્રેજીમાં 'ઇન્ડિયા' તથા તેલુગુ ઉર્દૂ અને બંગાળી શબ્દોમાં મૂલ્ય દર્શાવ્યું હોય છે. ખૂણાઓમાં આલંકારિક નકશીઓ હોય છે. વજન ૯૦ ગ્રેઇન તથા માપ ૦.૮ ઇંચ હોય છે.

એક આનાને કરકરિયાંવાળી કિનારી હોય છે, વજન ૬૦ ગ્રેઇન તથા વ્યાસ ૦. ૮ ઇંચ. મુખ્ય બાજુ બે આના જેવી જ, બીજી બાજુ સમચોરસ આકૃતિની વચ્ચે અંગ્રેજી એકડો, એની આજુબાજુ બે ભાગમાં અંગ્રેજી 'આનાઝ' શબ્દ નીચે ખ્રિસ્તી વર્ષ આંકડામાં હોય છે.

૪૫ ગ્રેઇન વજન તથા ૦.૭ ઇંચ માપના ચોરસ અરધા આનાની મુખ્ય બાજુ ચોરસ બે આના જેવી જ, પરંતુ બીજી બાજુ એક આનાના પ્રકારની હોય છે. ૧૯૪૨ માં ક્રોમ-નિકલના બે આના તથા આના એલ્યુમિનિયમ તથા કાંસાના પડવા લાગ્યા અને ૧૯૪૬ સુધી ચાલુ રહ્યા,[૪] પરંતુ અરધા પૈસા ૧૯૪૩ માં બંધ થયા.[૫] ૭૫ ગ્રેઇન વજન તથા એક ઇંચ વ્યાસના તાંબાના પા આનાની મુખ્ય બાજુ ક્રોમ-નિકલ સિક્કા જેવી, પરંતુ પુષ્પકળીની કિનારી-વાળી હોય છે. બીજી બાજુ પુષ્પમાળા, અંગ્રેજીમાં શબ્દોમાં મૂલ્ય તથા આંકડામાં ખ્રિસ્તી વર્ષ હોય છે. આવા જ પ્રકારનો ૪૦ ગ્રેઇન વજન તથા ૦.૮ ઇંચ વ્યાસનો અરધો પૈસો પણ હતો. ૧૯૪૧ માં પાતળો ¼ આનો શરૂ થયો. ૨ ગ્રેઇન વજન તથા ૦.૬૫ ઇંચ વ્યાસના આ સિક્કાની મુખ્ય બાજુ પા આના જેવી જ હતી, પરંતુ બીજી બાજુએ મૂલ્ય આનાના વિભાગમાં અપૂર્ણાંકમાં દર્શાવાતું. ૧૯૪૩ માં આ સિક્કા પણ પડવા બંધ થયા. એ જ વર્ષમાં તાંબાની અછતને પહોંચી વળવા માટે ૩૦ ગ્રેઇન વજન તથા ૦.૮૪ ઇંચ વ્યાસનો વચ્ચે કાણાંવાળો પૈસો શરૂ થયો.[૬] મુખ્ય બાજુએ વચ્ચે ૦.૩૭ ઇંચ વ્યાસનું કાણું

રહેતું, તેથી આજુબાજુની પટ્ટી ઉપર દ્રાક્ષની વેલની માળા આલેખાતી. બીજી બાજુ મથાળે તાજ, ડાબી બાજુ અંગ્રેજીમાં એકડો તથા 'પાઇસ' શબ્દ અને જમણી બાજુ 'ઇન્ડિયા' શબ્દ આવતો. હિંદી તથા ઉર્દૂ શબ્દોમાં પણ મૂલ્ય દર્શાવાતું. નીચે અંગ્રેજી આંકડામાં વર્ષ દર્શાવાતું.

ઉપર્યુક્ત પ્રકારના સિક્કા સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પડવા બંધ થયા.

## દેશી રાજ્યોના સિક્કા

સને ૧૮૭૬ માં ગુજરાતનાં દેશી રાજ્યો પૈકી ફક્ત વડોદરા જૂનાગઢ કચ્છ તથા નવાનગરના સિક્કા પાડવાના હક બાકી રહ્યા હતા. પરંતુ ૧૮૭૬ માં સરકાર તરફ એવી દરખાસ્ત રજૂ થઈ કે જે રાજ્ય ટંકશાળ બંધ કરી સિક્કા પાડવા માટે ધાતુ સરકારમાં મોકલે એને વિનામૂલ્યે સિક્કા પાડી આપવા. આ વ્યવસ્થા ૧૮૯૩ માં સરકારે બંધ કરતાં દેશી રાજ્યોના સિક્કાનું અવમૂલ્યન થયું અને તેથી પોતાના સિક્કા સરકાર બજાર ભાવે ખરીદી લે તો પોતાના સિક્કા પાડવાનો હક જતો કરવા ઘણાં રાજ્ય સંમત થયાં. આ પરિસ્થિતિમાં કચ્છ રાજ્યે ચાંદીના તથા વડોદરા અને જૂનાગઢ રાજ્યે તાંબાના જ સિક્કા પાડવાનો હક રાખ્યો અને ભારતીય પ્રજાસત્તાકમાં ભળતાં સુધી આ કાર્ય ચાલુ રાખ્યું.[૭]

જૂનાગઢમાં ૧૯૧૧ થી ૧૯૪૭ સુધીના નવાબ મહાબતખાન ૪ થાના રાજ્ય અમલ દરમ્યાન તાંબાના દોકડા સિવાય કોઈ સિક્કા પાડવામાં આવ્યા નથી. આ સિક્કા ઉપર મુખ્ય બાજુએ ફારસી લખાણ 'રિયાસતે જૂનાગઢ' તથા બીજી બાજુ નાગરીમાં સોરઠ સરકાર, મૂલ્ય તથા વિક્રમ સંવત દર્શાવાતાં.

કચ્છમાં ૧૯૪૨ સુધી ખેંગારજી ૩ જા રાજ્ય કરતા હતા. એમણે ૧૯૪૨ માં મુખ્ય બાજુએ મહારાવની પ્રતિકૃતિવાળા દસકોરીના સિક્કા પાડ્યા હતા.[૮] તે અગાઉના રાજવીના અઢી, પાંચ તથા એક કોરીના સિક્કા પણ ખેંગારજીના સમયમાં ચલણમાં હતા. ખેંગારજીએ ૭ મા એડવર્ડથી શરૂ કરી છેક ૬ ઠ્ઠા જ્યૉર્જ સુધીના નામના સિક્કા પાડ્યા હતા, અને ૮ મા એડવર્ડ કે જેના સિક્કા બ્રિટનમાં પણ પડ્યાનું જાણવામાં નથી એના નામના સિક્કા પણ ખેંગારજી ૩ જાએ પાડ્યા છે.[૯] તે પછી ૧૯૪૨ થી ૧૯૪૭ ના ગાળામાં વિજયરાજજીએ ૬ઠ્ઠા જ્યૉર્જને નામે કોરીઓ પડાવી હતી. છેવટે મહારાવ મદનસિંહજીના સમયમાં સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછી એમણે મુખ્ય બાજુએ નાગરીમાં 'जयहिन्द' તથા બીજી બાજુ મહારાવનું નામ, ખિતાબો, કચ્છભૂજ તથા (સંવત) ૨૦૦૪ લખેલા સિક્કા પાડ્યા

હતા તથા જયહિંદ પ્રકારની સોનાની મહોર પણ પાડી હતી.[૧૦] આ સિક્કા વિશિષ્ટ પ્રકારના હોઈ આગવું મહત્ત્વ ધરાવે છે.

તાંબાના ઢબુ પાડવાની શરૂઆત ખેંગારજી ૩ જાએ કરી હતી, તેની કિંમત કોરીના આઠમા ભાગની હતી. તેનાથી બમણી કિંમતના પાયલા તથા તેનાથી પણ બમણી કિંમતના આંધીયા પણ એમણે પાડયા હતા. લખાણોમાં આ બધા સિક્કા કોરીને મળતા આવતા. તથા બહુધા કચ્છ રાજ્યના ચિહ્ન ત્રિશૂલથી અંકિત હતા. વિજયરાજજી તથા મદનસિંહજીના સિક્કા વચ્ચે એક નાનું વર્તુળાકાર કાણું રાખવામાં આવતું.[૧૧]

વડોદરામાં ૧૮૭૫ થી ૧૯૩૯ સુધી મહારાજા સયાજીરાવ ૩ જા રાજ્ય કરતા હતા. એમના સમયમાં સિક્કા ઉપરનાં લખાણો ફારસીને બદલે નાગરીમાં થવા લાગ્યાં. સોના તથા ચાંદીના સિક્કાની મુખ્ય બાજુએ સયાજીરાવ ૩ જાની છબી આલેખાતી[૧૨] તથા ફરતું નાગરી લખાણમાં નામ દર્શાવાતું. બીજી બાજુ મૂલ્ય, વિક્રમ સંવત તથા ક્વચિત્ 'બડોદા' લખાતું. તાંબાના સિક્કાની મુખ્ય બાજુએ ઘોડાની ખરી તથા કટાર[૧૩] સૂચક ચિહ્નો ઉપરાંત રાજ્યકર્તાનું નામ તથા કૌટુંબિક ખિતાબ દર્શાવતું નાગરી લખાણ થતું. બીજી બાજુ ફૂલવેલનાં સુશોભનો વચ્ચે મરાઠીમાં મૂલ્ય તથા વિક્રમ સંવત દર્શાવાતાં. ચાંદીમાં રૂપિયા, અરધા, ચાર આના, તથા બે આના અને તાંબામાં બે પૈસા. પૈસો તથા પૈના સિક્કા હતા.

## પ્રજાસત્તાક ભારતના સિક્કા

૧૯૪૭–૫૦ દરમ્યાન બ્રિટિશ રાજ્યના સિક્કા ચાલુ રહેલા.[૧૪] પ્રજાસત્તાક ભારતે ૧૯૫૦ માં સિક્કા પાડવાની શરૂઆત કરી. પ્રજાસત્તાક ભારતના સિક્કા કિંમત ધાતુ વજન તથા પોતમાં મુખ્યત્વે બ્રિટિશોના પુરોગામી સિક્કાઓનું જ અનુકરણ કરે છે. સિક્કા ઉપરનાં ચિહ્ન તથા લખાણોમાં ફેરફાર થવા છતાં આ સિક્કા એકંદરે સ્વતંત્રતાની ભાવનાનું સંપૂર્ણ મનોદર્શન કરાવતા નથી. મુખ્ય બાજુએ રાજાના ઉત્તરાંગ સ્થાને સારનાથના અશોકસ્તંભના સિંહશીર્ષની પ્રતિકૃતિ દર્શાવવાનું શરૂ થયું, પરંતુ રાજાના નામને સ્થાને 'ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા' એવું લખાણ અંગ્રેજીમાં જ આલેખાયું. રૂપિયા અરધા તથા પા રૂપિયાની બીજી બાજુ ઘઉંની ડૂંડી દર્શાવાય છે, પરંતુ નાના સિક્કાઓની બીજી બાજુ વૃષભ, ઊભો ઘોડો વગેરે મૌલિક ચિહ્નો દર્શાવાય છે, એમ છતાં બધા સિક્કાઓની બીજી બાજુ ખ્રિસ્તી વર્ષ, મૂલ્ય વગેરે દર્શાવવામાં અંગ્રેજી શબ્દો અગર આંકડાનો ઉપયોગ પણ કરવામાં આવ્યો.

હવે આ સિક્કાઓનું પ્રકારવાર વર્ણન કરીશું. રૂપિયા અરધા તથા ચાર આના નિકલના હોય છે તથા એનાં ચિહ્નો તથા લખાણો સરખા પ્રકારનાં હોય છે. મુખ્ય બાજુ સહેજ ઊંચી સાદી કિનારી વચ્ચે સારનાથનું અશોકનું સિંહસ્તંભશીર્ષ, એની નીચે પાંચપાંખિયો નાનો તારો, એની બે બાજુએ વતુંળાકાર લીટીઓ તથા અંગ્રેજી લખાણ 'ગવર્ન્મેન્ટ ઑફ ઇન્ડિયા' હોય છે. બીજી બાજુ ઊંચી કિનારી વચ્ચે મૂલ્યદર્શક અંગ્રેજી આંક ૧, $\frac{1}{2}$, અગર $\frac{1}{4}$ એની બે બાજુ ઘઉંની ડૂંડીની આકૃતિ, એની ઉપર હિંદી શબ્દોમાં મૂલ્ય, નીચે અંગ્રેજી શબ્દ 'રૂપી', એની નીચે અંગ્રેજી આંકડામાં ખ્રિસ્તી વર્ષ તથા વર્ષની નીચે મુંબઈની ટંકશાળ બતાવતું ટપકું મૂકવામાં આવે છે.[૧૫] વજન અનુક્રમે દસ, પાંચ તથા અઢી ગ્રામ અને વ્યાસ ૧.૦૫, ૦.૮૮ અને ૦. ૭૫ ઇંચ હોય છે.

નાના સિક્કાઓમાં ક્પ્રો–નિકલના બે આના, એક આના તથા અરધા આના અને તાંબાના પૈસા હોય છે. આ બધા સિક્કાઓની મુખ્ય બાજુ નિકલના મોટા સિક્કા જેવી જ હોય છે, પરંતુ બીજી બાજુ ડાબી તરફ ચાલતો વૃષભ હોય છે, એની આજુબાજુ અંગ્રેજી તથા હિંદી શબ્દોમાં મૂલ્ય તથા નીચે આંકડામાં ટંકશાળસૂચક ટપકાં સાથે ખ્રિસ્તીવર્ષ હોય છે. બે આના ચોરસ, એક આના કરકરિયાંવાળા તથા અરધા આના ચોરસ હોય છે. વજનો અનુક્રમે ૫.૭, ૩.૯ તથા ૨.૯ ગ્રામ તથા વ્યાસ ૦.૮૮, ૦.૮૮, ૦.૮૫ તથા ૦.૮ ઇંચ હોય છે. તાંબાના પૈસાની બીજી બાજુએ કૂદતો અશ્વ હોય છે તથા અંગ્રેજી અને હિંદી શબ્દોમાં મૂલ્ય અને અંગ્રેજી આંકડામાં ટપકાં સાથે ખ્રિસ્તી વર્ષ હોય છે. વજન ૨.૮ ગ્રામ તથા વ્યાસ ૯.૮ ઇંચ હોય છે. પરંતુ ૧૯૫૧ માં ૩.૯ ગ્રામ વજનના આવા જ પૈસા પાડવામાં આવ્યા હતા.

૧૯૫૭ માં વ્યવહારમાં દશાંશ–પદ્ધતિ દાખલ થતાં સિક્કાઓમાં પણ એને અનુરૂપ ફેરફાર થયા. રૂપિયાના સો ભાગ થયા ને દરેક ભાગને 'नया पैसा' (નવો પૈસો) કહેવાનું શરૂ થયું, જેથી જૂના પૈસા સાથેનો એનો ભેદ દર્શાવી શકાયો. પચાસ પચીસ દસ પાંચ બે તથા એક પૈસાના સિક્કા ઉપરાંત રૂપિયા પાડવામાં આવ્યા. મુખ્ય બાજુનું સિંહસ્તંભશીર્ષ ચાલુ રહ્યું પરંતુ અંગ્રેજી લખાણ 'ગવર્ન્મેન્ટ ઑફ ઇન્ડિયા'ને સ્થાને નાગરીમાં 'भारत' તથા અંગ્રેજીમાં 'ઇન્ડિયા' લખવાનું શરૂ થયું. આ પ્રમાણે લખાણ વધારે રાષ્ટ્રિય બન્યું. બીજી બાજુ ઉપર મૂલ્ય રૂપિયાના ભાગમાં તેમજ પૈસાની સંખ્યામાં દર્શાવાતું શરૂ થયું. દાખલા તરીકે પચાસ પૈસા ઉપર મધ્યમાં મૂલ્યદર્શક સંખ્યા અંગ્રેજી આંકડામાં લખાઈ ને એની નીચે હિંદી શબ્દોમાં 'नये पैसे' તથા એની નીચે અંગ્રેજી આંકડામાં ખ્રિસ્તી

વર્ષ દર્શાવાયું. મૂલ્યદર્શક સંખ્યાની ઉપર વર્તુળાકારે હિંદીમાં 'रुपये का आधा भाग, (કે चौथा भाग, दशवां भाग, बीसवां भाग, पचासवां भाग) એવું લખાણ અપાયું. પૈસા ઉપર 'रुपये का सौवां भाग' એવું લખાણ અપાતું.

સમય જતાં નયા (કે નયે) શબ્દ બિનજરૂરી બનતાં રદ કરાયો. વળી રૂપિયા અને પૈસા વચ્ચેના સંબંધની જાણકારી સાર્વત્રિક બનતાં એ લાંબું લખાણ દૂર કરીને, મૂલ્યના આંકડાની ડાબી બાજુ 'पैसा' કે 'पैसे' અથવા 'रुपया' કે 'रुपये' અને જમણી બાજુ PAISA કે PAISE અથવા RUPEE કે RUPEES લખાવા લાગ્યું.[૧૬]

રૂપિયો, પચાસ તથા પચીસ પૈસા નિકલના, દસ પાંચ તથા બે પૈસા ક્રૉ-નિકલના તથા એક પૈસો કાંસાનો હોય છે. દસ તથા બે પૈસા કરકરિયાંવાળા, પાંચ પૈસા ચોરસ તથા બાકીના વર્તુળાકાર હોય છે. રૂપિયા, પચાસ પૈસા તથા પચીસ પૈસાનાં વજન અનુક્રમે દસ, પાંચ તથા અઢી ગ્રામ અને વ્યાસ ૩, ૨.૫, ૨.૨૫ સેન્ટિમીટર હોય છે. દસ પાંચ તથા બે તથા એક પૈસાનાં વજન અનુક્રમે ૫, ૩.૯, ૩ તથા ૧.૫ ગ્રામ અને માપ ૨.૫, ૨.૨૫, ૧.૮ અને ૧.૭૫ સેન્ટિમીટર હોય છે તથા એની ધાતુઓમાં અવારનવાર ફેરફાર થતા રહ્યા છે.

## પાદટીપ

૧. શંભુપ્રસાદ દેશાઈ, 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ,' પૃ. ૭૫૪

૨-૩. *Journal of the Numismatic Society of India*, Vol XXIII, p. 99, f. n. 3

૪. P. L. Gupta *'Coins'*, pp. 167 f.

૫-૬. *Ibid.*, p. 168

૭. હરિપ્રસાદ શાસ્ત્રી અને પ્રવીણચંદ્ર પરીખ, 'ભારતીય સિક્કાશાસ્ત્ર', પૃ. ૨૪૬

૮. એજન, પૃ. ૨૫૪

૯. P. L. Gupta, *op. cit.*, p. 171

૧૦-૧૧. હરિપ્રસાદ શાસ્ત્રી અને પ્રવીણચંદ્ર પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૨૧૫

૧૨-૧૩ J. Allan, *Catalogue of Coins in Indian Museum, Calcutta*, Vol. IV p. 160

૧૪. હરિપ્રસાદ શાસ્ત્રી અને પ્રવીણચંદ્ર પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૨૪૯

૧૫. P. L. Gupta, *op. cit.* p. 168

૧૬. હરિપ્રસાદ શાસ્ત્રી અને પ્રવીણચંદ્ર પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૨૬૦-૬૧

# ખંડ ૩

# સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૭

## સામાજિક સ્થિતિ

### પ્રાસ્તાવિક

વીસમી સદીના ઉષઃકાલે ગુજરાતના સમાજજીવનમાં નવી ચેતનાના પ્રાદુર્ભાવ માટે ગઈ સદીના ઉત્તરાર્ધનાં કેટલાંક ઉત્તેજક બળોને કારણરૂપ ગણી શકાય. અંગ્રેજોની વહીવટી નીતિ, વિદેશી સંસ્કૃતિ તથા જીવનરીતિનો ભારતના (એ સમયે હજી હિંદના) સુધારક અને ઉદાર મતવાદીઓને પ્રત્યક્ષ સંપર્ક અને પરિચય, અંગ્રેજી કેળવણી તથા સાહિત્યનો સવિશેષ સમાગમ સમાજસુધાર પ્રવૃત્તિને વેગવતી કરનારાં પરિબળ હતાં.

રાજા રામમોહન રાયથી ગાંધીજીના સ્વદેશાગમન સુધીના કાલમાં સમાજસુધારકો, કેટલાક પ્રગતિશીલ અંગ્રેજી અમલદારો અને સુધારકતાવાદી દેશી રાજવીઓના પ્રયત્નોથી સતીપ્રથા તેમજ બાલિકાહત્યા જેવા ક્રૂર રિવાજો માટે કાયદા થયા હતા. વિધવાપુનર્લગ્ન અને સંમતિવયના કાયદા પણ પસાર થયા હતા. વ્યક્તિગત અને સામુદાયિક પ્રયત્નો દ્વારા પ્રાદેશિક ધોરણે નાના પાયા પરનાં મંડળ સમાજમાં વ્યાપેલા કેટલાક કુરિવાજો, જેવા કે બાળલગ્નો, વિધવાવિવાહપ્રતિબંધ, વિધવા તરફના ક્રૂર વર્તાવ, વહેમો અંધશ્રદ્ધા વગેરે સામે ઝુંબેશ ચલાવી સમાજમાં જાગૃતિ લાવવાના પ્રયત્ન કરતાં હતાં.[1]

વીસમી સદીના ૧ લી વીસીમાં હિંદુ સમાજ જ્ઞાતિની પકડમાં ઠીક ઠીક જકડાયેલો હતો છતાં શહેરી સમાજ તથા ગ્રામવિસ્તારની કેટલીક આગળ પડતી

જ્ઞાતિઓના વલણમાં થોડો ફેરફાર દેખાતો હતો. શહેરોમાં વસતી બ્રહ્મક્ષત્રિય, ઔદીચ્ય બ્રાહ્મણ, નાગર બ્રાહ્મણ, અનાવળા બ્રાહ્મણ, જૈન જેવી ઉચ્ચ જ્ઞાતિઓ તથા પાટીદાર જેવી કેટલીક આગળ પડતી જ્ઞાતિઓનાં મંડળ હતાં.[૨] આ મંડળો પરંપરાગત જ્ઞાતિમંડળો કે પંચ કરતાં જુદાં પડીને થોડુંક સુધારક વલણ અપનાવતાં થયાં હતાં, એમ છતાં જ્ઞાતિમંડળો તથા જ્ઞાતિસંમેલનોના ઠરાવો અને કાર્યક્રમો જોતાં જણાય છે કે તત્કાલીન સમાજમાં ઘણાખરા કુરિવાજ ચાલુ હતા. હિંદુ સમાજમાં બાળલગ્ન અને વિધવા અંગેના પ્રશ્ન ગંભીર રીતે મોજૂદ હતા, એની સમસ્યાના ઉકેલ માટે કોઈ રાજમાર્ગ મળ્યો જણાતો ન હતો. નર્મદયુગનો 'યા હોમ કરીને પડો'નો જુસ્સો મંદ પડ્યો છતાં સુધારાનો સાર ધીમે ધીમે સમાજમાં ફેલાવાની હવા જાણે પ્રસરતી હતી. સામાજિક પ્રશ્નોના ઉકેલ માટે ક્રાંતિકારી પગલાં કરતાં ધીરે ધીરે ફેરફાર કરવામાં પાંડિત્યયુગનું ડહાપણ સમાયેલું હોય એમ જણાતું હતું.

સૌ-પ્રથમ ઈ. સ. ૧૯૧૫ થી ૧૯૬૦ ના સમયગાળામાં ગુજરાતના સમાજજીવનને સ્પર્શતી લાક્ષણિક આંકડાકીય માહિતી તથા સમાજમાં પરિવર્તન લાવતાં રાજકીય સામાજિક સાંસ્કૃતિક તથા અન્ય પરિબળોનો ટૂંકમાં નિર્દેશ કરીશું.

સને ૧૯૧૧ માં ગુજરાતની વસ્તી એક કરોડથી થોડી ઓછી હતી તે વધીને ૧૯૬૧ માં બે કરોડથી પણ થોડી વધારે થઈ. સમગ્ર દેશની સરખામણીમાં ગુજરાતમાં વસ્તી–વધારાનો દર ઊંચો હતો. ૧૯૨૧ માં દર હજારે ૪૪૮ પુરુષ અને ૪૮૨ સ્ત્રી પરિણીત હતાં. ૧૯૬૧ માં એ ઘટીને ૪૧૪ પુરુષ અને ૪૪૫ સ્ત્રી થયાં હતાં. આ સમય દરમ્યાન બાળલગ્નોનું પ્રમાણ ઘટયું હશે એનો આડકતરો પુરાવો આમાંથી મળે છે. સ્ત્રીઓ–પુરુષોની લગ્નસમયે સરેરાશ ઉંમરમાં પણ વધારો જોવા મળે છે. ૧૯૬૧ માં પુરુષનું સરેરાશ લગ્નવય ૨૧.૩ વર્ષ અને સ્ત્રીનું સરેરાશ લગ્નવય ૧૭.૨ હતું. ગ્રામીણ વિસ્તારોમાં પુરુષનું આ વય ૨૦.૬ વર્ષ અને સ્ત્રીનું ૧૬.૮ વર્ષ, જ્યારે શહેરી વિસ્તારોમાં પુરુષનું લગ્નવય ૨૨.૯ વર્ષ અને સ્ત્રીનું ૧૮.૪ વર્ષ હતું. ૧૯૬૧ માં સમગ્ર ભારતમાં પુરુષોનું સરેરાશ લગ્નવય ૨૧.૪ વર્ષ અને સ્ત્રીઓનું ૧૬.૧ વર્ષ હતું. આ આંકડા દર્શાવે છે કે બાળલગ્નો અટક્યાં હતાં અને ભારતની સ્ત્રીઓના સરેરાશ લગ્નવય સાથે સરખાવતાં ગુજરાતી સ્ત્રીઓનું લગ્નવય ઊંચું ગયું હતું. બાળલગ્નના ઘટવા સાથે અને લગ્નવયના વધવા સાથે અક્ષરજ્ઞાનમાં પણ ઉત્તરોત્તર વધારો થયો હતો; જોકે પુરુષો કરતાં સ્ત્રીઓ અક્ષરજ્ઞાનમાં પાછળ હતી. ૧૯૨૧ માં ૧૮

ટકા પુરુષો અને ૩.૨૮ ટકા સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરવતાં હતાં, જે વધીને ૧૯૬૧ માં ૪૧.૧૩ ટકા પુરુષો અને ૧૯.૧૦ ટકા સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરાવતાં થયાં.[3]

ગુજરાતમાં મોટા ભાગની જૈન સહિતની હિંદુ વસ્તી ઉપરાંત મુસલમાન પારસી ખ્રિસ્તી તથા કેટલીક ઇતરધર્મી કોમોનો વસવાટ જણાય છે. વસ્તીનો મોટો ભાગ ગામડાંઓમાં રહેતો હોવા છતાં ઉત્તરોત્તર શહેરોમાં વસ્તી વધતી જતી હતી. ઈ. સ. ૧૯૩૧ ની વસ્તીગણતરીના હેવાલ પ્રમાણે શહેરી વસ્તીમાં ૬૭.૦૦ ટકા હિંદુઓ, ૨.૭ ટકા જૈન, ૨૬.૮ ટકા મુસલમાન, ૧.૩ ટકા પારસી, ૧.૫ ટકા ખ્રિસ્તી અને ૦.૦૭ ટકા અન્યધર્મી હતા.[4] ૧૯૬૧ ની વસ્તીગણતરીના આધારે ૮૮.૯૬ ટકા હિંદુઓ, ૧.૯૯ ટકા જૈન, ૮.૪૬ ટકા મુસલમાન, ૦.૪૪ ટકા ખ્રિસ્તી તેમજ બાકીનામાં બૌદ્ધ પારસીઓ તેમજ અન્યધર્મીઓનો સમાવેશ થાય છે.[5] ગુજ-રાતમાં બિનગુજરાતીઓનું પ્રમાણ ખાસ કરીને સ્વતંત્રતા પછીના સમયમાં વધ્યું છે. ૧૯૦૧ માં ૪.૫૮ લાખ બિનગુજરાતી હતા તે ૧૯૫૧ માં ૮.૯૫ લાખ અને ૧૯૬૧ માં ૧૩.૪૩ લાખ થયા.[6]

આ સર્વ આંકડાકીય માહિતી સમાજજીવનમાં આવેલા પરિવર્તનની કાંઈક અંશે ઝાંખી કરાવે છે, પરંતુ કેટલાંક અન્ય પરિબળ પણ એ માટે જવાબદાર હતાં. ઈ. સ. ૧૯૧૫ માં ગાંધીજીનું સ્વદેશાગમન અને અમદાવાદમાં એમનો સ્થાયી નિવાસ, ખાસ કરીને ગુજરાત માટે, એક નોંધપાત્ર બિના છે. ગાંધીજીનું સ્વદેશી આંદોલન, મજૂરોના પ્રશ્નોમાં એમનો રસ તથા એમનો રચનાત્મક કાર્યક્રમ સામાજિક ક્રાંતિ લાવવા માટે બલપ્રદ પ્રદાન હતાં.

ઔદ્યોગિકીકરણ તથા શહેરીકરણ, આધુનિક ન્યાયપદ્ધતિ, ઝડપી વાહન-વ્યવહાર તથા સંચારનાં ઝડપી સાધનો, ઉદ્યોગ અને વ્યવસાયોને કારણે નવાં નવાં મંડળોનો ઉદ્ભવ અને એનો લોકો પર પ્રભાવ, કેળવણીનો વિકાસ અને એની સમાજજીવન ઉપર અસર, દેશવ્યાપી રાજકીય આંદોલન, સ્ત્રી–આંદોલન, જ્ઞાતિપ્રથાના જડ નિયમો સામે પ્રચાર વગેરે એવી સીધી યા આડકતરી અનેકવિધ અસર થઈ. આ ઉપરાંત સ્ત્રીઓનો સ્વાતંત્ર્ય–આંદોલનમાં ફાળો, દલિત તેમજ પછાત વર્ગોના કલ્યાણ માટે જાગૃતિ તથા એમને માટે બંધારણમાં ખાસ જોગવાઈઓ, સ્ત્રીઓના દરજ્જામાં ફેરફારો લાવતા કાનૂન, વ્યાવસાયિક તેમજ સ્વૈચ્છિક મંડળોમાં તથા સરકારી ઑફિસોમાં સ્ત્રીઓની વિસ્તરતી કામગીરી, સમાજવાદી સમાજરચનાના ખ્યાલ ઉપર રચાયેલી અનેક કલ્યાણયોજનાઓ તથા મહાગુજરાત–આંદોલન અને ૧૯૬૦ માં અલગ ગુજરાત રાજ્યની સ્થાપના ગુજરાતના સમાજજીવનને અસર કરતાં

અગત્યનાં પરિબળ ગણી શકાય. આ સર્વ પરિબળોના પરિપ્રેક્ષ્યમાં આવેલા કેટલાક ફેરફારો, દલિત વર્ગોનો અભ્યુદય, સ્ત્રીઓની સ્થિતિ, લોકકલ્યાણ અને સામાજિક મંડળોની કામગીરી અંગે વિચારણા કરીશું.

## જ્ઞાતિભાવનાની મંદતા

જ્ઞાતિવ્યવસ્થા હિંદુ સમાજનું વિશિષ્ટ અને એક અગત્યનું અંગ હોઈ ભારતીય સમાજમાં જ્ઞાતિ-વ્યવસ્થાનું આગવું મહત્ત્વ છે. ઘણા જૂના કાલથી પ્રત્યેક વ્યક્તિ જ્ઞાતિથી જ ઓળખાતી રહી છે અને હાલ પણ એનું મહત્ત્વ ઘટ્યું નથી. ઈ. સ. ૧૯૪૧ સુધી વસ્તીપત્રકના હેવાલોમાં પણ જ્ઞાતિવાર વિસ્તૃત માહિતી એકત્રિત કરવામાં આવતી હતી, પરંતુ ૧૯૫૧ ના વસ્તીપત્રકમાંથી એ અંગેની માહિતી રદ કરવામાં આવી, એમ છતાં ભારતમાં જ્ઞાતિવ્યવસ્થા નાશ પામી નથી. જ્ઞાતિઓ હિંદુ સમાજમાં જ નજરે પડે છે, આમ છતાં એનાં કેટલાંક લક્ષણ અન્ય કોમોમાં અને અન્ય સ્થળોએ પણ દેખાય છે.

જ્ઞાતિનાં મુખ્ય લક્ષણ, જેવાં કે સમાજનું ભિન્ન ભિન્ન ખંડોમાં વિભાજન, ચડ-ઊતરનો ક્રમ, ખાનપાન તથા ધાર્મિક અને નાગરિક અધિકારો પર પ્રતિબંધ તેમજ ધંધા અને લગ્ન ઉપર પ્રતિબંધ[૭] વગેરેમાંથી વીસમી સદીના ત્રીજા દસકામાં કેટલાંકમાં થોડુંક પરિવર્તન આવ્યું હતું. જ્ઞાતિ જન્મજાત હોવાથી વ્યક્તિ પોતાના પુરુષાર્થથી એ બદલી શકતી નહિ અને જ્ઞાતિવ્યવસ્થામાં વ્યક્તિ જ્ઞાતિ-અનુસાર સામાજિક દરજ્જો પ્રાપ્ત કરી શકતી, એટલે વ્યક્તિને આડી ગતિશીલતા માટે અવકાશ હતો, પરંતુ વર્ગસમાજની જેમ ઊભી ગતિશીલતા માટે ભાગ્યેજ અવકાશ હતો. એ રીતે પહેલાં બે લક્ષણોમાં પણ ફેરફાર માટે અવકાશ ન હતો.

વીસમી સદીના ત્રીસી દરમ્યાન જ્ઞાતિના ખાનપાન સ્પર્શ તથા સામાજિક સંપર્ક અંગેના નિયમોમાં શહેરો તથા ગામડાંમાં થોડોક તફાવત પડ્યો હતો. સામાન્ય રીતે હરિજનો સિવાય અન્ય વર્ણના લોકોને અંદર અંદર સ્પર્શ કરવામાં ખાસ બાધ જણાતો ન હતો. એમાંયે ગાંધીજીની સત્યાગ્રહની ચળવળ પછી શહેરોમાં તથા મર્યાદિત અંશે ગામડાંઓમાં પણ સ્પર્શાસ્પર્શના ખ્યાલમાં થોડી છૂટછાટ આવી હતી, પરંતુ સામાજિક સંપર્ક કે ખાનપાનના નિયમોમાં કોઈ નોંધપાત્ર ફેરફાર ન હતો. દૂદાભાઈ વણકરને ગાંધીજી, આશ્રમના નિયમોનું પાલન કરવાની શરતે, કુટુંબ સાથે આશ્રમમાં રહેવા લાવ્યા હતા. આ અંગે આશ્રમવાસીઓમાં અને

ગાંધીજીનાં નિકટનાં સગાંઓમાં પણ ઘણો ખળભળાટ થયો હતો, તો પછી સામાન્ય જનોના વલણનું તો પૂછવું જ શું?[૮]

ખાનપાન અંગેના નિયમોમાં ઉચ્ચ જ્ઞાતિના લોકો નીચલી જ્ઞાતિના હાથનું ખાઈ ન શકે. બ્રાહ્મણોની રાંધેલી રસોઈ દરેક જ્ઞાતિ ખાઈ શકે, પરંતુ બ્રાહ્મણો દૂધમાં રાંધેલી રસોઈ જ અન્ય જ્ઞાતિઓ, ખાસ કરીને ઉચ્ચ જ્ઞાતિઓ, પાસેથી ગ્રહણ કરી શકે. સમૂહભોજનમાં પણ જ્ઞાતિ-આધારિત પંક્તિભેદ જાળવવામાં આવતો હતો. ખાનગી ઘરોમાં પણ આ વ્યવહારનું પાલન થતું. ઘણી જગાઓએ અન્ય જ્ઞાતિના લોકો માટે પાણી તથા આ માટે પિત્તળ કે જર્મન સિલ્વરનાં જ વાસણ, ટૂંકમાં ધાતુનાં વાસણ વપરાતાં. સાદું પાણી પીવામાં પણ ઘરમાં તથા બહાર જ્ઞાતિભેદનો ચુસ્ત રીતે અમલ થતો. શિક્ષણની સંસ્થાઓમાં ગામડાંઓમાં આ નિયમ સચવાતો, એટલું જ નહિ, પરંતુ અમદાવાદ જેવા મોટા શહેરમાં પણ પાણી પીવા માટે જ્ઞાતિવાર જુદા પ્યાલા રહેતા.[૯] આમ સવર્ણો વચ્ચે પણ ખાનપાનના નિયમોનું ઘણે અંશે પાલન થતું. ટૂંકમાં, ગાંધીજીના વિચારોથી રંગાયેલા લોકો અને જ્ઞાતિમાં ન માનનારા થોડાક સુધારક કેળવાયેલા લોકો સિવાય અન્ય લોકો રોજિંદા જીવનમાં પણ ખાનપાનના નિયમોનું ચુસ્તપણે પાલન કરતા.

જ્ઞાતિનું મહત્ત્વનું લક્ષણ એ અંતર્ગત લગ્નપદ્ધતિ છે. પ્રત્યેક જ્ઞાતિ અનેક પેટાજ્ઞાતિઓમાં વહેંચાયેલી હતી. તેઓ અંદર અંદર લગ્નસંબંધ બાંધી શકે નહિ એવો એક સામાન્ય નિયમ હતો. અનુલોમ લગ્ન શાસ્ત્રસંમત હોવાથી કેટલીક વાર આવાં લગ્ન થતાં અને પ્રતિલોમ લગ્ન શાસ્ત્રવિરુદ્ધ હોવા છતાં પણ ક્વચિત્ થતાં. કાલક્રમે આવાં લગ્નોની સંખ્યા વધતી જતી હતી. જ્ઞાતિમાં જ લગ્નને કારણે કેટલીક જ્ઞાતિઓનાં વર્તુળ સવિશેષ સાંકડાં થતાં ગયાં. ઉપરાંત, જ્યાં પ્રાદેશિક ભિન્નતાનો ખ્યાલ ઉમેરાયો ત્યાં લગ્નસંબંધ બાંધવામાં સવિશેષ મુશ્કેલ પરિસ્થિતિ ઊભી થઈ. દા. ત. પાટીદાર જ્ઞાતિ જ્ઞાતિ તરીકે એક કોમ ગણાય, પરંતુ એમાં લેઉવા તથા કડવા એવા પેટાવિભાગ હતા. આ ઉપરાંત ચરોતર, કાનમ, ૭ ગામ, બાર ગામ, સત્તાવીસ ગામ એમ પ્રમાણ અને પ્રાદેશિક તેમ ગોળ કે એકડાની ભિન્નતાને આધારે કન્યાની લેવડદેવડ થતી, ચરોતરના પાટીદાર કાનમની કન્યા લઈ શકે, પરંતુ ત્યાં આપી ન શકે. ૭ ગામનો પાટીદાર પોતાની કન્યા ૭ ગામમાં જ આપે, પરંતુ બાર ગામ કે સતાવીસ ગામમાંથી લાવી શકે. ટૂંકમાં, ઉચ્ચ સામાજિક મોભો ધરાવતો સમૂહ નીચો સામાજિક દરજ્જો ધરાવતા સમૂહ કે સ્થળમાંથી કન્યા લઈ શકે, પરંતુ આપી શકે નહિ. આને કારણે કેટલાક સામાજિક કુરિવાજ અસ્તિત્વમાં હતા. કેટલાક સમૂહોમાં વરની અછતને લીધે વરવિક્રય

થતો, જ્યારે કેટલાકમાં કન્યાનો પિતા ભારે પરઠણ કે દાયજો આપવા મજબૂર બનતો; વળી કેટલાક સમૂહોમાં લાયક જુવાનોને વહુ મેળવવાની મુશ્કેલી પડતી. પરિણામે કજોડાં અને સાટાં કે તેખડાં જેવી લગ્નપ્રથાઓ અસ્તિત્વમાં હતી, લગ્નવતુંળ સીમિત હોવાને કારણે તથા કેટલીક કોમોમાં વરવિક્રયની પ્રથાને લીધે તેમજ કન્યાના લગ્ન પાછળ પુષ્કળ ખર્ચ થતો હોવાને કારણે, કાયદો હોવા છતાં પણ, બાલિકાહત્યા અને બાળલગ્નના રિવાજને પોષણ મળતુ હતું. પાટીદાર ઉપરાંત અનાવળા બ્રાહ્મણ તેમજ બ્રાહ્મણોની કેટલીક પેટા જ્ઞાતિઓમાં અગાઉ દર્શાવેલા ઘણાખરા કુરિવાજ મોજૂદ હતા. કન્યાવિક્રયને કારણે કેટલીક નાની જ્ઞાતિઓ માટે લુપ્ત થઈ જવાનો ભય ઊભો થયો હતો. જ્ઞાતિમાં જ નહિ, પરંતુ પોતાની પેટા જ્ઞાતિમાં જ લગ્ન થઈ શકે એવો સામાન્ય નિયમ સમાજમાં અમલમાં હતો તેને ઉલ્લંઘીને આંતરજ્ઞાતીય લગ્ન કરવાની હિંમત માબાપમાં ન હતી તો પછી પરણનાર વ્યક્તિઓ એવું દઢ મનોબળ કઈ રીતે કેળવી શકે ? સામાન્ય લોકમત આવાં લગ્નોની વિરુદ્ધ હતો. આંતરજ્ઞાતીય લગ્ન જૂજ અને એ પણ આગળ પડતાં કેળવાયેલાં કુટુંબોમાં થતાં.[૧૦]

ધંધાના અનુસંધાનમાં જોતાં જણાય છે કે ઉચ્ચ જ્ઞાતિઓ, ખાસ કરીને, નીચલી જ્ઞાતિના અને હલકા ધંધા કરતી નહિ. ઉપરાંત, હરિજન પોતાના વંશ-પરંપરાગત ધંધા તેમજ મજૂરી સિવાય અન્ય ધંધા કરી શકતા નહિ. ગાંધીજીએ આ દૃષ્ટિકોણમાં પરિવર્તન લાવવા માટે આશ્રમી જીવનમાં આશ્રમવાસીઓ પાયખાનાં-સફાઈનું તેમજ રસ્તા વાળવાનું કામ જાતે જ કરે એવો આગ્રહ રાખ્યો હતો તથા કાંતણ અને વણાટને પણ મહત્ત્વ આપ્યું હતુ. એમ છતાં આ દિશામાં જ્ઞાતિઓના વલણમાં તત્કાલીન કોઈ ખાસ ફેરફાર જણાતો નહિ.

જ્ઞાતિસમાજ અને એનાં પંચોની સામાન્ય જનસમાજ ઉપર એટલી સજ્જડ પકડ હતી કે નાની ઉંમરે વેવિશાળ વરવિક્રય તેમજ કુલીનશાહી લગ્નોમાં દૂષણો-માંથી સામાન્ય જન બહાર નીકળી શકતા ન હતા. લગ્નપ્રસંગે અઢળક ખર્ચ અને મરણ પાછળ પ્રેતભોજન જમાડવા માટે કેટલાંયને કરજ કરવું પડતું હતું અથવા ઘર ગીરો મૂકવાં પડતાં હતાં. પરિણામે કુટુંબનો સર્વનાશ થતો, એટલું જ નહિ, પરંતુ સંતાનોને પણ ઘણી વખત જીવનભર સહન કરવું પડતું. એમને કેળવણીને બદલે વારસામાં ગરીબી મળતી. ટૂંકમાં, આ સદીના પહેલા ત્રણ દાયકા સુધીમાં જ્ઞાતિવ્યવસ્થામાં થોડાક ઉપરછલ્લા ફેરફાર બાદ કરતાં મહત્ત્વના ફેરફાર જણાતા નથી.

ગુજરાતમાં કેટલાક સમાજસુધારકો તેમ અન્ય પરિબળોના પ્રભાવથી ગાંધીયુગ દરમ્યાન અમુક ક્ષેત્રોમાં જ્ઞાતિનું વર્ચસ શહેરોમાં ઘટતું જતું હતું, પરંતુ જ્ઞાતિ-સંસ્થાની પકડ ગામડાંઓમાં ઘણી સજ્જડ હતી. ગામડાંઓનો સમાજ અજ્ઞાન પછાત અને શોષિત હતો અને જ્ઞાતિગંગાની મર્યાદા ઓળંગવા અસમર્થ હતો. ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિઓ ગામડાંઓમાં શરૂ થઈ એના અનુસંધાનમાં સામાજિક કાર્યકરોએ ગામડાંઓના લોકોને કેટલાક ક્રૂર રિવાજોની પકડમાંથી છોડાવવાની કામગીરી શરૂ કરી હતી. ગાંધીજીએ નાતજાતને 'ગંધાતા ખાબોચિયા' તરીકે ગણાવી અને જ્ઞાતિસંસ્થાની જડતા ઓછી કરવા સબળ પુરુષાર્થ આદર્યા. અસ્પૃશ્યતા-નિવારણ અંગેના એમના વિચારો અને કાર્યક્રમો કેટલાક રૂઢિચુસ્ત લોકો માટે જલદ અને અગ્રાહ્ય હોવા છતાં ગાંધીજીના સુધારક અનુયાયીઓનો એક મોટો વર્ગ જ્ઞાતિભોજન અને પ્રેતભોજનનો વિરોધી હતો. એમણે ગાંધીજીના વિચારોને અપનાવ્યા અને એને અમલમાં મૂકવાનો પ્રયાસ કર્યો. આ પ્રયત્નોને પરિણામે જ્ઞાતિસંસ્થાના કેટલાક જડ નિયમમોનું જોર નરમ પડયું. હવે વિભિન્ન જ્ઞાતિઓની વ્યક્તિઓ એક પંગતમાં બેસી 'પ્રીતિભોજન' કરવા લાગી. ગાંધીજી આંતરજ્ઞાતીય તેમજ અસ્પૃશ્યો અને સવર્ણો વચ્ચેના લગ્નસંબંધની પણ હિમાયત કરતા હતા.

ગાંધીજી ઉપરાંત પરિસ્થિતિજન્ય ફેરફારો અને પરિબળોને કારણે સમયના વહેવા સાથે જ્ઞાતિના જડ નિયમોમાં છૂટછાટ આવી. ઝડપી વાહનવહેવારનાં સાધનોથી ગામડાં અન્ય પ્રદેશો સાથે સંકળાતાં ગયાં અને પરસ્પર ભૌતિક ચીજવસ્તુઓનું આદાનપ્રદાન પ્રમાણમાં વિસ્તરતું ગયું. છાપાં તાર ટપાલ રેડિયો સિનેમા ઇત્યાદિ સંચારનાં સાધનો અને શૈક્ષણિક વિકાસથી માનવીની વૈચારિક ક્ષિતિજો વિસ્તરતી ગઈ. એક બાજુ ગામડાં તૂટતાં ગયાં તો બીજી બાજુ ઔદ્યોગિકીકરણ અને શહેરીકરણના વિકાસે ગ્રામજનના રોજીરોટી અર્થે શહેરો તરફ સવિશેષ સ્થળાંતર કરવા લાગી. સામાન્ય ગ્રામવાસી નાનકડા જાણીતા વર્તુળમાંથી બહાર નીકળીને અજાણ્યા સમુદાય વચ્ચે રહેવા લાગ્યો. પરિણામે કેટલાક ઔપચારિક બંધન તૂટવા લાગ્યાં, જ્ઞાતિની પકડ ઢીલી પડવા લાગી. મૂળ વતનમાં 'દીવો દેવતા બંધ' થવાનો ભય સેવતો ગ્રામજન સામાજિક પ્રસંગો જ્ઞાતિના નિયમ મુજબ જ ઉકેલી શકતો એને બદલે થોડીક છૂટછાટ લેતો અને હળવાશ અનુભવતો થયો, જેને લીધે જ્ઞાતિની પકડ તેમ વર્ચસ ઘટતું ગયું. રહેઠાણ તથા કામની જગા તેમજ અન્ય પરિસ્થિતિને કારણે છૂતાછૂત તથા ખાનપાનના નિયમોમાં મંદતા આવી.

આઝાદી બાદ ભારતના રાજ્યબંધારણે દેશના સર્વ નાગરિકોને જ્ઞાતિ ધર્મ કે લિંગના ભેદભાવ સિવાય કેટલાક અધિકાર બક્ષ્યા છે, આથી સૈદ્ધાંતિક રીતે

જ્ઞાતિનું બંધન દૂર થયું છે. વસ્તીગણતરીના હેવાલોમાંથી તો એ દૂર થઈ જ ગઈ હતી છતાં વ્યવહારમાંથી એ નાશ પામી નથી. એનાં કેટલાંક પાસાંઓમાં અગાઉ દર્શાવેલાં પરિબળોના પ્રતિભાવરૂપે ઘણા ફેરફાર લાંબા ગાળે સહજ બન્યા. ખાનપાનની છૂટછાટમાં જ્ઞાતિનો વિરોધ સહજ રીતે શમી ગયો. પરદેશગમન કે આંતરજ્ઞાતીય લગ્નોમાં જ્ઞાતિની આડખીલી દૂર થઈ. વ્યક્તિએ પ્રાયશ્ચિત્ત કરવાની કે જ્ઞાતિમાં દંડ ભરવાની જરૂર રહી નહિ, એમ છતાં આંતરજ્ઞાતીય લગ્નો પરત્વે જ્ઞાતિનું વલણ મૂળભૂત રીતે બહુ બદલાયું હોય એમ જણાતું નથી. આંતરજ્ઞાતીય લગ્નો ખૂબ જૂજ અને ઉચ્ચ જ્ઞાતિની કેળવાયેલી વ્યક્તિઓમાં જ થવાની સંભાવના રહેતી. ગાંધીવિચારસરણીવાળા અને નાતજાતમાં નહિ માનનારો નાનકડો સુધારક વર્ગ આંતરજ્ઞાતીય લગ્નની તરફેણ કરતો. સમય જતાં સંકુચિત ભાવનામાં મંદતા આવી અને લોકો વધારે ઉદાર અને સહિષ્ણુ બની આંતરજ્ઞાતીય લગ્ન તરફ વિરોધ પ્રગટ કરવાને બદલે જ્યાં માબાપો કે વડીલોનો સહકાર હોય અથવા એમના દ્વારા આવાં લગ્ન યોજાતાં હોય ત્યાં સહર્ષ હાજરી આપતાં થયાં.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના કાલમાં જ્ઞાતિઓએ પોતાની કેટલીક કામગીરી બદલી. એક બાજુ મતદાન કરવામાં તથા ચૂંટણીમાં ઉમેદવારીની સ્પર્ધામાં જ્ઞાતિઓ વધારે સક્રિય બની અને એ રીતે જ્ઞાતિભાવના વધારે સજ્જડ બનતી ગઈ, બીજી બાજુ પ્રથમથી જ જાગ્રત એવી કેટલીક પ્રગતિશીલ જ્ઞાતિઓ પોતાનાં પંચ અને મંડળો દ્વારા કેટલાક ઝડપી ફેરફાર કરવા ઉદ્યમી બની.

અગાઉ દર્શાવ્યા પ્રમાણે આ સદીની ત્રીસી દરમ્યાન કેટલીક જાગ્રત જ્ઞાતિઓ પરિષદો ભરીને તથા માસિકો કે પત્રિકાઓ કાઢીને જ્ઞાતિમાં સુધારા કરવા પ્રયત્નશીલ હતી. ઉચ્ચ ગણાતી કેટલીક આગેવાન જ્ઞાતિઓ કે જેઓ સાધનસંપન્ન હતી, (દાખલા તરીકે ચરોતરના લેઉવા પાટીદારો,[11] દક્ષિણ ગુજરાતના અનાવળા બ્રાહ્મણો,[12] જેમણે જ્ઞાતિના કુરિવાજ દૂર કરવા સન્નિષ્ઠ પ્રયત્નો આદર્યા હતા) તેમણે પરિષદો દ્વારા ઠરાવો પસાર કરાવીને મુખ્યત્વે પ્રેતભોજનો, લગ્ન પાછળનો બેસુમાર ખર્ચ, દાપાં, પરઠણ, જાનૈયાઓની સંખ્યા, જમણ, ઇત્યાદિ ઉપર નિયંત્રણો મૂકવાનો પ્રયત્ન કર્યો હતો. આવાં સંમેલનોમાંથી પ્રેરણા મેળવીને કેટલીક ઉચ્ચ જ્ઞાતિઓ પોતાનાં જ્ઞાતિમંડળો દ્વારા સમાજસુધારણાની દિશામાં ઠરાવો કરવા માટે પ્રોત્સાહન મેળવતી હતી. આવું એક સંમેલન સૌરાષ્ટ્રમાં ૧૯૩૮ ની આસપાસ સુપેડી ગામે સમગ્ર સૌરાષ્ટ્રના ૪૦૦ ગામોના ખેડૂતોનું, કડવા પાટીદાર જ્ઞાતિનું, કેટલાક કુરિવાજો, ખાસ કરીને લાજપ્રથા બાળલગ્ન અને પ્રેતભોજનની પ્રથા,

દૂર કરવા માટે થયું હતું. ત્યાર પછી પણ જ્ઞાતિના અન્ય કુરિવાજ દૂર કરવા વખતોવખત સંમેલન યોજાતાં હતાં.[૧૩]

નીચલી જ્ઞાતિઓનાં પંચ એમના સામાજિક પ્રશ્નોના ઉકેલ માટે તથા જ્ઞાતિજનો ઉપર બંધન લાદવામાં સવિશેષ સક્રિય અને કામિયાબ હતાં. આ પંચો વેવિશાળ લગ્ન છૂટાછેડા પુનર્લગ્ન કારજ ઇત્યાદિ બાબતોમાં નાતના રિવાજ પળાવવામાં વધારે શક્તિશાળી હતાં. આ જ્ઞાતિઓમાં અજ્ઞાન અંધશ્રદ્ધા તથા જ્ઞાતિના વડા તથા પંચની મહત્તા અને વર્ચસ સવિશેષ હોવાથી એમાં કોઈ ઝડપી પરિવર્તનની શક્યતા ન હતી.

ગાંધીજી–સહિત સમાજના કેટલાક સુધારક એમ માનતા હતા કે જ્ઞાતિવ્યવસ્થાને તોડી પાડયા સિવાય એમાં સમયોચિત ફેરફાર કરી એને કાર્યક્ષમ બનાવવી જોઈએ. આ દૃષ્ટિએ જ્ઞાતિમંડળોની કામગીરીમાં ફેરફાર આવકારદાયક હતા. આ મંડળ લગ્ન તથા મરણ પાછળના ખર્ચ ઉપર કાપ મૂકવાની હિમાયત કરતાં હતાં. ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને એમની શૈક્ષણિક જરૂરિયાતો ફી પુસ્તકો અને સ્કૉલરશિપ આપી કેળવણી માટે મદદ કરતાં હતાં. કેટલાંક જ્ઞાતિમંડળ પરીક્ષામાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરનારને ઉત્તેજન માટે પુરસ્કાર પણ આપતાં. કેટલીક જ્ઞાતિઓએ વિદ્યાર્થીઓને ઓછા ખર્ચે રહેવા તથા જમવા માટે છાત્રાલય પણ સ્થાપ્યાં હતાં. કેટલીક જ્ઞાતિઓમાં જ્ઞાતિજનો માટે દાક્તરી સારવાર તથા નબળા અને આર્થિક રીતે પછાતો માટે ઉદ્યોગાલયો અને ગુપ્ત મદદની પ્રવૃત્તિ પણ ચાલતી હતી.

ટૂંકમાં, સમય જતાં જ્ઞાતિવ્યવસ્થાનાં કેટલાંક જર્જરિત અને નકામાં અંગ ખરતાં ગયાં, સાથે સાથે સમય પ્રમાણે નવું ગ્રહણ કરવાની અચકામણને કારણે જ્ઞાતિવ્યયવસ્થા ટકી રહી તેથી એનાં કેટલાંક તત્ત્વ દેશની સુસંવાદિતા માટે આડખીલીરૂપ બનતાં જણાય છે. ગાંધીજી તેમજ અન્ય સમાજ–સુધારકોના ભગીરથ પ્રયત્ન અને કાનૂન હોવા છતાં કોઈ ને કોઈ સ્વરૂપે અસ્પૃશ્યતા ટકી રહી છે એ જ્ઞાતિ–પ્રથાનું કલંક જ છે

## દલિત વર્ગોનો અભ્યુદય

ભૂતકાલમાં ધાર્મિક સંપ્રદાયો, સાધુ સંતો, વિચારકો તેમજ સમાજસુધારકો 'સર્વ માનવોમાં ઈશ્વરનો વાસ છે' અથવા સમાનતાના ખ્યાલ ઉપર અસ્પૃશ્યો તરફ પણ માનવીય વર્તાવની હિમાયત કરતા હતા. દલિતોના ઉત્કર્ષ માટે કેટલાકે ઝુંબેશ પણ ઉઠાવી હતી. ખ્રિસ્તી મિશનરીઓએ પણ એમના વિકાસ માટે પ્રયત્ન

કર્યા હતા, એમ છતાં વીસમી સદીમાં પણ એમની પરિસ્થિતિમાં કોઈ ખાસ પરિવર્તન આવ્યું ન હતું. હરિજનોમાં બધી જ અસ્પૃશ્ય જ્ઞાતિઓનો સમાવેશ કરવામાં આવતો હતો. વડોદરા રાજ્યમાં એઓ 'અંત્યજો' તરીકે ઓળખાતા હતા. ડૉ. આંબેડકરે 'હરિજન' શબ્દનો વિરોધ કર્યો અને એઓ સદીઓથી કચડાયેલા હોવાથી એમને માટે "દલિત વર્ગ" એવો પ્રયોગ કર્યો. ૧૯૫૦ના બંધારણમાં અનુસૂચિત જાતિઓનો સમાવેશ પછાત વર્ગો(Backward Class)માં કરવામાં આવ્યો, પરંતુ આમાં હરિજનો ઉપરાંત આદિવાસીઓ અને અન્ય પછાત સમૂહો પણ આવી જાય છે. ટૂંકમાં, બંધારણમાં દલિતો અનુસૂચિત જાતિઓ (Scheduled Castes) તરીકે સ્થાન પામ્યા.

હરિજનો માટે સમાજમાં હરવા ફરવા કે લોકો સાથે ભળવા અંગેના નિયમ સ્પર્શાસ્પર્શના ખ્યાલ ઉપર રચાયેલા હતા અને એનું કડકપણે પાલન કરવામાં આવતું. એના પાલનમાં ભૂલથી પણ ચૂક થતાં અસ્પૃશ્યો તરફ ક્રૂર વર્તાવ કરવામાં આવતો હતો. ગાંધીજીના આગમન પછી, ખાસ કરીને શહેરો પૂરતું, હરિજનો સાથેના સામાન્ય વ્યવહારોમાં થોડું પરિવર્તન આવવા માંડયું હતું, પરંતુ પછાત જ્ઞાતિઓ કે દલિત વર્ગો સાથેના ખાનપાનના નિયમોમાં કોઈ નોંધપાત્ર ફેરફાર જણાતો ન હતો.

## અસ્પૃશ્યોના ઉત્કર્ષ માટે સયાજીરાવનું પ્રદાન

ગુજરાતમાં વડોદરા રાજ્યમાં દલિતોના ઉત્કર્ષ માટે વિવિધ પ્રવૃત્તિઓ સયાજીરાવે શરૂ કરી હતી. આ સર્વ પ્રવૃત્તિઓ દ્વારા એમણે એઓનો સર્વાંગીણ વિકાસ સાધવાનો પ્રયાસ કર્યો હતો, એટલું જ નહિ, એમના વિકાસમાં આડે આવતી આડખીલીઓ દૂર કરી એઓ વિકસિત માનવ તરીકે અન્ય નાગરિકોની હરોળમાં આવે એવો ખ્યાલ રાખ્યો હતો.

આ સદીની શરૂઆતથી જ શિક્ષણના ફેલાવા માટે વડોદરા રાજ્યમાં અંત્યજો માટે જુદી શાળાઓ હતી.[૧૪] લાયક વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ આપી આગળ અભ્યાસ કરવા માટે ઉત્તેજન અપાતું. આંબેડકર, રાઘવજી લેઉવા, એમ. જી. પરમાર, નાગજીભાઈ આર્ય જેવા હરિજન છાત્રોની ઉજ્જ્વલ કારકિર્દી આવી શિષ્યવૃત્તિ દ્વારા પ્રોત્સાહનને જ આભારી હતી. કેળવણી લીધેલાં અસ્પૃશ્ય ભાઈ-બહેનોને રાજ્યની નોકરીમાં લાયકાત પ્રમાણે યોગ્ય જગાએ ગોઠવવામાં આવતાં. ૧૯૩૭-૩૮ માં ૨૪૭ અસ્પૃશ્ય એકલા કેળવણી ખાતામાં કામ કરતા હતા. બીજાં ખાતાંઓમાં પણ એમની નિમણૂકો થતી.

અંત્યજોના ઉત્કર્ષ માટેની મુખ્ય બાબતોમાં પીવાના પાણીની સુવિધા, જાહેર સ્થળોમાં સમાન રીતે ભોગવટો, મત આપવાના અધિકાર, ધારાસભામાં પ્રતિનિધિત્વ, લાયક વ્યક્તિઓને સરકારી નોકરી, આર્થિક વિકાસ માટેની યોજના અને સહકારી મંડળીઓ દ્વારા એઓનું શોષણ અટકાવવાની પ્રવૃત્તિઓ મુખ્ય હતાં. ૧૯૩૧ માં અંત્યજ કોમો માટે ૧૩૨૪ કૂવા, જેઓમાંના ૧૧૦૩ ઢેઢ માટે અને ૨૨૧ ભંગીઓ માટે હતા. એ ઉપરાંત રાજ્યે બંધાવેલાં કૂવા ચોરા અને તળાવો અસ્પૃશ્યો માટે ખુલ્લાં રાખવાં અને જે સવર્ણોને એ અંગે વાંધો હોય તેમણે ગામલોકોના ખર્ચે અસ્પૃશ્યો માટે અલગ વ્યવસ્થા કરી આપવી એવું ફરમાન હતું. એવી જ રીતે ૧૯૩૦ માં શહેરસુધરાઈઓમાં તથા ગ્રામ-પંચાયતોમાં અસ્પૃશ્યોને પ્રતિનિધિત્વ આપવાનો સયાજીરાવે આદેશ આપ્યો હતો. રાજ્યની ધારાસભામાં પણ એમનું પ્રતિનિધિત્વ રહે એ જોવામાં આવતું. એઓના આર્થિક ઉત્કર્ષ માટે પરંપરાગત ધંધામાં વિકાસ સાધવા માટે ૧૯૩૧ માં ચામડાં કેળવનાર નિષ્ણાત દ્વારા સુધારેલી ઢબથી ચામડાં કેળવવાનું કામ શિખવાડવા માટે રાજ્યમાં બે જગાએ કેંદ્ર સ્થાપવામાં આવ્યાં હતાં. આ ઉપરાંત ધંધાની અનુકૂળતા માટે કાચો માલ અને ઓજારો ખરીદવા વ્યક્તિ દીઠ વગર વ્યાજે રૂા. ૨૦૦ ધીરવાની જોગવાઈ કરવામાં આવી હતી. મોટાં શહેરોમાં સુધરાઈના ભંગીઓ માટે તથા અન્ય વ્યવસાયોમાં રોકાયેલા અંત્યજો માટે પણ સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી હતી. ૧૯૩૮–૩૯ માં ઢેઢ અને ચમારોની મળીને કુલ ૧૩૬૨ સભ્યોવાળી ૭૨ સહકારી મંડળી હતી. વણાટ અને ચર્મ-ઉદ્યોગ ઉપરાંત આર્થિક વિકાસ માટે વડોદરા રાજ્યમાં અન્ય પ્રવૃત્તિઓ વિકસાવાઈ હતી, જેમાં મુખ્યત્વે કૃષિકાર્ય કેંદ્રોમાં ખેતીવિષયક સુધારા, કાંતણ ભરતગૂંથણ સીવણ અને ઘીનું વેચાણ જેવા લઘુ ઉદ્યોગો તથા ઢોર–ઉછેર, ઓલાદની સુધારણા જેવી બાબતોમાં અંત્યજોને માર્ગદર્શન આપવામાં આવતું હતું.

વડોદરા રાજ્ય અંત્યજો તરફના જાહેર વ્યવહારમાં એક પગલું આગળ હતું. તા. ૧૨–૭–૧૯૩૮ ના રોજ આજ્ઞાપત્રિકા દ્વારા રાજ્યે જાહેર કર્યું કે સ્થાનિક સંસ્થાઓનાં બધાં જ જાહેર મકાનો-કૂવા-તળાવો અન્ય હિંદુજ્ઞાતિઓની જેમ અંત્યજોને વાપરવાનો હક્ક છે અને એમાં અડચણ કરતી પ્રવૃત્તિ કરનાર સામે સરકાર પગલાં લેશે. ૧૯૩૨ માં રાજ્યનાં સર્વ મંદિર હરિજનો માટે દર્શન અને પૂજા અર્થે ખુલ્લાં મૂકવામાં આવ્યાં. એમના સામાજિક અને ધાર્મિક પ્રતિબંધ દૂર કરવા ૧૯૩૮ માં 'સામાજિક અસમર્થતાનિવારણ નિબંધ' અમલી બનાવાયો. ટૂંકમાં, સયાજીરાવે હરિજનોના ઉત્કર્ષ માટે ધોરી કેડી પાડી.[૧૫]

કચ્છ દેશી રાજ્ય હોવા છતાં ૧૯૨૧ ના અસહકાર-આંદોલનમાંથી મુક્ત રહી શક્યું ન હતું. આંદોલનના અનેકવિધ કાર્યક્રમોના ભાગરૂપ અસ્પૃશ્યતાનિવારણનું કામ મુખ્ય હતું. કચ્છના કેટલાક રહેવાસીઓ વિદેશમાં વસતા હોવાથી એમના તરફથી આ કાર્યને ઠીક ઠીક સાથ મળ્યો. કચ્છમાં દસ મોટાં ગામોમાં અંત્યજો માટે શાળાઓ સ્થાપી શકાઈ હતી, પરંતુ જ્ઞાતિબહિષ્કારના ભયે સવર્ણ શિક્ષકો મળતા ન હતા, ઘણુંખરું મુસલમાન શિક્ષકો જ આ શાળાઓ માટે મળતા. એ સમયે કોર્ટ કચેરી કે સાર્વજનિક સ્થળોએ અંત્યજોના પ્રવેશની કલ્પના પણ અસહ્ય હતી. વૈદ્ય કે ડૉક્ટર હરિજન દર્દીને દવા દૂરથી ભેઈને આપતા, એમના ઘાને પાટાપીંડી તો કરતા જ નહિ. કચ્છમાં રેલગાડીની શરૂઆત થઈ ત્યારે છેલ્લો ડબો 'ઢેઢ ડબા'ને નામે ઓળખાતો, કારણ કે એ ડબો એમના માટે મુકરર કરેલો હતો. હરિજનોની પરિસ્થિતિ અન્ય બાબતોમાં પણ વધારે દયાજનક હતી. એઓ સ્વતંત્ર રીતે કાપડ વણી શકે નહિ, નક્કી કરેલા ઠેકેદારોની સૂચના પ્રમાણેનું કાપડ વણવું પડતું અને એમને જ વેચવું પડતું. આ નિયમ ન પાળનાર હરિજનને ઘણી ક્રૂર શિક્ષા થતી. એમનો ન્યાય રાજ્યની અદાલતમાં ન તોળાતાં એને માટે પણ રાજ્યે નીમેલા ઠેકેદારો ન્યાય તોળતા. ૧૯૨૫ માં ગાંધીજી કચ્છ ગયા ત્યારે હરિજન-સેવકોના આગ્રહથી અને મહાત્માજીના દબાણથી કચ્છના મહારાવે હરિજનોને ન્યાય આપવા માટે ઠેકેદારો નીમવા અંગેનો કાયદો રદ કર્યો, પરંતુ વણાટ અંગેની જુલમી નીતિ તો ઘણી પાછળથી વણકરોના સંગઠનને લીધે ધીરે ધીરે અંતે નાશ પામી.[૧૬]

કચ્છમાં કેળવણી ઉપરાંત ધીરે ધીરે અન્ય પ્રવૃત્તિઓ શરૂ થઈ હતી, જેને પરિણામે ૧૯૪૬ સુધીમાં અનેક ક્ષેત્રે ઠીક ઠીક પ્રગતિ હરિજનો સાધી શક્યા હતા. ખાસ કરીને પરીક્ષિતલાલ મજમૂદાર અને ઠક્કર બાપાની પ્રેરણાથી અનેક કાર્યકર્તા તૈયાર થયા હતા. એમના સહયોગથી કચ્છમાં વધારે ને વધારે હરિજન-છાત્રાલયો તથા શાળાઓ ખૂલ્યાં, જેણે હરિજનોના શૈક્ષણિક તેમજ અન્ય વિકાસમાં નોંધપાત્ર ફાળો આપ્યો. ખાદી-પ્રવૃત્તિએ ઘણાં હરિજન કુટુંબોને રોજી આપી તથા ભાગલા વખતે હરિજન નિર્વાસિત કુટુંબોના પુનર્વસવાટનું કામ સારી રીતે પાર પાડી શકાયું.

૧૯૧૮-૧૯ ના ગાળામાં ઢસામાં દરબાર ગોપાળદાસે અંત્યજોનું એક સંમેલન બોલાવ્યું હતું તેમાં અસ્પૃશ્યો ઉપરાંત ઘણા હિંદુ આગેવાનો હાજર રહ્યા હતા. કવિ નાનાલાલ એના પ્રમુખ હતા. ત્રણ દિવસના આ સંમેલનમાં અંત્યજ બાળકોના શિક્ષણ અંગેના અને મુડદાલ માંસ તથા દારૂના ત્યાગ અંગેના

ઠરાવ થયા હતા, એમ છતાં સવર્ણો સાથે પ્રીતિભોજનની શરૂઆત કરી શકાઈ ન હતી. આ બધી પ્રવૃત્તિઓને કારણે સૌરાષ્ટ્રમાં એકંદરે થોડીક જાગૃતિ આવી હતી, પરંતુ આ તો પાશેરામાં પહેલી પૂણી હતી. સૌરાષ્ટ્રમાં કેટલાક પ્રગતિશીલ રાજવીઓએ અંત્યજોના વિકાસ માટે પ્રવૃત્તિઓ આદરી હતી, જેમાં મુખ્યત્વે કેળવણી, જાહેર સ્થાનોના વપરાશની છૂટ, મંદિરપ્રવેશ વગેરેનો સમાવેશ થતો હતો. ખાસ કરીને ભાવનગર તથા ગોંડળનાં રાજ્યોએ હરિજનશિક્ષણમાં સારો રસ લીધો હતો. આગળ પડતાં એવાં કેટલાંક દેશી રાજ્યોને બાદ કરતાં અસ્પૃશ્યોની પરિસ્થિતિ હજી શોચનીય હતી.

"આ એ જમાનો હતો કે જ્યારે અસ્પૃશ્યો ઉજળિયાતોના લત્તાઓમાં છૂટથી પ્રવેશ કરી શકતા નહિ. એઓને હવાડામાંથી પાણી ભરવું પડતું. સારાં કપડાં પહેરી ન શકતા. માથું ઉઘાડું રાખી ન શકતા, ઘોડા પર બેસી ન શકતા, બૅન્ડ વાજાં વગાડી ન શકતા. શાળામાં પ્રવેશ ન મળતો. ડૉક્ટરો એમને તપાસતા નહિ, કમ્પાઉન્ડર ઊંચેથી શીશીમાં દવા રેડી આપતો. દવા પણ સૌથી છેલ્લે મળે. દરજી માપ લીધા વગર જ એમનાં કપડાં સીવે. ધોબી એમનાં કપડાં ધુએ નહિ. વાળંદ વાળ ન કાપી આપે. જાતે જ વાળ કાપવા પડે. વળી ઑફિસોમાં નોકરી મળે નહિ."[૧૭]

## ગાંધીજી અને દલિતોદ્ધારની પ્રવૃત્તિ

૧૯૧૭ માં અખિલ ભારતીય કોંગ્રેસે એના અધિવેશનમાં અસ્પૃશ્યતા દૂર કરવાનો આદેશાત્મક ઠરાવ પસાર કર્યો. ૧૯૧૯ થી ગાંધીજીએ આ અસ્પૃશ્યતા-નિવારણની પ્રવૃત્તિને કોંગ્રેસના પોતાના કાર્યક્રમના એક ભાગ તરીકે સ્વીકારી.

અસ્પૃશ્યો તરફની ઘૃણા ઓછી કરવા સૌ-પ્રથમ તો ગાંધીજીએ એમને 'હરિજન' કરીને સ્થાપ્યા, પરંતુ નામ બદલવાથી સવર્ણોની એમના તરફની સૂગ ઘટી નહિ. 'એમના ગંદા વ્યવસાયો અને ગંદી ટેવોને કારણે એઓ અછૂત છે' એમ ઘણા લોકોનું કહેવું હતું. આ સૂગ અને માન્યતામાં પરિવર્તન લાવવા ગાંધીજી આશ્રમના અંતેવાસીઓ પાસે આ કામો કરાવતા. એઓ પોતે એવું માનતા હતા કે પ્રત્યેક વ્યક્તિ પોતાનો વ્યવસાય કરે એનાથી ઉચ્ચ કે નીચ બની જતી નથી. વણકર હોય તો વણે અને મોચી કે ચમાર માટે ચામડાં સાફ કરવાનું રહે. ભંગી પાયખાનાં સાફ કરે તેમ અન્ય સફાઈનું કામ કરે, એમ છતાંય એમને અછૂત ગણવામાં ન આવે ત્યારે અસ્પૃશ્યતા નાબૂદ થઈ એમ ગણાય.[૧૮]

ગાંધીજી હરિજનો તરફના વર્તાવમાં પરિવર્તન લાવવા માટે વર્તન વાણી તથા પ્રચાર દ્વારા અથાગ પ્રયત્ન કરતા હતા. એની અસર શહેરોમાં કાંઈક અંશે થતી હતી, પરંતુ ગામડાંઓમાં તો ગામને છેવાડે અલગ વસવાટથી માંડીને સર્વ સેવાથી વંચિત તેવા હરિજનો પૈસા આપીને દુકાનેથી માલ કેટલીયે કાકલૂદી પછી ખરીદી શકતા. ઉચ્ચનીચના પાયા પર આવો જ દુર્વર્તાવ હરિજનોમાં પણ અંદરોઅંદર થતો. એઓ પોતે પણ લઘુતાગ્રંથિથી પીડાતા હોવાથી પોતાની અવદશા માટે નસીબ કે પોતાનાં કર્મને જવાબદાર ગણતા અને સવર્ણોથી દૂર રહેવાનો પ્રયત્ન કરતા.

ગાંધીજીએ સુરેંદ્રજીને ચમારનું કામ સોંપ્યું હતું અને મામાસાહેબ ફડકેને ગોધરામાં હરિજનવાસમાં જઈને અંત્યજોની સેવા કરવાનું કામ સોંપ્યું હતું. આ કાર્યકરોએ હરિજનોનાં કામ શીખી લઈ એમનામાં જઈ સેવા કરવાની લાયકાત ઊભી કરી હતી.[૧૯]

ગાંધીજીની પ્રેરણા તથા સર્વ કાર્યકરોના પ્રયાસોથી ૧૯૧૭ માં ગોધરામાં પ્રથમ અંત્યજ પરિષદ મળી હતી, જેણે મુખ્યત્વે અંત્યજો માટે શાળાઓ કરવાનું કાર્ય હાથ ધર્યું હતું. આના સંચાલનની જવાબદારી મામાસાહેબ ફડકેની હતી. ગોધરામાં એક ભંગી શાળાની શરૂઆતમાંથી કાલક્રમે ગાંધીઆશ્રમ ઊભો થયો. ત્યાર પછી ૧૯૧૮, ૧૯૨૨ અને ૧૯૨૩ માં અનુક્રમે નડિયાદ વઢવાણ અને અમરેલીમાં અંત્યજ પરિષદો ભરાઈ હતી. આ પરિષદોનો મુખ્ય કાર્યક્રમ અંત્યજોમાં જાગૃતિ લાવવા ઉપરાંત શાળાઓ સ્થાપવાનો અને પીવાના પાણીની સગવડ કરવાનો રહ્યો હતો. ઉપરાંત ૧૯૨૩ માં હરિજનોના ઉત્કર્ષ માટે 'અંત્યજ સેવામંડળ' નામની એક સંસ્થા શરૂ કરવામાં આવી હતી.[૨૦]

આ સર્વ પ્રયત્નો છતાં ગામડાના સવર્ણો હરિજનોના પ્રશ્ન હલ કરવા માટે જરાયે ગંભીર ન હતા. અસ્પૃશ્યો પોતે પણ એમને માટેના સેવાકાર્યમાં જોઈએ તેવો સહકાર આપતા ન હતા. 'હિંદુઓની ફરજ'ના શીર્ષકવાળો પત્ર આ અંગે સારો પ્રકાશ પાડે છે. ગોધરાના અંત્યજ આશ્રમમાંથી આવેલા પત્રના ટૂંક સાર પરથી એવું સૂચિત થાય છે કે ત્યાંની શાળામાં અંત્યજ બાળકોના શિક્ષણ ઉપરાંત એમના ચારિત્ર્ય-ઘડતરનો ખ્યાલ રાખવામાં આવતો હતો. આ આશ્રમના ત્રણ વિદ્યાર્થીઓને સારું વાતાવરણ પૂરું પાડવા સાબરમતી રાષ્ટ્રિય શાળામાં મોકલ્યા. એમનાં માબાપોને આ પસંદ ન પડયું. આ બાળકો ત્યાં દોઢેક મહિનો રહ્યા હશે તે દરમ્યાન સારી ટેવો શીખ્યા અને ત્યાંના વિદ્યાર્થીઓને પણ એઓ

કોઈ રીતે ઊતરતા ન લાગ્યા. આ બાળકો પાછા આવ્યા પછી ભીખનું ખાવું, દારૂ પીવો, મુડદાલ માંસ ખાવું કે ગાળો દેવી પસંદ કરતા નહિ હોવાથી શિક્ષકો સાથે રહેવા લાગ્યા અને એમની સાથે જમવા લાગ્યા. એમના વડીલોને આ રુચ્યું નહિ. એમને એમ લાગ્યું કે અમારા બાળકો અમારા કહ્યામાં રહેશે નહિ, તેથી બળજબરીથી બાળકોને ઘેર લઈ જઈ ભીખનું ખાવા તથા માંસાહાર કરાવવા એક છોકરાને માર્યો, પરંતુ છોકરો મક્કમ રહ્યો. પડોશના છોકરાને જાણ થતાં એ શિક્ષકને બોલાવી લાવ્યો અને શિક્ષકે છોકરાને છોડાવ્યો. અલબત્ત, આવા વર્તાવ માટે માબાપ કરતાં હિંદુ સમાજ વધારે જવાબદાર છે, જે એમને એંઠવાડ કે મુડદાલ માંસ ખાવા મજબૂર કરે છે. સમાજની ફરજ તો એ છે કે હરિજનોને આવું એંઠું ખાવાનું આપવાનું બંધ કરે.[૨૧]

એક રીતે જોઈએ તો હરિજનોની પરિસ્થિતિ આદિવાસીઓ કરતાં પણ ખરાબ હતી, કારણ કે એમને માથે પરંપરાગત ગંદા ધંધા ઠોકી બેસાડવામાં આવ્યા હતા, એટલું જ નહિ, એને કારણે એમને અપવિત્ર અને અસ્પૃશ્ય ગણવામાં આવ્યા હતા. હરિજનો હિંદુ સમાજમાંનું એક અવિભાજ્ય અંગ છે અને એમને થતો અન્યાય હિંદુઓએ બનતી ત્વરાએ દૂર કરવો જોઈએ એવું ગાંધીજી માનતા હતા. આ બાબતની પ્રતીતિ બીજી ગોળમેજી પરિષદમાં બ્રિટિશ સરકારે જ્યારે હરિજનોને અલગ મતાધિકાર અને મતદારમંડળો આપવાની વાત કરી ત્યારે એમણે આમરણાંત ઉપવાસ જાહેર કરીને કરાવી. દલિતોના નેતા આંબેડકર શરૂઆતમાં એમ માનતા હતા કે દલિતો હિંદુ સમાજના ભાગ તરીકે રહીને પ્રગતિ સાધી શકશે, પરંતુ સમય જતાં એમને લાગ્યું કે હિંદુઓથી અલગ પડીને જ દલિતો પોતાના હક્ક પ્રાપ્ત કરી શકશે અને તેથી એઓ અલગ મતાધિકાર અને બેઠકો માટે આગ્રહી રહ્યા. ગાંધીજી પોતે તો એવું માનતા હતા કે હરિજનો હિંદુ સમાજનું જ એક અંગ છે અને એઓ જુદા પડી શકે જ નહિ. લઘુમતી સમિતિની બેઠકમાં એમણે જણાવેલું કે 'હું અંત્યજોના વિશાળ સમુદાયનો પ્રતિનિધિ હોવાનો દાવો કરું છું. અમારા પત્રક પર અને વસ્તીપત્રકમાં અંત્યજોનો વર્ગ અલગ ગણાય એમ અમે ઇચ્છતા નથી. શીખ હંમેશા શીખ રહે, મુસલમાનો હંમેશાં મુસલમાન રહે, યુરોપિયનો હંમેશા યુરોપિયનો, પણ અંત્યજો હંમેશાં અસ્પૃશ્ય રહેશે ? અસ્પૃશ્યતા જીવે એના કરતા હિંદુ ધર્મ રસાતળ જાય એ હું વધુ ઇચ્છું.'[૨૨]

ગાંધીજીના ઉપવાસની વ્યાપક અસર થઈ. રાજકીય સ્તરે સમાધાનનો માર્ગ કાઢવામાં આવ્યો. ઉપવાસની કાંઈક અંશે ગંભીર અસર લોકમાનસને પલટવામાં પણ થઈ. ગુજરાત પણ આમાંથી મુક્ત ન હતું. ૧૯૩૩ ના ફેબ્રુઆરીમાં

'હરિજન સેવક સંઘ'ની સ્થાપના કરવામાં આવી. ઠક્કરબાપા એના મંત્રી હતા. સંઘનો મુખ્ય ઉદ્દેશ હરિજનોનું નૈતિક સામાજિક અને આર્થિક કલ્યાણ સાધવાનો અને અન્ય સવર્ણોની સમકક્ષ એમનો દરજ્જો સ્થપાય તેવા પ્રયત્ન કરવાનો હતો. આ ઉપરાંત હરિજન સેવક સંઘની પ્રવૃત્તિ તેમ પ્રચારકાર્ય માટે 'હરિજન-બંધુ' મુખપત્રની ગુજરાતી આવૃત્તિ શરૂ થઈ. આમ છતાં ગાંધીજીને સતત લાગ્યા કરતું હતું કે હરિજનો અંગેનું કાર્ય ઉપરછલ્લું છે. હરિજનોના ઉત્કર્ષનો પ્રશ્ન ઘણો વિકટ અને જટિલ છે સમાજ–પરિવર્તન અને લોકમાનસ–પરિવર્તન માટે એમણે આત્મશુદ્ધિની જરૂર જોઈ, જે એમણે ઉપવાસ દ્વારા સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. વ્યક્તિગત સત્યાગ્રહ વખતે એમણે અમદાવાદનો આશ્રમ હરિજન સેવક સંઘને સોંપ્યો, જે 'હરિજન આશ્રમ' તરીકે જાણીતો થયો. ૧૯૩૭ માં કોંગ્રેસ પ્રધાનમંડળે હરિજનોના હિતાર્થે કેટલાક કાયદા કર્યા, એમ છતાં ગાંધીજીના વખતોવખતના ઉપવાસની પણ લોકમાનસ ઉપર વ્યાપક અસર પડી. આ સર્વ પ્રવૃત્તિઓના ફલસ્વરૂપે સ્વતંત્ર ભારતના બંધારણમાં અસ્પૃશ્યતાને ગેરકાયદેસર અને ગુનાહિત જાહેર કરી છે. દલિત વર્ગો કે જે 'અનુસૂચિત જાતિ' તરીકે ઓળખાવા લાગ્યા હતા તેમને માટે સંવિધાનમાં સવિશેષ જોગવાઈઓ કરવામાં આવી. એ અનુસાર એમને તથા અનુસૂચિત જનજાતિઓને શિક્ષણ તથા વ્યવસાયમાં સવલતો તેમજ કેટલાક વિશિષ્ટ લાભો અને હક્કોનું પ્રદાન કરવામાં આવ્યું. ગુજરાતમાં શિક્ષણક્ષેત્રે એમનામાંથી કેટલીક કોમો સારી પ્રગતિ કરી શકી, પરંતુ એમની અંદર પણ ઉચ્ચનીચના ભેદ તથા છૂતાછૂત હોવાથી બધી જ પેટાજ્ઞાતિઓ સમાન રીતે પ્રગતિ કરી શકી નથી.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી હરિજનો માટે અનેક સરકારી કલ્યાણયોજનાઓ આવી કે જેણે શિક્ષણ રહેઠાણ નોકરી તેમ અનામત બેઠકો તથા અન્ય બાબતોમાં સુવિધા પૂરી પાડી, એમ છતાં એમના સમાજમાં નોંધપાત્ર ફેરફાર આવી શક્યો નહિ. શહેરોમાં રહેતા કેટલાક શિક્ષિત હરિજનો અન્ય ભદ્રસમાજ સાથે ભળી જવાના હેતુથી પોતાના સમાજ સાથેનો વહેવાર કાપી નાખતા અથવા ટાળતા અને પોતાના સમાજના ઉત્કર્ષ માટે કામ કરતા નહિ. મોટા ભાગના ગ્રામવિસ્તારના હરિજનો પછાત અને ગરીબ હોવાથી એમના હક્કો અંગે કાં તો અજાણ હતા અથવા તો એનું પાલન કરાવવા માટે લાચાર હતા. એમનામાંના ઘણા દારૂ તથા જુગાર જેવી બદીઓમાં ફસાયેલા હતા તથા રિવાજની પકડને કારણે સામાજિક પ્રસંગોએ ગજા ઉપરાંતનું ખર્ચ કરતા હોવાથી દેવાદાર હતા. ૧૯૫૫ માં અસ્પૃશ્યતાનિવારણ ધારો પસાર કરવામાં આવ્યો હોવા છતાં એના અમલમાં

શિથિલતા હોવાથી ગ્રામવિસ્તારમાં બહુધા હરિજનો તરફ કેવળ સૂગ જ નહિ, પરંતુ એમનું શોષણ અને એમના તરફ ક્રૂર વર્તાવ તથા દમન ચાલુ રહ્યાં.

ગુજરાતમાં કેટલાંક સ્થળોમાં અસ્પૃશ્યતાનું અનિષ્ટ વ્યાપક સ્વરૂપે ચાલુ રહ્યું. મહેસાણા જિલ્લામાં એ સવિશેષ જણાય ત્યારે સુરત જિલ્લામાં એની તીવ્રતા ઓછી દેખાય. કચ્છમાં કદાચ એ વિશેષ દેખાય. કચ્છમાં આભડછેટની બીકે ખેડૂતો બાળકોને શાળાએ ન મોકલતાં અલગ શાળાઓ ચલાવતા. ભંગીઓની સ્થિતિમાં બહુ તફાવત પડ્યો નહિ. વંશપરંપરાગત ગંદું કામ સુધરાઈ દ્વારા એમને માથે લદાયેલું છે તે હળવું થયું નહિ. અગ્રણી ગણાતી સુધરાઈઓ પણ ભંગી કામદારો માટે જોઈએ તેવી સુવિધા ઊભી કરતી નથી. વળી ભંગી ભાઈઓમાંથી ઘરાકી–પ્રથા નાબૂદ થવી ઘટે.[૨૩]

૧૯૬૦ સુધીમાં ગુજરાતમાં હરિજનો માટે અનેક સંસ્થાઓ કામ કરતી થઈ હતી. અસ્પૃશ્યતાનિવારણ માટે હરિજન સેવક સંઘ કે દલિત સેવક સંઘ જેવી બિનસરકારી બિનરાજકીય સંસ્થાઓના એકત્રિત પ્રયાસોથી અસ્પૃશ્યતાને ઘણી હળવી કરી શકાઈ હતી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી હરિજનો માટે ઊભી કરેલી જોગવાઈઓથી કચડાયેલો દલિત વર્ગ વિકાસના પંથે આગે કદમ માંડવા શક્તિમાન થયો.

## સ્ત્રીઓની સ્થિતિ

૧૯ મી સદીનો ઉત્તરાર્ધ ગુજરાતમાં હિંદુસમાજ માટે સુધારાયુગ હતો, જેણે વીસમી સદીની પહેલી પચીસીમાં સામાજિક ક્રાંતિના શ્રીગણેશ માટે સાનુકૂળ પરિસ્થિતિ ઊભી કરી આ સમય દરમ્યાન દલિતોની જેમ સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ પણ ખેદજનક હતી. દલિતો ઉચ્ચ વર્ણોની જોહુકમી, જ્ઞાતિવ્યવસ્થાનાં બંધનો તેમજ અજ્ઞાન અંધશ્રદ્ધા અને અન્ય પરિબળોને કારણે પિસાતા હતા. મોટા ભાગની હિંદુ સ્ત્રીઓ પણ ઘરની ચાર દીવાલોની અંદર પુરુષોના વર્ચસ તથા સામાજિક રૂઢિબંધનો અને અન્ય મર્યાદાઓમાં જકડાયેલી હતી.

'સુંદરી સુબોધ'નો લેખ વીસમી સદીના શરૂઆતના કાલ પછીના સ્ત્રીઓના માનસ પર વેધક પ્રકાશ ફેંકે છે. એ સમયનું સ્ત્રીજીવન કાંઈક ધાર્મિક, વિશેષ વહેમી અને કાંઈક સંરક્ષકશાસ્ત્રની, પુરાણી રૂઢિની દૃઢ થઈ ગયેલી મર્યાદાઓમાં સંતોષ લે છે. ગુરુજન તથા વડીલવર્ગની આજ્ઞા સામે સવાલ થઈ જ ન શકે એવું માનવાવાળું છે.[૨૪] એ સમયે સ્ત્રીનો વ્યક્તિ તરીકે કેટલે અંશે સ્વીકાર થતો હશે અને સ્ત્રી પોતે પણ સભાનપણે આ અંગે કેટલું વિચારતી હશે એ અંગે કહેવું મુશ્કેલ છે.

રાજા રામમોહનરાયથી માંડીને ગાંધીજી હિંદમાં આવ્યા ત્યાંસુધીમાં સામાજિક સુધારા અને સ્ત્રીના ઉત્કર્ષ માટે સમગ્ર હિંદ અને ગુજરાતમાં અનેક મહાનુભાવોએ પ્રયત્ન કર્યા હતા, પરંતુ એની પાછળ સ્ત્રીસંમાન, સ્ત્રીની હીન દશા તરફ અનુકંપા અને એમને આર્થિક રીતે પગભર કરી એમનાં દુઃખદર્દ ઓછાં કરવાનો ખ્યાલ મુખ્યત્વે રહેલ જણાય છે. આ ઉપરાંત સ્ત્રીઓને કેળવણી આપવી કે જેથી એઓ સારી ગૃહિણી તથા માતા બની શકે તથા સમાજના કુરિવાજો દૂર કરવા પ્રયત્ન કરવા કે જેથી આપોઆપ સ્ત્રીઓની પરિસ્થિતિ સુધરે એવો ખ્યાલ પણ રહેલો જણાય છે.

સ્ત્રી અને પુરુષ એ ગૃહજીવન તથા સમાજનાં સમાન અંગ છે અને બંનેને માટે સમાન નિયમો, સમાન ધારાધોરણો અને સમાન હક્કો હોવાં જોઈએ એવો ખ્યાલ સમાજસુધારાની પ્રવૃત્તિ પાછળ ન હતો એમ જણાય છે. આ સર્વ પ્રવૃત્તિઓને અંતે પણ સ્ત્રીશક્તિ પોતે તો બહુ ઓછી જાગ્રત થઈ શકી હતી. એમની સુપ્ત શક્તિઓને જગાડવાનું માન ગાંધીજીને ફાળે જાય છે. ગાંધીજીની પ્રેરણાથી વિદેશી વસ્ત્રો તથા ચરેચુંનો ત્યાગ, વિદેશી વસ્ત્રોની હોળી, દારૂ તાડી તથા વિદેશી કાપડની દુકાનો પર પિકેટિંગ તથા સભા સરઘસોમાં લાઠીમાર ખમી કુટુંબને છોડી જેલવાસ ભોગવતાં ન અચકાઈને સ્ત્રીઓએ પોતાના શક્તિનું સમાજને ભાન કરાવ્યું, એટલું જ નહિ, એમને પોતાને પણ પોતાની શક્તિની પ્રતીતિ થઈ. સમાજના સર્વ સ્તરોની સ્ત્રીઓને સ્વરાજ્યપ્રાપ્તિની લડતમાં સાંકળીને ગાંધીજી સ્ત્રીઓ અબળા નહિ, પરંતુ પુરુષ સમોવડી છે એવું પ્રતિપાદિત કરી શક્યા. હિંદુસમાજની રૂઢિઓમાં ઘણા ફેરફારોની જરૂર છે અને ખાસ કરીને જ્ઞાતિઓના સંકુચિત વાડા તથા સ્ત્રીઓને થતો અન્યાય દૂર થવો જ જોઈએ અને સ્વરાજ્ય-પ્રાપ્તિ જેટલો જ મહત્ત્વનો એ પ્રશ્ન છે એવી મનોવૃત્તિ એમણે પ્રજામાં જાગ્રત કરી.[૨૫]

સ્ત્રીઓની પરિસ્થિતિને યોગ્ય સ્વરૂપમાં સમજવા માટે એનો શૈક્ષણિક અને લગ્નવિષયક સામાજિક તેમજ કાનૂની સંદર્ભના પરિપ્રેક્ષ્યમાં વિચાર કરવો ઘટે.

આ સદીના પહેલા બે દસકા દરમ્યાન સ્ત્રીશિક્ષણનો ફેલાવો પુરુષોની સરખા-મણીમાં નહિવત્ અથવા અતિશય ધીમો, મોટા ભાગે, શહેરોમાં અને ઘણીખરી ઉચ્ચ જ્ઞાતિઓની સ્ત્રીઓમાં જ સીમિત હતો. કેટલાંક દેશી રાજ્ય સ્ત્રીકેળવણીમાં સવિશેષ રસ લેતાં હતાં. તેઓમાં વડોદરા ભાવનગર તથા ગોંડળ મુખ્ય હતાં. આ રાજ્યોએ મુખ્ય શહેરોમાં કન્યાઓ માટે હાઇસ્કૂલો ખોલી હતી. ગુજરાતનાં અન્ય મુખ્ય શહેરોમાં પણ હાઇસ્કૂલો હતી ૧૯૨૧ ના વસ્તીપત્રકના ઉચ્ચ શિક્ષણ અને માધ્ય-

મિક શિક્ષણના સ્ત્રીઓને લગતા આંકડા દર્શાવે છે કે દર દસ હજારે અમદાવાદમાં ૨૭, સુરતમાં ૨૪, ભરૂચમાં ૧૧, સૌરાષ્ટ્રમાં ૮ અને અન્ય પ્રદેશોમાં આના કરતાં પણ ઓછી સંખ્યા હતી.[૨૬]

અગાઉ દર્શાવ્યું છે તેમ પુરુષો તથા સ્ત્રીઓ વચ્ચેના શિક્ષણમાં બહુ મોટો તફાવત જણાય છે, પરંતુ અન્ય કોમો સાથે સરખામણી કરતાં આ તફાવત વધારે ઘેરો બને છે. ૧૯૨૧ ના વસ્તીપત્રકના આંકડા પ્રમાણે હિંદુઓમાં દર હજારે ૧૯, જૈનમાં ૧૨૩, મુસલમાનોમાં ૧૨, પારસીઓમાં ૬૭૪, ખ્રિસ્તીઓમાં ૨૫૨ અને ભારતીય ખ્રિસ્તીઓમાં ૧૬૯ સ્ત્રીઓ અક્ષરજ્ઞાન પામેલી હતી.[૨૭] આ આંકડા એ પણ સૂચવે છે કે હિંદુ સ્ત્રીઓ ફક્ત મુસલમાન સ્ત્રીઓ કરતાં જ આગળ હતી, પરંતુ અન્ય કોમોની સ્ત્રીઓની સરખામણીમાં એઓ ખૂબ જ પાછળ હતી

૧૯૩૧ ના અંદાજના આંકડા એવું સૂચિત કરે છે કે મુંબઈમાં દર હજારે ૧૫૩ સ્ત્રીઓ અક્ષરજ્ઞાન પામેલી હતી, જ્યારે વડોદરામાં એની સંખ્યા ૧૮૪ હતી. ગુજરાતનાં બીજાં શહેરોના ચોક્કસ આંકડા પ્રાપ્ત ન હોવાથી એ વિશે કહેવું મુશ્કેલ છે. વડોદરા રાજ્ય સ્ત્રી-શિક્ષણ માટે સજાગ હોઈ એના ફેલાવા માટે ખાસ પ્રયત્નો કરતું હતું એટલે સમગ્ર ગુજરાત માટે એ આંકડા ઉપરથી તારણ કાઢવું ગેરમાર્ગે દોરનારું નીવડે. ઉપરાંત, ગામડાં કરતાં શહેરોમાં શિક્ષણ માટે વધારે સારી સગવડ, સ્ત્રીશિક્ષણ માટે ઉદાર વલણ અને કેળવાતી રુચિ વગેરે બાબતો શહેરમાં રહેતી સ્ત્રીઓના શિક્ષણના વિકાસ માટે વધારે ફળદાયી નીવડે એ સ્વાભાવિક છે.[૨૮] ૧૯૬૧ માં પણ સ્ત્રીપુરુષના અક્ષરજ્ઞાનના સમગ્ર ચિત્રની ઝાંખી કરીએ તો લગભગ ૨૦ ટકા સ્ત્રીઓ જ અક્ષરજ્ઞાન ધરાવતી હતી જ્યારે પુરુષોના ટકા બમણા કરતાં સહેજ વધારે હતા. ૪૫ વર્ષના સમયગાળા(૧૯૧૫–૧૯૬૦)માં સ્ત્રી–પુરુષ વચ્ચે અક્ષરજ્ઞાનમાં અસમાનતા દેખાય છે, પરંતુ બંને વચ્ચે જે મોટી ખાઈ હતી તે થોડી ઓછી થઈ છે એવું આંકડાઓ પરથી સૂચિત થાય છે. આ સમયગાળા દરમ્યાન ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે જૂજ બહેનો આગળ આવી હતી અને એમાં મુખ્યત્વે શહેરમાં રહેતી બહેનો હતી; જોકે ઉત્તરોત્તર પણ ધીમી પ્રગતિ જોઈ શકાય છે. કન્યાઓને ભણાવવા માટે લોકમત ઊભો થતો હતો, પરંતુ કન્યાના શિક્ષણમાં મોટામાં મોટી આડખીલી બાળલગ્નની હતી.

## બાળલગ્ન

હિંદુઓમાં બાળલગ્ન કેળવણીમાં કેટલું અવરોધક હતું એ વસ્તીપત્રકમાંના હિંદુઓના અન્યધર્મીઓ સાથે એ અંગેના આંકડા સરખાવતાં સ્પષ્ટ થાય છે.

ગુજરાતના હિંદુઓ આમાંથી મુક્ત હોવા માટે કોઈ કારણ નથી. ૧૯૩૧ ના વસ્તી–ગણતરીના હેવાલ અનુસાર પાંચથી પંદર વર્ષના વયજૂથમાં દર હજારે ૨૨૨ પરિણીત હિંદુઓમાંથી ૫૯ અક્ષરજ્ઞાન પામેલા, જ્યારે મુસલમાનોમાં ૧૦૯ પરિણીત અને ૪૨ અક્ષરજ્ઞાન પામેલા, જૈનોમાં ૧૬૫ પરિણીત અને ૨૦૨ અક્ષરજ્ઞાન પામેલા અને ખ્રિસ્તીઓમાં ૧૧૦ પરિણીત અને ૨૩૬ અક્ષરજ્ઞાન પામેલા જણાય છે.[૨૯] આમ હિંદુઓમાં દર હજારે પરિણીતાની સંખ્યા સૌથી વધારે છે અને શિક્ષિતોની સંખ્યા મુસલમાનો કરતાં થોડીક જ વધારે છે. હિંદુ સ્ત્રી માટે તો નાની ઉંમરે લગ્ન કરવાની શાસ્ત્રાજ્ઞા હોવાથી તથા કેટલાંક સામાજિક કારણોને લીધે બાળલગ્નોનો ભોગ સ્ત્રીઓ જ વધારે બને અને એમને જ વધારે શોષવું પડે એ સ્વાભાવિક હતું.

વડોદરા રાજ્ય કેળવણી તેમજ અન્ય સુધારા કરવામાં મોખરે હતું, એમ છતાં ત્યાં પણ દર હજારે પરણેલાં છોકરા–છોકરીઓના ૧૯૩૧ ના આંકડા તપાસતાં ૫ થી ૧૦ વર્ષના વયજૂથમાં ૭૯ છોકરા અને ૧૯૮ છોકરી તથા ૧૦ થી ૧૫ વર્ષની વયજૂથમાં ૧૮૨ છોકરા અને ૪૧૨ છોકરી જણાય છે.

વડોદરા રાજ્યે ૧૯૦૪ માં 'બાળલગ્ન–પ્રતિબંધ ધારો' લાગુ પાડ્યો હતો અને ૧૯૨૮ માં એમાં સુધારો કરીને આઠ વર્ષથી નીચેની ઉંમરની વ્યક્તિનાં લગ્ન ફોક ગણવામાં આવતાં હતાં, એમ છતાં રૂઢિના પ્રાબલ્ય અને લોકોના અજ્ઞાનને લીધે બાળલગ્ન ચાલુ રહ્યાં.[૩૦]

બ્રિટિશ ગુજરાતમાં ૧૯૩૦ એપ્રિલમાં 'શારડા ઍક્ટ' અમલમાં આવ્યો તે અનુસાર ૧૪ વર્ષથી નીચેની છોકરી અને ૧૮ વર્ષથી નીચેના છોકરાનાં લગ્નને ગુનો ગણવામાં આવ્યો અને કાયદામાં દંડ તથા જેલની સજાની જોગવાઈ કરવામાં આવી. કાયદો ૭ મહિના પહેલાં પસાર (૧૯૨૯ સપ્ટેમ્બરમાં) કરવામાં આવ્યો હતો એનો લાભ લઈને આ ૭ મહિનાના ગાળામાં સામાન્ય સમય કરતાં પણ સવિશેષ બાળલગ્ન થયાં. ખાસ કરીને આની સવિશેષ વિપરીત અસર સ્ત્રીઓ પર થઈ.[૩૧]

બાળલગ્નથી સ્ત્રીની કેળવણીમાં તો વિક્ષેપ પડતો જ, પરંતુ એની સાથે એનો અન્ય વિકાસ પણ અટકી જતો. કેટલીક વખત તો નાની ઉંમરે માતૃત્વ અને બાલવૈધવ્યનો ભય રહેતો. સમય જતાં બાળલગ્ન સ્ત્રીકેળવણીના વિકાસ સાથે કેળવાયેલા વર્ગમાંથી સદંતર નાશ પામ્યાં અને એની અસર ગ્રામવિસ્તારમાં પણ ધીરે ધીરે પહોંચી.

## હિંદુસમાજમાં વિધવાઓ

ઈ. સ. ૧૮૫૬ માં 'વિધવા પુનર્લગ્નનો કાયદો' પસાર થયો હતો. કરસનદાસ મૂળજી અને નર્મદ તેમજ ગુજરાતના અન્ય સમાજસુધારકો વિધવા-પુનર્લગ્નને બહાલી આપતા હતા છતાં ઉચ્ચ જ્ઞાતિઓમાં વિધવાઓનાં લગ્નોની સંખ્યામાં કે એમના તરફના વર્તનમાં આ સદીની વીસી સુધીમાં કોઈ નોંધપાત્ર તફાવત જણાયો નથી. વિધવાઓ માટે અમુક પ્રકારની કેળવણી તથા આર્થિક સ્વાતંત્ર્યની જરૂર કેટલાંક સમજુ માબાપો અને સુધારકો જોઈ શક્યાં હતાં એટલે સુરત અમદાવાદ વડોદરા જેવાં મોટાં શહેરોમાં કેળવણી અને હસ્ત-ઉદ્યોગની સંસ્થાઓ ઊભી થઈ હતી. આનો લાભ મોટે ભાગે વિધવાઓ અને દુઃખી નિરાધાર સ્ત્રીઓ પણ લેતી.

વિધવાને પણ વિધુર જેટલો જ પુનર્લગ્નનો અધિકાર છે એનો કેટલાક લોકોએ સૈદ્ધાંતિક સ્વીકાર કર્યો હતો, કેટલાંક કેળવાયેલાં, આગળ પડતાં કુટુંબોએ એને અમલમાં પણ મૂકી બતાવ્યું હતું. વિદ્યાબહેન-શારદાબહેનના ભાઈ, કુંજબિહારીનું લગ્ન જૂનાગઢના નાગર ગૃહસ્થ બાપુભાઈ મજમૂદારની બાળવિધવા દૌહિત્રી સૂરજબહેન સાથે બંને પક્ષોની સંમતિથી થયું હતું, પરંતુ આવાં લગ્ન જૂજ થતાં, સામાન્ય લોકમત વિધવાલગ્નની તરફેણમાં કેળવાયો ન હતો. એમને શિક્ષણ આપી પગભર કરવી એટલું શહેરીજનો સ્વીકારતા થયા હતા, પરંતુ ગ્રામસમાજમાં વિધવાની પરિસ્થિતિમાં કોઈ ખાસ ફેરફાર આવ્યો ન હતો. વિધવાને વેઠવો પડતો ત્રાસ તથા એમની મનોદશા વર્ણવતા અને કુરિવાજો અંગે સલાહસૂચનો માગતા અનેક પત્ર ગાંધીજી ઉપર આવતા. ઉચ્ચ હિંદુજ્ઞાતિની 'વિધવાઓનો બળાપો' એ પુસ્તક તથા કંચનલાલ ખાંડવાળાનો કાગળ[૩૨] આનાં જ્વલંત ઉદાહરણ છે. ગાંધીજી પોતે તો કોઈ પણ વિધવા પાસે બળાત્કારે વૈધવ્ય પળાવવાની તરફેણમાં ન હતા છતાં વિધવાઓના દુઃખનો ઉપાય લગ્ન જ છે એમ પણ માનતા ન હતા. એમના મતે બાળલગ્ન-નાબૂદી, બાળલગ્નની વિધવા કે લગ્નના હક્ક ભોગવ્યા સિવાયની પંદર વર્ષથી નીચેની વિધવાને પુનર્લગ્નની છૂટ, વૈધવ્ય અપશુકન નહિ, પરંતુ પવિત્રતાની નિશાની, વિધવાને સારું શિક્ષણ અને ધંધાનો પ્રબંધ વગેરે ઇલાજો કામયાબ હતા.[૩૩] વિધવાનું પુનર્લગ્ન કે અન્ય ઇલાજો તત્કાલીન સમાજ સંપૂર્ણપણે અપનાવવા તૈયાર ન હતો. સમય જતાં ધીરે ધીરે વિધવા તરફની સૂગ ઓછી થતી ગઈ, એમના તરફના વર્તનમાં થોડી હળવાશ આવી. 'સંસાર સુધારા સમાજ'ની કામગીરી તથા 'જ્યોતિર્ધર'નાં લખાણો તથા અન્ય પરિબળોની અસરથી શહેરોમાં લોકમત સવિશેષ કેળવાયો, એમ છતાં વિધુર પુરુષ કરતાં લગ્ન-વાંછુ વિધવા માટે યોગ્ય પાત્ર મેળવવાની મુશ્કેલી તો હતી જ, કારણ કે સમાજમાં

મોટા ભાગના વિધુર પુરુષો પણ કુંવારી કન્યાને જ પરણવાનું પસંદ કરતા. શહેરોમાં વિધવાનાં પોશાક, ખાનપાન અને જાહેર સ્થળોએ હરવા ફરવા માટેનાં બંધન ઢીલાં પડયાં હતાં, પરંતુ ગ્રામસમાજમાં વિધવાના વેશ અને કેશ અંગેની સખ્તાઈમાં થોડો ફરક પડયો હતો. વિધવાઓનાં એકંદરે દુઃખદર્દ ઓછાં થયાં હતાં. ઘણી વિધવાઓ શિક્ષણ મેળવીને પગભર થઈ શકતી હતી, એમ છતાં કેટલાક રૂઢિગત અંધ ખ્યાલોમાં શહેરી કે ગ્રામીણ સમાજમાં કોઈ તફાવત પડયો ન હતો. વિધવા કર્મનાં ફળ ભોગવે છે. અપશુકનિયાળ છે, સારા કામમાં એની હાજરી અશુભ છે, વગેરે માન્યતાઓમાંથી ભાગ્યેજ કોઈ કુટુંબ મુક્ત હતું. એમ છતાં એટલું કબૂલ કરવું જોઈએ કે આઝાદીની લડત, ગાંધીજીનાં લખાણો, સમાજ સુધારકોના પ્રયાસો તથા સ્ત્રીશિક્ષણના વિકાસથી અન્ય સ્ત્રીઓની સાથે વિધવાઓ માટે પણ મુક્તિનાં દ્વાર ખુલ્લાં થયાં હતાં.

## અન્ય કુરિવાજો અને સ્ત્રીઓની સ્થિતિ

ગાંધીજીના આગમનને હજુ એક દસકો વીત્યો હતો, એમનાં કાર્યોની અસર જનસમાજ પર પડવાની શરૂઆત હતી. સમાજમાં અનેક કુરૂઢિઓ પ્રચલિત હતી કે જેને કારણે ઉચ્ચ જ્ઞાતિઓની સ્ત્રીઓની સ્થિતિ વિશેષ દુઃખદાયક હતી. હિંદુસમાજમાં લગ્ન એ પ્રત્યેક સ્ત્રી માટે લગભગ અનિવાર્ય સંસ્કાર હોઈ લગ્ન સાથે સંકળાયેલાં સામાજિક અનિષ્ટોનો ભોગ મોટે ભાગે સ્ત્રીઓ જ બનતી. પરઠણ વાંકડો કે ભારે કરિયાવરને કારણે કેટલીક જ્ઞાતિઓમાં બાલિકા-હત્યાના બનાવ બનતા હતા. ખાસ કરીને ચરોતરના પાટીદારનાં બાર ગામોમાં ગરીબ માબાપો લગ્નના અસહ્ય ખર્ચમાંથી બચવા માટે બાળકીને અફીણ જેવો ઝેરી પદાર્થ આપીને જન્મ પછી મારી નાખતાં.[૩૪]

આ ઉપરાંત વૃદ્ધલગ્ન કજોડાં કન્યાવિક્રય સાટાં અને તેખડાં જેવા રિવાજોને લીધે સ્ત્રીઓ માટે વિષમ પરિસ્થિતિ સર્જાતી. કેટલીક જ્ઞાતિઓમાં કુલીનશાહી લગ્નપ્રથા અને વરવિક્રયને કારણે સ્ત્રીઓની આત્મહત્યાના અથવા તો એમને મારી નાખવાના બનાવ બનતા. લગ્ન પ્રસંગે વરઘોડા જ્ઞાતિવરા પ્રેતભોજન, ટૂંકમાં લગ્ન તથા મરણ પાછળ નાણાંનો દુર્વ્યય તેમજ વહેમ અંધશ્રદ્ધા કે રૂઢિને લીધે પોષાતા કેટલાક કુરિવાજો વીસમી સદીના ત્રણ દાયકા પછી પણ એવા ને એવા ચાલુ હતા, જેને કારણે સ્ત્રીજીવન વિશેષ રહેંસાતું હતું. શહેરોમાં એક પ્રકારનાં અનિષ્ટ હતાં, તો ગામડાઓમાં બીજા પ્રકારનાં. શહેરોમાં સ્ત્રીઓ માટે હરવા ફરવા રડવા કે લાજ કાઢવાના રિવાજમાં ફેરફાર થયો હતો, પરંતુ ગામડાંઓનો સ્ત્રીસમાજ હજુ આ બાબતમાં ઘણો પાછળ હતો. આ અંગેના પ્રત્યાઘાત

ગાંધીજીના 'ત્રણ પત્રો' માં જોઈ શકાય છે. એમાં એમણે સાદાઈનો આગ્રહ, લગ્ન પાછળનો ખોટો ખર્ચ, પશ્ચિમની બેહૂદી નકલ, વરઘોડાનાં પ્રદર્શનોમાં કળા કે વિવેક વિચારનો અભાવ તેમજ લગ્ન ધાર્મિક ક્રિયા તરીકે સદંતર ભુલાઈ ગયાનો નિર્દેશ કર્યો છે. અન્ય બાબતોમાં મરણ પ્રસંગે રોકકળ અને રોવાકૂટવા વખતે પડોશી-ધર્મ ભૂલી જઈ કેટલીક વખત જાણ કે રડવા–કૂટવાનું ફક્ત લૌકિક અને કોઈની વગોવણીના ખ્યાલથી જ થતું હોય તેવા દંભી વર્તનને દૂર કરવા માટેનું સૂચન છે.[૩૫]

બીજા કેટલાક કુરિવાજો, દાખલા તરીકે કજોડાં બીજવર અને ત્રીજવર કે જે કદાચ સૌરાષ્ટ્રમાં સૌથી વધારે વ્યાપક હશે તે વિશે લખતાં ગાંધીજી જણાવે છે કે 'ગરીબ માબાપો પોતાની છોકરીઓ વેચવા તૈયાર થાય અને વિષયાંધ ધનવાન લોકો કેવળ પોતાના વિષય પોષવા સારુ પૈસા આપવા તૈયાર થાય અને સમાજ તે સાંખી શકે ત્યાં લગી આ સડો દૂર થવો લગભગ અશક્ય છે.'[૩૬] આ ઉપરાંત ૫૫ વર્ષથી માંડીને ૮૦ વર્ષની ઉંમરે પહોંચેલા વૃદ્ધો ગરીબ માબાપની બાર ચૌદ વર્ષની પુત્રીઓને પચીસ ત્રીસ હજાર રૂપિયા આપીને પરણતા. આમાં નાગર જેવી ઉચ્ચ જ્ઞાતિના તથા પ્રોફેસર જેવા કેળવાયેલા પુરુષો પણ હતા,[૩૭] એમ છતાં 'નવજીવન'નાં લખાણો દ્વારા શૈક્ષણિક અસર પણ થતી હતી અને કેટલાંક વૃદ્ધલગ્ન અટકી પણ જતાં હતાં. આમ ધીરે ધીરે વૃદ્ધલગ્ન વિરુદ્ધ લોકમત જાગ્રત થતો હતો અને અન્ય કુરિવાજોનું વર્ચસ પણ શિથિલ થતું જતું હતું. ગાંધીયુગ દરમ્યાન સ્ત્રીઓની સ્થિતિમાં પરિવર્તન લાવવામાં અનેક પરિબળોએ ભાગ ભજવ્યો હતો. સ્ત્રીશિક્ષણના ફેલાવાથી સ્ત્રીઓમાં થોડી જાગૃતિ આવી, એની સાથે આઝાદીની લડતમાં ભાગ લઈને એમને પોતાની શક્તિનું ભાન થયું. આમ કાંઈક અંશે વિચારતી થયેલી સ્ત્રી કેટલાંક બંધનો અને બાળલગ્નમાંથી મુક્ત બની, લગ્ન અંગે પોતાની પસંદગી આડકતરી રીતે પણ પ્રદર્શિત કરતી થઈ, વિધવાવેશ પ્રેતભોજન તેમ રોવા–કૂટવાના તથા લાજ કાઢવા જેવા કેટલાક કુરિવાજોમાં પરિવર્તન આવતું ગયું. આ સર્વની સમગ્રતયા અસરથી સ્ત્રીની સ્થિતિમાં ફેરફાર આવ્યો.

આઝાદી પછી સામાજિક ક્ષેત્રે સવિશેષ ક્રાંતિ આવેલી જણાય છે. બંધારણ દ્વારા સ્ત્રી સમાન હક્કની અધિકારિણી બની. 'દ્વિપત્નીપ્રતિબંધધારો' 'છૂટાછેડા તથા વારસા અંગેનો કાયદો' વગેરે જેવા સામાજિક કાયદાઓ દ્વારા સ્ત્રીને કાનૂની દૃષ્ટિએ લગભગ પુરુષ જેટલા હક્ક મળ્યા, આથી સ્ત્રીના દરજ્જામાં મહત્ત્વનો ફેરફાર આવ્યો. સ્ત્રીકેળવણીનો કેવળ વિકાસ જ નહિ, પરંતુ વિકસિત જ્ઞાતિઓમાં

સ્ત્રીઓની ઉચ્ચ શિક્ષણ માટેની તમન્ના અને જરૂરિયાતે સ્ત્રીશિક્ષણ માટે શિક્ષણનાં સર્વ ક્ષેત્રો ખુલ્લાં કર્યાં અને એમાં એમણે ઠીક ઠીક સંખ્યામાં પ્રવેશ કર્યો. કેળવણીનો પ્રસાર થતાં ભણેલા યુવકોની ભણેલી યુવતિઓ માટેની તેમજ લગ્નમાં જીવન–સાથી માટે સ્વપસંદગી અને સંમતિની માંગ વધી. બાળવિધવાના પ્રશ્નનું સહજ રીતે નિરાકરણ થયું, કારણ કે કેળવણીના વિકાસ સાથે લગ્નવય ઊંચી જતાં બાળલગ્ન અટક્યાં, જ્ઞાતિ બહારનાં લગ્નોની ટીકા ઓછી થતી ગઈ, પરપ્રાંતીય લગ્નો પણ કેટલાંક માબાપ સ્વીકારતાં થયાં હતાં. સમાજમાં આવાં અનેક પરિવર્તન આવ્યાં છતાં પાટીદાર અને અનાવળા બ્રાહ્મણ જેવી કેટલીક જ્ઞાતિઓમાં પરઠણ કે વાંકડાની પ્રથા ચાલુ હતી, એટલું જ નહિ, ધન તથા કેળવણીના વધવા સાથે તે વિશેષ ફૂલીફાલી. કુળવાન અને સુખી ઘરના ઉચ્ચ કેળવણી પામેલા પુત્ર માટે વરપક્ષ કન્યાના પિતા પાસે મોટી રકમની માગણી કરતાં અચકાતો નહિ. કદાચ એનું થોડું સ્વરૂપ બદલાયું હતું. ખાસ કરીને ચરોતરના જુદા જુદા ગોળનાં પાટીદાર કુટુંબોમાં આ જાતની લેવડદેવડે માઝા મૂકી હતી. પહેલાં જે વરની કિંમત થોડા હજારોમાં અંકાતી તે શિક્ષણ માટે પરદેશ જવાના ખર્ચ સુધી પહોંચી હતી. લગ્નના ખર્ચમાં પણ ત્રણ દિવસ જાન રાખવાના રિવાજમાંથી એક દિવસના જમણ, નાસ્તો તથા લગ્નના ભભકાને બદલે સંમેલનો દ્વારા ઠરાવો કરીને ઘણી જ્ઞાતિઓમાં સાદાઈના હેતુથી લૌકિક અને ખર્ચાળ રિવાજો ઉપર કાપ મૂકવામાં આવ્યો હતો. આ સર્વની અવગણના કરીને, દંડ ભરીને પણ કેટલાક પૈસાદાર લોકો લગ્ન પાછળ અઢળક પૈસા ખર્ચતા, સ્વાગત સમારંભના ભભકા, જમણવાર, મંડપોનાં સુશોભનો તથા લાઇટો દ્વારા કેટલીક વખત ધનનાં વરવાં પ્રદર્શન થતાં. કેટલીક વખત દેખાદેખીએ અન્ય સાધારણ જ્ઞાતિજનો એમનું અનુકરણ કરતા અને દેવાના ખાડામાં ઊતરતાં, બીજી બાજુ સરકારી નિયમન અને ગાંધીજીની અસરથી સમાજમાં સાદાઈથી લગ્નો કરવાની હવા ઊભી થઈ, પરંતુ આવાં લગ્ન પ્રમાણમાં ઓછાં થતાં, જો કે સમાજ એમની ટીકા કરતો નહિ એ એક મહત્ત્વની સિદ્ધિ ગણાય.

ગ્રામીણ સમાજમાં રૂઢિચુસ્ત તથા મધ્યમ અને પછાત જ્ઞાતિઓમાં પ્રેતભોજન તથા કાણનો રિવાજ ચાલુ હતો. 'બાળલગ્ન–પ્રતિબંધ ધારો' હોવા છતાં બાળલગ્ન પણ થતાં. પછાત અને ગરીબ વર્ગની સ્ત્રીઓ સ્વાશ્રયી હોવાથી તેમજ એમનામાં પુનર્લગ્નનો રિવાજ હોવાથી વિધવાઓનો પ્રશ્ન ગંભીર સ્વરૂપે ન હતો, પરંતુ જે જ્ઞાતિઓમાં સાટા કે તેખડાંની પ્રથા હતી ત્યાં કન્યાની અછતને લીધે એ પ્રથા વત્તોઓછે અંશે ચાલુ રહી અને કજોડાં તેમજ વૃદ્ધલગ્ન પણ ચાલુ

રહ્યાં. આ સંજોગોમાં રુકાયેલી સ્ત્રીઓની સ્થિતિમાં કોઈ ખાસ પરિવર્તન આવ્યું નહિ. શ્રમજીવી સ્ત્રીઓ ભદ્ર સમાજની મહિલાઓ જેટલી કદાચ આર્થિક રીતે લાચાર ન હતી, પરંતુ અજ્ઞાન અશિક્ષિત હોવાથી પોતાના હક માટે એટલી સભાન પણ ન હતી.

મધ્યમ કે ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓમાંથી કેટલીક ઉચ્ચ શિક્ષણ પામેલી સ્ત્રીઓ ડૉક્ટર વકીલ પ્રાધ્યાપક તેમજ સરકારી કે બિનસરકારી ઑફિસોમાં અનેક પ્રકારના હોદ્દા ધરાવતી થઈ હતી. ટાઈપિસ્ટ સેક્રેટરી નર્સ શિક્ષિકા ટેલિફોન-ઑપરેટર કે સમાજસેવિકા તરીકે સારી સંખ્યામાં સ્ત્રીઓ કામ કરતી પણ થઈ હતી. રાજકારણમાં પણ થોડીક સ્ત્રીઓ પોતાની શકિત દર્શાવી શકી હતી. આમ નૂતન સ્ત્રી તરીકે પુરુષ–સમકક્ષ કામગીરી બજાવીને એઓ આગળ આવી રહી હતી. પરંતુ એવી સ્ત્રીઓની સંખ્યા પ્રમાણમાં અલ્પ હતી.

એકંદરે જોતાં મોટા ભાગની ગ્રામીણ અને પછાત વર્ગની સ્ત્રીઓની સ્થિતિમાં બહુ મોટું પરિવર્તન જોઈ શકાતું નથી, એનું એક કારણ એ પણ હોઈ શકે કે એમના જીવનનો મોટો ભાગ કુટુંબની દેખભાળ અને જીવન જરૂરિયાત માટે શ્રમ કરવામાં જ વ્યતીત થતો હોવાથી એમને માટે સ્વવિકાસની કોઈ તક કે કોઈ વિશિષ્ટ જોગવાઈ ન હતી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પછાત અને ગ્રામીણ સમાજના કલ્યાણ માટે સરકારી તેમજ બિનસરકારી સંસ્થાઓ વધારે ને વધારે કામ કરતી થઈ હતી, એમ છતાં ગ્રામીણ સ્ત્રી–સમાજમાં અસરકારક જાગૃતિ આવી શકી ન હતી.

## લોક-કલ્યાણ અને સામાજિક મંડળો

લોક–કલ્યાણની પ્રવૃત્તિ ઘણા જૂના સમયથી કોઈ ને કોઈ રીતે સમાજમાં પ્રવર્તતી હતી. આધુનિક કાલમાં એના તરફનો થોડો અભિગમ બદલાયો હતો. ખાસ કરીને ગાંધીજીની ગ્રામવિકાસ માટેની રચનાત્મક પ્રવૃત્તિ, અંત્યજો આદિવાસી તથા મજૂરના કલ્યાણ વિશેના કાર્યક્રમો, સ્ત્રી-ઉન્નતિ માટેના પ્રયત્નો અને સર્વના શિરમોડ સમા સર્વોદય માટેના પ્રયાસોને લોક–કલ્યાણના કાર્યક્રમોનાં આધુનિક સ્વરૂપો તરીકે ગણી શકાય.

ગ્રામવિકાસના કાર્યક્રમમાં ગરીબ કચડાયેલા પછાત ગ્રામજનોના કલ્યાણની ભાવના રહેલી છે, જ્યારે સર્વોદયના ખ્યાલમાં સમાજમાં સૌથી છેવાડે પડી રહેલાનો ઉદ્ધાર એટલે કે સમાજના નબળા અને તરછોડાયેલા લોકો માટે મુખ્યત્વે રહેઠાણ સમતોલ ખોરાક વૈદકીય સારવાર તથા બાળકોના શિક્ષણનો સમાવેશ થાય છે.

ચરખા અને ગૃહ-ઉદ્યોગો દ્વારા આર્થિક અને સામાજિક સમાનતા સ્થાપીને આ લોકોનું કલ્યાણ સાધી શકાશે એમ ગાંધીજી માનતા હતા.[૩૮]

ગ્રામવાસીઓ કરતાં પણ ગુજરાતમાં આદિવાસીઓની સ્થિતિ વધારે કંગાળ હતી. એમનું શાહુકારો દ્વારા શોષણ થતું, ઉપરાંત અન્ય અધિકારીઓ દ્વારા કનડગત થતી. વડોદરા રાજ્ય-શાસિત વિસ્તારોમાં એમના ઉત્કર્ષ માટે સયાજીરાવે પહેલ કરી હતી.એમની દીનહીન દશાથી દ્રવિત થઈને ૧૯૧૭-'૧૮ માં પંચમહાલમાં સુખદેવભાઈએ એમની સેવાનું કાર્ય શરૂ કર્યું હતું. દુકાળનાં વર્ષોમાં ભીલ લોકોમાં રાહત કાર્ય માટે ઇંદુલાલ યાજ્ઞિક અને ઠક્કરબાપા ગયા. એઓની પરિસ્થિતિથી વ્યથિત થઈને, સેવાનો ભેખ લઈને ઠક્કરબાપા થોડાક કાર્યકરો સાથે કાયમ માટે એ વિસ્તારમાં ભીલોની સેવા અર્થે બેસી ગયા અને ૧૯૨૩ માં 'ભીલ સેવા મંડળ'ની સ્થાપના કરી. આ મંડળ દ્વારા આશ્રમશાળાઓની સ્થાપના થઈ તેમજ અન્ય પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી. આદિવાસીઓમાં શિક્ષણ ઉપરાંત એમનું શોષણ અટકાવી, ગૃહઉદ્યોગો દ્વારા રોજીરોટીની તકો ઊભી કરી, એમનાંમાંથી અજ્ઞાન, વહેમ જડતા દૂર કરી એમનાં સર્વાંગી વિકાસ અને કલ્યાણ માટે કાર્યકરોએ અથાક પ્રયત્ન કર્યા. આશ્રમશાળાઓ આદિવાસીઓના શિક્ષણ માટે કલ્યાણકારી થઈ હતી એટલે એને 'યોજના' તરીકે પ્રથમ મુંબઈ રાજ્યે અને ત્યાર પછી ભારતનાં અન્ય રાજ્યોએ અપનાવી.

દક્ષિણ ગુજરાતમાં જંગલ જેવા આદિવાસી-વિસ્તારમાં વેડછી ગામે જુગતરામ દવેએ થાણું નાખ્યું. આદિવાસીઓના વિકાસ માટે એમણે 'રાનીપરજ સેવાસંઘ' સ્થાપીને હળપતિઓના પ્રશ્ન ઉકેલવાના પ્રયાસ કર્યા હતા. શિક્ષણના ફેલાવાથી આદિવાસીઓમાંથી જ કેટલાક કાર્યકર્તાઓ ઊભા થયા હતા. એઓ પોતે જ પોતાના લોકોના કલ્યાણકાર્યમાં સાથ આપવા સમર્થ બન્યા હતા. આઝાદીની ચળવળ દરમ્યાન નરહરિ પરીખ ને સ્વામી આનંદ તેમજ કેટલાયે નાનાંમોટાં સેવક લોકકલ્યાણની પ્રવૃત્તિ સાથે સંકળાયેલા હતા. મીઠુબહેન પિટીટે ગાંધીજીની અસરથી રંગાઈને પોતાનું જીવન દેશસેવા અને દીન દુઃખિયાંની સેવામાં અર્પણ કર્યું. એમણે માંડવી તાલુકાના પુના ગામે રાનીપરજ વિદ્યાલય અને ખાદી આશ્રમ સ્થાપીને રાનીપરજ કોમની મહત્ત્વની સેવા કરી. આ ઉપરાંત 'કોરમસજી પિટીટ દરદી-નિવાસ'ની સ્થાપના કરી તેમજ 'મરોલી આશ્રમ'ની સાથે માનસિક દર્દીઓ માટે એક કેંદ્રની સ્થાપના કરી. માનસિક દર્દીઓની સારવાર માટેનાં ગુજરાતમાં જે થોડાં કેંદ્ર છે તેમાં આ એક અગ્રસ્થાને છે.[૩૯]

સમગ્ર ગુજરાત અને અન્ય પ્રદેશોમાં પણ જ્યાં જ્યાં આપત્તિ આવી ત્યાં ત્યાં લોકકલ્યાણ માટે કાયા ઘસી નાખનાર રવિશંકર મહારાજનો જોટો મળવો મુશ્કેલ છે. રોગચાળો હોય કે અતિવૃષ્ટિ, દુષ્કાળ હોય કે હિંદુ–મુસલમાન તોફાન, સંકટમાં સપડાયેલાં સર્વ લોકો માટે ભારોભાર અનુકંપા સાથે મહારાજ નીડરપણે, જાતની પણ દરકાર સિવાય, દિવસરાત લોકોની રાહત માટે કાર્યરત રહેતા. વડોદરા તથા ખેડા જિલ્લાના બારૈયા, પાટણવાડિયા, કોળી, રજપૂત વગેરે ગરીબ વસ્તીનાં દુઃખ દર્દ સમજીને એને દૂર કરવાનો પ્રયત્ન કરતા. ખાસ કરીને ચોરી અને બહારવટા માટે પંકાયેલી પાટણવાડિયા અને બારૈયા કોમને એમણે સુમાર્ગે વાળી હતી. ખેડા જિલ્લામાંથી હાજરીનો કાળો કાયદો એમણે દૂર કરાવ્યો હતો. આમ નીચલા સ્તરના લોકોનો વિશ્વાસ સંપાદન કરી એ એમનામાં પૂજનીય બન્યા હતા. એટલે જ એમનામાંથી ઘણાને વ્યસનમુક્ત કરી સન્માર્ગે વાળી શક્યા હતા. એઓ મહેનત મજૂરી કરી પ્રામાણિક રોટલો રળે તેવો રસ્તો મહારાજે એમને ચીંધ્યો હતો. આમ ભૂખ અને શાહુકારના પંજામાંથી મહારાજે એમને છોડાવ્યા હતા અને કેટલેક અંશે અમલદારોના દમનમાંથી પણ છોડાવ્યા. લોકકલ્યાણની એમની તમન્ના શરીર ચાલ્યું ત્યાં સુધી એટલી અને એટલી જ પ્રબળ રહી.[૪૦]

ગાંધીજીની આશ્રમી કેળવણીનો જેને જેને પાસ લાગ્યો હતો તેઓમાંના ઘણાખરા કાર્યકર ગુજરાતમાં, કચ્છ, સૌરાષ્ટ્ર સહિત અનેક સ્થળોએ આશ્રમો સ્થાપીને ગામડાંમાં લોકસેવા અર્થે બેસી ગયા હતા અને સેવાનું શિક્ષણ ચરિતાર્થ કરતા હતા.

અમદાવાદમાં મજૂર–કલ્યાણ પ્રવૃત્તિની શરૂઆત કરનાર અનસૂયાબહેન સારાભાઈ હતાં. ૧૯૧૪ માં જ્યુબિલી મિલ સામેની 'અમરાપુરા' ચાલીમાં મજૂર બાળકો માટેની શાળા એમણે શરૂ કરી હતી. આ શાળા દિવસે મજૂર બાળકો અને રાત્રે મજૂરો માટે ચાલતી. ૧૯૧૬ માં ગાંધીજીએ આ શાળાની મુલાકાત લીધી હતી. એમણે શાળા જોઈ ખુશી વ્યક્ત કરી, પણ બાળકોનાં શરીર અને સ્વચ્છતા તરફ વિશેષ ધ્યાન આપવાનું સૂચન કર્યું. આ કાર્ય ધીરે ધીરે કૃષ્ણલાલ દેસાઈ, બચુભાઈ વકીલ અને અમુભાઈ મહેતાની મદદથી વિકસ્યું અને શિક્ષણ ઉપરાંત સામાજિક પ્રવૃત્તિઓ શરૂ કરવા માટે એમણે એક મંડળ સ્થાપવાનું વિચાર્યું, તેનું નામ 'મજૂર મિત્ર મંડળ' રાખ્યું. મંડળમાં અનસૂયાબહેન ઉપરાંત શંકરલાલ બૅન્કર, કૃષ્ણલાલ દેસાઈ તથા કાલિદાસ ઝવેરી મુખ્ય કાર્યકર્તાઓ હતા. ૧૯૧૭ માં તાણાવાણાનું મહાજન રચાયું હતું. તાણાવાણા ખાતાના

બોનસના પ્રશ્નમાં મજૂરોને અનસૂયાબહેનનાં સલાહ સૂચન તથા છેવટે ગાંધીજી તથા અનસૂયાબહેનનું નેતૃત્વ સાંપડયું. [૪૧] એમણે મજૂરોને અનેક કટોકટીના પ્રસંગોએ માર્ગદર્શન આપ્યું તેમજ એમના વિકાસ માટે ઉત્તરોત્તર રચનાત્મક પ્રવૃત્તિ વિકસાવવામાં સારો રસ લીધો. શિક્ષણ ઉપરાંત, કામના કલાકો, સ્ત્રીઓ સાથેનો વર્તાવ, એમને આપવી જોઈતી સગવડ, પીવાનું પાણી, પેશાબખાનાં, પાયખાનાં, જમવા માટે સ્વચ્છ જગા, ઘોડિયા ઘરની વ્યવસ્થા વગેરેનો ઘણીખરી મિલોમાં અભાવ હતો. આ સર્વ અંગે જરૂરી વ્યવસ્થા ઊભી કરવા માટે ગાંધીજીએ લેખો લખી તથા મંચ મારફત તાકીદ કરી મજૂરોની જરૂરિયાતો પૂરી કરવા મિલ એસોસિએશનને દબાણ કર્યું. મજૂરોના કૌટુંબિક જીવનને સુધારવા માટે પણ વિવિધ પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવતી.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી સમાજના નબળા વર્ગોના કલ્યાણ માટે ખાસ સવલતો ઊભી કરવાના પ્રયત્ન થયા છે. અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ માટે કેંદ્રમાં કમિશનર નીમી એમના માટે ખાસ જોગવાઈઓ ઊભી કરવામાં આવી અને એને આધારે રાજ્યમાં એમના કલ્યાણ માટે અનેક યોજનાઓ શરૂ કરવામાં આવી. વાસ્તવમાં સમાજનાં આ નબળાં અંગોના સર્વ એકમ એનો સમાન રીતે લાભ લઈ શકયા નહિ. વિચરતી જાતિ તેમજ ગુનાહિત જાતિના વિકાસ માટે કેટલીક ખાસ સુવિધાઓ પૂરી પાડવામાં આવી તેનો લાભ પણ બહુ ઓછા લોકો લઈ શકયા. આ બધી યોજનાઓ અને પ્રવૃત્તિઓ પાછળનો મુખ્ય આશય સમાજના પાછળ પડી ગયેલાં અંગોને જરૂરી સગવડ આપી એમનો વિકાસ સાધી અન્યની સમકક્ષ મુકવાનો હતો, પરંતુ આ બાબતમાં બહુજ ધીમી પ્રગતિ થઈ શકી. મજૂર-કલ્યાણ ક્ષેત્રે મજૂર મહાજનો ઘણાં સક્રિય અને સબળ બન્યાં હોવાથી મજૂરો માટે ઘણી સવલતો મેળવી શકાઈ, એમ છતાં ગાંધીજીના ટ્રસ્ટીશિપના ખ્યાલને આંબી શકાયું નથી.

## સામાજિક મંડળો

વીસમી સદીની શરૂઆતમાં કેટલાંક મોટાં શહેરોમાં સામાજિક સંસ્થાઓ કામ કરતી થઈ હતી. ૧૯૦૩ માં મુંબઈમાં 'ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ'ની સ્થાપના થઈ હતી અને ૧૯૦૯ માં 'સેવાસદન' સ્થપાયું હતું. આવી સંસ્થાઓનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રીઓમાં જાગૃતિ લાવવાનો તથા એમને વિવિધ પ્રકારની તાલીમ આપી એઓ પગભર થાય તથા સમાજને ઉપયોગી થઈ શકે તેવો હતો. આ સંસ્થાનું સંચાલન કરનાર કે પ્રવૃત્તિઓમાં રસ લેનાર મુખ્યત્વે ઉચ્ચ કે મધ્યમ સ્તરમાંથી આવતી શિક્ષિત મહિલાઓ હતી. ૧૯૧૬ માં અમદાવાદમાં

'સંસાર સુધારા પરિષદ' ભરાઈ તેના સ્વાગત મંડળના પ્રમુખ રમણભાઈ નીલકંઠ હતા. આમ સામાજિક સુધારા માટે જાગૃતિ આવતી હતી.

ગાંધીજીના ગ્રામોદ્ધાર તથા રચનાત્મક કાર્યક્રમને કારણે અનેક સામાજિક સંગઠન ઊભાં થતાં હતાં અને અનેક નવી પ્રવૃત્તિઓને વેગ મળતો હતો, તેમાંથી પ્રેરણા મેળવીને આ સમય દરમ્યાન રચાયેલી ઘણી નાની મોટી સંસ્થાઓ દલિત મજૂર તથા પછાત વર્ગોના કલ્યાણની અને સ્ત્રીઓ તથા બાળકોના સંરક્ષણની પ્રવૃત્તિઓમાં તનમનથી કામ કરતી રહી.[૪૨]

ગાંધીજીની આઝાદીની લડતે સમગ્ર દેશની ચેતના જગાડી હતી. સ્ત્રીકેળવણીના ધીમા પરંતુ સતત વિસ્તારમાં અને આઝાદી જંગમાં ઝુકાવીને બહેનો જાગ્રત થતી હતી.

આ પરિસ્થિતિમાં કેટલીક કેળવાયેલી બહેનોએ આગેવાની લઈને સામાજિક જાગૃતિ લાવવા માટે પ્રયાસ આદર્યા, તેના ફલસ્વરૂપે ૧૯૨૬–૨૭ માં 'અખિલ હિંદ મહિલા પરિષદ'નો ઉદ્‌ભવ થયો. આ સંસ્થાની સ્થાપનામાં મહારાણી ચિમનાબાઈ, હંસાબહેન મહેતા, વિદ્યાબહેન નીલકંઠ, જ્યોત્સનાબહેન શુક્લ વગેરે ગુજરાતની બહેનોએ સક્રિય રસ લીધો. ધીરે ધીરે ઉપર્યુક્ત સંસ્થાની ગુજરાતમાં અનેક શાખાઓ વટવૃક્ષની જેમ વિસ્તરી. પૂણેમાં મળેલા 'અખિલ હિંદ મહિલા શૈક્ષણિક કૉન્ફરન્સ'ના પ્રથમ અધિવેશનમાં જ કન્યાકેળવણીમાં બાળ લગ્ન અવરોધક હોવાથી લગ્નવય ઊંચી લઈ જવા માટેનો ઠરાવ પસાર કર્યો, તેના અનુસંધાનમાં હરબિલાસ શારડાના 'બાળલગ્ન–પ્રતિબંધક ખરડા' ને ગુજરાતની બહેનોએ લાખોની સંખ્યામાં સહી ઝુંબેશ દ્વારા ટેકો આપ્યો હતો. 'અખિલ હિંદ મહિલા પરિષદ'ની શાખાઓની અનેકવિધ પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓ તથા બાળકલ્યાણ માટેની કામગીરી, સીવણવર્ગો, સંસ્કાર કાર્યક્રમો તથા શહેરોમાં સીવણ–ગૂંથણના વર્ગો, વિકલાંગ માટે તાલીમ તથા આશ્રય સ્થાનો ઘોડિયાઘરો ઇત્યાદિ મુખ્ય હતાં.

આર્થિક સ્વાતંત્ર્ય વિના સ્ત્રી પાંગળી રહે છે એ ખ્યાલને કેંદ્રમાં રાખીને સ્ત્રીઓ માટે ઉદ્યોગાલયો અથવા હસ્ત-ઉદ્યોગની જોગવાઈ માટેની સંસ્થાઓ સ્થાપવાનો વિચાર કેટલાક લોકોને આવ્યો હતો. ખાસ કરીને ત્યક્તા કે વિધવા સ્ત્રી માટે આર્થિક સ્વાતંત્ર્ય સવિશેષ જરૂરી હતું આ હેતુને લક્ષમાં રાખીને વડોદરામાં 'ચિમનબાઈ સ્ત્રી ઉદ્યોગાલય'ની સ્થાપના થઈ હતી. એવી જ રીતે અન્ય શહેરોમાં પણ આવી સંસ્થાઓ શરૂ થઈ હતી.

૧૯૩૦ ની ચળવળ પછી સામાન્ય રીતે સ્ત્રી ઘર બહારની પ્રવૃત્તિમાં ભાગ લેતી થઈ હતી, પરંતુ એમના પ્રશ્ન ઊકલ્યા ન હતા. સ્ત્રીઓનો જુસ્સો ટકાવી રાખવા અને એમની શક્તિનો યોગ્ય ઉપયોગ કરવા માટે એમને સામાજિક સેવા કાર્યમાં સાંકળવાની જરૂર હતી. સ્ત્રીઓના પ્રશ્નોને સમજીને ઉકેલ લાવે તેવી કોઈ સંસ્થા અસ્તિત્વમાં ન હતી. આ બંનેનો સુમેળ સાધીને કોઈ સંસ્થા ઊભી કરવાનો ખ્યાલ મૃદુલાબહેનના મનમાં આકાર લેતો હતો, જે મૂર્ત સ્વરૂપે 'જ્યોતિસંઘ' તરીકે વિકસ્યો. સ્ત્રીનું ગૃહ તથા સમાજમાં સમાન સ્થાન, વ્યક્તિ વિકાસ, સ્વનિર્ણયનો અધિકાર, આર્થિક સ્વાવલંબન ઇત્યાદિ બાબતો ૧૯૩૪ માં શરૂ થયેલા 'જ્યોતિસંઘ'ના મુખ્ય ઉદ્દેશ અને પ્રવૃત્તિના કેંદ્રસ્થાને હતી. 'જ્યોતિસંઘ'ની શરૂઆતની પ્રવૃત્તિ સમયે લોકમાનસ એની વિરુદ્ધ હતું. સ્ત્રી સ્વાવલંબી થાય તો કુટુંબ છિન્નભિન્ન થઈ જાય એવી વિચારસરણી ધરાવનાર સમાજ હતો, એમ છતાં સમય જતાં જ્યોતિસંઘની પ્રવૃત્તિઓ વિકસી તથા તેની ભાવનાઓ અને ઉદ્દેશોનો સ્વાભાવિક સ્વીકાર થયો.[૪૩]

સ્ત્રીની નીતિમત્તા સાથે સંકળાયેલો બીજો પ્રશ્ન હતો ગેરકાયદેસર બાળકનો. સ્ત્રીનો વ્યક્તિ તરીકેનો સ્વીકાર અને અનાથ બાળક એ રાષ્ટ્રની સંપત્તિ છે આ બાબતનો સંપૂર્ણપણે સ્વીકાર તો હજુ પણ થયો નથી, એમ છતાં સ્ત્રીને સામાજિક ન્યાય આપવા ખાતર પણ અપરિણીત માતા તથા તેના બાળક માટે સંસ્થાકીય જોગવાઈ કરવી જરૂરી હતી. એમનું સમાજમાં પુનઃસ્થાપન તથા અનાથ બાળકો પૂર્ણ નાગરિક તરીકે વિકસે તેવો પ્રબંધ કરવો તે સમાજ તથા રાજ્ય માટે જરૂરી પગલું હતું. અમદાવાદનો 'મહીપતરામ અનાથાશ્રમ' કાંઈક અંશે આવી સેવા પૂરી પાડતો હતો, પરંતુ એ પર્યાપ્ત ન હતી. અમદાવાદમાં સ્ત્રીઓ તથા બાળકો માટે આ પ્રકારના હેતુઓને લક્ષમાં રાખીને ૧૯૩૭ માં 'વિકાસગૃહ' દ્વારા વ્યવસ્થિત પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી. દસકા દરમ્યાન રાજકીય અને સામાજિક જાગૃતિના પરિણામે ગુજરાતમાં જુદાં જુદાં શહેરોમાં 'વિકાસગૃહ' ખૂલતાં ગયાં. સૌરાષ્ટ્રમાં નાનાં નાનાં રજવાડાંને લીધે પરિસ્થિતિ થોડી જુદી હતી. ભાવનગર રાજકોટ અને ગોંડળ જેવાં આગળ પડતાં દેશી રાજ્યોમાં ૧૯૪૫ સુધીમાં સ્ત્રી-કે બાલ-ઉપયોગી સામાજિક સંસ્થાઓ કામ કરતી હતી. કેટલાંક રાજ્ય-સંચાલિત અનાથાશ્રમ પણ હતાં. ૧૯૪૪ થી ૧૯૪૭ સુધીમાં ઘણાં સ્ત્રી-મંડળ શરૂ થયાં, જેમાં 'પ્રગતિગૃહ'-હળવદ, 'વિકાસવિદ્યાલય'-વઢવાણ અને 'વિકાસગૃહ'-રાજકોટ મુખ્ય હતાં.[૪૪]

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી સામાજિક સેવા મંડળોના અભિગમમાં એક સ્પષ્ટ ફેરફાર જોઈ શકાય છે. સમગ્ર રાષ્ટ્રને લક્ષમાં રાખીને સમાજકલ્યાણ માટે વ્યવસ્થિત

તંત્રરચના ઊભી કરવાનો ખ્યાલ ઊભો થયો હતો. એ ઉપરાંત નાનામાં નાના કાર્યાન્વિત એકમને અનુદાન આપીને વધારે કાર્યશીલ કરવાનો ખ્યાલ પણ ઊભો થયો હતો. ગામડાંને પણ આ યોજનાઓનો સવિશેષ લાભ મળે તે રીતે સાંકળીને ઘટતું કરવું જોઈએ એવી વિચારણા થવા માંડી. આના પરિપાકરૂપે ૧૯૫૩ માં 'કેંદ્રીય સમાજ કલ્યાણ બોર્ડ''ની સ્થાપના થઈ અને એના અનુસંધાનમાં એક સમિતિ નીમવામાં આવી તેણે સમગ્ર રાષ્ટ્રનો પ્રવાસ કરી, કાર્યકરોની મુલાકાત લઈ હેવાલ તૈયાર કર્યો, જેને આધારે પ્રત્યેક રાજ્યમાં 'સમાજ–કલ્યાણ બોર્ડ''ની રચના થઈ. ૧૯૫૩ સુધી ઘણુંખરું મોટાં શહેરોમાં કામ થતું હતું એને બદલે ૧૯૫૪ થી ગુજરાતનાં ગામડાંઓમાં પણ એ પ્રકારનું કાર્ય શરૂ કર્યું. ખાસ કરીને બાલવાડી પ્રૌઢ શિક્ષણ સમાજ શિક્ષણ આરોગ્ય સેવા ઇત્યાદિ કાર્યો ગામડાંઓની નાની નાની સામાજિક સંસ્થાઓએ તેમજ અન્ય સેવામંડળોએ ઉપાડી લીધાં.

ગામડાંઓને ઉપયોગી સેવા પૂરી પાડતી બીજી આગળ પડતી સંસ્થા તે ગુજરાતમાં સ્થપાયેલ 'કસ્તૂરબા વિદ્યાલય.' સમાજકલ્યાણની પ્રવૃત્તિને ગામડાંઓમાં વેગવંતી બનાવવા માટે ગ્રામપ્રશ્નો સમજી ગામડાંમાં રહેવા તૈયાર હોય તેવી તાલીમબદ્ધ ગ્રામસેવિકાઓ જરૂરી હતી. આ વિદ્યાલય બહેનોને આ પ્રકારની તાલીમ આપે છે. 'કસ્તૂરબા સ્મારક નિધિ'નો ઉદ્દેશ ગામડાંઓની બહેનો માટે કાંઈક કામ થઈ શકે તેવો હોવાથી આ પ્રકારની તાલીમ પાછળનો હેતુ અમુક અંશે ફલિત થાય છે.

સ્વતંત્ર ભારતમાં સામાજિક સેવા સંસ્થાઓની સંખ્યામાં ભરતી અને થોડીક વિવિધતા પણ આવી. સ્ત્રી બાળકો વિધવા પતિતા વિકલાંગ અનાથ પછાત માટે કાર્ય કરતી અનેક પ્રકારની સામાજિક સંસ્થાઓ સામાજિક સુધારણા અને જનકલ્યાણ માટે રચાઈ હતી. કેટલીક સંસ્થાઓ સત્યાગ્રહના આંદોલન દરમ્યાન, ખાસ કરીને સ્ત્રીઓ તથા પછાત વર્ગોના કલ્યાણ અર્થે, અસ્તિત્વમાં આવી હતી. કેટલીક સંસ્થાઓ સામાજિક પ્રશ્નો હલ કરવા અને સમાજને કેટલીક વિશિષ્ટ સેવાઓ પૂરી પાડવા માટે ઉદ્ભવી હતી. સ્વતંત્ર ભારતમાં આ સર્વ સંસ્થાઓનું કામ ચાલુ હતું, પરંતુ એઓના અભિગમમાં થોડું પરિવર્તન આવ્યું હતું. કાર્યકરોના વલણમાં મૂળભૂત તફાવત એ આવ્યો કે એમને કામ કરવાનો જુસ્સો નરમ પડયો. સ્વરાજ્યપ્રાપ્તિથી જાણે કે સામાજિક ક્રાંતિ પણ હાંસલ થઈ ગઈ અથવા થઈ જશે એવો ભ્રમ કેટલાંકના મનમાં ઊભો થયો, જેને પરિણામે સુધારા કરવા માટેના અથવા કાર્ય કરવાના જુસ્સામાં શિથિલતા આવી. સંસ્થા પહેલાં જે સ્વનિર્ભર અથવા લોકઆધારિત હતી તેને બદલે વધારે ને વધારે સરકારી સહાય ઉપર

આધાર રાખતી થતી ગઈ. પરિણામે સંસ્થાની સ્વાયત્તતા ઉપર કાપ આવ્યો. સરકારી અનુદાન માટે સરકારી ચોકઠામાં બંધબેસતા રહીને કામ કરવું પડતું, જેથી લોકસેવાની કોઈ નવી યોજના, નવો વિચાર કે પ્રયોગ અમલમાં મૂકવા માટે સરકારી નિયમના ઢાંચાની બહાર જવા માટે બહુજ મર્યાદિત અથવા નહિવત્ અવકાશ હતો. કાર્યકરોનું કમિટમેન્ટ ઓછું થતું ગયું અને સેવાને બદલે સંસ્થામાં નોકરી કરવાનો ભાવ વધતો ગયો. આ બધા ફેરફારો છતાં ટૂંકમાં એમ કહી શકાય કે ૧૯૬૦ સુધીમાં લોકકલ્યાણ અર્થે ગુજરાતમાં સરકારી તેમજ બિનસરકારી અનેક નાની મોટી સંસ્થાઓ ગ્રામ–પ્રદેશ તેમજ શહેરોમાં વિકસી હતી અને સ્ત્રી બાળક મજૂર અને પછાત વર્ગોની સેવામાં એઓએ ઠીક ઠીક ફાળો આપ્યો હતો.

## પારસી સમાજ

લગભગ અગિયારસો વર્ષ પહેલાં પારસીઓ ઈરાનમાંથી સ્થળાંતર કરીને ગુજરાતમાં આવીને વસ્યા. એમણે ગુજરાતને પોતાનું વતન બનાવ્યું. ગુજરાતી ભાષા તથા કેટલાક રિવાજ અપનાવ્યા અને કાલક્રમે એમના સામાજિક જીવનમાં ગુજરાતની સાંસ્કૃતિક છાંટ પણ આવી. અંગ્રેજોના અમલ દરમ્યાન પારસીઓ એમના સવિશેષ સંપર્કમાં આવ્યા અને એમની જીવનશૈલીને પાશ્ચાત્ય સંસ્કૃતિનો પણ રંગ લાગ્યો, એમ છતાં વસ્તીની દૃષ્ટિએ આ ખૂબજ નાનકડી પારસી કોમે પોતાની ધર્મ–પ્રણાલીને ચુસ્તપણે જાળવી રાખી. એને કારણે એમની કેટલીક આગવી અને વિશિષ્ટ સંસ્કૃતિ પણ જળવાઈ રહી છે.

૧૯૦૧ માં પારસીઓની કુલ વસ્તી ૧,૦૦,૦૯૬ હતી તે થોડીક વધીને ૧૯૬૧ માં ૧,૦૦,૭૭૨ ની થઈ. ૧૯ મી સદી દરમ્યાન પારસીઓનું ગુજરાત બહાર, ખાસ કરીને મુંબઈમાં સ્થળાંતર કરવાનું વલણ આ સમય દરમ્યાન પણ ચાલુ રહ્યું. પરિણામે, ૧૯૬૧ માં માત્ર ૧૭ ટકા પારસીઓ ગુજરાતમાં વસતા હતા, જ્યારે ૭૦ ટકા પારસીઓ એકલા મુંબઈ શહેરમાં વસતા હતા.[૪૫] બલસારાના કથન મુજબ ૧૯૩૫ ના અરસામાં ૮૯ ટકા પારસીઓ શહેરોમાં વસતા હતા, જ્યારે ૧૯૬૧ માં સમગ્ર ભારતના ૯૪.૨ ટકા અને ગુજરાતના ૭૩ ટકા પારસીઓ શહેરમાં વસતા હતા.[૪૬] ભારતની અન્યધર્મી શહેરી વસ્તીની ટકાવારી જોતાં જણાય છે કે પારસીઓમાં શહેરીકરણની પ્રક્રિયા ખૂબજ વધારે પ્રમાણમાં હતી. પારસીઓમાં આટલી મોટી માત્રાના શહેરીકરણમાં એમની ભૌગોલિક ગતિશીલતાની સાથે સાથે વ્યાવસાયિક ગતિશીલતા પણ જોવા મળે છે. શહેરો

સિવાયના ૭ ટકા પારસીઓના મોટા ભાગના, ગુજરાતનાં ગામડાંઓમાં વસતા હતા તેઓ મુખ્યત્વે ખેતી અને દારૂતાડીના પરંપરાગત વ્યવસાય તથા ટ્રાન્સપોર્ટના ધંધામાં રોકાયેલા હતા.

દક્ષિણ ગુજરાતમાં નર્મદા અને તાપી વચ્ચેના ગોદાવરા પ્રદેશ તરીકે ઓળખાતા પ્રદેશનાં ગામડાઓમાં વસતા પારસીઓ 'ગોદાવરા પારસી' તરીકે ઓળખાય છે. એમનો મુખ્ય વ્યવસાય ખેતી હતો. આકાશી ખેતીમાં ઉત્પન્નની અનિશ્ચિતતાને કારણે એમનું ગણોતે જમીન આપવાનું વલણ ધીમે ધીમે વધતું ગયું અને ખેતી એમનો ગૌણ વ્યવસાય બન્યો. 'ખેડે તેની જમીન'નો કાયદો અમલમાં આવતાં ઘણાં પારસી કુટુંબોએ એમની જમીન ગુમાવી દીધી. પારસીઓના હાથમાં અગત્યનો વ્યવસાય દારૂતાડીનો હતો. દારૂબંધી દાખલ થતાં ઘણાં કુટુંબોનો ધંધો પડી ભાગ્યો. મ્યુનિસિપલ અને રાજ્યની ટ્રાન્સપોર્ટ સેવા શરૂ થતાં ખાનગી ટ્રાન્સપોર્ટ સર્વિસ ચલાવતા પારસીઓના ધંધાને પણ ફટકો પડયો. આ બધાં પરિબળોને કારણે ગુજરાતના ગ્રામવિસ્તારમાં વસતા પારસીઓમાં શહેરોમાં સ્થળાંતર કરવા તરફનું વલણ વધ્યું.[૪૭] બીજી બાજુએ સરકારની દારૂબંધીની નીતિ હળવી થવાની અને દારૂતાડીનો ધંધો પુનઃ ચાલું થવાની આશા, પોતાની જમીન ખેડે નહિ તો કાયદાના લીધે જમીન ગુમાવી દેવાની બીક, અને ઉચ્ચ કેળવણીએ બિલકુલ તાલીમ વિના શહેરમાં સ્થળાંતર કરવામાં ધંધા-રોજગાર મેળવવામાં રહેલા જોખમની દહેશતને કારણે પણ કેટલાંક પારસી કુટુંબોએ ગ્રામ-વસવાટ સાથે જકડાઈ રહેવાનું ઉચિત માન્યું.[૪૮]

કેળવણીના ક્ષેત્રે પારસી કોમ ખૂબ જ આગળ રહી છે. ૧૯૩૧ માં ૮૪.૫ ટકા પુરુષો અને ૭૩.૪ ટકા સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરાવતાં હતાં. માણેક મિસ્ત્રીના ગ્રામવિસ્તારના ૧,૧૦૦ ગુજરાતી પારસી કુટુંબોના સર્વેક્ષણ પ્રમાણે ૩૬ ટકા વડાઓએ પ્રાથમિક શિક્ષણ, ૪૫.૫ ટકા વડાઓએ માધ્યમિક શિક્ષણ, ૧૨.૩ ટકા વડાઓએ માધ્યમિક મૅટ્રિક્યુલેશન અને ૨.૮ ટકા વડાઓએ કોલેજ શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું.[૪૯] ગોદાવરા પારસીના અભ્યાસમાં પણ માત્ર પાંચ ટકા પારસીઓ જ નિરક્ષર જણાયા હતા.[૫૦] પારસીઓએ પોતાની કોમના શિક્ષણ માટે અનેક સ્થળોએ પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ ખોલી હતી. ખાસ કરીને સુરત ભરૂચ અને નવસારીની એમની અનેક સંસ્થાઓ (અનાથ-આશ્રમો, ગ્રામગૃહો વગેરે) બાળકોના શિક્ષણની જવાબદારી ઉઠાવતી જણાય છે, ઉપરાંત અન્ય ટ્રસ્ટો મારફતે પારસી વિદ્યાર્થીઓને શિક્ષણ માટે શિષ્યવૃત્તિઓ અને આર્થિક મદદ મળી રહેતી. આ કામમાં શિક્ષણના ઘણાં ઊંચા

પ્રમાણ માટે પારસીઓની ઉદાર સખાવતો પણ કારણભૂત છે. પ્રમાણમાં ઊંચું શિક્ષણ અને શહેરીકરણને કારણે ઘણા પારસીઓએ લોખંડ અને કાપડના ઉદ્યોગમાં ઝંપલાવ્યું હતું. સુરતમાં બેકરી અને સુરત તથા અમદાવાદમાં શરબતી પીણાંના ઉદ્યોગમાં પણ પારસીઓ મોખરે હતા. સુરત તથા ભરૂચ જિલ્લામાં પારસીઓ 'રૂના રાજા' તરીકે જાણીતા બન્યા હતા. અલબત્ત, વખત જતાં, આ બધાં ઉદ્યોગ–ક્ષેત્રોમાં બીજા હરીફો ઊભા થતાં પારસીઓની અમુક ધંધાઓમાં ઇજારા જેવી સ્થિતિમાં ફેરફાર પડ્યો. ઉચ્ચ શિક્ષણ લીધેલામાંથી કેટલાક પારસીઓએ પરદેશગમન કર્યું. મોટા ભાગના પારસીઓ મુંબઈમાં વિવિધ ઉદ્યોગો તથા નોકરીઓમાં જોડાયા. સ્વતંત્રતા પછીના કાલમાં ગુજરાતના મોટા ભાગના પારસીઓ ખેતી ડેરી ધીરધાર કરિયાણાની દુકાન વગેરે ઉપરાંત ડ્રાઇવર ફિટર એન્જિન–ડ્રાઇવર અને કેટલાક વકીલ ડૉક્ટર એન્જિનિયર પ્રોફેસર જેવા વ્યવસાયોમાં રોકાયેલા હતા.

પારસીઓમાં જન્મદર ઘટી રહ્યો છે અને આયુ-મર્યાદા વધી રહી છે, પરિણામે પારસી સમાજ ઝડપથી વૃદ્ધ બની રહ્યો છે.[૫૧] આના કારણમાં યુવાન પારસીઓના સ્થળાંતર ઉપરાંત પારસીઓમાં ઊંચી જતી લગ્નવય અને અન્યધર્મી સાથે લગ્ન કરવાની સખતબંધી જવાબદાર ગણી શકાય. માલિની કર્કલના અભ્યાસ પ્રમાણે પારસી પુરુષોની સરાસરી લગ્નવય ૧૯૨૧ માં ૨૯.૫ વર્ષ હતી તે વધીને ૧૯૬૧ માં ૩૧.૧ વર્ષની થઈ, જ્યારે પારસી સ્ત્રીઓની સરાસરી લગ્નવય ૧૯૨૧ માં ૨૪.૪ વર્ષ હતી તે વધીને ૧૯૬૧ માં ૨૬.૬ વર્ષ થઈ હતી.[૫૨] પુરુષો તેમજ સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવા તરફનું વધતું વલણ, પુરુષ કમાતા અને સ્વતંત્ર રીતે ઘર ચલાવવાને શક્તિમાન ન થાય ત્યાં સુધી લગ્ન કરવાનું ટાળવાની વૃત્તિ, ઉચ્ચ શિક્ષણ મેળવેલી સ્ત્રીઓમાં નોકરી કરવા તરફનો ઝોક, ઇત્યાદિ કારણો ઉપરાંત હિંદુઓના દાયજાના જેવો પારસીઓમાં લગ્ન વખતે 'રીત' કરવાનો રિવાજ પારસીઓમાં ઊંચી જતી લગ્નવય માટે કારણભૂત ગણી શકાય. પારસીઓમાં બિનપારસી સાથે લગ્ન કરવાની મના છે. બિનપારસી સ્ત્રીને પરણનાર પુરુષનાં સંતાનો નવજોતની ક્રિયા પછી પારસી ગણાય, પરંતુ બિનપારસી પુરુષને પરણનાર પારસી સ્ત્રીનાં સંતાનોને નવજોત આપી શકાય નહિ અને તેઓ પારસી કોમની બહાર ગણાય. એકંદરે પારસીઓમાં મોડાં લગ્ન કરવા તરફ અથવા લગ્ન ન કરવા તરફ વલણ વધતું જણાય છે. દાખલા તરીકે, મુંબઈના પારસીઓમાં ૪૭.૭ ટકા પરિણીત હતા તે ૧૯૩૧ માં ઘટીને ૪૧.૪ ટકા થયાનું જણાયું હતું. ૧૯૬૬–૬૭ માં ગુજરાતના ૧૧ જિલ્લાઓનાં ગામોમાં ૩૧૪૯ પારસીઓમાં ૫૬.૯ ટકા પરિણીત અને ૧૨ ટકા વિધવા વિધુર કે છૂટાછેડા લીધેલા માલૂમ પડ્યા હતા અને તેમ છતાં આ અભ્યાસમાં ૧૬ થી ૪૦ વર્ષની

૭૩૬ પારસી સ્ત્રીઓમાંથી આશરે ૪૫ ટકા સ્ત્રીઓ કુંવારી હતી એ બાબત પણ નોંધપાત્ર છે.[૫૩]

પારસી મૅરેજ ઍક્ટ અનુસાર પારસીઓમાં એકપતિ-પત્નીત્વ જ માન્ય છે. તેમનામાં વિધવા લગ્ન પર પ્રતિબંધ નથી, પરંતુ આવાં લગ્નોનું પ્રમાણ નહિવત્ જણાય છે. પારસીઓ લગ્નને પવિત્ર બંધન માને છે છતાં તેમનામાં છૂટાછેડાની કાનૂની જોગવાઈ છે. સમગ્ર પારસી કોમની વિગત જોતાં જણાયું હતું કે ૧૯૦૧ થી ૧૯૩૬ સુધીમાં ૪૯ પુરુષો અને ૭૧ સ્ત્રીઓએ છૂટાછેડા માટે અરજી કરી હતી, જ્યારે ૧૯૩૭ થી ૧૯૪૩ દરમ્યાન ૩૯ પુરુષો અને ૭૪ સ્ત્રીઓએ છૂટાછેડા માટે અરજી કરી હતી. ૧૯૩૭ પહેલાં છૂટાછેડાની અરજી કરતાં પહેલાં પતિપત્નીએ ૭ વર્ષ સુધી જુદા રહેવાની આવશ્યકતા હતી તે ઘટાડીને ૩ વર્ષની કરવામાં આવી હતી સ્ત્રીઓ કરતાં પુરુષોની છૂટાછેડા માટેની અરજીઓ નામંજૂર કરવા તરફ વધારે ઝોક જણાય છે.[૫૪] મોટા ભાગના પારસીઓનું કોમમાં જ લગ્ન કરવા તરફ વલણ રહ્યું છે. તેમ છતાં તેની સારી અને માઠી અસરોનો કેટલાક કેળવાયેલા પારસી નિર્દેશ કરે છે. પોતાના જ સમાજમાં થતાં લગ્નો અને ખાસ કરીને નજીકના સગામાં થતાં લગ્નો અંગે આસાના જણાવે છે કે પારસી સમાજને તે વિવિધ દૃષ્ટિએ લાભકારી છે, પરંતુ સાથે સાથે એ બાબતનો પણ તે સ્વીકાર કરે છે કે વિજ્ઞાન સમજાવે છે કે "આવા 'ઇન બ્રીડીંગ'ને પરિણામે વારસામાં મળતાં લક્ષણો-સારાં યા નરસાં વખતના વહેવા સાથે નવી ઓલાદમાં વધારે ને વધારે નજીક આવે છે. એને લઈને વંશ પરંપરા મળતાં સદ્ગુણ જેમ જોવા મળે તેમ કેટલીક ખામી, નબળાઈ પણ જોવાની રહે... આપણી કોમમાં ખામીવાળા અને બિનતંદુરસ્ત આસામીઓનું જે પ્રમાણ જોવામાં આવે છે તે કદાચ આ કારણને આધીન હોય."[૫૫]

પારસીઓમાં ઘરનો વડો મુખ્યત્વે પુરુષ જ હોય છે. ફક્ત સ્વનિર્ભર વિધવા સ્ત્રી ઘરના વડા તરીકે કારભાર કરતી હોય છે. કુટુંબોમાં સંયુક્ત રહેવાનું પ્રમાણ ઓછું છે. પારસીઓ વેપારઉદ્યોગમાં તેમજ કેળવાયેલી કોમ તરીકે એક આગળ પડતી કોમ હતી. રાજકારણ, જાહેર જીવન રંગભૂમિ તેમજ સાહિત્ય ક્ષેત્રે તેઓનું આગવું પ્રદાન હતું. પોતાની કોમના ઉત્કર્ષ માટે તેમના આગેવાન સતત પ્રયત્નશીલ રહેતા. આના અનુસંધાનમાં ૧૯૪૭ ના અંતમાં સુરતમાં મળેલી પ્રથમ પારસી પરિષદ ગણાવી શકાય. એમાં પોતાના સમાજની આર્થિક, સામાજિક અને શૈક્ષણિક પરિસ્થિતિ વિશે વિચારણા કરી હતી. પરિષદનો હેતુ વર્ણવતાં જણાવ્યું છે કે 'પારસી સમાજને સુસંગઠીત કરી તેને ઉન્નતિ અને પ્રગતિને

પંથે દોરી જવામાં મદદરૂપ અને એવી બાબતો પરત્વે પ્રજામત કેળવવા પ્રયત્ન કરવા'.[૫૬]

પારસીઓની ધ્યાન ખેંચે તેવી સંસ્થા તે ગુજરાતના દરેક મોટા નગરમાં તેઓની પંચાયત છે. બધી પંચાયતોની કામગીરી વત્તાઓછા પ્રમાણમાં સરખી છે. એનો મુખ્ય આધાર ભંડોળ ઉપર રહે છે. સુરત, ભરૂચ નવસારી અને બીલીમોરાની પંચાયતો સમૃદ્ધ ગણાતી, જ્યારે અમદાવાદની પંચાયત આગળ આવવા કોશીશ કરી રહી હતી. સર્વ પંચાયતોમાં સુરતની પંચાયત મોખરાનું સ્થાન ધરાવતી રહી છે. એની પાસે અનેક પ્રકારનાં ફંડો છે જે માનવીના જન્મથી માંડીને મરણ પર્યંતના જુદા જુદા તબક્કાએ જરૂર પડે મદદ કરવા માટેનાં છે. આ પંચાયત કેવળ સુરતના જ નહિ પરંતુ બહારના પારસીઓને પણ યથાશક્તિ મદદ કરતી રહી છે.

પારસીઓએ મોટાં શહેરોમાં પારસી બહેનોના માટે ઇન્ડસ્ટ્રીઅલ ઇન્સ્ટિટ્યૂટ અનાથાશ્રમો, ગરીબ પારસીઓ માટે વસવાટો, સેનેટોરિયમ, વગેરેની સુવિધા ગુજરાતનાં ઘણાં સ્થળોએ ઊભી કરી છે. આઝાદીની લડતમાં પણ કેટલાક પારસીઓએ પોતાની સેવાઓ આપી ગુજરાતના પનોતા વતની તરીકે નામ સાર્થક કર્યું હતું.

## પાદટીપ

૧. Neera Desai, *Social Change in Gujarat*, p. 365

૨. *Ibid.*, pp. 366 f.

૩. પ્રવીણ વિસારિયા, 'ગુજરાતની વસતી સમસ્યા અને વસતી નીતિ.' "અર્થાત્" પુ. ૨, અંક ૨-૩, પૃ. ૮૫-૧૧૭

૪. *Census of India*, 1931, Vol. VIII. Part I. p. 58

૫. *Census of India*, 1961

૬. પ્રવીણ વિસારિયા, ઉપર્યુક્ત.

૭ तारा पटेल, 'भारतीय समाज व्यवस्था' पृ. ८३

૮. અંજના બી. શાહ, 'સમાજ સુધારણામાં ગાંધીજીનું પ્રદાન,' પૃ. ૩૭

૯. ઊર્મિલા પટેલ, 'વિકસતા સમુદાયો', પૃ. ૪૪૯

એઓ ઉપર્યુક્ત પુસ્તકમાં નોંધે છે કે, '૧૯૩૧ માં ગુજરાત કોલેજમાં જ્ઞાતિવાર પાણી પીવાનો પ્યાલો રહેતો. અભરાઈ પર પ્યાલાની નીચે જ્ઞાતિનું નામ રહેતું.'

૧૦. શારદાબહેન મહેતા 'જીવન સંભારણાં,' પૃ. ૨૪૭, ૨૯૯

મનુભાઈ જે વડોદરા રાજ્યમાં દીવાન હતા તેમણે પોતાને બંગલે ડૉ. સુમંત મહેતાના ભાઈ ભાસ્કર અને ઊર્મિલાબહેનનાં આંતરજ્ઞાતીય લગ્ન કરાવ્યાં હતાં. એનાથી એક કદમ આગળ વધીને મનુભાઈએ પોતાની પુત્રી હંસાબહેનનાં આંતરજ્ઞાતીય ઉપરાંત પ્રતિલોમ લગ્ન કરાવીને સમાજમાં નવી પ્રણાલિકા પાડી.

૧૧. વર્ષો સુધી 'પાટીદાર' માસિક જ્ઞાતિમાં સુધારા માટે પ્રયત્નશીલ રહ્યું. એના તંત્રી નરસિંહભાઈ પટેલ ક્રાંતિકારી વિચારક હતા.

૧૨. ૧૯૧૫ પછી અનાવળા બ્રાહ્મણ જ્ઞાતિમાં જુદાં જુદાં સ્થળોએથી અનાવળાઓમાં સમાજ–સુધારણા અંગે જાગૃતિ લાવવા અનેક માસિક જેવાં કે, અનાવિલ પોકાર, અનાવિલ હિતેચ્છુ, આશ્રમ, અનાવિલ સમાજ પત્રિકા, અનાવિલ જગત વગેરે બહાર પડતાં હતાં.

૧૩. હરબન્સ પટેલ, 'સૌરાષ્ટ્રના પાટીદારોમાં સમાજ સુધારણા', પૃ. ૩

૧૪. વડોદરા રાજ્યમાં ૧૯૦૫ માં ૨૨ અંત્યજ શાળાઓ હતી ઈ સ. ૧૯૦૬–૧૯૦૭ માં સાતમા વરસથી ફરજિયાત અને મફત શિક્ષણ હતું. (ઊર્મિલા પટેલ, ઉપર્યુક્ત, પૃ. ૪૪૩)

આગળ જતાં અસ્પૃશ્યતાની ભાવના નાબૂદ કરવાના હેતુથી આવી શાળાઓ બંધ કરી અંત્યજ વિદ્યાર્થીઓને સરકારી શાળાઓમાં પ્રવેશ અપાયો.–સં.

૧૫. એજન, પૃ. ૪૪૬–૪૭

૧૬. દલપત શ્રીમાળી, 'સેવામૂર્તિ પરીક્ષિતલાલ,' પૃ. ૩૭–૩૮

૧૭. ઊર્મિલા પટેલ, ઉપર્યુક્ત, પૃ. ૪૪૯

૧૮. અંજના બી. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૨૯

૧૯. એજન, પૃ. ૪૦

૨૦. દલપત શ્રીમાળી, ઉપર્યુક્ત, પૃ. ૨૦

૨૧. 'નવજીવન' (સં. મો. ક. ગાંધી), પૃ. ૧૬, પૃ. ૧૫૧૨–૧૩

૨૨. અંજના બી. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૪૨, ૫૪

૨૩. લક્ષ્મીદાસ શ્રીકાંત, 'આદિવાસીઓ અને પછાતવર્ગ,' "ગુજરાત એક પરિચય" પૃ. ૧૪૯

૨૪. શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' પૃ. ૬૨

૨૫. ગટુભાઈ ધ્રુ, 'રાજકારણ અને સમાજ-સુધારણા,' "પ્રજાબંધુ સુવર્ણાંક" પૃ. ૯૩

૨૬. નવલરામ જ. ત્રિવેદી, 'સમાજ–સુધારણાનું રેખાદર્શન,' પૃ. ૧૯૫

૨૭. *Census of India*, 1921 Vol. VIII, Part I. p. 139

૨૮. હંસાબહેન મહેતા, ' વીસમી સદીની શરૂઆતથી તે અત્યાર લગણમાં ગુજરાતી સ્ત્રીએ કરેલી પ્રગતિ પર એક દૃષ્ટિપાત,' "લેડી વિદ્યાગૌરી મણિ મહોત્સવ ગ્રંથ," પૃ. ૧૫.

૨૯. *Census of India*, 1931 Vol. VIII, Part I. p. 151

૩૦. હંસાબહેન મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૬

૩૧. *Census of India*, 1931, *Ibid.*, p. 152

૧૯૨૧ અને ૧૯૩૧ ના ૦ થી ૫ વર્ષ અને ૫ થી ૧૫ વર્ષની વય જૂથના પરિણીત સ્ત્રી–પુરુષના આંકડા જોતાં ૧૯૨૧ માં દર હજારે ૦ થી ૫ ના વયજૂથમાં ૯ પુરુષો સામે ૨૫ સ્ત્રીઓ હતી ૧૯૩૧ માં આ જ વયજૂથમાં ૧૬ પુરુષો અને ૩૨ સ્ત્રીઓ પરિણીત હતી. એવી જ રીતે ૧૯૨૧ માં ૫ થી ૧૫ વયમાં ૭૩ પુરુષો અને ૨૮૨ સ્ત્રીઓ પરિણીત હતાં, પરંતુ એ વધીને ૧૯૩૧ માં એ જ વય–જૂથમાં ૯૭ પુરુષો અને ૩૧૩ પરિણીત સ્ત્રીઓ થયાં. દસ વર્ષના ગાળામાં બાળલગ્નો ઘટવાં જોઈએ એને બદલે વધ્યાં, ખાસ કરીને સ્ત્રીઓમાં સવિશેષ, જે સૂચિત સારડા ઍક્ટની વિપરીત અસર દર્શાવે છે.

સયાજીરાવની હકૂમત નીચેના કાટલિયા ગામમાંથી પસાર થતાં ગાંધીજીએ એમના ભાષણમાં કહ્યુ કે ' સારડા ઍક્ટે બધે હેરાન હેરાન કરી નાંખ્યાં છે. માતા અને પિતા મૂરખ બની કાંઈ પણ સમજ્યા વિના પોતાનાં બાળક બાળકીઓને પરણાવીને બેસી ગયાં છે. અને તેમાં પાટીદારો તો વિશેષ, પણ અહિંના પાટીદારો કોરા રહ્યા છે...તેના ધન્યવાદ'. "જ્યોતિ વિકાસ યાત્રા," પગદંડી, પૃ. ૪૨

૩૨. 'નવજીવન' (સં. મો. ક. ગાંધી) પુ. ૧, પૃ. ૭૮

૩૩. એજન, પુ. ૪, પૃ. ૩૦૪–૦૫

૩૪ બાલિકા હત્યાના બનાવો કેટલાંક સ્થળોએ લગભગ ૧૯૨૩ સુધી તો ચાલુ હતા. ત્યાર પછી પણ છૂટા છવાયા ચાલુ રહ્યા હશે. ૧૯૨૩ માં જાત તપાસની જે માહિતી એક ભાઈએ ગાંધીજીને પત્ર દ્વારા પાઠવી છે. તે આંકડા પણ ચોંકાવનાર છે. વિગત માટે જુઓ મો. ક. ગાંધી, 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો' પૃ. ૨૪૦–૪૧

૩૫. 'નવજીવન' (સં. મો. ક. ગાંધી), પુ. ૪, પૃ. ૩૦૬–૩૦૮

૩૬. મો. ક. ગાંધી, 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃ ૭૪

૩૭. એજન, 'વાછડીનો વધ,' પૃ. ૭૫–૭૬; 'કજોડું અથવા બાળકન્યા,' પૃ. ૭૭ ૮૧; 'ગાયને કોણ છોડાવશે ?' પૃ. ૮૧–૮૬; 'વૃદ્ધ બાળલગ્ન,' પૃ. ૯૦–૯૧

૩૮. અંજના બી. શાહ, ઉપર્યુક્ત, પૃ.૧૫૧

૩૯. જ્યોતિ વિકાસ યાત્રા, પૃ. ૭૦–૭૧

૪૦. ક્રાન્તિ શાહ (સંપા.), 'મૂઠી ઊંચેરો માનવી'.

૪૧. ઉષા ભટ્ટ, 'અમદાવાદ શહેરની સ્ત્રી નેતૃત્વ શકિત,' પૃ. ૬૭–૭૫

૪૨. આ બધી રચનાત્મક સંસ્થાઓને, પ્રદેશવાર ગોઠવીને, કાર્યકરો સાથેની વિગતવાર માહિતી રામનારાયણ ના. પાઠક તથા શાંતિલાલ દેસાઈ સંપાદિત 'ગુજરાતમાં રચનાત્મક સંસ્થાઓ અને સેવકો'માં આપી છે.

૪૩–૪૪. પુષ્પાવતી મહેતા, 'સમાજ કલ્યાણ,' "ગુજરાત એક પરિચય," પૃ. ૨૫૭

૪૫. Amlendu Guha, 'More About the Parsi Seths; Their Roots, Enterfneneurship and Comprador Role, 1650–1918' *Economic and political weekly*, pp. 117 ff.

૪૬. *Census of India, Religion paper No. I, 1963*
૧૯૬૧ ની વસતી ગણતરીના અહેવાલ પ્રમાણે ૧૬.૪ ટકા હિંદુઓ, ૨૬.૬ ટકા મુસલમાનો, ૧૮.૪ ટકા શીખો ૨૩.૪ ટકા ખ્રિસ્તીઓ, ૫૪.૧ ટકા જૈનો અને ૨૦.૩ ટકા બૌદ્ધો શહેરોમાં વસતા હતા.

૪૭. સાપુર ફરેદુન દેસાઈના 'ગુજરાતનાં ગામડાંમાં વસતા પારસીઓના અભ્યાસ'માં જણાવ્યા પ્રમાણે ૧૯–૨૦–૪૦ ના ગાળા દરમ્યાન ઘણાં પારસી કુટુંબ ધંધા રોજગાર માટે મુંબઈ તરફ હિજરત કરી ગયાં હતાં.

૪૮. B. V. Shah, *The Godavara parsis*, pp. 28 f.

૪૯. Maneck Mistry, *Report of the Survey of Gujaruti Parsis.* p. 18

૫૦ B. V. Shah *op. cit*., p. 39

૫૧. રતન રુસ્તમજી માર્શલ, 'સુરત પારસી પંચાયત' પૃ. ૫૬

૫૨. એજન, પૃ. ૭૧

૫૩. Maneck Mistry *op. cit*., pp. 5 f.

૫૪. Sapur F. Desai, *A Community at the Cross Road*. p. 38

૫૫. જેહાંગીર જમાસજી આસાના, 'સમાજ સુધારણા અને સુપ્રજનન શાસ્ત્ર,' "ગુજરાત પારસી પરિષદ ગ્રંથ," પૃ. ૧૨૭–૨૮

૫૬. "ગુજરાત પારસી પરિષદ ગ્રંથ; ઉઘરાણું." પૃ. ૧

# પુરવણી

આ કાલખંડ દરમ્યાન હિંદુ સમાજમાં ઘણા સુધારા થતા ગયા. સ્ત્રીઓની તથા હરિજનોની સ્થિતિ સુધરતી ગઈ. એક બાજુ જ્ઞાતિસંસ્થાની પકડ શિથિલ થતી ગઈ, તો બીજી બાજુ ચૂંટણીમાં ઉમેદવારોની પસંદગી જ્ઞાતિવાદના ધોરણે થતાં જ્ઞાતિસંસ્થાની મહત્તા ટકી રહી. ગ્રામપંચાયત તથા સરપંચની ચૂંટણીમાં હરિજન સભ્યનું મહત્ત્વ સ્થપાયું છે. હિંદુ સમાજની સરખામણીએ મુસ્લિમ સમાજ, પારસી સમાજ અને ખ્રિસ્તી સમાજમાં સુધારા નહિવત્ થયા, છતાં હિંદુ–મુસ્લિમ હિંદુ–પારસી અને હિંદુ–ખ્રિસ્તી જેવાં આંતર–કોમી તથા આંતર–ધર્મી લગ્નોના કિસ્સા બનવા લાગ્યા.

ઘણા ગુજરાતીઓ બ્રિટિશ કાલ દરમ્યાન કમાવા માટે આફ્રિકા જઈ વસતા હતા, પરંતુ ત્યાંનાં કેન્યા યુગાન્ડા વગેરે રાજ્યો સ્વતંત્ર થતાં તેઓને ત્યાંથી યુ. કે. જઈ વસવાનું થયું. પૂર્વ આફ્રિકામાં રહેતી યુવતિઓના જીવનસાથીઓને પાસપોર્ટ આપવાની છૂટ બંધ થવાની તૈયારીમાં હતી ત્યારે ત્યાં વસતી અવિવાહિત યુવતિઓએ અહીં આવી તાબડતોબ ઘડિયાં લગ્ન કરી લીધાં. આ 'પરમીટિયાં લગ્ન' શ્રાદ્ધપક્ષમાં તથા અમાસના દિવસે પણ થયાં હતાં. આઝાદી હાંસલ થતાં ભારતમાં બ્રિટિશ વર્ચસ ઓસરી ગયું, પરંતુ અમેરિકાનો પ્રભાવ વધતો ગયો. જેમ બ્રિટિશ કાલના પૂર્વાર્ધમાં સાધનસંપન્ન વડીલો પોતાના પુત્રને આઈ. સી. એસ. કરવાની મહત્ત્વાકાંક્ષા સેવતા તેમ સ્વાતંત્ર્યોત્તર કાલમાં શિષ્ટ કુટુંબોમાં પોતાનાં સંતાનોને યુ. એસ. એ. મોકલવાની તમન્ના રહેવા લાગી ને આશાસ્પદ યુવક–યુવતિઓ ત્યાં જઈ, 'કેરિયર' બનાવી ત્યાં સ્થાયી થવાની આકાંક્ષા ધરાવવા લાગ્યાં. આઝાદી આવતાં અંગ્રેજો ગયા ને સ્વાભાવિક રીતે શિક્ષણમાં અંગ્રેજીનું ધોરણ ઊતરતું ગયું, છતાં અમેરિકાનો પ્રભાવ વધતાં શિષ્ટ કુટુંબોમાં સંતાનોને પહેલેથી અંગ્રેજી માધ્યમમાં ભણાવવાની વૃત્તિ વધતી ગઈ ને પરિણામે અંગ્રેજી માધ્યમ ધરાવતી શિક્ષણસંસ્થાઓની સંખ્યા વધતી રહી.

ગાંધીયુગનાં મૂલ્યોનો હ્રાસ બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન થવા લાગ્યો હતો તે આઝાદી પછી વધવા લાગ્યો. સાદાઈ અને સદાચાર જાણે જૂના જમાનાના લુપ્ત ખ્યાલ ગણાવા લાગ્યા. રોજિંદા જીવનમાં મોંઘવારીનું તથા મોજશોખનું પ્રમાણ

વધતું ગયું, સુખસગવડનાં અદ્યતન સાધનોનો ઉપયોગ વધતો રહ્યો ને પરિણામે જીવનનું, ખાસ કરીને ખર્ચનું, ધોરણ અતિશય વધતું રહ્યું, આથી કુટુંબમાં સ્ત્રીઓને કમાવાની જરૂર વધતી ગઈ. વળી તેઓમાં ઘર બહારના જીવનની અભિરુચિ ખીલતી ગઈ. સમાજમાં કાળાં બજાર, લાંચરુશવત અને દાણચોરીનું પ્રમાણ વધતું ગયું. ઘેર ઘેર પાન-મસાલાનું વ્યસન પ્રવર્ત્યું ને ઉપલા વર્ગના નબીરાઓમાં ઈંડાં માંસાહાર દારૂ અને જુગારના મોજશોખ શિષ્ટ ગણાવા લાગ્યા. એક બાજુ રાજ્યમાં કાનૂની દારૂબંધી ચાલુ રહી ને બીજી બાજુ ગેરકાયદેસર દારૂ અને લઠ્ઠાની બદી ફાલી ફૂલી. પ્રાચીન સંસ્કૃતિ વિસારે પડતી ગઈ ને અર્વાચીન સંસ્કૃતિની બોલબાલા પ્રવર્તી. નવી પેઢીમાં સામાન્ય જ્ઞાન વધ્યું ને લલિત કલાઓમાં અભિરુચિ વધી, પરંતુ જીવનનાં મૂલ્યોમાં સદાચાર અને સ્વદેશાભિમાનની માત્રા ઘટતી ગઈ. ક્લબો ઉત્સવો મેળાવડાઓનું પ્રમાણ વધતું ગયું. લગ્ન-પ્રસંગોમાં ધાર્મિક વિધિનું મહત્ત્વ ઘટયું ને સત્કાર-સમારંભ તથા ભોજન-સમારંભનું વધ્યું. ધાર્મિક વિધિથી થતાં લગ્નોનીય નોંધણી ફરજિયાત થઈ. સામાજિક પ્રસંગોમાં ખર્ચનું ધોરણ વધી ગયું.

'હિંદુ કાયદા'માં અનેક સુધારાવધારા કરીને હિંદુ સમાજમાં સ્ત્રીઓ તથા દલિતોને થતા અન્યાય દૂર કરવા અંગે ઘણી જોગવાઈ કરાઈ, પરંતુ 'મુસ્લિમ કાયદા'માં ભાગ્યેજ સુધારાવધારા થયા. ગુજરાતના મુસ્લિમ સમાજમાં પરિવર્તનના ત્રણ પ્રવાહ પ્રવર્તે છે. અહીંના મુસ્લિમોની મોટી સંખ્યા સ્થાનિક હિંદુઓમાંથી ધર્માંતર કરેલી હોઈ એમાંની ઘણી કોમો પોતાના મૂળ રીતરિવાજોને ઘણે અંશે વળગી રહેતી, પરંતુ ૨૦ મી સદીની વીસી અને ત્રીસી દરમ્યાન ઇસ્લામીકરણની પ્રક્રિયા પ્રબળ બની. પરિણામે 'શરિયત ધારો' પસાર થયો, જેણે રિવાજના કાયદાનું મહત્ત્વ મિટાવી મુસ્લિમ કાયદાનું વર્ચસ સ્થાપ્યું સામાન્ય રીતે અહીંના મુસ્લિમો ગુજરાતી બોલે છે ને ઉર્દૂ બોલે ત્યારે એ પણ ગુજરાતીની છાંટવાળી હોય છે, પરંતુ ઇસ્લામી ભાવનાની સભાનતા વધતાં હવે ઉર્દૂને માતૃભાષા માનવાનું વલણ વધતું ગયું, જોકે મુસ્લિમોનો મોટો વર્ગ ઉર્દૂ બોલી જ જાણે છે. ઉર્દૂ કિતાબો મોટે ભાગે ગુજરાતી લિપિમાં છપાય છે. હવે ખોજાઓ જેવી કોમોમાં પણ બિન-ઇસ્લામી માન્યતાઓ અને રિવાજોનું પ્રમાણ ઘટતું જાય છે. મોમનાઓ પણ મૌલવીઓના પ્રભાવ નીચે સુન્ની પંથ તરફ વળતા જાય છે. જન્મ લગ્ન અને અધરણીને લગતા રીતરિવાજોમાં હિંદુ રિવાજોનો પ્રભાવ ઓસરતો જાય છે. એમાં વિધવા-પુનર્લગ્ન છૂટાછેડા અને છોકરીનો વારસાહક ખાસ નોંધપાત્ર છે. ખોજાઓ વહોરાઓ અને મેમણો જેવી કોમોમાં પોશાકનુંય ઇસ્લામીકરણ થયું છે. વેપારધંધા

મારફતે આર્થિક સ્થિતિ સુધરતાં સુન્ની વહોરા જેવી કોમો પોતાના રીતરિવાજોમાં ઇસ્લામીપણું અપનાવી સૈયદો અને શેખોના ઉચ્ચ દરજ્જા ધરાવવા લાગે છે. પાશ્ચાત્ય શિક્ષણ અને સંસ્કૃતિના પ્રભાવ નીચે મુસ્લિમ સમાજમાં પશ્ચિમી-કરણની પ્રક્રિયા પણ પ્રવેશતી રહી છે. આની અસર પોશાકમાં સવિશેષ વરતાય છે. શહેરમાં પડદાપ્રથાને રુખસદ આપવામાં આવે છે કે ઘરની બહાર ચુસ્તપણે પાળવાનો આગ્રહ છોડી દેવામાં આવે છે.[1]

છતાં નોંધવું જોઈએ કે તલ્લાકની સહેલી છૂટને લીધે ઓરતોને થતો અન્યાય, સ્ત્રીઓની સામાજિક સ્થિતિ ઇત્યાદિ અનેક મહત્ત્વની બાબતોમાં મુસ્લિમ સમાજ સુધારો અપનાવવામાં ઘણો રૂઢિચુસ્ત રહ્યો છે ને સુશિક્ષિત વર્ગમાં જૂજ વ્યક્તિઓ સુધારાની હિમાયત કરે છે તે કામિયાબ નીવડતી નથી.

ગુજરાતના ખ્રિસ્તી સમાજમાં આ કાલખંડ દરમ્યાન ખાસ પરિવર્તન થયેલાં ભાગ્યેજ નજરે પડે છે. ધર્માંતરિત ખ્રિસ્તીઓ પોતાના હિંદુ પૂર્વજોના પરંપરાગત રિવાજો જાળવે, બાળલગ્ન બારમું અને જ્ઞાતિવાદ ચાલુ રાખે, પરંપરાગત નામ ભાષા અને પોશાક જાળવી રાખે, ખ્રિસ્તી સ્ત્રીઓ માતા મેરીના નામના ગરબા ગાય વગેરે વલણ સામે સ્વભાવિક રીતે વાંધો લેવાતો નહિ. ખ્રિસ્તી મિશનરીઓ આંતર–જ્ઞાતીય લગ્નોને ઉત્તેજન આપતા, છતાં ધર્માંતરિત ખ્રિસ્તીઓમાં જ્ઞાતિવાદની દૃઢમૂલ ભાવના નાબૂદ થતી નહિ. અગાઉ ખ્રિસ્તી મિશનરીઓની પ્રવૃત્તિઓ ખાસ કરીને હરિજનોમાં કામિયાબ નીવડતી. હવે તેઓએ ભીલ જેવી જનજાતિઓમાં પણ ધર્મપ્રચાર કરવા માંડ્યો. દાહોદમાં ૧૯૨૩ માં ભીલ સેવામંડળ સ્થપાતાં તેઓની આ પ્રવૃત્તિ મંદ પડી. ઉપલી જ્ઞાતિઓની કોઈ કોઈ નામાંકિત વ્યક્તિઓ પણ હવે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરવા લાગી. અગાઉ જેમ ભાવનગરના શ્રી મણિશંકર ભટ્ટે ખ્રિસ્તી ધર્મ અપનાવેલો તેમ ૧૯૧૮ માં રાજકોટના શ્રી મણિલાલ પારેખે આ ધર્મનો અંગીકાર કર્યો. અલબત્ત તેઓ હિંદી ખ્રિસ્તીઓમાં મોટી સંખ્યા નીચલી જ્ઞાતિઓમાંથી આવેલાં માણસોની હોઈ ખ્રિસ્તી દેવળ કે ખ્રિસ્તી સમાજ સાથે ખાસ ભળતા નહિ. બીજી બાજુ વડોદરાના શ્રી ધનજીભાઈ ફકીરભાઈ ધર્માંતરિત ખ્રિસ્તીઓ સાથે મૈત્રીભર્યા સંબંધ રાખતા. ખ્રિસ્તી મિશનરીઓનો મુખ્ય ઉદ્દેશ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાનો છે, પરંતુ સાથે સાથે તેઓ શિક્ષણ, તબીબી સારવાર, છાત્રાલયો વગેરે સાર્વજનિક સામાજિક સેવાઓની પણ જોગવાઈ કરતા. સંવત ૧૯૫૬ (ઈ. સ. ૧૯૦૦) ના ભારે દુકાળ દરમ્યાન તેઓએ ઠેકઠેકાણે અનાથાશ્રમ કાઢેલા, જેમાં દાખલ થઈ ઊછરેલાં બાળકો હવે મોટાં થતાં સ્વાભાવિક રીતે ખ્રિસ્તી થયાં.

આ સમયગાળા દરમ્યાન મિશનરીઓની માધ્યમિક શાળાઓ તથા કૉલેજો તેમજ હૉસ્ટેલોની સંખ્યા પણ વધતી રહી. વ્યાવસાયિક શિક્ષણ આપતી કેટલીક શાળાઓ પણ સ્થપાઈ. હવે સ્ત્રી–મિશનરીઓની પ્રવૃત્તિઓ પણ ચાલુ થઈ; જો કે એ ખાસ કરીને શિક્ષણ અને તબીબી સેવામાં સીમિત રહી. ગુજરાતમાં મિશનરી હૉસ્પિટલોના જોગવાઈ ચાલુ રહી. ૧૯૪૧ માં આણંદમાં ક્ષયની હૉસ્પિટલ સ્થપાઈ.[૨] સમાજનાં કચડાયેલા વર્ગનાં બાળકોના શિક્ષણ માટે રોમન કૅથોલિકો દ્વારા ૧૯૩૨ થી ૧૯૪૨ ના ગાળામાં ૧૭૦ જેટલી પ્રાથમિક શાળાઓ ગામડાંઓમાં ખોલવામાં આવી હતી. અમદાવાદની પ્રસિદ્ધ સેંટ ઝેવિયર્સ સ્કૂલ ૧૯૩૫ માં અને સેંટ ઝેવિયર્સ કૉલેજ ૧૯૫૫ માં જેસુઈટ સંઘના સાધુઓ દ્વારા શરૂ કરવામાં આવી હતી. આજે પણ આ બંને સંસ્થાઓ ગુજરાતના શૈક્ષણિક જગતમાં માનભર્યું સ્થાન ધરાવે છે.

ખ્રિસ્તી સાધુસાધ્વીઓએ આરોગ્યના ક્ષેત્રે આપેલી સેવાઓ નોંધપાત્ર છે એમણે ઘણી હૉસ્પિટલો ખોલી હતી. આણંદની સાલ્વેશન આર્મી હૉસ્પિટલ, ભરૂચનું કુન મૅટર્નિટી હોમ, દાહોદની મિશન હૉસ્પિટલ વગેરે હૉસ્પિટલો પ્રોટેસ્ટન્ટ સંપ્રદાય દ્વારા ચાલતી હતી. ગુજરાતના લોકપ્રિય ડૉક્ટરોમાં જેમનું નામ અગ્રગણ્ય હતું તેવા ન્યૂઝીલૅન્ડના ડૉ. બામવેલ કૂકે આણંદની સાલ્વેશન આર્મી હૉસ્પિટલમાં વર્ષો સુધી સેવાઓ આપીને ખ્રિસ્તી અને બિન–ખ્રિસ્તી લોકોનાં મન જીતી લીધાં હતાં. રોમન કૅથોલિક સાધ્વીઓએ આ સમય દરમ્યાન રક્તપિત્તના રોગીઓ માટે કામ કર્યું. The French Salesian Missionaries of Mary Immaculate સંઘની સાધ્વીઓએ અમદાવાદમાં કાગડાપીઠ લત્તામાં આવેલ રક્તપિત્તની હૉસ્પિટલનો હવાલો ૧૯૪૯ માં પોતાને હસ્તક લીધો હતો. આ જ પ્રમાણે Spanish Missionary Society of Sacred Heart સંઘની સાધ્વીઓએ સુરતમાં પાર્વતીબાઈ લેપ્રસી હૉસ્પિટલમાં ૧૯૫૧ થી કામ શરૂ કર્યું. Spanish Carmelite Missionaries સંઘની સાધ્વીઓએ ૧૯૫૪ થી રક્તપિત્તિયાઓ માટે સેવા કરવાની શરૂઆત કરી હતી.

મિશનરીઓની આ પરમાર્થ–પ્રવૃત્તિઓનો લાભ બિન–ખ્રિસ્તી વર્ગોને પણ મળે છે. ખ્રિસ્તી મિશનરીઓના પ્રવૃત્તિઓ બ્રિટિશ શાસનકાલ દરમ્યાન દલિત વર્ગોમાં જલદી કામિયાબ બનતી, પરંતુ ગાંધીયુગ દરમ્યાન હરિજનોની સ્થિતિ સુધરતાં અને આઝાદી પછી તેઓને વિશિષ્ટ અધિકારો પ્રાપ્ત થતાં તેમજ શ્રી. આંબેડકર અને એમના અનુયાયીઓએ બૌદ્ધ ધર્મ અપનાવતાં હરિજનોમાં

ખ્રિસ્તી ધર્મ–અંગીકાર પ્રત્યેનું આકર્ષણ ઓસરી ગયું. સમાજમાં થતા સુધારાઓની સાથે સાથે ગુજરાતી ખ્રિસ્તીઓમાંય જૂના અનિષ્ટ રિવાજોનું પ્રમાણ ઘટવા લાગ્યું ને તેઓના રીતરિવાજોમાં પાશ્ચાત્યીકરણનું પ્રમાણ વધવા લાગ્યું.

હિંદુઓ મુસ્લિમો પારસીઓ ખ્રિસ્તીઓ વગેરે માટે જુદા જુદા કાયદા ચાલે છે તેને બદલે સમાજમાં સહુને એકસરખો ન્યાય મળી રહે એ હેતુથી તથા સર્વ કોમો તથા સર્વ ધર્મસંપ્રદાયો માટે સર્વસામાન્ય ભારતીય કાયદો લાગુ પાડી શકાય તેવો લોકમત હજી વ્યાપક પ્રમાણમાં કેળવાયો નહિ.

## પાદટીપ

૧. S. C. Misra, *Muslim Communities in Gujarat*, Chapter 9 : Social Change in Recent years (pp. 158 ff.)

૨. Chhanda Guha (Bose), *Social work of Christian Missionaries in Gujarat* : 1815–1947, Ch. III to VII

## પ્રકરણ ૮

# આર્થિક સ્થિતિ અને વિકાસ

### ૧. સામાન્ય સમીક્ષા

બ્રિટિશ શાસનના કારણે દેશમાં વીસમી સદીની શરૂઆતમાં શાંતિ હતી, પણ ૧૯૦૫ ની બંગભંગની ચળવળને કારણે વ્યાપક બનેલી સ્વદેશીની ચળવળે તથા હોમરૂલના આંદોલને તેમજ ગુજરાતમાં ૧૯૧૫ માં થયેલા ગાંધીજીના આગમને પ્રજામાં ચેતના પ્રગટાવી હતી. ગાંધીજીની અસહકારની ૧૯૨૧, ૧૯૩૦–'૩૧ અને ૧૯૪૨ ની લડતોને કારણે ગુલામી અસહ્ય બની હતી, પરદેશી કાપડ અને માલનો બહિષ્કાર જલદ બન્યો હતો અને ઔદ્યોગિકીકરણને વેગ મળ્યો હતો. આ બધાંની શહેરી જનતા ઉપર વિશેષ અસર થઈ હતી, પણ જમીન–મહેસૂલના વધારાના કારણે ખેડૂતોમાં શાસકો તરફ નફરત જાગી હતી અને પરિણામે ખેડા બોરસદ બારડોલી પાલનપુર માણસા વિઠ્ઠલગઢ તેમ મેવાસી વિસ્તાર વગેરેમાં ખેડૂતોએ સત્યાગ્રહનો આશ્રય લીધો હતો. યુરોપમાં ગ્રેટ–બ્રિટન ફ્રાન્સ અને જર્મની વચ્ચે વેપાર અને સંસ્થાનો સ્થાપવા માટે સંઘર્ષ થતાં ૧૯૧૪–૧૮ દરમ્યાન પ્રથમ વિશ્વયુદ્ધ આવી પડ્યું હતું. ગુલામ ભારત પણ એના શાસકોને કારણે અનિચ્છાએ આ દાવાનળમાં ધસડાયું હતું. તુર્કસ્તાન નીચેના મિસર અને મધ્યપૂર્વના અરબ પ્રદેશની મુક્તિ માટે ભારતીય લશ્કર મોકલાયું હતું અને એ યુદ્ધના સંચાલનનું પૂર્વનું મથક બન્યું હતું. આ કારણે હિંદ અનાજ ખાંડ કાપડ દવા દારૂગોળો વગેરે પુરવઠો આ લશ્કરને પૂરો પાડતું હતું તેથી દેશમાં જીવન-જરૂરિયાતની વસ્તુઓની અછત વર્તાતી હતી અને નાણાંના ફુગાવાને ઉત્તેજન મળ્યું હતું. જર્મન સબમરીનના કારણે ભારતનું વહાણવટું ભયમાં મુકાયું હતું અને પરદેશી માલની આયાત ઘટી ગઈ હતી. જર્મનીથી રંગોની અને રશિયા તથા યુ. એસ. એ. થી કેરોસીનની આયાત ઘટી જતાં એના ભાવ ખૂબ ઊંચા ગયા હતા. બીજી બાજુ રૂ અને તેલીબિયાં જેવા રોકડિયા પાકની નિકાસ અટકી જતાં એના ભાવ ઘટી ગયા હતા, જ્યારે ઘઉં ગોળ દવા રંગ હાર્ડવેર કેરોસીન કટલરી વગેરે વસ્તુઓના ભાવ વધી ગયા હતા. છપ્પનિયો દુકાળ (ઈ. સ. ૧૯૦૦) તથા પ્લેગ કોલેરા ઇન્ફલુએન્ઝા

વગેરે રોગચાળાને કારણે વ્યાપક જાનહાનિ થતાં મજૂરોની તંગી વર્તાતી હતી અને આ કારણે મજૂરી મોંઘી થઈ હતી. આમ ખેડૂતોને ઓછા ભાવ અને મોંઘી મજૂરીને કારણે બેવડો માર પડ્યો હતો. ૧૯૨૯ પછી વિશ્વવ્યાપી મંદીની અસર ગુજરાતને પણ થઈ હતી. જમીનોના ભાવમાં તોફાની વધઘટને કારણે તથા અનાજ રૂ વગેરેના ભાવ બેસી જતાં ઉદ્યોગો અને ખેતી ઉપર વિપરીત અસર થઈ હતી. ૧૯૩૯–૪૫ ના બીજા વિશ્વયુદ્ધને કારણે અછત માપબંધી અંકુશો કાળાબજાર, નાણાંનો ફુગાવો અને મોંઘવારી અસ્તિત્વમાં આવ્યાં હતાં. લોકોમાં શિક્ષણની ભૂખ જાગવાથી શાળાઓ અને વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થયો હતો અને વિદ્યાપીઠ, રાષ્ટ્રિય શાળાઓ, છાત્રાલયો તથા દક્ષિણામૂર્તિ જેવી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી હતી. શહેરો ઉપરાંત ગ્રામપ્રદેશ પણ શિક્ષણાભિમુખ થયો હતો. આમ છતાં ગુજરાતનો દેશી રાજ્યોનો પીળો પ્રદેશ ૧૯૪૭ પૂર્વે એકહથ્થુ આપખુદ શાસન નીચે કચડાયેલો હતો. વેઠ અને અનેક વેરા લોકો ઉપર લદાયેલાં હતાં. આમાં વડોદરા ભાવનગર ગોંડળ મોરબી જેવાં કેટલાક રાજ્ય અપવાદ-રૂપ હતાં. મજૂરો ખેડૂતો આદિવાસીઓ હરિજનો વગેરે પછાત વર્ગોની સ્થિતિ દુઃખદ હતી. એમના ઉત્કર્ષ માટે કેટલીક સંસ્થાઓ સ્થપાઈ હતી અને કેટલાક કાર્યકરોએ એમનું સમગ્ર જીવન એમના કલ્યાણ માટે સમર્પિત કર્યું હતું. આમાં આઝાદી બાદ ઘણો વિકાસ સધાયો છે.

સને ૧૯૧૨–૧૩ માં ઉત્તર–ગુજરાત ઝાલાવાડ સોરઠ અને કચ્છમાં દુકાળ હતો. ૧૯૧૩-૧૪ થી ૧૯૧૭–૧૮ દરમ્યાન ગુજરાતના કેટલાક ભાગોમાં દુકાળ અને અછતની પરિસ્થિતિ હતી. ૧૯૧૮–૧૯ માં સમગ્ર ગુજરાતમાં ભીષણ દુકાળ હતો. સાથોસાથ ૧૯૧૪ ના પ્રથમ વિશ્વયુદ્ધને કારણે કાપડ ખોરાકીની ચીજો ખેતીનાં ઓજારો તમાકુ દીવાસળી બળતણ કેરોસીન અને પરદેશથી આયાત થતી વસ્તુઓના ભાવમાં ખૂબ વધારો થયો હતો. અનાજ પૈકી ઘઉંના ભાવ વધ્યા હતા, પણ બાજરી જુવારના ભાવ ઉપર ખાસ અસર થઈ ન હતી. રૂ ની ૪૦૦ રતલની ગાંસડીનો ભાવ ૧૯૧૩ માં રૂ. ૧૫૬ હતો તે ૧૯૧૪ માં નિકાસ અટકી જતાં રૂ. ૧૪૯ થયો હતો અને ૧૯૧૫ માં એનો ભાવ રૂ. ૧૧૦ થઈ ગયો હતો. ત્યારબાદ સ્થાનિક મિલોનો વપરાશ વધતા ૧૯૧૬–૧૭ દરમ્યાન રૂનો ભાવ વધીને રૂ. ૨૨૭ થયો હતો. આ કારણે ખેડા અને વડોદરાના મૂડી દારોએ પડતર જમીન ખરીદી લેવા ધસારો કર્યો હતો, જ્યારે ધીરધાર કરનાર જમીનમાં મૂડી રોકવાને બદલે બીજી વસ્તુઓમાં નાણાનું રોકાણ કરવા લાગ્યા હતા. સુખી ખેડૂતો વધારે જમીન ખરીદવા લાગ્યા હતા અને કેટલાક વેપાર તરફ વળ્યા હતા

તથા જીનમાં ભાગીદાર પણ બન્યા હતા. શાહુકારો ખેડૂતોનું શોષણ કરતા હતા. ૫૦ મણ બી ઉધાર લીધું હોય તો એને ૧૦૦ મણ પરત આપવું પડતું હતું. ગરીબો અર્ધભૂખ્યા રહેતા હતા. ૧૯૧૬–૧૭ કરતાં ૧૯૧૭–૧૮ માં કારીગરોની રોજીના દરમાં ૧૯ ટકા વધારો થયો હતો. ૧૯૧૮–૧૯ માં એમાં ચાર ટકાનો વધારો થયો હતો. મજૂરીના દર-વધારાના કારણે એમની સ્થિતિ સુધરી હતી. ખોરાકી વસ્તુઓના ભાવ અંકુશમાં રાખવા ૧૯૧૪-૧૫ અને ૧૯૧૫-૧૬ દરમ્યાન બર્મામાંથી ચોખાની આયાત કરાઈ હતી. ઘાસચારાના ભાવ પણ વધ્યા હતા. વેપારીઓને ૧૯૧૪–૧૮ દરમ્યાન નફાખોરી કરવા અછતને કારણે તક મળી ગઈ હતી. ૧૯૧૮–૧૯ માં જીવન-જરૂરી આયાતની વસ્તુના ભાવ વધવાને કારણે સરકારે સસ્તા અનાજની દુકાનો ખોલી હતી. ગરીબ માણસોને ઘી-માખણ અલભ્ય બની ગયાં હતાં. અસાધારણ ભાવવધારાને કારણે લોકોમાં તીવ્ર અસંતોષ વ્યાપી ગયો હતો.[1]

૧૯૧૭ પછી ધંધુકા–વીરમગામની ખુશ્કી જકાતની લાઇનદોરી ગાંધીજી તથા સૌરાષ્ટ્રનાં રજવાડાંઓના પ્રયાસથી દૂર થતાં સૌરાષ્ટ્રમાંથી નિકાસ આદિનો અવરોધ દૂર થયો હતો અને બંદરી શહેરોમાં વેપાર વધ્યો હતો. તળાજા મહુવા વિકટર, (પીપાવાવ) પોરબંદર ઓખા જોડિયા અને નવલખીને જોડતી ભાવનગર-તળાજા મહુવા, રાજુલા–વિકટર, વેરાવળ–ઊના, જામનગર-ખંભાળિયા–ઓખા, હડમતિયા –જોડિયા, મોરબી–નવલખી, જેતલસર–પોરબંદર વગેરે રેલવે–લાઇનો ભાવનગર જૂનાગઢ જામનગર મોરબી ગોંડળ વગેરે રાજ્યોએ નાખી હતી. ભાલના અવિકસિત પ્રદેશોનો વિકાસ થાય એ હેતુથી ભાવનગરને અમદાવાદ સાથે ટૂંકા માર્ગે જોડતી બોટાદ–ધંધુકા–અમદાવાદ લાઇન ભાવનગર રાજ્યે નાખી હતી. જંગલની પેદાશના વહન માટે બીલીમોરા–વઘાઈ ઝઘડિયા–નેત્રંગ ઉમેરઝર-કેવડી વગેરે રેલવે–લાઇનો નખાઈ હતી.[2] મોટા ખેડૂતોની સ્થિતિ ભાવવધારાને લીધે સુધરી હતી અને તેઓ નવાં મકાન બનાવવા વધારે જમીન ખરીદવા લાગ્યા હતા. કોઈ ધીરધાર પણ કરતા હતા. સાથોસાથ ચા બીડી દારૂ વગેરેનું વ્યસન પણ વધ્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધને અંતે મોટરગાડી તથા પૅસેન્જર બસો છૂટી થતાં ખાનગી બસ–વ્યવહાર બ્રિટિશ જિલ્લાઓમાં વધ્યો હતો અને તેથી રસ્તાઓ વધારે ખરાબ થયા હતા. અમદાવાદનો મિલ-ઉદ્યોગ પ્રથમ વિશ્વયુદ્ધને કારણે પરદેશી કાપડ તથા સૂતરની આયાત અટકી જતાં વિકસ્યો હતો, આથી રૂનો ભાવ ગાંસડી દીઠ ૧૯૧૫ માં રૂ. ૨૧૫ હતો તે વધીને ૧૯૧૮ માં રૂ. ૬૫૭ થયો હતો. ૧૯૨૨ માં એ ઘટીને રૂ. ૪૮૫ થયો હતો. રૂના ભાવ-વધારાનો લાભ વેપારીઓ તથા

મોટા ખેડૂતોને મળ્યો હતો. વપરાશી ચીજોની યુદ્ધ બાદ વધારે માંગ હોવાથી ભાવવધારો ચાલુ રહ્યો હતો. ૧૯૨૩-૨૪ થી રોજીના દર ઘટયા હતા. આ ઘટાડો કુશળ કરતાં બિનકુશળ મજૂરોની રોજીમાં વધારે નોંધાયો હતો.[3] સને ૧૯૨૩-૨૪ થી ૧૯૨૭-૨૮ દરમ્યાન ગુજરાતના કેટલાક ભાગોમાં દુકાળ અને અછતની પરિસ્થિતિ હતી. સને ૧૯૨૭ માં ભારે વરસાદને કારણે નર્મદાની ઉત્તરે આવેલા પ્રદેશથી માંડીને પાલનપુર અને સૌરાષ્ટ્રના ગોહિલવાડ-ઝાલાવાડનાં વિસ્તારોમાં ખેતી અને મિલકતને ભારે નુકસાન થયું હતું. સરકારે ખેડૂતોને રૂ. ૭૭ લાખ લોન તરીકે ધીર્યા હતા. મકાન માટે સસ્તા દરે પતરાં આપ્યાં હતાં. સરદાર વલ્લભભાઈ પટેલે આ અભૂતપૂર્વ રેલસંકટમાં રાહતકાર્ય હાથ ધરી અમૂલ્ય ફાળો આપ્યો હતો.[4]

૧૯૨૩-૧૯૨૬ દરમ્યાન કાપડ-ઉદ્યોગમાં મંદીની શરૂઆત થઈ હતી અને જાપાનની તીવ્ર હરીફાઈનો સામનો કરવો પડયો હતો. રૂ અને કાપડના ભાવમાં ભારે ઊથલપાથલ થઈ હતી. ભારત સરકારની નીતિ પણ ભારતના મિલ-ઉદ્યોગના ભોગે લૅન્કેશાયરના ઉદ્યોગને પ્રોત્સાહન આપવાની હતી. કેટલીક મિલો ફડચામાં ગઈ હતી ને કેટલાકના માલિક બદલાયા હતા. એમનો ચોખ્ખો નફો ૧૯૨૧ માં રૂ. ૨,૫૧,૫૬,૨૩૦ હતો તે ઘટીને ૧૯૨૫ માં રૂ. ૫૫,૯૬,૨૩૮ થઈ ગયો હતો. ૧૯૨૬ ની ટૅરિફ બોર્ડની તપાસ અને ૧૯૨૯ માં હાર્ડીની તપાસ બાદ લૅન્કેશાયરની 'શાહી પસંદગી'ને નામે તરફેણ કરી હતી, જેનો ૧૯૩૨ માં ટૅરિફ બોર્ડે પણ વિરોધ કર્યો હતો. ૧૯૨૩ પછી મજૂરોના પગારોમાં કાપ મુકાયો હતો. પરિણામે મજૂરો હડતાળ ઉપર ગયા હતા. આ કાપ ૧૯૨૯ માં અમુક અંશે ઓછો થયો હતો.[5]

૧૯૨૯ થી વિશ્વવ્યાપી મંદીની શરૂઆત થઈ હતી. પરિણામે કરોડો રૂપિયાનાં ચાંદી અને સોનું પરદેશમાં ઘસડાઈ ગયાં હતાં, ખેતીના પાકોના ભાવ પણ બેસી ગયા હતા. ૧૯૨૭ માં સૌરાષ્ટ્રનાં રાજ્યોની કેટલીક અનિચ્છનીય રીતિનીતિને કારણે ફરી ધંધુકા-વીરમગામની લાઇનદોરી લાદવામાં આવી હતી અને ભાવનગર સિવાય અન્ય રાજ્યોનાં બંદરોના વિકાસમાં અવરોધ ઊભો થયો હતો. લોખંડ લાકડું વિલાયતી નળિયાં નાળિયેર ખાંડ કાપડ ખજૂર વગેરેની બહોળા પાયા ઉપર આયાત કરાતી હતી અને એની પશ્ચિમ ભારતના અંદરના ભાગમાં નિકાસ થતી હતી. ચાંદી અને બોસ્કીના કાપડની દાણચોરી વધી હતી. ૧૯૨૫ થી ૧૯૩૬ ના ગાળામાં સૌરાષ્ટ્રનાં રાજ્યોએ પોતાનાં બંદરોના વિકાસ માટે રૂ. સાડા ત્રણ

કરોડનો ખર્ચ કર્યો હતો. ભાવનગરે નવું બંદર બાંધ્યું હતું. વડોદરા રાજ્યે ઓખાનું નવું બંદર ૧૯૨૫ માં ખુલ્લુ મૂક્યું હતું. ૧૯૩૦–૩૬ ના ગાળામાં ભાવનગર તથા અન્ય રાજ્યોનાં બંદરોની નિકાસ ઉપર ભારે જકાત ન નખાઈ ત્યાંસુધી કરાંચી અને મુંબઈના વેપારમાં ઘટાડો થવાની દહેશત જાગી હતી.[૬]

૧૯૩૧ માં દરેક વસ્તુના ભાવ મંદીને કારણે નીચા ગયા હતા, પણ મજૂરીના દરમાં ખાસ ઘટાડો થયો ન હતો એટલે ખેડૂતને બેવડો માર પડયો હતો. ૧૯૩૨–૩૩ માં ઘઉંનો ભાવ એક રૂપિયાના ૧૮ શેર લેખે હતો તે ૧૯૩૪–૩૫ માં ૨૨ શેર થયેલ, પણ ૧૯૩૫ થી ૧૯૪૦ દરમ્યાન ગુજરાતના કેટલાક ભાગોમાં અવાર-નવાર દુકાળ અને અછતને કારણે ભાવ વધ્યા હતા. ૧૯૩૫–૩૬ અને ૧૯૩૬–૩૭ માં ઘઉંનો ભાવ એક રૂ. ના ૧૬ અને ૧૪ શેર થઈ ગયો હતો. તે પ્રમાણે એરંડા તથા ગોળનો ભાવ પણ વધ્યો હતો. ૧૯૩૮ સુધી આ સ્થિતિ રહી હતી. મિલ-ઉદ્યોગની પણ સ્થિતિ સારી ન હતી. આ કારણે ૧૯૩૫ માં મિલ-મજૂરોની રોજીમાં ફરી કાપ મુકાયો હતો.[૭]

સપ્ટેમ્બર, ૧૯૩૯ માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થતાં સટ્ટાખોરી અને સંઘરા-ખોરીના કારણે ભાવ ખૂબ વધ્યા હતા. હિંદ સરકારે ભાવ ઉપરના અંકુશ અને અનાજની માપબંધી દાખલ કરી હતી. કચ્છ અને સૌરાષ્ટ્રનાં રાજ્યોમાંથી કાપડ તથા વપરાશી ચીજોની નિકાસ કરવા ઉપર પ્રતિબંધ મૂકી ૪૦ લાખની પ્રજાને બાનમાં લીધી હતી. યુદ્ધને કારણે ઓખા અને બેડી સિવાયનાં બંદરોનો વેપાર ઘટી ગયો હતો. દાણચોરીથી સાબુ દીવાસળી ખાંડ કાપડ વગેરેની મધ્યપૂર્વના દેશોમાં નિકાસ થતી હતી. ખજૂરના વાડિયામાં છુપાવી અરબ વહાણવટીઓ સોનું લાવતા હતા. અંકુશોને કારણે કાળાંબજાર, કાળું નાણું, લાંચરુશવત અને સંઘરાખોરીને પ્રોત્સાહન મળ્યું હતું. અનાજ ખાંડ કાપડ વગેરે લશ્કર માટે જતું હતું. આ બધાં કારણોસર જીવન-જરૂરિયાતની ચીજોના ભાવ વધ્યા હતા, મજૂરી મોંઘી થઈ હતી અને વેપારીઓ તથા મોટા ખેડૂતોને તડાકો પડયો હતો. ૧૯૪૨ ની આઝાદીની લડત દરમ્યાન અમદાવાદની મિલો ૧૦૬ દિવસ બંધ રહી હોવા છતાં તેઓએ ખૂબ નફો કર્યો હતો. ત્રણ પાળીઓમાં મિલો ચલાવી હતી. પરિણામે યંત્રોને ખૂબ ઘસારો પડયો હતો.[૮]

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અનાજના ભાવ વધવાથી એનાં વાવેતર અને ઉત્પાદન વધ્યાં હતાં આ સ્થિતિ ૧૯૫૨ સુધી ચાલુ રહી હતી. રૂની નિકાસ બંધ થતાં એના ભાવ ઘટયા હતા તેથી એનું તથા અન્ય રોકડિયા પાકોનું વાવેતર ઘટયું હતું.

ભાવવધારાનો લાભ ખેડૂતો અને વેપારીઓને મળ્યો હતો, પણ નાના ખેડૂતોની માલ લાંબા વખત સુધી સંગ્રહી રાખવાની શક્તિ ન હોવાથી તથા ખેતીધિરાણ મંડળીઓ વગેરેનો વિકાસ થયો ન હોવાથી એમનું શોષણ વેપારીઓ તથા શાહુકારો દ્વારા થયું હતું. શાહુકારનું દેવું ચૂકવવા બજાર-ભાવ કરતાં પણ ઓછા ભાવે પોતાનો માલ વેચી નાખવાની ખેડૂતોને ફરજ પડી હતી અને તેઓ દેવાદાર બન્યા હતા. મુંબઈ પ્રોવિન્શિયલ બૅન્ક સમિતિના ૧૯૨૯ના અહેવાલ મુજબ ગુજરાતના બ્રિટિશ શાસન તળેના પાંચ જિલ્લાઓના ખેડૂતોનું દેવું રૂ. ૭૫ લાખ હતું. ભાવનગર રાજ્યની ઋણરાહત સમિતિના અંદાજ (૧૯૩૩-૩૪) પ્રમાણે જમીનના પ્રત્યેક એકરદીઠ ભાવનગર રાજ્યના ખેડૂતનું દેવું રૂ. ૧૮ હતું. ઉત્તર ગુજરાતના ખેડૂતનું દેવું એકરદીઠ રૂ. ૨૦ હતું, જ્યારે દક્ષિણ ગુજરાતના ખેડૂતનું એકરદીઠ રૂ. ૫૨ હતું. વડોદરા રાજ્યની તપાસ સમિતિએ ૧૯૧૮-૧૯માં વડોદરા રાજ્યના ખેડૂતોના દેવાની રકમ રૂ. ૮ કરોડ અંદાજી હતી. ત્યાર પછી ૧૯૨૯ની મંદીના કારણે એમાં અનેકગણો વધારો થયો હશે. ભારતમાં ૧૯૩૦-૩૮ના ગાળામાં ખેડૂતોના દેવામાં ૧૦૦ ટકા વધારો થયો હતો એટલે ગુજરાતમાં પણ આવો વધારો થયો હશે જ. દેવાના કારણે ખેડૂતને ગામડું છોડી શહેરમાં મજૂર થવા ફરજ પડતી હતી અને એની જમીન બિનખેડૂત શાહુકારના હસ્તક ગઈ હતી. સને ૧૯૨૬ થી ૧૯૩૭ દરમ્યાન ગુજરાતના બ્રિટિશ શાસન નીચેના પાંચ જિલ્લાઓમાં ખેડૂતોએ ૧,૪૨,૦૦૦ એકર જમીન ગુમાવી હતી, જ્યારે બિનખેડૂત જમીન-માલિકોની સંખ્યા ૭૫,૦૦૦ થી વધીને ૧,૧૦,૪૦૦ થઈ હતી. ગ્રામવિસ્તારમાં પશુપાલન સિવાય અન્ય ઉદ્યોગ ન હોવાથી દર વરસે વધતી વસ્તીના કારણે ખેતીની જમીન ઉપરનું દબાણ વધ્યું હતું.[૯] ખેતીનો આધાર મુખ્યત્વે વરસાદ ઉપર હોવાથી ખેડૂત તથા ખેત-મજૂરો વરસના ૭ માસ સુધી કામમાં રોકાયેલા રહેતા, બાકીનો સમય તેઓ અર્ધભૂખમરાની સ્થિતિમાં વિતાવતા હતા. માત્ર ધનિકો અને મધ્યમ વર્ગના પગારદાર લોકોની સ્થિતિ સંતોષકારક હતી.

ગુજરાતમાં મિલ-ઉદ્યોગ સિવાય અન્ય ઉદ્યોગો, જેવા કે માટીકામ-ઉદ્યોગ રંગ-રસાયણ અને દવા-ઉદ્યોગ વગેરેની શરૂઆત થઈ હતી. ૧૯૩૪માં ઓટાવા મુકામે થયેલા કરાર મુજબ શાહી પસંદગીની નીતિ ચાલુ રહી હતી એટલે પરદેશના ઉદ્યોગોને ઉત્તેજન મળવાનું ચાલુ હતું. મિલ-ઉદ્યોગમાં રોકાયેલા કામદારોની સ્થિતિ મજૂર મહાજન જેવી સંસ્થાને કારણે સુધરી હતી. ખેતમજૂરો આદિવાસી-ખેડૂતો દૂબળા વગેરેનું શોષણ થતું હતું. વેઠપ્રથા પણ ગામડાંઓમાં

પ્રચલિત હતી. ૧૯૨૧ પછી આદિવાસી તથા હરિજનોની સ્થિતિ સુધારવા અમૃતલાલ ઠક્કર, સુખલાલ ત્રિવેદી, ઇંદુલાલ યાજ્ઞિક, મામાસાહેબ ફડકે વગેરેના પ્રયત્નોને કારણે 'ભીલ-સેવામંડળ' તથા 'હરિજન-સેવક સંઘ' સ્થાપીને સુધારવા પ્રયત્ન કર્યા હતા. ઉદ્યોગ અને વેપારના વિકાસ સાથે રોજગારીની તકો વધી હતી છતાં વહાણવટું વીમા-ઉદ્યોગ અને બેન્કિંગ ઉપર પરદેશીઓની પક્કડ ઓછી થઈ ન હતી. દેશી રાજાઓ મોજશોખમાં પડી ગયા હતા. માત્ર ભાવનગર વડોદરા ગોંડળ વગેરે રાજ્યોએ વેપાર-ઉદ્યોગને પ્રોત્સાહન આપ્યું હતું તથા ખેડૂતોની સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપ્યું હતું. દેશી રાજ્યોમાં કરવેરાનું પ્રમાણ ઓછું હોવાથી ઉદ્યોગોના વિકાસની શરૂઆત થઈ હતી. બીલીમોરા અને અમદાવાદ સિવાયના તળ-ગુજરાતનાં સિદ્ધપુર કલોલ નવસારી ખંભાત પેટલાદ કડી વડોદરા જેવાં શહેરોમાં તથા સૌરાષ્ટ્રમા નવી મિલો તેમ કારખાનાં નાખ્યાં હતાં. ૧૯૨૦ માં અમદાવાદ સિવાય અન્યત્ર ૧૫ મિલ હતી તે વધીને ૧૯૩૦ માં ૩૨ થઈ હતી, ૧૯૪૦ માં ઘટીને એ ર૭ થઈ હતી. સૌરાષ્ટ્રમાં ૧૯૨૦ માં ૪ મિલ હતી તે ૧૯૪૦ માં ૧૦ થઈ હતી.[૧૦]

આઝાદી પછી ગુજરાતના વિકાસને અવરોધતી વીરમગામ અને ધંધુકાની લાઇનદોરી દૂર થઈ હતી, રાજ્યો વચ્ચેની જકાતી દીવાલો દૂર થઈ હતી. આ કારણે બંદરોનો વિકાસ થયો હતો. કરાચી બંદરની ખોટ પૂરવા કંડલાનું નવું બંદર મેજર પૉર્ટ તરીકે ૧૯૫૫ માં અસ્તિત્વમાં આવ્યું. સુતરાઉ-કાપડ-ઉદ્યોગ ઉપરાંત આર્ટસિલ્ક-ઉદ્યોગ ઇજનેરી-ઉદ્યોગ રંગરસાયણ દવા સિરેમિક્સ-માટીનાં વાસણ બનાવવાનો ઉદ્યોગ વગેરેનો વિકાસ થયો છે. રાજ્યમાં રસ્તાઓનું પ્રમાણ આઝાદી પૂર્વે દસેક હજાર માઇલ જેટલું હતું તેમાં ઉમેરો થયો છે. રાષ્ટ્રિય ધોરીમાર્ગ રાજ્યમાર્ગ તથા જિલ્લાનાં મથકોને જોડતા રસ્તા અસ્તિત્વમાં આવ્યા છે. કંડલા બંદરને એના પીઠ-પ્રદેશ સાથે જોડતી ડીસા-કંડલા રેલવે લાઇન તથા સિક્કાને જોડતી ગોપ-કાટકોળા રેલવે લાઇન નખાઈ છે. હિંમતનગર-ઉદેપુર લાઇન દ્વારા ગુજરાત અને રાજસ્થાન વચ્ચેની વ્યવહારની સાંકળ મજબૂત થઈ છે. સ્ટેટ ટ્રાન્સપોર્ટ દ્વારા મુસાફરી સરળ અને ઝડપી બની છે. ખેતીના ક્ષેત્રે કાકરાપાર વણાકબોરી ધ્રાબરુી ભાદર શેત્રુંજી મચ્છુ આજી રંઘોળા વગેરે નદીઓના બંધ બંધાતાં ખેતીનું ઉત્પાદન વધ્યું છે. અનાજને બદલે તેલીબિયાં કપાસ અને તમાકુ જેવા રોકડિયા પાકોનાં વાવેતર અને ઉત્પાદન વધ્યાં છે. ખેડૂતોને ખાતર તેમ સારા બિયારણ અને ધિરાણની સગવડો ગામમાં જ મળે એ માટે 'ખેતી-ધિરાણ સહકારી મંડળી' 'જમીન વિકાસ બૅન્ક' વગેરે અસ્તિત્વમાં

આવ્યાં છે. આઝાદી બાદ સૌરાષ્ટ્રમાં મોટાં શહેરોમાં જ માપબંધી હતી અને અમુક મર્યાદિત આવકવાળાને જ અનાજ કાપડ ખાંડ વગેરે મળતાં હતાં તે ઉપરાંત ખુલ્લા બજારમાંથી પણ જીવન-જરૂરિયાતની વસ્તુઓ મળી શકતી હતી. ૧૯૫૪ માં આખા દેશમાંથી માપબંધી ઉઠાવી લેવામાં આવી અને અનાજ વગેરેના હેરફેર ઉપરના અંકુશ દૂર થતાં ખેતીની પેદાશના ભાવો ઉપર અસર થઈ અને ખેડૂતને વાજબી ભાવ મળતાં અનાજ તથા અન્ય વસ્તુઓ સુલભ થઈ હતી. તળ-ગુજરાતમાં સૌરાષ્ટ્ર પ્રકારની સસ્તા અનાજની દુકાનો શરૂ કરી આર્થિક રીતે નબળા વર્ગને સરકારે સહાય કરી હતી. આઝાદી પછી ૧૯૪૮ માં સમગ્ર ગુજરાતમાં સખત દુકાળ પડયો હતો. ૧૯૪૯-૫૦ માં બીજો દુકાળ પડયો. ૧૯૫૧ ૧૯૫૨, ૧૯૫૭-૫૮ અને ૧૯૫૯ માં રાજ્યના કેટલાક ભાગોમાં દુકાળ પડયો હતો. આ પ્રસંગે રાહત-કાર્ય કરી, ઘાસચારાની આયાત કરી મનુષ્યો અને પશુઓની જાનહાનિ અને સંકટ દૂર કરવામાં આવ્યાં હતાં. 'ખેડે તેની જમીન'ની નીતિ અપનાવી ગણોતિયાઓને જમીન-માલિકો બનાવ્યા અને ખેડૂતોને ઋણરાહત વગેરે દ્વારા તથા ધિરાણની સગવડ પૂરી પાડી શાહુકારના પંજામાંથી મુક્ત કરાવ્યા હતા. સંગઠિત મજૂરોને મોંઘવારી પ્રમાણે એમના વેતનમાં વધારો થયો છે. વીજળીનું ઉત્પાદન વધતાં ગામડાંઓનું વીજળીકરણ થયું છે. ખેતી માટે વીજળી ઉપલબ્ધ થઈ છે. શિક્ષણનું પ્રમાણ ખૂબ વધ્યું છે. આદિવાસી હરિજનો તથા અન્ય પછાત વર્ગોના ઉત્કર્ષ માટે આશ્રમશાળાઓ સ્કોલરશિપ પુસ્તકો ગણવેશ વગેરેની સહાય દ્વારા શિક્ષણ લઈ શકે તેવી સગવડ અપાઈ છે. અસ્પૃશ્યતા-નિવારણ માટે ધારો ઘડાયો છે અને નોકરીમાં પણ એમની ટકાવારી નક્કી કરી નીચલા વર્ગને સરકારી સહાય કરાઈ છે. અસંગઠિત ખેતમજૂરો આદિવાસીઓ વગેરેની સ્થિતિ હજી પૂરેપૂરી સુધરી નથી. ગામડાંઓમાં ખેતી સિવાય બીજા ઉદ્યોગ ન હોવાથી ખેતમજૂરોને ૬-૮ માસ કામ મળે છે, બાકીનો સમય તેઓ બેકાર રહે છે. કાળું નાણું તથા નાણાના ફુગાવાને કારણે ભાવવધારો રોકી શકાયો નથી તેથી બાંધી આવકવાળાની સ્થિતિ યાતનાપૂર્ણ બની છે. ધનિક વધુ ધનિક બન્યા છે અને ગરીબ વધુ ગરીબ બન્યા છે.

## ૨. ખેતી

ગુજરાતમાં મોટા ભાગના લોકોનો આધાર ખેતી ઉપર છે. સને ૧૯૩૧ પહેલાં ૮૦ ટકા ઉપરાંત લોકોની આજીવિકાનો આધાર ખેતી ઉપર હતો. ૧૯૩૧ માં કુલ ૭૬,૩૫,૭૧૫ વસ્તી હતી અને ૩૫,૧૦,૦૧૨ કામ કરનારાઓ પૈકી ૭૩

ટકા એટલે ૨૬,૧૩,૬૮૪ લોક તળ-ગુજરાતમાં ખેતી ઉપર નભતાં હતાં. ૧૯૫૧ માં તળ-ગુજરાતના ૬૨.૧૬ ટકા, સૌરાષ્ટ્રના ૪૬.૬૨ ટકા અને કચ્છના ૪૨.૦૩ ટકા લોકોનો મુખ્ય વ્યવસાય ખેતી હતો એટલે સમગ્ર ગુજરાતની ૧૬૧ લાખની વસ્તી પૈકી ૯૨.૫૧ લાખ લોક એટલે કુલ વસ્તીના ૫૭.૪ ટકા લોક ખેતી દ્વારા રોજી મેળવતાં હતાં ૧૯૬૧ ની વસ્તી-ગણતરીમાં આશ્રિતોની જે તે વિભાગમાં નોંધ લેવાઈ નથી. કામ કરનાર કુલ ૮૪.૭૪ લાખ પૈકી ૫૭.૫૧ લાખ લોક ખેતીમાં રોકાયાં હતાં. આમ ખેતીમાં રોકાયેલાંઓની ટકાવારી ૬૮.૩ ટકા આવે છે. આડકતરી રીતે ખેતી ઉપર નભતાં લોકોનો આ સંખ્યામાં ઉમેરો કરીએ તો એની ટકાવારી ૭૫ ટકા થાય છે. ગ્રામવિસ્તારમાં બીજા કોઈ વ્યવસાયના અભાવે ખેતીમાં વધારે લોક જોડાયાં હતાં. હિંદમાં ખેતીમાં જોડાયેલાં લોકોનું પ્રમાણ ૭૯ ટકા હતું.[૧૧]

સને ૧૯૫૧ માં તળ-ગુજરાતમાં એક કરોડ ૪૦ લાખ એકર, સૌરાષ્ટ્રમાં ૮૬ લાખ એકર અને કચ્છમાં ૧૧,૪૧,૭૭૯ એકર જમીનમાં ખેતી થતી હતી. સને ૧૯૫૭-૫૮ માં ગુજરાતની ૨,૨૭,૮૮,૮૦૦ એકર જમીન ખેતી નીચે હતી. ૧૯૫૮-૫૯ માં ૨,૪૪,૧૫,૨૦૦ એકર એટલે કુલ વિસ્તારના ૫૨.૪૭ ટકા જમીનમાં ખેતી થતી હતી. ૨૩,૫૭,૨૦૦ એકરમાં (૫.૫૯ ટકા) જંગલો, ૧,૧૪,૩૨,૪૦૦ એકર (૨૬ ટકા) ઉજ્જડ અને બિનખેડાણ, ૪,૫૫,૪૭૦ એકર ખેતી સિવાયના ઉપયોગની, ૧૮,૨૭,૦૦૦ એકર (૫૫ ટકા) ખેડાણ લાયક પડતર અને ૨૬,૬૫,૦૦૦ જમીન ગોચર નીચે (૫.૯૩) હતી, બાકીની પડતર જમીન હતી. કુલ જમીન ૪૪,૦૨,૩૦૦ એકર હતી.[૧૨]

ખેડાણ નીચેની જમીનમાં અનાજ અને રૂ તેલીબિયાં તમાકુ ઘાસ ફળો વગેરે રોકડિયા પાકોનું વાવેતર થતું હતું. અનાજ અને રોકડિયા પાકના પ્રમાણનો આધાર બજારમાં પ્રવર્તતા ભાવો ઉપર અમુક અંશે અવલંબે છે. અગાઉ અનાજ અને કપાસના વાવેતર તરફ લક્ષ અપાતું હતું, પણ હાલ કપાસ ઉપરાંત મગફળીનું વાવેતર વધારે થાય છે. મગફળીને હલકી જમીન પણ માફક આવે છે અને અનાજ કરતાં એનો ઉતાર વધારે આવે છે; વળી જમીનની ફળદ્રુપતામાં એનાથી વધારો થાય છે તથા એનો પાલો પશુના ચારા માટે પણ ઉપયોગી છે. સને ૧૯૫૮-૫૯ માં ખેડાણ નીચેની જમીન પૈકી ૫૩.૩૦ ટકા જમીનમાં અનાજનું અને ૪૬.૭૦ ટકા જમીનમાં તેલીબિયાં શેરડી કપાસ તમાકુ ઘાસ વગેરે રોકડિયા પાકોનું વાવેતર થયું હતું. ૧૯૬૧-૬૨ માં ૪૬ ટકા જમીન ખોરાકી પાક નીચે હતી.[૧૩]

સને ૧૯૫૧ માં કુલ ૧૨,૪૩,૪૦૦ ટન અનાજ અને ૧૧,૮૦૦ ટન કઠોળનું ઉત્પાદન થયું હતું. ૧૯૫૩–૫૪ માં ૨૩.૫૯ લાખ ટન અને ૧૯૫૮–૫૯ માં ૨૪.૧૪ લાખ ટન અનાજ પાકયું હતું. ૧૯૫૬–૫૭ અને ૧૯૫૭-૫૮ માં અછતને કારણે અનાજ ઓછું પાકયું હતું ૧૯૫૧–૫૨ થી ૧૯૬૧–૬૨ ના ગાળા દરમ્યાન અનાજનું ઉત્પાદન ૧૫ લાખ ટનથી વધીને ૨૪ લાખ ટન થયું હતું. આમ એક દસકામાં નવ લાખ ટનનો વધારો થયો હતો. ૧૯૬૦–૬૧ માં અનાજનું ઉત્પાદન ૧૭.૬૯ લાખ ટન અને ૧૯૬૧–૬૨ માં ૨૩.૦૮ લાખ ટન થયેલ. મગફળીનું ઉત્પાદન ૧૯૫૦–૫૧ માં ૧. ૪૨ લાખ ટન હતું તે વધીને ૧૯૫૮–૫૯ માં ૧૧. ૨૫ લાખ ટન થયું હતું. રૂનું ઉત્પાદન આ ગાળા દરમ્યાન ૬. ૮૫ લાખ ગાંસડીથી વધીને ૧૨.૯૭ લાખ ગાંસડી અને તમાકુનું ઉત્પાદન ૨૩,૦૦૦ ટન હતું તે વધીને બેવડું થયું હતું. અનાજનું ઉત્પાદન વધ્યું છતાં અનાજની ખાધ રહેતી હતી. આ ખાધ લગભગ ૧૮ લાખ ટન જેટલી ગણાય છે.[૧૪] ૧૯૬૦–૬૧ માં ગુજરાત સમગ્ર દેશમાં ઉત્પન્ન થતા રૂનું ૨૬.૭૮ ટકા, મગફળીનું ૨૫.૧૫ ટકા અને તમાકુનું ૨૦.૧૮ ટકા ઉત્પાદન કરે છે.

ગુજરાતનાં આબોહવા જમીન વગેરેને અનુલક્ષીને દક્ષિણ–ગુજરાત મધ્ય-ગુજરાત ઉત્તર–ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છ એમ પાંચ વિભાગ છે. જમીન દક્ષિણ ગુજરાતમાં કપાસ ડાંગર જુવાર અને શેરડી, મધ્ય-ગુજરાતમાં બાજરી કપાસ ડાંગર અને તમાકુ, ઉત્તર–ગુજરાતમાં બાજરી જુવાર કપાસ જીરું એરંડા ઓથમી–જીરું રાયડો સરસવ, સૌરાષ્ટ્રમાં બાજરી જુવાર મગફળી અને કપાસ અને કચ્છમાં બાજરી જુવાર કપાસ અને એરંડા માટે અનુકૂળ છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં બાજરી અને જુવારનું વાવેતર ૪૦ ટકા વિસ્તારમાં થાય છે. ડાંગર સાબરમતીથી લઈ દમણ–ગંગાના મેદાની વિસ્તારમાં થાય છે મગફળીનું ઉત્પાદન સૌરાષ્ટ્રમાં વિશેષ છે. શ્રેડિંનું ઉત્પાદન ઉત્તર ગુજરાત તથા પૂર્વ અને દક્ષિણ સૌરાષ્ટ્રમાં વિશેષ થાય છે. તમાકુ ખેડા અને વડોદરા જિલ્લામાં વિશેષ થાય છે.

અનાજ મગફળી કપાસ વગેરેનું એકરદીઠ ઉત્પાદન ઓછું છે. ગુજરાતના ૧૭ જિલ્લાઓ પૈકી પંચમહાલ મહેસાણા અમરેલી અને ડાંગમાં જરૂરિયાત કરતાં વધારે અનાજ પાકે છે. જામનગર બનાસકાંઠા સાબરકાંઠા સુરેંદ્રનગર ભરૂચ ભાવનગર કચ્છ અને રાજકોટમાં અનાજની ખાધ ઘણી ઓછી છે, જ્યારે ખેડા જૂનાગઢ અને વડોદરામાં અનાજની વિશેષ ખાધ રહે છે. સહુથી વધારે ખાધ-વાળો જિલ્લો અમદાવાદ છે. ૧૯૫૦–૫૩ અને ૧૯૫૫–૫૮ નાં વર્ષો દરમ્યાન

અનાજના ઉત્પાદનનો અભ્યાસ કરતાં ડાંગ વડોદરા ભરૂચ અને જૂનાગઢમાં અનાજનું ઉત્પાદન સ્થિર છે, જ્યારે અમદાવાદ જિલ્લામાં અનાજનું ઉત્પાદન ઘટાડો દર્શાવે છે. બાકીના જિલ્લા પ્રગતિશીલ છે; એમાં અનાજનું ઉત્પાદન ક્રમશઃ વધતું રહ્યું છે અને ૧૦ ટકા પુરાંત પણ બતાવે છે.[૧૫]

કસ ઓછો હોવાનું કારણ ખાતરનો અપૂરતો ઉપયોગ છે. ખાતરના સપ્રમાણ ઉપયોગથી ૩૦ ટકા ઉત્પાદનમાં વધારો થાય છે. વરસાદ અને રેલના પાણીથી જમીનનું ખાસ કરીને નદીકાંઠાના કે ડુંગરાળ વિસ્તારમાં ધોવાણ થાય છે, ઉપરનો કાંપ ઘસડાઈ જતાં કોતરો પડી જાય છે.

ગુજરાતમાં જૂનાગઢ અને દક્ષિણ–ગુજરાત સિવાય અન્યત્ર વરસાદ અનિયમિત પડે છે. દર પાંચ વરસે એકાદ વરસ દુકાળ કે અછતનું આવે છે. કચ્છ બનાસકાંઠા ઉત્તર અને પશ્ચિમ સૌરાષ્ટ્રમાં દર પાંચ વરસે બે વરસ એવાં હોય છે. ગુજરાતમાં સિંચાઈનું પ્રમાણ ઓછું છે. ૧૯૪૭ પહેલાં ૧,૫૯,૦૧૧ એકરમાં સિંચાઈ થતી હતી, પહેલી યોજનાને અંતે એમાં ૭૪,૧૦૦ એકરનો વધારો થયો હતો. બીજી યોજનાને અંતે એમાં ૧૯૬૦–૬૧ માં ૧,૭૬,૫૭૨ એકર જમીનમાં નહેરો દ્વારા સિંચાઈ થઈ. ૯૨–૯૫ ટકા જેટલો વિસ્તાર કૂવાના પાણીથી સિંચાઈનો લાભ મેળવે છે. ૧૧.૩૨ લાખ એકર તળાવ કચ્છ ગોંડળ જામનગર અને ભાવનગર જેવાં રાજ્યોમાં હતા. આઝાદી બાદ તાપી મહી ભાદર શેત્રુંજી મચ્છુ બ્રાહ્મણી ભોગાવો આજી ઘી સિંહણ પુના હિરણ મચ્છુંદ્રી ઓઝત રંઘોળા રુદ્રમાતા વગેરે નદીઓ ઉપર બંધ બંધાતાં સિંચાઈનું પ્રમાણ વધ્યું છે, છતાં ૧૯૬૦–૬૧ માં ગુજરાતમાં કુલ જમીન પૈકી ૬.૨ ટકા જમીનને જ સિંચાઈનો લાભ મળતો હતો, જ્યારે ભારતમાં આ પ્રમાણ ૧૭ ટકા હતું.[૧૬]

જમીનની જાત તથા પાણીની તપાસ કરી વધુમાં વધુ લાભ લેવાતો નથી. ઘઉંનું વાવેતર દક્ષિણ ગુજરાતમાં થાય ત્યાં ઉતાર ઓછો આવે છે, જ્યારે ઉત્તર ગુજરાતમાં ડાંગરનો ઉતાર ઓછો આવે છે. એક પાક વારંવાર લેવાથી જમીનની ફળદ્રુપતા ઘટી જાય છે. બિયારણ માટે મોટા ભાગના ખેડૂતો વેપારી ઉપર આધાર રાખે છે. ખેતીવાડી ખાતા તરફથી પૂરતા પ્રમાણમાં સુધારેલ બિયારણ મળતું નથી, આ કારણે ઓછો ઉતાર આવે છે. ખેડૂતો ગરીબીને કારણે સારું સુધારેલું બિયારણ વાપરી શકતા નથી. ગુજરાતમાં ગીર કાંકરેજી અને થરી ઓલાદનાં પશુ છે, પણ એની શુદ્ધતા જળવાતી નથી. પરિણામે ખેડૂત ગરીબીના કારણે ગમે તેવા બળદનો ઉપયોગ કરે છે. વળી પશુઓને પૂરતો ખોરાક મળતો નથી તેથી કાર્યશક્તિમાં ઘટાડો જોવા મળે છે. હજી પણ પુરાતની

લાકડાના હળનો ઉપયોગ પ્રચલિત છે. લોખંડનાં હળ ભાવનગર અને મહેસાણા જિલ્લાઓ સિવાય ઓછાં વપરાય છે. ટ્રૅક્ટર ઑઇલ–એન્જિન વગેરે સાધનોનો ઉપયોગ પણ ઓછો થાય છે. ખેતીની જમીનનું પ્રમાણ સૌરાષ્ટ્ર અને કચ્છમાં વધારે છે, જ્યારે તળ-ગુજરાતમાં વારસા–પદ્ધતિને કારણે પાંચ એકરથી ઓછી જમીન ધરાવતા ખેડૂતોની સંખ્યા વિશેષ છે. જમીન એકીસાથે ન હોવાથી ટુકડા પાછળ મહેનત ઓછી લેવાય છે ને જમીન સુધારાતી નથી. ૧૯૨૦, ૧૯૩૩ અને ૧૯૪૭ના જમીનનું એકમીકરણ કરવા અને ટુકડા ઉપર પ્રતિબંધ મૂકતા કાયદા થયા છે, પણ એનો પૂરતો અમલ થયો નથી.

સારી ખેતી માટે સમયસર બિયારણ ખાતર અને અદ્યતન સાધનોની જરૂર રહે છે. મોટા ભાગના ખેડૂત અગાઉ સ્થાનિક શાહુકાર અને વેપારીઓ ઉપર આધાર રાખતા હતા, પણ ખેતધિરાણ કરતી સહકારી મંડળીઓ અસ્તિત્વમાં આવતાં ખાતર અને બિયારણ સભ્યોને મળે છે, આમ છતાં સહકારી પ્રવૃત્તિ પૂરતા પ્રમાણમાં વિકસી ન હોવાથી ખેડૂત સ્થાનિક વેપારી ઉપર આધાર રાખે છે તેથી લાંબા ગાળાના ધિરાણ માટે જમીન વિકાસ બૅન્ક મદદરૂપ થાય છે, પણ એનો પૂરતો લાભ લેવાતો નથી. ખેડૂતો કેટલીક વાર ધિરાણ મેળવીને સામાજિક પ્રસંગોમાં વાપરી નાખતા હોય છે ને ધિરાણનો હેતુ માર્યો જાય છે. ઋણ–રાહત ધારાને કારણે શાહુકારનું ધિરાણ ઓછું થયું છે, પણ ખાનગી મોટા ખેડૂતો દ્વારા ધિરાણ અને શોષણ થાય છે એટલે ધિરાણની અગવડને કારણે ઉત્પાદન ઉપર વિપરીત અસર થાય છે. પાક તૈયાર થાય ત્યારે મોટા ભાગે સ્થાનિક વેપારીઓને એનો પાક વેચે છે અથવા નજીકના શહેરમાં વેચાણ માટે જાય છે. પાક બજારમાં આવે ત્યારે એના ભાવ નીચા રાખવા વેપારીઓ પ્રયત્નશીલ હોય છે. માર્કેટ યાર્ડ તથા સહકારી મંડળી દ્વારા પાક સંઘરવાની વ્યવસ્થા થાય તો ખેડૂતને વાજબી ભાવ મળે અને વધુ ઉત્પાદન તરફ વળે, પણ માર્કેટ યાર્ડ અને નિયંત્રિત બજારની સગવડ થોડાંક શહેરો પૂરતી મર્યાદિત છે એટલે સ્થાનિક વેપારીનો આશ્રય લેવાની ખેડૂતને જરૂર પડે છે. અગાઉ ખેડૂતો અભણ અને વધુ રૂઢિચુસ્ત હતા તેથી નવી પદ્ધતિ તેમ સાધનો અને બિયારણ અપનાવવા તૈયાર થતા ન હતા. એમને માર્ગદર્શન મળી રહે એ માટે નિદર્શન કે આદર્શ ફાર્મ પણ ઓછાં હતાં. હજી આ ઉપરાંત સામાજિક પ્રસંગોએ ખૂબ ખર્ચ કરવાની ટેવ ઘટવાને બદલે વધવા લાગી છે. 'ખેડે તેની જમીન'નો સિદ્ધાંત અપનાવ્યો એ પહેલાં સૌરાષ્ટ્ર અને કચ્છમાં ૩૩ થી ૫૦ ટકા જમીન ગિરાસદારો પાસે હતી. એમાં ખેડૂતોનું શોષણ

થતું હતું, પણ ગણોતધારો ૧૯૩૯ અને ૧૯૪૭ માં અને સૌરાષ્ટ્રમાં ૧૯૫૧ માં થતાં આ શોષણનો અંત આવ્યો છે. ગિરાસદારોની જમીન સુધારવા ખેડૂત ખર્ચ ન કરે એ સ્વાભાવિક છે, કારણ કે બીજે વરસે એ જ ખેડૂત રહે એની કોઈ ખાતરી હોતી નથી.[૧૭]

આમ ઉપર જણાવેલાં કારણોસર પાકનો ઉતાર એકરદીઠ ઓછો આવતો હતો, પણ આઝાદી બાદ ખેતીવાડી અને સહકારી ખાતા તરફથી ઘનિષ્ઠ પ્રયાસો હાથ ધરાતાં ખેતીની પદ્ધતિમાં ફેરફાર થયો છે. ખાતરનો ઉપયોગ વધ્યો છે, ધિરાણની સગવડ પણ વધી છે. ખેડૂત શાહુકાર, ગિરાસદાર તથા અમલદારોની ચુંગલમાંથી મહદ્ અંશે મુક્ત થયો છે અને ખેતીમાં ક્રાંતિની શરૂઆત થઈ છે.

## ૩. મહેસૂલ-પદ્ધતિ

ગુજરાતમાં આઝાદી પૂર્વે બ્રિટિશ હકૂમતના પાંચ જિલ્લાઓમાં તથા ભાવનગર જૂનાગઢ જામનગર ગોંડળ વઢવાણ વગેરે દેશી રાજ્યોમાં મદ્રાસમાં મનરોએ શરૂ કરેલી અને મુંબઈ રાજ્યમાં એલ્ફિન્સ્ટને પ્રચલિત કરેલી રૈયતવારી કે વિઘોટી-પદ્ધતિ પ્રચલિત હતી. બાકીના ભાગમાં ભાગબટાઈ-પદ્ધતિ નીચે ૧/૩ થી ૧/૪ પાકનો ભાગ મહેસૂલ તરીકે લેવાતો હતો, જ્યારે ૧,૭૦૦ ગામો અને ૨/૫ વિસ્તારમાં વિઘોટી-પ્રથા અસ્તિત્વમાં હતી. દર અલગ હતા. ૧,૨૦૦ ગામ ગિરાસદારી હતાં તેમાં ભાગબટાઈ પ્રચલિત હતી. આ ઉપરાંત બારખલીદારી-પદ્ધતિ ૩૫૩ ગામોમાં હતી; તેઓ મહેસૂલ ભરતા ન હતા. કચ્છમાં ભાયાતી અને ધનામી ગામોમાં ૧/૪ થી ૧/૫ ભાગ લગભગ ૫૦ ટકા ગામો અને ૨/૩ વિસ્તારમાં લેવાતો હતો. રૈયતવારી-પદ્ધતિ નીચે જમીનની માલિકી રાજ્યની છે, પણ ખેડૂતનો જમીન ધારણ કરવાનો હક કબજેદાર તરીકેનો છે. આ હકની રૂએ એ જમીનનો ભોગવટો તેમ બક્ષિસ તબદિલી વગેરે કરી શકે છે. ભાગબટાઈ કરતાં નિશ્ચિત રકમની વિઘોટી ભરવાનું ખેડૂત પસંદ કરે છે. ભાગબટાઈમાં જોર-જુલમ થવાની શક્યતા હતી, પણ દુકાળને પ્રસંગે જ એ ફાયદાકારક જણાઈ હતી.[૧૮]

ગુજરાતમાં જમીન-મહેસૂલનો દર એકસરખો ન હતો, બીજા પ્રાંતોની સરખામણીમાં એ વિશેષ હતો. રાધનપુરમાં ૧૯૩૫-૩૬ માં આ દર ખેડૂતદીઠ સરેરાશ રૂ. ૬ હતો, વડોદરા રાજ્યમાં ૧૯૩૮-૩૯ માં આ દર રૂ. ૪.૭ હતો. જમીન-મહેસૂલ ઘટાડવા વડોદરા રાજ્યમાં આંદોલન થયું હતું અને રાજ્યને રૂ. ૨૦ લાખનું મહેસૂલ ઘટાડવા ફરજ પડી હતી. રાજપીપળા રાજ્યમાં ૧૯૩૪-૩૫ માં આ દર રૂ. ૪.૫ હતો, સંતરામપુરામાં એ રૂ. ૨.૧ હતો, જ્યારે બ્રિટિશ જિલ્લાઓમાં

આ દર રૂ. ૩ હતો. માણસા વિઠ્ઠલગઢ પાલનપુર રાધનપુર ઈડર જેવાં દેશી રાજ્યોમાં અને ખેડા અને સુરત જિલ્લામાં મહેસૂલમાં વધારો કરાતાં ઉપર્યુક્ત દેશી રાજ્યોમાં તથા બોરસદ અને બારડોલીમાં લોકોને સત્યાગ્રહોનો આશ્રય લેવો પડયો હતો. ૧૯૨૯-૩૦ માં માતર તાલુકાની જે. સી. કુમારપ્પાએ તપાસ કરી ત્યારે એને જણાયું હતું કે ખેતીનો ખર્ચ ઊપજ કરતા વધારે હતો અને ખેડૂતો દેવાદાર હતા. આ કારણે સમાજવાદી કાર્યકરોએ જમીનની આવકમાંથી ખર્ચ બાદ કરી મહેસૂલ લેવાની નીતિ સ્વીકારવા માટે દબાણ કર્યું હતું અને પંચમહાલ તથા સુરત જિલ્લામાં આંદોલન થયાં હતાં.

ઉપર્યુક્ત મહેસૂલ-પદ્ધતિઓ ઉપરાંત કેટલીક વિશિષ્ટ પદ્ધતિઓ, જેવી કે નરવાદારી મેવાસી મલેકી તાલુકદારી, પરગણા અને કુલકર્ણીવતન, વજીફાદારી ઇનામી વનદારી સલામી મતાદારી વગેરે પદ્ધતિઓ હતી. આ પદ્ધિતિઓ ૧૯૪૯ થી ૧૯૫૩ માં બ્રિટિશ જિલ્લાઓમાંથી રદ કરાઈ હતી. સૌરાષ્ટ્રમાં ગિરાસદારી અને બારખલી-પદ્ધતિ હતી. ૧૯૫૦ માં ખેતી-સુધારણા કમિશને ભલામણ કર્યા મુજબ ૧૯૫૧ માં સૌરાષ્ટ્ર લૅન્ડ-રિફૉર્મ અને સૌરાષ્ટ્ર બારખલી નાબૂદી કાયદો અને ૧૯૫૨ માં સૌરાષ્ટ્ર ઍસ્ટેટ ઍક્વિઝિશન ઍક્ટથી ગિરાસદારી અને બારખલી-પ્રથાનો અંત આવ્યો હતો. કચ્છમાં ગિરાસદારી મૂળગરાસ ભાયાતી ચાકરિયાત દશોંદી ધર્માદા ખેરાતી વગેરે જમીનો હતી. મુંબઈ જાગીરનાબૂદી કાયદા (૧૯૫૩)-ના ધોરણે કચ્છમાંથી ઉપરની પદ્ધતિઓ નાબૂદ કરાઈ હતી અને વિઘોટી-પ્રથા ખાલસા સિવાયની અન્ય જમીન માટે અમલમાં આવી હતી.[૧૯]

નરવાદારી કે ભાગદારી-પદ્ધતિ ભરૂચ ખેડા સુરત અને પંચમહાલનાં ૧૧૯ ગામોમાં પ્રચલિત હતી. પૂરેપૂરા આકાર કરતાં ઓછી રકમનો ચોક્કસ આંકડો નક્કી કરાયો હતો. ૧૯૪૯ માં આ પદ્ધતિ નાબૂદ કરાતાં સરકારને રૂ. ૩૩,૫૦૪ મહેસૂલ પેટે વધારે મળ્યા. પંચમહાલના કાલોલ તાલુકાનાં ૨૧ ગામોમાં કોળી રાજપૂતો ભીલો વગેરેની લૂંટફાટ તેમ ત્રાસ અટકાવવા મેવાસી (મહીવાસી)-પદ્ધતિ અખત્યાર કરાઈ હતી ને ૩૦-૬૦ ટકા ઓછું મહેસૂલ લેવાતું હતું. સરકારે રૂ. ૭,૩૦૬ વળતર આપી ૧૯૪૯ માં આ પ્રથા રદ કરી હતી. સરકારને રૂ. ૧૦,૪૪૨ નો ફાયદો થયો હતો. ખેડા જિલ્લાના ઠાસરા તાલુકાનાં ૨૭ ગામ પાવાગઢની ચડાઈ વખતે સને ૧૪૮૩ માં મહમૂદ બેગડાએ મલેકોને આપ્યાં હતાં. ૭/૯ આની મહેસૂલના મલેકો હકદાર હતા. ૧૯૫૦ માં મલેકી-હક નાબૂદ કરાયો હતો. તળ-ગુજરાતના અમદાવાદ ખેડા પંચમહાલ ભરૂચ અમરેલી મહેસાણા અને સાબરકાંઠા જિલ્લાઓનાં ૫૪૪ ગામો અને ૪૨ વાટાઓમાં આ પ્રથા પ્રચલિત હતી, જેનો

વિસ્તાર ૧૪,૦૯,૭૧૬ એકર હતો અને મહેસૂલની રકમ રૂ. ૧૫,૨૩,૪૨૮ પૈકી સરકારને તેઓ રૂ. ૬,૨૬,૫૭૮ દર વરસે ભરતા હતા. તાલુકદારોની સંખ્યા ૨,૮૬૮ હતી ૧૯૪૯ માં આ પદ્ધતિ નાબૂદ કરાઈ હતી. કપડવંજ તાલુકાનું ગામ કુલકર્ણી વતન તરીકે હતું. ૧૯૫૬ માં આ હક નાબૂદ કરાયો હતો. ૧૫૪૮ માં વટવા ગામનો વજીફો ગુજરાતના સુલતાન મહમૂદશાહે કુત્બેઆલમને આપ્યો હતો. વજીફાની રકમ રૂ. ૯,૫૦૦ બ્રિટિશ સરકારને ભરાતી હતી. ૧૯૫૦ માં વજીફાદારી-પ્રથા રદ કરાઈ હતી. સરકારની ખાસ સેવા બદલ ગામ કે જમીન ઇનામ અપાયેલ, આ હક ૧-૮-૫૩ થી રદ કરાયો હતો. વડોદરા રાજ્યમાં મહેસૂલ ઉઘરાવવાનું કામ ૧૩૫ વતનદાર કરતા હતા તેમની પાસે ૪૭,૫૯૦ વીઘા જમીન હતી અને રૂ. ૬,૨૩૭ રોકડ રકમ અપાતી હતી. ૧૯૫૩ માં આ પદ્ધતિ રદ કરાઈ હતી. ઓખામંડળના સ્વાતંત્ર્યપ્રિય વાઘેરોની ૧૮,૫૯૨ એકર જમીન હતી તેની સલામી તરીકે નામની રૂ. ૬૨૫ રકમ તેઓ ભરતા હતા. આ જમીનના ૧૦,૦૦૦ વાઘેર અને વાઢેલ જમીન-માલિક હતા ૧૯૫૩ માં સલામી-હક નાબૂદ થયો હતો. આ જમીન ૨૦ ગામોમાં આવી હતી. આંકડિયા-પ્રથા વડોદરા ઈડર માલપુર વાડાસિનોર લુણાવાડા અને દેવગઢ-બારિયાના જંગલ અને ડુંગરાળ વિસ્તારનાં ૧૫૨ ગામોમાં હતી. ૧૦ થી ૩૦ વરસનો ચોક્કસ મહેસૂલનો આંકડો નક્કી કરાયો હતો. ૧૯૫૩ માં આ પ્રથા નાબૂદ કરાઈ હતી. મતાદારી-પ્રથા બાવીસી ગઢવાડા વાત્રકકાંઠાનાં ૧૩૦ ગામોમાં પ્રચલિત હતી, જેનો વિસ્તાર ૧૦૨ ચો. મા. હતો. સરકારને રૂ. ૪૭,૯૦૦ આપતા હતા. ૧૯૫૨ માં આ પદ્ધતિ રદ થઈ હતી. મૂળ ગરાસની પ્રથા અમરેલી જિલ્લાનાં ૧૦ આખાં અને ૯૮ ખાલસા ગામોના અમુક વિસ્તારમાં પ્રચલિત હતી. કાઠી અને સૈયદો મૂળ ગામધણી હતા, પણ એમના રક્ષણ માટે ગાયકવાડને ઘણાં ગામ આપી દીધાં હતાં. મૂળ ગરાસિયાઓની સંખ્યા ૫૪૫ હતી. આ પ્રથાનો ૧૯૪૯ માં તાલુકદારી-પ્રથા સાથે અંત આવ્યો હતો. ગામની સેવા માટે હજામ કુંભાર સુથાર લુહાર બ્રાહ્મણ કાઝી વગેરેને કેટલીક જમીન તેમ અમુક રકમનું વર્ષાસન અપાતું હતું. ૯,૬૫૩ વ્યક્તિઓનો આ હક્ક ૧૯૫૪ માં રદ કરાયો હતો. રાજકુટુંબના માણસોને નિર્વાહ માટે અથવા પરાક્રમ દાખવવા બદલ દેશી રાજ્યોમાં અમુક ગામ જાગીર તરીકે અપાતાં હતાં. ઈડર પાલનપુર લુણાવાડા દાંતા માલપુર સંતરામપુર વગેરેમાં સરદારોને લશ્કરી સેવા બદલ આવાં ગામ અપાયાં હતાં. આવી ૭૩ જાગીરોનો હક ૧૯૫૩ માં નાબૂદ કરાયો હતો. સૌરાષ્ટ્રમાં ૩૩,૦૦૦ ગિરાસદારોની ૧,૭૨૬ ગામોમાં ૨૯ લાખ એકર જમીન હતી. ૧-૯-૫૩ થી આ ગિરાસદારી પ્રથાનો અંત આવ્યો હતો. ઘરખેડ

પૂરતી એમને જમીન આપીને સંતોષ્યા હતા. ૬૦,૦૦૪ ગણોતિયાઓ પૈકી ૫૮,૦૦૦ ગણોતિયાઓને જમીનનો કાયમી હક્ક અપાયો હતો. બારખલીદારોમાં ઇનામદાર જીવાઈદાર અને ધર્માદા–ચાકરિયાત પસાયની જમીન ધરાવનારા હતા તેમની સંખ્યા ૧૯,૨૪૮ હતી. આઠ લાખ એકર જમીનના એ માલિક હતા. ૧૯૫૧ માં બારખલી–પ્રથા રદ કરાઈ હતી. સૌરાષ્ટ્રમાં ૪૦ લાખ એકરમાં વિઘોટી-પ્રથા હતી. બાકીની ૪૬ લાખ એકરમાં ભાગબટાઈ હતી. ૧૯૪૮ માં ૧,૭૦૦ ગામોમાં સર્વે કરીને વિઘોટી નક્કી કરાઈ હતી, જ્યારે ૯૦૦ ગામોમાં ૧૯૩૩–૪૭ નાં વરસો દરમ્યાન થયેલ સરેરાશ આવકને લક્ષમાં લઈને વિઘોટી નક્કી થઈ હતી. ઘરખેડની જમીન ગિરાસદારોને આપીને એમનો અસંતોષ દૂર કરાયો હતો, છતાં ભૂપત વગેરે બહારવટિયાઓના આશ્રયદાતા કેટલાક અસંતુષ્ટ તાલુકદારો અને રાજવીઓ હતા. આમ ૧૯૪૯ થી ૧૯૫૪ દરમ્યાન સમગ્ર ગુજરાતમાં રૈયતવારી–પદ્ધતિ ક્રમશઃ દાખલ કરાઈ હતી અને ખેડૂતોને કાયમી ત્રાસ અને ભયથી મુક્ત કરાયા હતા.[૨૦]

## ૪. વેપાર

ગુજરાતના લોકો વેપારમાં વધારે પ્રમાણમાં છે અને લોકોની સ્થિતિ સારી છે એવી વ્યાપક માન્યતા છે. તળ-ગુજરાતમાં ૧૯૩૧ માં ૭૬,૩૫,૭૧૫ માણસોની વસ્તી હતી તે પૈકી ૩૫,૧૦,૦૧૨ લોકો કોઈ પણ પ્રકારના ધંધામાં રોકાયેલા હતા. એ પૈકી વેપાર દ્વારા રોજી મેળવનારની સંખ્યા ૧,૪૬,૧૨૮ હતી. આ પૈકી ૧,૧૩,૬૩૧ પુરુષ હતા અને ૧૫,૦૫૮ સ્ત્રી હતી. એમનાં આશ્રિત ૮,૯૮૭ અને ૮,૪૫૧ પુરુષ અને સ્ત્રીઓ હતાં, જ્યારે વેપારને ગૌણ ધંધા તરીકે સ્વીકારનારાં ૧૦,૧૩૬ પુરુષ અને ૭૭૨ સ્ત્રી હતાં. આ પૈકી ૧૨,૬૩૭ કાપડના વેપારમા, ૬૪,૪૧૮ અનાજના ધંધામાં, ૧૪,૮૧૮ બૅન્કમાં કામ કરનાર, ધીરધાર કરનાર વગેરે હતા. જોડા–ચામડામાં રોકાયેલા ૧,૩૨૧, ફર્નિચર–લાતીવાળા વગેરે ૧,૦૭૬, હોટેલવીશીવાળા ૭,૬૩૫, વાહનવ્યવહારમાં ૨,૯૭૭, બળતણ પેટ્રોલ વગેરે વેચનાર ૨,૭૦૧, મોજશોખની વસ્તુઓ બંગડીઓ અને પ્રસાધનો વેચનાર ૨,૧૭૭ કમિશન એજન્ટ–દલાલી કરનાર વગેરે ૧,૦૫૯ તથા બાકીના પરચૂરણ ધંધામાં પડેલા ૩૫,૩૦૯ હતા. આથી સ્પષ્ટ થાય છે કે અનાજ કાપડ જેવી જીવન-જરૂરિયાતની વસ્તુના વેચાણમાં લગભગ ૫૦ ટકા લોકો રોકાયેલા છે. દૂધવાળા મીઠાઈવાળા કરિયાણાવાળા વગેરેનો અનાજ વેચનારની શ્રેણીમાં સમાવેશ કરાયો છે. ઇતર ધંધાઓવાળામાં ફેરિયા લારી–ગલ્લાવાળા પાનબીડીવાળા વગેરેનો સમાવેશ

થયો છે.[૨૧] સૌરાષ્ટ્ર અને કચ્છમાં રજવાડાંઓની વિશેષ સંખ્યાને કારણે શહેરીકરણ વધારે થયું છે અને ગામડાં એકમીજાથી વધારે અંતરે આવેલાં છે તેથી વેપારમાં પડેલાની સંખ્યા સૌરાષ્ટ્ર અને કચ્છમાં વિશેષ છે.

૧૯૫૧ ની વસ્તી-ગણતરી પ્રમાણે ગુજરાતની કુલ વસ્તી ૧૬૨ લાખ હતી તે પૈકી ૧૩,૭૨,૮૨૬ પુરુષ અને સ્ત્રી વેપારમાં રોકાયેલાં હતાં. કુલ વસ્તીના ૮.૫ ટકા લોકોની આજીવિકાનો આધાર વેપાર ઉપર હતો; આમાં ખરેખર વેપાર કરનાર ૨,૯૭,૪૩૬ પુરુષો અને ૨૦,૩૩૭ સ્ત્રીઓ હતાં. બાકીની વ્યક્તિઓ કુટુંબના મુખ્ય પુરુષ ઉપર આધાર રાખનારી છે. ૧૯૫૧ માં વધારેમાં વધારે લોકો પરચૂરણ ધંધામાં ૧,૧૪,૪૬૩, અનાજ પીણાં વગેરેમાં ૧,૦૯,૭૭૪, કાપડ ને ચામડાના વેપારમાં ૩૨,૫૯૧, અનાજના જથ્થાબંધ અને છૂટક વેપારમાં ૮,૫૫૯, ધીરધાર બૅન્ક વીમો વગેરેમાં ૨૪,૪૧૧, છૂટક વેપાર તેમ બળતણ અને પેટ્રોલ વગેરેમાં ૧૦,૯૦૪ અને જમીનની વ્યવસ્થા સંભાળનાર ૪૮૯ લોક હતા. તળ-ગુજરાતના ૭.૫૮ ટકા, સૌરાષ્ટ્રના ૧૦.૭૪ ટકા અને કચ્છના ૧૧.૩૦ ટકા લોક વેપારમાં હતા.[૨૨] ૧૯૬૧ ની વસ્તી-ગણતરી પ્રમાણે ગુજરાતની કુલ વસ્તી ૨૦૬ લાખ હતી તે પૈકી ૮૪,૭૪,૫૮૮ એટલે ૪૧.૦૭ ટકા જ સક્રિય કામ કરનારા હતા, એ પૈકી ફક્ત ૨ ટકા લોકો વેપારમાં રોકાયેલા હતા, ૧૯૫૧ માં આશ્રિતો અને વેપારના ગૌણ ધંધામાં પડેલાનો સમાવેશ કરવાથી ૮.૫ ટકા જેટલી મોટી સંખ્યા વેપારમાં રોકાયેલી ગણાઈ હતી, પણ ખરેખર સંખ્યા ઓછી હતી. ગુજરાતમાં ૪,૧૧,૧૫૬ લોક વેપારમાં રોકાયેલા હતા. ગુજરાતમાં ૧૯૫૧ માં અને ૧૯૬૧ માં ૨૫ ટકા અને ૨૫.૮ ટકા શહેરોમાં વસ્તી હતી, જે ભારતનાં અન્ય રાજ્યો કરતાં વિશેષ હતી. શહેરીકરણ પણ વેપારીની વધારે સંખ્યા માટે કારણભૂત છે.[૨૩] સૌરાષ્ટ્ર અને કચ્છમાં વેપારમાં પડેલાઓની સંખ્યા તળ-ગુજરાત કરતાં વધારે રહી છે.

## ૫. વેપારી મંડળો તથા નિગમો

પ્રાચીન કાલમાં વેપારીઓ અને કારીગરોનાં મંડળ નિગમ તથા શ્રેણી તરીકે ઓળખાતાં હતાં. મધ્યકાલ દરમ્યાન આ શ્રેણીનું સ્થાન મહાજન સંસ્થાએ લીધું હતું. મહાજન સંસ્થા વેપારના નિયંત્રણ માટે પણ ઉપયોગી હતી. અર્વાચીન કાલમાં વેપાર અને ઉદ્યોગના પ્રશ્નોની રજૂઆત તથા વેપારી હિતોની રક્ષા માટે 'ચેમ્બર ઑફ કૉમર્સ' કામ કરે છે. ધંધાદારી મંડળ આ ચેમ્બર ઑફ કૉમર્સ' સાથે સંકળાયેલાં છે.

ગુજરાતમાં અમદાવાદ વડોદરા સુરત જામનગર ભાવનગર પોરબંદર મહુવા ભરૂચ ભૂજ ગાંધીધામ જૂનાગઢ વેરાવળ મોરબી ગોધરા રાજકોટ ધોરાજી પાલીતાણા વગેરે સ્થળોએ ૨૨ જેટલી વેપારી મંડળોની સંસ્થાઓ આવેલી છે. આ સંસ્થાઓ તે તેના વિસ્તારમાં વેપાર અને ઉદ્યોગના વિકાસમાં રસ લે છે, તે તેનાં હિતોના રક્ષણ માટે કટિબદ્ધ રહે છે અને સભ્યો વચ્ચે સુમેળ જળવાય એ માટે પ્રયત્નશીલ રહે છે. એ વિવાદના પ્રસંગે લવાદ તરીકે કામ કરે છે. વેપાર અને ઉદ્યોગને લગતા ધારાઓનો અભ્યાસ કરી એનો અભિપ્રાય સરકાર સમક્ષ રજૂ કરે છે. વેપાર અને ઉદ્યોગ અંગે સ્થાનિક અને પરદેશની પરિસ્થિતિ ઉપર ચાંપતી નજર રાખે છે અને જરૂર હોય તેવા સુધારાઓ દાખલ કરવા માર્ગદર્શન આપે છે. વેપાર અને ઉદ્યોગો અંગે માહિતી એકત્ર કરી એનું પ્રકાશન કરે છે.

અમદાવાદમાં વેપારને લગતાં ૮૩ મંડળ છે. ગુજરાતમાં રૂનો મુખ્ય પાક છે અને અમદાવાદ મિલ ઉદ્યોગનું મહત્ત્વનું કેંદ્ર છે તેથી અમદાવાદ કોટન બ્રોકર્સ એસોશિયેશન (૧૮૯૫), અમદાવાદ કોટન એક્સચેન્જ એસો. (૧૯૪૩), ગુજરાત કોટન બ્રોકર્સ એસો. (૧૯૪૦) તથા ધી વેસ્ટ ઇન્ડિયા કોટન એસો. વગેરે વિવિધ સંસ્થાઓ અસ્તિત્વમાં આવી હતી. છેલ્લી સંસ્થા (વે. ઇ. કો. એ) વેપારી દલાલ મિલો ખેડૂતો જિનિંગ પ્રેસિંગ ફેક્ટરીઓ કમિશન એજન્ટો આડતિયા તેમજ બ્રોકર્સ વગેરેનાં હિતોની સંભાળ રાખે છે. ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છ, રૂને લગતું કામકાજ, હાજર તેમજ વાયદાનું કામ વગેરે અહીં થાય છે.[૨૪]

મિલ-ઉદ્યોગ જોઇન્ટ સ્ટૉક કમ્પની દ્વારા ચાલતો હોઈ શેરબજાર એ ઉદ્યોગની પારાશીશી છે. ઈ. સ. ૧૮૯૪ માં અમદાવાદ શેર ઍન્ડ સ્ટૉક બ્રોકર્સ એસોશિયેશનની સ્થાપના કરવામાં આવી હતી. ૧૯૪૮ માં એની સભ્ય-સંખ્યા ૪૨૫ હતી.

આ ઉપરાંત ૧૯૪૩ માં અમદાવાદ બુલિયન એક્સચેન્જ એસોશિયેશન, મહાજન, અમદાવાદ રીફ્રૂઝ ટ્રેડર્સ એસો., ધી અમદાવાદ હેસિયન એસો., ધી ગુજરાત ઓઇલ ઍન્ડ જનરલ ટ્રેડર્સ એસો. વગેરે મહત્ત્વનાં એસોશિયેશન છે. નવા અને જૂના માધુપુરા મહાજન, માણેકચોક કંસારા મહાજન, માણેકચોક શરાફ મહાજન, કેમિસ્ટ એન્ડ ડ્રગિસ્ટ એસો. વગેરે ઘણાં વેપારી મંડળ અમદાવાદ ચેમ્બર ઑફ કૉમર્સ સાથે જોડાયેલાં છે.

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અંકુશો પર્મિટ લાઇસન્સ વગેરેને કારણે ઉદ્ભવતા પ્રશ્નોના નિરાકરણ માટે આવી કેંદ્રીય સંસ્થાની જરૂર જણાતાં ૭-૨-૧૯૪૯ ના રોજ 'ગુજરાત ચેમ્બર ઑફ કૉમર્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રી'નો જન્મ થયો હતો. એના

પ્રમુખ કસ્તૂરભાઈ લાલભાઈ હતા. ગુજરાત વેપારી મહામંડળ, સરકારી ઔદ્યોગિક વસાહત, સરદાર પટેલ ઇન્સ્ટિટયૂટ ઑફ ઇકોનૉમિક ઍન્ડ સોશિયલ રિસર્ચ, ઔદ્યોગિક માહિતી કેંદ્ર, સંકટનિવારણ સોસાયટી, લઘુ ઉદ્યોગ ફેડરેશન વગેરે સ્થાપવામાં એનો મહત્ત્વનો ફાળો રહ્યો. રાજ્ય સરકાર અને મધ્યસ્થ સરકારની ૭૨ જેટલી સલાહકાર સમિતિઓમાં એને સ્થાન અપાયું છે. નિકાસ માટે ગુણવત્તા વગેરે અંગેનાં એ પ્રમાણપત્રો પણ આપે છે. વેપાર-ઉદ્યોગને લગતી ચર્ચાઓ તેમ પરિસંવાદો વગેરે યોજી જાહેર મત કેળવે છે.[૨૫]

અમદાવાદ મિલ-ઉદ્યોગનું કેંદ્ર છે. આ ઉદ્યોગના વિકાસ માટે 'અટીરા' સંસ્થા ૧૯૪૭ માં સ્થાપવામાં આવી હતી. આવી બીજી 'ટાઈરા' નામની સંશોધન સંસ્થા વડોદરામાં છે. સુરતમાં રેશમી કાપડનો ઉદ્યોગ મહત્ત્વનો હોઈને એની સંશોધન-સંસ્થા સ્થપાઈ છે. આ ત્રણેય સંસ્થા કાપડ-ઉદ્યોગ તથા સરકારની સહાયથી ચાલે છે.[૨૬] અમદાવાદમાં ઉદ્યોગોને લગતાં ૩૨ મંડળ છે. મિલ-મજૂરોનું હિત સંભાળતું અમદાવાદ મજૂર મહાજન ગાંધીજીના આદર્શોને અનુસરીને ૧૯૨૦ થી કામ કરે છે. ૧૯૧૮, ૧૯૨૩, ૧૯૨૮ માં મિલ-મજૂરોએ હડતાળ પાડી હતી. અનસૂયાબહેન એના પ્રથમ પ્રમુખ હતાં. ૬૫ મિલોના ૧,૨૨,૦૦૦ કામદાર એની સાથે જોડાયા હતા. સુરત ભરૂચ બીલીમોરા નવસારી પેટલાદ કડી કલોલ સિદ્ધપુર નડિયાદ વીરમગામ વગેરે સમગ્ર ગુજરાતના મિલ-મજૂરો આ સંસ્થા સાથે સંકળાયેલા છે. ખાદી-ભંડારો પુસ્તકાલયો બાલમંદિરો વગેરે પ્રવૃત્તિનું એ સંચાલન કરે છે.[૨૭] આ સિવાય ઇન્ટુક સમાજવાદી અને સામ્યવાદી પક્ષો સાથે જોડાયેલાં મજૂર-મંડળ પણ છે, જેઓનું કાર્યક્ષેત્ર અમદાવાદ ઉપરાંત ગુજરાતનાં અન્ય ઔદ્યોગિક શહેરોમાં છે.

અમદાવાદની માફક વડોદરામાં 'સેન્ટ્રલ ગુજરાત ચેમ્બર ઑફ કૉમર્સ' ૧૯૬૦ થી અસ્તિત્વમાં આવી છે. ઉદ્યોગો તથા વેપારને લગતા પ્રશ્નો ઉપરાંત એ રેલ દુકાળ વગેરે સંકટના પ્રસંગે સહાયભૂત થવા રાહત-ફંડ તથા લોકકલ્યાણ-ફંડનું સંચાલન કરે છે. દહેજ બંદરના વિકાસ માટેના પ્રોજેક્ટનું કામ એણે હાથ ધર્યું હતું. વડોદરામાં ઉદ્યોગને લગતાં ચાર અને વેપારને લગતાં ૨૨ મંડળ છે. ભાવનગર જિલ્લામાં સૌરાષ્ટ્ર ચેમ્બર ઑફ કૉમર્સ ૧૯૪૩ માં અને જામનગરમાં નવાનગર ચેમ્બર ઑફ કૉમર્સ ૧૯૩૩ માં, રાજકોટ ચેમ્બર ઑફ કૉમર્સ રાજકોટમાં, ઝાલાવાડ ચેમ્બર ઑફ કૉમર્સ સુરેંદ્રનગરમાં, સોરઠ ચેમ્બર ઑફ-કૉમર્સ વેરાવળમાં, જૂનાગઢ ચેમ્બર ઑફ કૉમર્સ જૂનાગઢમાં તથા પોરબંદર ચેમ્બર ઑફ કૉમર્સ વગેરે અસ્તિત્વમાં આવેલ છે.[૨૮] કાપડ ખાંડ દવા તમાકુ, ઇમારતી લાકડું, ઇજનેરી

સામાન, કટલરી હાર્ડવેર ટાઇલ્સ સાબુ રસાયણ વગેરે વેચનારનાં તથા તેલની મિલ ચોખાની મિલ વગેરે ધંધાદીઠ અલગ મંડળો છે, જે જિલ્લાના ચેમ્બર ઑફ કૉમર્સ સાથે સંકળાયેલાં છે.

વેપારના નિયંત્રણ માટે મોટાં શહેરોમાં રેગ્યુલેટ માર્કેટ–નિયંત્રિત બજાર છે. વેપારીઓ દ્વારા ખેડૂતોનું શોષણ ન થાય અને ખેડૂતોને એના પાકનો વાજબી ભાવ મળે એ માટે આવા બજાર અમદાવાદ માણસા ઊંઝા સિદ્ધપુર મહેસાણા પાલનપુર ડીસા ભૂજ માંડવી બાવળા સાણંદ વીરમગામ આણંદ નડિયાદ ઉમરેઠ ગોધરા દાહોદ જામનગર રાજકોટ સુરેંદ્રનગર અમરેલી બોટાદ મહુવા સાવરકુંડલા વગેરે ૩૮ સ્થળોએ આવેલાં છે. અનાજ રૂ તેલીબિયાં શાકભાજી વગેરે અહીં વેચાવા આવે છે. અહીં માલ સંઘરવા માટે વેર હાઉસિંગ કૉર્પોરેશન તથા ખાનગી વ્યક્તિઓનાં ગોદામ પણ છે.[૨૯]

નાના ઉદ્યોગોના વિકાસ માટે ઔદ્યોગિક વસાહતો સ્થાપવામાં આવી છે. આવી વસાહતોમાં નાના ઉદ્યોગોને જમીન વીજળી પાણીનો પુરવઠો, નકામા પાણીના નિકાલની વ્યવસ્થા, વ્યવહારનાં સાધનોની સગવડો વગેરે અનુકૂળતાઓ આપવામાં આવે છે. વળી એમને જરૂરી એવી કેટલીક પ્રક્રિયાઓ માટે સરકારી ગોઠવણ પણ છે.

૧૯૪૮ માં યુગોસ્લાવિયાના સહકારથી રાજકોટમાં એક ઔદ્યોગિક વસાહત સ્થાપવામાં આવી હતી. બીજી યોજના(૧૯૫૬-૬૧) માં ૭ વસાહત સ્થાપવા નક્કી કરાયું હતું. રાજકોટ વડોદરા ઊધના ગાંધીધામ અમદાવાદ અને ભાવનગરમાં આ વસાહતો શરૂ કરાઈ છે. આવી કુલ ૧૫૬ વસાહત છે. અંકલેશ્વરમાં દવા તથા રસાયણ–ઉદ્યોગ વિકસ્યો છે. વાપીમાં રસાયણ અને અન્ય ઉદ્યોગોનો વિકાસ થયો છે. ઉમરગામમાં પણ આવી વસાહત છે. રાજકોટમાં ઑઇલ એન્જિન–ઉદ્યોગ અને ભાવનગરમાં પ્લાસ્ટિક–ઉદ્યોગ વિકસ્યો છે. આવી ૧૫૬ જેટલી ઔદ્યોગિક વસાહત આખા ગુજરાતમાં પથરાઈ ગઈ છે.[૩૦]

ખનિજ–ઉદ્યોગના વિકાસ માટે મિનરલ ડેવલપમેન્ટ કૉર્પોરેશન સ્થપાયું છે. કચ્છ અને ભરૂચ જિલ્લામાં આવેલી લિગ્નાઈટની ખાણો તથા વડોદરા જિલ્લામાં આવેલી આંબા ડુંગરની ફ્લોરાઇટ ખાણ એના હસ્તક છે.[૩૧] આદિવાસી વિસ્તારના વિકાસ માટે ટ્રાઇબલ ડેવલપમેન્ટ કૉર્પોરેશન રચાયું છે, એમના શૈક્ષણિક તથા આર્થિક વિકાસ માટે અનેક સુવિધાઓ ઊભી કરાઈ છે.

ઉદ્યોગોના વિકાસ માટે ભારત સરકારે ૧૯૪૮ માં ઇન્ડસ્ટ્રિયલ ફાઇનાન્સ કોર્પોરેશનની રચના કરી હતી. એ મધ્યમ અને લાંબા ગાળા માટે વહાણવટું ખાણ ઉદ્યોગ વીજળી–ઉત્પાદન વગેરે વધુ મૂડીનું રોકાણ માગે તેવા ઉદ્યોગોને ધિરાણ આપે છે. ખાનગી ક્ષેત્રનું ઇન્ડસ્ટ્રિયલ ક્રેડિટ ઍન્ડ ઇન્વેસ્ટમેન્ટ કોર્પોરેશન ઑફ ઇન્ડિયા ૧૯૫૫ માં સ્થપાયેલ છે. એ ખાનગી ક્ષેત્રના ઉદ્યોગોને કમ્પનીની અસ્કયામત કે બૅન્ક અને વીમા કમ્પનીના બાંયધરીને આધારે ધિરાણ આપે છે. નૅશનલ ઇન્ડસ્ટ્રિયલ ડેવલપમેન્ટ કોર્પોરેશન ૧૯૫૪ માં ભારત સરકાર દ્વારા ખાનગી ક્ષેત્ર તરીકે શરૂ કરાયું છે. મોટી મૂડીનું રોકાણ કરવું પડે અથવા મૂડી રોકવામાં મૂડીપતિઓને ભય જણાતો હોય તેવાં ઔદ્યોગિક સાહસ ભારત સરકાર પોતે શરૂ કરે છે. નવા ઉદ્યોગો માટેના પરદેશો સાથે ટેકનિકલ સહયોગ માટેના પ્રોજેક્ટ પણ એ હાથ ધરે છે. સૌરાષ્ટ્રમાં ૧૯૫૬ થી સહકારી તથા નાગરિક બૅન્કો, ઔદ્યોગિક મંડળીઓ અને લઘુ ઉદ્યોગકારોને ટૂંકા મધ્યમ અને લાંબા ગાળાની લોન યંત્રો ખરીદવા, વર્કશૉપ બાંધવા તથા વકિંગ કૅપિટલ માટે 'સૌરાષ્ટ્ર સ્મૉલ ઇન્ડસ્ટ્રીઝ કો–ઑપરેટિવ બૅન્ક લિમિટેડ' સંસ્થા આપે છે.[૩૨] મુંબઈ રાજ્યે બૉમ્બે સ્ટેટ ફાઇનાન્શિયલ કોર્પોરેશન ભારત સરકારના ધોરણે ૧૯૫૨ માં શરૂ કર્યું હતું. એ ઓછા દરથી ધિરાણ આપે છે.

આમ ચૅમ્બર ઑફ કૉમર્સ તથા વિવિધ ધંધાદારી મંડળો અને નિગમો વેપાર તથા ઉદ્યોગનાં પ્રોત્સાહન અને વિકાસની મહત્ત્વની કામગીરીમાં ઘણો ફાળો આપે છે.

## ૬. બંદરો[૩૩]

વીરમગામની જકાતબારી ગાંધીજીના પ્રયત્નથી ૧૯૧૭ માં દૂર થતાં સૌરાષ્ટ્રના બંદરોનો વિકાસ થયો અને દેશી રાજ્યોએ બ્રિટિશ હિંદનાં બંદરો જેટલી જ સમાન જકાત લેવાનું સ્વીકાર્યું, આથી કરાંચી અને મુંબઈ સાથેની આ બંદરોની હરીફાઈ ટાળવામાં આવી હતી. આમ છતાં ૧૯૨૩ માં મુંબઈના ગવર્નર લૉર્ડ જ્યૉર્જે સૌરાષ્ટ્રની આયાત ઉપર પ્રતિબંધ મૂકતાં જામનગર અને ભાવનગરે એનો વિરોધ કર્યો હતો અને પ્રતિબંધ રદ કરાયો હતો, છતાં જકાતમાં વળતર આપવાની નીતિ એમણે અપનાવતાં ૧૯૨૭ માં વીરમગામ અને ધંધુકાની જકાતબારી શરૂ થઈ. ભાવનગર રાજ્યે જૂના કરાર તરફ ધ્યાન દોરીને એનો બ્રિટિશ બંદર જેવો હક રજૂ કરી જકાતની દખલમાંથી મુક્તિ મેળવી હતી. જામનગર રાજ્યને પાંચ લાખની જકાતની આવક થાય એટલા પૂરતો માલ નિકાસ કરવા છૂટ આપવામાં આવી હતી.

વડોદરા રાજ્યે ઓખા બંદરને વિકસાવવાની ૧૯૨૬ માં શરૂઆત કરી અને બ્રેક-વૉટર, ૪૦૦ ફૂટનો ધક્કો, ગોદામ વગેરે પાછળ રૂ. ૪૫,૮૦,૯૩૪ ખર્ચી એને આધુનિક બનાવ્યું. જામનગર રાજ્યે રૂ. ૧૬૬ લાખ ખર્ચીને બેડી બંદરને અદ્યતન સગવડોવાળું બનાવ્યું. વેરાવળની સુધારણા માટે ૧,૨૦૦ ફૂટનો દરિયામાં પુસ્તો બાંધીને એ સગવડો વધારી જૂનાગઢ રાજ્યે ૧૯૩૫ સુધીમાં રૂ. ૫૯,૧૫,૩૯૯ ખર્ચ્યા હતા. ભાવનગર રાજ્યે ૧૯૩૩ માં રૂ. ૨૭ લાખ ખર્ચી બંદરની સગવડો વધારી, ત્યારબાદ રુવા ગામ પાસે નવું બંદર રૂ. ૪૦ લાખના ખર્ચે બાંધ્યું. મોરબી રાજ્યે નવલખીના બંદરનો વિકાસ સાધ્યો. અમદાવાદ અને ઉત્તર હિંદ માટે સૌરાષ્ટ્રનું આ બંદર સૌથી નજીક હોવાથી એ આયાતી બંદર તરીકે વિકસ્યું. ખંભાતના નવાબે ૧૯૩૨ માં ખંભાતને વિકસાવવા પ્રયત્ન કર્યો હતો. અંબિકા ઉપરના બીલીમોરાને વડોદરા રાજ્યે વિકસાવવા પ્રયત્ન કર્યો હતો.

કચ્છ રાજ્ય કસ્ટમ યુનિયનમાં ન જોડાવાને કારણે તથા રેલવે દ્વારા હિંદના અન્ય ભાગો સાથે જોડાવાને કારણે માંડવી તૂણા જખૌ મુંદ્રા વગેરેનો વેપાર ઘટી ગયો હતો. ૧૯૩૧ માં મહારાવ ખેંગારજીએ કંડલાની ખાડી ઉપર ૩૦૦ વારની આર. સી. સી. જેટી બાંધીને એના વિકાસ માટે પ્રયત્ન કર્યો હતો. ૧૯૩૦-૪૦ દરમ્યાન અવારનવાર સ્ટીમરો અહીં આવતી હતી. માંડવી આફ્રિકા સાથેના પેસેન્જર-વ્યવહારનું મથક હતું. સૌરાષ્ટ્રમાં પોરબંદર આવું મથક હતું. ૧૯૩૦-૩૬ દરમ્યાન સૌરાષ્ટ્રના બંદરી વેપારનો અભૂતપૂર્વ વિકાસ થયો હતો.

ભાવનગરનું બંદર બધી ઋતુઓ માટે ઉપયોગી છે અને કિનારે સ્ટીમર સીધી લાંગરી શકે છે. ૧૯૩૧-૧૯૩૫ દરમ્યાન એનો વેપાર ચરમ સીમાએ પહોંચ્યો હતો. ભાવનગર લાકડું, લોખંડ, પરચૂરણ હાર્ડવેર અને ખાંડના વેપારનું વિતરણ-કેંદ્ર બન્યું હતું, જ્યારે રૂ ભૂતડો અનાજ તેલીબિયાં ડુંગળી પથ્થર વગેરેની નિકાસ થતી હતી. સમગ્ર ભાવનગર રાજ્યનાં બધાં બંદરોનો કુલ રૂ. ૬,૬૯,૬૦,૭૫૬ નો દરિયાઈ વેપાર હતો, જે પૈકી પરદેશો સાથેનો વેપાર રૂ. ૩,૩૮,-૦૬,૧૯૯ નો હતો. ૧૯૩૫-૩૯ દરમ્યાન એનો વેપાર ઘટીને લગભગ સવાચાર લાખનો થયો હતો. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન આ વેપાર ખૂબ ઘટી ચાર લાખથી પણ ઓછો હતો.

વેરાવળનો ઈ. સ. ૧૯૩૨ થી ૧૯૩૮ સુધીનો સરેરાશ વાર્ષિક વેપાર બે કરોડ ઉપરાંતનો હતો. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ૧૯૪૨-૪૩ માં એની આયાત રૂ. ૫૨ હજારની અને નિકાસ રૂ. ૧,૯૪,૪૩,૦૦૦ ની હતી. મચ્છી ડુંગળી ઘી અનાજ અને રૂની મુખ્યત્વે નિકાસ હતી.

જામનગર બેડી બંદરે સ્ટીમર એક માઈલ દૂર ઊભી રહે છે. ૧૯૩૩-૩૪ માં જામનગરનાં બધાં બંદરોનો મળીને કુલ દરિયાઈ વેપાર રૂ. ૨,૬૬,૩૫,૭૬૮ નો હતો, જે પૈકી પરદેશો સાથે રૂ. ૧,૦૪,૨૯,૧૭૬ નો વેપાર હતો. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન દાણચોરી કે બીજાં કારણોસર બીજાં બંદરોની સરખામણીમાં એનો વેપાર ટકી રહ્યો હતો. આ બંદરથી 'જોડિયા ઊન' તરીકે ઓળખાતા ઊનની નિકાસ થાય છે. આયાતમાં લાકડું મશિનરી ખાંડ તથા પરદેશી કાપડ વગેરે મુખ્ય હતાં.

મોરબી રાજ્યનું નવલખી ૧૯૩૧-૩૪ ના ગાળામાં મુખ્યત્વે આયાતી બંદર તરીકે જાણીતું હતું. એની સરેરાશ આયાત રૂ ૨૦ લાખની હતી. ૧૯૩૮-૩૯ માં રૂ. ૫,૯૪,૭૧૨ નો માલ નિકાસ થયો હતો.

પોરબંદરની ૧૯૩૧-૩૩ થી ૧૯૩૩-૩૪ દરમ્યાન આયાત-નિકાસ ગણનાપાત્ર હતી. ચૂનાના પથ્થર તથા સિમેન્ટ અને ઘી નિકાસ થતાં હતાં. આ બંદર ખજૂરની આયાત માટે જાણીતું હતું. એક વખત માત્ર ખાંડની આયાત-જકાતના રાજ્યને રૂ. સાત લાખ મળ્યા હતા.

ઓખાનું બંદર શ્રેષ્ઠ કુદરતી બંદર છે. તાતા કેમિકલ વર્ક્સ તથા દ્વારકાની સિમેન્ટ ફેક્ટરી અને બર્મા શેલની તેલની આયાતને લીધે તથા વડોદરા રાજ્યના પ્રોત્સાહનને કારણે એનો ઝડપથી વિકાસ થયો હતો. ૧૯૪૨-૪૩ માં આ વેપાર વધ્યો હતો.

સૌરાષ્ટ્રનાં તળાજા મહુવા જાફરાબાદ માંગરોળ સલાયા જોડિયા વગેરે બંદરોનો મુખ્યત્વે કાંઠા સાથેનો વેપાર હતો.

વલસાડની આયાત-નિકાસમાં ૧૯૩૯-૪૫ દરમ્યાન બીજા વિશ્વયુદ્ધને કારણે ખૂબ ઘટાડો થયો હતો. ખંભાતના બંદરથી ઇમારતી લાકડું અને નાળિયેર કાથી નળિયાં વગેરે આયાત થયાં હતાં, જ્યારે નિકાસમાં રૂ કપાસિયા અને અનાજ મુખ્યત્વે હતાં.

કચ્છમાં કંડલા બંદરેથી ૧૯૪૦-૪૧ દરમ્યાન ૩૬,૬૯૯ ટન મીઠાની નિકાસ થઈ હતી. માંડવીનો વેપાર મુખ્યત્વે ઈરાની અખાતના દેશો સાથે હતો. મલબાર અને કોંકણ સાથે પણ થોડો વેપાર હતો. બીજાં બંદરોનો સ્થાનિક વેપાર થોડોઘણો હતો.

આઝાદી પૂર્વે રેલવેના વિકાસ સાથે સૌરાષ્ટ્રનાં બંદરોનો અભૂતપૂર્વ વિકાસ થયો હતો અને રાજ્યની આવકમાં જકાતની આવકનો મહત્ત્વનો ફાળો રહેતો હતો.

આઝાદી બાદ વીરમગામ અને ધંધુકાની જકાતબારી નષ્ટ થતાં સૌરાષ્ટ્રનાં બંદરોનો વેપાર ખૂબ વધી ગયો. બીજા વિશ્વયુદ્ધ પહેલાં ગુજરાતનાં બંદરોએથી આઠ થી નવ લાખ ટન માલની નિકાસ થતી હતી. પહેલી યોજનાના અંતે ૧૯૫૫-૫૬ માં ૩,૭૦,૩૧૨ ટન માલની આયાત અને ૮,૦૩,૩૫૦ ટન માલની નિકાસ થઈ હતી. પહેલી યોજના દરમ્યાન બંદરોના વિકાસ પાછળ રૂ. ૧૭૦ લાખનો ખર્ચ થયો હતો. આ દરમ્યાન નવલખીમાં વેપારી નૌકાદળની તાલીમી સંસ્થા સ્થપાઈ હતી.

બીજી યોજના દરમ્યાન ૧૯૬૦-૬૧ માં ૭,૬૨,૯૭૬ ટન માલ આયાત થયો હતો, જ્યારે ૧૬,૨૦,૭૩૪ ટન માલ નિકાસ થયો હતો. બંદરોની સુધારણા માટે રૂ. ૨૨૫ લાખની જોગવાઈ કરાઈ હતી. ભાવનગરના બંદરે પાણીની ઊંડાઈ જળવાઈ રહે એ માટે લોક–ગેટની રચના થઈ હતી. ઓખામાં ડ્રાય–ડોક બર્થનો ઉમેરો કરવામાં આવ્યો હતો. બેડીમાં ડ્રેજિંગ કરીને પાણીની ઊંડાઈ વધારાઈ હતી. વેરાવળને મત્સ્ય–બંદર તરીકે વિકસાવવાની શરૂઆત થઈ હતી. સિક્કા બંદરે રોપ–વે તથા જેટીની સગવડ ઉમેરાઈ હતી. મગદલ્લા વલસાડ બીલીમોરા વગેરે નાનાં બંદરોમાં જેટી બાંધીને વહાણો માટે સગવડો પ્રાપ્ત થઈ હતી. સૌથી મહત્વનું કાર્ય કરાંચીની ખોટ પૂરે તેવા બંદરની શોધ છે.

૧૯૪૮ માં કસ્તૂરભાઈ લાલભાઈના પ્રમુખપણા નીચે નીમવામાં આવેલા સમિતિએ ભાવનગર વેરાવળ ઓખા વગેરે બંદરોની પ્રત્યક્ષ મુલાકાત લઈને કંડલા બંદરની 'મેજર પૉર્ટ' તરીકે પસંદગી કરી. કંડલા બંદરમાં કાયમ ૨૭ ફૂટ પાણી રહે છે. એ જમીન–રસ્તે અને રેલવે દ્વારા પાલનપુર અને અમદાવાદ સાથે જોડાયેલુ છે. ૩૦ ફૂટ ડ્રાફ્ટના સ્ટીમરો ગમે ત્યારે એના બારામાં દાખલ થઈ શકે છે. કુલ છ જેટી છે. મુક્ત વેપાર–વિસ્તાર ૨૮૩ હેક્ટરમાં પથરાયેલો છે. ૧૯૫૧ માં આ બંદરની આયાત ૬૬,૬૮૯ ટન અને નિકાસ ૬૪,૭૪૮ ટનની હતી. ૧૯૫૯-૬૦ માં એની આયાત–નિકાસ ૧૧,૨૩,૫૧૬ ટન હતી. અહીં થી મીઠું બૉક્સાઇટ લોખંડ વગેરે પરદેશ જાય છે, જ્યારે ખાતર અનાજ પેટ્રોલિયમ-પેદાશ ગંધક વગેરેની આયાત થાય છે. આયાતી માલનું પ્રમાણ ૮૫ ટકા છે, જ્યારે નિકાસનું પ્રમાણ ૧૫ ટકા છે. હવે મીટર–ગેજ અને બ્રોડ ગેજ દ્વારા પાલનપુર ભીલડી રાણી અને ઉપરાંત બ્રોડ ગેજથી પણ અમદાવાદ સાથે એ જોડાયું છે. મુક્ત વેપાર ઝોન થયા બાદ ઉદ્યોગની સ્થાપનાના કારણે એની નિકાસ વધતી રહી છે, સાથોસાથ વસ્તી ને વેપાર બંને વધ્યાં છે.

આઝાદી બાદ સૌરાષ્ટ્રનાં બંદરો પૈકી ભાવનગર બેડી વેરાવળ ઓખા પોરબંદર સિક્કા નવલખી અને મહુવા બંદરોની આયાત-નિકાસ ઠીક ઠીક વધી હતી. તળ-ગુજરાતનાં બંદરો પૈકી ભરૂચ સુરત મગદલ્લા બીલીમોરા વલસાડ ખંભાત કાવી ટંકારી દહેજ ભગવા વાણસી-બોરસી ઓંજલ ઉમરસાડી મરોલી કોલક ઉમરગામ ધોલેરા અને ઘોઘાનો વેપાર વધ્યો હતો. ખંભાત અને ધોલેરાનાં બંદર નામશેષ બન્યાં છે, જ્યારે ભૂતડાની નિકાસને કારણે ઘોઘાનો વેપાર વધ્યો છે. કચ્છમાં માંડવી તથા મુંદ્રા-જખૌનો વેપાર પણ વધ્યો હતો.

ગુજરાત રાજ્યની સ્થાપના થઈ ત્યારે ભારતનાં ૬ મોટાં બંદરો (મૅજર પોર્ટ), ૧૮ મધ્યમ કક્ષાનાં બંદરો અને ૧૬ નાનાં બંદરો પૈકી ગુજરાતમાં કંડલાનું મોટું બંદર, ૮ મધ્યમ કક્ષાનાં બંદર અને ૪૨ નાનાં બંદર હતાં. ગુજરાત ભારતના કુલ સાગરકાંઠા પૈકી ૩૩ ટકા કિનારો ધરાવે છે, જ્યારે એ ૩૫૦ લાખ ટનના કુલ દરિયાઈ વેપારનો ૧૦ ટકા જેટલો જ હિસ્સો ધરાવે છે. ભાવનગર વેરાવળ ઓખા સિક્કા બેડી નવલખી માંડવી અને ભરૂચ મધ્યમ કક્ષાનાં બંદર છે. ભરૂચ અને માંડવીને વહીવટી કારણોસર મધ્યમ કક્ષાનાં બંદરો તરીકે સ્થાન અપાયું છે. કંડલા વિકાસના પંથે છે. ગુજરાતનાં બંદર ૧.૭૫ ટકા, કચ્છનાં બંદર ૫.૧૬ ટકા અને સૌરાષ્ટ્રનાં બંદર ૯૩.૦૮ ટકા માલનું પરિવહન કરે છે.

ગુજરાતમાં અનાજ કોલસો ક્રૂડ ઑઇલ કાથી, બાંધકામનો સામાન, ગંધક ઇમારતી લાકડું ખાતર, શણની ગૂણો, ખજૂર નાળિયેર રૉક-ફૉસ્ફેટ અને લોખંડના સામાનની આયાત થાય છે, જ્યારે સિમેન્ટ ખોળ સીંગદાણા બૉક્સાઇટ રસાયણો મીઠું બેન્ટોનાઇટ રૂ મચ્છી પથ્થર તથા લોખંડનો ભંગાર વગેરેની નિકાસ થાય છે. ૧૯૬૦-૬૧ માં ૭,૬૩,૦૨૩ ટન માલની આયાત અને ૧૬,૨૦,૭૩૬ ટન માલની નિકાસ થઈ હતી. આ બંદર ૩૦ કરોડનું હૂંડિયામણ કમાવી આપતાં હતાં.

## ૭ વાહનવ્યવહાર

બ્રિટિશ શાસન દરમ્યાન લશ્કરી દૃષ્ટિએ ઉપયોગી તથા દુકાળ અને અછતના પ્રસંગે રાહત-કાર્ય તરીકે રસ્તાઓનું બાંધકામ મોટા ભાગે હાથ ધરાતું હતું. આ કામ પ્રાંત કે લોકલ બોર્ડ હસ્તક હતું, નાણાંના અભાવનું કારણ દર્શાવી રસ્તાઓનું બાંધકામ હાથ ધરાતું ન હતું. તળ-ગુજરાતમાં કપચી-મેટલના અભાવે એને દૂરથી લાવવું પડતું હોઈ રસ્તા બાંધવાનું કામ વધારે ખર્ચાળ હતું આ કારણે પણ ઉપેક્ષા સેવાઈ હતી. દેશી રાજ્યો રાજધાનીના શહેર સિવાય અન્યત્ર ઓછું લક્ષ

આપતાં હતાં. રેલવેના આગમન બાદ મુખ્ય સ્ટેશનો તથા બંદરોને જોડતા રસ્તા અસ્તિત્વમાં આવ્યા હતા.[૩૪]. પ્રથમ વિશ્વયુદ્ધ બાદ લશ્કરી વાહન છૂટાં થતાં નાગરિક વપરાશ માટે ખાનગી બસો દોડતી હતી. ૧૯૨૯ માં જયકર સમિતિએ ૧૯૨૭માં સૂચવ્યા મુજબ 'રોડ-ફંડ' ઊભું કરી રસ્તાનું બાંધકામ હાથ ધરાયું હતું. ૧૯૩૪ માં રોડ-કૉંગ્રેસ સ્થપાઈ હતી. ૧૯૩૯-૪૫ દરમ્યાન રસ્તા ખૂબ બિસમાર હાલતમાં હતા.[૩૫] બૉમ્બે ઇકૉનૉમિક ઍન્ડ ઇન્ડસ્ટ્રિયલ સર્વે કમિટીની તપાસ મુજબ મુંબઈ રાજ્યના જિલ્લાઓમાં ૪૦-૭૫ ટકા વિસ્તારમાં રસ્તાનો અભાવ હતો. સુરત જિલ્લામાં ચોમાસા દરમ્યાન ૮૩.૩ ટકા ગામડાંનો બહારના જગત સાથે સંપર્ક કપાઈ જતો હતો. ભરૂચના કાનમ વિસ્તારની પણ આવી સ્થિતિ હતી.[૩૬]. દેશી રાજાઓએ બંદરો તથા રેલવેના વિકાસ તરફ લક્ષ આપ્યું હતું, પણ રસ્તાને કારણે રેલવેની આવક ઘટે એ ભયે રસ્તાઓના બાંધકામ તરફ દુર્લક્ષ સેવાયું હતું. રાજ્યો વચ્ચે પરસ્પર હરીફાઈ તથા ઈર્ષાના કારણે એક રાજ્યને બીજા રાજ્ય સાથે જોડતા રસ્તાઓનો અભાવ હતો. સને ૧૯૨૨ માં પાંચ બ્રિટિશ જિલ્લાઓના ૧૦,૦૦૦ ચો. મા.ના વિસ્તારમાં ૬૯૭ માઇલના પાકા અને ૭૯૭ માઇલના કાચા રસ્તા હતા. ૧૯૩૯-૪૦ માં ૧૦૮૯ માઇલના મેટલવાળા અને ૯૫૬ માઇલના કાચા રસ્તા હતા. ૧૦૦૦ ચો. મા.ના વિસ્તારમાં ૬૯૭ માઇલના પાકા અને ૭૯૭ માઇલના કાચા રસ્તા હતા. ૧૦૦ ચો. મા. દીઠ રસ્તાનું પ્રમાણ ૧૯.૭ માઇલ હતું. ૮૦.૩ ટકા રસ્તાઓની ખાધ હતી. અમદાવાદને રાજસ્થાન સાથે, સુરતને ધૂળિયા સાથે અને અમદાવાદ ખેડાને ગોધરા મારફત ઇંદોર સાથે જોડતા ત્રણેક મુખ્ય માર્ગ હતા. આ રસ્તાઓ સાથે નજીકનાં શહેરોને ફાંટા દ્વારા જોડી દેવાયાં હતાં. વડોદરા જેવા પ્રગતિશીલ રાજ્યમાં મહેસાણા જિલ્લામાં આઝાદી પૂર્વે માત્ર ૩ માઇલનો ઊંઝા-ઉનાવાનો રસ્તો હતો. પંચમહાલમાં ૧૯૨૫ માં લુણાવાડા-ગોધરા હાલોલ-કાલોલ દાહોદ-સંતરોડ એમ ત્રણેક પાકા રસ્તા હતા. ખેડા જિલ્લામાં ૧૯૪૭ માં ૧૯૭ માઇલના રસ્તા હતા. વડોદરા જિલ્લામાં ૩૪૫ અને બનાસકાંઠામાં ૨૫ માઇલના રસ્તા હતા. ૧૯૪૮ માં રાજકોટ જિલ્લામાં ૬૩' માઇલના, જામનગરમાં ૪૫૩ માઇલના અને કચ્છમાં ૨૬૭ માઇલના રસ્તા હતા. સૌરાષ્ટ્રમાં ૧૯૪૮ માં કુલ ૪૪૨ માઇલના ધોરી માર્ગ, ૧,૩૮૦ માઇલના જિલ્લા-માર્ગ અને ૧૨૧૩ માઇલના કાચા રસ્તા હતા. તળ-ગુજરાતમાં બધા મળીને ૧૦,૦૦૦ માઇલના રસ્તા હતા. કચ્છમાં ૧૯૪૮ માં ૪૨૭ માઇલના રસ્તા હતા.[૩૭]

આઝાદી બાદ ગુજરાતમાં ૪,૩૧૦ માઇલના પાકા અને ૩૭૧૫ માઇલના કાચા રસ્તા હતા ૧૯૫૬ માં પહેલી યોજનાને અંતે ૫,૦૬૦ માઇલના પાકા અને ૫,૯૩૮ માઇલના કાચા રસ્તા હતા. પહેલી યોજના (૧૯૫૧-૫૬) દરમ્યાન કચ્છમાં રૂ. ૫૮ લાખના ખર્ચે ૬૭૦ માઇલના રસ્તા બંધાયા હતા. ૧૯૬૦-૬૧ માં એ વધીને ૧,૧૪૪ માઇલના રસ્તા કચ્છમાં હતા. અમદાવાદ કંડલા દિલ્હી અને મુંબઈ સાથે રાષ્ટ્રિય ધોરી માર્ગો દ્વારા જોડાયું છે.[૩૮]

સૌરાષ્ટ્રમાં ભાવનગર વેરાવળ પોરબંદર ઓખા જામનગર રાજકોટ સુરેંદ્રનગર ધ્રાંગધ્રા મોરબી વગેરે મુખ્ય શહેરો સ્ટેટ હાઇવે તથા નેશનલ હાઇવે દ્વારા જોડાયાં છે. ૧૯૫૧-૬૧ દરમ્યાન રસ્તાઓનો વિકાસ નીચે મુજબ થયો હતો :[૩૯]

| | રસ્તાનો પ્રકાર | ૧૯૫૧ | ૧૯૫૬ | ૧૯૬૧ |
|---|---|---|---|---|
| ૧ | રાષ્ટ્રિય ધોરી માર્ગ | ૩૬૫ | ૫૬૯ | ૭૦૪ |
| ૨ | રાજ્ય-ધોરી માર્ગ | ૧૧૮૩ | ૧૫૩૪ | ૨૭૯૧ |
| ૩ | જિલ્લા મુખ્ય માર્ગ | ૩૧૭૬ | ૩૯૮૩ | ૪૫૨૯ |
| ૪ | ઇતર જિલ્લા માર્ગ | ૨૨૪૮ | ૩૫૪૬ | ૪૦૯૯ |
| ૫ | ગ્રામમાર્ગ | ૧૭૭૦ | ૨૮૯૫ | ૩૦૦૦ |
| | કુલ | ૮૭૪૨ | ૧૨૫૨૭ | ૧૫૧૨૩ |

## રેલવે

૧૯૧૪ થી ૧૯૬૦ ના ગાળામાં બંદરો અને જંગલના વિસ્તારોને સાંકળી લેતી ૪૦૦ માઇલની તથા કંડલાને ડીસા સાથે જોડતી રેલવે લાઇન અસ્તિત્વમાં આવી હતી. કુલ ૬૨૦.૩૪ માઇલની બ્રોડ ગેજ, ૨૦૩૦.૮૧ માઇલની મીટર ગેજ અને ૭૨૨.૫ માઇલની નૅરો ગેજ રેલવે લાઇન ગુજરાતમાં છે. તળ ગુજરાતમાં અગાઉના પાંચ બ્રિટિશ જિલ્લાઓમાં અને મહેસાણા જિલ્લામાં ૯૦ ટકા રેલવેનો સમાવેશ થાય છે. લગભગ ૫૦ ટકા વિસ્તાર(કચ્છ બનાસકાંઠા સાબરકાંઠા ડાંગ વગેરે) માં રેલવેની સગવડ ઓછી છે. કંડલા-ઝુંડ અને હિંમતનગર-ઉદેપુર લાઇનની સર્વે ૧૯૬૦ સુધીમાં પૂરી થઈ છે અને ત્યાર બાદ એ નખાઈ પણ ગઈ છે. પશ્ચિમ-બંગાળ પંજાબ અને ઉત્તર પ્રદેશને બાદ કરતાં ગુજરાત ભારતના બીજા બધા ભાગો કરતાં સરેરાશ કરતાં બેવડી લાઇન ધરાવે છે.[૪૦]

## દરિયાઈ માર્ગ

૧૯૩૦-૩૬ દરમ્યાન સૌરાષ્ટ્રનાં બંદરોનો અભૂતપૂર્વ વિકાસ થયો હતો. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન એનો વેપાર ઓસરવાઈ ગયો હતો. કરાંચીની ખોટ પૂરી કરવા આઝાદી બાદ કંડલા વિકસાવાયું છે. ૧૯૫૧-૫૨ માં એની આયાત-નિકાસ ૧,૩૧,૪૩૭ ટનની હતી. ૧૯૬૦ માં એ વધીને ૧૧,૨૩,૫૭૬ ટન થઈ હતી. અનાજ ખાતર ક્રૂડ-ઑઇલ વગેરે આવે છે અને મીઠું નિકાસ થાય છે. આ બંદર મુખ્યત્વે આયાતી બંદર છે. પહેલી યોજનાની શરૂઆતમાં (૧૯૫૧ માં) ગુજરાતનાં બંદરોએ ૬,૪૫,૧૩૩ અને ૬,૨૯.૧૩૭ ટન માલની અનુક્રમે આયાત અને નિકાસ હતી તે વધીને ૧૯૬૦-૬૧ દરમ્યાન અનુક્રમે ૭,૬૨,૯૭૬ અને ૧૨,૭૪,૭૪૮ ટનની થઈ હતી. બેડી નવલખી સિક્કા ઓખા પોરબંદર વેરાવળ અને ભાવનગરમાં લૉકગેટની રચનાથી સ્ટીમરો બંદરે ગમે ત્યારે સીધી ધક્કા ઉપર આવે છે. ૧૮ મધ્યમ કક્ષાનાં બંદરો પૈકી ૧૧ મધ્યમ કક્ષાનાં બંદરો, ૧૨૬ લઘુ બંદરો પૈકી ૪૨ લઘુ બંદરો અને ૬ મોટાં બંદરો પૈકી એક મોટું બંદર ગુજરાતમાં આવેલ છે. ખોળ સીંગદાણા રસાયણો સિમેન્ટ મીઠું પથ્થર બેન્ટોનાઇટ ડુંગળી લસણ વગેરેની નિકાસ થાય છે, જ્યારે ખાંડ અનાજ ક્રૂડઑઇલ ખાતર કોલસા વગેરેની આયાત થાય છે.[૪૧]

## હવાઈ માર્ગ

આઝાદી પૂર્વે ૧૯૩૮ થી ભાવનગર મુંબઈ સાથે હવાઈ માર્ગે જોડાયેલું હતું. ટપાલ અને પૅસેન્જરોની હેરફેર થતી હતી તાતા અને અંબિકા એર-સર્વિસ દ્વારા અમદાવાદ અને વડોદરા મુંબઈ અને દિલ્હી સાથે જોડાયેલાં હતાં. આઝાદી બાદ ભાવનગર અમદાવાદ કેશોદ પોરબંદર જામનગર રાજકોટ ભૂજ કંડલા વગેરે મુંબઈ સાથે જોડાયેલાં છે. અમદાવાદ અને દિલ્હી વચ્ચે સીધો વિમાની વ્યવહાર છે. ગુજરાતમાં ૧૪ વિમાનઘર અને વિમાની પટ્ટી આવેલાં છે. ધ્રાંગધ્રા અમરેલી ડીસા મીઠાપુર વગેરેમાં વિમાની પટ્ટીઓ છે, જેનો પ્રસંગોપાત્ત ઉપયોગ થાય છે.[૪૨]

## આકાશવાણી

૧૯૪૭ થી વડોદરાનું રેડિયો સ્ટેશન અસ્તિત્વમાં આવ્યું છે. ત્યારબાદ ૧૬-૪-૧૯૪૯ થી અમદાવાદનું રેડિયો સ્ટેશન શરૂ થયું છે. ૪-૧-૧૯૫૫ થી રાજકોટનું રેડિયો સ્ટેશન શરૂ થયેલ છે. ત્યારબાદ ભૂજને સરહદી વિસ્તાર અને એની વિશિષ્ટતા ગણીને અલગ સ્ટેશન અપાયું છે.[૪૩]

### સ્ટેટ ટ્રાન્સપોર્ટ

અગાઉ બસવ્યવહાર ખાનગી બસો દ્વારા રેલવેની સાથે હરીફાઈ ન થાય તે રીતે અસ્તિત્વમાં હતો. આઝાદી બાદ રસ્તાઓના વિકાસ સાથે બસવ્યવહાર વધ્યો હતો. ગુજરાત રાજ્યની સ્થાપના પૂર્વે મુંબઈ રાજ્ય, સૌરાષ્ટ્ર રાજ્ય અને કચ્છના અલગ રોડ-ટ્રાન્સપોર્ટ કૉર્પોરેશન હતાં. ૧-૫-૧૯૬૦ થી ગુજરાત રાજ્ય ટ્રાન્સપોર્ટ કૉર્પોરેશન અસ્તિત્વમાં આવેલ છે. એની ૧૯૬૦-૬૧ દરમ્યાન ૧,૭૦૦ બસ ૨૭,૫૦૦ માઈલના ૧,૪૦૦ માર્ગો ઉપર દોડતી હતી અને સરેરાશ ૪,૮૬,૦૦૦ વટેમાર્ગુંઓનું વહન કરતી હતી. ૧૦ હજાર કર્મચારી એ દ્વારા રોજી મેળવે છે. આ ઉપરાંત ૧૨,૬૫૨ મોટરો, ૪,૮૧૬-મોટર સાયકલો, ૬૮૭ ટ્રેક્ટરો, ૯૬,૫ ઑટોરિક્સા ૮,૭૯૮, ખાનગી ટ્રકો, ૧,૦૩૬ ટ્રેક્ટર-ટ્રેઈલરો અને ૨,૦૯૬ બસ ૧૯૬૦ માં આર. ટી. ઓ. કચેરીમાં નોંધાયેલી હતી.[૪૪]

ટેલિફોન અને તારની સગવડ મોટાં શહેરો તથા ગામોને મળી છે, જ્યારે પોસ્ટ-ઑફિસો નાનાં ગામોમાં પણ આવેલી છે.

૧૯૫૧ માં ૧૬૩ લાખની વસ્તી પૈકી ૩,૧૪,૯૧૯ લોક વાહનવ્યવહાર દ્વારા રોજી મેળવતા હતા. આ ટકાવારી ૧.૯ છે. આ પ્રમાણ તળ-ગુજરાતમાં ૧.૭ ટકા, સૌરાષ્ટ્રમાં ૨.૫૯ અને કચ્છમાં ૨.૪૮ ટકા હતું. ૧૯૬૧ માં કુલ વસ્તી ૧૯૮ લાખ હતી તે પૈકી ખરેખર કામ કરનાર ૮૪,૭૪,૫૮૮ લોક હતા. એ પૈકી ૦.૮ ટકા લોકો રોજી માટે વાહનવ્યવહાર ઉપર આધાર રાખતા હતા. એમની કુલ સંખ્યા ૧,૫૯,૦૬૧ હતી.[૪૫]

ગુજરાતની કુલ રાષ્ટ્રિય આવક પૈકી વેપાર અને વાહનવ્યવહારનો ૧૯૫૪-૫૫, ૧૯૫૬-૫૭ અને ૧૯૫૯-૬૦ માં અનુક્રમે ૧૮.૨૯, ૧૭ અને ૧૭.૨ ટકા હિસ્સો હતો. આમ વેપાર અને વાહનવ્યવહારનું આવકની દૃષ્ટિએ મહત્ત્વનું સ્થાન છે.[૪૬]

## ૮. બૅન્કો, નાની બચત અને વીમો

### બૅન્કો

ગુજરાતના લોકો સાહસિક તથા વેપારમાં આગળ પડતા હોવાથી પરદેશી સરકાર અને હિતોનો અવરોધ છતાં સેન્ટ્રલ બૅન્ક, બૅન્ક ઑફ બડોદા, દેના બૅન્ક, બૅન્ક ઑફ ઇન્ડિયા વગેરે સ્થાપવામાં તથા એના વિકાસ સાધવામાં લલ્લુભાઈ શામળદાસ, વિઠ્ઠલદાસ ઠાકરશી, અંબાલાલ સાકરલાલ, પુરુષોત્તમ ઠાકોરદાસ,

નારાયણદાસ પરસોત્તમદાસ, ચિમનલાલ નગીનદાસ, તુલસીદાસ કિલાચંદ, પ્રાણલાલ દેવકરણ નાનજી, મોરારજી પોચખાનવાલા વગેરેએ મહત્ત્વનો ફાળો આપ્યો છે.

પોરબંદરના રાણા નટવરસિંહજીએ ૧૯૨૫ માં પોરબંદર સ્ટેટ બૅન્ક વેપાર ઉદ્યોગ તથા બંદરના વિકાસ માટે સ્થાપી હતી. ૧૯૪૮ સુધી એનો અંકુશ રાજાનો હતો. ૧૯૫૦ માં એને સ્ટેટ બૅન્ક ઑફ સૌરાષ્ટ્ર સાથે જોડી દેવામાં આવી હતી.[૪૭] જૂનાગઢ રાજ્યે રૂ. પાંચ લાખની મૂડીથી ૧૯૩૩-૩૪ માં જૂનાગઢ સ્ટેટ બૅન્ક શરૂ કરી હતી. વધારે જવાબદારી સંભાળવાની અશક્તિને કારણે બૅન્ક ઑફ ઇન્ડિયાએ એનો વહીવટ સંભાળી લીધો હતો. રાજકોટ જિલ્લામાં રાજકોટ અને વાંકાનેર રાજ્યે રાજકોટ સ્ટેટ અને વાંકાનેર સ્ટેટ બૅન્કની સ્થાપના કરી હતી. વાંકાનેર બૅન્ક ૧૯૪૫ માં સ્થપાઈ હતી.[૪૮] પાલીતાણા રાજ્યે પણ સ્ટેટ બૅન્ક શરૂ કરી હતી. લીંબડી રાજ્યે બૅન્ક સ્થાપી હતી. સૌરાષ્ટ્રના મુંબઈ સાથે જોડાણ બાદ લીંબડીની બૅન્કને સહકારી બૅન્કમાં ફેરવી નાખવામાં આવી હતી.[૪૯] વડિયા રાજ્યે ૧૯૩૬ માં વડિયા બૅન્કની સ્થાપના કરી હતી. આ બૅન્કને ૧૯૫૦ માં સૌરાષ્ટ્ર બૅન્કની શાખામાં ફેરવી નાખવામાં આવી હતી.[૫૦] દેવગઢ બારિયા રાજ્યે ૧૯૨૧ માં 'શ્રી દેવગઢ બારિયા સ્ટેટ બૅન્કિંગ ડિપાર્ટમેન્ટ' શરૂ કર્યું હતું.[૫૧] બૅન્ક ઑફ બરોડા(૧૯૦૮ માં એની સ્થાપના)એ ૧૯૧૧ થી ૧૯૪૭ દરમ્યાન મહેસાણા પાટણ સિદ્ધપુર કલોલ કડી હારીજ વિસનગર ઊંઝા વિજાપુર ડભોઈ કરજણ પેટલાદ અમરેલી દ્વારકા નવસારી વ્યારા બીલીમોરા ભાવનગર મીઠાપુર અને કપડવંજમાં શાખાઓ ખોલી હતી. ભાવનગર દરબાર બૅન્ક આઝાદી પૂર્વે ભાવનગર રાજ્યની ટ્રેઝરીનું કામ સંભાળતી હતી.

૧૯૧૭ થી ૧૯૩૬ દરમ્યાન સૌરાષ્ટ્રનાં મુખ્ય દેશી રાજ્યોનાં બંદરોના વિકાસ સાથે વેપાર-ઉદ્યોગનો વિકાસ થયો એમાં આ બૅન્કોનો ફાળો વિશેષ હતો.

ગુજરાતના પાંચ બ્રિટિશ જિલ્લાઓમાં તથા વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીના મથક રાજકોટમાં પ્રેસિડેન્સી બૅન્ક ઑફ બૉમ્બેની શાખાઓ ભરૂચ સુરત રાજકોટ અમદાવાદ નડિયાદ અને ગોધરામાં હતી. ૧૯૨૧ માં ઉપર્યુક્ત બૅન્કની મદ્રાસ મુંબઈ અને કલકત્તાનાં મુખ્ય મથકો નીચે આવેલી બધી શાખાઓનું એકીકરણ થતાં એને ઇમ્પીરિયલ બૅન્કનું નવું નામ મળ્યું.[૫૨] આઝાદી બાદ આ બૅન્ક સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડિયા તરીકે ૧-૭-૧૯૫૫ થી ઓળખાય છે. યુકો બૅન્ક ૧૯૪૩ માં સ્થપાઈ હતી.

દેના બૅન્કની શરૂઆત ૧૯૩૮ માં પ્રાણલાલ શેઠના અંગત સાહસ તરીકે થઈ હતી. એનું મુખ્ય મથક મુંબઈ છે. બૅન્ક ઑફ ઇન્ડિયાએ અમદાવાદમાં ૧૯૨૦ માં, સુરતમાં ૧૯૩૧ માં, ભૂજમાં ૧૯૪૩ માં અને જૂનાગઢ વેરાવળ અને પાલનપુરમાં ૧૯૪૪માં એની શાખાઓ ખોલી હતી. સેન્ટ્રલ બૅન્ક ઑફ ઇન્ડિયાએ ૧૯૨૩ માં અને ૧૯૩૯ માં અમદાવાદમાં બે શાખા ખોલી હતી. જામનગર રાજ્યમાં, વડોદરામાં, સુરતમાં અને સુરેંદ્રનગરમાં સેન્ટ્રલ બૅન્કે વધુ શાખાઓ ખોલી હતી. પંજાબ નૅશનલ બૅન્કે ૧૯૪૩–૪૭ દરમ્યાન અમદાવાદ સુરત રાજકોટ સુરેંદ્રનગર અને વઢવાણમાં એની શાખાઓ શરૂ કરી હતી. યુનાઇટેડ કૉમર્શિયલ બૅન્કે ૧૯૪૩ અને ૧૯૪૪ માં અમદાવાદ વડોદરા અને સુરતમાં શાખાઓ શરૂ કરી હતી. અમદાવાદમાં રાજસ્થાની લોકોની વસ્તી વધારે હોવાથી સ્ટેટ બૅન્ક ઑફ બિકાનેર ઍન્ડ જયપુરની બે શાખા અમદાવાદમાં ૧૯૪૫ અને ૧૯૪૬ માં શરૂ થઈ હતી.

હિંદુસ્તાન કૉમર્શિયલ બૅન્કની બે શાખા ૧૯૪૪ અને ૧૯૪૫ માં અમદાવાદમાં શરૂ થઈ હતી [૫૩]

આઝાદી પૂર્વે અમદાવાદ સુરત મહેસાણા વડોદરા જામનગર ખેડા ભાવનગર સુરેંદ્રનગર રાજકોટ પંચમહાલ જૂનાગઢ અમરેલી ભરૂચ કચ્છ અને બનાસકાંઠામાં કુલ ૯૫ વેપારી બૅન્ક હતી. આ ઉપરાંત ૩૫ સહકારી બૅન્ક હતી.

આઝાદી બાદ ૧૯૫૦ માં સૌરાષ્ટ્ર રાજ્યે ભાવનગર પાલીતાણા રાજકોટ પોરબંદર અને વડિયાની બૅન્કોનું જોડાણ કરીને સ્ટેટ બૅન્ક ઑફ સૌરાષ્ટ્રની રચના કરી હતી. કૅનેરા બૅન્કે ૧૯૫૫ અને ૧૯૫૯ માં અમદાવાદ અને ભાવનગરમાં બે શાખા ખોલી હતી. અલ્લાહાબાદ બૅન્ક અને ઓવરસીઝ બૅન્કે પોતાની શાખા ૧૯૫૭ અને ૧૯૫૮ માં અમદાવાદમાં ખોલી હતી. ૧૯૫૯ માં સ્ટેટ બૅન્ક ઑફ સૌરાષ્ટ્ર સ્ટેટ બૅન્ક ઑફ ઇન્ડિયાની ગૌણ શાખા બની. સહકારી બૅન્કોની સંખ્યા ૭૧ થઈ હતી. આ બૅન્કો મોટે ભાગે નાગરિક અને જિલ્લા મધ્યવર્તી બૅન્કો હતી.[૫૪]

૧૯૪૮ થી ૧૯૬૦ દરમ્યાન ૧૯૫ વધુ શાખાઓ ઉમેરાતાં બૅન્કની કુલ શાખાઓની સંખ્યા ૨૯૦ થઈ હતી. ૧૯૬૦ માં અમદાવાદમાં ૪૩, વડોદરામાં ૧૪, સુરતમાં ૭, ભરૂચમાં ૩, નડિયાદમાં ૫, આણંદમાં ૩, પેટલાદમાં ૩, ખંભાતમાં ૪, ઊંઝામાં ૩, સિદ્ધપુરમાં ૩, પાટણમાં ૩, પાલનપુરમાં ૩, અમરેલીમાં ૪, જૂનાગઢમાં ૭, પોરબંદરમાં ૮, વેરાવળમાં ૬, માણાવદરમાં ૩, રાજકોટમાં ૮, જામનગરમાં ૧૦, ભાવનગરમાં ૮, સુરેંદ્રનગરમાં ૫, ધ્રાંગધ્રામાં ૩, લીંબડીમાં ૩, ભૂજમાં ૩, ગાંધીધામ–કંડલામાં ૫ વેપારી બૅન્કોની શાખા આવેલી હતી. બીજાં શહેરોમાં

એક કે બે શાખા આવેલી હતી. સહકારી બૅન્કો પણ દરેક જિલ્લામાં કામ કરે છે અને જિલ્લા મધ્યસ્થ સહકારી બૅન્કોની શાખાઓ પણ દરેક તાલુકા મથકે છે. આ ઉપરાંત નાગરિક સહકારી બૅન્કો ૭૧ જેટલી છે. બૅન્કો લોકો પાસેથી ડિપૉઝિટ સ્વીકારી ઉદ્યોગ અને વેપારમાં પડેલા લોકો, કારખાનાં, પેઢીઓ વગેરેને ધીરે છે. લોકો જેટલા પૈસા બૅન્કમાં જમા કરાવે છે તેના કરતાં એમને કરવામાં આવતું ધિરાણ ઓછું છે. ધિરાણનો મોટો હિસ્સો ઉદ્યોગ અને વેપારના ક્ષેત્રને જાય છે. ખેતીવાડીને માટે એક ટકા કરતાં પણ ઓછું ધિરાણ કરાય છે.

સુરતમાં જરી–ઉદ્યોગ, આર્ટ–સિલ્ક–ઉદ્યોગ વગેરેને મોટા ભાગનું ધિરાણ અપાયું છે. બંને વિભાગોનું ધિરાણ ૮૪ ટકા થાય છે. અમદાવાદ જિલ્લાનું ઉદ્યોગ અને વેપારીઓને કરાયેલું ધિરાણ સહકારી બૅન્કોના ધિરાણ સાથે ગણતાં ૯૫.૬ ટકા થાય છે. ઉદ્યોગોમાં પછાત કચ્છ બનાસકાંઠા મહેસાણા સાબરકાંઠા અમરેલી અને પંચમહાલમાં ઉદ્યોગો માટે કરેલા ધિરાણનું પ્રમાણ ૬ થી ૨૯ ટકા જેટલું નીચું છે, પણ આ જિલ્લાઓમાં વેપારીઓને કરેલ ધિરાણ ૨૯ થી ૬૦ ટકા જેટલું છે. સુરત અમદાવાદ ભાવનગર અમરેલી જામનગર રાજકોટ કચ્છ અને બનાસકાંઠામાં કરાયેલું ખેતી માટેનું ધિરાણ નીચું છે. બૅન્કોના રાષ્ટ્રીયીકરણ બાદ ખેતીવાડી માટેનું ધિરાણ વધ્યું છે. મોટા ભાગના બૅન્કોના લાભ લેનાર મોટા ઉદ્યોગપતિઓ તથા મોટા વેપારીઓ છે. નાના દુકાનવાળા, કારીગરો, નોકરિયાતો વગેરેને ઘણું ઓછું ધિરાણ થયેલ છે.

## પોસ્ટલ બૅન્ક અને નાની બચત

વેપારી અને સહકારી બૅન્કો ઉપરાંત પોસ્ટ–ઑફિસ પણ સેવિંગ અને ફિક્સ્ડ વિભાગ ધરાવે છે. શહેરો ઉપરાંત મોટાં ગામો જ્યાં બ્રાન્ચ અને સબ ઑફિસો હોય છે ત્યાં ટપાલના કામ ઉપરાંત આ પ્રવૃત્તિ હાથ ધરાય છે. ૧૯૧૪–૧૮ ના પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન નાણાંનો ફુગાવો રોકવા તથા લોકોની ખરીદ–શક્તિ ઉપર અંકુશ રાખવા ૫, ૭, ૧૦ વર્ષીય રૂ. ૧૦, ૫૦ અને ૧૦૦ નાં પોસ્ટલ સર્ટિફિકેટો બહાર પાડવામાં આવ્યાં હતા.[૫૫] બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ૧૯૪૩ માં નૅશનલ સેવિંગ સર્ટિફિકેટો ૧૦ થી ૧૨ વર્ષની લાંબી મુદતનાં બહાર પાડવામાં આવ્યાં હતા. ૩ ટકા થી ૪$\frac{૧}{૨}$ ટકા જેટલું વ્યાજ પાંચથી ૧૨ વરસનાં સર્ટિફિકેટો ઉપર અપાતું હતું. ૧૯૫૧ માં દર વરસે વ્યાજ મળે એવાં ૧૫ વર્ષીય ઍન્યુટી સર્ટિફિકેટ બહાર પાડવામાં આવ્યાં હતાં. તેનો વ્યાજનો દર ૩$\frac{૧}{૨}$ ટકા હતો.[૫૬] આ ઉપરાંત વૉર–લોન દ્વારા પણ ભારત સરકારે રાજવીઓ તથા ધનિકો પાસેથી નાણું મેળવ્યું હતું.

૧૯૫૯–૬૦ માં રૂ. ૭૫૫ લાખનો લક્ષ્યાંક વટાવી જવામાં ભારતમાં વ્યક્તિગત સરેરાશ રાષ્ટ્રિય બચત યોજનામાં રૂ. ૨.૧૦ રોકાણ થયું હતું, જ્યારે ગુજરાતની આ બચત રૂ ૫.૩૩ હતી. રાજ્ય જેટલી બચત કરે છે તેની ૬૬ ટકા રકમ ભારત સરકાર રાજ્ય સરકારને વિકાસનાં કામો માટે પાછી આપે છે. નાની બચત–યોજના દેશના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપે છે.[૫૭]

## વીમો

વીમાના કારણે બચત અને કરકસરની ટેવ પડે છે. એ ઉપરાંત અકસ્માત અને અકાળ મૃત્યુના પ્રસંગે કુટુંબની આર્થિક ચિંતા દૂર કરવામાં એ સહાયભૂત થાય છે. અગાઉ અમદાવાદ શહેરમાં વિવિધ પ્રકારની ૭૪ વીમા કમ્પનીઓની ઑફિસો હતી. આ કમ્પનીઓ પૈકી એકનું વડું મથક અમદાવાદમાં હતું. બાકીની કમ્પનીઓ પૈકી ૪૨ કમ્પનીઓનું મુંબઈમાં, ૯ કમ્પનીઓનું કલકત્તામાં અને ૫ કમ્પનીઓનું દિલ્હીમાં વડું મથક હતું. યુ. એસ. એ.માં નોંધાયેલી એક કમ્પનીની ઑફિસ અમદાવાદમાં હતી.[૫૮] ગુજરાતી વેપારી અને ઉદ્યોગપતિઓએ આ ક્ષેત્રમાં પણ ઝંપલાવ્યું હતું. ૭૪ કમ્પનીઓ પૈકી ૧૫ કમ્પનીઓ જીવનવીમાનું કામ કરતી હતી.

સપ્ટેમ્બર ૧૯૫૬ થી જીવન વીમાનું રાષ્ટ્રીયકરણ થયું છે. પાર્લમેન્ટના ધારા નીચે જીવનવીમા નિગમની રચના કરાઈ છે ખાનગી ક્ષેત્રે પૂર આગ, દરિયાઈ અકસ્માત, વાહનો વગેરે અંગેનો વીમો ઉતારવાનું કામ હતું. ૧–૪–૧૯૬૪ થી જીવનવીમા નિગમે પણ આ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે.[૫૯]

જીવનવીમા નિગમનાં ગુજરાતમાં ત્રણ ડિવિઝન કે મુખ્યમથક અમદાવાદ, સુરત અને રાજકોટ ખાતે છે. અમદાવાદ જિલ્લામાં ન્યૂ ઇન્ડિયા જનરલ ઍસ્યૉરન્સ કમ્પનીને સામાન્ય વીમાનું કામ સોંપાયું હતું.[૬૦] આઝાદી પૂર્વ ઓરિયન્ટલ ગવર્નમૅન્ટ સિક્યોરિટી લાઇફ ઍસ્યૉરન્સ કં. લિ., ન્યૂ ઇન્ડિયા ઍસ્યૉરન્સ કં. લિ., ઇન્ડસ્ટ્રિયલ ઍન્ડ પ્રુડેન્શિયલ ઍસ્યૉરન્સ કં. લિ., ઓર્ડન ઇન્સ્યૉરન્સ કં. લિ.માં ગુજરાતીઓનો હિસ્સો મોટો હતો. જીવનવીમા વગેરેના રાષ્ટ્રીયકરણથી ઉદ્યોગો તથા ભારત સરકારને વિકાસ–કામો માટે મોટું ભંડોળ મળ્યું છે.

## ૯. સહકારી પ્રવૃત્તિ

૧૯૧૩ માં મૅક્લગન સમિતિની ભલામણ મુજબ ૧૯૦૪ નો કાયદો સુધારીને ખેતી ઉપરાંત ઔદ્યોગિક તથા અન્ય આર્થિક હેતુઓ માટે સહકારી

મંડળીઓ સ્થાપવાની કાયદાથી ભારત સરકારે જોગવાઈ કરી હતી. આનું અનુકરણ વડોદરા રાજ્યે કર્યું હતું. સહકારી ધારો ૧૯૧૪ થી અમલમાં આવ્યો હતો. મહેસાણા જિલ્લામાં "કડી પ્રાંત ખેડૂત સભા"એ સહકારી પ્રવૃત્તિ લોકપ્રિય બનાવવા મહત્ત્વનો ફાળો આપ્યો હતો. પરિણામે ૧૯૧૫-૧૬ માં સહકારી મંડળીઓની સંખ્યા ૬૦ થઈ હતી. અમરેલી જિલ્લામાં ખેતધિરાણ સહકારી મંડળીઓની સંખ્યા ૧૯૧૮-૧૯ માં ૭૯ થઈ હતી. સને ૧૯૧૯ માં વડોદરા રાજ્યે સહકારી ખાતું શરૂ કર્યું હતું.[61] ખેડા જિલ્લામાં ૧૯૧૩ સુધીમાં બીજી સાત મંડળી અસ્તિત્વમાં આવી હતી. પંચમહાલ જિલ્લામાં ૧૯૧૬ માં ૧૨ સહકારી મંડળી હતી. સને ૧૯૧૮ પછી પ્રાંતોમાં દ્વિરાજમુખી શાસન તળે સહકારી ખાતું પ્રાંતનો વિષય બન્યું અને ૧૯૨૫ માં મુંબઈ ધારાસભાએ "બૉમ્બે કો-ઑપરેટિવ સોસાયટીઝ ઍક્ટ" એ નામનો કાયદો પસાર કર્યો. આ કાયદાથી એક જ પ્રકારની જરૂરિયાતવાળા તમામ લોકોને સહકારી મંડળી શરૂ કરવા સગવડ અપાઈ છે.[62] ખેડા જિલ્લામાં ૧૯૨૦ સુધીમાં ૧૭ સહકારી મંડળી હતી. મહેસાણા જિલ્લામાં ૧૯૨૦ માં ૬૩ સહકારી મંડળી હતી. અમરેલી જિલ્લામાં ૧૯૧૮-૧૯ માં ૭૯ સહકારી મંડળી હતી.[63]

દેશી રાજ્યો પૈકી વડોદરા રાજ્ય ઉપરાંત ભાવનગર મોરબી ખંભાત લુણાવાડા રાજપીપળા જૂનાગઢ અને પોરબંદર રાજ્યમાં સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી હતી. ભાવનગરમાં ૧૯૧૬ માં સહકારી પ્રવૃત્તિ શરૂ થઈ હતી. ૧૯૧૭-૧૮ માં ૩૩૯ મંડળી હતી.[64]

૧૯૨૦ પછી જિલ્લામાં સહકારી મંડળીઓના ચેરમૅન અને સેક્રેટરીઓ તરીકે તકસાધુઓ પેસી ગયા હતા. અતિવૃષ્ટિ તથા હિમને કારણે ૧૯૨૬-૩૨ દરમ્યાન લગભગ ૩૫ જેટલી સહકારી મંડળી ફડચામાં ગઈ હતી. પરિણામે જિલ્લા સહકારી બૅન્ક પણ ફડચામાં ગઈ હતી. ત્યારબાદ નવ તાલુકાઓને આવરી લેતાં ત્રણ સુપરવાઇઝરી યુનિયન અસ્તિત્વમાં આવ્યાં હતાં. મંડળીના સભ્યોની આર્થિક સ્થિતિ તેમ દેવું ભરપાઈ કરવાની શક્તિ તપાસી ૧૦, ૧૫ અને ૨૦ વરસના વ્યાજના હપ્તા કરી દેવામાં આવ્યા હતા.[65] પંચમહાલમાં ૧૯૨૦-૧૯૨૩ દરમ્યાન દુકાળની અછત-પરિસ્થિતિ હતી. ઠક્કરબાપાના પ્રયાસથી ૧૯૨૧ માં ૩૩ ખેતધિરાણ મંડળી શરૂ થઈ હતી તે વધીને ૧૯૨૮ માં ૬૯ સહકારી મંડળી હતી. ૧૯૨૪ માં જિલ્લાના કાલોલ અને ગોધરામાં નાગરિક સહકારી બૅન્કો શરૂ થઈ હતી. અમદાવાદ જિલ્લો ખૂબ પાછળ હતો. ૧૯૨૭ માં ધંધુકા તાલુકાની ૭ સોસાયટી અને ધોળકા તાલુકાની બે સોસા-

પટીઓનું ૬૪ અને ૭૧ ટકા ધિરાણ મુદત વીતી ગયેલ બાકી તરીકે હતું. તાલુકાનાં તાલુકદારી તત્ત્વો અને શાહુકારો–વેપારીઓનાં જોડાણ અને ૧૯૨૯ પછીની વિશ્વવ્યાપી મંદી તથા અસહકારની લડતો પણ સહકારી પ્રવૃત્તિના વિકાસમાં અવરોધ–રૂપ બની હતી. ભરૂચ અને સુરત જિલ્લામાં સહકારી પ્રવૃત્તિ ઠીક વિકસી હતી. ૧૯૨૪–૨૫ માં સુરત જિલ્લામાં ૧૪૪ ખેત–ધિરાણ સહકારી મંડળી હતી. સુરત જિલ્લાના જહાંગીરપુરામાં સૌ–પ્રથમ સહકારી જીનિંગ ફેક્ટરી ૧૯૨૭ માં સ્થપાઈ હતી. ૧૯૩૮–૩૯ માં ભરૂચમાં ૧૫૯ ખેતધિરાણ સહકારી મંડળી હતી. આમ સુરત અને ભરૂચ જિલ્લામાં સહકારી પ્રવૃત્તિ દૃષ્ટિવાળા સહકારી કાર્યકરો તથા નિષ્ઠાવાન ખેડૂતોને લીધે વિકસી રહી હતી, જ્યારે ઉત્તર ગુજરાત, અમદાવાદ તથા ખેડા જિલ્લાઓમાં લોનના હપ્તા ૧૯૩૧ માં લંબાવવામાં આવ્યા છતા ઘણી રકમ ખેડૂતો પાસે બાકી હતી. ૧૯૨૭ માં ચાર લાખ ખેડૂતો અને ગણોતિયાઓ પૈકી ૪૪,૩૨૬ વ્યક્તિ સહકારી મંડળીનાં સભ્ય હતાં.[૬૬] ૧૯૨૫ થી ૧૯૪૦ દરમ્યાન બિનકાર્યદક્ષ મંડળીઓ ફડચામાં ગઈ હતી. આ ગાળો વિકાસને બદલે દૃઢી-કરણનો હતો.

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અનાજ ખાંડ કાપડ કેરોસીન વગેરેની માપબંધી થતાં લોકો પરેશાન થઈ ગયા હતા. સરકાર ખેડૂતો પાસેથી ફરજિયાત અનાજ ઉઘરાવતી હતી, આથી આ મુશ્કેલીમાંથી બચવા લોકોએ કન્ઝયુમર સ્ટોર શરૂ કર્યા હતા. મોટા ભાગની પ્રાથમિક ખેતધિરાણ સહકારી મંડળીઓનું સેવા સહકારી તથા વિવિધ કાર્યકારી સહકારી મંડળીઓમાં રૂપાંતર થયું હતું અને ધિરાણ ઉપરાંત બિયારણ ખાતર કપાસિયા ખોળ જંતુનાશક–દવાઓ વગેરે તથા ખેડૂતોનો પાક સંઘરી ફાયદાકારક રીતે વેચાણ કરવાનુ કાર્ય પણ હાથ ધરવાનું શરૂ થયું હતું.

ખેડા જિલ્લામાં ઇંદુલાલ યાજ્ઞિકે "ખરીદ–વેચાણ સંઘ" સ્થાપ્યો હતો. અનાજ ખરીદવાનું તથા અંકુશિત અને બિન–અંકુશિત માલનું વેચાણ કરવાનું ઉપાડી લીધું હતું. આ ઉપરાંત આણંદમાં આવી બીજી સંસ્થા સ્થપાઈ હતી. વડોદરા રાજ્યના વિસ્તારમાં પણ સેવા સહકારી ખરીદ વેચાણ મંડળીઓ તથા કન્ઝયુમર સહકારી મંડળીઓ વિવિધ ક્ષેત્રે ઊભી થઈ હતી.

સને ૧૯૪૧ માં પાંચ બ્રિટિશ જિલ્લાઓ પૈકી અમદાવાદ ભરૂચ–પંચમહાલ ખેડા અને સુરતમાં અનુક્રમે ૮૫, ૩૪૦, ૯૦ અને ૧૩૪ સહકારી મંડળી હતી. ભરૂચ અંકલેશ્વર અને વાગરા તાલુકાના કપાસ ઉગાડનારાઓને નાણાંની

ખૂબ જરૂર હતી. સહકારી મંડળીઓ એમને સહાયરૂપ થઈ હતી. સુરત અને ભરૂચમાં ૨૫ થી ૫૦ ટકા સુધી કપાસનું વેચાણ ને લોઢવાનું કામ સહકારી મંડળીઓ અને એમના જીનપ્રેસ દ્વારા ૧૯૫૮–૫૯ માં થયું હતું. ખેડા અને સાબરકાંઠામાં પણ એની શરૂઆત થઈ હતી

સૌરાષ્ટ્રમાં ભાવનગર રાજ્યે આ દિશામાં સુંદર કાર્ય કર્યું હતું. ૧૯૪૮ પહેલાં સૌરાષ્ટ્રમાં કુલ ૨૮૮ સહકારી મંડળીઓ હતી તે પૈકી ૨૧૭ એટલે ૭૫ ટકા એકલા ભાવનગર જિલ્લામાં હતી. બીજી મંડળીઓ જૂનાગઢ જિલ્લામાં હતી. કચ્છમાં આઝાદી પૂર્વે સહકારી પ્રવૃત્તિ હાથ ધરાઈ ન હતી.

ખેતી માટે ધિરાણ કરતી સહકારી મંડળીઓ સિવાય સેવા સહકારી મંડળીઓ, પશુવીમો ઉતારનારોની, ઔદ્યોગિક મજૂરોની, વણકરોની, શાકભાજી ઉગાડનારાઓની, જંગલ–કામદારોની, પિયત કરનારાઓની, સહકારથી ખેતી કરનારાઓની, મજૂરી કરનારાઓની, રૂ ઊગાડનારા, એને લોઢનારાઓની, માછીમારોની, કંસારાઓની, ચર્મઉદ્યોગકારોની, પગારદાર નોકરોની, મીઠું પકવનારાઓની, ઘર બાંધનારાઓની, દૂધ એકઠું કરી વેચાણ કરનારી, રબારી ભરવાડોની, ઘાસચારો પૂરો પાડનારાઓની મંડળીઓ આઝાદી પછી અસ્તિત્વમાં આવી છે. કપાસ ઉગાડનારાઓની ૧૯૫૯ માં ૩૯ મંડળી હતી. રબારી ભરવાડોની નાયકા અને બાવળામાં સહકારી મંડળી છે, પંચમહાલ ભરૂચ વડોદરા સુરત વલસાડ ડાંગ તથા જૂનાગઢ જિલ્લાઓમાં જંગલ સહકારી મંડળીઓ આવી છે. બારડોલી અને ગણદેવીમાં ખાંડઉદ્યોગ સહકારી ધોરણે ૧૯૫૫ અને ૧૯૫૬ થી ચાલે છે. ૧૯૪૬ થી ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સંઘ કામ કરે છે આણંદમાંનું 'અમૂલ' એનું સર્જન છે, એ મુંબઈ દૂધ મોકલે છે. ૧૯૫૭–૫૮ માં ૧૬૭ સહકારી મંડળી એની સાથે જોડાઈ હતી.

૧૯૫૧–૫૨ માં ૨૨૦ ખેતધિરાણ મંડળી હતી તે વધીને ૧૯૫૫–૫૬ માં ૪,૦૦૦ ઉપરાંત થઈ હતી. ૧૯૬૦ માં ખેતધિરાણ સહકારી મંડળીઓની સંખ્યા ૭,૪૪૧ હતી. બિનખેતી–ધિરાણ મંડળીઓની સંખ્યા ૧૯૬૧ માં ૮૪૧ હતી. જિલ્લા મધ્યસ્થ સહકારી બૅન્કની સંખ્યા ૧૯૬૦ માં ૧૬ હતી. ૧૯૫૧–૬૧ વચ્ચે સહકારી પ્રવૃત્તિનો ખૂબ વિકાસ થયો હતો.[૬૭]

શહેરી વિસ્તારમાં વેપારીઓ કારીગરો પગારદારો લઘુઉદ્યોગપતિઓ વગેરેને ધિરાણ કરતી નાગરિક સહકારી બૅન્કો અસ્તિત્વમાં આવી છે. તેઓ બચત અને કરકસરને ઉત્તેજન આપે છે. એનું ધિરાણ ૧૫ માસ સુધીનું ટૂંકા ગાળાનું હોય

છે. તેઓ વેપારી બૅન્કોના ધોરણે કામ કરે છે. પછાત વર્ગને મકાન માટે લોન પણ આપે છે. કચ્છમાં ગાંધીધામમાં અને સૌરાષ્ટ્રમાં ભાવનગર રાજકોટ જૂનાગઢ જામનગર સુરેંદ્રનગર અને અમરેલી જિલ્લાઓમાં એની સંખ્યા ૧૯૬૧ માં ૨૫ હતી. તળ-ગુજરાતના જિલ્લાઓમાં એની સંખ્યા ૫૧ હતી. બનાસકાંઠા અને ડાંગ ૧૯૬૦ માં એનાથી વંચિત હતાં. સૌથી વધારે નાગરિક બૅન્કો અમદાવાદ શહેરમાં છે.[૬૮]

રાજ્યકક્ષાએ અગાઉ 'બૉમ્બે પ્રોવિન્શિયલ કો-ઑપરેટિવ બૅન્ક' સીધી મદદ આપતી હતી તેનું સ્થાન બૉમ્બે સ્ટેટ કો-ઑપરેટિવ બૅન્કે ૧૯૫૬ સુધી લીધું હતું. જિલ્લા મધ્યસ્થ સહકારી બૅન્કો, નાગરિક સહકારી બૅન્કો, ઔદ્યોગિક સહકારી મંડળીઓ વગેરે એની સભ્ય છે. ૧૯૫૧ માં સૌરાષ્ટ્ર રાજ્યની રચના બાદ સૌરાષ્ટ્ર સ્ટેટ કો-ઑપરેટિવ બૅન્ક શરૂ કરવામાં આવી હતી. કચ્છ સ્ટેટ સેન્ટ્રલ કો-ઑપરેટિવ ફાઇનેન્સિંગ બોર્ડ હતું. ૧૯૬૦ થી સૌરાષ્ટ્ર કો-ઑપરેટિવ બૅન્ક સમગ્ર ગુજરાતની રાજ્યકક્ષાની ટોચની સહકારી બૅન્ક તરીકે કામ કરે છે. એ જિલ્લા મધ્યસ્થ બૅન્કોને ખેતીવાડી માટે ટૂંકા ગાળાની લોન આપે છે. એ ઉપરાંત સહકારી ક્ષેત્રમાં ખાંડનાં કારખાનાં તેલ-મિલો જીન-પ્રેસ વગેરેને પણ લોન આપે છે. દુકાળના વખતમાં ખેડૂતોને લોન ભરપાઈ કરવા મધ્યમ ગાળાની લોન આપે છે. નાગરિક બૅન્કો પણ એના દ્વારા લોન મેળવે છે.[૬૯]

રાજ્યકક્ષાની સહકારી બૅન્ક અને ગ્રામકક્ષાની પ્રાથમિક સહકારી મંડળી વચ્ચે જિલ્લા મધ્યસ્થ સહકારી બૅન્ક સાંકળ સમાન છે. ખેડા જિલ્લામાં ૧૯૨૦ માં એ શરૂ કરાયા બાદ ફડચામાં જતાં ૧૯૪૯ માં ફરી એ શરૂ કરાઈ હતી. મહેસાણા જિલ્લામાં એ ૧૯૧૭ થી કામ કરતી હતી. અમદાવાદ જિલ્લામાં પીપલ્સ કો-ઑપરેટિવ બૅન્ક ૧૯૨૨ માં શરૂ થઈ હતી. એ આ કામ કરતી હતી, પણ જિલ્લા મધ્યસ્થ સહકારી બૅન્ક ૧૯૫૪ માં શરૂ કરાઈ હતી. બનાસકાંઠા સાબરકાંઠા કચ્છ તથા સૌરાષ્ટ્ર જિલ્લાઓમાં ૧૯૫૯ માં એ શરૂ કરાઈ હતી. ૧૯૬૦ માં જિલ્લા મધ્યસ્થ સહકારી બૅન્કોની સંખ્યા ૧૬ હતી અને એની ૧૭૪ શાખા હતી. ટૂંકી અને મધ્યમ કક્ષાની ખેતીના કામ તથા જમીન-સુધારણા માટે ગામ સહકારી મંડળીઓને લોન આપે છે.[૭૦]

લાંબા ગાળાની લોન લૅન્ડ મૉર્ટગેજ બૅન્ક દ્વારા ખેડૂતોને મળે છે. વડોદરા રાજ્યમાં ૧૯૩૨-૩૩ માં લૅન્ડ મૉર્ટગેજ બૅન્ક સ્થપાઈ હતી, સૌરાષ્ટ્રમાં ૧૯૫૧ માં એ સ્થપાઈ હતી. ૧૯૪૬ થી ૧૯૫૪ દરમ્યાન તળ-ગુજરાતમાં પણ આ

પ્રયોગ કરાયો હતો. ૧૯૫૬ પછી સૌરાષ્ટ્રમાં સ્થાપેલી બૅન્કનો લાભ કચ્છને પણ મળ્યો છે. ૧૯૬૦ માં એની ૮૪ શાખા હતી.[૭૧]

આમ ખેતધિરાણ સહકારી મંડળીઓ, બિનખેતધિરાણ સહકારી મંડળીઓ, નાગરિક સહકારી બૅન્કો, જિલ્લા મધ્યસ્થ અને રાજ્યની સહકારી બૅન્કો તથા લૅન્ડ મૉર્ટગેજ બૅન્કો (જમીન-વિકાસ બૅન્કો) ખેડૂતો વેપારીઓ કારીગરો, લઘુઉદ્યોગપતિઓ પગારદાર નોકરો તથા સામાન્ય જનતાના ગરીબ અને મધ્યમ વર્ગના લોકોને આશીર્વાદરૂપ છે.

## ૧૦. ઔદ્યોગિક વિકાસ[૭૨]

વીસમી સદીના પ્રથમ દસકા દરમ્યાન સ્વદેશીની ચળવળ તથા પરદેશી કાપડના બહિષ્કારને કારણે સુતરાઉ કાપડના ઉદ્યોગનો અમદાવાદ વડોદરા ભાવનગર નડિયાદ નવસારી કલોલ સિદ્ધપુર વગેરે કેંદ્રોમાં વિકાસ થયો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) અને બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન આયાતો બંધ થતાં કાપડ-ઉદ્યોગ ઉપરાંત દવા રસાયણ રંગ સિમેન્ટ અને માટી ઉપર આધારિત ઉદ્યોગો તેમ ડેરી ઇજનેરી વગેરે ઉદ્યોગો વિકસ્યા હતા.

સને ૧૯૧૫ માં ગુજરાતમાં કુલ ૬૧ સુતરાઉ કાપડની મિલોમાં ૧૩,૩૩,૨૦૬ ત્રાક અને ૨૬,૦૩૪ સાળ હતી તે વધીને ૧૯૪૭ માં ૧૦૪ મિલોમાં ૨૮,૩૯,૫૨૬ ત્રાક અને ૧૭,૩૩૮ સાળ થઈ હતી. એકલા અમદાવાદમાં ૭૮ મિલ હતી. તળ-ગુજરાતનાં અન્ય કેંદ્રોમાં ૧૯૧૫ માં ૧૮ મિલ, ૩,૨૧,૯૭૨ ત્રાક અને ૫,૨૬૪ સાળ હતી. ૧૯૪૬ માં આ સંખ્યા વધીને ૨૬ મિલ, ૫,૧૦,૦૦૦ ત્રાક અને ૧૦,૬૨૫ સાળ થઈ હતી. સૌરાષ્ટ્રમાં ૪ મિલ, ૩૫,૬૧૮ ત્રાક અને ૭૦૭ સાળ હતી. કચ્છમાં ૧૯૩૯ માં અંજારમાં એક મિલ શરૂ કરાઈ હતી. આ ઉદ્યોગને જાપાન તથા માન્ચેસ્ટરની હરીફાઈનો સામનો કરવો પડયો હતો. શાહી પસંદગીની નીતિને કારણે ઇંગ્લૅન્ડને લાભ મળ્યો હતો, જ્યારે જાપાનની કાપડની આયાત ઉપર ભારે જકાત લાદવામાં આવી હતી. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ૧૦૬ દિવસ મિલો બંધ રહી હોવા છતાં ત્રણ પાળીઓમાં મિલો ચલાવી મિલ-માલિકોએ ભારે નફો કર્યો હતો. આ ઉદ્યોગમાં ૮૫,૦૦૦ થી વધુ લોક રોકાયેલા હતા.

૧૯૪૭ માં દેશ આઝાદ થતાં પરદેશી આયાતો ઉપર અંકુશ આવ્યો હતો અને ઔદ્યોગિક નીતિમાં પણ પલટો આવ્યો હતો. કાપડની આયાત કરનાર દેશ મટીને ૧૯૪૦ પછીથી કાપડની નિકાસ કરનાર દેશ બન્યો હતો. ૧૯૫૦ માં સમગ્ર ગુજરાતમાં સુતરાઉ કાપડની ૧૦૯ મિલોમાં ૨૮,૨૬,૫૭૬ ત્રાક અને ૫૫,૬૪૨

સાળ હતી. ઑટોમૅટિક સાળો પણ દાખલ કરાઈ હતી. સૌરાષ્ટ્રની મિલો જાડું તથા મધ્યમ બરનું કાપડ તૈયાર કરતી હતી, જ્યારે અમદાવાદની મિલો ૨.૫ ટકા જાડું અને બાકીનું ફાઇન અને સુપરફાઇન કાપડ તૈયાર કરતી હતી. ૧૯૫૯ માં ત્રણ મિલ બંધ પડવા છતાં ૧,૦૫,૨૫૬ ત્રાક અને ૬૫૬ સાળ વધી હતી. ગુજરાતનું કાપડ દેશના બધા ભાગોમાં ૧૯૫૮–૫૯ માં ૭ લાખ ઉપરાંત ગાંસડી ગયું હતું. ૫ ટકા કાપડની પરદેશમાં નિકાસ થાય છે. ગુજરાતમાં દેશના કાપડ-મિલ-ઉદ્યોગની ૨૨ ટકા ત્રાક, ૨૭ ટકા સાળ છે. કાપડ-ઉત્પાદનમાં એનો હિસ્સો ૩૦ ટકા જેટલો છે. ૧૯૬૦–૬૧ માં ૨૫.૪૪ કરોડ રતલ સૂતર અને ૧૨૬.૪૨ કરોડ વાર કાપડનું ઉત્પાદન થયું હતું તેમાં ૧,૯૧,૭૬૨ લોક રોકાયેલા હતા. ૧૯૫૯–૬૦ માં ગૃહઉદ્યોગ અને લઘુ ઉદ્યોગ નીચે ૧૭,૩૦૭ અને ૨૪૩ એકમ હતા. એ દ્વારા ૫૪,૬૨૨ લોકોને રોજી મળતી હતી.

ગુજરાતમાં ગાલીચા લાયક બરછટ ઊનનું ઉત્પાદન થાય છે. ગરમ કાપડ માટે ટૉપ્સ અને યાર્નની ઑસ્ટ્રેલિયાથી આયાત થાય છે. ૧૯૪૮ થી જામનગર અને વડોદરા ખાતે ગરમ કાપડની બે મિલ શરૂ થઈ છે. ધાબળા ઉપરાંત વિવિધ પ્રકારનું ગરમ કાપડ એ તૈયાર કરે છે. ૧૯૫૯ માં એમાં ૧,૬૩૦ લોકોને રોજી મળતી હતી. ગૃહઉદ્યોગ તરીકે ગઢડા અમરેલી સાવરકુંડલા તથા ઉત્તર ગુજરાત અને કચ્છમાં ધાબળા બને છે. રેશમી અને આર્ટ સિલ્ક-માનવસર્જિત રેસામાંથી કાપડ બનાવવાનો ઉદ્યોગ સુરતમાં વિકસ્યો છે. ૧૯૪૦ માં સુરતમાં રેશમી કાપડ બનાવતાં ૪૬ કારખાનાં અને ૧,૦૮૧ લૂમ હતી. રેશમ કાશ્મીર બંગાળ મૈસૂર ચીન અને જાપાનથી આયાત કરાતું હતું, જ્યારે કૃત્રિમ રેશમ (રાયન)નું સૂતર ઇંગ્લૅન્ડ જર્મની જાપાન અને ઇટાલીથી આયાત કરાતું હતું. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન કૃત્રિમ રેશમના સૂતરની આયાત બંધ થઈ હતી. ૧૯૩૬–૩૭ માં ૬૦,૦૦૦ રતલ સ્ટેપલ ફાઇબરનો સુરતે ઉપયોગ કર્યો હતો. ત્યારબાદ એનો વપરાશ વધીને દર માસે ૪૦,૦૦૦ રતલ થયો હતો. ૧૯૬૨ માં આખા દેશની યંત્રસાળો પૈકી ૩૫ ટકા યંત્રસાળો અને કારખાનાંઓ પૈકી ૫૦ ટકા સુરતમાં છે. ૧૯૬૨ એકમોની ૧૬,૬૫૨ સાળો દ્વારા ૧૮૬ લાખ વાર કાપડ ઉત્પન્ન થયું હતું. આ ઉદ્યોગમાં રૂ. ૧૦ કરોડની મૂડી રોકાયેલી છે અને ૨૫,૦૦૦ કારીગરોને રોજી મળે છે. આ ઉદ્યોગ ગૃહ-ઉદ્યોગ તરીકે પણ વિકસ્યો છે. સુરત ઉપરાંત અમદાવાદ ભાવનગર નડિયાદ વગેરેમાં કૃત્રિમ રેશમી કાપડનાં કારખાનાં છે. પાટણ ધોળકા ઊંઝા વગેરેમાં પટોળાં કિનખાબ અને મશરૂ બને છે

અમદાવાદમાં આ ઉપરાંત હોઝિયરી–ઉદ્યોગ ૧૯૨૦ પછીથી વિકસ્યો છે. અમદાવાદનાં આઠ કારખાનાં અને ભાવનગરના એક કારખાનામાં બીજા વિશ્વયુદ્ધ પહેલાં ૧૪,૯૭૪ માણસોને રોજી મળતી હતી. સુરત અને વડોદરામાં પણ આવાં કારખાનાં છે. ૧૯૬૨ માં જીન–પ્રેસનાં ૪૭૧ કારખાનાં હતાં તેમાં ૪૫,૫૧૧ લોક કામ કરતા હતા. રંગાટી અને છાપકામના ૧૯૫૯-૬૦ માં ૧,૬૩૪ એકમ હતા તે દ્વારા ૩,૯૮૦ લોકોને રોજી મળતી હતી. કૃત્રિમ રેશમી કાપડ માટેનું સૂતર તૈયાર કરવાનાં કારખાનાં સુરત અને વેરાવળમાં છે. કૃત્રિમ રેશમી કાપડ અરબસ્તાન ઇરાક પૂર્વ–આફ્રિકા બહેરીન એડન વગેરે પરદેશમાં તથા ભારતના અન્ય ભાગોમાં જાય છે.

## મીઠાનો ઉદ્યોગ

આઝાદી બાદ આ ઉદ્યોગ વિકસ્યો છે. ૧૯૪૭ પૂર્વે એનુ ઉત્પાદન ચાર લાખ ટન હતું. ગુજરાત સમગ્ર દેશના મીઠાના ઉત્પાદનનો ૫૦ ટકા હિસ્સો ધરાવે છે. એનું ઉત્પાદન ૧૯૬૦ સુધી ૧૬ લાખ ટન થયું હતું. સૌરાષ્ટ્ર અને કચ્છનો એમાં મુખ્ય હિસ્સો છે. ખારાઘોડા ખંભાત ધારાસણા વગેરે સ્થળોએ તળ-ગુજરાતમાં મીઠાનું ઉત્પાદન થાય છે. મીઠાની આડ પેદાશનાં કારખાનાં મીઠાપુર ધ્રાંગધ્રા અને ખારાઘોડામાં છે. ભાવનગરમાં નમક–સંશોધન સંસ્થા છે.

## રસાયણ–ઉદ્યોગ

ગુજરાતમાં મીઠું અને ચૂનાની વિપુલતાને લીધે આ ઉદ્યોગ વિકસ્યો છે. એક ટન સોડા એશ બનાવવા માટે ચાર ટન મીઠું અને ચૂનો જોઈએ છે. ૧૯૫૧ માં ધ્રાંગધ્રા અને મીઠાપુરનાં કારખાનાંઓનું સોડા એશનું ઉત્પાદન ૪૮,૬૦૦ ટન હતું ૧૯૬૦–૬૧ માં સમગ્ર દેશમાં સોડા એશનુ ઉત્પાદન ૧,૪૭,૬૦૮ ટન હતું. આ પૈકી ૧,૩૭,૬૨૨ ટન ગુજરાતમાં પેદા થયેલ. ગુજરાતનો હિસ્સો ૯૫ ટકા જેટલો છે. આ કારખાનાં કૉસ્ટિક સોડા, ક્લોરિન, બ્લીચિંગ પાઉડર, મૅગ્નેશિયમ ક્લોરાઇડ, મૅગ્નેશિયમ સલ્ફેટ, બ્રોમિન વગેરે બનાવે છે. અમદાવાદ વડોદરા ખારાઘોડા ભાવનગર નડિયાદ આણંદ સુરત વગેરે સ્થળોએ કેટલાંક કારખાનાં છે. આ બધાં કારખાનાં મીઠાનો અને ગંધકનો તેજાબ, ઍપ્સમ અને ગ્લોબર સૉલ્ટ, એલ્યુમિના સલ્ફેટ, ફટકડી, ઑકઝાલિક ઍસિડ, જંતુઘ્ન દ્રવ્યો, રેક્ટિફાઇડ અને મેથિલેટેડ સ્પિરિટ, સુપર ફૉસ્ફેટ, સ્ટાર્ચ વગેરે બનાવે છે. વડોદરામાં ફોટોગ્રાફીનાં રસાયણ બને છે. સૌરાષ્ટ્રમાં સોડિયમ સિલિકેટનાં ઘણાં કારખાનાં છે. આ

ઉપરાંત ઑક્સિજન એસિટિલિન અને કાર્બન ડાયૉક્સાઇડ ગૅસ બનાવવાનાં કારખાનાં છે.

ગુજરાતમાં વડોદરામાં ખાતરનું કારખાનું છે. બીજાં નાનાં કારખાનાં ભાવનગર વગેરે સ્થળોએ છે. અહીં ઍમોનિયમ સલ્ફેટ વગેરે નાઇટ્રોજન-યુક્ત યુરિયા અને એમોનિયમ ફોસ્ફેટ ખાતર બને છે. ભાવનગરમાં સુપરફોસ્ફેટ બનાવવાનું કારખાનું છે. ગુજરાતમાં ખનીજ તેલ મળી આવતાં પેટ્રોકેમિકલ ઉદ્યોગનો વિકાસ થયો છે. એનું શુદ્ધીકરણ કરવાથી વિવિધ પેટ્રોલિયમ પેદાશ મળે છે. કોયલીમાં ૪૫ લાખ ટન ક્રૂડ ઑઇલ શુદ્ધ કરવાનું કારખાનું છે.

## કાચ-ઉદ્યોગ

ગુજરાતમાં કપડવંજ મોરબી અને સંતરામપુરમાં કાચની વસ્તુઓ બનાવવાનાં કારખાનાં હતાં તેમાં વડોદરા અને વલ્લભ વિદ્યાનગરનાં કારખાનાંઓનો ઉમેરો થયો છે. અહીં આભલાં બંગડીઓ શીશીઓ, પોકળ વાસણો, પ્યાલા, કાચની શીશીઓ, શીટ-ગ્લાસ વગેરે બને છે ઍલેમ્બિક અને વિદ્યાનગરનાં કારખાનાં અદ્યતન સામગ્રી બનાવે છે. ઈ. સ. ૧૯૫૯ માં લઘુઉદ્યોગ નીચે બે કારખાનાંઓમાં ૨૧ માણસ અને મોટાં ત્રણ કારખાનાંઓમાં ૧,૧૮૭ માણસ રોકાયેલા હતા. સુરેંદ્રનગરમાં થર્મોમીટર બનાવવાનું કારખાનું શરૂ થયું હતું. હાલ એ બંધ છે.

## સિમેન્ટ-ઉદ્યોગ

દ્વારકા પોરબંદર રાણાવાવ સિક્કા અને સેવાલિયામાં સિમેન્ટનાં કારખાનાં છે. ચૂનાના પથ્થરોની વિપુલતા સૌરાષ્ટ્રના દરિયાકાંઠે ગોપનાથથી ઓખા સુધી છે. ૧૯૬૦-૬૧ માં સિમેન્ટનું ૧૦ લાખ ટન ઉત્પાદન હતું. ૧૯૫૯ માં ચાર હજાર માણસોને રોજી મળતી હતી. સિમેન્ટની વસ્તુઓ બનાવવાનાં ૧૯૫૮ માં ૨૭ કારખાનાં હતા તે દ્વારા ૮૯૨ માણસોને રોજી મળતી હતી.

## ઇજનેરી ઉદ્યોગ

આ ઉદ્યોગનો વિકાસ બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન યંત્રો અને એના છૂટક ભાગોની આયાત અટકી જતાં થયો છે. મિલનાં યંત્રો વગેરેનાં ૧૯૪૭ પહેલાં ૮૦ કારખાનાં હતાં તે પૈકી ૭૫ અમદાવાદમાં હતાં. ઇજનેરી ઉદ્યોગનાં મુખ્ય મથક અમદાવાદ વડોદરા નડિયાદ સુરત નવસારી રાજકોટ ભાવનગર સુરેંદ્રનગર વગેરે છે. એકલા અમદાવાદમાં ૨૫૦ ઉપરાંત નાનાંમોટાં કારખાનાં છે; વડોદરામાં ૧૫, આણંદ અને નડિયાદમાં ૩૦ છે. સુરતમાં ઉદ્યોગને લગતાં યંત્ર અને રાજકોટમાં ઑઇલ એન્જિન

તથા પમ્પ અને લોખંડનું ફર્નિચર બનાવવાનાં કારખાનાં છે. ઇલેક્ટ્રિકલ સામાન વડોદરા શિહોર અને જામનગરમાં બને છે. કલોલ વિસનગર અને મહેસાણામાં ઑઇલ એન્જિન બને છે. અમદાવાદ વડોદરા અને ભાવનગર વગેરે સ્થળોએ સ્ટીલ રિ-રોલિંગ મિલો છે. સને ૧૯૫૯ માં પોલાદ અને લોખંડ બનાવતાં ૧૩ નાનાં અને બે મોટાં કારખાનાંઓમાં ૪૫૦ કારીગર કામ કરતા હતા. સાઇકલના ભાગ બનાવનારાં બે કારખાનાંઓમાં ૧૯૬૦ માં રૂ. ૨૨ લાખનો માલ તૈયાર થયો હતો. સીવવાના સંચા બનાવવાનાં બે કારખાનાં છે. વીજળીના પંખા નવસારીમાં બને છે. જનરલ અને ઇલેક્ટ્રિકલ ઇજનેરી સામાનનાં ૩૭૫ અને ૩૭ નાનાં અને મોટાં કારખાનાં હતાં તેમાં ૧૧,૭૪૫ લોક કામ કરતા હતા રેલવેની વર્કશૉપો દ્વારા ૮,૧૬૫ લોકો રોજી મેળવતા હતા. કાપડ-ઉદ્યોગની મશિનરી અને એના ભાગો બનાવતાં ૧૦૮ નાનાં અને ૨૧ મોટાં કારખાનાંઓ દ્વારા ૬,૧૯૮ લોકોને રોજી મળતી હતી. મોરબી અને અમદાવાદમાં ઘડિયાળો બને છે. ૧૯૬૦ અને ૧૯૬૧ માં ૫૦ અને ૭૦ હૉર્સપાવરની ઇલેક્ટ્રિક મોટરો બની હતી. ડીઝલ એન્જિનની સંખ્યા ૧૯૬૦ અને ૧૯૬૧ માં ૧,૪૮૯ અને ૧,૫૯૭ હતી. ૨૩,૦૦૦ પંપો, ૩૯ હેક્સો બ્લેડ અને ૧૫૬ હજાર ગ્રોસ લાકડાના સ્ક્રૂ બન્યા હતા. ઇજનેરી સામાનનાં ૩૪૧ કારખાનાંઓ દ્વારા ૧૧,૩૫૮ માણસોને રોજી મળતી હતી. વીજળીનાં યંત્રોનાં કારખાનાંઓમાં અનુક્રમે ૨૮૧ અને ૨,૩૫૨ માણસ કામ કરતા હતા. ઇતર ધાતુના ૧૧૮ કારખાનાંઓમાં ૨,૪૬૯ માણસ કામ કરતા હતા.

## અન્ય ઉદ્યોગો

પિત્તળ અને તાંબાનાં વાસણો, ટ્રંક તિજોરી ટબ વગેરે બનાવવાનાં કારખાનાં શિહોર વઢવાણ ધ્રાંગધ્રા મોરબી વિસનગર અમદાવાદ વડોદરા ડભોઈ ખંભાત નવસારી સુરત નડિયાદ ભરૂચ પાટણ ભાવનગર ગોધરા વલસાડ મહેસાણા બાલાસિનોર ડાસરા ડાકોર ઝાલોદ દેવગઢ-બારિયા વગેરે સ્થળોએ છે.

ચીનાઈ માટીનાં વાસણો-કપ રકાબી બરણીઓ અને સૅનિટરી વેર નળિયાં રિફ્રેક્ટરીઝ વગેરે વસ્તુઓ બનાવવાનાં કારખાનાં થાન ધ્રાંગધ્રા મોરબી વાંકાનેર શિહોર બીલીમોરા અમદાવાદ વગેરે સ્થળોએ છે. મોરબીમાં ૧૯૨૬ માં પરશુરામ પૉટરી શરૂ કરાઈ હતી. જામનગર વાગડિયા રામપરડા અને ચોરવાડમાં આવાં કારખાનાં છે. પરશુરામ જૂથનાં કારખાનાંઓની ૧૦ હજાર ડઝન ચીનાઈ માટીનાં વાસણ બનાવવાની શક્તિ ૧૯૪૭ પૂર્વે હતી. બીલીમોરા ગણદેવી ને મોરબીમાં મૅંગ્લોરી ટાઇલ્સ બને છે. થાન અને રણસીપુરમાંથી ચાઇના-ક્લે અને ફાયર-ક્લે વગેરે મળે છે. ૧૯૫૯ માં ૭ નાનાં અને ૧૧ મોટાં કારખાનાંઓ દ્વારા ૨,૭૦૩

માણસોને રોજી મળતી હતી. ઈંટ અને લાદી બનાવનારા ૧૧,૪૯૭ એકમો દ્વારા ૪૦,૪૪૧ લોકોને રોજી મળતી હતી.

રંગનાં કારખાનાં જામનગર ભાવનગર મોરબી અમદાવાદ વગેરે સ્થળોએ આઝાદી પૂર્વે આવેલાં હતાં. ત્યારબાદ વલસાડ નજીક "અતુલ"નું કારખાનું ૨૯ જાતના એસિડ, રંગો, સલ્ફર બ્લેક, જેડ–ગ્રીન વગેરે રંગો બનાવે છે. ૧૯૬૧ માં બધા પ્રકારના રંગોનું ૨,૪૮૫ ટન ઉત્પાદન થયું હતું. વડોદરા અમદાવાદ અને વલ્લભ વિદ્યાનગરમાં કેટલાંક નાનાં કારખાનાં આવેલાં છે.

દવાનો ઉદ્યોગ વડોદરા અમદાવાદ અતુલ આણંદ નડિયાદ ભાવનગર વરતેજ રાજકોટ સુરત વગેરે સ્થળોએ વિકસ્યો છે. અતુલમાં લેડરલીના સહયોગથી એન્ટિ-બાયોટિક વગેરે દવાઓ બને છે. વડોદરામા એલેમ્બિક અને સારાભાઈ કમ્પની (સ્કીબના સહકારથી) વિટામિન્સ, ઍન્ટિબાયોટિક દવાઓ, કેફીન, ઇથીલ ક્લોરાઈડ તથા ૧૦૦ જાતની દવાઓ બનાવે છે. અંકલેશ્વરની ઔદ્યોગિક વસાહતોમાં ભારતની મોટા ભાગની દવાની કમ્પનીઓએ પોતાનાં કારખાનાં નાખ્યાં છે. દવાની કુલ ૧૦૮ કમ્પની અમદાવાદ ખેડા વડોદરા સુરત રાજકોટ ભાવનગર વગેરે જિલ્લાઓમાં છે. ૧૯૬૦ માં તેઓનું રૂ. ૧૩.૯૦ કરોડનું રોકાણ હતું અને ૭,૮૩૩ લોક રોજી મેળવતા હતા. ૧,૧૦૧ ફાર્મેલોજિકલ દ્રવ્ય, ૧૪૭ ફાઇન કેમિકલ દ્રવ્ય, ૮૮૭ પેટન્ટ વગેરે દ્રવ્ય અને ૫૭ ઇતર દ્રવ્ય એમ કુલ ૨,૧૯૨ દ્રવ્ય બનાવાતાં. એની કિંમત રૂ. ૧૮.૧૦ કરોડ હતી.

ડેરી–ઉદ્યોગનો વિકાસ ખેડા અને મહેસાણા જિલ્લામાં થયો છે. ખેડા અને અમદાવાદ જિલ્લામાં ૩૭ અને ૧૬ ક્રીમરી છે. પૉલસન ડેરી ઘી માખણ વગેરેનું દૂધ ઉપરાંત મોટા પાયા ઉપર ઉત્પાદન કરતી હતી. મલાઈ કાઢી લીધેલા દૂધમાંથી કેસિન બનાવાય છે. આણંદથી ૧૯૪૧ થી દૂધ પેસ્ચ્યુરાઇઝ કરીને મુંબઈ મોકલાય છે. આણંદની અમૂલ ડેરી સહકારી ધોરણે દૂધ મેળવી માખણ ઘી તેમ દૂધનો પાઉડર વગેરે બનાવે છે. મહેસાણાની સાગર–ડેરી આ ધોરણે કામ કરે છે. ભાવનગર રાજકોટ પાલનપુર જૂનાગઢ વડોદરા અમદાવાદ વગેરે સ્થળોએ જિલ્લા ઉત્પાદક સંઘો ડેરીનું સંચાલન કરે છે. આ ઉપરાંત માવો અને ઘી કચ્છ સુરેંદ્ર-નગર ખેડા મહેસાણા જૂનાગઢ વગેરે જિલ્લાઓમાં બને છે.

મત્સ્ય–ઉદ્યોગનો વિકાસ આઝાદી બાદ થયો છે. ૧૯૪૭–૪૮ માં તળ–ગુજરાત અને સૌરાષ્ટ્રમાં અનુક્રમે ૩,૯૫૮ અને ૩,૬૬૭ ટન માછલી પકડવામાં આવી હતી, જેની કિંમત અનુક્રમે રૂ ૧૮ અને ૧૬.૨ લાખ હતી. ૧૯૫૯–૬૦ માં ૨.૬ કરોડની કિંમતની ૮૫,૦૦૦ ટન માછલી પકડવામાં આવી હતી તે પૈકી ૮૫ ટકાની

નિકાસ થઈ હતી. ૩,૭૦૦ હોડી અને ૩૪૮ યાંત્રિક હોડી એમાં રોકાયેલી હતી. સૌરાષ્ટ્રનો જાફરાબાદથી ઓખા સુધીનો કિનારો પોમ્ફ્રેટ બુમલા શાર્ક પ્રોન વગેરેથી સમૃદ્ધ છે. ઓખાથી જામનગર સુધીના દરિયામાંથી મોતી અને શંખ મળે છે. માંગરોળ અને પોરબંદર વચ્ચેના સમુદ્રમાં શાર્ક માછલી છે તે શાર્ક–લીવર ઑઇલ આપે છે. દક્ષિણ સૌરાષ્ટ્રના કિનારે દક્ષિણ ગુજરાતના માછીઓ માછીમારી માટે શિયાળામાં આવે છે. હાલ માછલીઓનું ૨.૨૦ લાખ ટન ઉત્પાદન છે.

બારેજડી પારડી બાવળા રાજકોટ ભાવનગર દિગ્વેંદ્રનગર (જિ. અમદાવાદ) વગેરે સ્થળોએ કાગળ અને પૂઠાં બનાવવાનાં કારખાનાં છે. ૧૯૫૧ માં એનું ઉત્પાદન ૫૦૩૧ ટન હતું. ૧૯૫૯ માં ૪ નાનાં અને ૬ મોટાં કાગળ અને પૂઠાં બનાવવાનાં કારખાનાં હતાં. એમાં ૧,૬૧૦ માણસ રોકાયેલા હતા. ૧૯૬૨ માં કારખાનાંની સંખ્યા ૨૨ થઈ હતી.

રબરની વસ્તુ બનાવવાનાં કારખાનાં વડોદરા ભાવનગર અમદાવાદ વગેરેમાં છે. ૧૯૬૧ માં ૪૨૦ હજાર પગરખાંની જોડી બની હતી. વડોદરાનું કારખાનું રબર અને એબોનાઇટના રોલરો, રબરના બફરો, એબોનાઇટ શીટ, રૉડ, બુશિંગ વગેરે તૈયાર કરે છે. ૧૯૬૨ માં રબરની વસ્તુઓ બનાવતાં ૧૫ કારખાનાં હતાં તેમાં ૮૫૦ લોક રોકાયેલા હતા. રબરના ફુગ્ગા ૧૯૬૦ માં ૧૯ હજાર બન્યા હતા.

સાબુનાં કારખાનાં કપડવંજ વાડાસિનોર વઢવાણ મોડાસા પ્રાંતીજ લુણાવાડા વગેરે સ્થળોએ અગાઉ હતાં. સૌરાષ્ટ્રમાં તેલ સોડા ઍશ, કૉસ્ટિક સોડા સોડિયમ સિલિકેટ વગેરેનું સ્થાનિક ઉત્પાદન છે. કોપરેલ બહારથી મંગાવવું પડે છે. ૧૯૫૭ માં સૌરાષ્ટ્રમાં ૨૧૨ કારખાનાં હતાં, જે પૈકી ૭ મોટાં હતાં. સાબુનાં કારખાનાં અમદાવાદ વડોદરા સુરેંદ્રનગર ભાવનગર રાજકોટ, મોરબી પોરબંદર મહેસાણા સિદ્ધપુર પાટણ કડી વિસનગર નડિયાદ કપડવંજ આણંદ ભૂજ અંજાર માંડવી ગોધરા ભરૂચ સુરત વલસાડ નવસારી વગેરે સ્થળોએ છે. ગુજરાતનાં સાબુનાં કારખાનાંઓની ક્ષમતા ૪,૮૮૪ ટન હતી. ૧૯૬૦ અને ૧૯૬૧ માં ૩૮૫ અને ૫૮૫ ટન સાબુ બન્યો હતો. ૧૯૫૯–૬૦ માં નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો તરીકે ૩૦૭ અને ૪૫ એકમ હતા તેમાં ૧,૮૭૧ લોક રોકાયેલા હતા. ગુજરાતમાં નહાવાનો સુગંધી સાબુ બનતો નથી અને ગ્લિસિરાઇન છૂટું પડાતું નથી.

જરી કસબ ઉદ્યોગ માટે સુરત જાણીતું છે. સુરતમાં ૧,૮૦૦ કારખાનાંઓ દ્વારા ૩૦,૦૦૦ લોક રોજી મેળવતા હતા. અગાઉ ચાંદી અને સોનાના તારનો ઉપયોગ થતો હતો, હવે ખોટી જરી વપરાય છે. ૧૯૬૦ માં રૂ. ૧૨ લાખની

જરીની નિકાસ થઈ હતી. જરીનું વાર્ષિક ઉત્પાદન રૂ. ૭ કરોડનું છે અને ઉદ્યોગોમાં રૂ. ૫ કરોડનું રોકાણ થયેલ છે.

ચર્મઉદ્યોગનો ગુજરાતમાં વિકાસ થયો નથી. વૉશર્સ પીકર્સ લેસ પટા વગેરે કડી અમદાવાદ ભરૂચ ખંભાત અને નડિયાદમાં બને છે. રાજકોટ ભેસાણ વગેરે સ્થળે ટેનરી છે. ૧૯૬૦ અને ૧૯૬૧ માં ચામડાના પટાનું ઉત્પાદન ૫,૧૭૯ અને ૧૩,૦૦૨ કિ. ગ્રા. હતું. ૩૭ અને ૪૭ ટન પીકિંગ બૅન્ડનું ઉત્પાદન ૧૯૬૦ અને ૧૯૬૧ માં થયું હતું. આ ગાળા દરમ્યાન પીકર્સનું ઉત્પાદન ૧,૦૯,૯૦૦ નંગ હતું. ૧૯૬૦ અને ૧૯૬૧ માં ૧૪ અને ૧૬ હજાર ચામડાં વનસ્પતિ-પદ્ધતિથી પકવવામાં આવ્યાં હતાં.

તમાકુનું ઉત્પાદન ખેડા જિલ્લામાં વિશેષ થાય છે તેથી ત્યાં એની ખળીઓ વિશેષ છે. ગૃહઉદ્યોગ તરીકે બીડી બનાવવાનો ઉદ્યોગ ગુજરાતનાં મોટા ભાગનાં શહેરોમાં છે. કડીમાં છીંકણી અને શિહોરમાં દાંતે ઘસવાની બજર બને છે. ૧૯૫૧ માં ૧૮,૦૦૦ માણસ બીડી બનાવવામાં રોકાયા હતા. છીંકણી બનાવવામાં ૯૬૦ લોક રોકાયેલા હતા. સને ૧૯૫૯ માં ૧૪૮ અને ૩૦ નાનાં મોટાં કારખાનાં હતાં તેમાં ૫,૮૦૦ મણસોને રોજી મળતી હતી.

લક્કડકામ માટે પાવરથી સંચાલિત ૩૩૮ અને બિન-પાવરથી સંચાલિત ૨૨,૮૯૬ એકમ હતાં. ૩૩,૬૫૩ લોકોને એ દ્વારા ૧૯૫૯-૬૦ માં રોજી મળતી હતી. ગોધરા ઈડર અમદાવાદ સુરત લુણાવાડા વાડાસિનોર મોડાસા મહુવા સંખેડા ભાવનગર જૂનાગઢ સંતરામપુર વગેરે ખરાદીકામ માટે જાણીતાં છે. વિસનગર વાંસદા સુરત નવસારી અમદાવાદ વગેરે કાષ્ઠશિલ્પ માટે જાણીતાં છે. અમદાવાદ વડોદરા સુરત નડિયાદ ભાવનગર રાજકોટ અને જામનગરમાં મોટરની બૉડી બાંધવાનાં કારખાનાં છે. ૧૯૫૯ માં ૫૭ નાનાં અને ૨૧ મોટાં કારખાનાં હતાં તેમાં ૪,૩૧૨ લોક રોકાયેલા હતા. બૉબિન કલોલ પેથાપુર વલસાડ બીલીમોરા નડિયાદ સુરત વડોદરા નવસારી ભાવનગર વગેરે શહેરોમાં બને છે. કુલ ૬૦ કારખાનાંઓમાં ૨ લાખ ગ્રોસ બૉબિનનું ઉત્પાદન થતું હતું. ૧૬,૦૦૦ લોકોને એ દ્વારા રોજી મળતી હતી. સંખેડાનું લાખકામ વખણાય છે. મહુવા રમકડાં માટે જાણીતું છે.

અકીક-ઉદ્યોગ માટે પ્રાચીન કાલથી ખંભાત જાણીતું છે. રતનપુરની ખાણમાંથી અકીક આયાત થાય છે. અકીકનાં કપ-રકાબી પેન-ખડિયો, ચપ્પાનો હાથો, તલવારની મૂઠ, પેપર-વેઇટ પેપર-કટર વગેરે વસ્તુઓ બને છે. એરિંગ વીંટી બટન વગેરે આભૂષણો પણ બને છે તેની આફ્રિકાના અને યુરોપના દેશોમાં નિકાસ થાય છે. લગભગ રૂ. ૨૦ લાખની અકીકની વસ્તુ દર વરસે બને છે.

ગુજરાતમાં સિંચાઈની સગવડ વધ્યા પછી બારડોલી ગણદેવી અને કોડીનારમાં ખાંડસરીનાં કારખાનાં અસ્તિત્વમાં આવ્યાં છે. વડોદરા રાજ્યના શાસન દરમ્યાન ખાંડનું કારખાનું બંધ થઈ ગયું હતું. ત્યાર બાદ નવેસરથી સહકારી ધોરણે ગણદેવી કોડીનાર બારડોલીમાં ખાંડસરીનાં કારખાનાં ઊભાં થયાં છે. ૧૯૬૧ માં ત્રણે કારખાનાંઓમાં ૨૨,૬૧૯ ટન ખાંડસરી પેદા થઈ હતી.

ગુજરાતમાં મગફળી તલ એરંડા વગેરેનું વાવેતર થાય છે તે પૈકી સૌરાષ્ટ્રમાં ૧૯૫૯-૬૦ માં ૩૧.૧૬ લાખ એકરમાં તથા તળ-ગુજરાતમાં ૮.૦૫ લાખ એકરમાં વાવેતર થયેલ, જેનું ઉત્પાદન ૮.૫ લાખ ટન થયેલ. ખેડા તથા મહેસાણા જિલ્લામાં એરંડાનું ઉત્પાદન થાય છે. આ ઉપરાંત સૌરાષ્ટ્રમાં તલનું વાવેતર પણ થાય છે. ૧૯૫૯ માં લઘુ ઉદ્યોગ નીચેની ૨૬૧ તેલ-મિલોમાં ૫,૭૬૭ માણસોને રોજી મળતી હતી. ૧૯૬૦-૬૧ માં ગૃહ અને લઘુ ઉદ્યોગ નીચે ૪,૯૯૦ એકમ હતા. એ દ્વારા ૨,૮૩૦ માણસોને મોટા ભાગે દ્વારા રોજી મળતી હતી. ૮,૧૭૨ લોક હાથઘાણી દ્વારા રોજી મેળવતા હતા. ભાવનગર અમરેલી રાજકોટ ધોરાજી જેતપુર ઉપલેટા ગોંડળ જામનગર મોરબી પોરબંદર અમદાવાદ કપડવંજ સિદ્ધપુર સુરત નવસારી ડેરોલ મોડાસા દાહોદ વગેરે એનાં કેંદ્ર છે. ખોળમાં રહી ગયેલ ૮ ટકા તેલ સોલ્વન્ટ એક્સટ્રેક્શન પ્લાન્ટ મારફત મેળવાય છે. કપાસિયા અને ડાંગરના ભૂંસામાંથી તથા ડોળી ખરસાણી લીંબોળીનાં બી, કેરીની ગોટલી વગેરેમાંથી પણ હાલ તેલ મેળવાય છે. અખાદ્ય તેલીબિયાંના તેલનો સાબુ બનાવવામાં તથા દવા વગેરેમાં ઉપયોગ થાય છે. પોરબંદર મોરબી સમલાયા રખિયાલ ભાવનગર વડોદરા વગેરે સ્થળોએ વનસ્પતિનાં કારખાનાં છે.

ગુજરાતમાં ચૂનાના પથ્થરો, ચિરોડી બૉક્સાઇટ અકીક, બાંધકામનો પથ્થર, બેન્ટોનાઇટ કેલસાઇટ ચાઇના-કલે ફાયર-કલે મેંગેનીઝ, રંગીન માટી, મીઠું ફેલ્સપાર ડોલોમાઇટ ક્વાર્ટ્ઝ સિલિકા સ્ટિયેટાઇટ વગેરે ૩૫,૨૯,૧૯૮ ટન ઉત્પન્ન થાય છે.

ખનીજ તેલ અને ગૅસ ઉદ્યોગ આ કાળમાં વિકસ્યો. તાપી અને નર્મદાના મુખપ્રદેશો નજીક ટર્શિયરી યુગના ખડકોમાંથી અંકલેશ્વર કોસંબા વગેરે વિસ્તારમાંથી તથા તાપીના મુખ નજીક ખંડની છાજલીમાંથી તેલ અને ગૅસ મળી આવ્યાં છે. અગાઉ ધોધા વડોદરા અને જગતિયા(કોડીનાર) પાસેથી ગૅસ મળતો હતો, પણ સૌથી પ્રથમ શારકામ ૧૯૪૮ માં ખંભાત નજીક લુણેજ પાસે કરતાં તેલ મળી આવ્યું હતું. ત્યારબાદ ખંભાત કલોલ નવાગામ ઓલપાડ અંકલેશ્વર અને કડી નજીક તેલક્ષેત્ર શોધાયાં છે. અંકલેશ્વરના ૩૨ ચો. કિ.મી.ના વિસ્તારવાળા ક્ષેત્રમાં ત્રણ સ્તરોમાંથી તેલ મળ્યું છે. વડોદરામાં દબકા નજીક તેલક્ષેત્ર છે. ખંભાત વિસ્તારમાં તેલ અને વાયુ મળી આવ્યાં છે. અંકલેશ્વર તેલક્ષેત્ર અંદાજે ૫.૫૦

કરોડ ટન જથ્થો ધરાવે છે. બાકીનાં કડી-કલોલ ક્ષેત્ર તથા ખેડાનાં ક્ષેત્રોમાં દોઢ કરોડનું તેલ છે. ગુજરાતમાં એકંદરે ૪૫ લાખ ટન ખનીજ તેલનું ઉત્પાદન થાય છે. ખનીજ તેલ સિવાયના ખનીજની કિંમત રૂ. ૫,૭૪,૫૧,૦૦૦ થાય છે, ખાણ-ઉદ્યોગ દ્વારા એકાદ લાખ લોકોને રોજી મળે છે. અંકલેશ્વરના તેલક્ષેત્ર દ્વારા રૂ. ૧૬૦ લાખનું ખનીજ તેલ મળ્યું હતું.

ગુજરાતમાં ૧૯૫૬ ની ગણતરી પ્રમાણે ૧૩૩ લાખ ઢોર હતાં. ગુજરાતનાં થરી કાંકરેજી અને ગીર ઓલાદનાં ગાય અને બળદ વખણાય છે. જાફરાબાદી સુરતી અને મહેસાણી ભેંસ વધુ દૂધ આપે છે. ૩,૦૦૦-૫,૦૦૦ રતલ દૂધ વેતર દીઠ આપે છે. પશુધનની વાર્ષિક આવક રૂ. ૯૦.૮૯ કરોડ છે. ખેતીની કુલ આવકમાં પશુપાલનનો હિસ્સો ૪૦.૪ ટકા છે. ૧૮ લાખ માણસોને પૂરા કે અર્ધા સમયની રોજગારી આપે છે. પશુધનની કિંમત રૂ. ૧૫૦ કરોડ છે. મૂડીના રોકાણ ઉપર ૩૮.૬ ટકા જેટલો નફો આપે છે.

સને ૧૯૬૨ માં ફેક્ટરી ઍક્ટ નીચે નોંધાયેલાં ૩,૯૯૪ કારખાનાં હતાં અને એમાં ૩,૭૦,૯૮૨ લોક રોકાયેલા હતા. ૧૯૫૯-૬૦ માં ગૃહ-ઉદ્યોગના ૧,૩૬,૬૫૮ એકમ હતા તે દ્વારા ૩,૩૭,૪૭૧ માણસોને રોજી મળતી હતી. લઘુ ઉદ્યોગના ૩,૦૭૮ એકમો દ્વારા ૪૮,૦૩૧ લોકોને રોજી મળતી હતી. કુલ કામદારોની સંખ્યા ૭,૫૬,૪૮૪ હતી. ઉદ્યોગોમાં રોકાયેલાઓનું પ્રમાણ કુલ વસ્તીના ૧૦ ટકા જેટલું થાય છે. ઉદ્યોગની દષ્ટિએ બંગાળ અને મહારાષ્ટ્ર પછી ગુજરાતનો ક્રમ ત્રીજો છે.

ગુજરાતના ઔદ્યોગિક વિકાસમાં અવરોધરૂપ મુખ્ય પ્રશ્ન બળતણનો છે. ગુજરાતમાં કોલસો મધ્ય પ્રદેશ અને બિહારથી રેલવે-માર્ગે આવે છે, દરિયા-માર્ગે કલકત્તાથી પણ ક્યારેક આવે છે. લાંબા અંતરને કારણે બળતણનો ખર્ચ વધારે આવે છે. ગૅસનો ભાવ રૂ. ૮૦-૧૦૦ દસ હજાર ક્યુબિક ફૂટે હતો તે ચારગણો થઈ ગયો છે. ગુજરાતમાં ઉકાઈ સિવાય જળ-વિદ્યુતની શક્યતા નથી. ગુજરાતમાં ૧૩,૫૫૯ એકમ વીજળીથી ચાલે છે. પ્રવાહી બળતણ દ્વારા ૫,૯૬૯ એકમ ચાલે છે, જ્યારે કોલસા દ્વારા ૬,૪૯૨ એકમ ચાલે છે. વીજળી અને કોલસા મોંઘાં પડે છે. ગૅસ સસ્તા દરે ગુજરાતમાં ઉત્પન્ન થાય છે છતાં અપાતો નથી, આ કારણે એનું ઉત્પાદન ખર્ચ વધે છે. બીજો પ્રશ્ન લોખંડ અને પોલાદ મેળવવાનો છે. પીગ આયર્ન સ્ટીલની તંગી ઇજનેરી-ઉદ્યોગને સતાવે છે. આમ મુશ્કેલી છતાં હાઈવે ઉપરના ઉમરગામથી સિદ્ધપુરના પ્રદેશમાં અને ભાવનગર રાજકોટ સુરેંદ્રનગર અને જામનગરનાં શહેરો નજીક ઉદ્યોગો ખૂબ ઝડપે ૧૯૬૦ પછીનાં ૨૫ વરસોમાં વિકસ્યા છે અને ૧૩,૦૦૦ કારખાનાંઓ દ્વારા રોજી મેળવનારાઓની સંખ્યા પણ વધી છે. ગુજરાતની ૧૫૧ જેટલી ઔદ્યોગિક વસાહતો તથા ઉદ્યોગને

વિવિધ સરકારી અને સહકારી સંસ્થાઓ દ્વારા મળતી સગવડો ગુજરાતના ઉદ્યોગોને સહાયભૂત થઈ છે. આઈ. ટી. આઈ. તથા ચાર ઇજનેરી કોલેજો દ્વારા મધ્ય અને ઉચ્ચ કક્ષાના કારીગરો–ઇજનેરો મળી રહે છે.

## ૧૧. જીવનનું ધોરણ અને માથાદીઠ આવક

૧૯૨૬–૨૮ દરમ્યાન વલસાડ તાલુકાના અટગામની આર્થિક તપાસ શ્રી. મુખત્યારે કરી હતી, પાંચ વ્યક્તિઓના બનેલા આદિવાસી કુટુંબની વાર્ષિક આવક રૂ. ૨૮૫ હતી. જ્યારે ઉજળિયાત વર્ગના કુટુંબની આવક રૂ. ૪૩૮ હતી. રૂ. ૨૮૫ ની આવકમાંથી રૂ. ૨૦૮ ખોરાક અંગે અને રૂ. ૪૦ કપડાં અંગે ખર્ચ થયો હતો. આદિવાસી કુટુંબનું સરેરાશ દેવું રૂ. ૧૫૩ હતું. ઉજળિયાત કુટુંબનો ખર્ચ વરસ દરમ્યાન રૂ. ૩૬૧ હતો. ખોરાક અને કપડાં પાછળ ખર્ચ રૂ. ૨૪૬ અને ૮૦ હતો. કુટુંબદીઠ ઉજળિયાતનું દેવું રૂ. ૨૩૦ હતું. બંનેની ભેગી આવક ગણવામાં આવે તો કુટુંબદીઠ સરેરાશ આવક રૂ. ૩૦૬ હતી, જ્યારે કુટુંબદીઠ સરેરાશ ખર્ચ રૂ. ૩૩૪ હતો. બે છેડા ભેગા કરી ન શકવાને લીધે ગામમાંથી મજૂરી કરવા અન્યત્ર તેઓ સ્થળાંતર કરતા હતા.[૭૩]

ઓલપાડ તાલુકામાં ૧૯૨૯–૩૨ દરમ્યાન પાંચ વ્યક્તિઓના બનેલા આદિવાસી કોળી કણબીપટેલ અને અનાવિલ કુટુંબોની વાર્ષિક આવક અનુક્રમે રૂ. ૨૦૦, રૂ. ૩૭૫, રૂ. ૪૭૫ અને રૂ. ૫૫૦ હતી. ખેતી કરનાર કુટુંબની વાર્ષિક આવક રૂ. ૨૮૨ હતી, જ્યારે વાર્ષિક ખર્ચ રૂ. ૩૭૫ હતો. ઓલપાડ તાલુકાના ૧૦ ખેડૂતો પૈકી ૮ પાસે આર્થિક રીતે પૂરું પોષણ થાય તેટલી જમીન ન હતી.[૭૪] ૧૯૨૯–૩૦ દરમ્યાન ખેડા જિલ્લાના માતર તાલુકામાં કુટુંબદીઠ વાર્ષિક આવક રૂ. ૬૭ હતી.

સને ૧૯૫૧ માં ખેતમજૂર કુટુંબની વાર્ષિક આવક રૂ. ૩૯૧ હતી. ઈ. સ. ૧૯૫૮–૫૯ માં આ આવક રૂ. ૫૦૦ થી નીચે હતી. ખેડબ્રહ્મા વિસ્તારમાં આદિવાસીઓની માથાદીઠ આવક ૧૯૫૪ માં રૂ. ૪૪ હતી તે ૧૯૫૮ માં વધીને રૂ. ૯૦ થઈ હતી. ૪૫ ટકા સિંચાઈ ધરાવતા વલાસણ ગામમાં વ્યક્તિદીઠ વાર્ષિક આવક રૂ. ૨૦૫ હતી, જે પૈકી ૪૫ ટકા દૂધના વેચાણ દ્વારા મળી હતી. ઉદ્યોગોમાં કામ કરનાર કામદારની માસિક માથાદીઠ આવક રૂ. ૨૫ થી વધીને ૭૦ થઈ હતી. નાનાં કારખાનાંઓમાં કામ કરનાર કામદારની માસિક આવક બીજા વિશ્વયુદ્ધ અગાઉ હતી તેનાથી ૧૯૪૫ પછી બમણી થઈ હતી. મિલ–કામદારો સંગઠિત હોઈ ને તેઓ પગાર ઉપરાંત સારી મોંઘવારી મેળવે છે. કેટલાક કિસ્સાઓમાં ઘરની ત્રણ ચાર વ્યક્તિ કામ કરે તો એની કુટુંબની આમદાની મધ્યમ વર્ગના શિક્ષક કે કારકૂનના

કુટુંબ કરતાં વધારે થાય છે. અન્ય કારીગરોની રોજીમાં પણ યુદ્ધ બાદ ઘણો વધારો થયો છે. યુદ્ધ પહેલાં એમની માસિક આવક રૂ. ૭–૧૦ હતી તે વધીને રૂ. ૨૫–૩૦ થઈ હતી. સુથાર લુહાર દરજી સોની વગેરેની આવક ઘણી વધી છે. સુથાર અને લુહાર કારીગરો યુદ્ધના ગાળા (૧૯૩૯–૪૫) દરમ્યાન માસિક રૂ. ૧૦૦–૧૨૫ મેળવતા હતા. આમ સંગઠિત કામદારો ને અન્ય કારીગરોની સ્થિતિ સુધરી છે, પણ ખેતમજૂરો અને અસંગઠિત કામદારોની આવક સંગઠિત કામદારોને મુકાબલે ઓછી રહી છે.[૭૫] પ્રાથમિક શિક્ષકોનું પગાર-ધોરણ રૂ. ૨૦–૬૦ આસપાસ ૧૯૪૭ પહેલાં હતું તે વધીને ૪૦–૧૦૦ થયું હતું, જ્યારે માધ્યમિક શિક્ષકનું પગાર – ધોરણ ૧૯૪૮ માં ૭૦–૨૦૦ થયું હતું તે પૂર્વે રૂ. ૪૫–૧૨૦ ના સ્કેલમાં કામ કરતા હતા. પ્રોફેસરો રૂ. ૧૫૦–૨૦૦ થી શરૂ કરી ૬૫૦ સુધી પહોંચી શકતા હતા. શિક્ષણખાતાના પગાર ૧૯૧૯ અને ૧૯૬૧ માં ફરી વધ્યા હતા, પણ મોંઘવારીને કારણે બે છેડા મેળવવાનું કામ નાના નોકરિયાતો ખેતમજૂરો વગેરે માટે મુશ્કેલ હતું.

સને ૧૯૫૪–૫૫ માં ગુજરાતની વાર્ષિક રાષ્ટ્રિય આવક રૂ. ૪૬૫.૯૫ કરોડ અને માથાદીઠ વાર્ષિક આવક રૂ. ૨૭૨ હતી.

રાષ્ટ્રિય આવકનો મુખ્ય આધાર ખેતીવાડી તથા પશુપાલન ઉપર છે. ખેતીની આવક પૈકી પશુપાલનનો હિસ્સો ૪૦ ટકા જેટલો છે.

સને ૧૯૫૪–૫૫ થી ૧૯૫૯–૬૦ દરમ્યાન ગુજરાતની માથાદીઠ આવક રૂ. ૨૬૭ થી ૩૨૬ રહી હતી તેમાં વધારો કે ઘટાડો મુખ્યત્વે ખેતીની સ્થિતિ અનુસાર થતો. ચોમાસું ૧૯૫૭–૫૮ માં નબળું જતાં આવકમાં ઘટાડો થયેલ હતો. જિલ્લાવાર માથાદીઠ આવક ૧૯૫૫–૫૬ માં ૧૯૪.૯ થી ૪૬૧.૮ હતી.

જિલ્લાવાર માથાદીઠ આવકના આંકડા જોતાં સ્પષ્ટ થાય છે કે જિલ્લાની આવકમાં અસમાનતા ઘણી છે. ગુજરાતની આ વરસની માથાદીઠ આવક કરતાં બનાસકાંઠા ખેડા મહેસાણા પંચમહાલ સાબરકાંઠા રાજકોટ જૂનાગઢ સુરત અને ડાંગની માથાદીઠ વાર્ષિક આવક ઓછી છે, આથી સ્પષ્ટ છે કે ગુજરાત સમૃદ્ધ છે, વેપાર–ધંધામાં આગળ છે, એવી માન્યતા ભ્રામક છે. ખરી રીતે પંજાબ-હરિયાણા, પશ્ચિમ બંગાળ અને મહારાષ્ટ્ર પછી એનું સ્થાન આવે છે. ગુજરાતમાં ૧૪ ટકા આદિવાસી, ૭ ટકા હરિજનો અને ૧૦ ટકા ઇતર આર્થિક પછાત જાતિના છે. કુલ ૩૧ ટકા સત્તાવાર રીતે પછાત છે, જેની માથાદીઠ આવક ઘણી ઓછી છે. ગુજરાત નહેરો, રસ્તા, વીજળીનું ઉત્પાદન વગેરેમાં સમગ્ર ભારત તથા કેટલાંક રાજ્યો કરતાં પાછળ છે. સસ્તી વીજળી એ ગુજરાતનો પ્રાણ-પ્રશ્ન છે.

## પાદટીપ

૧. R. D. Choksey, *Economic Life in Bombay—Gujarat*, 1800–1939, pp. 185 ff.

૨. શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ' (અગુરાસાંઇ), પૃ. ૨૬૧

૩. R.D. Choksey, *op. cit.*, pp. 187 ff.

૪. *Ibid.*, p. 189; શિવપ્રસાદ રાજગોર, 'ગુજરાત એક દર્શન' (ગુએદ), પૃ. ૩૮–૩૯

૫. રામલાલ પરીખ, 'ગુજરાત એક પરિચય' (ગુએપ), પૃ. ૫૧૫–૧૬; A. B. Trivedi, *Post-war Gujarat (PWG)*, p. 84

૬. અગુરાસાંઇ, પૃ. ૨૬૧

૭–૮. એજન, પૃ. ૨૬૫

૯. *PWG*, pp. 50 f.

૧૦. અગુરાસાંઇ, પૃ. ૨૬૫–૬૮

૧૧. ગુએદ, પૃ.૧૦૧; *PWG*, pp. 32 ff.

૧૨–૧૩. ગુએદ, પૃ. ૧૦૧–૦૨

૧૪. એજન, પૃ. ૧૦૨, ૧૦૫–૭; ગુએપ, પૃ. ૪૪૯–૫૦

૧૫. ગુએદ, પૃ. ૧૦૫, ૧૦૭–૦૮

૧૬. એજન, પૃ. ૧૧૧–૧૨; *PWG*. pp. 41 f.

૧૭ ગુએદ, પૃ. ૧૧૨–૨૪

૧૮. ગુએપ, પૃ. ૪૫૬–૫૭

૧૯. ગુએદ, પૃ. ૧૬૩–૬૪, ૨૧૧–૧૬

૨૦. એજન, પૃ. ૧૬૦–૧૯૮; ગુએપ, પૃ. ૪૫૬–૬૧

૨૧. *PWG*, pp. 32 f. 268

૨૨. ગુએદ, પૃ. ૨૬૯–૭૨, ૩૦૯

૨૩. એજન, પૃ. ૩૦૯–૧૦

૨૫. કપિલરાય મહેતા, 'અમદાવાદ સર્વસંગ્રહ,' પૃ. ૪૮૬–૯૧

૨૫. *Gujarat District Gazetteer (GDG), Ahmedabad*, pp. 444 f.

૨૬. *Souvenier, 42 Science Congress*, pp. 234 f.

૨૭. ગુએપ, પૃ. ૬૭૦–૭૫

૨૮. ગુજરાત જિલ્લા સર્વસંગ્રહ કચેરીના સૌજન્યથી; *GDG : Vadodara*, pp. 420 ff,

૨૯. ગુએદ, પૃ. ૧૧૧; ગુજરાત જિલ્લા સર્વસંગ્રહ કચેરીના સૌજન્યથી

૩૦. ગુએપ, પૃ. ૪૯૮, ૫૦૨

૩૧. *GDG* : *Vadodara*, p. 327 ૩૨. *GDG* : *Kutch*, pp. 286 ff.

૩૩. આના વિવરણ માટે જુઓ A. B. Trivedi, *Kathiawar Economics*, pp. 34 ff; શિવપ્રસાદ રાજગોર, 'ગુજરાતના વહાણવટાનો ઇતિહાસ,' પૃ. ૬૨–૬૩, ૧૫૮–૧૬૭, ૧૭૬ અને શિવપ્રસાદ રાજગોર, 'ગુજરાત એક દર્શન,' પૃ. ૨૮૧–૮૨

૩૪. *PWG*, p. 23 ૩૫. ગુએદ, પૃ. ૨૦૨–૦૩

૩૬. *PWG*, p. 23 ૩૭. ગુએદ. પૃ. ૨૦૫; અગુરાસાંઇ, પૃ. ૨૫૦

૩૮. *GDG* : *Kutch*, pp. 320 ff. ૩૯. ગુએદ, પૃ. ૨૪૧

૪૦. એજન, પૃ. ૨૪૩–૪૫; અગુરાસાંઇ, પૃ. ૨૬૦,૩૧૨

૪૧. અગુરાસાંઇ, પૃ. ૩૧૨–૧૩; ગુએદ, પૃ. ૨૮૧

૪૨. ગુએદ, પૃ. ૨૪૭–૪૮; ગુએપ, પૃ. ૫૬૫

૪૩. ગુએપ, પૃ. ૫૬૭ ૪૪. એજન, પૃ. ૫૬૧–૬૨

૪૫. ગુએદ, પૃ. ૩૧૦ ૪૬. એજન, પૃ. ૩૧૬

૪૭. *GDG* : *Junagadh*, pp. 455 f.

૪૮. *GDG* : *Rajkot*, pp. 318 f.; *Surendranagar*, p. 361

૪૯. *GDG* : *Surendranagar*, p 361 ૫૦. *GDG* : *Amreli*, p. 275

૫૧. *GDG* : *Panchamahals*, p, 378

૫૨. *GDG* : *Surat*, p. 515; *Kheda*. p. 401; *Broach*, p. 371; *Rajkot*, p. 318; *Ahmedabad*, p. 398 ૫૩. *GDG* : *Surat* pp. 513 f.

૫૪. ગુજરાત જિલ્લા સર્વસંગ્રહ કચેરીના સૌજન્યથી

૫૫. *GDG* : *Broach*, p. 319

૫૬. *GDG* : *Vadodara*, pp. 396 f.

૫૭ ગુએપ, પૃ. ૫૩૮

૫૮. કપિલરાય મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૫૧૯–૨૨

૫૯–૬૦. *GDG* : *Ahmedabad*. p. 406

૬૧. *GDG* : *Mehsana*. p. 379; *Amreli*, p. 281

૬૨. ચરોતર સર્વસંગ્રહ, ભાગ ૧, પૃ. ૩૧૮

૬૩. *GDG* : *Mehsana*. p. 379; *Amreli*, p. 281

૬૪. *PWG*, p. 49; *GDG* : *Bhavnagar*, p. 280; *Junagadh*, p. 461

૬૫. ચરોતર સર્વસંગ્રહ, ભાગ ૧, પૃ. ૩૧૮–૨૦

૬૬. *GDG*: *Panchamahals*, p. 381; *Surat*, p. 492; *Ahmedabad*, p. 399; *Broach*, pp. 492 ff.; ગુએપ, પૃ. ૪૬૭

૬૭. *Progress of Co-Operative Movement in Gujarat*, pp. 8, 10, 14

૬૮. ગુએપ, પૃ. ૪૬૭–૬૯

૬૯. *GDG* : *Broach*, pp. 349 f.; ચરોતર સર્વસંગ્રહ, ભાગ ૧, પૃ. ૩૧૮

૭૦. *GDG* : *Vadodara* p. 394: *Bhavnagar*, p. 281; *Kutch*, pp. 277 f.

૭૧. *GDG* : *Broach*, pp. 358 f.; *Surat* p. 499; ગુએપ, પૃ. ૪૬૮

૭૨. આધાર અને વધુ વિગતો માટે જુઓ શિવપ્રસાદ રાજગોર, 'ગુજરાત એક દર્શન,' પૃ. ૬૪–૬૫, ૭૭–૭૯, ૧૧૬–૧૭, ૧૪૯–૬૫, ૧૭૦–૭૭, ૧૮૦–૨૧૦, ૨૧૪–૨૧૬, ૨૧૭–૨૩, ૨૨૬–૨૮, ૨૩૧–૩૪, ૫૨૫–૨૬, ૫૪૬, ૫૫૩–૫૪; રામલાલ પરીખ, 'ગુજરાત એક પરિચય' પૃ. ૩૧૩–૧૬; A. B. Trivedi, *Post-War Gujarat*, pp. 89, 157 ff.

૭૩. G. C. Mukhtyar, *Life and Labour in South Gujarat Village*, pp. 221 ff.

૭૪. J.B. Shukla, *Life and Labour in Gujarat Taluka*, pp. 268 ff.

૭૫. *PWG*, pp. 220 f.

પરિશિષ્ટ

# ભારતમાંના અન્ય પ્રદેશોમાં તથા વિદેશોમાં ગુજરાતીઓ

૧૯૭૧ ની વસ્તી–ગણતરી મુજબ[1] ભારતનાં બધાં રાજ્યો પૈકી મહારાષ્ટ્રમાં ગુજરાતીઓની સંખ્યા સહુથી વધુ (૧૩.૮૮ લાખ) છે. એ પૈકી એકલા મુંબઈમાં ૧૧ લાખ જેટલી છે. પૂર્વાંચલ પ્રદેશોમાં આશરે ત્રણ લાખ ગુજરાતીઓની સંખ્યા પૈકી એકલા કલકત્તામાં ૧ લાખ જેટલી સંખ્યા હોવાનો અંદાજ છે. તમિળનાડુમાં લગભગ ૨ લાખ અને મધ્યપ્રદેશમાં દોઢ લાખ જેટલા ગુજરાતી છે. ગોવામાં પણ ૧૦ હજાર જેટલા ગુજરાતી છે. બાકીના અન્ય પ્રદેશોમાં ગુજરાતીઓની સંખ્યા પ્રમાણમાં ઓછી છે. ઓરિસ્સા(ઉત્કલ)માં થયેલી ૧૯૬૨ ની એક પદ્ધતિસરની ગણતરી પ્રમાણે ૧૧,૫૨૨ ગુજરાતી વ્યક્તિ ઉત્કલમાં વસતી હતી.[2]

ઉપરની ગણતરીએ ૧૯૬૧ થી ૧૯૭૦ દરમ્યાનના વસ્તીવધારાને લક્ષમાં લેતાં ગુજરાત બહાર ભારતના પ્રદેશોમાં ગુજરાતીઓની હાલ સંખ્યા ૧૯૬૦ માં સહેજે ૨૦ લાખ અંદાજી શકાય.

દરિયાપારના ૧૪૨ દેશોમાં વસતા ભારતીયોની સંખ્યા અંગે તા. ૨૪–૭–૮૦ના રોજ ભારત સરકાર તરફથી રજૂ થયેલા નિવેદન[3] અનુસાર આ દેશો પૈકી અમેરિકામાં ૩ લાખ ભારતીય જણાવ્યા છે. યુનાઇટેડ સ્ટેટ્સના સેન્સસ બ્યૂરોએ આપેલા અંદાજ પ્રમાણે એશિયાઈ ભારતવાસીઓની સંખ્યા (૩,૬૧,૫૪૪)માંનો ઘણો મોટો ભાગ ગુજરાતીઓનો છે.[4] કૅનેડામાં ૧ લાખ ૭૫ હજાર ભારતીયો પૈકી ૧ લાખ ગુજરાતી અંદાજી શકાય. યુ. કે. માં ૫ લાખ ભારતીયો પૈકી ૩ લાખ ગુજરાતી અંદાજી શકાય. આફ્રિકા ખંડમાં, કેન્યા (૧ લાખ), યુગાન્ડા ઝઈર ઝાંબિયા સોમાલિયા યુથોપિયા દક્ષિણ-આફ્રિકા, મોરેશિયસ માડાગાસ્કર વગેરેમાં થઈને કુલ ૧૦ લાખ ગુજરાતી હતા. આ ઉપરાંત ફીજી સિંગાપોર જાપાન ઑસ્ટ્રેલિયા અને પૂર્વના અન્ય પ્રદેશોમાં ૧ લાખ જેટલા ગુજરાતી અંદાજી શકાય.

પાકિસ્તાનના પશ્ચિમ પ્રદેશોમાં ખાસ કરીને ગુજરાતી ભાષા બોલતા સિંધીઓને ગણતરીમાં લેતાં આ અંદાજ પાંચ લાખ જેટલો વાસ્તવિક ગણાશે.

આમ ગુજરાત બહાર લગભગ ૨૦ લાખ ગુજરાતી વિદેશોમાં અને ૨૦ લાખ ગુજરાતી ભારતના જુદા જુદા પ્રદેશોમાં ગણીએ તો કુલ ૪૦ લાખ ગુજરાતી બૃહદ્ વિશ્વમાં વસવાટ કરતા હતા એમ ગણાય.

ઓરિસ્સામાં વસતા ગુજરાતીઓની વસ્તીગણતરીનાં નામ સરનામાં સહિતની એક માર્ગદર્શિની(ડિરેક્ટરી) ત્યાંના કલારસિક ગુજરાતી અગ્રણી શ્રી બાબુલાલ દોશીએ થોડાં વર્ષો પૂર્વે પ્રસિદ્ધ કરી છે.[૫]

આફ્રિકા અને પશ્ચિમી દેશોમાં વસતા ભારતીયો પૈકી ૭૦ ટકા ગુજરાતી છે અને એમાંય મોટું પ્રમાણ સૌરાષ્ટ્રિયોનું છે. એનું કારણ ગુજરાતના સૌરાષ્ટ્ર-વિસ્તારને સંપ્રાપ્ત થયેલી ભૌગોલિક અનુકૂળતા છે.

અર્વાચીન સમયમાં પણ સ્વ. નાનજી કાળિદાસે આફ્રિકાનો અંધારખંડ ખેડી ત્યાં વેપાર-ઉદ્યોગ ખીલવ્યાં ને વિકાસની ગંગા આફ્રિકામાં ઉતારી એ એમની આત્મ-કથામાંથી સરસ રીતે છતું થાય છે. મહાત્મા ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં રંગભેદ સામે લડત વિકસાવી સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર શોધ્યું, જેણે ભારતને આઝાદી અપાવી. આમ ભારતના સ્વાતંત્ર્ય-જંગના ઉદયમાં પણ બહાર વસતા ગુજરાતી લોક કારણભૂત બન્યા છે.[૬]

ભૌગોલિક અનુકૂળતા ઉપરાંત વેપાર ખેડવાની અને ખીલવવાની ભાવના તથા આવડતના કારણે પણ ગુજરાતીઓને દૂર જવા પ્રેર્યા. કચ્છ સૌરાષ્ટ્ર અને તળ-ગુજરાતના કિનારા દૂર પહોંચ્યા અને સીમાડા દૂર ગયા તેમ પરદેશમાં અને ગુજરાત બહાર દેશમાં પણ ખૂણે ખૂણે નાનાં નાનાં ગુજરાત રચાતાં ચાલ્યાં.

દક્ષિણ ભારતમાં વસતા સૌરાષ્ટ્રિયોની કુલ વસ્તીના ૩૦ ટકા(૭૫,૦૦૦) માણસ એકલા મદુરાઈમાં રહે છે, મદુરાઈના આ "દશાસૌ" લોકો સિવાયના બીજા લોકો દક્ષિણ ભારતનાં નાનાં મોટાં ૪૭ કેંદ્રોમાં વસે છે. મદુરાઈના સૌરાષ્ટ્રિયોએ રોટી-બેટીનો વ્યવહાર વિશેષતઃ મદુરાઈ પૂરતો સીમિત રાખ્યો છે. વણાટકામના નિષ્ણાત તરીકે એમણે હજુ આજ સુધી વણકરનો પોતાનો વ્યવસાય જાળવી રાખ્યો છે અને છતાં એમનાં કુટુંબોનાં નામ બ્રાહ્મણોનાં છે અને આજે પણ એઓ 'સૌરાષ્ટ્રી બ્રાહ્મણો' તરીકે ઓળખાય છે.[૭]

પૂર્વભારતમાં ઓરિસ્સા જેવા પ્રાંતમાં તો ન કલ્પી શકાય તેવા નાનકડા ગામડામાં એકલદોકલ ગુજરાતી વેપારની હાટડી ખોલી બેસી ગયેલો મળે છે. કલકત્તા ધનબાદ ચાસબોખારો જમશેદપુર આસનસોલ રાંચી પટના દિલ્હી જયપુર મુંબઈ પૂણે નાસિક કોલ્હાપુર વગેરેમાં ગુજરાતીઓ વિશાળ સંખ્યામાં વસ્યા છે. મુંબઈની ગુર્જર-ગરિમા સાંસ્કૃતિક ક્ષેત્રે ગુજરાત કરતાં પણ કંઈક વિશેષ જોવા-જાણવા મળે. ગુજરાતી નાટ્ય-પ્રવૃત્તિનું મોસાળ એટલે મુંબઈ. ગુજરાતી પત્રકારત્વનું પારણું મુંબઈમાં જ બંધાયું છે. ઔદ્યોગિક અને વેપારી ક્ષેત્રે મુંબઈનો ગુજરાતી

મહારાષ્ટ્રિય પ્રજાને ખભે ખભો મિલાવી શક્યો છે. મુંબઈના ગુજરાતીઓએ વૈયક્તિક રીતે પણ મહત્ત્વના મોભાદાર હોદ્દા ભોગવ્યા છે.

વિદેશોમાં ખાસ કરીને પૂર્વ આફ્રિકાના કેન્યા યુગાન્ડા (ઈદી અમીને સને ૧૯૭૨ માં ભારતીયોની હકાલપટ્ટી કરી ત્યાંસુધી) વગેરે દેશોમાં ગુજરાતીઓનાં વૈભવ-પ્રતિષ્ઠા લગીરે ઓસર્યાં નહોતાં. નૈરોબી કમ્પાલા મોમ્બાસા જેવાં કેંદ્રોમાં ગુજરાતીઓ અત્યંત વૈભવી અને સુખી જીવન ગાળી રહ્યા છે અને એઓએ વેપાર-ઉદ્યોગમાં અગ્રણી સ્થાન પ્રાપ્ત કર્યું છે. મોટા ભાગના ગુજરાતી બંગલાઓ અને સુંદર મકાનોમાં રહે છે અને મોટરકાર તથા વિડિયો-સેટ ધરાવે છે. આફ્રિકાના અર્થતંત્રના પાયામાં ગુજરાતીઓનો જ પરસેવો રેડાયો છે.

અમેરિકા દુનિયાનો ધનાઢ્ય અને સમૃદ્ધ દેશ છે. ત્યાં પણ ગુજરાતીઓની ગરિમા પાંગરતી જાય છે. સારાયે યુ. એસ. એ. માં ગુજરાતીઓ પથરાયેલા છે. ન્યૂયૉર્ક ફિલાડેલ્ફિયા કેલિફોર્નિયા મિશિગન ડેટ્રૉઇટ શિકાગો વગેરેમાં ગુજરાતીઓની મોટી વસ્તી જામી છે. સાંજે લટાર મારીએ તો ગુજરાતી પરાંઓની ઝાંખી થાય.

લન્ડનના ગુજરાતીઓ માટે કહેવાય છે "હૉટેલ્સ, મોટેલ્સ અને પોટેલ્સ" જ્યાં જુઓ ત્યાં જોવા મળે. લન્ડનમાં ગુજરાતીઓની જનસંખ્યા ઘણી મોટી છે. બ્રિટનમાં ગુજરાતી વેપારીઓ કારીગરો ટેક્નિશિયનો ડૉકટરો અને શિક્ષકો ઘણા છે. લન્ડનમાં વસતા ગુજરાતી ઘણા સમૃદ્ધ અને સુખી છે.

સુદાન જેવા નાનકડા દેશમાં પણ પાંચ હજાર જેટલા ગુજરાતી વસે છે. ત્યાંનાં શહેરોમાં ગુજરાતી શાળાઓ છે. સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, સંસ્થાઓ, નવરાત્ર-ઉત્સવો વગેરે ચાલે છે.

ફીજીમાં લગભગ ૫૦ હજાર ગુજરાતી છે, જે સ્થાનિક પ્રજાની વચ્ચે સારાં માન-મોભો ધરાવે છે અને વેપાર તથા વહીવટમાં મુખ્યતઃ જોડાયેલા છે. એઓ સુખી અને સમૃદ્ધ છે. ત્યાં ગુજરાતીઓ પાર્લામેન્ટમાં ચૂંટાયા છે, અધ્યક્ષ અને નાણામંત્રી સુધીના મહત્ત્વના હોદ્દા સુધી પહોંચ્યા છે.

હૉંગકૉંગમાં પ્રથમ જનારા ગુજરાતીઓમાં ખોજા વહોરા અને પારસીઓ મુખ્ય છે. હૉંગકૉંગમાં ગુજરાતીઓએ હૉસ્પિટલ નિશાળો અને સેનેટોરિયમ બંધાવ્યાં છે. હૉંગકૉંગમાં પ્રથમ મેડિકલ કૉલેજ બનાવવાનો સુયશ ગુજરાતીઓને ફાળે જાય છે. હૉંગકૉંગમાં ગુજરાતી એસોશિયેશન પણ છે.

ન્યૂ-ઝીલૅન્ડમાં આઠ હજાર ગુજરાતી વસ્યા છે, જેઓમાં મોટા ભાગના દક્ષિણ ગુજરાતી છે. અહીં પણ ગુજરાતી શાળાઓ છે અને ગુજરાતણો ગુજરાતી પોશાક પહેરે છે અને ગુજરાતી રહેણીકરણી પૂર્વક જીવે છે.

ગુજરાતીઓની એક વિશિષ્ટતા એ છે કે એમણે જે જે પ્રદેશમાં વસવાટ કર્યો છે અને જ્યાં ત્યાં ગુજરાતીઓની ૧૦૦ માણસોથી વધુ વસ્તી થઈ છે તો એ સ્થળે એમણે પોતાનો સમાજ સ્થાપ્યો છે, કેળવણી મંડળો ઊભાં કર્યાં છે, શાળાઓ અને દવાખાનાં પણ શરૂ કરેલાં છે, ઉપરાંત ધર્મસ્થાનકો ઊભાં કરવામાં પણ એમનો સારો સાથ રહેલો છે. દિલ્હી આગ્રા અજમેર ઇંદોર ઉજ્જૈન જબલપુર નાગપુર કલકત્તા હાવરા દુર્ગાપુર રાંચી પટના ચાસબોખારો ધનબાદ આસનસોલ ગૌહાટી હૈદરાબાદ સિકંદરાબાદ મદ્રાસ પુણે કોલ્હાપુર નાસિક બેંગલોર મદુરાઈ રતલામ રુરકેલા રાણીગંજ વિજયવાડા સાંગલી સોલાપુર જયપુર ઉદેપુર જોધપુર વગેરે સમસ્ત ભારતનાં સ્થળોએ ૨૦૬ જેટલા ગુજરાતી સમાજ અસ્તિત્વમાં છે.

ઉત્તર અમેરિકામાં જુદાં જુદાં રાજ્યો અને શહેરોમાં ૩૮ ગુજરાતી સમાજો સ્થપાયા છે અને ત્યાં નૉર્થ અમેરિકન ગુજરાતી સમાજનું ફેડરેશન અસ્તિત્વમાં આવ્યું છે. લન્ડનમાં પણ પરાંઓમાં વસતા ગુજરાતી સમાજોનું ફેડરેશન સ્થાપવામાં આવ્યું છે.

દિલ્હી મદ્રાસ હૈદરાબાદ સિકંદરાબાદ આસનસોલ પટના કટક જયપુર ઇંદોર વગેરેના જેવા વિશાળ સમાજોએ લાખો રૂપિયાના ખર્ચે પોતાનાં ભવનોનું નિર્માણ કર્યું છે. આ સમાજો અદ્યતન સગવડ–સંપન્ન અતિથિગૃહો પણ ચલાવે છે.

સાગરપારનાં સ્વપ્ન સેવતા ગુજરાતીઓએ દરિયાપારના દેશોમાં અનેક સાહસ-ગાથાઓ રચી છે તે પૈકી પોરબંદરના સ્વ. નાનજી કાળિદાસનું નામ મોખરે છે. ગુજરાતના આ સાહસવીર વેપારીએ ગુજરાતનાં સાહસ અને કુનેહની આ સુવાસ આફ્રિકામાં ફેલાવી છે. ૧૩ વર્ષની કુમળી વયે વહાણમાં બેસીને પરદેશ ખેડવા નીકળેલા નાનજીભાઈનું વહાણ રસ્તે તોફાનમાં સપડાયું અને એઓ માડાગાસ્કરના અજાણ્યા ટાપુ પર જઈ ચડયા. છેવટે મોમ્બાસામાં પગ મૂકયો, ઝાંઝીબારનો કિનારો ખેડયો, વેપાર વિકસાવ્યો. યુગાન્ડાની રેલવે બાંધવામાં અન્ય ગુજરાતીઓ સાથે ભોગ આપ્યો. નૈરોબીમાં તથા જીન્જામાં વેપાર ખેડયો અને એ નગરો વિકસાવ્યાં, સ્યુગરમિલ નાખી (૧૯૨૪) હિંદી વેપારીઓના હક્કની લડત આપી, જીનેરીઓ નાખી, કપાસની ખેતી પ્રથમ વાર ત્યાં દાખલ કરી, બગીચાઓ વિકસાવ્યા, રસ્તા બાંધ્યા, ટાંગાનિકામાં સાહસ આદર્યું, લુગાઝી સ્યુગર ફૅક્ટરી નાખી, મોરેશિયસ જોયું, યુરોપનો પ્રવાસ કર્યો, જાપાનની સફર કરી, ખૂબ કમાયા, ખૂબ દાન કર્યું અને બે કરોડથી વધુ રકમનું દાન કરી 'દાનવીર' તરીકે પંકાયા.

આફ્રિકા ખંડમાં એવાં બીજાં સાહસવીર ગુજરાતી કુટુંબોમાં "ચંદેરિયા ગ્રુપ" અને "માધવાણી ગ્રુપ" ઘણાં મોટાં નામ કહી શકાય. ચંદેરિયા ગ્રુપ

તરફથી ૨૩ દેશોમાં ૧૨૦ ઉદ્યોગોની સ્થાપના થઈ છે. એના સંચાલક નૈરોબીમાં રહેતા શ્રી મનુભાઈ ચંદેરિયા છે અને આંતરરાષ્ટ્રિય ગુજરાતી ઉદ્યોગપતિ તરીકે એમણે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. તેઓ મૂળ જામનગરના છે. એમના પિતાશ્રી ૧૯૧૪ માં કેન્યામાં ધંધાર્થે ગયેલા. મૂળજીભાઈ માધવાણીએ ૧૯૨૯ માં કકીરામાં ખાંડનું કારખાનું નાખ્યું.[૮]

એવાં જ યશસ્વી નામો સ્વ. મેઘજી પેથરાજ, માધવાણી કુટુંબના શ્રી મનુભાઈ અને જયંતીભાઈ માધવાણી વગેરેનાં છે.

લન્ડનમાં વસતા કવિશ્રી ડાહ્યાભાઈ પટેલે ગુજરાતી ભક્તકવિઓનાં અમર ભક્તિપદોને અંગ્રેજીમાં અનૂદિત કરી, ગ્રંથસ્થ કરીને ગુજરાતી-અંગ્રેજી ભાષાની સારી સેવા કરી છે.

૧૯૨૨ માં ઝાંઝીબાર અને પેમ્બામાં ગુજરાતીઓની માલિકીના ૧૬૫ અને ૧૫૮ લવિંગના બગીચા હતા.[૯]

ભારતની ઔદ્યોગિક પ્રતિષ્ઠાના પુરસ્કર્તા અને આજના અદ્યતન જમશેદ-પુરના સ્થાપક શ્રી જમશેદજી તાતાએ દેશનું પ્રથમ સ્ટીલનું કારખાનું સ્થાપવાની પહેલ કરી. એક પારસી ગુજરાતી તરીકે ઔદ્યોગિક ક્ષેત્રમાં એમનું પ્રદાન ગૌરવ-શાળી ગણાયું છે.

કલાક્ષેત્રમાં ઓરિસ્સાના સાંસ્કૃતિક અને સામાજિક વિકાસમાં નોંધપાત્ર યોગદાન આપનાર ગુજરાતી અગ્રણી શ્રી બાબુભાઈ દોશીનું પ્રદાન નાનું સૂનું ન ગણાય. નૃત્ય સંગીત અને નાટય તથા એને લગતાં વિવિધક્ષેત્રોએ કાર્ય કરતી ઓરિસ્સાની એક માત્ર પ્રતિનિધિ-સંસ્થા "કલાવિકાસ કેંદ્ર"ની સ્થાપના કટકમાં શ્રી બાબુભાઈ દોશીએ ૧૯૫૨ માં કરી હતી અને એ દ્વારા ઓડિયા નૃત્યકલાને પુનર્જીવન આપ્યું છે. ઓડિયા ભાષામાં ચલચિત્રક્ષેત્રે ફિલ્મ-પ્રોડયુસર તરીકે એમણે રાજ્યના અને રાષ્ટ્રિય પુરસ્કારો મેળવ્યા છે.

પૂર્વાંચલ વિસ્તારમાં એવી બીજી એક પ્રતિભાશાળી વ્યક્તિ છે શ્રી ગિરધારી-લાલ મહેતા, જેમણે કલકત્તામાં શણ-ઉદ્યોગમાં અગ્રિમ સ્થાન પ્રાપ્ત કર્યું છે.

ગુજરાતીઓ ગુજરાતની બહાર માત્ર પૈસા કમાવા જ નહિ, પણ સેવાની અલખ જગાવીને પર-પ્રાંતમાં ધૂણી ધખાવી હોય એવી વ્યક્તિઓમાં ઓરિસ્સાના સંતો પૂ. પૂરબાઈ, પૂ. જીવરામભાઈ, પૂ. ઈશ્વરભાઈ, પૂ. ઠક્કરબાપા, બિહારના સંત શ્રી ભગવાનદાસ, નાગાલૅન્ડમાં આજે પણ પ્રજાના કલ્યાણમાં રત એવા શ્રી નટવરલાલ ઠક્કરની પ્રવૃત્તિ ગુજરાત બહારના ગુજરાતીઓની સેવાપરાયણતાની શાખ પૂરે છે.

દેશ પરદેશમાં વસવાટ કરતા લાખો ગુજરાતીઓ–ડૉક્ટરો વકીલો ઇજનેરો ચાર્ટર્ડ-એકાઉન્ટન્ટો પ્રાધ્યાપકો શિક્ષકો વિજ્ઞાનીઓ, પત્રકારત્વક્ષેત્રે અગ્રણીઓ, મેનેજિંગ ડિરેક્ટરો તેમજ કલા સંગીત નૃત્ય નાટ્યક્ષેત્રે અને ખાનગી તેમજ સરકારી સંસ્થાઓમાં કર્મચારીઓ અને અધિકારીઓ તરીકે એમ અનેક ક્ષેત્રોમાં પથરાયેલ છે અને એમાંના ઘણાઓએ વિશિષ્ટ સ્થાન અને મહત્તા પણ પ્રાપ્ત કર્યાં છે.[૧૦]

## પાદટીપ

૧. *Project Report of International School of Dravidian Linguistic Association for the year 1976*, p. 1
૨. 'ગુજરાત પરિચય' (ઓરિસ્સામાં વસતા ગુજરાતીઓનું વસ્તીપત્રક સહિતનું માહિતી પુસ્તક), પૃ. ૩૨
૩. ભારતની સંસદમાં એલ એસ. ન્યૂઝ નં. ૫૪૬૦ તા. ૨૪–૭–૮૦ થી પ્રસ્તુત થયેલી પ્રશ્નોત્તરી દરમ્યાનની માહિતી
૪. *India Abroad*, Vol. XI, No. 44
૫. 'ગુજરાત પરિચય', ઉપર્યુક્ત
૬. મો. ક. ગાંધી, 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ.' પૃ. ૨૫૧–૫૬
૭. ઈશ્વરલાલ ર. દવે, 'દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ,' પૃ. ૨૧–૨૪
૮. શિવપ્રસાદ રાજગોર, 'ગુજરાતના વહાણવટાનો ઇતિહાસ,' પૃ. ૨૨૭
૯. એજન, પૃ. ૨૨૭–૨૮
૧૦. *Gujarat International* ના અંકો તથા 'વિશ્વગુર્જરી એવોર્ડ–વિશેષાંકો'

## પ્રકરણ ૯

# કેળવણી

## (૧) આઝાદી પહેલાં

### શિક્ષણનો પ્રસાર તથા વિકાસ

ઓગણીસમી સદીમાં 'અંગ્રેજી શિક્ષણનો પ્રચાર થતાં પાશ્ચાત્ય વિચાર સાહિત્ય અને સંસ્કૃતિનું આક્રમણ શરૂ થયું અને એમાંથી આપણા સમાજ-જીવનમાં નવ જીવનનો સંચાર થયો.[1]

વીસમી સદીના પ્રથમ દસકામાં લોર્ડ કર્ઝનની નીતિથી એની સામે દેશમાં એક જોરદાર રાષ્ટ્રવાદ જાગ્રત થયો. આ રાષ્ટ્રવાદે શિક્ષણને બને તેટલું ભારતીય બનાવવાની માગણી કરી. માતૃભાષાને અગત્ય આપવાની તથા ઇતિહાસને રાષ્ટ્રભાવના અને ભારતીય દૃષ્ટિથી શીખવવાની માગણી ઊઠી. વીસમી સદીના આરંભમાં હિંદની અને ગુજરાતની અસ્મિતાનો ઉદય થયો અને રાષ્ટ્રિય શિક્ષણના પ્રયોગ થયા.[2]

નવી (સરકારી) કેળવણીમાં માહિતી સંગ્રહ જેવું જ્ઞાન અપાતું. શિક્ષણ લેનારની બુદ્ધિ વિકસે કે એની શક્તિ પૂરેપૂરી ખીલે એવી ખાસ વ્યવસ્થા એમાં નહોતી. વળી, બૌદ્ધિક વિકાસ પ્રતિ જેટલું લક્ષ્ય અપાતું તેટલું એમને ઉદ્યોગ-ધંધા, વેપાર – રોજગાર, વિજ્ઞાન-યંત્ર-વિદ્યા, ખેતી અને કલાકૌશલનું શિક્ષણ આપવાની કશી જ તજવીજ થતી નહિ, માત્ર સરકારને ઉપયોગી થઈ પડે તેવા કારકુનો ઊભા કરવા એ જ અંતર્ગત હેતુ એમાં દૃષ્ટિગોચર થતો.[3]

એ શિક્ષણ-પદ્ધતિમાં વધારે શોચનીય બીના એ હતી કે વિદ્યાર્થીમાં દેશના ગૌરવ માટે માન અને પ્રેમ ઊપજે એવું કંઈ પણ શીખવાતું ન હતું. પરદેશનાં ઇતિહાસ સાહિત્ય અને સંસ્કૃતિથી આપણો વિદ્યાર્થી વાકેફ હોય, પણ હિંદના ઇતિહાસના મહત્ત્વના બનાવો, એના સાહિત્યના અમરગ્રંથો, કે દેશનિર્માતા એવા મહાપુરુષોનાં ચરિત્રોથી એ અજાણ હોય. વળી, તટસ્થતાને નામે જીવનને ઉન્નતિ અને સુખશાંતિના પંથે દોરતા ધર્મના શિક્ષણને ચાલુ કેળવણીમાંથી બકાત રાખીને આપણી પ્રજાને પારાવાર નુકસાન પહોંચાડવામાં આવ્યું.[4]

આમ છતાં, ગુજરાતમાં આ નવી કેળવણી પામેલ વિદ્વાન વર્ગને કારણે સાહિત્યમાં પંડિતયુગનાં પગરણ મંડાયાં. આ કેળવણીના પરિણામે દેશમાં આવેલી પ્રગતિએ પ્રજા–કેળવણીના પ્રશ્નને મોખરે આણ્યો હતો...[૫] અપૂરતી, પણ ચોક્કસ અર્થવ્યવસ્થાવાળી અને ક્રમબદ્ધ ધોરણવાળી પ્રાથમિક કેળવણીની પ્રથા આપી તે અંગ્રેજ અમલની એક મોટી ભેટ હતી.[૬]

કેળવણીની નવી પ્રવૃત્તિના ભણકાર ગુજરાતમાંય સંભળાયા. સ્વ. રણજિતરામની પ્રવૃત્તિ અને પ્રેરણા(૧૯૦૮)થી ઈ. સ. ૧૯૧૬ માં પહેલી કેળવણી પરિષદ અમદાવાદમાં ભરવાનું બની શક્યું. આ પરિષદે ગુજરાતમાં રાષ્ટ્રિય કેળવણી કઈ રીતે થાય એના તબક્કા રજૂ કર્યા. એમાં પ્રાથમિક કેળવણી, કન્યા–કેળવણી અને શિક્ષકોની તાલીમ તથા સર્વાંગીણ કેળવણીની ચર્ચા થયેલી.[૭] એ પહેલાં ઈ. સ. ૧૯૧૩ માં અંબાલાલ સાકરલાલ અને આચાર્ય આનંદશંકર ધ્રુવે ગુજરાત એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરી, એમણે માતૃભાષા દ્વારા કેળવણીનો બહોળો પ્રચાર કરવાનો ભગીરથ અભિલાષ સેવેલો, પરંતુ ઈ. સ. ૧૯૧૪ માં અંબાલાલનું અવસાન થતાં આ કાર્ય અધૂરું રહ્યું, એ જ વાત ઉપર્યુક્ત કેળવણી પરિષદના રિપોર્ટમાં જણાવાઈ છે કે આપણી માતૃભાષા દ્વારા કેળવણી કેવી રીતે સંગીન થઈ શકે તે વિચારવું, ઉપાય શોધવા અને સરકારને સૂચવવા. આ પરિષદના પ્રમુખ શ્રી ચિમનલાલ સેતલવાડે કહેલું કે ગુજરાત કેળવણીમાં કેટલું પછાત છે, અને અજ્ઞાનનો અંધકાર તેમાં હજુ કેટલો વ્યાપી રહેલ છે, તેનો જરા ખ્યાલ કરશો તો સારું. ગુજરાતમાં દર એક હજાર માણસે ૧૧૭ માણસો જ ગુજરાતી લખી વાંચી શકે છે, એમાં સ્ત્રીનું પ્રમાણ તો ઘણું ઓછું આવશે. આ પરિષદે પ્રાથમિક કેળવણી વિશે લોકમત જાગ્રત કરવા કહેલું.[૮]

ઈ. સ. ૧૯૧૪–૧૮ માં પ્રથમ વિશ્વયુદ્ધથી યુરોપની પ્રજાઓએ સર્વનાશ નોતર્યો અને વિશ્વમાં ભાગ્યેજ કોઈ પ્રજાઓ એની કાતિલ વિશ્વવ્યાપી અસરોમાંથી મુક્ત રહી હશે. એની ચિનગારી સર્વત્ર ઊડી હતી. એના પરિણામે મોંઘવારી વધી. (હિંદી) સરકારે કરકસર શરૂ કરી અને કેળવણીને સહેવું પડ્યું

'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ની પ્રેરણા લઈને સને ૧૯૧૨ માં સુરતમાં 'સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી' અને ૧૯૧૬ માં આણંદમાં 'ચરોતર એજ્યુકેશન સોસાયટી' સ્થપાઈ.

ઈ. સ. ૧૯૧૫ માં ગાંધીજી દેશમાં આવ્યા. એમની પ્રભાવશાળી અને આકર્ષણવાળી નેતાગીરીને કારણે ગુજરાત અને હિંદમાં જાગૃતિનો જુવાળ ઊઠ્યો,

જેની અસર કેળવણીના વિકાસ પર પણ પડે છે. એમણે કહ્યું, 'સમગ્ર રાષ્ટ્રનું ગુજરાત જીવન્ત રાષ્ટ્રિય અંગ બનશે અને રાષ્ટ્રિય ઉન્નતિના ભગીરથ આરંભમાં માનભર્યું સ્થાન લેશે.'[૯] 'એમણે ગુજરાતની સ્વ-દેશીની ચળવળમાં પ્રાણ પૂર્યો અને રાષ્ટ્રિય કેળવણીને અર્થ આપ્યો. ખરી રીતે તો નૂતન કેળવણીની હવા રાષ્ટ્રપિતા ગાંધીજીના પ્રવેશથી જ થઈ.[૧૦]

ઈ. સ. ૧૯૧૭ માં બીજી કેળવણી પરિષદ ગાંધીજીના પ્રમુખપદે ભરૂચમાં થઈ ત્યારે પ્રમુખ તરીકે એમણે ગુજરાતીમાં વ્યાખ્યાન આપ્યું અને પરિષદનું કામકાજ બીજા દિવસથી ગુજરાતીમાં જ કરીને માતૃભાષાનું ગૌરવ વધાર્યું. એમણે જણાવ્યું, 'આપણી માતૃભાષાનું સાચું ગૌરવ ધરાવતા થઈશું નહિ તો કદાચ આપણને સ્વરાજ મળે તો તેને સારુ આપણે લાયક થઈશું નહિ.'[૧૧] બીજી પરિષદમાં ઠક્કરબાપાએ ગામડાંની પ્રજા અને અંત્યજો માટે વધારે શાળાઓ સ્થાપવાનો સરકારને આગ્રહ કર્યો હતો. ગુજરાતમાં કેળવણીમાં સાહિત્યમાં અને જીવનક્ષેત્રે ગાંધીયુગનાં મંડાણ શરૂ થયાં.

ઈ. સ. ૧૯૧૮ માં ગુજરાતમાં 'સ્ત્રી કેળવણી મંડળ'ની સ્થાપના ઇંદુલાલ યાજ્ઞિકે અમદાવાદમાં કરી. ઈ. સ. ૧૯૨૦ સુધી ગુજરાતમાં સરકારી પાંચ કૉલેજ ચાલતી હતી.

આ પશ્ચાદ્ભૂમિકામાં ગુજરાતમાં વીસમી સદીના બીજા દસકામાં કેળવણીના કેટલાક પ્રયોગ થયેલા એની ટૂંકી નોંધ લઈએ.[૧૨]

નૃસિંહપ્રસાદ ભટ્ટે ઈ. સ. ૧૯૧૦ માં 'દક્ષિણામૂર્તિ' છાત્રાલય' સાથે વિનયમંદિર શરૂ કર્યું. આ છાત્રાલયના ગૃહપતિ તરીકે એ ધર્મરત અને સેવાપરાયણ સાધુપુરુષે કૉલેજના અધ્યાપકનો ઊંચો હોદ્દો છોડીને વિદ્યાર્થીઓ ભેગા રહેવાનું અને એમના જીવનમાં ઓતપ્રોત થવાનું ઉચિત ધાર્યું, એમનો નિર્ણય સંસ્થાને તેમ જ ઉભયને લાભદાયી નીવડ્યો.[૧૩] એમણે વિનયમંદિરમાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપ્યું. એ સાથે ધર્મ સંગીત કળા અને ઇતર પ્રવૃત્તિઓ, જેવી કે સભાઓ મેળાવડા પ્રવાસાદિને સ્થાન આપ્યું. સંસ્થામાં સમર્થ બાળકેળવણીકાર, ગિજુભાઈ–ગિરજાશંકર જ. બધેકા, જેમને ગુજરાત 'મુછાળી શિક્ષિકા' પણ કહે છે, તેમના ૧૯૨૦ થી શરૂ થયેલા પૂર્વ–પ્રાથમિક શિક્ષણના પ્રયોગને કારણે બાલમંદિર-પ્રવૃત્તિ વિકસી અને ગુજરાતમાં એના પ્રસારનું આંદોલન શરૂ થયું. એનો પડઘો હિંદમાં બીજે પણ પડ્યો. આ સંસ્થામાં આજીવન સભ્ય તરીકે રણજિતરામ મહેતાએ પણ જોડાવાનો મનોરથ સેવેલો.

ઈ. સ. ૧૯૨૦ માં કેળવણીના મુક્ત પ્રયોગ કરવાનો અવકાશ વધારવાને આ સંસ્થાએ મુંબઈ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષાનું ધ્યેય છોડયું. એના વિનય-મંદિરની સુવાસ ગુજરાત બહાર પ્રસરેલી. રવીંદ્રનાથ ટાગોર અને ગાંધીજીએ એ જોયેલી. આ સંસ્થાએ બાલ-શિક્ષણ અને બાલ-સાહિત્ય ક્ષેત્રે નવી ભાત પાડતાં પુસ્તકોનાં સર્જન-પ્રકાશન કર્યાં છે.

કેળવણીનો બીજો નોંધપાત્ર પ્રયોગ ગુજરાતમાં 'પેટલાદ બોર્ડિંગ હાઉસ'નું સંચાલન કરતા કર્તવ્યપરાયણ અને કાર્યદક્ષ મુખ્ય શિક્ષક શ્રી મોતીભાઈ અમીને કર્યો. એમનું સૌથી મહત્ત્વનું કાર્ય 'પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા' તરીકેનું છે, જે એમણે ૧૯૦૬ માં શરૂ કરેલું. ગુજરાતમાં મૉન્ટેસરી પદ્ધતિનું પ્રથમ બાલમંદિર ૧૯૧૫ માં એમણે વસો(તા. પેટલાદ)માં સ્થપાવેલું. એમણે ચરોતર એજ્યુ-કેશન સોસાયટીની સ્થાપના(ઈ. સ. ૧૯૧૬) માં મહત્ત્વનો ફાળો આપ્યો અને શિક્ષણમાં સહાયરૂપ થાય તેવાં કેટલાંક પુસ્તક પ્રસિદ્ધ કર્યાં.

અમદાવાદની 'પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ' પણ આ અરસામાં રાષ્ટ્રીય શાળા ગણાતી. એના સ્થાપકો જીવણલાલ દીવાન અને બલ્લુભાઈ ઠાકોરે ગુજરાતના જાહેર જીવનને ઘણા તેજસ્વી વિદ્યાર્થી આપ્યા છે.[૧૪] ગુજરાતને ઘડવામાં એના શિક્ષકોનો મોટો ફાળો છે. ગુજરાતમાં માત્ર કોલેજોના અધ્યાપકો જ નહિ, માધ્યમિક શાળાના શિક્ષકો પણ ઉત્તમ પાકયા છે.[૧૫]

ગાંધીજીએ શ્રમનું ગૌરવ કરતી અને જિવાતા જીવન સાથે સંધાન કેળવતી શિક્ષણ-પદ્ધતિનો પુરસ્કાર કર્યો.[૧૬] એમણે દક્ષિણ આફ્રિકામાં કરેલા કેળવણીના પ્રયોગ અમદાવાદની આશ્રમશાળામાં ચાલુ રાખ્યા. કેળવણીના પ્રયોગ અંગે પોતે કરેલા અખતરાઓના પરિણામે તેઓ નીચેના નિર્ણયો પર આવેલા :

(૧) સ્વભાષામાં-ગુજરાતી મારફતે જ કેળવણી આપવી.

(૨) રાષ્ટ્રભાષા તરીકે હિંદી-હિંદુસ્તાનીની દેશને જરૂર છે.

(૩) બૌદ્ધિક શિક્ષણ જેટલી જ સ્વાશ્રયી કેળવણીની જરૂરિયાત છે, જેને સર્વાંગી કેળવણી કહેવાય ને જેમાં વિવિધ ઉદ્યોગો શીખવાય.

(૪) અક્ષરજ્ઞાન આપતાં પહેલાં બાળકને ચિત્રકામ આપવું, એ સાથે ભજન-પ્રાર્થના દ્વારા સંગીતના સંસ્કાર વિકસાવવા.

(૫) કેળવણીનું ધ્યેય વિદ્યાર્થીનું ચારિત્ર્ય ઘડવાનું અને એને ઉત્તમ નાગરિક બનાવવાનું છે. આ એક જ મુદ્દો સૌથી મહત્ત્વનો ગણાય.[૧૭]

ગાંધીજી દૃઢ સંકલ્પવાળા અને સિદ્ધિ અર્થે સંપૂર્ણ આગ્રહ ધરાવનાર એક સમર્થ વ્યક્તિ હતા.[18] ઈ. સ. ૧૯૧૯ માં એમણે અસહકારની ચળવળ શરૂ કરતાં પ્રજાને ચાલુ શાળાઓ છોડવાની હાકલ કરી અને તે માટે નવી રાષ્ટ્રિય શાળાઓ ખોલી, જેમાં હજારો વિદ્યાર્થી જોડાયા. આ શાળાઓમાં ઉદ્યોગો તરીકે કાંતણ-વણાટ, સુથારીકામ, ખેતી-બાગકામ, સફાઈ, રસોઈ વગેરે શીખવાતાં. આવી રાષ્ટ્રિય શાળાઓ સત્યાગ્રહ-આશ્રમ (સાબરમતી), રાજકોટ, વઢવાણ અને મોડાસામાં શરૂ થયેલી.

ઈ. સ. ૧૯૨૦ માં 'ગૂજરાત વિદ્યાપીઠ'ની ગાંધીજીએ સ્થાપના કરી. તેનો ધ્યેયમંત્ર सा विद्या या विमुक्तये (મુક્તિ અપાવે તે વિદ્યા) હતો. વિદ્યાપીઠમાં આશ્રમશાળા અને વિદ્યાપીઠ વચ્ચે કડીરૂપ વિનયમંદિર શરૂ થયું. વિદ્યાપીઠમાં ધર્મ(સામાન્ય) અને નીતિ, પૌરસ્ત્ય ભાષાઓનું શિક્ષણ અને પુરાતત્ત્વમંદિર જેવાં નવાં તત્ત્વ ઉમેરાતાં ગયાં.

ગાંધીજીએ આ સર્વાંગી કેળવણી દ્વારા માનસિક બૌદ્ધિક અને તાર્કિક એમ એકાંકુ કેળવણી જ નહિ, પણ શારીરિક માનસિક બૌદ્ધિક ભાવાત્મક તેમ રાષ્ટ્રિય જીવનને ઉપયોગી અને વ્યવસાયી કૌશલ સાથેની સ્વાશ્રયી કેળવણી આપતો પ્રયોગ પણ કર્યો.[19]

ગુજરાતમાં ઈ. સ. ૧૯૨૫ માં ભાવનગરમાં 'કેળવણી મંડળ' સ્થપાયું અને ઈ. સ. ૧૯૨૭ માં અમદાવાદ લૉ સોસાયટીની સ્થાપના થઈ. કલાગુરુ રવિશંકર રાવળે કલાસંઘ અને ચિત્રશાળાની સ્થાપના ઈ. સ. ૧૯૩૪ માં કરી અને ઈ. સ. ૧૯૩૫ માં 'ગાંધર્વ મહાવિદ્યાલય' શરૂ થયું. એ જ સાલમાં અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સ્થાપાઈ, તેણે અમદાવાદમાં કૉમર્સ, આર્ટ્સ સાયન્સ વગેરે કૉલેજો શરૂ કરી. આ સંસ્થાને આ કૉલેજોએ ઘણી પ્રતિષ્ઠા અપાવી છે. એના આચાર્યો-અધ્યાપકોએ ગુજરાત યુનિવર્સિટીના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે.

સને ૧૯૩૭ થી માતૃભાષાનું શિક્ષણ ફરજિયાત બન્યું. ઈ. સ. ૧૯૩૦ થી ૧૯૪૭ ના ગાળામાં અમદાવાદ વડોદરા સુરત ભાવનગર રાજકોટ નડિયાદ પેટલાદ નવસારી વગેરે શહેરોમાં આર્ટ્સ સાયન્સ અને કૉમર્સની વધુ નવી કૉલેજો ખુલી. અમદાવાદ અને વડોદરામાં લૉની અને મેડિકલ કૉલેજો સ્થપાઈ. આમ ગુજરાતમાં ઉચ્ચ વિદ્યાની કૉલેજો વધી તથા એમાં ઉત્તરોત્તર વિષય-વૈવિધ્ય વધ્યું.

૧૯૩૯ માં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉચ્ચ અભ્યાસ અને સંશોધન અંગેનો અનુસ્નાતક વિભાગ શરૂ કર્યો. ૧૯૪૬ માં ગુ. વ. સોસાયટીએ 'ગુજરાત વિદ્યાસભા' નામ ધારણ કર્યું ને એનો અનુસ્નાતક વિભાગ ભો. જે. અધ્યયન–સંશોધન વિદ્યાભવન રૂપે વિકસ્યો.

ઈ. સ. ૧૯૩૦ થી ૧૯૪૭ ના ગાળામાં અંગ્રેજી માધ્યમિક શાળાઓની સંખ્યા વધી. અંગ્રેજી ભાષા અને શિક્ષણ તરફ લોકોની અભિરુચિ વધી. પ્રાથમિક શાળાઓની સંખ્યા ૧૯૪૫ માં ૯,૩૩૭ થી વધુ હતી.[20] માધ્યમિક શાળાઓનું સંચાલન ખાનગી મંડળો દ્વારા થતું. માધ્યમિક અને પ્રાથમિક શાળાઓમાં શારીરિક શિક્ષણ, રમતગમત, વક્તૃત્વ હરીફાઈ વગેરે ઇતર પ્રવૃત્તિઓ થવા લાગી.

શિક્ષણ વિશે પ્રજામાં જાગૃતિ આવતાં શહેરોમાં જ્ઞાતિછાત્રાલય ખૂલ્યાં. આજના શિક્ષણનો પાયો ૧૯૩૯–૪૦ માં નંખાયો.[21]

## નઈતાલીમ

ઈ. સ. ૧૯૨૦ થી ૧૯૩૦ માં નઈતાલીમ અથવા બુનિયાદી શિક્ષણ આપતી રાષ્ટ્રિય શાળાઓ ખૂલેલી, એ પછી બોચાસણમાં 'વલ્લભ વિદ્યાલય', વેડછીમાં 'સ્વરાજ આશ્રમ', નડિયાદમાં 'વિઠ્ઠલ કન્યા વિદ્યાલય' અને આંબળા(ભાવનગર)માં 'ગ્રામદક્ષિણામૂર્તિ' સંસ્થા શરૂ થઈ. આંબળામાં બુનિયાદી શિક્ષણ પછીની ઉત્તર બુનિયાદી શાળા પણ શરૂ થઈ. પછી આવી સંસ્થાઓ મરોલી બારડોલી ગુંદી વગેરે સ્થળોએ પણ વિકસી.

ઈ. સ. ૧૯૩૦ માં અસહકારની લડત ચાલુ થતાં સરકારે ગૂજરાત વિદ્યાપીઠની સમગ્ર સંસ્થાને સીલ માર્યાં. પ્રજાએ સરકારી શાળાઓનો બહિષ્કાર કર્યો. ખાનગી શાળાઓ ગ્રાન્ટ લેતી નહિ અને નિરીક્ષણ કરવા દેતી નહિ. સરકારે શિક્ષકોની બદલી અને છટણી વગેરે શરૂ કર્યું, પણ એમાં એ નિષ્ફળ ગઈ.

ઈ. સ. ૧૯૩૭ માં વર્ધા યોજના કે નઈતાલીમ–જેને ગાંધીજીએ 'પોતાની ઉત્તમ ભેટ' કહી છે તે પ્રજા પાસે મૂકી. ઈ. સ. ૧૯૩૮ માં રાષ્ટ્રિય કોંગ્રેસે હરિપુરામાં તેને સ્વીકારી. પ્રાંતિક સરકારોએ એનો અમલ કરવાનું સ્વીકાર્યું (૧૯૩૯). એનો હેતુ સ્વાશ્રયનું મહત્ત્વ, ઉદ્યોગોનું શિક્ષણ, એનો અભ્યાસ સાથે અનુબંધ તેમજ સ્વરાજ્ય અને સ્વાવલંબનનાં આદર્શોનો તથા કેળવણીનાં અહિંસામૂલક મૂલ્યોનો પ્રસાર કરવાનો હતો.

ઈ. સ. ૧૯૩૭ ના ૧૯૩૯ માં પ્રાંતીય સરકારોએ કેળવણીના ક્ષેત્રે સુધારા કરવા તથા ગામડાંઓની શાળાઓ તેમ શિક્ષકોમાં વધારો કરવાના પ્રયત્ન કર્યા તથા શિક્ષણને લગતી આર્થિક સહાય વધારી. મુંબઈ પ્રાંતમાં મુખ્યમંત્રી શ્રી ખેરે પ્રૌઢ

શિક્ષણ બોર્ડની રચના જુગતરામભાઈ દવેના અધ્યક્ષપદે કરી અને મુંબઈ પ્રાંતમાં સરકારની સહાયથી પ્રૌઢ શિક્ષણનું તેમ પછાત વર્ગોના ઉદ્ધારનું કાર્ય શરૂ થયું.

ઈ. સ. ૧૯૩૮ માં બીજુ વિશ્વયુદ્ધ શરૂ થતાં પ્રાંતીય સરકારોને હિંદી સરકારે રદ કરી અને કરકસરના પગલા તરીકે કેળવણીના ખર્ચમાં કાપકૂપ કરી.[૨૨]

ઈ. સ. ૧૯૪૨ થી ૧૯૪૫ દરમ્યાન 'હિંદ છોડો' આંદોલનમાં ગુજરાતે સક્રિય ભાગ લીધો તેથી શિક્ષણની પ્રવૃત્તિ સ્થગિત થઈ. આ ગાળામાં ઈ. સ. ૧૯૪૩ માં હિંદ સરકારે કેળવણી અંગે સાર્જન્ટ કમિશન રચેલું, જેણે પ્રાથમિકથી ઉચ્ચ વિદ્યા સુધીના શિક્ષણને સુધારવા કેટલીક ભલામણો કરેલી, જેનો અમલ યુદ્ધોત્તર સમયમાં થયો.

## પ્રૌઢ શિક્ષણ

પ્રૌઢ શિક્ષણમાં પ્રૌઢ વયનાં સ્ત્રી-પુરુષોને અક્ષરજ્ઞાન તથા સામાન્ય જ્ઞાન અપાય છે. ને એમને ઉદ્યોગો તથા સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં રસ લેતાં કરાય છે.

૧૯૧૫ પછી વસોમાં અને પેટલાદમાં મોતીભાઈ અમીને રાત્રિશાળા ખોલેલી તે ૧૯૩૯ સુધી ચાલુ હતી અને વસોમાં એક પણ વ્યક્તિ અક્ષરજ્ઞાન રહિત ન રહે ત્યાં સુધી એ ચાલી. ૧૯૨૪ માં અમદાવાદ ભરૂચ ખેડા અને પંચમહાલ જિલ્લાઓમાં ૧૧ રાત્રિશાળા હતી. ફરજિયાત શિક્ષણ માટે સયાજીરાવે, ગોંડળ રાજ્યે તેમજ વિઠ્ઠલભાઈ પટેલ, સેતલવાડ, ગોખલે, રહેમતુલ્લા વગેરેએ નોંધપાત્ર કામ કરેલું. પછી ગાંધીજીએ પણ આ પ્રવૃત્તિમાં રસ લીધો.

ગિજુભાઈ-તારાબાઈ અને મનુભાઈ પંચોળી-'દર્શક' દક્ષિણામૂર્તિ દ્વારા ભાવનગરમાં, જુગતરામભાઈ દવેએ વેડછીમાં અને ડૉ. લોબકે પંચમહાલમાં પ્રૌઢ શિક્ષણ શરૂ કરેલું તથા એ માટે વાચનપોથીઓ અને અનુકૂળ પરીક્ષા-પદ્ધતિઓ વિકસાવી હતી. વડોદરા રાજ્યે પ્રૌઢ શિક્ષણની પણ સાધન-સામગ્રી વિકસાવેલી.

૧૯૩૭-૩૯ દરમ્યાન પ્રાંતીય સરકારોએ મુંબઈ રાજ્યમાં 'પ્રાંતિક પ્રૌઢ શિક્ષણ બોર્ડ" રચીને એના પ્રમુખ તરીકે જુગતરામભાઈ દવેને મૂકયા હતાં આ સમિતિએ પ્રૌઢોના અભ્યાસક્રમ, પ્રથમ અને દ્વિતીય શ્રેણીમાં ભાગીકરણ, સાધનોમાં ફાનસ બ્યાસતેલ સ્લેટ-પેન અને પુસ્તકોની સહાય તથા વિદ્યાર્થી દીઠ રૂ. ૪.૨૫ અનુક્રમે પ્રથમ અને દ્વિતીય શ્રેણી માટે આર્થિક સહાય આપેલી. વિશ્વયુદ્ધ શરૂ થતાં આ યોજના બંધ થઈ ને સ્વરાજ્ય મળ્યું ત્યાં સુધી બંધ રહી.

ઈ. સ. ૧૯૩૭ માં મુંબઈ રાજ્યમાં 'પ્રૌઢ શિક્ષણ બોર્ડ" રચાયું હતું અને ગુજરાતની પેટાસમિતિના પ્રમુખ શ્રી જુગતરામભાઈ દવે હતા. પ્રૌઢ શિક્ષણનો

અભ્યાસક્રમ બે શ્રેણીમાં વહેંચાયો અને અમલમાં મૂકાયો. ૧૯૪૨ ની લડતને લીધે આ પ્રવૃત્તિનો હ્રાસ થયો.[૨૩]

ગુજરાતમાં શિક્ષણ સંમેલન ઈ. સ. ૧૯૪૬ માં નાનાભાઈ ભટ્ટના પ્રમુખપદે નડિયાદમાં થયું, એણે પ્રાથમિક કેળવણી તથા પ્રૌઢ-શિક્ષણ અંગે મુંબઈ સરકારને ભલામણ કરેલી.[૨૪]

## શારીરિક શિક્ષણ

અંબુભાઈ પુરાણી વગેરેની પ્રેરણાથી ગુજરાતમાં ૧૯૧૩ થી ઠેકઠેકાણે વ્યાયામ શાળાઓ થઈ હતી. ૧૯૨૮ માં નડિયાદ માં 'પ્રથમ વ્યાયામ પરિષદ' થઈ. ૧૯૩૮ માં 'શારીરિક કેળવણી બોર્ડ' સ્થપાયું. ૧૯૫૦ માં રાજપીપળામાં 'છોટુભાઈ પુરાણી વ્યાયામ મહાવિદ્યાલય' શરૂ કરાયું.

## વ્યાવસાયિક શિક્ષણ

વડોદરામાં 'કલાભવન' ૧૮૯૦ થી હતું. પાટણમાં ૧૯૧૨ માં 'આયુર્વેદિક વિદ્યાલય' શરૂ થયેલું. અમદાવાદમાં ૧૯૨૧ માં 'લૉ કૉલેજ' શરૂ થઈ. ૧૯૨૧ માં 'આર.સી. ટેકનિકલ સ્કૂલ' અમદાવાદમાં અને એક 'ટેકનિકલ' સ્કૂલ' વડોદરામાં શરૂ થઈ. એમાં વસ્ત્રવિદ્યાના ટેકનિશિયનોનું, સિવિલ અને મિકેનિકલ એન્જિનિયરિંગના ડિપ્લોમાનું તથા ઈલેક્ટ્રિકલ ફિટિંગ વગેરેનું વ્યવસાયી શિક્ષણ અપાતું. ૧૯૨૩ થી ૧૯૪૬ સુધીમાં આવી શાળાઓનું પ્રમાણ વધારવા વિવિધ કમિશનોએ ભલામણ કરેલી, પરંતુ એનો જોઈએ તેટલો વ્યાપ થયો નહિ. સુરતમાં 'લૉ કૉલેજ' ૧૯૩૫ માં સ્થપાઈ. ૧૯૩૮ માં આણંદમાં 'કૃષિ ગોવિદ્યા ભવન' સ્થપાયું, જેમાં 'કૃષિ મહાવિદ્યાલય'નો સમાવેશ થાય છે. ૧૯૪૬ માં સરકારે 'પૉલિટેકનિક શાળાઓ' શરૂ કરવા વિચાર્યું, જેની શરૂઆત ગુજરાતમાં ૧૯૫૭ માં થઈ[૨૫] ૧૯૪૬ માં સુરતમાં આયુર્વેદની અને અમદાવાદમાં ઈજનેરીની કૉલેજ સ્થપાઈ.

## સ્ત્રી-શિક્ષણ

ગુજરાતમાં સ્ત્રી-શિક્ષણનું રાષ્ટ્રિય મહત્ત્વ ઓળખનાર રમણભાઈ નીલકંઠ અને આચાર્ય આનંદશંકર ધ્રુવ હતા.

ઈ. સ. ૧૯૧૫ માં મહર્ષિ કર્વેએ સ્ત્રીઓ માટેની કૉલેજ શરૂ કરી, જે પછી 'શ્રીમતી નાથીબાઈ ધરમશી ઠાકરસી યુનિવર્સિટી' માં પરિણમી. એની શાખાઓ ગુજરાતનાં ચાર નગરો—અમદાવાદ, વડોદરા, સુરત અને ભાવનગરમાં સ્થપાઈ. એમાં સ્ત્રીઓ અંગેના ખાસ વિષય વિકલ્પે અપાતા અને માતૃભાષામાં શિક્ષણ અપાતું.

ગાંધીજીએ સ્ત્રી શિક્ષણની આવશ્યકતા પર ભાર મૂક્યો. ''બહેનોનો સાથ ન મળે ત્યાં સુધી સમાજ કદી ઊંચે ચડવાનો નથી,'' ઈ. સ. ૧૯૩૭ માં પ્રાંતીય

સરકારોએ સ્ત્રી કેળવણીને વેગ આપવા પ્રયત્ન કર્યા, પરંતુ, યુદ્ધ શરૂ થતાં એ કાર્ય અટકી ગયું[૨૬]

કન્યાઓ માટેની અલગ પ્રાથમિક શાળાઓની તથા માધ્યમિક શાળાઓની સંખ્યા વધતી રહી અને સ્ત્રીઓ માટેની અલગ કૉલેજો પણ સ્થપાઈ તેમજ સહશિક્ષણ આપતી શાળાઓ તથા કૉલેજોમાંય છોકરીઓ વધુ ને વધુ સંખ્યામાં દાખલ થતી રહી. પરિણામે ગુજરાતમાં સ્ત્રી શિક્ષણનો વ્યાપ વધ્યો. 'શ્રીમતી ના. ધ. ઠા. યુનિવર્સિટી' માં સ્ત્રીઓને મળતી વિશિષ્ટ સવલતો અન્ય યુનિવર્સિટીઓ-માંય પ્રચલિત થતાં વિમેન્સ યુનિવર્સિટીનું મહત્ત્વ થોડું ઘટયું. વિનયન વાણિજ્ય અને વિજ્ઞાન જેવી વિદ્યાશાખામાં વિદ્યાર્થીનીઓ નોંધપાત્ર સંખ્યા ધરાવવા લાગી તેમજ પરીક્ષાનાં પરિણામોમાં પણ અગ્રસ્થાન ધરાવતી થઈ.

## પૂર્વ-પ્રાથમિક શિક્ષણ

ગિજુભાઈ બધેકાએ શિક્ષણના પ્રયોગ ગુજરાતમાં જ નહિ, ભારતમાં પણ સર્વ પ્રથમ કરીને કેળવણીની મોટી સેવા કરી છે.[૨૭] એમની અથાગ જહેમતથી ગુજરાતમાં મૉન્ટેસરી પદ્ધતિના બાલશિક્ષણની પ્રવૃત્તિ શરૂ થઈ અને ગુજરાતમાં વ્યાપક બની.

પૂર્વ-પ્રાથમિક શિક્ષણમાં ગુજરાતમાં એ પદ્ધતિ પ્રચલિત થઈ એ પહેલાં કિન્ડર-ગાર્ટન પદ્ધતિ પ્રમાણેની 'બાલવાડીઓ' સ્થપાઈ, જેમાં બાલમાનસના વિકાસ માટે રમત અને રમકડાંને પ્રાધાન્ય આપવામાં આવેલું. વડોદરા રાજ્યે આ પ્રવૃત્તિને લોકપ્રિય બનાવવામાં વિપુલ ફાળો આપેલો. બીજી પદ્ધતિ છે મૉન્ટેસોરીની. ૧૯૧૪ માં શ્રી સરલાદેવી સારાભાઈનું ધ્યાન એ પ્રત્યે ખેંચાયેલું. શ્રી મોતીભાઈ અમીનની પ્રેરણાથી દરબાર ગોપાલદાસે ૧૯૧૫ માં વસો(તા. પેટલાદ)માં આ પદ્ધતિની શિશુ-શાળા શરૂ કરી. એમાંથી પ્રેરણા લઈને ગિજુભાઈ બધેકાએ ભાવનગરની 'દક્ષિણા-મૂર્તિ'' સંસ્થામાં ૧૯૨૦ માં 'બાલમંદિર' સ્થાપ્યું. પૂર્વ-પ્રાથમિક શિક્ષણ માટે શિક્ષકોને તાલીમ આપી એમણે આ શિક્ષણને ગુજરાતભરમાં વ્યાપક બનાવ્યું. ગિજુભાઈએ અને તારાબહેને બાલસાહિત્ય અંગેનાં પુસ્તક લખ્યાં. ૧૯૨૫ માં ગુજરાતમાં 'મૉન્ટેસોરી સંઘ' સ્થાપ્યો. ૧૯૫૦ માં મેડમ મૉન્ટેસોરી ગુજરાતમાં આવ્યાં. ૧૯૬૦ સુધીમાં ગુજરાતમાં ૩૦૦ થી વધુ બાલમંદિર સ્થપાયાં. પૂર્વ-પ્રાથમિક અધ્યાપન-મંદિરોની સંખ્યા વધીને ૨૦૦ ની થઈ.[૨૮]

'ચરોતર એજ્યુકેશન સોસાયટી'એ ઈ. સ. ૧૯૧૬ પછી અને વડોદરામાં ઈ. સ. ૧૯૧૮ ની આસપાસ કિન્ડર-ગાર્ટન પદ્ધતિએ બાળશિક્ષણના પ્રયોગ કર્યા તે 'બાલવાડી' કે 'આંગિણવાડી' તરીકે ઓળખાય છે.[૨૯]

ગિજુભાઈએ અને એમના સાથીઓએ બાલશિક્ષણમાં નવી ભાત પાડતાં પુસ્તક રચીને એનું પ્રકાશન કર્યું છે. જુગતરામભાઈ દવેએ પણ કેટલુંક બાલ-સાહિત્ય રચ્યું છે. બાળકો માટે એક 'બાલમિત્ર' માસિક વડોદરાથી પ્રકાશિત થતું. ગાંડીવ પ્રકાશને પણ કેટલુંક બાળવાર્તાસાહિત્ય પ્રસિદ્ધ કર્યું છે. વડોદરા રાજ્ય તરફથી 'બાળજ્ઞાનમાળા' પ્રસિદ્ધ થઈ છે.

આ શિક્ષણે સમગ્ર શિક્ષણને કેટલાંક પાયાનાં મૂલ્ય આપ્યાં છે. જેવાં કે

(૧) બાળક અને વિદ્યાર્થી એ ચેતનાનો પુંજ છે. એ વિકાસને ઝંખે છે અને સ્વયંસ્ફૂર્તિથી શીખે છે.

(૨) યોગ્ય વાતાવરણ સર્જીને એને વિકાસની સ્વયં તક આપવી.

(૩) બાળક કે વિદ્યાર્થી સાથે માનથી અને સારી રીતે વ્યવહાર કરવો.

(૪) બાળકનો સર્વાંગી વિકાસ કરવા એને સર્વ ઇંદ્રિયો મન અને બુદ્ધિની પ્રવૃત્તિઓ આપવી. ચિત્ર સંગીત ઉદ્યમ અને ઉદ્યોગ કરાવવા તથા સભા ચર્ચા-સંવાદો વાર્તા મેળાવડા રમતો અને પર્યટન-પ્રવાસાદિ યોજવાં.

## પ્રાથમિક શિક્ષણ

૧૯૧૪-૧૮ ના ગાળામાં પહેલા વિશ્વયુદ્ધને લીધે સરકારી અનુદાન ઘટી જતાં પ્રાથમિક શિક્ષણના વિકાસમાં ઓટ આવી. પ્રાથમિક શાળાના અભ્યાસ-ક્રમમાં કેટલાક નવા વિષય ઉમેરાયા. શિક્ષકો માટે નિયત પગારની જગ્યાઓની પ્રથા શરૂ થઈ. ૧૯૧૬ માં અમદાવાદમાં પહેલી 'ગુજરાતી કેળવણી પરિષદ' થઈ તેણે પ્રાથમિક શિક્ષણ અંગે કેટલાક મહત્ત્વના ઠરાવ કર્યા. ફરજિયાત પ્રાથમિક શિક્ષણ, રાષ્ટ્રિય શાળા અંત્યજોનું શિક્ષણ અને કન્યાકેળવણી અંગે વિચારણા થતી રહી. ૧૯૨૧-૨૫ દરમ્યાન અમદાવાદ સુરત અને નડિયાદની નગરપાલિકાઓએ સરકારી કેળવણી ખાતાનો અંકુશ ફેંકી દેવાની કોશિશ કરી ને રાષ્ટ્રિય શિક્ષણ આપતી શાળાઓ શરૂ કરી. ગ્રામવિસ્તારની પ્રાથમિક શાળાઓ જિલ્લા લોકલ બોર્ડ નીચે મુકઈ. ૧૯૨૩ થી દરેક નગરપાલિકા અને જિલ્લા બોર્ડમાં શાળા-મંડળ સ્થપાયું. ફરજિયાત અને મફત પ્રાથમિક શિક્ષણના સિદ્ધાંત પર વધુ ને વધુ વિચારણા થતી રહી. વડોદરા રાજ્યે તથા કેટલાંક પ્રગતિશીલ શાળામંડળોએ એનો અમલ કર્યો. ૧૯૩૭ માં મુંબઈ ઇલાકામાં કોંગ્રેસી પ્રધાનમંડળ સત્તા પર આવતાં પ્રાથમિક શાળાઓની સંખ્યામાં ઘણો વધારો થયો. ૧૯૪૭ ના પ્રાથમિક શિક્ષણ ધારા અનુસાર જિલ્લા શાળામંડળ લોકલ બોર્ડથી સ્વતંત્ર બન્યું. બીજા વિશ્વ-યુદ્ધ દરમ્યાન મોંઘવારી વધવાથી તથા ફરજિયાત શિક્ષણ દાખલ થવાથી પ્રાથમિક

શિક્ષણના ખર્ચામાં સારો વધારો થયો. ૧૯૪૬ માં ફરજિયાત પ્રાથમિક શિક્ષણની વય ૭-૧૨ ગણવામાં આવી અને એનો અભ્યાસક્રમ ચાર વર્ષનો રખાયો.[30]

પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપવા માટેની ટ્રેઇનિંગ કૉલેજો અમદાવાદ, વડોદરા અને રાજકોટમાં હતી. ૧૯૧૭-૧૮ માં વડોદરા રાજ્યે આવી સંસ્થાઓ નવસારી અમરેલી અને પાટણમાં ખોલી. નડિયાદ ગોધરા ભરૂચ અને સુરતમાં પણ ટ્રેઇનિંગ કૉલેજો શરૂ થઈ. આમાંની કેટલીક કૉલેજો ૧૯૨૧-૩૭ દરમ્યાન નાણાંકીય ભીડને કારણે બંધ કરાઈ.

### માધ્યમિક શિક્ષણ

૧૯૨૦-૨૧ માં ગુજરાતમાં માધ્યમિક શાળાઓ કુલ ૨૭૨ હતી ને એમાં એકંદરે લગભગ ૪૦ હજાર જેટલા વિદ્યાર્થી હતા. ૧૯૨૦ પછી અમદાવાદ ખેડા પંચમહાલ ભરૂચ અને સુરત જિલ્લાઓમાં તથા સૌરાષ્ટ્રમાં કુલ ૩૯ રાષ્ટ્રિય માધ્યમિક શાળાઓ સ્થપાઈ, જે ગૂજરાત વિદ્યાપીઠ સાથે સંલગ્ન હતી. માતૃભાષાનું માધ્યમ, કાંતણ વગેરે ઉદ્યોગો અને હિંદીનુ શિક્ષણ એનાં વિશિષ્ટ લક્ષણ હતાં. ૧૯૨૪ પછી રાષ્ટ્રિય શાળાઓની સંખ્યા ઘટી ગઈ. ૧૯૪૭ સુધીમાં ગુજરાતમાં માધ્યમિક શાળાઓની સંખ્યા ઉત્તરોત્તર વધીને ૪૩૮ જેટલી થઈ ગઈ, જેમાં સવા લાખથી વધુ વિદ્યાર્થી હતા. હવે માતૃભાષા કે પ્રાદેશિક ભાષાનો શિક્ષણના માધ્યમ તરીકે સ્વીકાર થયો. ગુજરાતી હવે મૅટ્રિકની પરીક્ષામાં ફરજિયાત વિષય બની. ૧૯૩૭ પછી ખેતીવાડી ટેક્નિકલ અને વેપારી વિષયો શીખવવા લાગ્યા.

### ઉચ્ચ શિક્ષણ

૧૯૧૪ માં ગુજરાતમાં માત્ર ચાર કૉલેજ હતી, અમદાવાદ વડોદરા ભાવનગર અને જૂનાગઢમાં. ૧૯૧૭ માં સુરતમાં એમ. ટી. બી. કૉલેજ સ્થપાઈ, ૧૯૨૧ માં ગૂજરાત વિદ્યાપીઠનો જન્મ થયો. ૧૯૩૯ માં રાજકોટમાં ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજ સ્થપાઈ. અમદાવાદ સુરત વડોદરા જૂનાગઢ ભાવનગર અને રાજકોટની કૉલેજોમાં વિજ્ઞાન વિદ્યાશાખા શરૂ થઈ. નવસારી પેટલાદ અને વલ્લભ વિદ્યાનગરમાં કૉલેજ સ્થપાઈ. ગુજરાતની કૉલેજો ત્યારે મુંબઈ યુનિવર્સિટી સાથે સંલગ્ન હતી. ગુજરાતની યુનિવર્સિટી ની માગણી દિનપ્રતિદિન વધતી ગઈ. ૧૯૪૩ માં ગુજરાત વિદ્યાસભાએ આ માટે 'ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળ' સ્થાપ્યું.

### સ્વભાષામાં શિક્ષણ

બંગભંગની લડત વખતે સ્વદેશી ભાવનાનો વિકાસ થતાં નવી શરૂ થયેલી રાષ્ટ્રિય કેળવણીની સંસ્થાઓમાં સ્વભાષામાં શિક્ષણ આપવાની શરૂઆત થઈ.

ગુજરાતમાં કેળવણી વિશે જે ચિંતન થયું અને જે પ્રયોગ થયા તેમાં પણ સ્વભાષાનું મહત્ત્વ સર્વેએ સ્વીકારેલું. ઈ. સ. ૧૯૧૬ માં 'ગુજરાત કેળવણી મંડળે' અને રણજીતરામે માતૃભાષામાં શિક્ષણની હિમાયત કરેલી. ઈ. સ. ૧૯૧૭ માં બીજી કેળવણી પરિષદમાં અધ્યક્ષ ગાંધીજીએ પરિષદનું સંચાલન ગુજરાતીમાં કરીને ગુજરાતીનું ગૌરવ વધાર્યું'. ઈ. સ. ૧૯૧૯ માં રાષ્ટ્રિય શાળાઓએ અને ૧૯૨૦ માં ગુજરાત વિદ્યાપીઠે ઉચ્ચ શિક્ષણ સુધીના તમામ સ્તરે માતૃભાષા ગુજરાતીને સ્વીકારી.[૩૧] 'શરૂથી આખર સુધીનું કેળવણીનું વાહન ગુજરાતી જ હોવું જોઈએ' એવું વિદ્યાપીઠના બંધારણે નોંધ્યું છે. વિદ્યાપીઠમાં ગુજરાતી ફરજિયાત વિષય હતો. પરપ્રાંતીયો માટે ગુજરાતીનો સરળ અભ્યાસક્રમ રાખેલો. ૧૯૨૮ થી હરેક પરીક્ષાના પ્રશ્નપત્રો અને ઉત્તરો ગુજરાતી કે હિંદીમાં આપવાનો નિયમ પણ વિદ્યાપીઠે કરેલો. આ માટે પ્રાથમિક શાળાથી વિદ્યાપીઠના સર્વ વિષયોનાં પાઠ્ય પુસ્તક ગુજરાતીમાં પ્રસિદ્ધ થવા લાગ્યાં ૧૯૨૨ થી શરૂઆતમાં ૬૦ પુસ્તક અને ૧૯૨૯ સુધી માં ૧૬૧ પુસ્તક પ્રસિદ્ધ થયાં.[૩૨]

મહર્ષિ કર્વે દ્વારા શરૂ થયેલી 'મહિલા યુનિવર્સિટી'માં પણ માધ્યમ સ્વભાષા હતું અને એની ગુજરાતમાંની ચાર કૉલેજો સ્વભાષાના શિક્ષણના માધ્યમનો લાભ લેતી હતી.

૧૯૧૬ થી ૧૯૧૯ સુધી ધોરણ ૪ થી ૭ સુધી અંગ્રેજી બોધભાષા હતી.[૩૩] માધ્યમિક શાળામાં આમ છતાં પ્રથમ ત્રણ ધોરણોમાં અંગ્રેજી સિવાયના વિષય માતૃભાષા કે પ્રાદેશિક ભાષામાં શીખવાતા.[૩૪] ઇ. સ. ૧૯૨૫ માં માતૃભાષાના અભ્યાસને શિષ્ટભાષાના વિકલ્પ તરીકે મૅટ્રિકમાં સ્થાન મળ્યું. ઈ. સ. ૧૯૩૭ થી મૅટ્રિકમાં ઇતિહાસ ભૂગોળ અને સંસ્કૃતના પ્રશ્નપત્રોના ઉત્તરો માતૃભાષામાં આપવાની છૂટ મળી.[૩૫] ઈ. સ. ૧૯૩૯ માં વિજ્ઞાન અંગે છૂટ મળી, ત્યારબાદ ગણિત અંગે છૂટ મળી. આમ ઈ. સ. ૧૯૪૭ સુધી માં ગુજરાતી ભાષા માધ્યમિક તબક્કે બોધભાષા બની.[૩૬] ઉચ્ચ વિદ્યાના ક્ષેત્રે ઈ. સ. ૧૯૪૪ સુધી બોધભાષા અંગ્રેજી જ હતી.[૩૭]

## રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાની

ગાંધીજીએ ૧૯૨૦ માં 'ગૂજરાત વિદ્યાપીઠ' અને 'વિનયમંદિર'માં તથા 'રાષ્ટ્રિયશાળા'માં હિંદીભાષા સાથે મિશ્રિત ઉર્દૂવાળી હિંદુસ્તાની ભાષા શીખવવાનો આગ્રહ રાખેલો અને તેઓ એને 'રાષ્ટ્રભાષા' કહેતા.[૩૮]

આ પહેલાં 'કાશી નાગરી પ્રચારિણી સભા' 'હિંદી'નો દરેક પ્રાંતમાં પ્રચાર કરતી હતી. ગુજરાતમાં એનું મુખ્ય કેંદ્ર અમદાવાદમાં હતું અને આજે પણ

છે. એ સ્નાતક કક્ષાની 'કોવિદ'ની ડિગ્રી આપે છે અને એ પછી 'વિશારદ'ની ડિગ્રી તથા એ પછી તાલીમીનું પ્રમાણપત્ર આપે છે.

ઈ. સ. ૧૯૩૬ થી ગૂજરાત વિદ્યાપીઠે રાષ્ટ્રભાષા પ્રચારાર્થે ખાસ યોજના કરી તેનાં પાઠ્યપુસ્તકો અને ગુજરાતી-હિંદુસ્તાની કોશ તૈયાર કર્યા ને પ્રચારનું કામ ઉપાડ્યું.[૩૯] એ સ્નાતક કક્ષાની ડિગ્રી અને પછીની 'વિશારદ'ની ડિગ્રી આપે છે. આવું કાર્ય વર્ધા દ્વારા પણ થાય છે, અને ગુજરાતના વિલીનીકરણ પહેલાં સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ (૧૯૬૦ સુધી) વર્ધા સાથે સંકળાયેલી હતી.

સમગ્ર ગુજરાતમાં અને ભારતમાં આ સંસ્થાએ હિંદી-હિંદુસ્તાની રાષ્ટ્રભાષાનાં કેંદ્ર તળ ગામડાંઓ સુધી વિસ્તર્યાં છે.

## પાઠ્ય પુસ્તકો

પ્રાથમિક શાળાઓ માટે સરકાર ગુજરાતી ભાષામાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવતી અને ગામડાંની શાળાઓમાં આઝાદી મળી ત્યાં સુધી એ ચાલતાં. ગોંડળ તથા વડોદરા રાજ્યે પોતાની શાળાઓ માટે જાતે પુસ્તકો તૈયાર કરાવેલાં. ઓગણીસમી સદીના અંત સુધી માધ્યમિક શાળાના ઉપલા ધોરણોમાં પાઠ્ય પુસ્તકો અંગ્રેજીમાં ચાલતાં. બંગભંગ પછી રાષ્ટ્રિય શાળા શરૂ થઈ તેઓએ ગુજરાતીમાં એ પુસ્તકોનાં ભાષાન્તર કર્યાં અને નવા પણ રચ્યાં. આ કાર્ય ખાનગી રાહે ભાવનગર અમદાવાદ સુરત ભરૂચ જેવાં નગરોમાં થયું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કેળવણી ખાતાંની સૂચનાથી (ઈ. સ. ૧૮૯૨ માં) કન્યાશાળાઓ માટે પુસ્તકો રચાવી પ્રસિદ્ધ કરેલા. વર્નાક્યુલર સોસાયટી માતૃભાષા દ્વારા શિક્ષણ પર ભાર મૂકતી. એણે ઈ. સ. ૧૯૦૪ સુધીમાં ત્રણ તબક્કે ગુજરાતી ભાષામાં ઉપયોગી અનુવાદો અને નવાં પુસ્તક પ્રસિદ્ધ કરેલાં.[૪૦] ઈ. સ. ૧૯૧૨ માં એણે ગુજરાતી શબ્દકોશ અને એ જ અરસામાં પૂનામાં ગુજરાતી જ્ઞાનકોષ (કેતકર)ના બે ગ્રંથ બહાર પડયા. વડોદરાના ગાયકવાડી રાજ્યે પણ ગુજરાતીમાં વિવિધ વિષયોમાં અનેક પુસ્તક તૈયાર કરાવ્યાં.

'ચરોતર એજ્યુકેશન સોસાયટી' 'દક્ષિણામૂર્તિ' પ્રકાશન સંસ્થા' 'સયાજીરાવ જ્ઞાનવાચનમાળા' અને ગોંડળ રાજ્યની પ્રકાશનસંસ્થાએ બાલકેળવણી, સાહિત્ય અને ઉપયોગી પાઠ્યપુસ્તકો ઈ. સ. ૧૯૧૦ થી ૧૯૨૦ માં તૈયાર કરાવી પ્રસિદ્ધ કરેલાં.

ઈ. સ. ૧૯૨૦માં ગૂજરાત વિદ્યાપીઠ સ્થપાતાં આવું કામ ગૂજરાત વિદ્યાપીઠે પણ શરૂ કર્યું.

ગૂજરાત વિદ્યાપીઠે પ્રાથમિક શાળાની ચાલણ ગાડીથી માંડીને સ્નાતક કક્ષાના વિનયન તેમજ વેપાર-વાણિજ્ય વિદ્યાનાં ૧૯૨૯ સુધીમાં પહેલાં ૬૦ અને પછી ૧૬૧ પાઠ્ય પુસ્તક પ્રસિદ્ધ કરેલાં. આ ઉપરાંત ગુજરાતી-હિંદુસ્તાની તથા શબ્દાવલીના રૂપમાં જોડણી કોશ (૧૯૨૯) પણ તૈયાર કરાવ્યા. જે પછી ગુજરાતી ભાષામાં અને ગુજરાતમાં સર્વસ્વીકૃત થયાં. હિંદુસ્તાની હિંદી માટેનાં વિનીત-વિશારદ અને તાલીમના પુસ્તક પણ એણે તૈયાર કરાવેલાં જે ઘણીખરી ખાનગી શાળાઓમાં આજ સુધી ચાલે છે.

## (૨) આઝાદી પછી

### આઝાદી પછીના પ્રવાહ

૧૯૪૭ માં ભારતને સ્વતંત્રતા મળી એ સાથે એક નવો સ્ફૂર્તિનો ઓઘ ઊડયો તેની ઝલક કેળવણી-ક્ષેત્રે પણ દેખાવા લાગી. ઈ. સ. ૧૯૪૭ થી ૧૯૬૦ ના સ્વાતંત્ર્યોત્તર ગાળામાં કેળવણીનો પ્રચાર લગભગ દ્વિગુણિત થયો અને એમાં વિષય-વૈવિધ્ય પણ પુષ્કળ વધ્યું. સને ૧૯૪૭ ના કાયદાથી શાળામંડળથી લોકલબોર્ડ અલગ થયું. શાળાઓનું ગ્રાન્ટનું ધોરણ સુધારીને વધુ ઉદાર બનાવાયું.

### પૂર્વ-પ્રાથમિક શિક્ષણ

સ્વરાજ્ય મળ્યા પછી પેટલાદ-વડોદરા આસપાસ ૧૦૦ જેટલી બાલવાડી-આંગણવાડી ચાલતી હતી. અમદાવાદ સુરત વગેરે નગરોમાં બાલમંદિરનો પ્રચાર વધુ હતો. સૌરાષ્ટ્ર માં ૧૧ બાલમંદિર ચાલતાં હતાં. ગુજરાતનાં નાનાં મોટાં નગરોમાં બાલમંદિર-બાલવાડી ચલાવવાની પ્રવૃત્તિ વધી છે. આજે ૭ સરકારી અને બે ખાનગી અધ્યાપન મંદિરો-તાલીમી શાળાઓ ચાલે છે.

### પ્રાથમિક શિક્ષણ

રાષ્ટ્રિય કોંગ્રેસે શિક્ષણક્ષેત્રે અને સંસ્કારક્ષેત્રે ત્વરિત પ્રગતિ કરવા સ્વભાષાને જ મુખ્ય આધાર ગણી અને વિદેશી કે પરભાષાને વ્યવહાર તથા શિક્ષણના માધ્યમ તરીકે દૂર કરવા પ્રયત્ન કર્યા સરકારે બાળકો માટે ૧૪ વર્ષની વય સુધીનું પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કર્યું તેથી શાળામાં ભરતી ૧૫ ટકા થતી તે ૨૩.૭ ટકા વધી.[૪૧] ઈ. સ. ૧૯૪૭ થી લગભગ નઈતાલીમની ૨,૪૧૨ થી વધુ શાળા ચાલે છે.[૪૨] સરકારે પ્રાથમિક શિક્ષણમાં નઈતાલીમ અર્થાત્ પાયાની કેળવણીને સ્વીકારી છે. આ શાળાઓમાં કંતામણ વણાટ બાગકામ ખેતી સુથારી કાર્ડબોર્ડ વગેરેના ઉદ્યોગ શીખવાય છે. પ્રથમ

એ પંચવર્ષીય યોજનાઓમાં આવી શાળાઓ ૫૦ ટકા વધારવાનું લક્ષ્ય રાખેલ છે. આ ઉપરાંત અનેક ખાનગી પ્રાથમિક શાળાઓ પણ ગુજરાતમાં ચાલે છે.

યુદ્ધ પહેલાં મુંબઈ પ્રાંતમાં ૪.૧ ટકા શિક્ષણ હતું અને ભણી શકે તેવાં ૧૫ ટકા બાળકો શિક્ષણ લેતાં એમાં નીચે પ્રમાણે વૃદ્ધિ જોવા મળી છે.[૪૩]

૧૯૪૭ પછી—

| | પ્રાથમિક શાળાઓની સંખ્યા | એમાં ભણતાં બાળકોની સંખ્યા |
|---|---|---|
| તળ–ગુજરાત | ૭,૬૮૫ | ૯,૯૪,૮૬૦ |
| સૌરાષ્ટ્ર | ૩,૩૫૮ | ૨,૧૯,૭૧૮ |
| કચ્છ | ૫૩૭ | ૨૦,૮૧૧ |
| કુલ | ૧૧,૫૮૦ | કુલ ૧૨,૩૫,૩૮૯ |

૧૯૪૫માં કુલ ૯,૩૩૭ શાળા અને ૮,૯૧,૦૨૯ વિદ્યાર્થી હતા, જે વધીને આ સંખ્યા ૧૯૬૦-૬૧ માં ૧૮,૫૧૨ અને ૧૮,૨૦,૫૬૯ ની થઈ.[૪૪]

આમાં અમદાવાદ વડોદરા સુરત ખેડા અને મહેસાણા જિલ્લામાં પ્રાથમિક શાળાઓ વધુ હતી. બનાસકાંઠા સાબરકાંઠા અને પંચમહાલ જિલ્લાઓમાં શાળાઓની સંખ્યા ઓછી હતી[૪૫] પરંતુ, સરકારની સુધરેલી કેળવણીની નીતિને કારણે ૫૦૦ થી વધુ વસ્તીવાળા દરેક ગામમાં શાળા ખોલવાનું અને એનાથી ઓછી વસ્તીવાળા ગામોમાં પ્રવાસી શિક્ષકની શાખા ચાલુ કરવાનું નક્કી થયેલું.

આથી, ૧૯૬૧ માં ગુજરાતમાં કુલ ૧૮,૯૦૨ પ્રાથમિક શાળાઓ હતી[૪૬] અને તેમાં નઈતાલીમની શાળાઓ ૫,૪૧૪ હતી. ઉપર્યુક્ત શાળાઓમાંથી ૧૮,૫૦૦ ગુજરાતી–ભાષી અને ૪૦૨ અન્યભાષી–સિંધી મરાઠી હિંદી વગેરે માધ્યમવાળી હતી

લૂલાં મૂગાં બહેરાં અને આંધળાં જનો માટે ૧૯૬૦ સુધીમાં ૧૭ સંસ્થાઓ અસ્તિત્વમાં આવી. પ્રારંભમાં અહીં સંસ્કૃત પાઠશાળાઓને પણ પ્રોત્સાહન અપાયું. ૧૯૬૦ સુધીમાં ગુજરાતમાં પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટેનાં અધ્યાપન-મંદિરોની સંખ્યા વધીને ૬૪ ની થઈ.

## માધ્યમિક શિક્ષણ

૧૯૪૭ માં ગુજરાતમાં માધ્યમિક શાળાઓની સંખ્યા ૪૩૮ હતી તે વધીને ૧૯૬૦ માં લગભગ ૮૦૦ જેટલી થઈ.[૪૭] અમદાવાદ સુરત ખેડા અને મહેસાણા જિલ્લાઓમાં એની સંખ્યા વિશેષ છે. માધ્યમિક શાળાઓમાં ઉચ્ચતર કક્ષાએ

મુખ્ય સાત વિષયો ઉપરાંત અન્ય વિષયો વૈકલ્પિક ધોરણે શીખવાય છે. એમાં માતૃભાષા ફરજિયાત છે. આઠમા ધોરણથી અંગ્રેજી કે હિંદી વૈકલ્પિક ભાષા તરીકે અને તમામ ધોરણથી સંસ્કૃત ભાષા બીજી ભાષા તરીકે શીખવાય છે. આ ઉપરાંત નામું અંકગણિત ટાઇપ-રાઈટિંગ, ટેકનિકલ વિષયો, ખેતી – ગોપાલન કલાઓ અને ઉપયોગી કલાના વિષય પણ વૈકલ્પિક વિષયો તરીકે રાખી શકાય છે. શાળાઓ સાથે પ્રયોગશાળાઓ અને વર્કશૉપ-પદ્ધતિનો વધુ ઉપયોગ થાય એવી સાર્જન્ટ યોજના(૧૯૪૬)એ ભલામણ કરેલી, વળી સંગ્રહસ્થાનો અને પુસ્તકાલયો શરૂ કરાય તેવી પણ ભલામણ કરેલી. શિક્ષણમાં ટેકનિકલ-ઔદ્યોગિક શિક્ષણ અને કલાના વિષય વધે એમ પણ એણે સૂચવેલું.

મધ્યસ્થ સરકારે ૧૯૫૪ માં સેન્ટ્રલ સ્કૂલની યોજના કરી દેશના દરેક જિલ્લામાં આવી એક શાળા મુખ્ય મથકે શરૂ કરવાનું નક્કી કરેલું તે પ્રમાણે ગુજરાતમાં આવી નવ શાળા શરૂ થઈ છે.[૪૮] આ શાળાઓને ગ્રંથાલય અને ઇતર સાધનો માટે ૧૦ થી ૧૫ ટકા ગ્રાન્ટ વિશેષ મળે છે.

કન્યાઓ માટેની માધ્યમિક શાળાઓની સંખ્યા વધીને ૧૦૧ થઈ.

'ભાવનગર-દક્ષિણામૂર્તિ''માં ગિજુભાઈ-નાનાભાઈએ બાલમંદિર અને વિનય-મંદિરમાં કુમાર-કન્યાઓને સહશિક્ષણ આપવાની શરૂઆત કરેલી. ૧૯૫૭-૫૮ માં ગુજરાતમાં મિશ્ર શાળાઓમાં ૬૬ ટકા કન્યાઓ શિક્ષણ લેતી એ નોંધપાત્ર છે.[૪૯]

આમ છતાં ગુજરાતમાં સમગ્ર તબક્કે કેળવણીમાં અપવ્યયનું ધોરણ ઊંચું છે એ ખેદજનક છે. ધોરણ પહેલામાં ૨/૩ વિદ્યાર્થીઓનો અપવ્યય થાય છે. એમાં કુલ છોકરાઓના ૫૬ ટકા અને કુલ છોકરીઓના ૬૨ ટકાનો અપવ્યય થાય છે.

સરખાવો ભારતના અપવ્યયના ટકા :[૫૦] ઈ. સ. ૧૯૩૧ થી ૧૯૬૦-૬૧.

| ૧૯૩૧-૩૨ | ૧૯૪૧-૪૨ | ૧૯૪૬-૪૭ | ૧૯૫૦-૫૧ | ૧૯૬૦-૬૧ |
|---|---|---|---|---|
| ૮૦.૮ ટકા | ૬૭.૦ ટકા | ૬૫.૦ ટકા | ૬૬.૩ ટકા | ૬૬.૮ ટકા |

માધ્યમિક શિક્ષકો માટેની પ્રથમ બી.ટી. કૉલેજ ગુજરાતમાં વડોદરા રાજ્યે ખોલી હતી. ૧૯૦૯ પછી એનો ઝડપી વિકાસ થયો. અમદાવાદમાં ૧૯૫૨ માં એ. જી. ટીચર્સ કૉલેજ શરૂ થઈ. પોરબંદર વલ્લભવિદ્યાનગર રાજકોટ ભાવનગર વગેરે સ્થળોએ પણ આવી કૉલેજો 'બી.ટી.' ને સ્થાને 'બી.એડ.' ઉપાધિ અપાવે છે.

૧૯૫૬ માં બુનિયાદી કેળવણી મૂલ્યાંકન કમિટી નિમાયેલી તેણે બધી જ શાળાઓનું બુનિયાદીકરણ કરવા ભલામણ કરેલી. દ્વિતીય પંચવર્ષીય યોજનામાં

૫૦ ટકા બુનિયાદી શાળાઓ વધારવાનો સરકારે લક્ષ્યાંક રાખેલો અને એ માટે આર્થિક સહાય વધારવાનું વિચારેલું. આમ છતાં કુલ પ્રાથમિક શાળાઓના પ્રમાણમાં બુનિયાદી શાળાઓની ટકાવારી નીચે પ્રમાણે રહી છે :

| સાલ | બુનિયાદી | ઉ. બુનિયાદી | તાલીમી શાળાઓ |
|---|---|---|---|
| ૧૯૫૧ | ૧૫.૯ ટકા | ૨.૧ ટકા | ૧૫ ટકા |
| ૧૯૫૬ | ૧૫.૪ ,, | ૨૨ ૩ ,, | ૫૬ ,, |
| ૧૯૬૧ | ૨૧.૨ ,, | ૩૦.૨ ,, | ૭૦ ,, |

આ શાળાઓ ખાનગી શિક્ષણમાં વ્યાપક થઈ નથી અને એને લોકમાનસે પૂરેપૂરી સ્વીકારી નથી.

કોઠારી પંચે વિજ્ઞાન અને ટેક્નૉલૉજીની મદદથી સમાજની નવરચના કરવાની ભલામણ કરી એને કારણે નઈ તાલીમનો વિકાસ રૂંધાયો તથા ઈ. સ. ૧૯૫૭ થી વિવિધલક્ષી શાળાઓ અને પોલિટેકનિકો શરૂ થયા. વળી, નવી તરાહ નીચે માનવવિદ્યા ઉપરાંત વિજ્ઞાન વ્યાપાર–વાણિજ્ય કૃષિ–પશુપાલન ગૃહવિજ્ઞાન ટેકનિકલ વિષયો લલિતકલા ટાઇપ–રાઇટિંગ નામું અંકગણિતાદિ વૈકલ્પિક વિષયો વધતા એનો વિકાસ લગભગ સ્થગિત થયો છે. વિવિધલક્ષી શાળાઓનો હેતુ ધંધાદારી શાળાઓનો નહિ. પણ ધંધાકીય અભિગમ ઊભો કરવાનો છે. એ નોંધપાત્ર છે કે ૧૯૫૫–૫૬ માં આવી વિવિધલક્ષી શાળાઓ ૪.૬ ટકા હતી તે ૧૯૬૦–૬૧ માં ૧૮.૮ ટકા થઈ છે. ત્રીજી પંચવર્ષીય યોજનામાં રાજ્યે એને વધુ વિસ્તારવાનું નક્કી કર્યું છે.

ઈ. સ. ૧૯૫૪ થી દેશમાં શિક્ષણ સાથે એન. સી. સી.(N.C.C.)ની યોજના દાખલ થઈ છે અને ૧૯૬૨ પછી એને ફરજિયાત કરી છે.

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી અક્ષરજ્ઞાન પામેલી વસ્તીમાં ટકા.[૫૧]

| | | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|
| ૧૯૫૧ | તળ–ગુજરાત | ૩૪. ૯ ટકા | ૧૪. ૬ ટકા |
| | સૌરાષ્ટ્ર | ૨૬.૨૮ ટકા | ૧૦.૨૩ ટકા |
| ૧૯૬૧ | તળ–ગુજરાત અને સૌરાષ્ટ્ર | — | ૧૯.૧૦ ટકા |

શહેરમાં કુલ ૫૦ ટકા થી ઓછું પ્રમાણ છે.

## ઉચ્ચ શિક્ષણ

સ્વરાજ્ય મળ્યા પછી દેશમાં ઉચ્ચ શિક્ષણની પ્રતિષ્ઠા વધી છે અને આ શિક્ષણ લેનારની સંખ્યા પણ વધી છે.

ઈ. સ. ૧૯૪૮ માં યુનિવર્સિટી-શિક્ષણ અંગે વિચારવા 'રાધાકૃષ્ણન્ પંચ'ની ભારત સરકારે રચના કરેલી. આ કમિશને દેશનાં વિશ્વવિદ્યાલયોને સ્નાતકના ડિગ્રી-અભ્યાસક્રમ માટે ત્રણ વર્ષ રાખવા સૂચવ્યું. વળી, જનરલ એજ્યુકેશન અને ધાર્મિક શિક્ષણ આપવાની પણ ભલામણ કરેલી.

૧૯૪૭ માં નડિયાદમાં વિજ્ઞાન–વિનયન કૉલેજ શરૂ થઈ. ૧૯૫૩ માં અમદાવાદમાં બીજી વિનયન કૉલેજ ઉમેરાઈ. ૧૯૫૯ માં પાટણમાં કૉલેજ શરૂ થઈ. ૧૯૫૪–૫૫ માં વિનયન વિજ્ઞાન અને ધંધાદારી શિક્ષણ આપતી કૉલેજોની સંખ્યા ૨૨ ની હતી. ૧૯૫૫ માં ભરૂચમાં એક અને અમદાવાદમાં બે ત્રણ વિનયન કૉલેજો ખૂલી. કૉલેજોની સંખ્યા ૧૯૫૯–૬૦ માં ૮૫ અને ૧૯૬૦–૬૧ માં ૯૬ની થઈ. એ પૈકી ૪૦ વિનયન-વિજ્ઞાનની અને ૩૮ વ્યાવસાયિક શિક્ષણની હતી. ઉચ્ચ શિક્ષણમાં ૩૦ ટકા ગુણનું આંતરિક મૂલ્યાંકન દાખલ કરાયું. ગ્રામીણ વિસ્તારમાં લોકભારતી ગ્રામજીવનને અનુલક્ષીને શિક્ષણ આપતી સંસ્થા છે. વડોદરામાં ૧૯૪૯ માં મેડિકલ કૉલેજ સ્થપાઈ. આયુર્વેદ મેડિકલ કૉલેજ ૧૯૫૧ માં આર્થિક તંગીને કારણે બંધ પડેલી તે નડિયાદમાં પાછી ચાલુ થઈ. ૧૯૪૭ માં અમદાવાદમાં એલ. એમ. ફાર્મસી કૉલેજ અસ્તિત્વમાં આવી. ૧૯૪૮ માં વલ્લભવિદ્યાનગરમાં બીરલા વિશ્વકર્મા વિદ્યાલય શરૂ થયું. ૧૯૫૧ માં મોરબીની ટેકનિકલ સ્કૂલ ઇજનેરી કૉલેજ-રૂપે વિકસી. ૧૯૫૬ માં રાજકોટમાં લૉ કૉલેજ શરૂ થઈ. ૧૯૬૧ સુધીમાં વાણિજ્યની આઠ કૉલેજ હતી. ઈ.સ. ૧૯૪૭ માં પી. આર. એલ (ફિઝિકલ રિસર્ચ લેબોરેટરી)ની સ્થાપના યુનિવર્સિટી વિસ્તારમાં થઈ એની પાસે જ અટિરા (અમદાવાદ ટેક્સ્ટાઇલ ઇન્ડસ્ટ્રીઝ રિસર્ચ એસોશિયેશન) વસ્ત્રવિદ્યાનું સંશોધન કાર્ય કરે છે.

સ્વાતંત્ર્યોત્તર ગુજરાતમાં ત્રણ યુનિવર્સિટી અનુક્રમે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ૧૯૪૯ માં વડોદરામાં, ગુજરાત યુનિવર્સિટી ૧૯૫૦ માં અમદાવાદમાં અને સરદાર વલ્લભભાઈ પટેલ વિદ્યાપીઠ (પાછળથી સરદાર પટેલ યુનિવર્સિટી નામ પામેલી) ૧૯૫૬ માં વલ્લભવિદ્યાનગર(આણંદ પાસે)માં શરૂ થઈ. ઈ. સ. ૧૯૫૩ થી નઈ તાલીમ પ્રમાણે ઉત્તર બુનિયાદી પછી ઉચ્ચ વિદ્યાનું શિક્ષણ આપતી ગ્રામવિદ્યાપીઠ લોકભારતી લોક શિક્ષણ અને કૃષિના વિશારદો તૈયાર કરે છે.

ગુજરાત યુનિવર્સિટીમાં શિક્ષણનું માધ્યમ તથા વહીવટનું માધ્યમ કયું રાખવું એ ઉગ્ર વિવાદનો પ્રશ્ન બન્યો. પ્રાદેશિક નેતાઓ ઉચ્ચ શિક્ષણમાં હિંદી માધ્યમ રાખવાનો આગ્રહ ધરાવતા. યુનિવર્સિટી સેનેટે ભારે બહુમતીથી પહેલેથી શિક્ષણ તથા વહીવટના માધ્યમ તરીકે પ્રાદેશિક ભાષા–ગુજરાતીને અપનાવી. વિનયન વાણિજ્ય અને વિજ્ઞાન જેવી અનેક વિદ્યાશાખાઓમાં એની યોજના સફળ થઈ. વિદ્યાનું—શિક્ષણના તથા પરીક્ષણના માધ્યમ દ્વારા—વિતરણ વ્યાપક અને લોકપ્રિય થયું.

મુંબઈ રાજ્યની કોંગ્રેસ સરકારે હિંદી માધ્યમ સ્વીકારવાની અપેક્ષાએ વલ્લભવિદ્યાનગર(જિ. ખેડા)માં ગુજરાત યુનિવર્સિટીમાંથી અલગ પાડીને સ્વતંત્ર યુનિવર્સિટી સ્થાપી, પરંતુ ત્યાં વાસ્તવમાં ગુજરાતી વિદ્યાર્થીઓમાં વ્યાપક ઉપયોગ ગુજરાતી માધ્યમનો થાય છે.

મ. સ. યુનિવર્સિટી પહેલેથી જ અંગ્રેજી માધ્યમને વળગી રહી છે.

વલ્લભવિદ્યાનગરમાં સરદાર પટેલ યુનિવર્સિટીએ હિંદી માધ્યમ દ્વારા તમામ વિષયો શીખવવાનો સૈદ્ધાંતિક સ્વીકાર કર્યો છે, આથી એમાં ગુજરાત બહારના વિદ્યાર્થીઓ પણ ભણવા આવે છે.

ભો. જે. વિદ્યાભવન, અમદાવાદની માન્ય સંસ્થા તરીકેની માન્યતા હવે ગુજરાત યુનિવર્સિટીમાં થઈ.

ગુજરાત-યુનિવર્સિટી વિસ્તાર પાસે સ્કૂલ ઑફ આર્કિટેક્ચરમાં એ વિષયના અધ્યયન-સંશોધનનું કાર્ય થાય છે તથા લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમાં (૧૯૫૭ થી) સંસ્કૃત-પ્રાકૃતમાં વિશેષે જૈન ગ્રંથોના સંપાદન–પ્રકાશન–સંશોધનનું કાર્ય થાય છે.

ઈ. સ. ૧૯૫૧ માં પહેલી પંચવર્ષીય યોજનામાં યુનિવર્સિટી-શિક્ષણ માટે રૂ. ૧૫ કરોડ ફાળવાયેલા. ઈ. સ. ૧૯૫૬ માં શરૂ થયેલી બીજી યોજનામાં એ રૂ. ૫૭૩ કરોડ અંદાજાયા હતા. ઈ. સ. ૧૯૫૩ માં યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન દિલ્હીમાં શરૂ થયું.

ગુજરાતમાં શ્રીમતી નાથીબાઈ ધરમશી ઠાકરસી યુનિવર્સિટી સાથે સંલગ્ન ચાર કૉલેજો–અમદાવાદ વડોદરા સુરત અને ભાવનગરમાં ચાલે છે. પછી આવી એક કૉલેજ વિસનગરમાં શરૂ થઈ છે. આ ઉપરાંત ઉપરોક્ત વિશ્વ-વિદ્યાલયો સાથે જોડાયેલી ૧૧ મહિલા કૉલેજ છે. ગુજરાત યુનિવર્સિટી-વિસ્તારમાં બહેનોનું એક પોલિટેકનિક પણ ચાલે છે. ઈ. સ. ૧૯૫૮ માં દુર્ગાબાઈ દેશમુખના અધ્યક્ષપણે સ્ત્રી-શિક્ષણ વિશે એક રાષ્ટ્રિય સમિતિ રચાયેલી.

ઈ. સ. ૧૯૫૩ માં ઑલ ઇન્ડિયા ઓરિયેન્ટલ કૉન્ફરન્સનું ૧૭ મું અને ૧૯૫૪ માં ઇન્ડિયન હિસ્ટ્રી કૉંગ્રેસનું ૧૭ મું અધિવેશન અમદાવાદમાં થયેલાં. ઈ. સ. ૧૯૬૦ ની આસપાસ અભ્યાસના જુદા જુદા વિષયોની પરિષદોની સ્થાપના પણ થઈ છે.

આ સર્વ શૈક્ષણિક સંસ્થાઓ ગુજરાતની મૂડી પર નિર્ભર છે. ઈ. સ. ૧૯૬૦ માં ગુજરાત રાજ્યની સ્થાપના થતાં ગુજરાતમાં ઉચ્ચ વિદ્યા અને અધ્યયન–સંશોધન-ક્ષેત્રે અને સમગ્ર કેળવણી-ક્ષેત્રે વિકાસની તક ઉજ્જ્વળ બની છે. ઈ. સ. ૧૯૬૦–૬૧ માં ગૅસ તેલ અને પેટ્રોલિયમ પ્રાપ્ત થતાં રંગ–રસાયણો-ખાતરાદિનાં સંશોધન–તાલીમ કેંદ્રોની શરૂઆત થાય એવી અપેક્ષા રહે. વળી, દીર્ઘ દરિયાકાંઠો, નાવિકવિદ્યા તથા મત્સ્યવિદ્યાની તાલીમ, મીઠાનું સંશોધનકાર્ય (ભાવનગરમાં શરૂ થયું છે), દરિયાઈ ખનિજવિદ્યા, વનવિદ્યા ભૂસ્તરવિદ્યા અને ખનિજવિદ્યા, અવકાશવિદ્યા (સ્પેસ ઍપ્લિકેશન સેન્ટર), ખગોળવિદ્યા વગેરેના વિકાસની પણ આવશ્યકતા છે. આ સર્વ ગુજરાતનો કેળવણીના ક્ષેત્રે વૈવિધ્યભર્યો અને ઝડપી વિકાસ થઈ રહ્યો છે એમ સૂચવે છે.

## સમાજ-શિક્ષણ

૧૯૪૭ થી પ્રૌઢ શિક્ષણને વ્યાપક બનાવી એને 'સમાજશિક્ષણ' નામ ૧૯૪૮ માં આપી એની પ્રાદેશિક સમિતિ રચવામાં આવેલી. એના મંત્રી કલ્યાણજીભાઈ મહેતા હતા અને પ્રોત્સાહકો નાનાભાઈ ભટ્ટ, જુગતરામભાઈ દવે તથા નરહરિભાઈ પરીખ હતા અને પ્રયોજક સરકાર હતી. આ સમિતિએ અક્ષરજ્ઞાન ઉપરાંત સામાન્ય નાગરિકશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, સામાન્ય જ્ઞાન, ભજનાદિ શીખવવાનું નક્કી કરેલું. પછી સમિતિનું આ કાર્ય ૧૯૫૨ માં જિલ્લા ઉપશિક્ષણ-અધિકારીઓને સોંપાયું છે. ૧૯૪૫ થી ૧૯૬૦ નાં ૧૫ વર્ષોમાં ઉત્તીર્ણ થયેલા પ્રૌઢોની સંખ્યા ૩,૧૮,૮૮૩ છે. એકંદરે સમાજશિક્ષણનું કાર્ય ધીમું ચાલે છે.

૧૯૬૧ ની વસ્તી-ગણતરી પ્રમાણે શહેરોમાં ૫૧.૩ ટકા અને ગામડાંમાં ૭૫ ટકા લોકો નિરક્ષર હતાં.[૫૨] અમદાવાદના મજૂર-વિસ્તારમાં ૧૯૫૫ પછી રાત્રિ-શાળાઓ ચાલતી તે ભદ્ર તથા ખાડિયાનાં બે યુવક મંડળ ચલાવતાં.

આમ, કેળવણીમાં અનેકમુખી વૈવિધ્યભર્યો વિકાસ છતાં સ્વાતંત્ર્યોત્તર કાલમાં યુનિવર્સિટીઓનાં મૂળભૂત મૂલ્યો અને ઉદ્દેશોમાં ખાસ ફેરફાર થયા નથી. કેળવણીનો વ્યાપ વધ્યો છે અને ગુણવત્તા પ્રમાણમાં ઘટી છે.[૫૩]

## નવા વિષય

ઈ. સ. ૧૯૧૫–૪૭ ના ગાળાના આરંભમાં ગુજરાતમાં આર્ટ્સની બે કૉલેજ અને વ્યવસાયી કૉલેજોમાં કૉમર્સની બે, સાયન્યની બે અને લૉની એક કૉલેજ તથા એક મેડિકલ કૉલેજ એમ આઠેક કૉલજ ચાલતી તે વધીને ૧૯૬૦ માં લગભગ ૧૦૦ જેટલી થવા આવી.

ઈ. સ. ૧૯૪૯ માં શરૂ થયેલી મ. સ. યુનિવર્સિટીએ ઉચ્ચ વિદ્યામાં નવા વિષયોની પ્રથમ શરૂઆત કરી. એણે એજ્યુકેશન, ગૃહવિજ્ઞાન, સોશિયલ વર્ક, સાયન્સમાં માઈક્રો-બાયોલોજી, આર્કિટેક્ચર, એન્જિનિયરિંગ, કલાઓમાં ચિત્ર સંગીત નૃત્ય નાટ્યકલાઓ અને ફાઇન આર્ટ્સના અને એપ્લાઈડ આર્ટ્સના વિષય એમ.એ અને પીએચ.ડી. કક્ષા સુધી ક્રમશઃ વધાર્યા છે. વળી, એનું પ્રાચ્ય વિદ્યામંદિર સંસ્કૃત–ગુજરાતી ગ્રંથોનાં સંશોધન–પ્રકાશન વગેરેને લાગતું વિશેષ કાર્ય કરે છે. આ યુનિવર્સિટીએ કાપડવિદ્યા મ્યુઝિયોલોજી અને ગ્રંથાલયવિદ્યાનાં તાલીમ કેંદ્ર પણ શરૂ કર્યાં છે. ગૃહવિજ્ઞાન અને લલિત કલાઓની અલગ વિદ્યાશાખાઓ સ્થાપી છે.

ગુજરાત યુનિવર્સિટીમાં ગુજરાતી એ અભ્યાસના વિષયોની બોધભાષા છે. એમાં આર્ટ્સ સાયન્સ કૉમર્સ લૉ મેડિકલ ઉપરાંત નવા વિષયોમાં એન્જિનિય• રિંગ, જેમાં સિવિલ મિકેનિકલ ઈલેક્ટ્રિકલ ઉપરાંત હાલમાં ઈલેક્ટ્રૉનિક્સનો વિષય ઉમેરાયો છે. ફાર્માસ્યુટિક્સ આર્કિટેકચર ગ્રંથાલયવિદ્યા અને એજ્યુકેશન અભ્યાસક્રમ ઉમેરાયા છે. ઈ. સ. ૧૯૫૬ થી એનાં અનુસ્નાતક-કેંદ્ર શરૂ થયાં છે, જેમાં વિવિધ ભાષાઓ, સમાજવિદ્યા રાજ્યશાસ્ત્ર ઇતિહાસ તત્ત્વજ્ઞાન માનસશાસ્ત્ર શિક્ષણશાસ્ત્ર અર્થશાસ્ત્ર જીવવિદ્યા પદાર્થવિજ્ઞાન રસાયણશાસ્ત્ર વગેરે વિષય એનાં અલગ ભવનો દ્વારા શીખવાય છે. ભો. જે. વિદ્યાભવનમાં ભારતીય સંસ્કૃતિ તથા સંસ્કૃત અને ગુજરાતીને લગતું અધ્યયન–સંશોધન-કાર્ય ચાલે છે. લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમા સંસ્કૃત પ્રાકૃત વગેરેનું અધ્યયન–સંશોધન કાર્ય ચાલે છે. પી.આર.- એલ. પદાર્થવિજ્ઞાનના અધ્યયન–સંશોધનની સંસ્થા છે. એ અને વસ્ત્રવિદ્યા માટેની 'અટિરા' સંસ્થા એ બે સ્વતંત્ર સંસ્થા છે. ગુજરાત યુનિવર્સિટીમાં નાટ્યવિદ્યા પ્રૂફ રીડિંગ પત્રકારત્વ વગેરેના ડિપ્લોમા–વર્ગ પણ શરૂ થયા છે.

સને ૧૯૩૬–૩૭ થી પાટણમાં આયુર્વેદ વિદ્યાલય હતું અને ૧૯૩૮ થી નડિયાદમાં એ શરૂ થયું. ૧૯૩૮ થી આણંદમાં કૃષિ–ગોવિદ્યાનું વિદ્યાલય શરૂ થયું.

૧૯૪૬ માં આયુર્વેદની કૉલેજ જામનગર અને સુરતમાં શરૂ થઈ. ૧૯૫૩ માં ગ્રામવિદ્યાપીઠ દ્વારા લોકશિક્ષણ અને કૃષિવિશારદો તૈયાર થવા લાગ્યા. ૧૯૫૬ થી આણંદ પાસે સાયન્સ કૉમર્સ આર્ટ્સ એજ્યુકેશન એન્જિનિયરિંગ ખેતી–પશુપાલન ડેરી જેવા વિષયોમાં અધ્યયન–સંશોધન અને તાલીમ–કેંદ્રો ચાલે છે. મહાદેવ દેસાઈ મહાવિદ્યાલય(ગૂજરાત વિદ્યાપીઠ)માં આદિવાસી પછાત અને મજૂર અંગેની સમાજસેવાની તાલીમ અપાય છે તથા સંશોધન-કાર્ય થાય છે. એણે આદિવાસી સંગ્રહસ્થાન પણ વિકસાવ્યું છે. આ ઉપરાંત એ પોતાની પ્રકાશન–સંસ્થા દ્વારા ઉપયોગી ગ્રંથો પ્રકાશિત કરે છે.

શ્રીમતી ના. ધ. ઠા. યુનિવર્સિટી સાથે સંલગ્ન કૉલેજોમાં સ્ત્રીઓને લગતા વિષયો, જેવા કે ગૃહવિજ્ઞાન, બાળઉછેર અને માતૃત્વ, આરોગ્ય ચિકિત્સા, પોષક આહારાદિ વિષયો, કલા અને ઉપયોગી કલાઓનું અધ્યયન એમ.એ. અને પીએચ.ડી. કક્ષા સુધીનું ચાલે છે. એમાં પણ પત્રકારત્વ જેવા નવા વિષય બહેનો માટે દાખલ કર્યા છે.

યુનિવર્સિટી–વિસ્તારમાં બહેનો માટે ચાલતા પોલિટેકનિકમાં ટેકનિકલ મિકેનિકલ અને ઘડિયાળાદિ યંત્રોને લગતા વ્યવસાયી વિષય શીખવાય છે.

વિષયવૈવિધ્યની દૃષ્ટિએ નીચેના વિષય ૧૯૬૦ સુધીમાં ગુજરાતમાં શીખવાતા. એની કૉલેજોની સંખ્યા એના વિકાસને સૂચવે છે.[૫૪] આર્ટ્સ અને સાયન્સ કૉલેજો–૫૬, કૉમર્સ–૫, લૉ–૩, એન્જિનિયરિંગ–૪, મેડિકલ–૩, ફાર્મસી–૧, આયુર્વેદ–૧, પશુચિકિત્સા–૧, પૉલિટેકનિક–૬, બી.એડ.–૩, બેઝિક ટ્રેઇનિંગ કૉલેજ–૧, પ્રાથમિક શિક્ષણ કૉલેજ–૨૭, શારીરિક શિક્ષા કૉલેજ–૧, મહિલા કૉલેજ–૪, ગૃહવિજ્ઞાન–૧, ગ્રંથાલયવિદ્યા–૩, મ્યુઝિયોલૉજી–૧, પુરાતત્ત્વ-વિદ્યા–૧, ભારતીય વિદ્યા–૩, ફાઇન આર્ટ ઍન્ડ ઍપ્લાઇડ આર્ટ્સ–૧, સોશિયલ વર્ક–૧, આર્કિટેક્ચર–૧. આમાં બધા મળી ૭૦ હજારથી વધુ વિદ્યાર્થી અભ્યાસ કરે છે.

આ ઉપરાંત સરકાર વનવિદ્યા નાવિકવિદ્યા અને ભૂસ્તરવિદ્યાની શાળાઓ ચલાવે છે. વળી, એ સહકાર અને પંચાયત રાજ્ય તથા કૃષિવિદની શાળાઓ પણ ચલાવે છે.

**પાઠ્યપુસ્તકો**

મ. સ. યુનિવર્સિટીએ અંગ્રેજીમાં અનેક ઉપયોગી ગ્રંથ પ્રકાશિત કર્યા છે, જેમાં પુરાતત્ત્વને લગતાં પ્રકાશન ખાસ નોંધપાત્ર છે. ગુજરાત યુનિવર્સિટીએ

ગુજરાતી મારફતે શિક્ષણ આપવાનું સ્વીકારતાં પાઠ્યપુસ્તકોની પ્રસિદ્ધિ માટે યોજના કરી છે તે અન્વયે કેટલાંક ઉપયોગી મૌલિક પાઠ્યપુસ્તકો તેમ જ અનુવાદનાં અનેક પ્રકાશન થયાં છે. પ્રાદેશિક ભાષાના માધ્યમ વિરુદ્ધ પાઠ્ય-પુસ્તકોના અભાવનો હાઉ બતાવાતો એ પડકાર ઝીલીને એણે એ હાઉ પોકળ સાબિત કર્યો છે. સ. પ. યુનિવર્સિટીએ વિશેષતઃ એની 'જ્ઞાનગંગોત્રી' યોજના દ્વારા કેટલાંક ઉપયોગી પ્રકાશન કર્યાં છે. વળી, યુનિવર્સિટીઓના અભ્યાસક્રમ પ્રમાણે ખાનગી પ્રકાશન–સંસ્થાઓ પણ પાઠ્યપુસ્તકો રચાવીને પ્રસિદ્ધ કરતી રહી છે.

આગળ જતાં ભારત સરકારે યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ દ્વારા પ્રાદેશિક ભાષાઓમાં યુનિવર્સિટી–કક્ષાનાં પુસ્તક તૈયાર કરાવી પ્રકાશિત કરવાની પ્રવૃત્તિને અમલમાં મૂકીને આ સમસ્યાને ઘણી હળવી બનાવી છે.

## પાદટીપ

૧–૨. હીરાલાલ પારેખ, 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન' (અગુરેદ), પૃ. ૨૫૦
૩–૫. એજન, પૃ. ૪૬૮
૬. ધનવંત દેસાઈ, 'અર્વાચીન ભારતીય કેળવણીનો વિકાસ' (અભાકેવિ), પૃ. ૨૫
૭. અગુરેદ, પૃ. ૪૬૮–૬૯; શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ' (અગુરાસાંઇ), પૃ. ૧૫૫; શિવપ્રસાદ રાજગોર, 'ગુજરાત એક દર્શન' (ગુએદ), પૃ. ૪૩૯–૫૨
૮. અગુરેદ, પૃ. ૪૬૯
૯. એજન, પૃ. ૪૫૨
૧૦. રામલાલ પરીખ, 'ગુજરાત : એક પરિચય' (ગુએપ), પૃ. ૩૬૧
૧૧. અગુરેદ, પૃ. ૪૮૧
૧૨. શિવપ્રસાદ રાજગોર, 'ગુજરાતની કેળવણીનો ઈતિહાસ' (ગુકેઇ), પૃ. ૬૬
૧૩. એજન, પૃ. ૪૭૬–૮૮
૧૪–૧૬. ઉમાશંકર જોશી, 'કેળવણીનો કીમિયો,' પૃ. ૮, ૮૩
૧૭. અગુરેદ, પૃ. ૪૮૦
૧૮. એજન, પૃ. ૪૭૮
૧૯. ઉમાશંકર જોશી, ઉપર્યુક્ત, પૃ. ૮
૨૦. ગુએદ, પૃ. ૪૩૯
૨૧. અગુરાસાંઇ, પૃ. ૨૩૨
૨૨. અભાકેવિ, પૃ. ૯૯
૨૩. ગુકેઇ, પૃ. ૨૦૪–૦૫
૨૪. ગુએપ, પૃ. ૩૬૭
૨૫. ગુકેઇ, પૃ. ૧૬૬

૨૬. પ્રવીણાબહેન ઠક્કર, 'ગુજરાતનો સ્ત્રી-શિક્ષણનો ઇતિહાસ,' સાર રૂપે
૨૭. ગુએદ, પૃ. ૪૩૭
૨૮. ગુકેઇ, પૃ. ૧૦૮–૨૦૨, ૨૩૦–૩૧ ૨૯. એજન, ૧૯૯
૩૦. એજન, પૃ. ૬૩–૭૯, ૧૦૪–૦૭
૩૧. વિઠ્ઠલદાસ કોઠારી, 'કેળવણી વડે ક્રાંતિ,' પૃ. ૯૧
૩૨. એજન, પૃ. ૨૨૮–૨૯
૩૩. ગુકેઇ, પૃ. ૧૪૩ ૩૪. એજન, પૃ. ૧૪૪
૩૫–૩૬. એજન, પૃ. ૧૪૭ ૩૭. એજન, પૃ. ૧૬૩
૩૮–૪૦. વિઠ્ઠલદાસ કોઠારી, ઉપર્યુક્ત, પૃ. ૯૨
૪૧–૪૩. ગુએદ, પૃ. ૪૪૨
૪૪. પ્રવીણાબહેન ઠક્કર, ઉપર્યુક્ત, પૃ. ૧૨–૧૩; અગુરાસાંઇ, પૃ. ૨૮૯
૪૫. ગુએદ, પૃ. ૪૪૨
૪૬. *Gujarat To-day*, Prat I, (Pub. Hariprasad Vyas & Prabodh Raval), p. 91
૪૭. ગુએદ, પૃ. ૪૪૧ ૪૮–૪૯. *Gujarat To-day*, Part I p. 91
૫૦. અભાકેવિ, પૃ. ૪૮૮
૫૧. પ્રવીણાબહેન ઠક્કર, ઉપર્યુક્ત, પૃ. ૧૨
૫૨. ગુકેઇ, પૃ. ૨૦૩-૦૪ ૫૩. અભાકેવિ, પૃ. ૫૩૨
૫૪. *Gujarat To-day*, Part I, pp. 91 ff

પરિશિષ્ટ

# ગુજરાતમાં ગ્રંથાલય-પ્રવૃત્તિનો વિકાસ[1]

મહારાજા સયાજીરાવ ગાયકવાડની પ્રેરણાથી વડોદરા રાજ્યમાં શરૂ થયેલી ગ્રંથાલય-પ્રવૃત્તિ ૧૯૧૫ ની આસપાસ વ્યવસ્થિત થઈ ચૂકી હતી. વી. એ. બૉર્ડન અને જે. એસ. કુડાલકરની રાહબરી નીચે ૧૯૧૦ માં સ્થપાયેલ લાઇબ્રેરી ડિપાર્ટ-મેન્ટ તરફથી વિકાસની મોટી યોજનાઓ તૈયાર થઈ હતી. ૧૯૧૧ માં સ્થપાયેલ વડોદરા મધ્યસ્થ ગ્રંથાલય એ ભારતનું સૌથી પહેલું મુક્ત દ્વાર–પ્રવેશવાળું, ન્યાતજાત વગેરેના કોઈ પણ ભેદભાવ વિનાનું અને વાચકો પાસેથી કોઈ પણ જાતની ફી લીધા સિવાયનું સાર્વજનિક ગ્રંથાલય હતું.

## ગ્રંથાલય-પ્રવૃત્તિને સ્પર્શતા ધારા તથા સમિતિઓનાં કાર્ય

વડોદરા રાજ્યના તા. ૨૭–૬–૧૯૧૧ ના 'સાર્વજનિક ગ્રંથાલયોના નિયમો', જેમાં પાછળથી સુધારાવધારા થયેલા અને જેના પાયા ઉપર પાછળથી ગુજરાત સરકારના નિયમો થયા છે તે આ દિશાનો પ્રથમ સરકારી પ્રયત્ન છે.

સને ૧૯૩૭ માં મુંબઈ રાજ્યમાં કોંગ્રેસની સરકાર અમલમાં આવ્યા પછી ગ્રંથાલયોના વિકાસ માટે એણે શ્રી એ. એ. એ. ફૈઝીના પ્રમુખપણા નીચે સમિતિ નીમેલી તેણે રાજ્ય માટે મધ્યસ્થ ગ્રંથાલય, પ્રાદેશિક ગ્રંથાલયો, જિલ્લા ગ્રંથાલયો અને ગ્રામગ્રંથાલયોનું સુગ્રથિત તંત્ર રચાય અને તેઓને અનુદાન મળે એવી ભલામણો કરી છે.

૧૯૫૪ માં ડિલિવરીઝ ઑફ બુક્સ(પબ્લિક લાઇબ્રેરીઝ) 'ઍક્ટ' થયો તે અન્વયે પ્રકાશિત થયેલ દરેક પુસ્તકની નકલો બીજાં પ્રાદેશિક ગ્રંથાલયોને આપવાનું ઠર્યું. આ કાયદા અન્વયે ગુજરાતી પુસ્તકો મુંબઈની રૉયલ એશિયાટિક લાઇબ્રેરીને આપવાનું નક્કી થયું. ગુજરાતનું રાજ્ય થયા પછી આ પુસ્તકસંગ્રહ ગૂજરાત વિદ્યાપીઠ-ગ્રંથાલયને આપવામાં આવ્યો છે.

## ગ્રંથાલયવિજ્ઞાનનું શિક્ષણ

ભારતમાં ગ્રંથાલયવિજ્ઞાનનું પદ્ધતિસર શિક્ષણ આપવાનો પ્રથમ પ્રયોગ વડોદરામાં ૧૯૧૦ માં મધ્યસ્થ ગ્રંથાલયમાં કરવામાં આવ્યો હતો અને ૭ માસના અભ્યાસક્રમમાં પદવીધરોને દાખલ કરી એ વખતના વ્યવસ્થાપક શ્રી. બૉર્ડને

તાલીમ આપી હતી. પરંતુ ત્યાર પછી પૂરતા તાલીમાર્થીઓ નહિ મળવાથી આ વર્ગ બંધ કરવામાં આવ્યો હતો.

૧૯૫૭ થી વડોદરા યુનિવર્સિટી ગુજરાત યુનિવર્સિટી અને સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ પણ આવા અભ્યાસનો પ્રબંધ કર્યો છે.

ગ્રંથાલયવ્યવસ્થા-અધિકારીની દેખરેખ નીચે સાર્વજનિક ગ્રંથાલયોના કર્મચારીઓ માટે ટૂંક સમયના અભ્યાસના વર્ગ શરૂ થયા. ૧૯૫૧ માં આ અભ્યાસ ૭ સપ્તાહનો હતો. શાળાંત પરીક્ષા-ઉત્તીર્ણ વિદ્યાર્થી એમાં દાખલ થઈ શકતો. આવા વર્ગ અમદાવાદ રાજકોટ વિદ્યાનગર વડોદરા અને સુરતમાં ચાલતા.

## ગ્રંથાલયોનો વિકાસ

સ્વતંત્રતા પૂર્વે ગ્રંથાલયોના વિકાસમાં નીચેની સંસ્થાઓએ મહત્ત્વનો ભાગ ભજવેલો છે. વડોદરા રાજ્યનું પુસ્તકાલય ખાતું, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ અને ગુજરાત પુસ્તકાલય મંડળ. આ સમયની પ્રવૃત્તિમાં મહાન ફાળો આપનાર વ્યક્તિ તે સ્વ. શ્રી મોતીભાઈ અમીન.

વડોદરામાં જ્યારે પુસ્તકાલય ખાતું સ્થપાયું ત્યારે શ્રી બૉર્ડનના હાથ નીચે ૧૯૧૩ માં મોતીભાઈ અમીનની મદદનીશ વ્યવસ્થાપક તરીકે નિમણૂક થઈ હતી. મોતીભાઈએ 'જ્યાં જ્યાં શાળા ત્યાં ત્યાં પુસ્તકાલય' એ સૂત્ર અપનાવ્યું. લોકો જેટલી મદદ એકઠી કરે તેના ઉપર પંચાયતો અને સરકારની મદદ ઉમેરી ગ્રંથાલયોની સ્થાપના કરી અને તેઓને જાહેર સંસ્થા તરીકે ચલાવવાના નિયમ કર્યા. એમની લાંબી સેવાને લીધે જ વડોદરા રાજ્યના વિલીનીકરણ વખતે ૧૯૪૮ માં ૭૩ શહેર-ગ્રંથાલય, ૧,૪૨૦ ગ્રામગ્રંથાલય, ૧૪ બાળગ્રંથાલય અને ૨૪ મહિલા-ગ્રંથાલય થયાં હતાં.

સ્વતંત્રતા પછીનાં વર્ષોમાં ગ્રંથાલયપ્રવૃત્તિનો વિકાસ ગુજરાત રાજ્યની જુદી જુદી પંચવર્ષીય યોજનાઓ સાથે સંકળાયેલો છે. પ્રથમ યોજનામાં 'ઇન્ટિગ્રેટેડ લાઇબ્રેરી સર્વિસ'–સુગ્રથિત ગ્રંથાલયસેવા ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. એ વખતના સૌરાષ્ટ્ર રાજ્યે આ યોજનાનો સારો લાભ લીધો અને જામનગર રાજકોટ ભાવનગર જૂનાગઢ અને સુરેંદ્રનગરમાં જિલ્લા-પુસ્તકાલય સ્થાપ્યાં. તેઓને માટે સુંદર મકાનો બનાવી આપ્યાં અને જીપની સગવડ આપી 'ફરતા પુસ્તકાલયની' યોજના અમલમાં મૂકી. બીજી પંચવર્ષીય યોજનામાં ૧,૦૦૦ નવાં ગ્રામ-ગ્રંથાલય સ્થાપવાની જોગવાઈ કરવામાં આવી હતી. ત્રીજી પંચવર્ષીય યોજનામાં

રાજ્યમાં મધ્યસ્થ ગ્રંથાલય સ્થાપવાનો, જિલ્લા પુસ્તકાલયોને સરકારી દેખરેખ નીચે વ્યવસ્થિત કરવાનો અને ૧૦૦ નવાં ગ્રંથાલય સ્થાપવાનો કાર્યક્રમ હતો.

હાલ ગુજરાતમાં સારાં સાર્વજનિક અને શૈક્ષણિક ગ્રંથાલય વિકસ્યાં છે. અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાનું ગ્રંથાલય એનું આગવું સ્થાન ધરાવે છે. વળી-ભો. જે. વિદ્યાભવનનું પુસ્તકાલય અને વડોદરાનું મધ્યસ્થ ગ્રંથાલય એના નમૂનેદાર દાખલા છે. શૈક્ષણિક ગ્રંથાલયોમાં યુનિવર્સિટીનાં ગ્રંથાલયોનો સારો વિકાસ થયો છે. વિશિષ્ટ ગ્રંથાલયોમાં ઇન્ડિયન ઇન્સ્ટિટયૂટ ઑફ મૅનેજમેન્ટ, ઇન્ડિયન ઇન્સ્ટિટયૂટ ઑફ ડિઝાઈન, અટિરા વગેરે સંસ્થાઓનાં ગ્રથાલય નમૂનેદાર છે.

અહીં એક વસ્તુ નોંધવી જોઈએ કે ગુજરાતની ગ્રંથાલયપ્રવૃત્તિના વિકાસમાં સરકારી અનુદાનોએ અગત્યનો ભાગ ભજવ્યો છે. ખાસ કરીને સાર્વજનિક ગ્રંથાલયોના નિભાવ માટે સરકાર અનુદાન આપે છે. અલબત્ત, અનુદાન લેનારાં ગ્રંથાલયોને સરકારે ઠરાવેલા નિયમાનુસાર ગ્રંથાલયનું સાર્વજનિક ઉપયોગ માટે સંચાલન કરવાનું હોય છે.

## ગ્રંથાલયવિજ્ઞાનનું સાહિત્ય

યુનિવર્સિટીના સ્તરે ગ્રંથાલયવિજ્ઞાનનું શિક્ષણ અપાતું હોવા છતાં ગ્રંથાલય-વિજ્ઞાનનું સાહિત્ય હજુ અલ્પ અને મુખ્યત્વે શરૂઆતનાં પાઠ્યપુસ્તકોનું જ રહ્યું છે.

ગ્રંથસૂચિ તથા એને લગતા ક્ષેત્રમાં શ્રી મોતીભાઈ અમીને ઉત્તમ શરૂઆત કરેલી. એમની પ્રેરણાથી પુ. સ. સ. મંડળે ગુજરાતી ૮,૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી(૧૯૨૯) તથા ગુજરાતી ૪,૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી (૧૯૩૩) પ્રસિદ્ધ કરેલી. એમની જ પ્રેરણાથી વાર્તાનાં પુસ્તકોનો પરિચય તથા જીવરામ જોશી-કૃત 'બાલસાહિત્યસર્વસંગ્રહ' તૈયાર થયેલાં હતાં. ગુજરાત વિદ્યા-સભાનું આ દિશામાં શકવર્તી કાર્ય તે 'ગ્રંથ અને ગ્રંથકાર' ભા. ૧ થી ૧૧ (૧૯૩૦–૧૯૬૬). શ્રી ફીકુભાઈ દેસાઈએ ૧૯૫૧ થી ૧૯૬૫ સુધી પ્રગટ થયેલાં ગુજરાતી પુસ્તકોમાંથી પસંદ કરેલાંની સૂચિ બનાવેલી ને ગુજરાત પુસ્તકાલય મંડળે એ પ્રકાશિત કરી છે. 'પુસ્તકાલય' 'ગ્રંથ' અને 'ગ્રંથાલય' આ પ્રવૃત્તિને સ્પર્શતાં સામયિક છે.

## મંડળો અને તેઓની પ્રવૃત્તિઓ

શ્રી મોતીભાઈ અમીનની પ્રેરણાથી ગ્રંથાલયોને મદદ કરવા બે સંસ્થા ઊભી કરવામાં આવી (૧) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને (૨) પુસ્તકાલય સહાયક સહકારી મંડળ. બંને સંસ્થા ૧૯૨૫ માં સ્થપાઈ. ગુજરાત પુસ્તકાલય

મંડળ ૧૯૩૯ થી અસ્તિત્વમાં આવ્યું. પુ. સ. સ. મંડળનું કાર્ય મુખ્યત્વે ગ્રંથાલયોને ગ્રંથો તથા સામયિકો મેળવી આપવાનું અને એના હિસાબ કિતાબ રાખી નાનાં ગ્રંથાલયોને વહીવટી કામોમાંથી મુક્ત રાખવાનું છે. વડોદરાનું મંડળ ગુ. પુ. મંડળ સાથે વડોદરા રાજ્યના વિલિનીકરણ પછી મળી ગયું છે. આ મંડળના મુખ્ય ઉદ્દેશ સાર્વજનિક ગ્રંથાલયોનાં સ્થાપના વિકાસ અને ગ્રંથાલય-વિજ્ઞાનનો પ્રસાર છે આ હેતુથી મંડળ શિબરો–પરિષદો, પ્રદર્શનો, શિષ્ટવાચન પરીક્ષાઓ વગેરે યોજે છે અને એને લગતા સાહિત્યનું પ્રકાશન કરે છે. જિલ્લા તથા તાલુકાઓમાં એની શાખાઓ છે અને એની સભ્યસંખ્યા આશરે ૪,૫૦૦ છે.

## ગ્રંથાલયવિકાસની સમસ્યાઓ

ગુજરાતે ભારતમાં પ્રથમ સાર્વજનિક ગ્રંથાલયપ્રવૃત્તિ શરૂ કરી, પરંતુ ભારતનાં બીજાં પ્રગતિશીલ રાજ્યોની સરખામણીમાં હજુ એ આવી શક્યું નથી. બીજાં કેટલાંક રાજ્યોની માફક એમાં ગ્રંથાલય-ધારો થયો નથી તેથી ગ્રંથાલય ખાતું સ્વતંત્ર નહિ, પણ શિક્ષણખાતાના એક ભાગરૂપે ચાલે છે. ધારાના અભાવે એને આર્થિક મદદની ચોક્કસ જોગવાઈ નથી. મોટા ભાગનાં ગ્રામગ્રંથાલયો નાનાં વાચનલયો જેવાં છે અને જૂજ પુસ્તકો વસાવી શકે છે. મધ્યસ્થ ગ્રંથાલયથી માંડીને ગ્રામગ્રંથાલયો સુધી સુગ્રથિત સેવા (ઇન્ટિગ્રેટેડ લાઇબ્રેરી સર્વિસ) નથી તેથી ગ્રંથાલયોની કાર્યક્ષમતા ઓછી રહે છે.

### પાદટીપ

૧. વિભૂત શાહ કૃત, 'ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિ', માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, ૧૯૮૧; Nutan Mohan Dutt, *Baroda and Its Libraries* તેમજ ગુજરાત રાજ્યના ગ્રંથાલયવ્યવસ્થા-અધિકારી પાસેથી મળેલી મૌખિક માહિતી પરથી.

## પ્રકરણ ૧૦

# સાહિત્ય

### ૧. ગુજરાતી સાહિત્યમાં નવા પ્રવાહ તેમ દષ્ટિઓ

સમીક્ષાધીન (ઈ.સ. ૧૯૧૪ થી ૧૯૬૦ સુધીનો) સમયપટ માનવજગત માટે ફ્રેન્ચ ક્રાંતિ, અમેરિકન સ્વાતંત્ર્ય અને ઔદ્યોગિક ક્રાંતિ પછીની એટલી જ અને કદાચ એનાથીય વધુ મહત્ત્વની ઘટનાઓથી ભરેલો છે. ૧૯૧૭ ની રશિયન ક્રાંતિ, બે વિશ્વયુદ્ધ, સરમુખત્યારશાહી નાઝી–ફાસી–વાદના ઉદય અને અસ્ત, અંગ્રેજી શાસનના અંત સાથે હિંદુસ્તાનનું પાકિસ્તાન અને ભારતમાં વિભાજન થઈ ભારતની સમાજવાદને વરેલા સ્વતંત્ર પ્રજાસત્તાક તરીકે થયેલી સ્થાપના, ચીનમાં સામ્યવાદી શાસનનો પ્રારંભ, સૈકાઓથી બેવતન બનેલા યહૂદીઓને એમના અસલ વતનની પ્રાપ્તિ અને એની સાથે જ એની સામે એ પ્રદેશ માટે આરબોનો શરૂ થયેલો સંઘર્ષ, કોરિયા હિંદી ચીન મલેશિયા જેવા એશિયાના અને આફ્રિકાના પણ કેટલાક દેશોની પરદેશી ગોરી સત્તાઓની પકડમાંથી મુક્તિ—આ બધી એવી ઘટનાઓ છે. મહાવિનાશક અને રચનાત્મક ઉભય રીતે વપરાવી શકય બનેલી અણુશક્તિ, રોગ અને મૃત્યુનો ઘણી હદ સુધી પ્રતીકાર કરી શકતી દાક્તરી, અને માનવીના મગજ જેવું કામ વિદ્યુતશક્તિ પાસેથી લેવા માંડેલું વિદ્યુત–યંત્ર–વિજ્ઞાન, એ વિજ્ઞાનની સિદ્ધિઓ પણ સાથે વિચારો તો માનવ-ઇતિહાસનો એક કેવો મહત્ત્વનો તબક્કો આ સમયાવધિમાં મૂર્ત થાય છે એ સ્પષ્ટ થશે.

એમાં ભારત માટે એના આજ સુધીના ઇતિહાસનું એક મહત્ત્વનું પ્રકરણ બનાવે તેવી ઘટના એની સ્વાતંત્ર્ય-લડત અને સ્વરાજ્ય-પ્રાપ્તિ છે. એમાં પોતાના અપૂર્વ અને અમૂલ્ય ફાળાને કારણે સ્વતંત્ર ભારતના રાષ્ટ્રપિતા તરીકે પૂજાવાના અધિકારી બનેલ મહાત્મા ગાંધી ગુજરાતના સપૂત હતા એ ગુજરાતને માટે સદ્‌ભાગ્ય અને ગૌરવની વાત છે. દક્ષિણ આફ્રિકામાં ત્યાં ધંધાર્થે વસતા હિંદીઓને થતા અન્યાયોની સામે ત્યાંના રંગદ્વેષી ગોરા-શાસનને અહિંસક સત્યાગ્રહ-લડત આપી, એમાં વિજયી બની કર્મવીર મોહનદાસ કરમચંદ ગાંધીનું સ્વદેશ-સેવાર્થે ભારતમાં ઈ.સ. ૧૯૧૫ માં આગમન, અમદાવાદમાં એમણે કરેલી સત્યાગ્રહાશ્રમની સ્થાપના, ચંપારણ–ખેડાના સત્યાગ્રહ, અમદાવાદના મિલમજૂરોની હડતાળ અને રૉલેટ કાયદા સામેની રાષ્ટ્રવ્યાપી ઝુંબેશની એમની નેતાગીરી, વળી પ્રવાસો વ્યાખ્યાનો તથા 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' સાપ્તાહિકો દ્વારા

એમનાં વિચારો તથા પ્રવૃત્તિઓના પ્રસારે એમને, He came, he saw and conquered એમ એમને માટેય કહી શકાય એવી રીતે જોતજોતામાં પાંચેક વરસમાં તો પ્રજાના હૃદયનેતા બનાવી દઈ દેશમાં ને ગુજરાતમાં કેવો 'ગાંધીયુગ' શરૂ કરી દીધો એની કથા આગળ કહેવાઈ ગઈ છે.

એમનાં કાર્ય અને સંદેશને ઝિલવાનો અવકાશ આપે તેવું વાતાવરણ કે પૂર્વભૂમિકા એમના આગમન પૂર્વે ગુજરાતમાં તૈયાર થઈ ચૂકી હતી. દેશી કારીગરીને ઉત્તેજન આપવાની હરગોવિંદદાસ કાંટાવાળાની તથા બંગભંગ પછી સ્વદેશીની અને માતૃભાષા ગુજરાતીને જ શિક્ષણ–પરીક્ષણનું માધ્યમ બનાવવાની અંબાલાલ સાકરલાલ દેસાઈની હિમાયતને તેમ પોતાના વડોદરા રાજ્યમાં હિંદી ભાષાના તથા અસ્પૃશ્યોને આપવાના શિક્ષણ માટે તેમજ રાજ્યવહીવટમાં ગુજરાતીના ઉપયોગ માટે સયાજીરાવ ગાયકવાડે કરેલા પ્રબંધને અત્રે ઉલ્લેખી શકાય. વસ્તુતઃ અંગ્રેજી હકૂમતના આરંભ સાથે પાદરીઓની તેમ સરકારી નિશાળો છાપખાનાં વર્તમાનપત્રો ને માસિકો પુસ્તકાલયો નાટકશાળા યુનિવર્સિટી ભાષા-સાહિત્યના વિકાસ અર્થે તેમજ સમાજસુધારણા અને ધર્મજાગૃતિની ભાવનાથી પ્રેરાઈ ઊભી થતી સંસ્થાઓ—આ બધાં દ્વારા પ્રજામાં જે નવ જાગૃતિ આવી તે ધીર અને સ્થિર ગતિએ આગળ વધી રહી હતી એનું જ એ પરિણામ કહેવાય. ૧૮૫૦ થી ૧૮૮૦ ના ત્રણ દસકા અંગ્રેજોથી અને એમના દ્વારા પાશ્ચાત્ય સંસ્કૃતિની રેલવે સ્ટીમર તાર યંત્ર–ઉદ્યોગ વગેરે જેવી ભૌતિક સિદ્ધિઓથી અંજાઈ જવાના અને એમને અનુસરવાની વૃત્તિના હતા એમ એકંદરે જોતાં કહી શકાય. થોડોક લઘુતાભાવ અનુભવવાનું પણ પ્રજાને એ વખતે બન્યું હોય. ઈ. સ. ૧૮૫૭ થી યુનિવર્સિટી–શિક્ષણના આરંભ પછી પ્રજા-જાગૃતિનો બીજો તબક્કો એના પદવીધરોના પ્રથમ ફાલની સાથે શરૂ થયો. એ સ્તરના શિક્ષણે સંસ્કૃત સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ વધારતાં એ બંને ક્ષેત્રોમાં ભારતની સિદ્ધિ કંઈ કમ નથી એનું ભાન થતાં આત્મગૌરવનો સંચાર થઈ વિચાર–વલણોમાં મુગ્ધ કોટિના અધીરા ઉત્સાહનું સ્થાન સ્વસ્થતા અને પકવતાએ લેવા માંડ્યું. સુધારાની પ્ર-ગતિકામી પ્રવૃત્તિ પોતાનું શરૂઆતનું ઉચ્છેદક સ્વરૂપ છોડી પલટાયેલા દેશ-કાલને અનુરૂપ આચાર-પરિવર્તનની છૂટ સાથે સ્વસંસ્કૃતિનાં મૂળ લક્ષ્ય અને સ્વરૂપનો આદર કરતી થઈ. એ રીતે જૂના–નવાનો એકાક્ષદર્શી વિગ્રહ પતાવી ઉભયના સંદેશોના સ્વીકારના–સમન્વયના–માર્ગે પળતો થયો. ભણેલા આસ્તિકોને આકર્ષનાર પ્રાર્થના-સમાજ, સ્વામી દયાનંદ-સ્થાપિત આર્ય-સમાજ તથા માદામ બ્લેવેત્સ્કી અને

કર્નલ ઑલ્કોટે સ્થાપેલ થિયૉસૉફિકલ સોસાયટી—એ સંસ્થાત્રિપુટીનો તેમજ મણિલાલ ગોવર્ધનરામ આનંદશંકર, શ્રેયઃસાધકોના આચાર્ય નૃસિંહાચાર્યજી, એમના પ્રધાન શિષ્યો 'વિશ્વવંદ્ય' અને નર્મદાશંકર મહેતા તથા સૌરાષ્ટ્રના નથુરામ શર્માનો ધર્મક્ષેત્રે એ સમયે પ્રવર્તેલા ચેતના—જુવાળમાં ઠીક ઠીક ફાળો હતો. રાષ્ટ્રિય અસ્મિતાનો ઉદય થતાં, અંગ્રેજી સાહિત્ય અને ઇતિહાસના અધ્યયન-માંથી સ્વાતંત્ર્યનું મૂલ્ય સમજાતાં અને અંગ્રેજી અમલનું ખરું સ્વરૂપ પરખાવા માંડતાં રાષ્ટ્રિય મહાસભા-ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ, જે પ્રથમ તો પ્રજાની ફરિયાદો અને જરૂરત રાજ્યકર્તાઓને કાને પહોંચાડવા સ્થપાઈ હતી તે, રાજકીય સુધારા અને હકો માગતી થઈ, એટલું જ નહિ, એમાં વિનીતોને પાછળ હડસેલી ઉદ્દામ વર્ગ આગળ આવતો થયાનું ચિત્ર ૧૯૦૫ ની બંગભંગ—પ્રતીકારક ચળવળે જન્માવેલી હવામાં ઈ. સ. ૧૯૦૮ ની સુરતની મહાસભા—બેઠકમાં જોવા મળ્યું. ગાંધીજીને ૧૯૧૫ પછી ભારતમાં પોતાની પ્રવૃત્તિ શરૂ કરતી વેળા આ સાંસ્કૃતિક હવાનો આધાર તેમ લાભ મળ્યો; એમને એકડે એકથી શરૂ કરવાનું ન હતું.

એમનું કાર્ય આ દેશમાં શરૂ થયું તે વખતે ગુજરાતી ભાષા અને સાહિત્યની શી સ્થિતિ હતી ? ઉપર દર્શાવેલી નવ જાગૃતિના આરંભની સાથે જ સાહિત્યનૌકાના સુકાને મધ્યકાલીનતા છોડી અર્વાચીનતા ભણી મોં ફેરવ્યું હતું. સાહિત્ય ધર્મ-રંગ્યું મટી ઐહિક અને સંસારલક્ષી બન્યું અને ઈશ્વરને સ્થાને માનવી એનો કવનવિષય બન્યો એ પહેલો મોટો ફેરફાર. એમ થતાં કવિને આનંદ-સ્પંદિત કરે તેવાં પ્રકૃતિ અને પ્રણય કવિતાના ગાનવિષય બન્યાં. રાષ્ટ્રિય અસ્મિતાના ઉદયે સ્વભૂમિનાં સૌંદર્ય અને ગૌરવના ગાનનો વિષય પણ ઉમેરી આપ્યો. બીજો ફેરફાર તે મધ્યકાલીન કવિતાનાં રાસા પ્રબંધ ફાગુ આખ્યાન પદ્યવારતા બારમાસી વગેરેનું સ્થાન અંગ્રેજી શૈલીનાં ઊર્મિકાવ્ય કરુણ-પ્રશસ્તિ મહાકાવ્ય સૉનેટ ગઝલ વગેરે કાવ્યસ્વરૂપોએ લીધું. પુરોગામી સાહિત્યથી એને અલગ પાડતી હકીકત તે ગદ્યને સાહિત્યમાં પ્રતિષ્ઠા આપવાની એણે આરંભેલી પ્રવૃત્તિ અને એને પરિણામે નવલકથા નાટક વાર્તા ચરિત્ર વગેરે સાહિત્ય—પ્રકારોની ગુજરાતીમાં શરૂઆત આ બધાંમાં અંગ્રેજી સાહિત્યનો પરિચય-સંપર્ક પ્રેરક બન્યો અને નાટક જેવામાં સંસ્કૃત નાટકનો પણ. ૧૮૫૦ થી ૧૮૮૦ સુધીના ગાળામાં પ્રકાશિત થયેલ સાહિત્યમાં કલાતત્ત્વ નહિવત્ અને એ સુધારા-લક્ષી અને લોકશિક્ષણાત્મક વિશેષ. નવલરામ પંડ્યાને 'ઓથરિયો હડકવા' (ગ્રંથકાર ગણાવાનો ચસકો) કહી જેની મશ્કરી કરવી પડી હતી તેવો મુગ્ધ

ઉત્સાહ એ જ હતું એનું લક્ષણ. એમાં પ્રયોજાયેલ ભાષા બોલચાલની એટલે કે વ્યવહારની ભાષાની નજીકની આમવર્ગની હતી અને વિષય પરત્વે પૂરી લોકશાહી પ્રવર્તતી હતી. ૧૮૮૦ પછી યુનિવર્સિટીના પદવીધરોના સાહિત્ય-ક્ષેત્રમાં પ્રવેશ સાથે આ મુગ્ધ ઉત્સાહને સ્થાને લખાણમાં સ્વસ્થતા પકવતા વિદ્વત્તા ઊંડાણ અને વ્યાપકતા આવવા લાગ્યાં. અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના તથા પાશ્ચાત્ય અને ભારતીય સાહિત્યમીમાંસાના પરિશીલને પરિષ્કૃત કરેલ રસ–રુચિને પ્રતાપે સર્જનમાં સાહિત્યવિવેક અને કલાદષ્ટિ વધતાં ચાલ્યાં અને વિષય તથા ભાષા પરત્વે સાહિત્યોચિત શિષ્ટતા અને ગૌરવ સેવાતાં થયાં. એનું એક પરિણામ ભાષાને સંસ્કૃતપ્રચુર અને સહેજ અઘરી બનાવવામાં આવ્યું, જેના અતિયોગની મશ્કરી રમણભાઈને 'ભદ્રંભદ્ર' દ્વારા કરવી જરૂરી લાગી હતી. આ બધાં કારણોએ તેમજ મણિલાલ ગોવર્ધનરામ નરસિંહરાવ રમણભાઈ આનંદશંકર, કેશવલાલ અને હરિલાલ ધ્રુવબંધુઓ અને બળવંતરાય ઠાકોર જેવા મહારથીઓથી વિભૂષિત ૧૮૮૦ થી ૧૯૨૦ સુધીના સમયપટને આપણે ત્યાં વાજબી રીતે જ 'પંડિતયુગ' કહી ઓળખાવાયો છે. ગાંધીજીના આગમનના આગલા વર્ષે રમણભાઈનું 'રાઈનો પર્વત' અને કવિ નાનાલાલનું 'જયા–જયંત' એ બે નાટક, એની પહેલાંને વર્ષે નરસિંહરાવનું કાવ્ય પુસ્તક 'નુપૂરઝંકાર', ૧૯૧૬ માં 'સ્મરણસંહિતા', ૧૯૧૭ માં બળવંતરાય ઠાકોરનો કાવ્યસંગ્રહ 'ભણકાર', ૧૯૧૮ માં કવિ નાનાલાલની લઘુકથા 'ઉષા', એમ ૧૯૧૧ થી ૧૯૨૦ ના દશકામાં તો 'પંડિતયુગ' પોતાનું તેજ દેખાડતો ઊભો હતો. એ દસકાના અંતભાગમાં 'નવજીવન' સાપ્તાહિકના પ્રારંભથી સાહિત્યક્ષેત્રે 'ગાંધીયુગ' બેઠો એમ કહી શકાય.

એનો અર્થ એમ નહિ કે 'પંડિતયુગ' પૂરો આથમી જઈ એક નવો જ યુગ પ્રારંભાયો. એમ કોઈ પ્રવૃત્તિ કે પ્રેરક બળોનાં ચુસ્ત જલાભેદ્ય (watertight) ખાનાં કે વિભાગ કે સમયખંડ પડી શકતાં હોતાં જ નથી. આગલું સાવ નિર્મૂળ થતું હોતું નથી. એના વિલાવાપત્ર અંશ ઘસાતા જઈ નવાના અંશ પ્રવેશતા જાય એવી સ્થિતિ કેટલાક સમય સુધી ચાલુ રહે છે. પંડિતયુગ' પહેલાંના ત્રણ દસકાનો કાલખંડ જેને પ્રમુખ વ્યક્તિઓનાં નામથી ઓળખાવવો હોય તો 'દલપત-નર્મદ યુગ' નામ અપાય અને એ સમયે પ્રવર્તમાન પ્રજામાનસ અને વિચારપ્રવાહ પરથી ઓળખાવવો હોય તો 'નવજાગૃતિકાલ' કે 'પ્રબોધકાલ' કે 'સંસાર-સુધારા યુગ' કહેવાય.[૧] એ 'પંડિતયુગ'માં તો ઠીક, પણ એ પછી 'ગાંધીયુગમાં' પણ ચાલુ રહ્યો છે. ગોવર્ધનરામનાં 'સ્નેહમુદ્રા' અને 'સરસ્વતીચંદ્ર', રમણભાઈ

નીલકંઠનાં 'ભદ્રંભદ્ર' 'રાઈનો પર્વત' અને 'ધર્મ અને સમાજ'નાં લેખો–વ્યાખ્યાનો, નાનાલાલના 'વસંતોત્સવ' 'ઈંદુકુમાર' અને 'જયા–જયંત', કનૈયાલાલ મુનશીની નવલિકાઓ અને 'વેરની વસૂલાત' તેમ 'કોનો વાંક' જેવી નવલકથાઓ, ઝવેરચંદ મેઘાણીની 'ચિતાના અંગારા'ની વાર્તાઓ અને પેટલીકર જેવા ઘણા લેખકોની કૃતિઓને આના પુરાવા લેખે ઉલ્લેખી શકાય એમ છે. ગઈ સદીના ઉત્તરાર્ધમાં આપણે ત્યાં શરૂ થયેલો સંક્રાંતિકાલ હજુ પૂરો થઈ ગયો નથી અને આપણા ઘણા સામાજિક પ્રશ્ન સાવ નિરવકાશ બન્યા નથી. ગાંધીજી દ્વારા થયેલી વિચારક્રાંતિમાં પણ સમાજસુધારણા આવી જતી હતી.

એ જ સમયખંડની બીજી એક યુગપ્રવૃત્તિ ધર્મસુધારણાની અને ધર્મશુદ્ધિની હતી, જે દુર્ગારામ મહેતાજીએ સુરતમાં સ્થાપેલી માનવધર્મસભા અને પછી અમદાવાદના પ્રાર્થનાસમાજ આર્યસમાજ અને થિયૉસૉફિકલ સોસાયટીની સ્થાપનામાં મૂર્ત થઈ હતી તે પણ 'પંડિતયુગ' અને 'ગાંધીયુગ'માં ચાલુ રહી પોતાની રીતે વિસ્તરતી બતાવી શકાય. પ્રાર્થનાસમાજના મુખપત્ર 'જ્ઞાનસુધા'ની લેખસામગ્રી અને ભોળાનાથ દિવેટિયા તથા એમના પુત્ર નરસિંહરાવનું તથા રમણભાઈનું સાહિત્ય પ્રાર્થનાસમાજનો પ્રભાવ પ્રગટ કરે છે.[૨] કવિ નાનાલાલની શરૂઆતની કૃતિઓમાં પણ પ્રાર્થનાસમાજની અસર જોઈ શકાય. મણિલાલ દ્વિવેદી અને 'કલાપી'ને થિયોસોફીએ આકર્ષેલા અને સ્વીડનબોર્ગનાં પુસ્તકોના વાચને 'કાંત'ને ખ્રિસ્તી ધર્મ પ્રતિ વાળ્યા હતા, પણ હિંદુ ધર્મના સ-પ્રાણતાએ પ્રગટાવેલા રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને રામતીર્થ તથા ગુજરાતના નૃસિંહાચાર્ય અને નથુરામ શર્માનાં જીવન અને સંદેશે ત્યાર પછી એ અસરોને મોળી પાડી નાખી, વેદ–પુરાણોક્ત સનાતન હિંદુધર્મનું શુદ્ધ સ્વરૂપ સમજાવી એની ઉપર વિચારશીલ વર્ગની શ્રદ્ધાને પુનઃસ્થાપિત કરી છે. એ જ કાર્ય ગાંધીજીએ પોતાના સદાજાગ્રત વિવેકપૂત આચરણથી સનાતન હિંદુધર્મને જીવી બતાવીને તેમ પોતાનાં લખાણોથી સાધી આપ્યું છે. વિનોબા ભાવે, કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા જેવા એમના સાથીઓની કલમે પણ એવી જ ધર્મશુદ્ધિની સેવા બજાવી છે. પોંડિચેરી-નિવાસી શ્રી અરવિંદનાં તત્ત્વજ્ઞાન અને સાધનાપ્રણાલીને પણ ગુજરાતમાં એ પછી ઘણો સત્કાર મળ્યાનું અંબાલાલ પુરાણી 'સુંદરમ્' પૂજાલાલ આદિનાં લખાણો દ્વારા જોઈ શકાય છે.[૩] દેશમાં આગલા શતકમાં જાગેલી નવચેતના આમ ઉત્તરોત્તર અનુગામી કાલખંડોમાં પોતાની રીતે વિસ્તરી રહી હતી એ જોઈ શકાય. એ યુગચેતના એક કાલખંડમાંથી પછીનામાં પદાર્પણ કરતી રહી હોવાનું જ એ સિદ્ધ કરે છે.

આમ હોવાથી ૧૯૨૦ પછી 'પંડિતયુગ'ની સમાપ્તિ થઈ જઈ तत्र लुप्ता सरस्वती એમ કહેવાય એવું નથી, 'ગાંધી યુગ'માં પણ એનું કાર્ય એના પ્રતિનિધિઓ દ્વારા એમના આયુષની સમાપ્તિ સુધી ચાલુ જ રહ્યું છે. "કાંતા" નાટક તથા 'ગુલાબસિંહ' નવલકથા અને 'આત્મનિમજ્જન'ની કવિતાના સર્જક અને જીવનનાં ઘણાં ક્ષેત્રોને સ્પર્શતા-છણતા મનનીય અને વિચારોત્તેજક નિબંધોના સમર્થ લેખક મણિલાલની જીવાદોરી વહેલી કપાઈ ગઈ, પણ 'સરસ્વતીચંદ્ર' જેવી શકવર્તી ચિરંજીવ નવલકથાના કર્તા અને 'સ્નેહમુદ્રા'ના કવિ ગોવર્ધનરામ ત્રિપાઠીએ સ્વસંકલ્પિત વ્યવસાય-નિવૃત્તિ સ્વીકારી હતી એનો 'સાક્ષરજીવન'ની પોતાની ભાવના કે આદર્શને જીવીને ચરિતાર્થ કરી પોતાનો વિચાર-મનન-પાક એના શ્રેયોર્થે પ્રજાને ધરવાનો હેતુ વિશેષ પ્રમાણમાં સિદ્ધ થશે એવી આશા હતી, પરંતુ એ પણ ઝાઝું જીવી શક્યા નહિ. એ બે સિવાયના 'પંડિતયુગ'ના મહારથીઓનો લાભ ગુજરાતને 'ગાંધીયુગ'માં મળવો ચાલુ રહ્યો એ ખાસ નોંધવા જોગ બીના છે. 'મેળની મુદ્રિકા' અને 'ગીત-ગોવિંદ'ના અનુવાદક કેશવલાલ ધ્રુવના 'વિક્રમોર્વશીય' અને ભાસનાં નાટકનાં ભાષાંતર તથા અભ્યાસ-સંશોધન-પૂર્ણ ઉપોદ્ઘાતો અને 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' તથા 'કવિતા ને સાહિત્ય' પછી રમણભાઈનાં 'રાઈનો પર્વત' નાટક તથા 'ધર્મ અને સમાજ'નાં બે પુસ્તકોના લેખ, નરસિંહરાવનાં 'કુસુમમાળા' અને 'હૃદયવીણા' પછીનાં ત્રણ કાવ્યપુસ્તક, ગુજરાતી ભાષાનાં ઉદ્ભવ વિકાસ અને સ્વરૂપ પરનાં ભાષાશાસ્ત્રીય વિલ્સન-વ્યાખ્યાનોના બે ગ્રંથ અને 'મનોમુકુર' 'સ્મરણમુકુર' 'અભિનયકલા' 'વિવર્તલીલા' જેવાં પુસ્તક, બલવંતરાય ઠાકોરનાં કવિતા વાર્તા સાહિત્ય-વિવેચન અને અનુવાદનાં પુસ્તક, આનંદશંકર ધ્રુવના 'આપણો ધર્મ' ગ્રંથ પછીના 'કાવ્યતત્ત્વવિચાર' 'સાહિત્યવિચાર' 'દિગ્દર્શન' 'વિચારમાધુરી' જેવા લેખસંગ્રહ તથા 'હિંદુ વેદધર્મ' જેવો ગ્રંથ અને નર્મદાશંકર મહેતાનાં 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' 'ઉપનિષદ વિચારણા' તથા 'શાક્તસંપ્રદાય' જેવાં પુસ્તક ચાલુ શતકના પૂર્વાર્ધમાં આપણને મળ્યાં છે. 'કાંત'નો એકમાત્ર કાવ્યસંગ્રહ 'પૂર્વાલાપ' અને એમનાં બે નાટક તેમજ નાનાલાલની 'ઉષા' પછીની બધી કૃતિઓ 'ગાંધીયુગ'માં જ પ્રગટ થયેલ છે. જેમની કવિત્વ-પ્રવૃત્તિ ઈ.સ. ૧૯૦૦ પહેલાં આરંભાઈ હતી તે ખબરદાર, બોટાદકર અને 'લલિત' જેવા કવિઓના કાવ્યસંગ્રહ પ્રગટ થવાનો કાલખંડ પણ આ જ. ઉત્તમલાલ ત્રિવેદી, રણજિતરામ મહેતા, ચંદ્રશંકર પંડ્યા, કાંતિલાલ પંડ્યા, અંબાલાલ જાની આદિ પણ પોતાની શક્તિ-રીતિ અનુસાર 'પંડિતયુગ'ની

પ્રણાલીને ચાલુ રાખી રહ્યા હતા. બીજી બાજુ 'ગાંધીયુગે' પણ વિદ્વત્તા સાથે કંઈ અસહકાર કર્યો ન હતો. 'પંડિતયુગ'ની પરંપરાને સજીવન રાખી લંબાવનારા વિદ્વાનોની એક નવી લાંબી હાર એણે પણ દેખાડી છે. પંડિત સુખલાલજી, મુનિ જિનવિજયજી, કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, રામનારાયણ વિશ્વનાથ પાઠક, રસિકલાલ છો. પરીખ, દુર્ગાશંકર શાસ્ત્રી, વિજયરાય વૈદ્ય, વિશ્વનાથ ભટ્ટ, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ડોલરરાય માંકડ, રામલાલ મોદી, મધુસૂદન મોદી, મંજુલાલ મજમૂદાર, અનંતરાય રાવળ, કેશવરામ શાસ્ત્રી, ભોગીલાલ સાંડેસરા અને ઉમાશંકર જોશીનાં નામ એમાં ખુશીથી ગણાવી શકાય.[૪] જેમ આગળ ગણાવેલા તેમ આ લેખકો પણ લખાવટમાં પોતાના વિષયને, પોતાની પ્રકૃતિને અને પોતાની બંધાયેલી શૈલીને વફાદાર રહીને વર્ત્યા છે.

જે સમયખંડની વાત અહીં પ્રસ્તુત થાય છે તેનો પહેલો નોંધપાત્ર બનાવ છે ઈ.સ. ૧૯૧૪માં યુરોપમાં શરૂ થયેલું પહેલું વિશ્વયુદ્ધ. ચાર વર્ષ ચાલેલા એ યુદ્ધની સંગ્રામભૂમિ ભારતવર્ષની બહાર હતી, પણ ભારતવર્ષની લશ્કરી ટુકડીઓ એમાં ભાગ લેતી હતી અને ભારતવર્ષ બ્રિટિશ શાસન તળે હોઈ એટલે અંશે એ યુદ્ધમાં એક ભાગીદાર હતું. ભારતવર્ષની ટુકડીએ પૅરિસને બચાવ્યાના સમાચારે હિંદીઓને પોરસાવ્યાનું ખબરદારના 'ભારતના ટંકાર' નાં દેશભક્તિનાં કાવ્યો પરથી જોઈ શકાય. પુરોગામી નર્મદ તથા હરિલાલ ધ્રુવની રાષ્ટ્રપ્રેમની શૌર્યકવિતા એનું એક પ્રેરક બળ હતી, તો બીજું પ્રેરક બળ હતો દક્ષિણ આફ્રિકાનો હિંદી કોમનો ગાંધીજીના નેતૃત્વવાળો સત્યાગ્રહ અને ત્રીજું પ્રેરક બળ બન્યું હિંદી સેનાનું યુરોપના રણાંગણ ઉપરનું પરાક્રમ. એ વિશ્વયુદ્ધનાં વરસોમાં ભારતવર્ષમાં હોમરૂલ માટે ચાલેલી ચળવળ અને એમાં મહમદઅલી ઝીણા, કનૈયાલાલ મુનશી, ચંદ્રશંકર પંડ્યા, જમનાદાસ મહેતા આદિ ગુજરાતીઓએ ઉત્સાહપૂર્વક લીધેલો ભાગ અને એ અંગે કરેલાં ભાષણો સિવાય સાહિત્ય પર એની કોઈ વિશિષ્ટ અસર થઈ નથી. એ ચળવળે પ્રજાની દેશભક્તિને સંકોરી–સંવર્ધી ગાંધીજીના તરત શરૂ થનાર કાર્ય માટે અનુકૂળ હવા ઊભી કરી એટલું ખરું. સાહિત્યક્ષેત્રે નોંધપાત્ર બનાવ તો આગળ ગણાયેલી 'પંડિતયુગ'ના સાહિત્યકારોની કૃતિઓનું એ દસકામાં થયેલ પ્રકાશન અને કનૈયાલાલ મુનશીનો 'ઘનશ્યામ વ્યાસ' તખલ્લુસથી એક ઐતિહાસિક અને એક સામાજિક એમ બે નવલકથાઓના ધ્યાન ખેંચતા લેખક તરીકે થયેલો ઉદય.

સાહિત્યક્ષેત્ર ઉપર પ્રભાવક અસર વિશેષ કરી ગાંધીજીએ. ઈ.સ. ૧૯૧૯માં "નવજીવન" સાપ્તાહિકનું તંત્રી-પદ હાથ ધર્યું ત્યારથી એનો પ્રારંભ

ગણી શકાય. પોતાને પ્રજાને કંઈક કહેવું છે એવી આત્મપ્રતીતિ સાથે એમણે એ પત્ર પોતાના સંદેશવાહક તરીકે પસંદ કરેલું. એ સંદેશો સમસ્ત પ્રજા, જેમાં ભણેલા તો અમુક ટકા, મોટો વર્ગ અલ્પશિક્ષિત અને અશિક્ષિત, તેને પહોંચાડવો હતો એટલે એવા બધા સમજી શકે તેવી જ ભાષા અને લખાવટ જરૂરી તેમ ઇષ્ટ હતી. ભાષા એમને માટે વિચારો વ્યક્ત કરવાનું સાધન જ હતું, સાહિત્યસર્જકોનો અમુક વર્ગ માને છે તેમ સાધ્ય નહિ. "શીલ અને શૈલી" (Style is the man) એ ઉક્તિને એમના પૂરતી સાચી ઠરાવે એવી જે સીધી સાદી અનાડંબરી અને મિતાક્ષરી છતાં એમને જેલમાં લઈ જનાર 'હુંકાર' અને 'પરીક્ષા' જેવા લેખ બતાવી આપે છે તેમ બળ, ચોટ અને ભાવવાહિતામાં લેશ પણ ઊણી ન ઊતરતી ટૂંકાં વાક્યોવાળી જે ગદ્યશૈલી એમણે પોતાને માટે નિપજાવી અને કોસ હાંકતો ખેડુ સમજીને લલકારી શકે તેવાં સાહિત્ય અને લખાવટની જે હિમાયત એમણે ૧૯૨૦ માં સાહિત્યકારોની પરિષદ આગળ કરી તેની અસરે સાહિત્યક્ષેત્રે ભાષાનો ઘટાટોપ, આડંબર, બિનજરૂરી વાણીવિલાસ અને પ્રસ્તાર તેમજ સંસ્કૃતપ્રચુરતા અને પાંડિત્ય-શૈલીનો મોહ હટાવી દેવાની અને સાહિત્યને વધુ જીવનલક્ષી બનાવવાની સેવા બજાવી છે.[૫]

ભાષાની સાદગી માટેનું વલણ, અલબત્ત, આની પહેલાં, કહેવું હોય તો, રમણભાઈના 'ભદ્રંભદ્ર' પછી શરૂ થઈ ગયું હતું. ગોવર્ધનરામના અવસાન-વર્ષ ૧૯૦૭ થી એક દસકા સુધી સામાજિક નવલકથાઓ લખનાર ભોગીંદ્રરાવ દિવેટિયાની લખાવટ સરળતા અને સાદાઈ દેખાડે છે. એમની પછી પાંચ-છ વર્ષે સાહિત્યક્ષેત્રે પ્રવેશનાર કનૈયાલાલ મુનશી કથનની સરસતા અને સચોટતાનો પોતાનો આગ્રહ અકબંધ રાખીને પોતાના ગદ્યને પંડિતશૈલીને મુકાબલે સરળ અને મેદમુક્ત રાખે છે.[૬] અહીં આપણે ઇતિહાસને વધુ વફાદાર રહી ઇતિહાસ-મૂલક નવલકથાકારો નારાયણ વિસનજી ઠક્કર અને ચુનીલાલ વર્ધમાન શાહ તથા ધનશંકર ત્રિપાઠીને પણ ઉમેરી શકીએ. યુનિવર્સિટીની જ્ઞાનગંગાને પ્રજાના આંગણા સુધી પહોંચાડવા મથતું આનંદશંકર ધ્રુવ જેવા પંડિતનું 'વસંત' પંડિતભોગ્યતાની સાથે લોકભોગ્યતાને પણ લક્ષતું રહ્યું હતું. પ્રાર્થનાસમાજનું 'જ્ઞાનસુધા', ગુ. વ. સોસાયટીનું 'બુદ્ધિપ્રકાશ', અમદાવાદના 'બંધુસમાજ'નું 'સુંદરીસુબોધ', મટુભાઈ કાંટાવાળાનું 'સાહિત્ય' અને હાજી મહમ્મદનું 'વીસમી સદી' — એ બધાં માસિકોને પણ આડંબરી અને શબ્દભારે શૈલી પરવડે એમ ન હતું. ગાંધીજી આવતાં રહ્યોસહ્યો પાંડિત્ય-મોહ પણ ગયો.[૭]

ગાંધીજીની પ્રેરણા કે આદેશથી એક ઉત્તમ કાર્ય ભાષાની બાબતમાં એ થયું કે ગોવર્ધનરામ, નરસિંહરાવ, કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાનો શબ્દોની જોડણી પોતપોતાની રીતે કરતા હતા અને એ કારણે એમાં એકરૂપતાનો અભાવ પ્રવર્તતો હતો એ પરિસ્થિતિ સાવ પલટાઈ ગઈ. ગાંધીજીનાં સૂચના અને આગ્રહથી ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા તૈયાર કરાવાઈ પ્રગટ થયેલ "જોડણીકોશ"થી ગુજરાતી ભાષાની જોડણીમાંથી વિવિધતા અતંત્રતા અને મનસ્વિતા લગભગ કાયમ માટે અદૃશ્ય થઈ છે૮ અને એ સુગમ બહુજનમાન્ય અને નિશ્ચિત બની છે, જોકે તેથી ઉચ્ચારણને નજીક જનારી શાસ્ત્રપૂત જોડણી લાવવાનાં દ્વાર સદંતર બંધ થયાં નથી એવી હૈયાધારણ ગાંધીજીએ અમદાવાદમાં થયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૨ મા સંમેલનની વિષયવિચારિણી સમિતિમાં પ્રમુખસ્થાનેથી આપી જ હતી (ઈ. સ. ૧૯૩૬).

ગાંધીજીનો પોતાનો ગુજરાતી ભાષા-સાહિત્યને મળેલો પ્રત્યક્ષ ફાળો પણ ઓછો નથી. એમની આત્મકથા 'સત્યના પ્રયોગો' આત્મકથાનો ઉત્તમ અને અનુકરણીય આદર્શ નમૂનો ગુજરાતી સાહિત્ય માટે જ નહિ, જગત સમસ્ત માટે બની ચૂકેલ છે. 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' પણ એમની એવા જ સર્જનાત્મક અંશોથી દીપતી કૃતિ છે. એ બે પુસ્તકોની પહેલાં એમણે ઈ.સ. ૧૯૦૮ માં લખેલ 'હિંદસ્વરાજ' એમની મૂલગામી ક્રાંતિકારી વિચારણા સંવાદશૈલીમાં પ્રશ્નોત્તર-રૂપે સરળ ભાષામાં નિર્ભીક સ્પષ્ટતાથી રજૂ કરે છે. રાજકારણ જ નહિ, અર્થકારણ કેળવણી ધર્મ સમાજજીવન આરોગ્ય એમ જીવનના એકેએક ક્ષેત્રને સ્પર્શતા એમના 'નવજીવન' તથા 'હરિજનબંધુ' સાપ્તાહિકોમાંના લેખ, સંખ્યાબંધ વ્યક્તિઓને એમણે લખેલા પત્ર, અનેક સ્થળોએ કરેલાં ભાષણ વગેરે જે જુદી જુદી રીતે હવે ગ્રંથસ્થ બનેલ છે તે ગુજરાતના એક મોટા લેખક વિચારક અને સાહિત્યકાર તરીકે એમને હકથી સ્થાપી આપે છે. એમણે પ્રેરેલું સાહિત્ય તો એનાથીય વિપુલ છે. કાકા કાલેલકર, મહાદેવભાઈ દેસાઈ, કિશોરલાલ મશરૂવાળા, વિનોબા અને નરહરિ પરીખ જેવા એમના આશ્રમવાસી અંતેવાસી સાથીઓએ, એમણે રાષ્ટ્રિય શિક્ષણ અર્થે સ્થાપેલી ગૂજરાત વિદ્યાપીઠના રામનારાયણ વિશ્વનાથ પાઠક, રસિકલાલ છો. પરીખ૯ આદિ અધ્યાપકોએ, વિદ્યાપીઠ સાથે સંલગ્ન 'પુરાતત્ત્વ મંદિર' ના સુખલાલજી, જિનવિજયજી, બેચરદાસ દોશી, ધર્માનંદ કોસંબી આદિ વિદ્વાનોએ અને વિદ્યાપીઠના 'સ્નેહરશ્મિ', ચંદ્રશંકર શુકલ, નગીનદાસ પારેખ, 'સુંદરમ્', ભોગી-

લાલ ગાંધી અને બીજા ઘણા સ્નાતકોએ જે બધું લખ્યું–છપાવ્યું છે તેનો સરવાળો કેટલો મોટો થાય !

ગાંધીજીની પરોક્ષ અને પ્રેરિત સાહિત્યસેવામાં ગણાવી શકાય તેવું તો આનાથી પણ બીજું ઘણું છે. ૧૯૨૦–૨૨ ની અસહકારની, ૧૯૩૦ ની મીઠાના સત્યાગ્રહની, ૧૯૪૨ ની "હિંદ છોડો"ની એ ત્રણે પરદેશી બ્રિટિશ હકૂમતને ભારતવર્ષની પ્રજાએ આપેલ લોકવ્યાપી લડતોના અધિનાયક ગાંધીજી હતા. એવા તરીકે પ્રજાના હૃદયસિંહાસન પર પ્રતિષ્ઠિત થઈ ચૂક્યા હોવાથી તેઓ પોતે જ પ્રશસ્ત અને અંજલિઓનો એક મોટો વિષય બની ગયા. એમની પચાસમી જન્મતિથિને અવસરે નાનાલાલ જેવા પ્રતિભાશાળી અને સુપ્રતિષ્ઠિત કવિ પાસેથી સુંદર પ્રશસ્તિ અને અંજલિ 'ગુજરાતનો તપસ્વી' કાવ્ય દ્વારા તેઓ પામ્યા છે. ત્યારથી શરૂ થયેલો એમને માટેનો પ્રશસ્તિ-પ્રવાહ એમના અવસાન પછી પણ આજ સુધી અવિરત વહેતો રહ્યો છે. 'એનું સૂકું શરીર જાણે લાકડી રે, માંહે જોરાવર એનો જીવ, એવા ગાંધી ગુજરાતે ઊતર્યા રે' અને 'એ કોણ છે જે જાગ્યો, જેણે સૌને જગાડયાં' જેવાં પહેલી લડતે પ્રેરેલા વાતાવરણનાં વર્ષોમાં લોકપ્રિય બનેલાં ગીતોથી માંડી બીજી લડતે પ્રેરેલાં મેઘાણી 'સુંદરમ્' 'સ્નેહરશ્મિ' ઉમાશંકર શ્રીધરાણી આદિ 'ગાંધીયુગ'ના લગભગ એકે એક ઉત્તમથી માંડી સાધારણ સારા કવિઓની ગાંધીજી પરની કાવ્યરચનાઓ અને ત્રીજી લડતે અને એમના અવસાને તેમજ એમની જયંતીઓ અને પુણ્ય-તિથિઓને નિમિત્તે લખાયેલી ઢગલાબંધ કવિતા એની બુલંદ સાક્ષી પૂરે છે, જેમાં પરદેશી રાજસત્તાના જેલ દંડ લાઠી અને બંદૂકમાં મૂર્ત થતા દમનનો શસ્ત્રબળથી નહિ, પણ આત્મબળથી અહિંસક સામનો પ્રજાએ એમના નેતૃત્વ નીચે કરવાનો હતો એવા આપણા એ મુક્તિસંગ્રામના ત્રણે તબક્કાએ સરજાયેલાં યુદ્ધગીતો અને રાષ્ટ્રભક્તિની કવિતા તથા વાર્તા નવલકથા નાટક જેવા કથાત્મક સાહિત્ય-સર્જનના વિપુલ રાશિને પણ એની સાથે જ ગણાવાય. જુવાન દિલનાં સ્વાતંત્ર્ય માટેનાં અધીરાઈ મુમૂર્ષા પરાક્રમ અને બલિદાનની ભાવના ત્રીસીની કવિતામાં ભાવનાત્મક સ્તરે ઊંચી ઉઠાવાઈને વ્યક્ત થયેલી જોશો. લડતને તથા એની સાથે સંપૃક્ત ગાંધીવિચારને આપણા સાહિત્યકારોએ માનસિક અનુમોદન આપેલું હોવાથી ઘણું કથા–વાર્તા–સાહિત્ય એનું પ્રચારક કે અનુમોદક બન્યું હોવાનું રમણલાલ દેસાઈ, 'સોપાન', 'દર્શક', રામનારાયણ ના. પાઠક, નવલ-ભાઈ શાહ આદિની જ નહિ, બીજા ઘણાની કૃતિઓ બતાવે છે. દક્ષિણ આફ્રિકા-ના, ખેડાના, ચંપારણના, અમદાવાદની મજૂર હડતાળના, બારડોલીના વગેરે

સત્યાગ્રહોના ઇતિહાસનાં તેમજ મિસર આયર્લૅન્ડ હંગેરી કોરિયા વગેરે દેશોના મુક્તિસંગ્રામના ઇતિહાસનાં પુસ્તકો અને "ચેરવડાના અનુભવ" (ગાંધીજી), 'ઇન્સાન મિટા દૂંગા' (શ્રીધરાણી), 'જેલ-ઑફિસની બારી' (મેઘાણી), 'ઓતરાદી દીવાલો' (કાલેલકર), 'બંદીઘર' (દર્શક) વગેરેના જેવું જેલજીવનનું સાહિત્ય[10] આપણા સ્વરાજ્ય-સંગ્રામને અને પરોક્ષ રીતે એના સેનાનાયક અને પ્રેરક ગાંધીજીને આભારી છે.

ગાંધીજીએ દરિદ્રનારાયણની તથા ગામડાંઓની સેવા ઉપર ભાર મૂકવાને પરિણામે એમની ગ્રામોદ્ધાર અને અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિએ ગ્રામસેવા અને અસ્પૃશ્યતાનિવારણને લક્ષતી નવલકથાઓ સરજાવી છે. સાહિત્યકારોની સહાનુભૂતિનો પ્રદેશ વિસ્તરતાં સાહિત્ય વધુ જીવનલક્ષી બનતું ચાલી વિશેષ પ્રમાણમાં જનતાભિમુખ બન્યું. ઉજળિયાત મધ્યમવર્ગનાં શ્રીમંત ભણેલાં ને શહેરી પાત્રોને બદલે વર્ષો સુધી સાહિત્યમાં ઉપેક્ષિતો જેવાં રહેલાં ગરીબ અભણ નીચલા થરનાં અને ગામડાંઓનાં માનવીઓ એમના ભૌગોલિક પ્રદેશ, સમાજગત તથા વ્યક્તિગત જીવનવ્યવહાર, નિત્યનાં તેમ આસમાની-સુલતાની, સુખદુઃખ, જીવનમાં ઊભા થતા પ્રશ્નો, સ્વભાવ સંસ્કાર રહેણી-કરણી બોલી વગેરે સાથે સાહિત્યમાં નિરૂપિત થવા લાગતાં સાહિત્યનો વિષયભૂત જીવનપ્રદેશ ધરતીનાં છોરુ અને નીચલા મધ્યમવર્ગી તેમજ શ્રમજીવી સમાજ સુધી વિસ્તરતો થયો. આ વલણને મદદ કરવા આવતા હોય તેમ ગામડાંઓ ને ગ્રામજીવનનો અનુભવ મેળવીને આવેલા 'સુંદરમ્' ઉમાશંકર પન્નાલાલ પેટલીકર મડિયા ચંદરવાકર જેવા નવલોહિયા લેખકો પણ મેઘાણી પછી ગુજરાતને મળ્યા છે.[11] સાહિત્યમાં આમ નવું લોહી આવતું થયું એ પણ ગાંધીજીએ ઊભી કરેલી હવાને ઘણે અંશે આભારી ગણી શકાય.

ચાલુ શતકના આરંભથી અને એના બીજા દસકામાં પ્રથમ વિશ્વયુદ્ધના અને ગાંધીજીની ભારતવર્ષની સેવાના આરંભ પછી વિશેષ વેગથી દેશમાં જે નવું ચેતન સ્ફુરવા લાગ્યું હતું તેનું ગાંધી-પ્રભાવ સાથે સમાંતરે સમ-સમયે દેખાવા માંડેલું પરિણામ એ હતું. ઇંદુલાલ યાજ્ઞિકના 'નવજીવન અને સત્ય' માસિકની સંજ્ઞામાંથી 'નવજીવન' શબ્દને પસંદગી આપી, એને સાપ્તાહિક બનાવી ગાંધીજી એના તંત્રી બન્યા તે પછીના દસકામાં ગુજરાતમાં ઊભાં થયેલાં માસિકોમાં 'ચેતન' 'ગુજરાત' 'નવચેતન' 'કુમાર' 'પ્રસ્થાન' જેવાં નામ પણ ગુજરાતમાં શરૂ થયેલ નવજીવનનાં અને વિકાસોત્સાહનાં દ્યોતક નથી? એ સાહિત્યક્ષેત્રે પણ દેખાવા માંડેલી નવી સ્ફૂર્તિનાં નિર્દેશક છે. પ્રાર્થનાસમાજનું

'જ્ઞાનસુધા' બંધ થઈ ગયું, આનંદશંકર ધ્રુવનું 'વસંત' થાકવા લાગ્યું હતું, પણ મટુભાઈ કાંટાવાળાનું 'સાહિત્ય' તથા ગુ. વ. સોસાયટીનું મુખપત્ર 'બુદ્ધિ-પ્રકાશ' નવી હવાનો સ્પર્શ અનુભવતાં હતાં. બળવંતરાય ઠાકોર હસ્તકની ગુજરાતી સાહિત્ય પરિષદની ભંડોળ સમિતિ કેટલાંક ઉપયોગી સાહિત્યપ્રકાશન કરતી જતી હતી. સાહિત્યક્ષેત્રે નવી સ્ફૂર્તિ દેખાડતા કનૈયાલાલ મુનશીએ મુંબઈમાં સ્થાપેલી સાહિત્યરસિકો અને લેખકોની 'સાહિત્યસંસદ' વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિ સાથે 'મધ્યકાળનો સાહિત્યપ્રવાહ' જેવાં નોંધપાત્ર પુસ્તક પ્રગટ કરવા લાગી હતી. ગુજરાતી સાહિત્ય પરિષદનું તંત્ર ઠાકોર પછી મુનશી હસ્તક આવ્યા બાદ અને એનું બંધારણ રચાયા પછી એણેય પોતા તરફથી પુસ્તકો પ્રગટ કરવા માંડ્યાં. ગલિયારા પારિતોષિકો પછી ગુજરાત સાહિત્ય સભા–અમદાવાદે 'રણજિતરામ સુવર્ણચંદ્રક'થી સાહિત્યકારોને સંમાનવા માંડ્યા. એ સભાએ વાર્ષિક ગ્રંથ-સમીક્ષાનું રણજિતરામે શરૂ કરી ચીંધેલું કાર્ય હાથ ધરી એ તથા 'ગુજરાતનું પાટનગર : અમદાવાદ' જેવાં પુસ્તકોનું પ્રકાશન આરંભ્યું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી(જેણે નવી હવામાં 'ગુજરાત વિદ્યાસભા' નામ સ્વીકાર્યું)એ પોતાની સાહિત્યપ્રકાશન-પ્રવૃત્તિઓનો વેગ વધારી રમણભાઈ પછી નરસિંહરાવ, કેશવલાલ ધ્રુવ આનંદશંકર ધ્રુવ અને વિદ્યાબહેન નીલકંઠના લેખ ગ્રંથસ્થ કરી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા સાથે નર્મદાશંકર મહેતાના અખાની વેદાંતી કવિતાનાં તથા ઉપનિષદ-વિચારણાનાં પુસ્તક પ્રગટ કર્યાં. એના અંગભૂત ભો. જે. વિદ્યાભવનમાં ઇતિહાસ ને સંશોધનનાં પુસ્તક પણ પછી પ્રગટ થવા લાગ્યાં. એવું જ મધ્યકાલીન સાહિત્યની કેટલીક કૃતિઓનાં સંશોધન–સંપાદન–પ્રકાશનનું ઉપયોગી કાર્ય મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાએ પણ કર્યું. હિંદુ ધર્મ અને તત્ત્વજ્ઞાનના પાયાના ગ્રંથ 'ભગવદ્ગીતા'ને સાવ સસ્તી કિંમતે પ્રજાના ઘર ઘરમાં પહોંચાડવાના સદાશયથી 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' શરૂ કરનાર ભિક્ષુ અખંડાનંદે પ્રકાશન–પ્રવૃત્તિ વ્યાપક પ્રમાણમાં વિસ્તારી પ્રજાને રામાયણ ભાગવત મહાભારત યોગવાસિષ્ઠ જેવા ધર્મગ્રંથોના ગુજરાતી અનુવાદ, અખો પ્રીતમ ગિરધર આદિ મધ્યકાલીન કવિઓની કૃતિઓ, ચરક ને સુશ્રુતના વૈદ્યકગ્રંથોના અનુવાદ, ચૈતન્ય રામકૃષ્ણ–પરમહંસ વિવેકાનંદ રામતીર્થ આદિ મહાત્માઓનાં ચરિત્ર ને ઉપદેશ અને એવું તો ઘણું બોધક સાહિત્ય સસ્તી કિંમતે પહોચાડ્યું. ગૂજરાત વિદ્યાપીઠ અને પુરાતત્ત્વ મંદિરનાં તેમજ નવજીવન પ્રકાશન મંદિરનાં પ્રકાશનો સાથે 'સૌરાષ્ટ્ર' કાર્યાલયનાં મેઘાણી-સંપાદિત–લિખિત પુસ્તક, રાષ્ટ્રિય શિક્ષણની સંસ્થા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી–ભવનનાં

શિક્ષણવિચારનાં પુસ્તક, 'પ્રસ્થાન'ની સસ્તી ગ્રંથમાળાનાં તેમજ ભારતી સાહિત્ય સંઘની ગ્રંથમાળાનાં પુસ્તક–આમાં પણ ઉપરનાંની સાથે વિચારો તો ગુજરાતમાં 'સંસારસુધારાયુગ' અને 'પંડિતયુગ' કરતાં ગાંધીયુગીન ચેતન અને નવ સ્ફૂર્તિએ સાહિત્યક્ષેત્રે કેવું વ્યાપક અને વૈવિધ્યવંતું કાર્ય દેખાડ્યું છે એનો ખ્યાલ આવશે. 'ઊર્મિ નવરચના' 'સંસ્કૃતિ' 'રેખા' 'સંસાર' વગેરે માસિકો તથા 'ફાર્બસ સભા ત્રૈમાસિક'ની સેવા પણ વીસરાય નહિ.

એ નવ સ્ફૂર્તિ ૧૯૨૧ થી ૧૯૩૦ના દસકાએ આગળ ગણાવ્યાં તે નવાં માસિકોના અને 'નવજીવન' તથા 'સૌરાષ્ટ્ર' જેવાં સાપ્તાહિકોના ઉદયથી જ બતાવી એમ નથી, સરજાતા સાહિત્યમાં પણ એ સ્પષ્ટ રીતે મૂર્ત થઈ છે. કવિતામાં નાનાલાલ અને ખબરદાર પોતાની રીતે પ્રદાન કર્યે જતા હતા, પણ નવા કવિઓનું આકર્ષણ બળવંતરાય ઠાકોર અને 'કાંત' ભણી વધવા લાગ્યું. મુનશીની ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓની લોકપ્રિયતામાં ભાગ પડાવે તેવું રમણલાલ દેસાઈનું નવલકથાલેખન આ દસકામાં આરંભાયું, ટૂંકી વાર્તામાં વિશિષ્ટ સિદ્ધિ બતાવનાર 'ધૂમકેતુ' અને 'દ્વિરેફ'નો ઉદય પણ આ દસકામાં જ. એક બાજુ નાનાલાલનાં બે મુઘલ નાટક અને 'વિશ્વગીતા,' તો બીજી બાજુ 'કાંત'નાં બે નાટક અને ઠાકોરનું 'ઊગતી જુવાની' નાટક ગુજરાતને મળ્યાં, એ સાથે મુનશી અને ચંદ્રવદન મહેતા નાટકલેખકો તરીકે આગળ આવ્યા તેમજ બટુભાઈ ઉમરવાડિયા, પ્રાણજીવન પાઠક અને યશવંત પંડ્યાની કલમથી એકાંકીના નાટ્યપ્રકારની પણ શરૂઆત થઈ. મુનશી–ચંદ્રવદન મહેતાનાં નાટક ભજવાતાં અવૈતનિક રંગભૂમિનો ઉદય અને ચીલાચાલુ ધંધાદારી ગુજરાતી રંગભૂમિની અવદશાનો આરંભ પણ આ દસકાને ફાળે જાય. સાહિત્ય-વિવેચન-ક્ષેત્રે રામનારાયણ પાઠક, વિજયરાય વૈદ્ય, વિશ્વનાથ ભટ્ટ. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આદિની પ્રવૃત્તિનો અને વિજયરાય વૈદ્ય-સંપાદિત 'કૌમુદી' ત્રૈમાસિકનો તેજસ્વી આરંભ; હાસ્યસાહિત્યમાં અને હળવા નિબંધમાં જ્યોતીંદ્ર દવે, રામનારાયણ વિ. પાઠક, વિજયરાય વૈદ્ય, ગગનવિહારી મહેતા, મુનિકુમાર ભટ્ટ જેવાઓની કલમે કેટલુંક નોંધપાત્ર કાર્ય; મેઘાણીની 'સૌરાષ્ટ્રની રસધાર'-માળાથી લોકસાહિત્યનાં અને ગિજુભાઈ બધેકાની કલમે બાળસાહિત્યનાં સંપાદન–લેખન–પ્રકાશન માટે ઊભી થયેલી હવા; પોતાની રીતે સારું કામ બજાવતાં રહેલાં 'ગુજરાતી' 'પ્રજાબંધુ' અને 'ગુજરાતી પંચ' કરતાં પોતાની નવી ભાત પાડતાં સાપ્તાહિકો 'નવજીવન' અને 'સૌરાષ્ટ્ર'[૧૨] પત્રકારત્વમાં પ્રગટાવેલ નવું તેજ; આ બધું પણ આ દસકાનું પ્રદાન. પછીના બે દસકાએ આ સ્ફૂર્તિને આગળ લઈ જઈ ગુજરાતી સાહિત્યની સિદ્ધિને સારા પ્રમાણમાં વધારી છે.

એમાં ગણનાપાત્ર ફાળો અંગ્રેજી અને પાશ્ચાત્ય સાહિત્યનાં આપણે ત્યાં વધતાં રહેલાં પરિચય-પરિશીલનનો પણ ગણ્યા વિના ચાલે નહિ. મુનશીની નવલકથાઓ પાછળ એલેકઝાન્ડર ડુમાની નવલકથાઓ, 'ધૂમકેતુ' આદિ વાર્તાકારોની વાર્તાઓ પાછળ યુરોપી–અમેરિકી વાર્તાકારોની વાર્તાઓ, પ્રાણજીવન પાઠક અને બટુભાઈ જેવાની નાટ્યરચનાઓ પાછળ ઇબ્સન આદિનાં નાટક, વિજયરાય વૈદ્ય જેવાની નિબંધિકાઓ પાછળ અંગ્રેજી હળવા નિબંધ, બળવંતરાય ઠાકોરની કવિતા પાછળ અનુ-વિક્ટોરિયન અંગ્રેજી કવિતા અને ફ્રેન્ચ–અંગ્રેજી પ્રતીકવાદી કવિઓની કાવ્યભાવના તેમ વિજયરાય વૈદ્ય અને વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તથા ઘણા અનુગામી વિવેચકોના વિવેચન પાછળ પશ્ચિમનું વિવેચન આઘેથી પ્રેરણા આપતા નમૂના તરીકે ઊભાં રહેલાં હોવાનું માની શકાય. દલપતરામ અને નર્મદાશંકરના જમાના કરતાં 'પંડિતયુગ'ના સાહિત્યમાં કલાદૃષ્ટિ અને સૌંદર્ય-સાધનાનું પ્રમાણ વિશેષ અને 'ગાંધીયુગ'ના સાહિત્યમાં એનાથીય વિશેષ જણાવાનું કારણ પશ્ચિમના સાહિત્યનો વધતો જતો સંપર્ક તેમ પ્રભાવ છે. 'કલાને ખાતર કલા'નો ફ્રાન્સ-ઇંગ્લૅન્ડનો વાદ અહીંના સાહિત્યકારોને પણ આકર્ષી વધતે ઓછે અંશે પ્રભાવિત કરી ગયાનું બતાવી શકાય એમ છે. સાહિત્યકૃતિની ઉદ્દેશલક્ષિતા કે સંદેશવાહકતાનું સદંતર વિલોપન થવું કે કરવું લગભગ અશક્ય છે, પરંતુ પ્રાધાન્ય એને નહિ, પણ કૃતિનિષ્પાદ્ય આનંદ કે રસાનુભવને અને એને સાધી આપતા કલાવિધાનને તથા સર્જનોપકારક સૌંદર્યદૃષ્ટિને મળતું થયું. એનું એક પરિણામ કૃતિના વૉલ્ટર પેટરે પુરસ્કારેલ મેદ-નિવારણ(Removal of Surplusage)-રૂપે આવતું થયું, જે ઉત્તરોત્તર વધતું ગયું છે. પશ્ચિમના સાહિત્યમાં ગયા શતકમાં રોમેન્ટિક સંચલન(romantic movement)નો જે પ્રભાવ હતો તે ચાલુ શતકમાં ઘટવા માંડતાં પહેલા વિશ્વયુદ્ધ પછી સાહિત્ય સ્વાભાવિકતા અને વાસ્તવિકતા ભણી વિશેષ વળવા લાગ્યું. વિજ્ઞાનની પ્રગતિ અને ઔદ્યોગિક ક્રાંતિએ જે પરિસ્થિતિ સરજવા માંડતાં તેણે જીવન અને સમાજવ્યવસ્થામાં જબરું પરિવર્તન આણી આપી જે નવા પ્રશ્ન ઊભા કર્યા તેઓનો એમાં સીધો તેમ પરોક્ષ ફાળો લેખાય.[૧૩] સામાન્ય માનવીના જીવનવિગ્રહ અને એના અનેકવિધ શોષણની સભાનતા જાગતાં એણે પણ ભાવનાના વાયવી વ્યોમવિહારને છોડી ધરાતલ પર જિવાતા એની અસુંદરતા ને અધૂરપો સાથેના વાસ્તવ જીવન ભણી સાહિત્યસર્જકોની સંવેદનાને વાળી. 'ગાંધીયુગ'ના ગુજરાતી સાહિત્ય ઉપર આવા પશ્ચિમી સાહિત્યની પણ અસર પડવી જોઈએ તેટલી પડી છે.

ગુજરાતના સાહિત્યકારોએ ૧૯૩૦ થી ૧૯૬૦ ના ગાળામાં કૌતુકરાગી (romantic)

સર્જકોનાં સર્જનસ્વાતંત્ર્ય બંડખોરી અને પ્રયોગશીલતા જાળવી રાખી નિરૂપણ-વિષય અને નિરૂપણપદ્ધતિમાં જે વાસ્તવદર્શી જીવનલક્ષિતા એમના પુરોગામીઓ કરતાં વિશેષ દેખાડી છે [૧૪] તેમાં ગાંધીજીનાં દલિતાનુકંપા અને માનવપ્રેમે તેમજ પાશ્ચાત્ય સાહિત્યની ઉપર દર્શાવી તેવી દૂરની અસરે જેવો ભાગ ભજવ્યો છે તેવો જ માર્ક્સ-પ્રેરિત સામ્યવાદી વિચારણાએ પણ ભજવ્યો છે. ૧૯૧૭ માં વર્ગવિહીન સમાજરચનાના અંતિમ લક્ષ્ય સાથે રશિયામાં થયેલી રાજ્યક્રાંતિએ પહેલા વિશ્વયુદ્ધના ભ્રમવિલોપક આઘાત પછી દુનિયા અને માનવી માટે એક નવી આશા જન્માવી તે ૧૯૨૯ ની જગદ્વ્યાપી આર્થિક કટોકટી પછી વધતાં માર્ક્સની વિચારણા ભણી દુનિયાના તેમ ભારતના સંવેદનશીલ વિચારવંતોનું આકર્ષણ વધ્યું. ઔદ્યોગિક ક્રાંતિ પછી ખાનગી માલિકીનાં કારખાનાંઓ અને મોટા ઉદ્યોગોએ વધારેલું રિદ્ધિવંતો અને અકિંચનો (haves and have-nots) વચ્ચેનું અંતર અને વિષમ અસમાનતા એમના આક્રોશનો વિષય બનવા લાગ્યાં. ૧૯૩૦ પછી ગુજરાતી કવિતામાં જે દલિત-ગાન તેમ ક્રાંતિ-ગાન શરૂ થયું તે એની અસરનું પરિણામ છે. 'ગાંધીયુગ'ના ને ગાંધી-પ્રેરિત અગ્રણી કવિ 'સુંદરમ્' ચાલુ સમાજવ્યવસ્થાની વિષમતા ચીંધી બતાવતું ચિત્ર 'ત્રણ પડોશી' કાવ્યમાં આલેખી સહૃદય વાચકના દિલમાં લાગણી અને વિચારમંથન ઉપજાવે છે. ઉમાશંકર જોશી 'જઠરાગ્નિ' કાવ્યમાં શ્રીમંતોને સીધી ચેતવણી એમના આગામી ભાવિ વિશે સંભળાવે છે. 'પૂજારી પાછો જા' (શ્રીધરાણી), 'હરિનાં લોચનિયાં' (કરશનદાસ માણેક) અને 'કોયા ભગતની કડવી વાણી' ('સુંદરમ્')ને સરજાવનાર મનોભાવ એ જ પ્રકારનો છે, એને વ્યક્ત કરવાનો કલાપ્રયોગ જુદો છે. 'ઉપવાસી' અને 'સ્વપ્નસ્થ' તો પૂરા સામ્યવાદી કવિઓ બની ગયા દેખાય. મેઘાણી પણ 'યુગવંદના'માં એવું ક્રાંતિગાન ઉત્સાહથી લલકારે છે. વાર્તા—નાટક-નવલકથા સાહિત્યમાં પણ આ ભાવના ઠીક ઠીક ઊતરેલી બતાવી શકાય એમ છે. 'નવી દુનિયા કાર્યાલય'ની એ દસકામાં કેટલોક વખત ચાલેલી પ્રકાશનપ્રવૃત્તિ તેમજ 'પ્રગતિશીલ' લેખકોનું 'સુંદરમ્' અને મિત્રોના પ્રયાસથી થોડા સમય માટે ઊભું થયેલું મંડળ આ પ્રભાવનાં નિદર્શક તરીકે ઉલ્લેખપાત્ર ગણાય.[૧૫] સામ્યવાદી છાપની પ્રગતિશીલ દૃષ્ટિથી સરજાતા સાહિત્યને અવલોકવાનો પ્રયાસ સ્વ. નવલરામ ત્રિવેદીએ ગુજરાત સાહિત્ય સભાની પોતાની વાર્ષિક સમીક્ષામાં કર્યો હતો એ પણ અત્રે યાદ આવે. શિષ્ટો તરફથી સાહિત્યને માર્ક્સવાદી 'પ્રગતિશીલતા'થી બાંધી દેવાથી પ્રચારકતામાં સરી પડવાના ભયના સૂચન સાથે સાહિત્યનાં સાહિત્યતત્ત્વ તથા કલાતત્ત્વ પર ભાર મુકાતાં અને રશિયામાં બીજા વિશ્વયુદ્ધ પછી સામ્યવાદી

શાસનનો વિશેષ પરિચય થતાં સામ્યવાદી વિચારસરણી ભણીના આકર્ષણમાં ઠીક ઠીક ઓટ આવેલી સાહિત્યમાં દેખાય છે. એ બાબતમાં છેલ્લું વલણ વાદના આગ્રહનું મટી માનવપ્રેમનું બની રહ્યું છે એમ કહેવામાં હરકત નથી.

સાહિત્ય ઉપર પ્રભાવ પાડનાર વ્યક્તિવિશેષોમાં ગાંધીજી અને કાર્લ માર્ક્સ ગણાવ્યા તો એવો જ વિશિષ્ટ પ્રભાવ પાડનાર માનસશાસ્ત્રી ફ્રૉઈડની વાત પણ કરવી જોઈએ. સાહિત્યનો સનાતન વિષય માનવી અને જુદા જુદા સંદર્ભમાં એનાં વૃત્તિવ્યાપાર અને તત્પ્રેરિત વર્તન છે. પ્રતિભાશાળી સાહિત્યસર્જકો પરકાયા-પ્રવેશના એમને સહજસિદ્ધ અને આવશ્યક એવા કીમિયાથી માનવીનું જીવંત આલેખન કરતા જ આવ્યા છે. શેક્સપિયરને કે પ્રેમાનંદને માનસશાસ્ત્રનાં પુસ્તક વાંચવાં પડ્યાં નથી, પણ માનસશાસ્ત્રનું અધ્યયન અર્વાચીન યુગમાં વધતાં અને ખાસ તો ફ્રૉઈડ અને એના થોડા સમયના બે સમર્થ સાથી જુંગ અને ઍડલરનાં માનવ–માનસનાં અધ્યયન–સંશોધન–તારણ પાશ્ચાત્ય સાહિત્ય પર અસર કર્યા વિના રહ્યાં નથી. કથાત્મક સાહિત્યમાં ઘટના કરતાં પાત્રચિત્રણ ઉપર અને એમાંય પાત્રોનાં અપ્તરંગી મનોગત ઊંડાણો અને સૂક્ષ્મ જટિલ વૃત્તિ-વ્યાપારોના અદલ નિરૂપણ ઉપર વિશેષ, અને બીજા પર તો પૂરો, ભાર મુકાતાં પાત્રોના આંતર-ચેતનાપ્રવાહ(Stream of conciousness)ના ઝીણવટભર્યા નિરૂપણનું જે ગૌરવ થયું છે તેમાં ફ્રૉઈડની અને આધુનિક માનસશાસ્ત્રની અસર પ્રભાવક રહી કહેવાય. ગુજરાતી લેખકોએ પોતપોતાની શક્તિ અને ફાવટ પ્રમાણે પોતાના સર્જનમાં પાત્રોના ભીતરને રજૂ કરવાની કળા કે આવડત વિચાર-વિષય-સમયાવધિમાં બતાવી છે. એ પછીના ગાળામાં એની ઉપર વધુ ને વધુ લક્ષ અપાતું થયું છે. આ જોતાં ફ્રૉઈડની અસર સાહિત્યની બાબતમાં વિશેષ સ્થાયી રૂપની ગણાય.

ઈ.સ. ૧૯૩૯ થી ૧૯૪૫ નું બીજું વિશ્વયુદ્ધ લડાયું તો હતું ભારતવર્ષની બહાર, યુરોપ આફ્રિકા અને એશિયાની ભૂમિ ઉપર, પણ બ્રિટિશ સત્તાએ ભારત-વર્ષનેય એમાં ભાગીદાર બનાવ્યું હોઈ એની પરોક્ષ અસર-રૂપે અંધારપટ રેશનિંગ કાળાબજાર નફાખોરી મોંઘવારી, બંગાળનો કારમો દુકાળ, જાપાની આક્રમણનો ફફડાવતો ભય, આ બધાંના અનુભવમાંથી પ્રજાને પસાર થવું પડ્યું હતું. "સુંદરમ્" અને ઉમાશંકર જેવા કવિઓ પાસેથી જગતના આ ભીષણ સંગ્રામે એક બે કાવ્યરચનાઓ કઢાવી નથી એમ નથી, પણ એનાથી ખરા ધૂણી ઊઠ્યા તો જણાયા હતા બળવંતરાય ઠાકોર. એમની ઠીક ઠીક રચનાઓ મળી છે. કવિશ્રી નાનાલાલની 'ધ્રાંગડ ધ્રાંગડ બાજતા જગે કાળના ઢોલ' એ પંક્તિથી શરૂ

થતી, 'જદુનાથ! જદુકુળ સંહારિયું', મનુકુળ માં સંહારશો ધર્મભૂલ્યાં' અને 'પરમેશ! પધારો, સ્થિરાવો ધરા' એમ પ્રભુને પ્રાર્થતી અને ચોથા ખંડમાં 'નથી દેશ કે વેશ, પ્રજાનાં ઘમંડ, એક માનવ માનવતામાં રમે' એવા 'જગ-મંદિર'ને અભિલષતી 'સંગ્રામચોક' એ કાવ્યરચના પણ ખાસ નોંધપાત્ર છે. પેલા અનુભવો તેમજ વિશ્વયુદ્ધનાં વરસોમાં જ ખેલાયેલ "હિંદ છોડો"નો મરણિયો જંગ અને પરદેશી સત્તાનું એવું જ ઝનૂની દમન વાર્તા નાટક નવલકથા કવિતા વગેરે સાહિત્યસ્વરૂપોમાં આલેખન પામ્યા વિના રહ્યાં નથી. ભારતવર્ષની બહાર એ જ ગાળામાં નેતાજી સુભાષચંદ્ર બોઝે સ્થાપેલી આઝાદ હિંદ ફોજ અને એનાં પરાક્રમ આપણને પોરસ ચડાવે તેવાં હોઈ નેતાજી અને એમની ફોજ વિશે ઠીક ઠીક સાહિત્ય પ્રકાશિત થયું હતું એની અત્રે નોંધ લેવી ઘટે; જોકે એમાં પત્રકારત્વના અંશ સ્વાભાવિક રીતે વધુ હતા.

એના પછીની મહત્ત્વની ઐતિહાસિક ઘટના છે ૧૯૪૭ ની ૧૫ મી ઓગસ્ટની મધ્યરાત્રિએ ભારતવર્ષ માટે કાયમ માટે યાદગાર બનાવતી સ્વાતંત્ર્ય–પ્રાપ્તિ, એને જેમ દેશ સમસ્તના તેમ ગુજરાતના કવિવૃંદે હરખથી છલકાતા હૃદયે વધાવી છે! પ્રજાનો સહસ્રમુખી ઉમળકો જ એમાં અભિવ્યક્ત થયો હતો. દેશના પડેલા અનિચ્છિત ભાગલાની વેદનાને અંતરમાં ઢબૂરી દઈને એ ઉમળકો પરશાસનમાંથી મુક્તિના આનંદરૂપે વ્યક્ત થયો હતો, પણ એ આનંદને ખારો ઝેર કરી મૂકે તેવી ભાગલાના પરિણામરૂપ ઝેરનાં વમન દ્વેષ હિંસા લૂંટ બળાત્કાર અને ધર્માંતરનાં વિનાશક બળોએ વર્તાવેલો કેર, બે કોમોની સામસામી કત્લેઆમ, પ્યારા વતનમાંથી ઘરબાર ને મિલકત છોડી બંને કોમોને કરવી પડેલી સામૂહિક હિજરત, હિંદુ-મુસ્લિમ-એકતા ને બંધુત્વ માટે વર્ષો સુધી મથેલા ગાંધીજીની દારુણ મનોવ્યથા અને અંતિમ તપશ્ચર્યા પછી થયેલી એમની અણધારી હત્યા—એ સર્વ કરુણ ઘટનાઓના સાક્ષી સૌને બનવું પડયું. સંવેદના-પ્રાણ સાહિત્યકારો એના આઘાત–પ્રત્યાઘાતને સાહિત્યમાં વાચા આપ્યા વિના ન જ રહે. એમાંય ગાંધીજીના દેહાંતના પ્રકારે વેદનાથી સમસમતો લાગણીભીનો અને પૂજ્યભાવભર્યો જે અર્ઘ્ય કવિગણે એમને આપ્યો છે તેની સાહિત્યિક મૂલ્યવત્તા ઓછી નથી.

એ પછીના દસકાને સ્વાતંત્ર્યોત્તર વિશેષણથી નવાજવો હોય તો ભલે, બાકી એનેય 'ગાંધીયુગ'માં સમાવવો હોય તો એમ થઈ શકે એમ છે. અલગ પડેલા ભારતે સલૂકાઈથી અલગ સ્થપાયેલા પાકિસ્તાન સાથે જાળવેલો મૈત્રી-સંબંધ, પંડિત જવાહરલાલ નહેરુએ ઘડેલી અને અત્યાર સુધી પળાયેલી નવા ભારતની તટસ્થતાવાદી વિદેશ-નીતિ, ભારતે ચીન અને અગ્નિ એશિયાના દેશોને

સાથે રાખી પંચશીલની ભાવના કે નીતિની કરેલી પુરસ્કૃતિ, શસ્ત્રદોડ અને અણુબોમ્બ જેવાં વિનાશક અસ્ત્રોની સામે એણે કર્યા કરેલો વિરોધ, પંચાયતરાજ દ્વારા લોકશાહી વિકેંદ્રીકરણનો એણે આદરેલો પ્રયોગ, યુદ્ધનાબૂદી અને શાંતિ માટે એણે સેવેલો અને પ્રબોધેલો આગ્રહ, મોટા ઉદ્યોગોની સાથે ખાદી અને લઘુ તથા કુટિર પ્રકારના ગ્રામોદ્યોગને ઉત્તેજન આપવાની એણે અખત્યાર કરેલી નીતિ—આ બધું ગાંધીવિચાર ચાલુ અને પ્રભાવક રહ્યાની સાક્ષી પૂરે એવું છે. વિનોબાની ભૂદાન-પ્રવૃત્તિ ગ્રામાભિમુખ સર્વોદયમૂલક અહિંસક ક્રાંતિને અભિલક્ષતી હોઈ એ પણ ગાંધીજીના કાર્યને આગળ લઈ જતું એનું વિસ્તરણ જ હતું. આમ છતાં, ચોક્કસ સમયનિર્દેશની સગવડ સારુ સ્વરાજ્યશાસનના પ્રારંભ અને ગાંધીજીના મૃત્યુ પછીના સમયને 'સ્વાતંત્ર્યોત્તર કે સ્વરાજ્યનો યુગ' કહેવામાં વાંધો નથી.

એ સમયની મૂરતવંતી ત્રણ સિદ્ધિ તે વિસ્થાપિતોનું પુનઃસ્થાપન, દેશી રાજ્યોનું વિલીનીકરણ અને ભારતને સમાજવાદને વરેલું બિન-મઝહબી ગણતંત્ર જાહેર કરતા સમવાયી પ્રકારના રાજ્યબંધારણની પ્રજાને અપાયેલી ભેટ. એ પછી તરત પંચવર્ષીય યોજનાઓ દ્વારા હાથ ધરાયેલો રાષ્ટ્રનો સર્વાંગી વિકાસ તેમ નવોત્થાનનો પ્રચંડ પુરુષાર્થ વિનોબાના ભૂદાનયજ્ઞના જેટલું જ ઉત્સાહી અનુમોદન સાહિત્યસર્જકો પાસેથી પામ્યો છે. એક કવિએ તો પોતાના કાવ્યમાં એમ કહી નાખ્યું કે હવે મને મરવું નહિ ગમે, મારે દેશનો આ ભવ્ય જીવંત પુરુષાર્થ જોવા વધુ જીવવું છે. ભૂદાન–પ્રવૃત્તિએ એના પ્રેરક-પ્રબોધક વિનોબાને પ્રશસ્તિથી નવાજતાં અને એમના સંદેશના વાહક અને અનુમોદક બનતાં સંખ્યાબંધ કાવ્ય શિષ્ટ વર્ગના તેમ દુલા કાગ જેવા લોક-કવિના વર્ગના કવિઓ પાસે લખાવ્યાં છે. સ્વરાજ્યના પહેલા દસકામાં પ્રથમ વડોદરા ખાતે અને પછી અમદાવાદ મુકામે એમ બે યુનિવર્સિટી અને પછી આણંદ પાસે વલ્લભવિદ્યાનગરમાં સરદાર પટેલ યુનિવર્સિટી, એમ ત્રણ યુનિવર્સિટી સ્થપાઈ. ગુજરાત ખાતે સ્વતંત્ર યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર વડોદરાના મહારાજા સયાજીરાવને પ્રથમ આવેલો અને એમણે ૧૯૨૬ માં એ અર્થે મુનશી અને ગુજરાતના વિદ્વાનોની પાસે એનાં યોજના અને સ્વરૂપ વિચારાવ્યાં હતાં તેથી વડોદરા ખાતે સ્થપાયેલ નિવાસી યુનિવર્સિટીની આગળ એ રાજવીનું નામ જોડવામાં આવ્યું એ ઉચિત હતું. આ યુનિવર્સિટીએમાં ગુજરાત યુનિવર્સિટીએ શિક્ષણ-પરીક્ષણનું માધ્યમ ગુજરાતી બનાવી જુદા જુદા અભ્યાસ–વિષયોના અંગ્રેજી પારિભાષિક શબ્દોના સમાનાર્થે ગુજરાતી શબ્દોની પુસ્તિકાઓ તે તે વિષયનાં ગુજરાતીમાં લખાતાં

થયેલાં પાઠ્યપુસ્તકોની સહાય અર્થે તૈયાર કરાવી એ એક સારું કામ થયું. ત્રણે યુનિવર્સિટીઓ તરફથી પુસ્તક પણ પ્રકાશિત થવા લાગ્યાં, જેમાં વડોદરા યુનિવર્સિટીની પ્રાચીન ગુર્જર ગ્રંથમાળાના મધ્યકાલીન ગુજરાતી કૃતિઓનાં સંશોધિત સંપાદનોએ એતદ્વિષયક પુરોગામી કાર્યને આગળ લંબાવ્યાની સેવા એના સંપાદક ડૉ. ભોગીલાલ સાંડેસરાના ઉત્સાહથી બજાવી છે. આ દસકામાં ગુજરાતી સાહિત્ય પરિષદે વધુ લોકશાહી સ્વરૂપ પકડી નવી સ્ફૂર્તિ દાખવવાનું આરંભ્યું એ પણ નોંધવું જોઈએ. ભાષાવાર રાજ્યરચનાએ પ્રદેશભાષાઓના વિકાસને માટે પ્રથમ દ્વિભાષી મુંબઈ રાજ્યને અને પછી સ્વતંત્ર ગુજરાત રાજ્યને સૂઝતાં પગલાં લેવા પ્રેર્યાં એનો આરંભ પણ આ દસકામાં રાજ્ય તરફથી વરસમાં પ્રગટ થયેલા સાહિત્યના જુદા જુદા પ્રકારો કે સ્વરૂપોનાં પુસ્તકોમાંથી ઉત્તમ ને માતબર રકમના પુરસ્કારથી નવાજવાનું આરંભાયું એ તથા લોકસાહિત્ય સમિતિની સ્થાપના સાહિત્યને ઉપકારક પ્રવૃત્તિ હતી, તો રાજ્યવહીવટ પ્રદેશભાષામાં કરવાનું શરૂ થયું એ ભાષાને ઉપકારક સેવા સ્વરાજ્યશાસનની કહેવાય. ગુજરાત–મહારાષ્ટ્રના લોકવિરોધ વચ્ચે શરૂ થયેલા દ્વિભાષી મુંબઈ રાજ્યનું મહારાષ્ટ્ર અને ગુજરાતમાં વિભાજન થઈ ૧ મે, ૧૯૬૦ના રોજ અસ્તિત્વમાં આવેલા ગુજરાત રાજ્યની વિધાનસભાએ જે પહેલો અધિનિયમ (Act) પસાર કર્યો તે ગુજરાતી અને હિંદીને પોતાની રાજ્યભાષા (official language) બનાવવાનો હતો. 'વહીવટી શબ્દકોશ', 'માર્ગદર્શિકા', એ બેઉની પુરવણી, 'સરકારી લેખન-પદ્ધતિ', 'કાયદાના પારિભાષિક શબ્દોનો કોષ' જેવાં પુસ્તક જે એ હેતુની સિદ્ધિઓને મદદગાર થવા તૈયાર કરાઈ પ્રકાશિત થવાં તેઓનો સમય આની પછીના દસકામાં આવે છે.

પરિભાષા અને કોશની વાત થઈ તો એવા ભાષા–સાહિત્યના અધ્યયનને સહાયક અનિવાર્ય સંદર્ભગ્રંથોની બાબતમાં આ અગાઉ આ ગ્રંથની સમયમર્યાદામાં થયેલા કાર્યનો પણ ઉલ્લેખ અત્રે કરવો આવશ્યક બન્યો છે. ગૂજરાત વિદ્યાપીઠનો 'જોડણીકોશ' પ્રથમ તો જોડણીકોશ જ હતો, પણ પછીની દરેક આવૃત્તિ વેળાએ જોડણી સાથે અર્થ બતાવનાં વધુ ને વધુ શબ્દોનો કોશ બનતો ગયો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કેટલાંક વર્ષો પહેલાં 'ગુજરાતી ભાષાનો કોશ' તૈયાર કરાવી છપાવ્યો હતો. (એ સંસ્થાએ 'પૌરાણિક કથાકોશ' તથા 'ફારસી-અરબી કોશ' પણ પ્રગટ કરેલ છે.) એ કોશના પુનરાવર્તનના એક ભાગરૂપે 'ક'વર્ણ પૂરતો કોશ સ્વ. કેશવલાલ ધ્રુવે નમૂનારૂપે તૈયાર કરી આપેલ તે એમના અવસાન પછી એ સંસ્થાએ પ્રગટ કર્યો છે. ગુજરાતી વિદ્વાનોએ અંગ્રેજી શબ્દોના યોજેલા

ગુજરાતી પર્યાયોનો અવતરણોના પુરાવા સાથે સ્વ. વિશ્વનાથ મ. ભટ્ટ પાસે તૈયાર કરાવેલ 'પારિભાષિક કોશ' પણ એ સંસ્થાએ બે ભાગોમાં ૧૯૩૦ ને એ પછીના વર્ષમાં પ્રગટ કરેલ તેની ઉપયોગિતા સ્વયંસ્પષ્ટ છે. ગોંડળના રાજવી ભગવત્‌સિંહજીના ખંતીલા અને મહત્ત્વાકાંક્ષી પ્રયાસના ફળરૂપ 'ભગવદ્‌ગોમંડલ'ના બૃહત્કાય નવ ગ્રંથોનું એમના અવસાન બાદ એ રાજ્ય તરફથી સ્વ. ચંદુલાલ પટેલે કરેલ સંપાદન-પ્રકાશન અભ્યાસવિષય-સમયગાળાને ખાતે જમા થયેલી એક વિશિષ્ટ સિદ્ધિ છે. આ ગાળામાં પ્રગટ થયેલ મધ્યકાલીન ગુજરાતી કૃતિઓનાં સંપાદનોની પાછળ આપેલાં તે તે કૃતિ પૂરતા જૂના શબ્દોના અર્થ અને વ્યુત્પત્તિઓ તે બધાંના એકત્રીકરણથી મધ્યકાલીન ગુજરાતી શબ્દકોશની અને ભાષા તથા વ્યાકરણને લગતા અભ્યાસલેખોએ ગુજરાતી ભાષાનાં ઉત્પત્તિ અને વિકાસનાં તથા એના શાસ્ત્રશુદ્ધ વ્યાકરણનાં પુસ્તકો માટેની પૂર્વભૂમિકા ઠીક ઠીક પ્રમાણમાં તૈયાર કરી આપી છે. ભારતીય તેમ પાશ્ચાત્ય સાહિત્યમીમાંસાનો યથોચિત વિનિયોગ સ્વકીય વિવરણ-વિચારણા સાથે કરાતી જે સાહિત્યચર્ચા 'ગાંધીયુગ'ના વિદ્વાનો પાસેથી લેખો-રૂપે મળી છે તે પણ આપણી સાહિત્ય-સમજ વધારી અને ચોખ્ખી કરી સમકાલીન સાહિત્ય-સર્જનને ઉપકારક બની કહેવાય. ડાહ્યાભાઈ દેરાસરીના 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન' અને કૃષ્ણલાલ ઝવેરીના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' પછી ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ પોતપોતાની વિશિષ્ટ રીતે આલેખવાનો જે પ્રયાસ કનૈયાલાલ મુનશી, કેશવરામ શાસ્ત્રી, વિજયરાય વૈદ્ય અને આ લખનારે કર્યો છે તેનો સેવાપ્રકાર પણ એવો જ કહી શકાય.

ઈ સ. ૧૯૧૪ થી ૧૯૬૦ ના સાડાચાર દસકાના સાહિત્યપ્રવાહનું આગળનું સમગ્રદર્શી સિંહાવલોકન એ તારણ ઉપર આવવા અભ્યાસીઓને અવશ્ય પ્રેરે એમ છે કે આ કાલખંડમાં ગુજરાતી ભાષા અને સાહિત્યે નોંધપાત્ર પ્રગતિ સાધી નવાં તેજ અને શક્તિ ગદ્ય અને પદ્ય, તથા લલિત અને શાસ્ત્રીય, ઉભય પ્રકારના વાઙ્મયમાં દાખવ્યાં છે કવિતા સંગીતનું દાસીપણું છોડી, એની સખી બની, પાઠ્યતા અને અગેયતા તરફ વળી સંસ્કૃત અક્ષરમેળ વૃત્તોની ચુસ્તીને સેવતાં ભાવાનુકૂળ છંદોમિશ્રણોમાં થોડી મોકળાશ માણી, અંગ્રેજી 'બ્લૅન્ક વર્સ'નો ગુજરાતી પર્યાય શોધવા મથી, પ્રવાહિતા સાધવા છંદનો પરંપરિત ઉપયોગ અજમાવી, પદ્ય-મુક્તિની દિશા ભણી વળી. બળવંતરાય ઠાકોરની કવિતા અને કાવ્યભાવના ભણી આકર્ષાઈ. પોચટ ઊર્મિવિલાસ, શબ્દમોહ અને કલ્પનાનો વ્યોમવિહાર છોડી ચિંતનપ્રધાન, મૂર્તતાપ્રેમ અને ધરાલક્ષી બનવા સાથે અને સામાજિક સભાનતાને

ભજવા સાથે કલાપેક્ષી શિલ્પવિધાનની સભાનતા પણ પ્રયોગશીલતાની સાથે જ કેળવતી થઈ 'સુંદરમ્' અને ઉમાશંકર દ્વારા ઊંચાં શિખર પણ એણે સર કર્યાં : ટૂંકી વાર્તા ધનસુખલાલ રણજિતરામ અને મુનશી–'મલયાનિલ'ના પ્રાથમિક પ્રયાસ પછી 'ધૂમકેતુ' અને 'દ્વિરેફ'ની કલમે સુરેખ કલાવિધાન પામી સાહિત્ય-ક્ષેત્રે સુપ્રતિષ્ઠિત થઈ, ઘણી કલમોને પોતાની તરફ આકર્ષી 'સુંદરમ્' ઉમાશંકર પન્નાલાલ મડિયા અને જયંતી દલાલ દ્વારા પ્રગતિસોપાનો ચડતી થઈ. લોક-પ્રિયતામાં ટૂંકી વાર્તાને ટપી જવા માંડેલી નવલકથાએ મુનશી અને રમણલાલ દેસાઈનું નોંધપાત્ર સર્જન દેખાડી 'ધૂમકેતુ', ચુનીલાલ શાહ ને મેઘાણી જેવાને તેમ ગુણવંતરાય આચાર્ય, 'સોપાન' 'દર્શક' પન્નાલાલ મડિયા પેટલીકર આદિ નવીનોને પોતાની તરફ વાળી, જેમ ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર' પછી મુનશીના 'ગુજરાતના નાથ'માં બીજા પગલાનું તેમ પન્નાલાલ પટેલનાં 'મળેલા જીવ' અને 'માનવીની ભવાઈ'થી એ પછીનું ત્રીજું પરાક્રમી વામન–પગલું ભર્યું. નાટકમાં મુનશી અને ચંદ્રવદને સાહિત્યનાં નાટક અને રંગભૂમિ વચ્ચેની ખાઈ પૂરવાનું કર્યું. એણે સ્થગિત નાટ્યલેખનને ગતિ આપતાં ૧૯૨૦ સુધીની સ્થિતિ સુધરી અને નાટકો થોડાં વધુ લખાતાં થયાં. એ પછી ઇબ્સન-શૈલીનાં નાટકોની બટુભાઈ ઉમરવાડિયા અને યશવંત પંડ્યા જેવાને હાથ શુભ શરૂઆત થઈ. એકાંકી ચંદ્રવદન મહેતા, ઉમાશંકર જોશી, જયંતી દલાલ અને મડિયાની કલમે સાહિત્યમાં તેમ અવૈતનિક રંગભૂમિ પર પ્રતિષ્ઠાનું સ્થાન પામ્યું. નિબંધ પ્રવાસવર્ણન અને ચરિત્રના સાહિત્ય કાર સર્જનાત્મક અંશોના છંટકાવથી રસાત્મક બનાવી શકાય એ કાકા કાલેલકરના નિબંધ તથા 'સ્મરણયાત્રા'એ તેમ 'વીર નર્મદ' 'શુક્રતારક' અને 'નરસૈયો ભક્ત હરિનો' જેવી કૃતિઓએ બતાવી આપ્યું. સાહિત્યવિવેચન પણ શુષ્ક અને ગંભીર મટી, યથાવકાશ તીખું હળવું અને રસાળ બની શકે એ પણ આપણે ત્યાં વિજયરાય બટુભાઈ આદિ દ્વારા જોવા મળ્યું. પત્રકારત્વ પણ ઝગમગદાર બની શકે એ 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકે અને એની શૈલીના અનુસરણે બતાવી આપ્યું.

ટૂંકમાં કહીએ તો આ સમયાવધિમાં ગુજરાતના સાહિત્યે આધુનિકતામાં બે ડગલાં વધુ આગળ ભર્યાં છે અને એ પછીની વિશેષ આધુનિકતા માટે એ તૈયાર થઈ ઊભું છે. એ વિશેષ આધુનિકતા કઈ એ ૧૯૬૦ પછીના યુગની વાત હોઈ અત્રે પ્રસ્તુત નથી.

## પુરવણી[૧૬]

ઉપર આપણે પ્રાયઃ ગુજરાતી લલિત સાહિત્યની અને સાથે સાથે કેટલાક લલિતેતર સાહિત્યની સમીક્ષા કરી. અહીં એમાં કેટલીક લલિતેતર કૃતિઓ ઉમેરીએ.

ઇતિહાસના વિષયમાં ગુજરાતના ઇતિહાસના અમુક ખંડો કે અમુક પાસાં વિશે કેટલીક તલસ્પર્શી અભ્યાસપૂર્ણ કૃતિઓ લખાઈ, જેમકે 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' (દુ. કે. શાસ્ત્રી), 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામયુગ', ખંડ ૧ થી ૪ (રત્નમણિરાવ જોટે) અને 'મૈત્રકકાલીન ગુજરાત' (હરિપ્રસાદ શાસ્ત્રી), 'પુરાણોમાં ગુજરાત' (ઉમાશંકર જોશી), 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત' અને 'મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો' (ભોગીલાલ સાંડેસરા) 'ગુજરાતની રાજધાનીઓ' (ર. છો. પરીખ) અને 'કચ્છનું સંસ્કૃતિદર્શન' (રામસિંહ રાઠોડ) આ સંદર્ભમાં ઉલ્લેખનીય છે.

મુખ્યત્વે ભાંડારકરના અંગ્રેજી ગ્રંથના આધારે દુર્ગાશંકર શાસ્ત્રીએ તૈયાર કરેલ 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' તથા 'શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', રત્નમણિરાવનું 'સોમનાથ', કે. કા. શાસ્ત્રીનું 'શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી', ન. દે. મહેતાનો 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ,' વિનોબા ભાવેનાં 'ગીતા પ્રવચન', પ્રો. દાવરનું 'મોત પર મનન,' મશરૂવાળાનું 'સમૂળી ક્રાંતિ,' પંડિત સુખલાલજીનું 'દર્શન અને ચિંતન' ભાગ ૧–૨, ગાંધીજીનું 'ધર્મમંથન', લોખંડવાલાનો 'ફારસી સાહિત્યનો ઇતિહાસ' ઇત્યાદિ ગ્રંથો પણ ગુજરાતી સાહિત્યમાં ખાસ ઉલ્લેખનીય ગણાય. 'મહાદેવભાઈની ડાયરી' ભાગ ૧ થી ૫ આ કાલખંડનાં પ્રકાશનોમાં ગાંધીજીની 'આત્મકથા'ના જેવું અગ્રિમ સ્થાન ધરાવે છે. ઉપર ગણાવેલી કૃતિઓ ઉદાહરણાત્મક છે; આ કાલખંડનાં પ્રકાશનોમાં એવી બીજી અનેક કૃતિઓ પણ ઉલ્લેખનીય ગણાય.

## ૨. ગુજરાતી અનુવાદ સાહિત્ય[૧૭]

ગુજરાતી સાહિત્ય મૌલિક કૃતિઓ ઉપરાંત અન્ય ભાષાઓમાંથી થયેલા ગુજરાતી અનુવાદોથી પણ સમૃદ્ધ થયું છે.

આ પ્રકારની અનુવાદ પ્રવૃત્તિમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ફાળો નોંધપાત્ર છે. ફારસીમાંથી 'મિરાતે સિકંદરી' અને 'મિરાતે અહમદી'નાં ગ્રંથરત્નોનો

અનુવાદ કરાવ્યો. અંગ્રેજીમાં હિંદના ઇતિહાસને લગતા ગ્રંથોમાં પ્રશિષ્ટ ગણાતો વિન્સેન્ટ સ્મિથના *Early History of India*નો અનુવાદ 'હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ' નામે કરાયો. એવી રીતે મરાઠીમાંથી સર દેસાઈના બે ગ્રંથો–'મુસલમાની રિયાસત' અને 'મરાઠી રિયાસત'ના અનુવાદ બહાર પડયા. પ્રો. જયસ્વાલના *Hindu Polity* નો અનુવાદ 'હિંદુ રાજ્યવ્યવસ્થા' નામે પ્રગટ થયો. એચ. જી. વેલ્સના 'જગતનો રેખાત્મક ઇતિહાસ'નો અનુવાદ પ્રકાશિત થયો. પ્રા. દેવદત્ત ભાંડારકર લિખિત *Ashoka* નો 'અશોક ચરિત્ર' નામે અનુવાદ થયો. રાધાકુમુદ મુખર્જીના અંગ્રેજી પુસ્તક *Corporate Life in Ancient India* નો 'પ્રાચીન હિંદમાં સંઘજીવન'ના નામે અનુવાદ પણ પ્રગટ થયો.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ વિજ્ઞાનના વિવિધ વિષયોને લગતાં પુસ્તકોના અનુવાદ પણ કરાવ્યા છે, દા.ત. પ્રફુલ્લચંદ્રરાયનો 'હિંદુ રસાયણશાસ્ત્રનો ઇતિહાસ', ભાગ ૨.

સંસ્કૃત સાહિત્યને લગતા અંગ્રેજી ગ્રંથોમાં કીથના *Sanskrit Drama* નો અનુવાદ કરાયો. ડાહ્યાભાઈ દેરાસરીએ અંગ્રેજી ગ્રંથો ઉપરથી તૈયાર કરેલ 'પૌરાણિક કથાકોશ' તથા 'ભૌગોલિક કોશ' જાણીતા છે. 'મધ્યયુગની સાધના ધારા' એ ક્ષિતિ મોહન સેનના બંગાળી ગ્રંથનો અનુવાદ છે. 'પ્લેટોનું આદર્શ નગર' અંગ્રેજી ગ્રંથનો જાણીતો અનુવાદ છે. ધર્માનંદ કોસંબીના મરાઠી ગ્રંથ 'અભિધર્મ' તથા 'બૌદ્ધ સંઘનો પરિચય'નો અનુવાદ બૌદ્ધધર્મના અભ્યાસ માટે ઉપયોગી છે.

વડોદરાની સયાજી સાહિત્યમાળા તરફથી પણ કેટલાક મહત્ત્વના ગુજરાતી અનુવાદ પ્રકાશિત થયા છે.

ગુજરાત યુનિવર્સિટીએ ગુજરાતીમાં ગ્રંથોનું પ્રકાશન હાથ ધર્યું તેમાં કેટલાક અનુવાદોનો પણ સમાવેશ થયો, દા.ત. 'હિંદુસ્તાનની જ્ઞાતિસંસ્થા', 'સમાજ', 'પ્રાચીન હિંદમાં શિક્ષણ', વગેરે. આમાં રામપ્રસાદ બક્ષીએ ન. ભો. દિવેટિયાનાં ભાષણોનો કરેલો અનુવાદ 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' ઉલ્લેખનીય છે.

ભિક્ષુ અખંડાનંદે સ્થાપેલા સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે લોકપ્રિય તથા લોકોપયોગી એવા અનેક સંસ્કૃત ધર્મ–ગ્રંથોના ગુજરાતી અનુવાદ તૈયાર કરાવી પ્રકાશિત કર્યા, જેમકે છાંદોગ્ય વગેરે ઉપનિષદો, મહાભારત, હરિવંશ, ભગવદ્-ગીતા, શ્રીમદ્ ભાગવત, ભગવતી ભાગવત, ગરુડ મહાપુરાણ, માર્કંડેયપુરાણ, સ્કંદપુરાણ, અગ્નિપુરાણ, વિષ્ણુપુરાણ, વરાહપુરાણ, વામનપુરાણ વગેરે પુરાણો,

યોગવાસિષ્ઠ, શાંકરભાષ્ય, શંકરાચાર્ય-કૃત 'સૌંદર્ય લહરી', ભર્તૃહરિ-કૃત 'નીતિ-શતક' તથા 'વૈરાગ્યશતક' વગેરે.

શ્રીમહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફથી પણ કેટલાક મહત્ત્વના સંસ્કૃત ગ્રંથોના અનુવાદ પ્રગટ થયા, જેમકે ભગવદ્‌ગીતા, રાજવલ્લભ, વિશ્વકર્મા પુરાણ, બ્રહ્મસૂત્ર, ભૃગુસંહિતા, હરિવંશ, પાતંજલ યોગસૂત્ર, સારંગધર સંહિતા, ગર્ગ સંહિતા, પંચીકરણ, બૃહદ્ જાતક વગેરે.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવે અનેક સંસ્કૃત કૃતિઓના ભાવસભર અનુવાદ આપ્યા, જેમાં અનેક પ્રસિદ્ધ નાટકોનો સમાવેશ થાય છે. આ નાટકોના અનુવાદમાં એમણે પ્રયોજેલી મૂળ કૃતિમાંની સંસ્કૃત–પ્રાકૃત ઉક્તિઓને અનુરૂપ પાત્રગત ભાષા-ભેદ તથા શૈલીભેદ ખાસ નોંધપાત્ર છે. અગાઉના કાલખંડમાં એમણે જેમ मुद्राराक्षस, अमरुशतक, गीतगोविंद, छायाघटकर्परના અનુવાદ આપેલા તેમ આ કાલખંડ દરમિયાન प्रतिज्ञायौगन्धरायण ('પ્રધાનની પ્રતિજ્ઞા'), प्रियदर्शिका '(વિંધ્ય-વનની કન્યકા'), स्वप्नवासवदत्ता ('સ્વપ્ન સુંદરી'), मध्यम नाग्क, प्रतिमा, विक्रमोर्वशीय ('પરાક્રમની પ્રસાદી') ઇત્યાદિ ગ્રંથોના અનુવાદ આપ્યા છે, જે ખાસ ઉલ્લેખનીય ગણાયા.

લોકમાન્ય ટિળકના મરાઠી गीतारहस्य નો ગુજરાતી અનુવાદ તેમજ અરવિંદ ઘોષના તથા ડૅા. રાધાકૃષ્ણનના અંગ્રેજી ગ્રંથોના ગુજરાતી અનુવાદ પ્રગટ થયા.

ખાંડેકરની મરાઠી નવલકથાઓના અનુવાદની પહેલ અંબેલાલ વશીએ કરી અને ગોપાળરાવ વિદ્વાંસ ખાંડેકરની નવલકથાઓના કુલમુખત્યાર ગુજરાતી અનુવાદક છે.

ઇમામખાન કયસરખાને વિવિધ ઉર્દૂ કૃતિઓના અનુવાદ કર્યા.

કરશનદાસ માણેકે ટાગોરના 'મુક્તધારા' કાવ્યનો અનુવાદ આપ્યો.

રવીંદ્રનાથ ટાગોરના સંખ્યાબંધ બંગાળી ગ્રંથોના ગુજરાતી અનુવાદ નગીનદાસ પારેખે કર્યા છે.

કાંતિલાલ ઉપાધ્યાયે ખલિલ જિબ્રાંનો 'મંદિર દ્વારે' અનુવાદ આપ્યો.

કિશનસિંહ ચાવડાએ ધોંડો કેશવ કર્વેના મરાઠી 'આત્મચરિત્ર'નો તેમ જ પ્રેમચંદજીની કેટલીક હિંદી નવલકથાઓનો અનુવાદ કર્યો.

દલસુખભાઈ માલવણિયાએ પ્રાકૃત આગમ ગ્રંથો પરથી 'ગણધરવાદ' તથા 'સ્થાનાંગ–સમવાયાંગ' જેવા અનુવાદ આપ્યા.

નટવરલાલ માલવીય(વીમાવાળા)એ મરાઠી, બંગાળી અને અંગ્રેજી ગ્રંથો પરથી અનેક અનુવાદ કર્યા તે નોંધપાત્ર છે.

મહાદેવભાઈ દેસાઈ તથા નરહરિ પરીખે બંગાળી તથા અંગ્રેજી સાહિત્ય પરથી કેટલાક અનુવાદ આપ્યા છે. પ્રાણજીવન પાઠકે બે એક મહત્ત્વના અંગ્રેજી ગ્રંથોનો અનુવાદ કર્યો છે. કવિ નાનાલાલ, બળવંતરાય ઠાકોર, 'સુંદરમ્' અને ઉમાશંકર જોશીએ કેટલાંક સંસ્કૃત નાટકોના વિશદ અને શ્રદ્ધેય અનુવાદ કર્યા છે. ભાસ્કરરાવ વિદ્વાંસે મરાઠી, અંગ્રેજી અને હિંદી સાહિત્યમાંથી કેટલાક ગ્રંથ ગુજરાતીમાં ઉતાર્યા છે. ભોગીલાલ ગાંધીએ કરેલા કેટલાક બંગાળી તથા અંગ્રેજી ગ્રંથોના અનુવાદ ખાસ નોંધપાત્ર છે.

આ રીતે ગુજરાતી સાહિત્ય સંસ્કૃત બંગાળી હિન્દી મરાઠી ફારસી અંગ્રેજી વગેરે અનેક ઇતર ભાષાઓના સાહિત્યમાંથી અનૂદિત થયેલી આ અને આવી બીજી અનેક કૃતિઓથી સમૃદ્ધ થયું છે.

## ૩. ઇતર ભાષાઓમાં થયેલું સાહિત્યસર્જન

આ ગ્રંથના સમયગાળા દરમ્યાન ગુજરાતીભાષી તેમજ ગુજરાતમાં વસતા અન્યભાષાભાષી સાહિત્યકારોએ કેટલીક ઇતર ભાષાઓમાં પણ લલિત તેમજ લલિતેતર સાહિત્યનું સર્જન કર્યું છે.

### સંસ્કૃત[૧૮]

મધ્યકાલમાં શરૂ થયેલી તત્કાલીન ભાષાની સાથે સાથે સંસ્કૃતમાં પણ સાહિત્ય–સર્જન કરવાની પરંપરા આ સમયગાળા દરમ્યાન પણ કેટલેક અંશે ચાલુ રહી છે.

૧૯૧૫ થી ૧૯૬૦ સુધીના સમયાવધિમાં સંસ્કૃતમાં વિવિધ ક્ષેત્રે વિવિધ પ્રકારની રચના કરનારા પંડિતો–લેખકો–નાટ્યકારો-કવિઓ વગેરેએ અનેક રચનાઓ કરીને પરંપરા જાળવી રાખી છે.

દાર્શનિક પંડિતોની પરંપરામાં નોંધપાત્ર ગ્રંથ લખનારા વિદ્વાનોમાં નડિયાદના ગોસ્વામી અનિરુદ્ધલાલજી(૧૮૯૨–૧૯૩૬)એ વલ્લભસંપ્રદાયને લગતા 'શુદ્ધાદ્વૈતમંજરી' 'ગોપાલતાપની ઉપનિષદની ટીકા' અને 'નારાયણોપનિષદ્ભાષ્ય' એ મૌલિક ગ્રંથ આપ્યા છે, જ્યારે મોરબીના શંકરલાલ માહેશ્વર શાસ્ત્રીએ 'લઘુ-સિદ્ધાંતકૌમુદી'ની સંસ્કૃત ટીકા ઉપરાંત 'શ્રીકૃષ્ણાભ્યુદય' જેવાં થોડાં સંસ્કૃત નાટકોની પણ રચના કરી.

વડોદરામાં રહી 'શ્રીસયાજીવિજય કાવ્ય' 'આજવાતડાગવર્ણન' 'સુકૃત-સંકીર્તન' 'હંસોલૂકીય' વગેરે મોટાં કાવ્યોની અને પ્રચલિત રાગોમાં અનેક ગીતોની રચના કરનાર રામકૃષ્ણ હરખજી શાસ્ત્રી પાછળથી અમદાવાદમાં આવી રહ્યા હતા.

શંકરલાલ માહેશ્વર પછી બીજા બે નાટ્ય-લેખક થયા તે નડિયાદના મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક અને કરુણાશંકર પ્રભુજિત પાઠક. યાજ્ઞિકનાં 'સંયોગિતા સ્વયંવર' 'પ્રતાપવિજય' અને 'છત્રપતિસામ્રાજ્ય' એ ત્રણ નાટક છે, જ્યારે પાઠકનું 'શ્રીકૃષ્ણકુમારાભ્યુદય'-છાયાનાટક છે. મોડેથી રચેલું પ્રો. જે. ટી. પરીખનું 'છાયાશાકુંતલ' પણ નોંધપાત્ર કૃતિ છે. નડિયાદના ગજેંદ્રશંકર લાલશંકર પંડયાએ 'બુદ્ધિપ્રભાવ' 'હાસ્ય'(એકાંકી) 'વિષમપરિણય(ટ્રૅજેડી) અને બીજાં એકાંકી પણ લખ્યાં છે.

પ્રેમાનંદ વલ્લભ વગેરેને નામે અનેક ગુજરાતી આખ્યાનો લખનાર, વડોદરાના છોટાલાલ નરભેરામ ભટ્ટ (ઈ.સ. ૧૮૫૦-૧૯૩૭) સંસ્કૃતના ઉચ્ચ કોટિના વિદ્વાન હતા. એમણે 'બ્રહ્મસૂત્રોની સંક્ષિપ્ત આવૃત્તિ' 'ગુપ્તગંગામાહાત્મ્ય' 'વૈરાગ્યરત્નાકર' ઉપરાંત 'આત્મવૃત્તાંત' વગેરે ૫૫ જેટલાં પુસ્તક સંસ્કૃતમાં પણ આપ્યાં છે.

બીજાપુરમાં જન્મેલા જૈન આચાર્ય બુદ્ધિસાગરસૂરિ (ઈ.સ. ૧૮૧૪-૧૯૨૫) પણ ઉચ્ચ કોટિના વિદ્વાન હતા. એમણે વીસેક સંસ્કૃત ગ્રંથોની રચના કરી છે. સુરતના કબીર મંદિરના મહંત સ્વામી બ્રહ્મલીન પણ ગણ્ય કોટિના વિદ્વાન હતા, જેમના ગુરુ-શિષ્યસંવાદરૂપ 'વેદાંતસુધા' અને 'સદ્‌ગુરુશ્રીકબીરચરિત' બે ગ્રંથ મહત્ત્વના છે.

અમદાવાદમાં આવી જેમણે અનેક આકર ટીકાગ્રંથોની રચના કરી તે સ્વામી ભગવદાચાર્યજીના 'શુક્લયજુર્વેદ-ભાષ્ય' 'સામ-ભાષ્ય' 'ઉપનિષદ્ ભાષ્ય' 'ગીતાભાષ્ય', 'બ્રહ્મસૂત્ર-રામાનંદ-ભાષ્ય' 'વાલ્મીકિ-સંહિતા-ટીકા' 'ભક્તિપરક-કલ્પ-દ્રુમ' 'ભક્તિશાસ્ત્ર' વગેરે વૈદિક અને શાસ્ત્રીય ગ્રંથ જાણીતા છે. મહાત્મા ગાંધીજીના એઓ પરમ ચાહક હતા. એમણે 'ભારતપારિજાત' 'પારિજાતાપહાર' અને 'પારિજાતસૌરભ' એમ ત્રણ ભાગમાં ગાંધીજીના જીવનચરિત્રને લગતું મહાકાવ્ય લખ્યું છે.

એવા જ ઉચ્ચ કોટિના વિદ્વાન જૂનાગઢના સ્વામિનારાયણ મંદિરના શાસ્ત્રી કૃષ્ણવલ્લભાચાર્ય થયા છે, જેમણે 'લક્ષ્મીનારાયણસંહિતા' 'મુનિતાત્પર્યનિર્ણય' વગેરે મળી પચાસેક આકર ગ્રંથ લખ્યા છે.

અહીં કાંકરિયા–વેદમંદિર(અમદાવાદ)ના વિદ્વાન સ્વામી ગંગેશ્વરાનંદજી-(પ્રજ્ઞાચક્ષુ)ને યાદ કરવા જોઈએ, જેમણે ચારે વેદોની સંહિતાઓને મોટા અક્ષરોમાં સંપાદિત કરી અનેક યુનિવર્સિટીઓ તેમજ વિદ્વાનોમાં ભેટ આપી છે.

આ ઉપરાંત ગુજરાતના બીજા અનેક વિદ્વાનોએ સંસ્કૃત ભાષામાં નાનીમોટી રચનાઓ કરી છે.

**અંગ્રેજી**[૧૮]

આ સમયગાળા દરમ્યાન ગુજરાતમાં પાશ્ચાત્ય ઢબે શિક્ષણ પામેલા વિદ્વાનો મહત્ત્વના ગ્રંથ અંગ્રેજી ભાષામાં તૈયાર કરે એ સ્વાભાવિક હતું. ઈ.સ. ૧૯૫૦ સુધી ઉચ્ચ શિક્ષણમાં અંગ્રેજી ભાષાનું માધ્યમ પ્રયોજાતું એ હકીકતે પણ અભ્યાસપૂર્ણ ગ્રંથો અંગ્રેજીમાં તૈયાર કરવાની વૃત્તિને પ્રોત્સાહન આપેલું.

ગુજરાતી ભાષા અને સાહિત્યની પરિચયાત્મક કે સંશોધનાત્મક રજૂઆત કરતા અંગ્રેજી ગ્રંથોમાં કૃ. મો. ઝવેરીનો *Further Milestones of the Gujarati Language* અને *The Gujarati Language*, ન. ભો. દિવેટિયાનાં ગ્રંથસ્થ થયેલાં *The Gujarati Language and Literature, Vol, I–II* નામે વ્યાખ્યાનો અને ક. મા. મુનશીનું *Gujarat and its Literature* ખાસ ઉલ્લેખનીય છે.

લલિત સાહિત્યના સર્જનમાં ગુજરાતમાં સર્જાયેલી અંગ્રેજી કૃતિઓમાં કવિ ખબરદારનો ઊર્મિકાવ્યનો સંગ્રહ *The Silken Tassel* નોંધપાત્ર છે. અંગ્રેજી લલિત સાહિત્યમાં ભારતે કરેલા પ્રદાનમાં સ્થાન પામે તેવી અન્ય કૃતિઓ જૂજ છે.

નાટ્યશાસ્ત્રના વિષયમાં ડોલરરાય ર. માંકડના *Studies in Daśarūpaka* અને *Types of Sanskrit Drama*, જીવનલાલ ત્રિ. પરીખનું *Vidūṣaka* તેમજ રમણલાલ ક. યાજ્ઞિકનું *Indian Theatre* ખાસ નોંધપાત્ર છે.

ઇતિહાસ–પુરાતત્ત્વને લગતા અંગ્રેજી ગ્રંથોમાં ગુજરાતના ઇતિહાસને લગતા ગ્રંથો આ સંદર્ભમાં ખાસ ઉલ્લેખનીય ગણાય, જેમકે *History of Kathiawar* by Wilburforce–Bell, *Studies in Parsi History* by Prof. S. H. Hodiwala, *A History of Ancient Towns and Cities of Gujarat and Kathiawar* by Dr. A. S. Altekar, *Somanath and Other Mediaeval Temples in Kathiawar* by Cousens, *Introduction to*

*the History of Gujarat* (In Introduction to Kāvyānuśāsana, Vol. II) by Prof. R. C. Parikh, *History of Gujarat*, Vol. I by Prof. Commissariat, *Archaeology of Gujarat, Investigation into Prehistoric Archaeology of Gujarat* અને *Studies in the Historical and Cultural Geography and Ethnography of Gujarat* by Dr. Sankalia, ભારતીય વિદ્યાભવને તૈયાર કરાવેલ *The Glory that was Gurjaradesha* Pts. I and III, *Chaulukyas of Gujarat* by Dr. A. K. Majumdar, *Akota Bronzes* અને *Sculptures at Sāmalāji and Rodā* by Dr. U. P. Shah અને *Chronology of Gujarat* Ed. by Dr. M. R. Majumdar.

આ ઉપરાંત પુરાતત્ત્વીય અન્વેષણના અહેવાલો તથા હસ્તપ્રતોની વર્ણનાત્મક સૂચિઓ પણ પ્રાયઃ અંગ્રેજીમાં પ્રકાશિત થઈ છે.

ફારસીમાં લખાયેલ 'મિરાતે અહમદી'ની પુરવણી તથા 'તારીખે–મુબારક શાહી' જેવા ગ્રંથોના અંગ્રેજી અનુવાદ વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરની Gaekwad's Oriental Seriesમાં પ્રકાશિત થયા છે.

આ ઉપરાંત પણ અન્ય લેખકોએ વિવિધ વિષયોમાં અંગ્રેજી ગ્રંથો આપ્યા છે તેઓમાં અતિસુખશંકર ત્રિવેદી, ખુશવદન ઠાકોર, ચંપકલાલ લાલભાઈ મહેતા, જયેંદ્રરાવ ભગવાનલાલ દૂરકાળ, જીવણજી જમશેદજી મોદી, નરસિંહભાઈ ઈ. પટેલ, નર્મદાશંકર મહેતા, સોરાબજી મંચેરજી દેસાઈ, ભગવાનલાલ લ. માંકડ, રામપ્રસાદ ક્રા. દેસાઈ વગેરેને ગણાવી શકાય. ઉછરંગરાય કે. ઓઝાનું 'History of Indian Position in Kenya' (૧૯૩૨) જેમ નોંધવા જેવું છે તેમ કવિ નાનાલાલના નાટક 'જયા-જયંત'નો અંગ્રેજી અનુવાદ (૧૯૨૯) પણ સારો પ્રયત્ન છે.

## હિંદી[૨૦]

હિંદીમાં સાહિત્યસર્જન કરનારા ગ્રંથકારોમાં ઇંદ્રવદન ઉમિયાશંકર વસાવડા –'ઇંદ્ર વસાવડા'એ ગુજરાતી ઉપરાંત હિંદીમાં પણ સંખ્યાબંધ નવલકથાઓ–કાવ્યો–વાર્તાઓ આપ્યાં છે. અનેક અન્ય મોટા લેખકોમાં રત્નો ભગત, કવિ 'સાગર', ઓંકારેશ્વરી, રંગ અવધૂતજી, દુલા ભાયા કાગ, ઇંદુમતી દેસાઈ, રાજકવિ મૂળદાસ મોનદાસ નિમાવત વગેરે લેખકો–કવિઓએ હિંદીમાં રચનાઓ આપી છે. કચ્છના રાષ્ટ્રકવિ નિરંજન કવિએ હિંદીમાં 'ભવાનીશતક' આપ્યું છે.

## કચ્છી[૨૧]

કચ્છમાં કચ્છી ભાષાની અનેક બોલીઓ છે તેમાંની પ્રધાન 'આબાણી' કિંવા

'જાડેજી'માં કવિતા ખેડાઈ છે, ગદ્યસાહિત્યનો હજી વિકાસ થયો નહોતો. કચ્છના મુરારિ લાલજી વ્યાસ 'નિરંજન કવિ' (ઈ. સ. ૨૦ મીનો પૂર્વાર્ધ) ઉચ્ચ કોટિના વિદ્વાન હતા. 'મૂંજી માતૃભૂમિકે નમન' એ કચ્છી રાષ્ટ્રગીત એમની ઉમદા રચના છે. એક બીજા વિદ્વાન નળિયાના માસ્તર લાલજી નાનજી જોશી (ઈ. સ. ૧૮૮૨–૧૯૨૩) થઈ ગયા છે. એમનું 'કચ્છ જો કુરુક્ષેત્ર (ઝારો)' કચ્છીનું સુંદર ઇતિહાસકાવ્ય છે. 'કચ્છીભાષાનું વ્યાકરણ' 'શબ્દકોશ', ૬૨ જેટલાં નાટક, 'વ્યાખ્યાનદશક' એમણે કચ્છીમાં લખ્યાં છે, જે હજી અપ્રસિદ્ધ છે.

દુલેરાય લખાભાઈ કારાણી કચ્છી ગુજરાતી અને હિંદીના પણ સારા કવિ ઉપરાંત સંશોધક છે. 'વતનજી વાણી' (૧૯૪૮) એમની નોંધપાત્ર રચના છે. એમણે 'કચ્છનાં રસઝરણાં' (૧૯૨૮), 'કચ્છના કલાધર'—ભાગ ૧, ૨ (૧૯૫૦, ૧૯૫૨), 'કચ્છના સંતો અને કવિઓ'—ભાગ ૧ (૧૯૫૯) રચનાઓ ગુજરાતી માધ્યમથી કચ્છી વિશે છે.

## સિંધી[૨૨]

૧૯૪૭ના ભારત–પાકિસ્તાનના ભાગલા પછી સિંધના કેટલાક ખ્યાતનામ લેખકો–કવિઓ કચ્છ-ગુજરાતમાં આવીને વસ્યા તેઓમાંના પ્રથમ કક્ષાના રાષ્ટ્ર-સેવક અને કવિ-લેખક હૂંદરાજ દુખાયેલ છે. એ વર્તમાનપત્રકાર પણ હતા. સિંધીમાં 'ધરતી માતા' સાપ્તાહિક એ ચલાવતા હતા. ટૂંકી વાર્તાઓના આ લેખકે 'ગીતો' 'ભજનો' 'દેહાઓ' 'બેરીઓ' અને 'ગઝલો'ના સાત સંગ્રહ 'સંગીતમંજરી' શીર્ષક નીચે પ્રસિદ્ધ કર્યા તેમ ગીતસંગ્રહોની શ્રેણી 'સંગીતવાર્તા' શીર્ષકથી પ્રસિદ્ધ કરેલી.

આઘાતો સહન કરતાં કરતાં આવેલા સિંધી સાહિત્યકારોની રચનાઓમાં આક્રોશ અને વિવશતાનાં દર્શન થાય છે. ઇંદ ભોજવાણીએ દોહા અને સોરઠા-ઓમાં સમગ્ર સિંધી સમાજની તત્કાલીન સ્થિતિનું ચિત્રણ મૂર્ત કર્યું. 'માતૃભૂમિ સિંધની સ્મૃતિ' 'માતૃભૂમિથી વિસ્થાપિત થયાની વિડંબના' 'પુનર્વસવાટ માટેનો પુરુષાર્થ' 'દરિદ્રતા' 'સામાજિક અસમાનતા' વગેરે વિષયોને એમની કવિતામાં વાચા અપાઈ છે. અર્જુન 'હાસિદ' એ જ ભાવો ગઝલોમાં મૂર્ત કર્યા છે. એ દુઃખદ વાતાવરણમાંથી પસાર થતા અન્ય લેખકોએય એ પ્રકારની રચનાઓ આપી છે. સિંધી વ્યાકરણના લેખક રામદાસ બિશનદાસ લાખાણીએ કાવ્ય તેમ સામા-જિક વાર્તાઓ સાથે સભ્યતા દેશભક્તિ વગેરે વિષયો ઉપર લેખો અને નિબંધો પણ લખ્યા હતા. હાસારામ શર્મા 'પિયા'એ સામાજિક અસમાનતા અને રાજકીય

સ્વાર્થી મનોવૃત્તિ પ્રત્યેનો આક્રોશ વ્યકત કરતાં અનેક કાવ્ય આપ્યાં છે. ડૉ. લખમીચંદ 'પ્રેમ' સામાજિકતા રાષ્ટ્રભક્તિ આધ્યાત્મિકતા પ્રેમ અને પ્રકૃતિનાં ગીત ગાયાં તે 'પ્રેમપુષ્પાંજલિ' શીર્ષકથી સંગ્રહગ્રંથમાં છપાયાં છે. એઓ 'સભ્યતા' નામનું ત્રૈમાસિક પણ ચલાવતા હતા. કમલ કેવળરામાણી–'પ્યાસી'એ ઊર્મિકાવ્યોની સાથેસાથ બાળગીતો–વાર્તાઓ અને ટૂંકી વાર્તાઓ આપી. 'પશુસંસાર' શીર્ષકથી વિવિધ પ્રાણીઓ વિશેની વૈજ્ઞાનિક માહિતી આપતા એમના લેખ લોકપ્રિય બની રહ્યા હતા. મૈનલાલ આહુજાનો એક વાર્તાસંગ્રહ ૧૯૫૮ માં પ્રસિદ્ધ થયો હતો. લીલો રુચંદાણીના સિંધી શિક્ષણ ભાષા ઇતિહાસ અને સાહિત્યક્ષેત્રે સંશોધનાત્મક લેખો જાણીતા છે. સરળ સિંધી વ્યાકરણના કર્તા સતરામ 'સાયલે' રામકથા સિંધી પદ્યમાં આપી બાળગીતો અને વિદ્યાર્થીઓને ઉપયોગી નિબંધો તથા એકાંકીઓ પણ આપ્યાં. તુલસીદાસ તલરેજાએ બાલોપયોગી કવિતા દોહા–ચોપાઈમાં 'તુલસી–રામાયણ'ની રચના આપી.

ઈ.સ. ૧૯૫૯ માં સિંધીના સુપ્રસિદ્ધ કવિ હદિ દરિયાણી 'દિલગીરે' સિંધમાં રહી રચેલાં કાવ્યો ઉપરાંત અહીં આવી 'મોજ કઈ મહેરાણ' કાવ્યસંગ્રહ આપ્યો. આનંદ ટહેલરામાણીની મૌલિક તથા અનૂદિત નવલકથાઓ પ્રગટ થઈ છે. તેજ કાબિલ અને કાંજીમલ કાસિગે સામાજિક વાર્તાઓ-લેખો વગેરે લખ્યાં, તો કિશનચંદ ખુબચંદાણી સારા નિબંધલેખક થયા. હરીશ વાસવાણીએ નવા વિષયો લઈને અછાંદસ કવિતાઓ આપ્યાં, ગોવર્ધન તનવાણી અને જયંત રેલવાણીએ પણ અછાંદસ કવિતા આપી, જ્યારે નંદલાલ રામાણીએ વાર્તાઓ આપી. છઠ્ઠા દસકાના અંત સુધીમાં વાસુદેવ મોહી અને રતન ખાડતાણીએ કવિતાક્ષેત્રે, તો પ્રેમપ્રકાશે નાટ્યક્ષેત્રે, રહીક અને ચિમને એકાંકીક્ષેત્રે અને હૂંદરાજ બલવાણી તથા જેઠો બલવાણીએ બાળસાહિત્યક્ષેત્રે રચનાઓ આપી.

## ફારસી

ગુજરાતમાં મુસ્લિમો ઉપરાંત પારસીઓ નાગરો અને બ્રહ્મક્ષત્રિયોએ પણ ફારસીમાં રચનાઓ કરી છે. એરવદ માહિયાર નવરોજી, મ. ૨. ઊનવાલા, વસ્તુ જહાંગીરજી ખેરશદજી જેવા પારસી લેખકો અને જાણીતા ગુજરાતી કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાની રચનાઓ જાણવામાં આવી છે.

## ઉર્દૂ

ઉર્દૂ ભાષા પણ ગુજરાતમાં ખેડાઈ છે. ઉર્દૂ કવિતાનો આરંભ જ અમદાવાદના ગયા યુગના કવિ વલીને ફાળે જાય છે. ૧૯૧૪–૬૦ વચ્ચે પણ ઉર્દૂ કવિતાનું ખેડાણ મુસ્લિમ શાયરોને હાથે થતું રહ્યું જાણવામાં આવ્યું છે.

## પાદટીપ

૧. અનંતરાય રાવળ, 'ભૂમિકા', "ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ" (ગુસાઇ), ગ્રં. ૪, પૃ. ૩
૨. અનંતરાય રાવળ, 'અર્વાચીન ગુજરાતી સાહિત્યનાં પ્રેરક બળો', "ગુજરાતી ગ્રંથકાર સંમેલન વ્યાખ્યાનમાલા" (ગુગ્રંસંવ્યા), પૃ. ૮૬–૮૭
૩. ગુસાઇ, ગ્રં. ૪, પૃ. ૬
૪. એજન, પૃ. ૩–૪
૫. એજન પૃ. ૪૫
૬. ગુગ્રંસંવ્યા, પૃ. ૯૧–૯૨
૭–૮. ગુસાઇ, ગ્રં ૪, પૃ ૪–૫
૯. ગુગ્રંસંવ્યા, પૃ. ૯૧–૯૨; ગુસાઇ, ગ્રં. ૪, પૃ. ૪–૫
૧૦ ગુગ્રંસંવ્યા, પૃ. ૯૦–૯૧
૧૧. ગુગ્રંસંવ્યા, પૃ. ૯૨; ગુસાઇ, ગ્રં. ૪, પૃ. ૭–૮
૧૨. ગુસાઇ, ગ્રં. ૪, પૃ ૧૧
૧૩. ગુગ્રસંવ્યા, પૃ. ૯૩–૯૪
૧૪. એજન, પૃ. ૯૫
૧૫. એજન, પૃ. ૯૫–૯૬
૧૬. 'ગુજરાતના સારસ્વતો' તથા 'ગ્રંથ અને ગ્રંથકાર'ના આધારે
૧૭. 'ગુજરાતના સારસ્વતો,' 'ગ્રંથ અને ગ્રંથકાર', પુ. ૧ થી ૧૧, અને 'ગુજરાત સાહિત્ય સભા'ની કાર્યવાહી (ઈ.સ. ૧૯૩૩ થી ૧૯૫૯ સુધીની) તથા 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ' ભાગ ૩ ના તેમજ ગુજરાત વિદ્યાસભા, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, શ્રી રામચંદ્ર જાગુષ્ટે, નવજીવન અને ગૂજરાત વિદ્યાપીઠ વગેરે પ્રકાશનોની સૂચિઓના આધારે
૧૮. પ્રા. વાસુદેવ પાઠક પાસેથી તેમજ 'ગુજરાતના સારસ્વતો'માંથી મળેલી માહિતીના આધારે
૧૯. 'ગુજરાતના સારસ્વતો', 'ગ્રંથ અને ગ્રંથકાર' તેમજ 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ'માં ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ આપેલી સંદર્ભસૂચિ–ના આધારે
૨૦. ડૉ. અંબેપ્રસાદ ન. શુક્લ તરફથી મળેલી માહિતીના આધારે
૨૧. દુલેરાય લ. કારાણી પાસેથી તથા 'ગુજરાતના સારસ્વતો'માંથી મળેલી માહિતીના આધારે
૨૨. જયંત રેલવાણી(રાજકોટ)એ પૂરી પાડેલી માહિતીના આધારે

પરિશિષ્ટ

# સાહિત્યિક સંસ્થાઓ

ગુજરાતના વિકાસમાં સાહિત્યિક સંસ્થાઓનો પણ મૂલ્યવાન ફાળો છે. એમાંની કેટલીક અગ્રગણ્ય સંસ્થાઓની સમીક્ષા કરીએ.

## (૧) ગુજરાત વિદ્યાસભા (અમદાવાદ)

૧૮૪૮(ડિસેમ્બર, ૨૬)માં અમદાવાદમાં 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' તરીકે સ્થપાયેલી આ સંસ્થા ૧૯૪૬ માં 'ગુજરાત વિદ્યાસભા' એવું નવું નામાભિધાન પામી છે. ઈ.સ. ૧૮૫૦ થી પ્રકાશિત થતું 'બુદ્ધિપ્રકાશ' ગુજરાતનું એકમાત્ર ટકી રહેલું જૂનામાં જૂનું વિદ્વદ્‌ભોગ્ય માસિક છે.

વિદ્યાસભા પાસે સમૃદ્ધ ગ્રંથાલય, વિપુલ હસ્તપ્રત–સંગ્રહ તથા વિશાળ 'પ્રેમાભાઈ હૉલ' અને રા. બ. ર. છો. કન્યાશાળા (પ્રાથમિકથી માંડી હાયર સેકન્ડરી સુધી) છે. સંસ્થાના બ્રહ્મચારીવાડી ટ્રસ્ટની યોજના અન્વયે હ. કા. આર્ટ્સ કૉલેજ (જૂનું નામ 'રામાનંદ મહાવિદ્યાલય)' અને બ્રહ્મચારી વાડી સંસ્કૃત પાઠશાળા વગેરે ચાલે છે. ૧૯૩૯ માં વિદ્યાસભાએ 'ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ' શરૂ કરેલો જેમાં ગુજરાતી, સંસ્કૃત, અરબી–ફારસી અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિમાં અનુસ્નાતક શિક્ષણ અપાતું, તે ૧૯૪૬ માં 'ભો. જે. અધ્યયન–સંશોધન વિદ્યાભવન' સ્વરૂપ પામ્યો છે. વિદ્યાસભાએ વિવિધ વિષયો ઉપર ૧,૫૦૦ જેટલાં પ્રકાશન કરીને ગુજરાતની ઘણી મોટી સાહિત્ય સેવા કરી છે.

## (૨) શ્રી ફાર્બસ ગુજરાતી સભા (મુંબઈ)

એલેકઝાન્ડર કિનલૉક ફાર્બસની પ્રેરણા અને મનઃસુખરામ ત્રિપાઠીના પ્રયાસથી ૨૫મી માર્ચ, ૧૮૬૫ માં મુંબઈમાં 'ગુજરાતી સભા'ની સ્થાપના ગુજરાતી ભાષા અને સાહિત્યના વિકાસાર્થે કરવામાં આવી. ફાર્બસના અવસાન (૩૧ ઑગસ્ટ, ૧૮૬૫) પછી એની સ્મૃતિ રૂપે સંસ્થાનું નામ 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા' રાખવામાં આવ્યું છે. આ સંસ્થા દ્વારા જૂની ગુજરાતી હસ્તપ્રતોનું સંશોધન અને પ્રકાશનકાર્ય કરવામાં આવે છે. આ ઉપરાંત એ ગુજરાતી સંશોધનાત્મક કે વિવેચનાત્મક પુસ્તકો પ્રગટ કરે છે. એની પાસે 'બુદ્ધિવર્ધક પુસ્તકાલય' છે, જેમાં ૧,૫૦૦ જેટલી હસ્તપ્રતો છે. ઈ. સ. ૧૯૩૬થી

'ફાર્બસ ગુજરાતી સભા–ત્રૈમાસિક'નું પ્રકાશન કરે છે. સાથે સાથે ચર્ચાઓ, પરિસંવાદો, નિબંધ–સ્પર્ધાઓ પણ યોજે છે.

## (૩) ગુજરાત સાહિત્ય સભા ( અમદાવાદ )

ગુજરાતી ભાષા સાહિત્ય અને સંશોધનને ઉત્તેજન આપવા સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાની પ્રેરણાથી ઈ. સ. ૧૮૯૮ માં અમદાવાદમાં 'સોશિયલ ઍન્ડ લિટરરી એસોશિયેશન'ની સ્થાપના કરવામાં આવેલી, જેને ઈ. સ. ૧૯૦૪ માં 'ગુજરાત સાહિત્ય સભા' નામ આપવામાં આવ્યું. ઈ. સ. ૧૯૨૯ માં એની રજત-જયંતીએ બે મહત્ત્વના નિર્ણય કરવામાં આવ્યા : (૧) ગુજરાતી પુસ્તકોની વાર્ષિક સમીક્ષા અને પ્રકાશન, (૨) ગુજરાતી સંસ્કારિતાને સમૃદ્ધ કરે તેવી કૃતિના સર્જકને "રણજિતરામ ચંદ્રક" એનાયત કરવો. આ બન્ને પ્રવૃત્તિઓ અદ્યાપિપર્યન્ત ચાલુ છે. સંસ્થા દ્વારા સાક્ષરજયંતીઓની ઉજવણી, વ્યાખ્યાનમાળા અને પ્રકાશન-પ્રવૃત્તિઓ પણ ચાલે છે.

## (૪) ગુજરાતી સાહિત્ય પરિષદ ( અમદાવાદ )

સ્વ. રણજિતરામ મહેતાની પ્રેરણાથી ઈ.સ. ૧૯૦૫ માં અમદાવાદમાં આ સંસ્થા અસ્તિત્વમાં આવી. એનો હેતુ ગુજરાતીમાં સાહિત્યિક આબોહવા પ્રગટાવવાનો, ગુજરાતી સાહિત્યનો વિસ્તાર વધારી એને લોકપ્રિય કરવાનો અને ગુજરાતી પ્રજાજીવનને ઉન્નત, શીલવંતુ, રસિક અને ઉદાર બનાવી પ્રજાનો ઉત્કર્ષ સાધવાનો છે.

પરિષદ અધિવેશન અને જ્ઞાનસત્ર યોજે છે. ૧૯૬૦ સુધીમાં ૨૦ અધિવેશનો યોજાઈ ગયાં. એમાં સાહિત્યિક ચર્ચા-વિચારણા નિબંધવાચન કવિસંમેલન પુસ્તક-મેળા પ્રદર્શન વગેરેનું આયોજન કરાય છે. પરિષદ દ્વારા વિદ્વાન વક્તાઓનાં વ્યાખ્યાનો, સંમાનસમારંભો જન્મજયંતીઓની ઉજવણી, પુસ્તક-પ્રકાશન અને અધ્યાપન–કાર્યની પ્રવૃત્તિઓ પણ ચાલે છે.

ગુજરાતી ભાષા-સાહિત્ય પ્રત્યે અભિરુચિ જાગે એ અર્થે 'આસ્વાદ', 'સંસ્કાર' અને 'દીક્ષા' પરીક્ષાઓ પરિષદ યોજે છે. પરિષદ 'પરબ' નામે માસિક ચલાવે છે.

## (૫) પ્રેમાનંદ સાહિત્ય સભા (વડોદરા)

ગુજરાતી ભાષા અને સાહિત્યની ઉન્નતિ તથા જનસમાજમાં જ્ઞાનનો ફેલાવો થાય એ શુભ હેતુથી ૧૧ મી નવેમ્બર, ૧૯૧૬ ના રોજ 'વડોદરા સાહિત્ય સભા'ની સ્થાપના થયેલી. પાછળથી તા. ૧–૧–૧૯૪૪ થી એનું નામ 'પ્રેમાનંદ

સાહિત્ય સભા' રાખવામાં આવ્યું. સભાએ 'સાહિત્યકાર' નામે ત્રૈમાસિક શરૂ કરેલું જે ત્રણેક વર્ષ બાદ બંધ પડ્યું. સંશોધન પ્રવૃત્તિ અંગે સભા પાસે એક સમૃદ્ધ પુસ્તકાલય છે. સભા સાહિત્યિક પ્રવચનો શરદ-ઉત્સવ સાક્ષર-જયંતીઓ નિબંધો વક્તૃત્વસ્પર્ધાઓ સંમેલનો મુશાયરાઓ પુસ્તક-પ્રકાશન જેવી અનેકવિધ પ્રવૃત્તિ કરે છે.

## (૬) વિલેપારલે સાહિત્ય સભા (મુંબઈ)

મુંબઈમાં વિલેપારલેના સાહિત્યપ્રેમીઓએ ૧૯ મી ઓગસ્ટ, ૧૯૧૭ ના રોજ 'વિલેપારલે ડિબેટિંગ સોસાયટી'ની સ્થાપના કરી. સમય જતાં એનું નામ 'વિલેપારલે લિટરરી યુનિયન' રાખવામાં આવ્યું, ને ૭મી નવેમ્બર, ૧૯૨૧ માં 'વિલેપારલે સાહિત્ય સભા' નામ પાડવામાં આવ્યું. સભાના ઉપક્રમે સાક્ષરોની જયંતીઓની ઉજવણી પુસ્તક-પ્રકાશન વ્યાખ્યાનમાળા ચર્ચાસભાઓ વગેરે પ્રવૃત્તિઓ કરવામાં આવે છે.

## (૭) ગુજરાત વિદ્યાપીઠ (અમદાવાદ)

ઈ. સ. ૧૯૨૦-૨૧ ની અસહકારની ચળવળ શરૂ થતાં મહાત્મા ગાંધીજીએ શાળા-કૉલેજ છોડવાનો આદેશ આપ્યો અને રાષ્ટ્રિય પદ્ધતિએ સર્વાંગી કેળવણી આપવાના ઉદ્દેશથી અમદાવાદમાં 'ગૂજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના કરી. એમાં બુનિયાદી શિક્ષણ, માતૃભાષાનો પ્રચાર, લોકજાગૃતિ અને ગાંધી સાહિત્યનો સમાવેશ થાય છે. પ્રાથમિક કેળવણીથી માંડીને ઉચ્ચશિક્ષણ સુધીનો અભ્યાસ કરાવવામાં આવે છે. આ સંસ્થામાં 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર'ની સ્થાપના કરાઈ છે, એની પાસે સમૃદ્ધ ગ્રંથાલય છે, જેમાં ગાંધી સાહિત્યનો એક અલાયદો વિભાગ છે. આ ઉપરાંત સંદર્ભ સંગ્રહમાં સંશોધનને જરૂરી એવી માહિતી માટે પ્રમાણભૂત સંદર્ભગ્રંથો વસાવવામાં આવ્યા છે. પ્રજાને વાજબી ભાવે પુસ્તકો સુલભ થાય એ માટે નવજીવન પ્રેસ દ્વારા પ્રયાસ કરવામાં આવે છે. ગુજરાત વિદ્યાપીઠ પોતે પણ અનેક મહત્ત્વનાં પ્રકાશન કરતી આવી છે.

## (૮) નર્મદ સાહિત્ય સભા (સુરત)

સુરતના સાહિત્ય રસિકોએ ૧-૫-૧૯૨૩ ના રોજ 'ગુજરાતી સાહિત્ય મંડળ' સ્થાપેલું, સમય જતાં ઈ. સ. ૧૯૩૯ માં નર્મદની સ્મૃતિ રૂપે એનું નામ 'નર્મદ સાહિત્ય સભા' રાખવામાં આવ્યું. જનસમાજમાં શિષ્ટ સાહિત્ય પ્રત્યે અભિરુચિ જગાવવી, આ માટે પ્રસિદ્ધ સાક્ષરોની શતાબ્દીઓ ઊજવવી અને વ્યાખ્યાનમાળાઓ યોજવી એ આરંભની પ્રવૃત્તિઓ હતી. આ સંસ્થા

પહેલાં સાહિત્યની પરીક્ષાઓ લેતી અને તેમાં શ્રેષ્ઠ આવનારને 'નરેંદ્રસિંહ મહીડા ચંદ્રક' એનાયત કરવામાં આવતો, આઠેક વર્ષ આ પ્રવૃત્તિ ચાલેલી. હાલમાં, આ સંસ્થાની મુખ્ય પ્રવૃત્તિ ગુજરાતીમાં નિયત વિષયોમાં પાંચ પાંચ વર્ષે પ્રકાશિત થયેલી શ્રેષ્ઠ કૃતિને 'નર્મદ સુવર્ણચંદ્રક' આપવાની છે. આ પ્રવૃત્તિ ઈ.સ. ૧૯૪૦ થી અસ્તિત્વ ધરાવે છે.

## (૯) દક્ષિણામૂર્તિ સંસ્થા (ભાવનગર)

અત્યારની પ્રચલિત કેળવણીથી અસંતોષ પામીને ૧૯૧૦-૨૦ દરમિયાન વિકસેલી દક્ષિણામૂર્તિ સંસ્થાએ કેળવણીક્ષેત્રે અવનવા પ્રયોગો કર્યા. સંસ્થાના આદ્યપ્રણેતા નાનાભાઈ ભટ્ટ, હરભાઈ ત્રિવેદી અને ગિજુભાઈ બધેકા ગણાય છે. આ સંસ્થા ગૂજરાત વિદ્યાપીઠ સાથે જોડાયેલી. એણે બાલમંદિરની સ્થાપના અને બાલઅધ્યાપન મંદિરની શરૂઆત દ્વારા સમગ્ર ગુજરાતને નવી કેળવણીની દિશા સૂચવી છે. બાલમંદિરની યોજના અને બાળસાહિત્યનું પ્રકાશન એ એની વિશિષ્ટ પ્રવૃત્તિ છે,

## (૧૦) પ્રાચ્ય વિદ્યામંદિર (વડોદરા)

સંસ્થાની વિધિવત્ સ્થાપના વડોદરામાં ઈ.સ. ૧૯૨૭ માં થઈ. એના આદ્યપ્રણેતા દીવાન મણિભાઈ જશભાઈ અને મ. ન. દ્વિવેદી. મહત્ત્વની હસ્તપ્રતોનું પ્રકાશન, ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝ દ્વારા પુસ્તકોનું પ્રકાશન અને Journal of Oriental Institute નામે સંશોધન-ત્રૈમાસિકનું સંચાલન વગેરે એની મુખ્ય પ્રવૃત્તિઓ છે.

## (૧૧) ગુજરાત સંશોધન મંડળ (મુંબઈ)

ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છનાં જીવન, સંસ્કૃતિ, સમાજ અને સંસ્કારવિષયક સંશોધન માટે ઈ.સ. ૧૯૩૬ માં મુંબઈ ખાતે આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી. સંસ્થા દ્વારા ભાષાશાસ્ત્રીય અધ્યયનનાં કેટલાંક પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે. ઇતિહાસ સંસ્કૃતિ સામાજિક સ્વાસ્થ્ય આર્થિક સમસ્યા વગેરેના સંશોધન પ્રત્યે ધ્યાન કેંદ્રિત કરવામાં આવે છે.

## (૧૨) ભો. જે. વિદ્યાભવન (અમદાવાદ)

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ૧૯૩૯ માં 'ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ શરૂ કરેલો, તે ૧૯૪૬ માં 'શેઠ ભોળાભાઈ જેશીંગભાઈ અધ્યયન-સંશોધન

વિદ્યાભવન' નામે વિકસ્યો. એ માન્ય સંસ્થા તરીકે મુંબઈ યુનિવર્સિટીની માન્યતા ધરાવતી અને ૧૯૫૦ થી ગુજરાત યુનિવર્સિટીની કાયમી માન્યતા ધરાવે છે. એમાં હાલ ભારતીય સંસ્કૃતિનું અનુસ્નાતક કેંદ્ર ચાલે છે તેમજ સંસ્કૃત ગુજરાતી અને ભારતીય સંસ્કૃતિમાં પીએચ.ડી.ના સંશોધનાર્થીઓને માર્ગદર્શન આપવામાં આવે છે. સંસ્થા કેટલીક વ્યાખ્યાનમાળાઓ યોજે છે તેમજ માનવ-વિદ્યાઓ તથા સામાજિક વિદ્યાઓને લગતાં સંશોધનાત્મક પ્રકાશનો કરે છે. ગુજરાત વિદ્યાસભાના ગ્રંથાલય તથા સંગ્રહાલયનું સંચાલન કરવા ઉપરાંત એ બંનેને વિદ્યાભવન પ્રતિવર્ષ વધુ ને વધુ સમૃદ્ધ કરતું રહે છે.

## પ્રકરણ ૧૧

# ધાર્મિક સ્થિતિ

## ૧. હિંદુ ધર્મ

### (૧) સામાન્ય સમીક્ષા

વર્તમાન સમયમાં હિંદુ ધર્મમાં જ્ઞાતિ પ્રથાનું મહત્ત્વ ઘટતું જાય છે ને ધીરે ધીરે વર્ગ–પ્રથાનું પ્રભુત્વ વધતું જાય છે. સમાજમાંથી યજ્ઞોનું મહત્ત્વ ઘટી મંદિરો અને મૂર્તિપૂજાનું મહત્ત્વ વધ્યું છે.

વર્તમાન સમયમાં ધીરે ધીરે સંસ્કારોનું મહત્ત્વ ઘટવા લાગ્યું છે. અત્યારે તો ગુજરાતના હિંદુ સમાજમાં સીમંતોન્નયન ચૌલકર્મ ઉપનયન વિવાહ અને અન્ત્યેષ્ટિ સંસ્કારો જીર્ણ અવસ્થામાં ટકી રહ્યા છે. સીમંતોન્નયન સંસ્કારમાં ધાર્મિક વિધિ લુપ્ત થતી જાય છે. આ સંસ્કાર વખતે રાંદલ(સૂર્યપત્ની)પૂજાને મહત્ત્વ અપાય છે. ચૌલકર્મ કુલાચાર તરીકે પળાય છે. ઉપનયન સંસ્કાર શિક્ષણના સંસ્કાર તરીકે નહિ પણ એક કુલાચાર તરીકે કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓમાં સચવાઈ રહ્યો છે. હિંદુ સમાજમાંથી તેનું ધાર્મિક મહત્ત્વ અદૃશ્ય થયું છે વિવાહ સંસ્કાર અને અન્ત્યેષ્ટિ સંસ્કાર ક્વચિત જ તજી દેવાય છે.

વિવાહ અને મરણોત્તર ક્રિયાઓમાં વર્તમાન સમયમાં ઘણું જ પરિવર્તન આવેલ છે. ઘણાને મન લગ્ન એક પવિત્ર સંસ્કાર મનાતો હોવા છતાં તેમાં ધાર્મિક વિધિનું મહત્ત્વ ઓછું થયું છે. સગોત્ર લગ્નનિષેધનું બંધન શીથીલ બની ગયું છે. વીસમી સદીમાં આંતરજ્ઞાતીય લગ્નો તરફ પ્રજાનું આકર્ષણ વધ્યું છે.

મરણોત્તર ક્રિયાઓમાં હજુ તર્પણ, શ્રાદ્ધ, બ્રહ્મભોજન વગેરેનું પ્રભુત્વ વરતાય છે. આમ છતાં સમાજના વિશાળ વર્ગમાં પ્રેતભોજન તરફ અનાદરની ભાવના વ્યાપક બનતી જાય છે. શિક્ષિત વર્ગ પ્રેતભોજનના ખોટા ખર્ચા બંધ કરવા ધીરે ધીરે કટિબદ્ધ થતો જાય છે. ખાનપાનના નિયમોમાં ઘણું જ પરિવર્તન આવ્યું છે. સહભોજનમાં જ્ઞાતિભેદની વાડાબંધી ઘણે અંશે તૂટી ગઈ છે.

ધાર્મિક માન્યતાઓને લીધે સમાજમાં કેટલાંક દૂષણો જેવાં કે બાળલગ્ન, સતીપ્રથા, જાહર, કન્યાવિક્રય, દેવદાસી વગેરે અનિષ્ટો પશ્ચિમની સંસ્કૃતિની

અસરને લીધે વર્તમાન સમયમાં લગભગ અદશ્ય થયાં છે. સતીપ્રથા કાયદાથી બંધ થયેલ છે. વિધવાવિવાહ તરફની ઘૃણા વર્તમાન સમયમાં ભાગ્યેજ વરતાય છે. સ્ત્રી કુટિલ છે, નરકનું દ્વાર છે, એ ભાવના હવે લગભગ અદશ્ય થઈ છે.

ગુજરાતમાં અંગ્રેજી ભાષાના શિક્ષણે નવી વિચારધારા પ્રગટાવી એના પરિણામે હિંદુધર્મમાં પરિવર્તન આવ્યું. હિંદુ પ્રજાની ધાર્મિક માન્યતાઓના પાયા હચમચી ગયા. મૂર્તિપૂજા તરફ વિરોધ શરૂ થયો. કેટલાકે અમૂર્તની પૂજા વિકસાવવા પ્રયત્ન કર્યા. આમ છતાં મૂર્તિપૂજાનું ધાર્મિક મહત્ત્વ ઓછું થયું નથી. ગુજરાતમાં પ્રાર્થનાસમાજ, થિયોસોફિકલ સોસાયટી, આર્યસમાજપ્રેરિત ગુરુકુળો વગેરે દ્વારા વર્ણભેદ કે રંગભેદ વગરની એકેશ્વરવાદની ભાવના વિકસી. પ્રજામાં સ્વધર્મ માટે મમત્વની લાગણી પેદા થઈ. પરદેશગમનની પ્રવૃત્તિએ વેગ પકડયો છે.

ગાંધીજીએ દરિદ્રનારાયણની સેવામાં સાચો યુગધર્મ જોયો. એમણે અસ્પૃશ્યતા-નિવારણની સાથે સાથે અહિંસા એકેશ્વરવાદ આત્મશુદ્ધિ વગેરેની ભાવના વિકસાવી હિંદુધર્મને શુદ્ધ કરવા પ્રયત્ન કર્યા. આના પરિણામે વીસમી સદીના પૂર્વાર્ધમાં સમાજમાં સર્વધર્મસમભાવ અને વિશ્વબંધુત્વની ભાવના જાગ્રત થઈ.

સ્માર્તસંપ્રદાયમાં હાલમાં શિવનાં સૌમ્ય સ્વરૂપ પૂજાય છે. આજે પણ ઘણા હિંદુઓ સ્માર્તસંપ્રદાયમાં ખૂબ શ્રદ્ધા ધરાવે છે. હિંદુસમાજમાં શિવરાત્રિ, શ્રાવણ માસ, રુદ્રાભિષેક, લઘુરુદ્ર વગેરેનું મહત્ત્વ હજુ ટકી રહ્યું છે. શિવની તાંત્રિક ઉપાસના ગુજરાતમાંથી લગભગ અદશ્ય થઈ છે.

ગુજરાતમાં શિવપૂજા સાથે વિષ્ણુપૂજા પણ એટલી જ પ્રાચીન અને લોકપ્રિય છે. વિષ્ણુપૂજામાં હાલમાં પણ વિષ્ણુના અવતારો અને શાલિગ્રામ વગેરેનું અર્ચન થાય છે. જૈનેતર વણિકોનો વિશાળ વર્ગ પુષ્ટિ સંપ્રદાયનો અનુયાયી છે.

વૈષ્ણવ સંપ્રદાયની સાથે સાથે વૈષ્ણવ સંપ્રદાયના અંગસમાન, પણ થોડી જુદી વિચારસરણી ધરાવતા સ્વામિનારાયણસંપ્રદાયે પણ ઠીક ઠીક કાઠું કાઢયું છે. સમાજના નીચલા વર્ગમાં આ સંપ્રદાયનું વર્ચસ વધારે નજરે પડે છે. એ ગુજરાત ઉપરાંત ભારત બહારના અન્ય દેશોમાં સારા પ્રમાણમાં વિકસ્યો છે. એના સંતો તથા સત્સંગીઓએ અઢળક ખર્ચ કરી ભારત બહાર વિશાળ મંદિરો બંધાવી સંપ્રદાયને લોકાભિમુખ બનાવ્યો છે.

સમગ્ર ગુજરાતમાં આજે પણ શક્તિપૂજાનું વર્ચસ વરતાય છે. ગુજરાતની પ્રજામાં અંબાજી કાલિકા અને બહુચરાજી જેવી શક્તિપીઠો શાક્તસંપ્રદાયનાં

મહત્ત્વનાં યાત્રાધામ તરીકે લોકપ્રિય છે. નવરાત્રમાં ઉપવાસ અને ઉપાસનાને શક્તિપૂજાના અંગ તરીકે ગણવામાં આવે છે. શક્તિપૂજામાંથી તાંત્રિક માર્ગ-વામમાર્ગીઓનું મહત્ત્વ ઘટી ગયું છે. મેલી વિદ્યાના નામે ઘણા છેતરપીંડી કરતા હોય છે. સૌરાષ્ટ્રમાં આજે કેટલેક ઠેકાણે કાંચળિયા વામમાર્ગીઓ નજરે પડે છે.[૧]

આ ઉપરાંત હજુ પણ ગુજરાતમાં નાગપૂજા શંખપૂજા ગણેશપૂજા રામ-પૂજા, બળિયાદેવની પૂજા, શીતળાની પૂજા, ભાથીખતરી, રામદેવપીર વગેરેની પૂજા પ્રચલિત છે. આવા વિવિધ દેવોમાં શ્રદ્ધા રાખનાર વર્ગ સાંપ્રદાયિક વિધિઓનું પાલન કરીને આત્મસંતોષ મેળવતો જણાય છે.

આ સાથે સમાજના નીચલા વર્ગમાં રામાનંદી કબીરપંથ દાદુપંથ વામ-માર્ગી રવિપંથ ઉદાસી રાધાવલ્લભી-પંથ વગેરેમાં શ્રદ્ધા રાખનારો વર્ગ પણ નજરે પડે છે. આવા સંપ્રદાય સૌરાષ્ટ્ર મધ્યગુજરાત દક્ષિણ-ગુજરાત વગેરે સ્થળોએ જોવા મળે છે, પણ ગુજરાતની વિશિષ્ટતા છે કે આવા વિવિધ સંપ્રદાયોમાં માનનાર વિશાળ વર્ગમાં ધાર્મિક મતભેદો હોવા છતાં એમનામાં મનભેદ જોવા મળતો નથી.

## (૨) વસ્તી

સને ૧૯૫૧ ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાતમાં હિંદુઓની વસ્તી ૧,૪૩,૨૮,૫૩૫ ની હતી, જે વધીને ૧૯૬૧ ની વસ્તીગણતરી પ્રમાણે ૧,૮૩,૫૬,૦૬૫ થઈ. ૧૯૫૧ થી ૧૯૬૧ દરમ્યાન એમાં ૨૮.૧૧ ટકાનો વધારો થયો. ૧૯૬૧ ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાતમાં હિંદુઓની વસ્તી કુલ વસ્તીના ૮૮.૯૬ ટકા હતી.[૧અ]

## (૩) સંપ્રદાયો

ઈ.સ. ૧૯૧૫ થી ૧૯૬૦ ના ગાળા દરમ્યાન ગુજરાતમાં હિંદુધર્મના બહુવિધ સંપ્રદાયો, દાર્શનિક વિચારધારાઓ અને ધાર્મિક પ્રવૃત્તિઓએ ધાર્મિક સામાજિક તેમજ આધ્યાત્મિક ક્ષેત્રે અમૂલ્ય પ્રદાન કર્યું છે. અહીં સંપ્રદાય શબ્દ વ્યાપક અર્થમાં પ્રયોજ્યો છે. ૨૦ મી સદીના પૂર્વાર્ધમાં આવા જે જે ધર્મ-સંપ્રદાયો રચાયા તેઓમાંના ઘણામાં વૈચારિક ઉદારતા હોવાને લીધે સૌ સૌના કુટુંબધર્મની સાથે એમની માન્યતાઓનો સુમેળ સાધવામાં આવ્યો છે. આમ છતાં કેવળ માન્યતાઓની વિશેષતાઓને કારણે એઓને ધર્મસંપ્રદાય ગણેલા છે, કોઈ મર્યાદિત અર્થમાં નહિ.

## પુષ્ટિમાર્ગ અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંત

ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના પુષ્ટિમાર્ગીય સંપ્રદાયનું પ્રદાન આ કાલ દરમ્યાન પણ જળવાઈ રહ્યું.

આ કાલખંડમાં પૂનામાં સ્થપાયેલી વૈષ્ણવ પરિષદની એક શાખા અમદાવાદમાં પણ પ્રવૃત્તિ કરતી. અમદાવાદમાંથી સ્વતંત્ર રીતે અનેક માસિક પ્રગટ થતાં. 'વૈષ્ણવધર્મપતાકા' અને પછી એના રૂપાંતર તરીકે 'શુદ્ધાદ્વૈત અને ભક્તિ-માર્તંડ' 'વેણુરવ' અને 'અનુગ્રહ' (૧૯૩૮), 'પીયૂષ પત્રિકા' વગેરે મુખ્ય હતાં. વૈષ્ણવ પરિષદની પ્રવૃત્તિ ગુજરાતમાં ઢીલી પડતાં ૧૯૩૮ માં અમદાવાદમાં 'શુદ્ધા-દ્વૈત સંસદ'ની સ્થાપના થઈ. એનો ઉદ્દેશ 'શુદ્ધાદ્વૈત વેદાંત' અને પુષ્ટિમાર્ગના મૌલિક ગ્રંથોના અનુવાદ અને સૈદ્ધાંતિક સ્વતંત્ર સાહિત્યનું પ્રકાશન કરવાનો રહ્યો. આ ગાળામાં નવી હવેલીઓ સ્થપાયેલી જાણવામાં આવી નથી, પણ જીર્ણોદ્ધાર થયો તે જૂનાગઢની મોટી હવેલી, માંગરોળમાં શ્રીગોકુલનાથજીનું અને બીજું શ્રીદ્વારકાધીશજીનું મંદિર, અમદાવાદની દોશીવાડાની પોળની હવેલી, વડોદરાની શ્રીકલ્યાણરાયજીની હવેલી, પાટણની શ્રીદ્વારકાધીશજીની અને શ્રીબાલકૃષ્ણલાલ-જીની હવેલીઓ નોંધપાત્ર છે. આ સંપ્રદાયના શ્રીવલ્લભવંશીય આચાર્યો તેમજ અન્ય નામી ઇતર વિદ્વાનો સાંપ્રદાયિક સિદ્ધાંતોના વ્યાખ્યાનાદિમાં સતત પ્રવૃત્ત રહ્યા છે.[૨]

### રાધાવલ્લભ સંપ્રદાય

રાધામુખ્ય શ્રીકૃષ્ણની સેવાભક્તિને લઈને ૧૬ મી સદીમાં પ્રવર્તેલ આ સંપ્રદાયનો ગુજરાતમાં પણ ઘણો વિકાસ થયો હતો. આ કાલખંડ દરમ્યાન આ સંપ્રદાયના અનુયાયીઓની સંખ્યા ઘણી વધી અને સંપ્રદાયનાં ઘણાં મંદિર ગુજરાતમાં ઠેર ઠેર આવેલાં છે. એકલા અમદાવાદમાં જ રાધાવલ્લભનાં લગભગ ૪૨ જેટલાં મંદિર આવેલાં છે. મણિનગરનું રાધાવલ્લભનું મંદિર ઈ.સ. ૧૯૫૭ માં બંધાયું હતું.

### શિવપ્રધાન સ્માર્તસંપ્રદાય

અર્વાચીન કાલમાં ગુજરાતમાં સાંપ્રદાયિક શિવભક્તિ કરતાં સાદી પૌરાણિક શિવભક્તિ હિંદુપ્રજામાં વધારે વ્યાપક દેખાય છે અને અનેક બ્રાહ્મણ શિવ-ભક્તો શાંકર-દર્શનને માનવા છતાં પણ શિવલિંગનું ભજન-પૂજન કરે છે. સામાન્ય લોકો ઘેર કે મંદિરોમાં શિવલિંગને વૈદિક મંત્રોથી પૂજે છે. જ્યોતિ-લિંગ મનાતા કાશિવિશ્વનાથ કેદારનાથ રામેશ્વર મહાકાલેશ્વર જેવાં પ્રાચીન તેમજ અર્વાચીન શૈવતીર્થોની યાત્રા કરે છે અને સાદી ભક્તિથી શિવલિંગપૂજન

કરે છે.[3] કચ્છમાં ધિણોધર અને સૌરાષ્ટ્રમાં ગિરનારને કેંદ્રમાં રાખીને નાથ સંપ્રદાયનો પ્રચાર પૂર્વવત્ ચાલુ રહ્યો.

**શાક્ત સંપ્રદાય**

ગુજરાતમાં શાક્ત સંપ્રદાયનું અસ્તિત્વ ઘણું પુરાતન છે ગુજરાતની ભૂમિમાં અંબિકા લલિતા બાલા તુલજા ભવાની તથા શીતળા વગેરે દેવીની પ્રતિષ્ઠા ઘણા પ્રાચીન સમયની છે. કાલિકાની માન્યતા ગુજરાતમાં સર્વત્ર પ્રસરેલી છે અને એને 'ભદ્રકાલી' નામ આપવામાં આવ્યું છે. બહુચરાજી એ ચુંવાળની પીઠની દેવી છે. એ સ્થાનની મૂળ દેવી બાલાત્રિપુરા છે. અંબા કાલી અને બાલા એ મુખ્ય દેવીની પીઠો ગુજરાતમાં છે. એ ઉપરાંત કચ્છમાં આશા-પૂરા, ભુજ પાસે રુદ્રાણી, બેટ દ્વારકા પાસે અભયા માતા, આભિલમાં લૂણા માતા, પોરબંદર પાસે હરસિદ્ધિ માતા, હળવદ પાસે સુંદરી, નર્મદાતટે અનસૂયા અને ઘોઘા નજીક ખોડિયાર માતાની ગૌણ શક્તિપીઠો આવેલી છે.[4]

ચરોતર પ્રદેશમાં છેલ્લાં કેટલાંક વર્ષોથી માઈસ્વરૂપે માઈધર્મનો આરંભ થયો છે. આ ધર્મ એ શક્તિધર્મનું જ નવું સ્વરૂપ છે. એમાં જગદંબાનાં અનેક સ્વરૂપોમાંથી ગમે તે સ્વરૂપને પૂજનાર 'માઈભક્ત' કહેવાય છે.

ચરોતરમાં નડિયાદ ખાતે કનિષ્ઠ કેશવે માઈમંડળ અને માઈમંદિરની સ્થાપના કરી. સૌરાષ્ટ્રમાં પણ બાલાત્રિપુરા કાલી અને અંબાનાં ત્રણે સ્વરૂપોની સ્થાપના માઈમંદિરરૂપે થઈ. માઈસંપ્રદાયમાં માઈના કોમળ માતૃભાવની કલ્પના કરેલી છે નડિયાદમાં પ્રથમ 'માઈબાલમંડળ'ની સ્થાપના થઈ. ત્યાર બાદ ચરોતરમાં મહેમદાવાદ નાવલી કપડવંજ કઠલાલ ખેડા ઉમરેઠ ડાકોર સાવલી વાડાસિનોર વગેરે સ્થળોએ માઈમંડળ સ્થપાયાં. માઈમાતાના ગરબા–રાસ ગાવા અને માઈ તરફનો ભક્તિભાવ દર્શાવવો, ભજનકીર્તન કરવું, એ આ મંડળોનો મુખ્ય ઉદ્દેશ છે.[5] આ કાલ દરમ્યાન શાક્ત સંપ્રદાયને લગતાં સંખ્યાબંધ પુસ્તક પ્રગટ થયાં,[6] જેણે પણ એ ઉદ્દેશ બર લાવવામાં સહાય કરી.

**સ્વામિનારાયણ સંપ્રદાય**

ગુજરાતની પ્રજાને સંસ્કારસમૃદ્ધ કરવામાં સ્વામિનારાયણ સંપ્રદાયનો ફાળો સવિશેષ છે. સંપ્રદાયના બે વિભાગોમાંના ઉત્તર વિસ્તારના નરનારાયણદેવ-(અમદાવાદ)ની ગાદી પર આ કાલખંડ દરમ્યાન ધ. ધુ. શ્રીવાસુદેવપ્રસાદજી (ઈ.સ. ૧૯૦૧–૧૯૩૬) અને ધ. ધુ. શ્રીદેવેંદ્રપ્રસાદજી(ઈ.સ. ૧૯૩૬–૧૯૬૯) અને લક્ષ્મીનારાયણદેવ (વડતાલ)ની ગાદી પર શ્રીપતિપ્રસાદજી(ઈ.સ. ૧૯૦૯–૧૯૩૦),

આનંદપ્રસાદજી(ઈ.સ. ૧૯૩૦-૧૯૫૯) અને નરેંદ્રપ્રસાદજી(ઈ.સ. ૧૯૫૯ થી) ગાદીપતિ થયા.[૭] આચાર્ય શ્રીપતિપ્રસાદજીના ધર્મશાસનકાલ દરમ્યાન મુંબઈ-અમદાવાદ બ્રોડગેજ રેલવે સાથે વડતાલને સાંકળવામાં આવ્યું.

આચાર્ય લક્ષ્મીપ્રસાદજીના સમય દરમ્યાન પેટલાદના શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે (ઈ.સ. ૧૮૬૫–૧૯૫૧) ઈ.સ. ૧૯૦૭ માં સૈદ્ધાંતિક મતવિરોધને કારણે પોતાના ૭ જોડીદાર સાધુઓ સાથે વડતાલ મંદિરમાંથી છૂટા પડી બોચાસણ(તા. બોરસદ)-માં પ્રથમ મંદિર સ્થાપ્યું(ઈ.સ. ૧૯૦૭). સંપ્રદાયનો આ ફાંટો 'અક્ષર–પુરુષોત્તમ શ્રીબોચાસણવાસી સંસ્થા' તરીકે પ્રસિદ્ધ થયો. યજ્ઞપુરુષદાસજી 'શાસ્ત્રી મહારાજ' તરીકે જાણીતા છે. એમનું કાર્યક્ષેત્ર સને ૧૯૦૭ થી ૧૯૫૧ સુધી વિસ્તર્યું. સહજાનંદ–સ્વામિનારાયણ તે પુરુષોત્તમનો અને ગુણાતીતાનંદ સ્વામી તે અક્ષરબ્રહ્મનો આવિર્ભાવ છે, પુરુષોત્તમની આરાધના અક્ષરબ્રહ્મની સાથે કરવી જોઈએ—આ માન્યતાને લઈને આ પેટા-સંપ્રદાય 'અક્ષર–પુરુષોત્તમ' એવા નામે ઓળખાય છે ને મંદિરોમાં બંનેની મૂર્તિઓ પધરાવાય છે. શાસ્ત્રીજી મહારાજે બોચાસણ ઉપરાંત સારંગપુર(જિ. અમદાવાદ)માં ઈ.સ. ૧૯૧૬ માં, ગોંડળમાં ઈ.સ. ૧૯૩૪ માં, ગઢડામાં ૧૯૪૫માં અને અટલાદરા(જિ. વડોદરા)માં ઈ.સ. ૧૯૫૧ માં સ્વામિનારાયણ સંપ્રદાયનાં મંદિર બંધાવ્યાં. મહીકાંઠા અને કાનમ-વાકળના પછાત અને ઝનૂની લોકોમાં સંસ્કારસિંચનનું એમણે મહત્ત્વનું કાર્ય કર્યું. ૧૯૫૧ માં શાસ્ત્રીજી મહારાજનો અક્ષરવાસ થયા પછી એમના ઉત્તરાધિકારી યોગીજી મહારાજે રચનાત્મક કાર્ય ઉપાડયું. એમણે ૧૯૫૧ થી ૧૯૬૦ દરમ્યાન ઠેર ઠેર બાળમંડળ સ્થાપ્યાં. ગોંડળમાં ગુરુકુળ અને વિદ્યાલય સ્થાપ્યાં. ૧૯૬૦ માં વિદ્યાનગરમાં મોટું છાત્રાલય સ્થાપ્યું. રવિસભાઓ અને સમૈયા દ્વારા ભક્તજનોનાં હૈયાંને ભક્તિતરબોળ કર્યાં; સત્સંગશિક્ષણ-પરીક્ષાઓનું આયોજન કર્યું. એમનું આ કાર્ય ગુજરાત પૂરતું જ સીમિત ન રહેતાં દેશ–દેશાવરમાં પણ વ્યાપ્યું. પૂર્વ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા, અને ઇંગ્લૅન્ડનો પ્રવાસ ખેડી ત્યાં સંસ્કારધામ સમા મંદિર રચ્યાં. એમણે સંપ્રદાયના સાહિત્યના પ્રચારને ખૂબ વેગ આપ્યો છે. એમની પ્રેરણાથી 'શ્રીજી મહારાજનું ચરિત્ર' 'શિક્ષાપત્રી' 'વચનામૃત' વગેરે ગ્રંથ અંગ્રેજીમાં પ્રગટ થયા.[૮] સાંપ્રદાયિક બાલ-અને યુવા-પ્રવૃત્તિનો વૈશ્વિક વ્યાપ પ્રમુખસ્વામી દ્વારા થયો. પ્રમુખસ્વામીએ ગોંડળમાં ઈ.સ. ૧૯૪૦ માં શાસ્ત્રીજી મહારાજ પાસેથી દીક્ષા લીધેલી અને તેઓનું 'નારાયણસ્વરૂપદાસ' એવું નામ રાખવામાં આવેલું. ઈ.સ. ૧૯૫૦ માં અમદાવાદમાં શાસ્ત્રીજી મહારાજે પોતાની જગ્યાએ સંસ્થાના પ્રમુખ તરીકે નારાયણસ્વરૂપદાસની નિમણૂક કરી ત્યારથી એઓ

પ્રમુખસ્વામી તરીકે ઓળખાયા.[૯] એમણે ખૂબ મોટા પાયા પર મહોત્સવોનાં આયોજન કર્યાં, જેમાં વર્ણ કે જાતિભેદને બાજુએ મૂકી સર્વધર્મસમાદરનું અમૃત સિંચ્યું. પચીસ હજાર જેટલા યુવાનોને ભારત વ્યાપી સંસ્કારસિંચનમાં આ સંસ્થાએ લગાડયા.[૯અ]

સહજાનંદ સ્વામીના ઉત્તરાધિકારી શિષ્યસ્વામી ગોપાલાનંદના વારસદારો નિર્ગુણદાસજી અને ઈશ્વરચરણદાસજી હતા. અમદાવાદના નરનારાયણદેવની ગાદીના આચાર્ય વાસુદેવપ્રસાદજી મહારાજના સમયમાં મિલકતની માલિકી માટે કાનૂની વિવાદ શરૂ થયો. ૧૯૨૦ માં નિર્ગુણદાસજી તથા ઈશ્વરચરણદાસજીએ શ્રીસત્સંગ મહાસભા સ્થાપી. ઈશ્વરચરણદાસજીના વારસદાર મુક્તજીવનદાસજી સ્વામીએ ૧૯૩૦ માં મહાદીક્ષા ગ્રહણ કરી. એમને કાલુપુર મંદિર સંસ્થા સામે ઉગ્ર મતભેદ થતાં તેઓએ પોતાનો અલગ સંપ્રદાય સ્થાપ્યો. મણિનગર એનું મુખ્ય કેંદ્ર બન્યું. સને ૧૯૪૧ માં ઈશ્વરચરણદાસજીએ મણિનગરમાં મંદિરનું ખાતમુહૂર્ત કર્યું અને ૧૯૪૪ માં મૂર્તિની પ્રતિષ્ઠા થઈ. ત્યાર બાદ મુક્તજીવન-દાસજીએ અખિલ ભારત સાધુ સમાજમાં સંગીન કામગીરી બજાવી. દરેક સંપ્રદાયના વડાઓને એકત્ર કરી, સદાચાર-સપ્તાહો યોજી અભૂતપૂર્વ કાર્ય કરી બતાવ્યું.[૧૦] સને ૧૯૫૭ અને ૧૯૬૭ માં મુક્તજીવનદાસજીની ક્રમશઃ સુવર્ણ-તુલા તથા પ્લૅટિનમ તુલા થઈ. તેમાં આવેલ દાનથી તેઓએ શૈક્ષણિક તેમજ અન્ય સામાજિક સંસ્થાઓનાં નિર્માણ કર્યાં. વળી ગુજરાતના પછાત ગણાતા પંચમહાલ જિલ્લાના આદિવાસીઓના હૃદયમાં ધાર્મિક સંસ્કારનું સિંચન કરી નવજાગૃતિ આણી.

## રામસનેહી સંપ્રદાય

સં. ૧૭૯૮(ઈ.સ. ૧૭૪૧–૪૨)માં જોધપુરના સ્વામી રામદાસે આ સંપ્ર-દાયની સ્થાપના કરી હતી. આ સંપ્રદાયનો કેટલોક પ્રભાવ ગુજરાતમાં જોવા મળે છે. એના અનુયાયીઓ અમદાવાદ સુરત વલસાડ ઈડર પ્રાંતીજ વડોદરા વગેરે સ્થળોએ દષ્ટિગોચર થાય છે. ગુજરાતમાં આ સંપ્રદાયના સંતોમાં સમર્થદાસ(મૃ. ઈ.સ. ૧૯૩૬–૩૭)નું નામ વિશેષ નોંધપાત્ર છે. તેઓ ખેડાપા-(રાજસ્થાન)ના સંત મનસુખદાનની શિષ્યપરંપરામાં થયા. એમણે 'ધ્રુવચરિત' જેવા બૃહદ્ કાવ્યની રચના હિંદીમાં કરી.[૧૧]

## કબીર પંથ

ગુજરાતમાં કબીરપંથની અનેક શાખાઓ પ્રચલિત છે, પરંતુ એમાં રામકબીર અને સત્કબીર પંથ વિશેષ પ્રચલિત છે.

જેસલમેરના રાજકુમાર ચતુરસિંહ (વિ. ૧૪૫૧–૧૫૫૯) નર્મદાકાંઠે કબીર-વડવાળી જગ્યાએ કબીર પાસે દીક્ષા લીધા પછી 'જ્ઞાનીજી' તરીકે ઓળખાયા. એમની દૃષ્ટિએ રામ–કબીરમાં કોઈ અંતર નહોતું એટલે એ અને એમના અનુયાયીઓ 'રામકબીર' બોલતા. એમનો રામકબીર સંપ્રદાય બન્યો. દક્ષિણ અને મધ્ય ગુજરાતમાં આ સંપ્રદાય પાટીદારોમાં વિશેષ પ્રવર્તે છે. કચ્છ અને સૌરાષ્ટ્રની વિવિધ જ્ઞાતિઓમાં એનો પ્રચાર છે. જીવણજી મહારાજે (સં.૧૬૪૯–ઈ.સ. ૧૫૯૨–૯૩) રામકબીર સંપ્રદાયને 'ઉદા-સંપ્રદાય' એવું નામ આપ્યું. આ સંપ્રદાયના અનુયાયીઓને 'ઉદાભક્તો' કહે છે.[૧૨]

રામકબીર સંપ્રદાયની પદ્મનાભ-પરંપરામાં થઈ ગયેલા સંત ભાણદાસ(ઈ.સ. ૧૬૯૭–૯૮ થી ઈ.સ. ૧૭૫૪–૫૫) અને એમના શિષ્ય રવિસાહેબ (ઈ.સ. ૧૭૨૬-૨૭ થી ઈ.સ. ૧૮૦૩–૦૪)ના પ્રભાવથી ગુજરાતમાં રવિભાણ સંપ્રદાય પણ પ્રચલિત થયો. એ સંપ્રદાયની મુખ્ય ગાદી શેરખી(વડોદરા પાસે)માં હતી. રાપર(જિ. કચ્છ) અને જામનગરમાં ખીમાસાહેબની ગાદી પર સં. ૧૯૭૦–૮૪ (ઈ.સ. ૧૯૧૩–૧૯૨૮) દરમ્યાન દેવીદાસ અને સં. ૧૯૮૪(ઈ.સ. ૧૯૨૮) થી હીરાદાસ નામે સંત થઈ ગયા.[૧૩]

આ ઉપરાંત બીજા કેટલાક કબીરપંથી સંપ્રદાયોમાં નિરાંત સંપ્રદાયનો પ્રચાર સુરત તથા વડોદરામાં અને રવિદાસી સંપ્રદાયનો સૌરાષ્ટ્રમાં થયો હતો.[૧૪]

નિરાંત(ઈ.સ. ૧૭૪૬–૧૮૫૨) દ્વારા સ્થપાયેલ નિરાંત સંપ્રદાયમાં બાપુ-સાહેબ ગાયકવાડ, અર્જુન ભગત તથા ગણપતરામ જેવા શિષ્યોનાં નામ નોંધ-પાત્ર છે. નિરાંત ભગતે ૧૬ શિષ્યોનાં ઘરોમાં પાદુકાઓ અર્પિત કરી ગાદીઓ સ્થાપી. વડોદરાનું નિરાંત મંદિર સહુથી મોટું મનાય છે. વડોદરા ઉપરાંત સુરત વેડચ દેથાણ કાશીપુર વગેરે સ્થળોએ એમની ગાદીઓ છે.[૧૫]

ગુજરાતમાં કબીરપંથનાં ધામ અમદાવાદ વડોદરા સુરત ભરૂચ ખંભાત નડિયાદ મોરબી ભાવનગર રાજકોટ જામનગર અને જૂનાગઢમાં છે. ઘણાં મોટાં શહેરોમાં એમની ત્રણચાર ગાદી હોય છે. 'સુસંવેદ' નામનું આ પંથનું માસિક અંગ્રેજી અને હિંદીમાં પ્રગટ થાય છે.

### બ્રહ્મચારી આશ્રમ

આ એક કબીર–પંથની પ્રશાખા હોવાનું જણાય છે. એના સ્થાપક સંત મહાત્યમરામ (ઈ.સ. ૧૮૨૫–૧૮૮૯) હતા. આ શાખાની મુખ્ય ગાદી સીમરડા-

(જિ. ખેડા)માં હતી. મહાત્યમરામના પ્રધાન શિષ્યોમાં સંત હરિરામ (મૃ. ઈ. સ. ૧૯૦૦) હતા, જેમણે પાદરામાં મંદિર સ્થાપી ગુરુનો ઉપદેશ લોકોમાં પ્રસાર્યો.[૧૬]

## પ્રણામી સંપ્રદાય

દેવચંદ્ર મહેતા(ઈ. સ. ૧૫૮૨)એ સ્થાપેલ અને પ્રાણનાથે (ઈ સ. ૧૬૧૮–૧૬૯૫) જામનગરમાં પ્રસારેલ શ્રીનિજાનંદ કૃષ્ણપ્રણામીસંપ્રદાય પણ આ કાલખંડ દરમ્યાન ખૂબ વિકસ્યો. જામનગરના ખીજડા મંદિરની ધર્મપીઠના આચાર્ય ધનીદાસજી તેમજ એમના પછી ગાદીએ આવેલા ધર્મદાસજી-(ગાદી ઈ. સ. ૧૯૪૪)નાં પ્રેરણા અને પુરુષાર્થથી એમાં ભારે વધારો થયો. સંપ્રદાયમાં આ કાલ દરમ્યાન દોઢ લાખ જેટલા શિષ્ય વધ્યા અને તેઓનો પ્રચાર નેપાળ, આસામ ઉપરાંત પંજાબમાં વિશેષ થયો. ગુજરાતમાં પણ એમની સંખ્યા વધી. પ્રકાશનપ્રવૃત્તિમાં ખાસ કરીને સંપ્રદાયગ્રંથ 'સ્વરૂપસાહેબ' પ્રગટ થતાં પાઠ–પારાયણ વધ્યાં તેમજ નવાં ૧૦૦ જેટલાં મંદિર પણ બંધાયાં.[૧૭] આ સંપ્રદાયની સુરતની ગાદી 'ફકીરી ગાદી' અને જામનગરની ગાદી 'ગૃહસ્થી ગાદી' કહેવાતી. સુરતની ગાદી સ્વામી પ્રાણનાથથી શરૂ થઈ.[૧૮]

## ઉદાસી સંપ્રદાય

ગુજરાતમાં ઉદાસી સંપ્રદાયનો પ્રસાર પણ આ કાલ દરમ્યાન થયેલો. ખંભાતમાં ઉદાસી બાવાનું મંદિર (સ્થા. ઈ. સ. ૧૭૨૮) પ્રસિદ્ધ છે. આ ગાદી ઉપર ભોળાનાથ ગંગારામ રામદાસ ગુરુદત્ત આભારામ લક્ષ્મણદાસ સુંદરદાસ ગુલાબદાસ અને મસ્તરામ થઈ ગયા. મસ્તરામ આ કાલખંડ દરમ્યાન થઈ ગયા.[૧૯]

## કુબેર પંથ

આ સંપ્રદાયને 'કેવલજ્ઞાનસંપ્રદાય' કે 'કાયમ–પંથ' પણ કહે છે. આ સંપ્રદાયના પ્રવર્તક કુબેરદાસ(ઈ. સ. ૧૭૭૨-૭૩) હતા. એમની મુખ્ય ગાદી સારસા(સાણંદ પાસે)માં સ્થાપાઈ હતી. આ સંપ્રદાયનાં લગભગ ૫૨ જેટલાં મંદિર ગુજરાતમાં છે.[૨૦]

## દત્ત સંપ્રદાય

આધ્યાત્મિક માર્ગોમાં દત્તની ઉપાસના એક જીવંત અને જ્વલંત સાધના-પ્રણાલી છે. ગુજરાતમાં એ પ્રણાલીની સાધનાને તથા દત્તની જીવનલીલાને શબ્દબદ્ધ કરવાનું કાર્ય મહાત્મા રંગ અવધૂતે કર્યું છે.

દત્ત સંપ્રદાયનો ઉદ્ગમ અને વિકાસ મહારાષ્ટ્રમાં થયો હતો, શ્રીપાદ વલ્લભ દત્તાત્રેયનો પ્રથમ અવતાર અને નૃસિંહ સરસ્વતી બીજો અવતાર મનાતા. નૃસિંહ

સરસ્વતીએ દત્તઉપાસનાનો જે ગુરુમાર્ગ બતાવ્યો તે આગળ જતાં 'દત્ત સંપ્રદાય' કહેવાયો.

ગુજરાતમાં દત્ત સંપ્રદાયના એક સમર્થ પ્રવર્તક મહાત્મા રંગ અવધૂત (ઈ.સ. ૧૮૯૮–૧૯૬૮) વાસુદેવાનંદ સરસ્વતીના શિષ્ય હતા. ગોધરામાં જન્મેલા, એમનું મૂળ નામ પાંડુરંગ વિઠ્ઠલ વળામે હતું. સિદ્ધ મહાત્મા ગુરુ ટેંબે સ્વામી, દાદા ધૂનીવાલા અને પરમહંસ ચંદ્રશેખરાનંદના આશીર્વાદથી એમણે નારેશ્વરમાં દત્ત–ઉપાસના સન ૧૯૨૫ માં શરૂ કરી. ૧૯૨૬ માં એમની કૃતિ 'દત્તનામસ્મરણ' અને ૧૯૨૭માં 'વાસુદેવ નામસુધા' પ્રગટ થયાં. આ ઉપરાંત 'રંગહ્રદયમ્' (૧૯૩૨), 'ગુરુલીલામૃત' (૧૯૩૪) 'દત્તબાવની' (૧૯૩૫) 'દત્તનામસ્મરણ' (૧૯૪૯) અને 'અક્ષરગીતા' (૧૯૫૭) પ્રગટ થયાં.[21] તેઓના પ્રભાવથી નારેશ્વરમાં દત્તતીર્થ ઊભું થયું. એમણે દત્તજયંતી જેવા પ્રસંગોએ લોકમેળા ચાલુ કરી ભાવિક પ્રજાના હ્રદયમાં સંતનું ગૌરવપૂર્ણ સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમના અનુયાયીઓ એમને નિર્ગુણ દત્તના સગુણ અવતાર તરીકે પૂજે છે અને તેઓની અમૃતવાણી-માંથી પ્રેરણા મેળવે છે.

## રામદેવપીર સંપ્રદાય

રાજસ્થાન મારવાડમાં રણુજા ગામે રામદેવ–પીર સંપ્રદાય શરૂ થયો. લગભગ બસો વર્ષ પૂર્વે રણુજાથી ધોળકા પાસે રંગપુર આવીને રામબાવાએ રામદેવપીરનું મંદિર કર્યું. ઈ. સ. ૧૯૧૦ની આસપાસ અમદાવાદના ચીકાંટા વિસ્તારમાં ધંધાર્થે આવેલા મારવાડી લુહાર જ્ઞાતિના ભાઈઓએ એમના સમાજ તરફથી એક નાની દેરી બનાવી તેમાં ૧૯૨૮ માં મૂર્તિની પ્રતિષ્ઠા કરી. આ ઉપરાંત રામદેવપીરનાં અન્ય મંદિરોમાં અમદાવાદમાં હલીમની ખડકી મહેંદી કૂવા પાસે કાચકલામંદિર અને શાહીબાગના મંદિરનો સમાવેશ થાય છે.[22] સૌરાષ્ટ્રમાં કાલાવડ પાસે રણુજામાં આવેલા રામદેવપીરની જગ્યા મોટું તીર્થ ગણાય છે.

## સાંઈબાબા સંપ્રદાય

શિરડીના સાંઈબાબા(લગ. ઈ. સ. ૧૮૫૦-૧૯૧૮)ના અનુયાયીઓનો એક વર્ગ ગુજરાતમાં આ કાલ દરમ્યાન હતો. એના પ્રચારમાં સાંઈ શરણાનંદ જેવા શિક્ષિત મહાત્માનો ફાળો સવિશેષ છે. અમદાવાદમાં ૧૯૪૮ માં સાંઈમંડળ સ્થપાયું. ત્યાર બાદ તારકસભવનમાં સાંઈ વિશ્વમંદિરની સ્થાપના થઈ. દર ગુરુવારે સાંઈબાબાનાં સ્તવનો, ભજનો, અને સ્વાધ્યાયનો કાર્યક્રમ થતો. બાલા-હનુમાન નજીક બાબાની મૂર્તિની વિધિસર પ્રતિષ્ઠા લગભગ ૧૯૬૬ માં કરવામાં આવી.[23]

## (૪) સંતો અને ભક્તજનો

આ કાલખંડ દરમ્યાન થઈ ગયેલા સંતોની પરંપરાએ ગુજરાતની પ્રજાના સાંસ્કૃતિક અને આધ્યાત્મિક વારસાને ટકાવી રાખવામાં મહામૂલું પ્રદાન કર્યું છે. એમનાં જીવન અને કાર્ય આ વારસાનો જ એક ભાગ છે. એમના ધર્મોપદેશે પ્રજાના જીવનમાં ચેતન પૂર્યું છે. આવા સંતોમાં ધર્મક્ષેત્રે પ્રજાજીવનમાં અનન્ય પ્રદાન કરનાર કેટલાક સંતોની ઝાંખી કરીએ.

સૌરાષ્ટ્રમાં ગોંડળ અને જેતપુર વચ્ચે આવેલા વીરપુરનું જલારામ બાપા-(ઈ. સ. ૧૮૦૦–૧૮૮૧)નું પવિત્ર ધામ આખા સૌરાષ્ટ્રમાં મશહૂર છે. અહીં સેંકડો લોકો યાત્રાએ આવે છે અને બાધાઓ તેમજ માનતાઓ પૂરી કરે છે. અહીં સદાવ્રત ચાલે છે, જેનો નાતજાતના ભેદભાવ વગર સહુને લાભ મળે છે.[૨૪] આવાં સદાવ્રત સૌરાષ્ટ્રમાં આ ઉપરાંત સતાધાર(જૂનાગઢ), સાયલા(વાંકાનેર) ચલાળા(અમરેલી) અને પાળિયાદ(સુરેંદ્રનગર) જેવાં સ્થળોએ ચાલે છે આ કાલ દરમ્યાન વીરપુરના જલારામ બાપાની જગ્યાના ગિરધરરામ બાપાએ અન્નક્ષેત્ર ઉપરાંત ભોજનશાળાઓ, અતિથિગૃહો, અનેક શિક્ષણસંસ્થાઓ વગેરે સામાજિક કલ્યાણની પ્રવૃત્તિઓનો પ્રારંભ કર્યો છે. દુલા કાગ રાણપુરમાં ભજનસપ્તાહો ઊજવતા.

સાયલા(વાંકાનેર)ના ભગત લાલજી મહારાજ(ઈ. સ. ૧૮૦૦)નું નામ સૌરાષ્ટ્રના સંતોમાં સુપ્રસિદ્ધ છે. કથાવાર્તા ધર્મોપદેશ સત્સંગ જ્ઞાનચર્ચા અને દુઃખીઓના દુઃખનિવારણ દ્વારા સાયલાની આજુબાજુની ધરતીને મહેકતી રાખવાનું કામ આ સંતે કર્યું. આ કાલ દરમ્યાન એમની શિષ્ય-પરંપરામાં મોતીરામદાસજી(ઈ.સ. ૧૯૦૭–૦૮ થી ૧૯૩૦–૩૧), કૃષ્ણદાસજી(ઈ. સ. ૧૯૩૦ ૩૧ થી ૧૯૪૬–૪૭) અને માયારામદાસજી(ઈ. સ. ૧૯૪૬–૪૭ થી ઈ. સ. ૧૯૭૦–૭૧) થયા.[૨૫]

મધ્યપ્રદેશના બાયફળ ગામમાં જન્મેલા રણછોડદાસજી મહારાજ(દેહવિલય ઈ. સ. ૧૯૭૦)નો ગુજરાતમાં મુખ્ય આશ્રમ રાજકોટમાં હતો. માનવસેવા દ્વારા પ્રભુસેવાનો એમનો આદર્શ હતો. એમણે ગુજરાતમાં જુદાં જુદાં સ્થળોએ સંકટ-સમયે રાહતયજ્ઞ કર્યા, અનેક રાહતપ્રવૃત્તિઓ કરી, નેત્રયજ્ઞ કર્યા, તેમજ ગોવધ-બંધી માટે પ્રયાસ કર્યા. એમની પ્રેરણાથી સ્થપાયેલ શ્રીસદ્ગુરુસેવાસંઘે આ પ્રવૃત્તિઓ ચાલુ રાખી છે. એમની હાકલ પડતે ગામેગામથી યુવક-યુવતિઓ ધંધો-રોજગાર અભ્યાસ બધું પડતું મૂકીને સ્વયંસેવક બની સેવા કરવા હાજર થઈ જતાં. વેપારી આલમના અને બીજા સમાજના અનેક ભાવિક લોકો એમનામાં

ખૂબ શ્રદ્ધા ધરાવતા. માનવસેવાનો આદર્શ રજૂ કરનારા સંતોમાં એમનું નામ અગ્ર પંક્તિમાં છે.[૨૬]

સૌરાષ્ટ્રના મહાન સંતો અને સાધકોમાં શ્રીમન્નનથુરામ શર્માજી(ઈ. સ. ૧૮૫૮–૧૯૬૦)નું નામ અગ્રસ્થાને છે. તેઓ એક મહાન યોગી અને જ્ઞાની હતા. એમણે જૂનાગઢ પાસે બીલખામાં આશ્રમ સ્થાપ્યો. એમના આશ્રમમાં સંધ્યાવંદનાદિ આચાર, વર્ણશુદ્ધિ, શાસ્ત્રગ્રંથોનું સંપાદન, પઠનપાઠન, ચર્ચાઓ વગેરે પ્રવૃત્તિઓ થતી. શ્રીમન્નનથુરામે ભક્તિ યોગ અને જ્ઞાનવિષયક ૧૦૦ ઉપરાંત ગ્રંથ રચ્યા છે. ઉપરાંત તેઓ સનાતન ધર્મનાં પ્રચાર સંરક્ષણ અને સંવર્ધન કરવાનું કામ પણ કરતા અને પોતાના શિષ્યો દ્વારા ધર્મની પ્રવૃત્તિ અખંડિત ચાલુ રાખતા. ખ્રિસ્તી મિશનરીઓની જેમ પ્રવાસ કરીને તેઓ પોતે તથા એમના શિષ્યો કથાવાર્ત્તા અને પ્રવચનો દ્વારા ધર્મપ્રચાર કરતા.[૨૭] ધર્મપ્રચારાર્થે એમણે સૌરાષ્ટ્રમાં પાંચ આનંદાશ્રમ સ્થાપ્યા છે. ગુજરાતમાં પણ અમદાવાદ વગેરે અન્ય સ્થળોએ એમના આશ્રમ છે.

ધૂમકેતુ, નાનાભાઈ ભટ્ટ અને ગિજુભાઈ જેવા લેખકોના જીવનઘડતરમાં શ્રીમન્નો ફાળો નોંધપાત્ર છે. નાનાભાઈએ એમની પ્રેરણાથી ભાવનગરમાં બાલ-શિક્ષણની દક્ષિણામૂર્તિ સંસ્થાનો સ્થાપના કરી.[૨૮]

દૂધરેજની જગ્યામાં આ કાલ દરમ્યાન મહંતો રઘુવરદાસજી જીવનરામદાસ અને ગોમતીદાસ થયા. 'વડવાલા'ની આ જગ્યાનો તેઓએ આયર અને રબારી કોમમાં પ્રભાવ વિસ્તાર્યો.

લોકકલ્યાણનાં કાર્ય કરી મધ્યમ અને નીચલા સ્તરના લોકોના ઉત્થાનની પ્રવૃત્તિઓ કરવામાં નડિયાદ અને કરમસદનાં સંતરામ મંદિરોનું પ્રદાન અમૂલ્ય છે. નડિયાદના સુપ્રસિદ્ધ યોગીરાજ સંતરામ મહારાજ(સમાધિ ઈ. સ. ૧૮૪૧)નું નામ ગુજરાતની સંતપરંપરામાં મોખરાનું છે. તેઓ અવધૂત મહાત્મા હતા. ૧૮૧૬ માં તેઓ નડિયાદ આવેલા. એમને સમાધિસ્થ થવાને ૧૦૦ વર્ષ પૂરાં થતાં 'પ્રથમ સમાધિ શતાબ્દી મહોત્સવ' ઊજવવામાં આવ્યો અને મુમુક્ષુઓના હિતાર્થે એમની તથા એમના શિષ્યોની વાણી 'પદસંગ્રહ' નામે ગ્રંથમાં પ્રસિદ્ધ કરવામાં આવી.[૨૯] શ્રીસંતરામ મહારાજનાં જ્ઞાન અને યોગના પ્રભાવથી અનેક સાધક આત્મકલ્યાણ અને દર્શન માટે આવતા, આથી કબીરવડની જેમ આ સંતરામમંદિરની સંસ્થા વિકસી છે. અહીં ગુરુશિષ્યપરંપરા ચાલુ છે. એ પરંપરામાં થયેલા જાનકીદાસજી(ઈ.સ. ૧૮૭૮–૧૯૭૦)એ એના વિકાસમાં ઘણું અગત્યનું પ્રદાન કર્યું છે. આજે સંતરામ મંદિર જિલ્લામાં સહુથી મોટાં અને

અગ્રગણ્ય મંદિરોમાંનું એક છે. અહીં દર મહા મહિનાની પૂનમે અને જન્માષ્ટમી ઉપર મેળો ભરાય છે. મંદિરમાં અનેક વિદ્વાનો શાસ્ત્રીઓ અને વ્યાખ્યાનકારો આવે છે. મંદિર તરફથી સંતરામ કન્યાશાળા, વિદ્યાશાળા, વિશાળ અતિથિ-નિવાસ, ક્રીડાંગણ વગેરે બંધાયેલાં છે. અહીં લગ્નપ્રસંગોએ ભોજનસમારંભ યોજાય છે. આ મંદિરની શાખાઓ વડોદરા ઉમરેઠ પાદરા કરમસદ કોયલી અને રહુમાં છે.[30]

સાવલી(જિ. વડોદરા)માં ભાવસાર કુટુંબમાં જન્મેલા શ્રીમોટા(ઈ. સ. ૧૮૯૮–૧૯૭૬)એ ૧૯૨૪ માં બાલયોગીજી મહારાજ પાસે નડિયાદમાં દીક્ષા લીધી. ૧૯૩૦ થી ૧૯૩૯ નાં વર્ષ તેઓએ એકાંત સાધનામાં ગાળ્યાં. સને ૧૯૪૨–૪૫ દરમ્યાન હરિજન સેવા–સંઘ માટે ફાળો ઉઘરાવવાનું કાર્ય કર્યું. આઝાદી બાદ તેઓએ શ્રેયાર્થીઓના આત્મકલ્યાણ માટે નડિયાદમાં ૧૯૫૪ માં, રાંદેર (સુરત)માં ૧૯૫૯ માં અને નરોડા(અમદાવાદ)માં ૧૯૬૨ માં "હરિ ઓમ્" આશ્રમ અને સાધનાકુટિરો(મૌનમંદિરો) સ્થાપ્યાં. આ ઉપરાંત સુરત અને કુંભકોણમ્‌માં પણ મૌનમંદિર સ્થાપ્યાં.[31] મૌનમંદિરનું હાર્દ "મહામૌન" વિના પ્રભુપ્રાપ્તિ નથી એ છે. એમના આશ્રમમાં ઈશ્વરસ્મરણ દ્વારા આત્મ-તૃષા છિપાવવા અનેક લોક જતા. મૌનમંદિરમાં બેસવા માટે નાતજાતના ભેદ નથી. એમાં ઓછામાં ઓછા સાત દિવસ એક ઓરડામાં તદ્દન એકાંતમાં ગાળવાના હોય છે અને મોટેથી ઇષ્ટદેવનું રટણ(જપયજ્ઞ) કરવાનું હોય છે. ગુજરાતમાં શિક્ષણ સાહિત્ય અને યુવાપ્રવૃત્તિના પ્રેરક તેમ પ્રોત્સાહક અને સંવર્ધક તરીકે શ્રીમોટાનું નામ ગુજરાતની પ્રજાને હૈયે વસેલું છે.

ડભોઈમાં કાયસ્થ બ્રાહ્મણ જ્ઞાતિમાં ૧૯૧૩ માં જન્મેલા કૃપાલ્વાનંદજીએ ૧૯૩૨ માં મુંબઈના સ્વામી પ્રણવાનંદજી પાસે યોગદીક્ષા લીધી. વારાણસીમાં સંસ્કૃત ભાષા અને અધ્યાત્મગ્રંથોનું અધ્યયન કર્યું. ૧૯૩૪ થી ૧૯૩૯ સુધી ડભોઈમાં પુષ્ટિમાર્ગીય પાઠશાળાના અધ્યાપક રહ્યા. તેઓએ મલાવ(તા. કાલોલ, જિ. પંચમહાલ)માં કૃપાળુ–આશ્રમ સભાખંડ અને હાલોલ (જિ. પંચમહાલ) માં શ્રીકૃષ્ણગોશાળા તથા યુ.એસ.એ. માં ચાર આશ્રમ સ્થાપ્યાં. એમણે કાયાવરોહણમાં સ્થાપેલ પાઠશાળામાં તેમજ મંદિરમાં વિદ્યાર્થીઓ અને સાધુસંતો સંસ્કૃતનું શિક્ષણ લેતા.[32] ૧૯૫૫ માં તેઓ કાયાવરોહણમાં સ્થિર થયા. એમણે '૮૪ યોગાસનો' 'પ્રેમધારા' 'ગુરુપ્રસાદી' 'ગીતાગુંજન' 'ગુરુ વચનામૃત' 'કૃપાલુવાણી' 'સુધાસાગર' 'રાગજ્યોતિ' જેવા અધ્યાત્મવિષયક ગ્રંથ રચ્યા. સિદ્ધયોગી અને સમર્થ જ્ઞાની તરીકે કૃપાલ્વાનંદજીની ભારે ખ્યાતિ પ્રસરી હતી.[33]

સ્વામી સદાશિવે(જન્મ : બંગાળ, ઈ. સ. ૧૯૦૭) ૧૯૩૨ માં અમદાવાદના નીલકંઠના અખાડાના યોગિવર્ય શ્રીલક્ષ્મણગિરિ સ્વામી પાસે દીક્ષા લીધી. ૧૯૨૬ માં એમને આત્મસાક્ષાત્કાર થયો. તેઓએ મહાગાયત્રીમંત્રની ઉપાસના કરી. ૧૯૪૯–૧૯૫૨ દરમ્યાન અંબાજીમાં રહી આ મંત્રનું અલૌલિક રીતે જપાનુષ્ઠાન કર્યું. નર્મદાતટે ગરુડેશ્વર(રાજપીંપળા) આશ્રમમાં એક વર્ષ વૈદિક પરંપરા પ્રમાણેની કઠોર તપશ્ચર્યા કરી.[34] અમદાવાદ પાસે મોટેરામાં તેઓએ આશ્રમ સ્થાપેલો. એમના અનેક ભક્તોએ એમનામાં પ્રેમ કરુણા અને જ્ઞાનનો અનુભવ કરેલો.

સરખેજના મોઢ બ્રાહ્મણ કુટુંબના સાગર મહારાજ(ઈ. સ. ૧૮૮૩-૧૯૩૬) પ્રખર વેદાંતી સૂફી સંત થઈ ગયા. કવિ કલાપીના સૂફી ઈશ્કના રંગે રંગાયેલા સાગર મહારાજ પરમાત્મપ્રાપ્તિ માટે સૂફી ઇશ્ક અર્થાત્ સ્નેહયોગને વિશેષ પ્રાધાન્ય આપતા. ઈ.સ. ૧૯૧૨ માં એમને અખાના મતને અનુસરતા ભગવાન મહારાજ પાસેથી 'અખાની વાણી' મળી અને એના ઉપર ચિંતન કરવા તેઓ હિમાલય ગયા. ત્યાર બાદ એમના મન ઉપર જ્ઞાનમાર્ગ અને સૂફી મતનો પ્રભાવ દૃઢ થયો. ૧૯૧૬ માં 'દીવાને સાગર,' દફતર ૧ પ્રસિદ્ધ કર્યું અને ચિત્રાલ(તા. પાદરા)માં સાગરાશ્રમ સ્થાપ્યો. ૧૯૨૦ માં 'સંતોની વાણી' અને અન્ય સાહિત્ય પ્રસિદ્ધ કર્યું. ૧૯૨૫ માં કલાપીના કુમાર જોરાવરસિંહજી સાગરાશ્રમમાં આવ્યા. સાગર મહારાજે એમના અને અન્ય શિષ્યોના જીવનનું આમૂલ પરિવર્તન કર્યું. ૧૯૨૫–૩૦ દરમ્યાન સરખેજ આવી ત્યાં 'સાગરાશ્રમ' સ્થાપ્યો. ૧૯૩૬ માં 'દીવાને સાગર'નું બીજું દફતર બહાર પડ્યું. સાગર મહારાજનું પ્રદાન ગુર્જર અધ્યાત્મસાહિત્ય-સર્જનક્ષેત્રે વિશિષ્ટ અને નોંધપાત્ર છે.[35]

'પુનિત મહારાજ'ના નામે ઓળખાતા બાલકૃષ્ણ ભાઈલાલ ભટ્ટે (ઈ. સ. ૧૯૦૮–૧૯૬૨) ગુજરાતની ધર્મપ્રેમી જનતાના હૃદયમાં વિરલ સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેઓ ગુજરાતમાં શહેરો તેમજ ગામેગામ જઈ ભજનો અને આખ્યાનો દ્વારા હિંદુધર્મનું હાર્દ પ્રજા સમક્ષ સચોટ રીતે રજૂ કરતા. એમણે અમદાવાદમાં એક 'પુનિત આશ્રમ' સ્થાપ્યો છે. નર્મદાકાંઠે મોટી કોરલમાં વાનપ્રસ્થાશ્રમ સ્થાપીને તેઓ જીવનનાં છેલ્લાં વર્ષ ત્યાં રહ્યા હતા.[36] એમનાં રચેલાં ભજન ખૂબ લોકપ્રિય છે. એમનું 'જનકલ્યાણ' નામે માસિક પત્ર નીકળે છે. પુનિત મહારાજે પ્રેરેલી પ્રવૃત્તિઓ પુનિત આશ્રમે ચાલુ રાખી છે, જેમાં રામનામની બૅન્કો, વખતોવખત યોજાતા દરિદ્રનારાયણને અન્નવસ્ત્ર દાન(ભાખરી અને ધાબળા-

દાન)ના કાર્યક્રમ અને પુનિતપ્રસાદોના પડિયા-સ્વરૂપે પીરસાતું ભક્તિસાહિત્ય, પૂનમે ડાકોર જતા પદયાત્રા સંઘ વગેરે ખાસ નોંધપાત્ર છે.

આ ઉપરાંત બીજા અનેક સંતોએ ગુજરાતની પ્રજાના ધાર્મિક તેમજ આધ્યાત્મિક જીવનને ઘડવામાં અમૂલ્ય પ્રદાન કર્યું છે. તેઓમાં માલસર આશ્રમના બંગાળી સંત માધવદાસજી મહારાજ (ઇ. સ. ૧૮૦૬–૧૯૨૧), પાટડીના સરયૂદાસજી મહારાજ(ઈ. સ. ૧૮૪૮–૧૯૧૨), ગોધરાના પુરુષોત્તમ ભગત(ઈ. સ. ૧૮૫૫–૧૯૨૬), વીરાણી(કચ્છ)ના તિલકદાસજી મહારાજ(ઈ. સ. ૧૮૫૯–૧૯૩૨), નરસંડા(તા. નડિયાદ)ના હરિદાસજી(ઈ. સ. ૧૮૬૨–૧૯૩૮), અનગઢ(તા. વડોદરા)ના અંબારામ મહારાજ(ઈ. સ. ૧૮૬૩–૧૯૩૩), પ્રેમસ્વરૂપ પરમાત્માના કીર્તનકાર પ્રેમાવતાર બંગાળી સંત હરનાથ પાગલ(ઈ. સ. ૧૮૬૫–૧૯૨૭), બગદાણા(મહુવા)ના યોગી હરનાથ (વિદ્યમાન), મંજૂસર(વડોદરા)ના મુગટરામ મહારાજ(ઈ. સ. ૧૮૭૪-૧૯૨૪), 'ગોદડિયા સ્વામી' તરીકે પ્રસિદ્ધ મદ્રાસના સ્વામી પ્રકાશાનંદજી(ઈ. સ. ૧૮૮૩–૧૯૬૫), કોરલ આશ્રમના પંજાબી સંત સ્વામી નિર્મળકૃપાળુ હરિ(ઈ. સ. ૧૮૮૨–૧૯૬૭), ખંભાલી(તા. પેટલાદ)ના સ્વામી દેવકૃષ્ણાનંદજી(ઈ. સ. ૧૮૮૫–૧૯૩૯), મોરબીના સ્વામી માધવતીર્થજી (ઈ. સ. ૧૮૮૫–૧૯૬૦), નાંદોદ(જિ. ભરૂચ)ના સૂફી સંત સતારશાહ(ઈ. સ. ૧૮૯૨–૧૯૬૬), વડોદરાના સ્વામી નંદકિશોરજી(ઈ. સ. ૧૮૯૭–૧૯૬૮), ભાદરણના સત્યાનંદજી(ઈ. સ. ૧૮૯૮–૧૯૭૨), ભાદરણના દાદા ભગવાન(ઈ.સ. ૧૯૦૮ થી વિદ્યમાન), સારસાણા(લખતર)ના નારાયણ બાપુ(ઈ. સ. ૧૯૧૫ થી વિદ્યમાન), અમદાવાદમાં યોગસાધન આશ્રમની સ્થાપના (ઈ. સ. ૧૯૩૬) કરનાર મનુવર્યજી (ઈ. સ ૧૯૧૫થી વિદ્યમાન), વડોદરાના પરમાનંદ સ્વામી(ઈ. સ. ૧૯૧૭ થી વિદ્યમાન), ભાદરણનિવાસી સ્વામી કૃષ્ણાનંદજી(ઈ. સ. ૧૯૨૦ થી વિદ્યમાન), ખેડાસ્થિત બંગાળી સંત પાગલ પરમાનંદ(ઈ. સ. ૧૯૭૦ સુધી), મોટેરા આશ્રમના સંત આશારામજી (જન્મ ઈ. સ. ૧૯૪૨), ઓઢવના નિત્યાનંદજી મહાપ્રભુ, વીજાપુરના રામજી મહારાજ(જેઓ પોતે બાઈ હતાં), કલોલના સંત પ્રણવરામજી જેવા અનેક સંતોએ પણ પોતાનાં વાણી–વચન-ઉપદેશથી તેમજ સદાચરણથી પોતાના ભક્તજનો અને સાધકો ઉપર ઊંડો પ્રભાવ પાડયો છે.

આ ઉપરાંત પોતાની વિદ્વત્તાપૂર્ણ વાણીથી લોકોના હૃદય પર ઊંડી અસર પાડનારા વિખ્યાત ભાગવતકથાકારોમાં વડોદરાના નરહરિ શાસ્ત્રી, નડિયાદના કૃષ્ણશંકર શાસ્ત્રી અને વડોદરાના ડોંગરે મહારાજનાં નામોનો નિર્દેશ કરવો ઘટે. નામાંકિત ભજનિકોમાં રૂપાલના સીતારામ મહારાજ અને ઊનાવાવાળા શંકર મહારાજનો પણ ભારે પ્રભાવ પડયો હતો.

## (૫) ધાર્મિક સંસ્થાઓ

### જગન્નાથમંદિર

અમદાવાદમાં જમાલપુરમાં આવેલું જગન્નાથમંદિર લગભગ ૧૫૦ વર્ષ જૂનું છે. આ કાલખંડ દરમ્યાન મંદિરના મહંત નૃસિંહદાસજી મહારાજે(નિર્વાણ– ઈ. સ. ૧૯૫૯) જગન્નાથમંદિર વિકસાવવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે. એમના નેજા હેઠળ ગૌશાળા, સાધુસેવા સદાવ્રત જેવી કેટલીક ધાર્મિક પ્રવૃત્તિઓ ચાલતી હતી. આ મંદિરમાં આષાઢી બીજના દિવસે રથયાત્રા લગભગ સને ૧૮૮૪ ના અરસાથી અમદાવાદમાં નીકળે છે. મુખ્ય મંદિરમાં જગન્નાથજી બલદેવજી અને સુભદ્રાજીની પ્રતિમાઓ છે.

### ગીતામંદિર

ગુજરાતમાં ગીતાધર્મનો પ્રચાર મહામંડલેશ્વર સ્વામી વિદ્યાનંદજી દ્વારા થયો છે. ગીતાધર્મના પ્રચારના પ્રતીકરૂપ ગીતામંદિરની સ્થાપના અમદાવાદ વડોદરા અને કરનાળીમાં થઈ. અમદાવાદનું ગીતામંદિર સ્વામી વિદ્યાનંદજીની પ્રેરણાથી સને ૧૯૪૧ માં બંધાયું. એમાં ગીતાદેવીની ચતુર્ભુજ મૂર્તિ અને મોટો સભાખંડ છે. સભાખંડની દીવાલો પર ભગવદ્‌ગીતાના શ્લોક કોતરેલી આરસની તકતીઓ જડી છે. આ મંદિરમાં આયુર્વેદિક ઔષધાલય, રસાયણશાળા, વિદ્યાનંદ પ્રેસ, ગીતા સ્વાધ્યાય, 'ગીતાધર્મ' માસિક અને ગૌશાળા, અન્નક્ષેત્ર જેવી પ્રવૃત્તિઓ ચાલે છે. સ્વામી વિદ્યાનંદજી મહારાજ(દેહવિલય ઈ. સ. ૧૯૫૭) અને એમના શિષ્ય મહામંડલેશ્વર સદાનંદજી મહારાજે આ પ્રવૃત્તિઓ વિકસાવવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે.

વડોદરાના ગીતામંદિરમાં પણ આરોગ્યમંદિર, વિદ્યાનંદજી વિદ્યાવિહાર, સદાનંદજી ફિઝિયોથેરાપી કેંદ્ર, ગીતા મુદ્રણાલય, ગીતાજયંતી-મહોત્સવ જેવી અનેક પ્રવૃત્તિઓ ચાલે છે. સુરતમાં આચાર્ય પુરુષોત્તમ શાસ્ત્રીએ ૧૯૪૫ માં શ્રી સૂર્યપુર ગીતાજ્ઞાનમંદિરની સ્થાપના કરી.[૩૭]

### વેદમંદિર

અમદાવાદમાં આ ઉપરાંત વેદપ્રચારની પ્રવૃત્તિઓ પણ આ સમય દરમ્યાન ચાલતી હતી. આજથી લગભગ ૬૦ વર્ષ પહેલાં સ્વામી ઉત્તમાનંદજીએ અખંડાનંદ આશ્રમ સ્થાપેલો. સ્વામી ગંગેશ્વરાનંદજીની પ્રેરણાથી વિ.સ. ૨૦૦૪ (ઈ. સ. ૧૯૪૭–૪૮)માં અમદાવાદમાં વેદમંદિરની સ્થાપના થઈ. એના એ સમયના મહંત સ્વામી સેવારામ મહારાજ હતા. આ મંદિરમાં વેદનારાયણની પ્રતિમા પ્રતિષ્ઠિત છે.

મંદિર તરફથી ગોશાળા અન્નક્ષેત્ર અને ચિકિત્સાલય ચાલે છે. ગંગેશ્વરાનંદજીએ વૈદિક સાહિત્યના સંપાદન તેમજ એના પ્રચાર માટે સ્તુત્ય પ્રયત્ન કર્યા છે.

**સંન્યાસાશ્રમ**

આ ઉપરાંત ગુજરાતમાં ગામેગામ સંન્યાસ-આશ્રમ સ્થપાયા છે, જેમાં વેદાંતનાં પ્રવચન થાય છે. આવા આશ્રમોમાં અમદાવાદનો સંન્યાસ-આશ્રમ (સ્થા. ઈ. સ. ૧૯૩૦ ની આસપાસ) અને નર્મદાતટના વિવિધ આશ્રમોનો પણ નિર્દેશ કરી શકાય. અમદાવાદના આશ્રમમાં ઈ. સ. ૧૯૪૧ માં કૃષ્ણાનંદજી મહારાજ ગાદીનશીન થયાનો તકતીલેખ એમની પ્રતિમાની બેઠક નીચે કોતરેલો છે. કૃષ્ણાનંદજી મહારાજે ધાર્મિક અને કથા-ઉપદેશની પ્રવૃત્તિઓ વડે અમદાવાદના ભક્તસમાજમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તેઓ ઈ. સ. ૧૯૭૭ માં બ્રહ્મલીન થયા. આશ્રમમાં ભાવિક ભક્તોની ભેટમાંથી એકત્ર થયેલા ફંડમાંથી આશ્રમની સંસ્થાના નિભાવ માટે અને ગાયોના નિર્વાહ માટે જોગવાઈ કરેલી છે. સંસ્થા તરફથી સંસ્કૃત પાઠશાળા, સત્સંગ, સ્વાધ્યાય વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે[૨૮]

**પાંડુરંગ શાસ્ત્રી આઠવળે (ઈ. સ. ૧૯૨૦–વિદ્યમાન)-પ્રેરિત સ્વાધ્યાયમંડળ**

રોહા(મહારાષ્ટ્ર)ના પાંડુરંગ શાસ્ત્રી આઠવળેનો ગુજરાતની ધર્મપ્રેમી જનતા પર પ્રભાવ છે. સાંસ્કૃતિક ગ્રંથોનો અભ્યાસ અને ભગવદ્ગીતાનો સ્વાધ્યાય એ એમનું જીવનવ્રત છે. થાણા પાસે એમણે ૧૯૫૫ માં તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠ સ્થાપી. એમના વિચારોને સાકાર કરતી અનેક શિક્ષણસંસ્થાઓ સ્થપાઈ. આ સંસ્થાઓને 'જીવનપ્રજ્ઞા' 'તત્ત્વજ્યોતિ' 'તત્ત્વમંદિર' 'તત્ત્વભાવના' 'ભાવનિર્ઝર' એવાં સૂચક નામ મળ્યાં છે. એમની મોટી પ્રવૃત્તિ સ્વાધ્યાયની છે. એમના શિષ્યો ગામેગામ ભક્તિફેરી કરી લોકોમાં ધાર્મિક જાગૃતિ આણે છે. તેઓની સ્વાધ્યાયના પ્રવૃત્તિ સમાજના નીચલા થર સુધી—આદિવાસીઓ હરિજનો અને માછીમારો સુધી પહોંચી છે. એમના સાંનિધ્યમાં આદિવાસી અને હરિજનોનાં મિલન યોજાય છે. મુંબઈમાં અને સૌરાષ્ટ્રમાં વેરાવળમાં માછીમારોનાં અનેક સંચલન યોજાયાં છે.[૨૯]

**શ્રેયઃસાધક અધિકારી વર્ગ**

ગુજરાતના શિક્ષિત સમાજમાં પ્રિય અને વ્યાપક બનેલી શ્રેયઃસાધક પ્રવૃત્તિએ ધર્મક્ષેત્રે ઉમદા પ્રદાન કર્યું છે. આ સંપ્રદાયના આદિ પ્રવર્તક શ્રીમન્નૃસિંહાચાર્યજી(ઈ. સ. ૧૮૫૩ થી ઈ. સ. ૧૮૯૭) હતા. એમના પુત્ર અને ઉત્તરાધિકારી વડોદરા શ્રેયઃસાધક અધિકારી વર્ગના દ્વિતીય આચાર્ય ઉપેંદ્ર-

ચાર્યજી(ઈ. સ. ૧૮૮૫ – ૧૯૩૭) હતા, જેમણે શ્રદ્ધા સંકલ્પ અને ઉપદેશથી અવિદ્યાવૃત અનેક સાધકહૃદયોમાં શુદ્ધ સંસ્કાર જાગ્રત કર્યા અને શ્રેયઃસાધક વર્ગને વિકસાવ્યો તથા જ્ઞાન યોગ અને પ્રેમલક્ષણા ભક્તિનો રાહ લોકોને બતાવ્યો. એમના અદ્ભુત ચારિત્ર્યથી કેટલાક સુધારકો સાક્ષરો દેશભક્તો કવિઓ તથા વિદ્વાનો એમના તરફ આકર્ષાયા અને ગુજરાતના શિક્ષિત વર્ગની ધર્મશ્રદ્ધાની જ્યોતને વધુ પ્રજ્વલિત બનાવવામાં એમણે મહત્ત્વનો ફાળો આપ્યો.[૪૦]

## શ્રીરામકૃષ્ણ મિશન, રાજકોટ

ગુજરાતમાં રામકૃષ્ણ મિશનની પ્રવૃત્તિનું મુખ્ય કેંદ્ર રાજકોટ છે. સને ૧૯૧૬ માં બેલૂર મઠના મુખ્ય વ્યવસ્થાપકોમાંના એક સ્વામી માધવાનંદજીએ રાજકોટની મુલાકાત લીધી, એ વખતે રાજકોટ ખાતે એક કેંદ્રની સ્થાપના કરવાની વાત રજૂ થઈ હતી, પરિણામે ૧૯૨૭ માં મોરબીના મહારાવ લખધીરજીની ઉદાર સખાવતના પ્રતાપે રાજકોટમાં મોરબીના ઉતારાના મકાનમાં પ્રારંભ થયો. ત્યાર બાદ ૧૯૩૪ માં રાજકોટના ઠાકોરસાહેબ ધર્મેન્દ્રસિંહજી તરફથી આશ્રમનો કાયમી નિવાસ બનાવવા જમીનનો પ્લૉટ મળતાં ત્યાં આશ્રમનું સ્થળાંતર થયું. બ્રહ્માનંદ તુરીયાનંદ શારદાનંદ અભેદાનંદ અદ્વૈતાનંદ ત્રિગુણાતીતાનંદ અખંડાનંદ વિજ્ઞાનાનંદ વગેરે સ્વામીઓ અહીં આવેલા. આ આશ્રમના સાધુઓ સાંસ્કૃતિક ધાર્મિક અને આધ્યાત્મિક આદર્શોનો બોધ આપવા દૂર દૂર ભ્રમણ કરે છે. આ આશ્રમની પ્રવૃત્તિઓમાં રામકૃષ્ણદેવ અને સ્વામી વિવેકાનંદ શતાબ્દી ગ્રંથ-માળામાં પુસ્તકોનું પ્રકાશન, તબીબી સેવા, વિદ્યાર્થી-મંદિર, રાહતકાર્યો વગેરેનો સમાવેશ થાય છે.[૪૧]

## આર્યસમાજ

આર્યસમાજ જેવી પ્રખર અને તેજસ્વી ધર્મવિચારણાનો પ્રારંભ સ્વામી દયાનંદે (ઈ.સ. ૧૮૨૪–૧૮૮૩) કર્યો. ઈ.સ. ૧૮૮૮ માં અમદાવાદમાં આર્યસમાજની સ્થાપના થઈ. સ્વામી દયાનંદ સરસ્વતી-પ્રેરિત વેદપ્રચારનું કાર્ય ચાલુ રહે એ માટે ગુજરાતમાં ગુરુકુળ સભાએ પ્રથમ ગુરુકુળ શ્રદ્ધાનંદજીના શુભ હસ્તે નવસારી પાસે સૂપામાં ૨૦ મી સદીના આરંભમાં સ્થાપ્યું હતું. મુંબઈ આર્ય-સમાજના સ્વામી નિત્યાનંદજી અને બાલકૃષ્ણ પંડિતના પ્રચાર દ્વારા આખા ગુજરાતમાં આર્યસમાજની હવા ફેલાવા માંડી. નડિયાદ અને વડોદરામાં ૧૯૦૮ માં હિંદુ અનાથ-આશ્રમની સ્થાપના થઈ હતી. ૧૯૧૨ માં આણંદમાં આર્ય-

સમાજ સ્થપાયેલો. આ ઉપરાંત ખેડા જિલ્લાનાં પંડોળી નાવલી સામરખા ચિખોદરા નડિયાદ નરસંડા વગેરે સ્થળોએ પણ આર્યસમાજની સ્થાપના થઈ.[૪૨]

૧૯૧૫ ના અરસામાં પોરબંદરમાં રાજરત્ન શેઠ નાનજી કાલિદાસે આર્યકન્યા ગુરુકુળની સ્થાપના કરી. આ સંસ્થા દ્વારા મહિલા કોલેજ પણ ચાલે છે. આ સંસ્થામાં બહેનોને વૈદિક સંસ્કારોનું સિંચન કરવાનું મહત્ત્વનું કાર્ય થયું.[૪૩]

૧૯૨૪ માં આણંદમાં 'ચરોતર પ્રદેશ આર્યસમાજ'ની સ્થાપના થઈ અને જુદાં જુદાં ગામોના છૂટા છૂટા આર્યસમાજીઓએ ભેગા થઈ એક સંગઠન રચ્યું.

આર્યસમાજીઓ વેદ અને વેદાનુકૂળ ધર્મશાસ્ત્રને માને છે. મૂર્તિપૂજામાં તેઓ માનતા નથી. ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થાનો આદર્શ સ્વીકારે છે. ચિહ્ન તરીકે જનોઈ પહેરે છે. કન્યાઓને યજ્ઞોપવીતસંસ્કાર કરવામાં આવે છે. વળી, એમને હિંમત, વ્યાયામ, ધનુર્વિદ્યા, વૈદિક અધ્યયન, વૈદિક સંસ્કારો, શુદ્ધિસંસ્કાર વગેરેનું શિક્ષણ આપવામાં આવે છે. વિધર્મી થયેલ વ્યક્તિઓને ફરી શુદ્ધ કરવાનું કામ પણ આ સંસ્થા દ્વારા થાય છે. આર્યસમાજ દ્વારા વૈદિક વિધિથી લગ્ન કરાવી આપવાનું કાર્ય પણ થાય છે.[૪૪]

## થિયૉસૉફિકલ સોસાયટી

ગુજરાતમાં ૧૮૮૨ ના અરસામાં ભાવનગર પાસે વરલના દરબાર હરિસિંહજી, વઢવાણના રાજવી શ્રી દાજીરાજજી, ભાવનગરના મહારાજાના એ.ડી.સી. મુરાદઅલી બેગ, ભાવનગર રાજ્યના કેળવણી નિયામક પ્રિ. જમશેદજી ઊનવાળા વગેરેએ કાઠિયાવાડ થિયૉસૉફિકલ સોસાયટીની સ્થાપના કરી, ત્યારથી આ સંસ્થા સંસ્કાર-પ્રચાર, પ્રાચીન ધર્મ અને સંસ્કૃતિની ભવ્યતા ટકાવી સમાજસેવાની પ્રવૃત્તિ કરે છે. સુરત વડોદરા અમદાવાદ રાજકોટ નડિયાદ આણંદ વગેરે મહત્ત્વનાં સ્થળોએ એની શાખાઓને આ સોસાયટીએ સમાજસુધારણા, ધર્મવિષયક બિન-સાંપ્રદાયિકતા, બંધુતા, સમાજોપકારી શિક્ષણ તેમજ પ્રજાના માનસિક અને નૈતિક આરોગ્ય માટે ઘણી સેવાઓ આપી છે.[૪૫]

## શ્રી અરવિંદ–કેંદ્રો

આ કાલ દરમ્યાન ગુજરાતની જનતાને તત્ત્વજ્ઞાન અને ભક્તિભાવથી સ્પર્શી જનાર અનેક પ્રવાહોમાં શ્રી અરવિંદની તત્ત્વપ્રણાલિકાનો મોટો ફાળો છે. પોતાની તીવ્ર બુદ્ધિવા સૌને આંજી નાખનાર પ્રતિભાસંપન્ન વિદ્યાગુરુ શ્રીઅરવિંદ-(ઈ. સ. ૧૮૭૨–૧૯૫૦)ની પ્રતિભાથી અંજાયેલ જુવાન વર્ગ એમનાં તત્ત્વ-ચિંતનભર્યાં વ્યાખ્યાન સાંભળી મંત્રમુગ્ધ બન્યો. એની પહેલી ઊંડી અસર ખેડા

જિલ્લાના અંબુભાઈ પુરાણી પર થઈ. તેઓ ૧૯૧૮માં શ્રી અરવિંદના પ્રથમ સંપર્કમાં આવ્યા અને એમણે અરવિંદની વિચારધારા આત્મસાત્ કરી. ત્યારબાદ ૧૯૨૩થી ૧૯૪૭ સુધી સતત અરવિંદ-આશ્રમમાં રહ્યા. ૧૯૪૭માં જ્યારે તેઓ ગુજરાતમાં પાછા આવ્યા ત્યારે નાનુભાઈ પટેલ, ડૉ. મણિભાઈ પરીખ, છોટાભાઈ ભટ્ટ વગેરેએ ભેગા મળી વડોદરામાં શ્રી અરવિંદ-કેંદ્રની સ્થાપના કરી.[૪૬] પૂજાલાલ પણ ૧૯૨૬-૨૯ દરમ્યાન પોંડીચેરી આશ્રમમાં ગયા. એમણે ત્યાં રહી ગુજરાતીમાં ભક્તિસાહિત્યની કવિતાનું સર્જન ચાલુ રાખી ગુજરાતી સાહિત્યમાં વિપુલ પ્રદાન કર્યું છે. શ્રી અરવિંદની વિચારધારાનો સૌ પ્રથમ અને વ્યવસ્થિત પ્રચાર કરનારાઓમાં અંબુભાઈ પુરાણીનું નામ મોખરે છે. એમણે અરવિંદ-તત્ત્વજ્ઞાનના નિષ્કર્ષસમા 'પૂર્ણયોગ'(ઈ. સ. ૧૯૨૨, ૧૯૨૩, ૧૯૨૬)-ભાગ ૧, ૨, 'ગીતાનિબંધો' (ઈ. સ. ૧૯૨૨, ૧૯૫૨) જેવા ગ્રંથ આણંદમાંથી પ્રકાશિત કર્યા. આણંદ અરવિંદ-તત્ત્વજ્ઞાનપ્રચારનું કેંદ્ર બન્યું. ૧૯૪૮ના અરસામાં મહેમદાવાદમાં એક અરવિંદ-સ્વાધ્યાય મંડળ રચાયું. નડિયાદમાં ૧૯૫૩ની આસપાસ અરવિંદ-મંદિર શરૂ થયું. દર રવિવારે મંદિરમાં પ્રવચન થતાં. કવિ સુન્દરમે પોતાનાં વ્યાખ્યાનો દ્વારા ચરોતર પ્રદેશમાં એમાં ખૂબ રસ પેદા કર્યો.

૧૯૫૦માં સુરતમાં અરવિંદ-મંડળની સ્થાપના થઈ. એમાં અભ્યાસવર્ગો શિબિરો પ્રદર્શનો ને વ્યાખ્યાનોની યોજના કરવામાં આવી.

સુન્દરમ્ ૧૯૪૫ થી અરવિંદ-આશ્રમમાં રહેતા થયા. એમણે 'દક્ષિણા' ત્રૈમાસિક ૧૯૪૭થી શરૂ કર્યું. ૧૯૫૫ થી શ્રી અરવિંદ-શિબિરની પ્રવૃત્તિ શરૂ કરી.

## દિવ્ય જીવન સાંસ્કૃતિક સંઘ

દક્ષિણ ભારતમાં જન્મેલા મહર્ષિ શિવાનંદ સરસ્વતી(ઈ સ. ૧૮૮૭-૧૯૬૩) લોકોની ઉન્નતિ માટે વેદકાલથી ચાલી આવતી આધ્યાત્મિક પરંપરાના જ્યોતિર્ધર હતા. સંન્યાસીના સ્વરૂપે એમણે જ્ઞાન વૈરાગ્ય ભક્તિ પ્રેમ અને સેવાનો આધ્યાત્મિક સંદેશ ફેલાવવા હૃષીકેશમાં ઈ. સ. ૧૯૩૪ની આસપાસ શિવાનંદ-આશ્રમની સ્થાપના કરી અને દિવ્ય જીવનનો સંદેશ જગતમાં પ્રસારવા ઈ. સ. ૧૯૩૬માં 'દિવ્ય જીવન સંઘ'ની સ્થાપના કરી.

ગુજરાતમાં પણ શિવાનંદ સ્વામી-સ્થાપિત દિવ્યજીવન સંઘની શાખાઓ છે, જે દિવ્યજીવન સાંસ્કૃતિક સંઘ તરીકે ઓળખાય છે. સ્વામીજી ઈ. સ. ૧૯૫૦ના અરસામાં વડોદરામાં પધારેલા તે સમયથી દિવ્ય જીવન સંઘની પ્રવૃત્તિઓ ગુજરાતમાં ચાલે છે. સૌરાષ્ટ્રમાં ડૉ. શિવાનંદ અધ્વર્યુએ ૧૯૫૩ થી દિવ્ય જીવન સંઘની

પ્રવૃત્તિઓનો ભારે વિસ્તાર કર્યો અને એના આશ્રયે ક્ષેત્રની સેવાઓનો જનતાને વિશેષ લાભ થયો.

હૃષીકેશના સ્વામી શિવાનંદના શિષ્ય સ્વામી શ્રીભદ્રે સુરતમાં પ્રાર્થના-સંઘની સ્થાપના ૧૯૪૮ માં કરી. આ સંસ્થા તરફથી 'પ્રાર્થના' નામનું માસિક પ્રગટ થાય છે. યોગાસનો અને કુદરતી ઉપચારોનું કેંદ્ર પણ ચાલે છે. એ 'ભદ્ર-આશ્રમ'ના નામથી પણ ઓળખાય છે.[૪૭]

### આનંદમયી મા સંઘ

વિદ્યાકૂટ(હાલના બંગલાદેશ)માં જન્મેલાં નિર્મળાસુંદરીદેવી 'આનંદમયી મા'(સને ૧૮૯૬-૧૯૮૨)ના નામથી પ્રસિદ્ધ થયાં. સને ૧૯૧૮ થી ૧૯૨૪ ના ગાળામાં સમસ્ત બંગાળમાં તેઓ પૂજનીય બન્યાં.[૪૮] સને ૧૯૨૨ માં એમણે દીક્ષા ગ્રહણ કરી.[૪૯] ૧૯૨૮ ની આસપાસ એમણે શાહબાગ(ઢાકા)માં રમણાશ્રમ બંધાવ્યો.[૫૦] ૧૯૪૪ માં વારાણસીમાં મા આનંદમયીનો આશ્રમ બંધાયો. ૧૯૫૦ માં ત્યાં આનંદમયી-સંઘ સ્થપાયો. ત્યારબાદ વૃંદાવન કનખલ નૈમિષારણ્ય વિંધ્યાચલ વગેરે સ્થળોએ પણ આશ્રમ શરૂ થયા.[૫૧]

ગુજરાતમાં મા આનંદમયીની પ્રવૃત્તિઓનો આરંભ ૧૯૩૨-૩૫ ના અરસામાં શરૂ થયો. અમદાવાદ એનું મુખ્ય કેંદ્ર બન્યું. ૧૯૫૪ માં મા આનંદમયી પં. ગોપીનાથ કવિરાજ અને બીજા કેટલાક સંતો અને ભક્તો સાથે અમદાવાદ આવ્યાં હતાં ત્યારે ત્યાં ઉપસ્થિત ભક્તસમુદાયને એમની અલૌકિકતા અને આધ્યાત્મિકતાનો અનુભવ થયો હતો.[૫૨] ત્યારબાદ આનંદમયી મા વખતોવખત ગુજરાતમાં આવ્યાં હતાં અને એમનો એમના સાંનિધ્યમાં આવનારાં પર ઊંડો પ્રભાવ પડતો.

### ચિન્મય-મિશન

સ્વામી ચિન્મયાનંદ તરીકે ઓળખાતા બાલકૃષ્ણન મેનને (જન્મ એર્નાકુલમ્, કેરલ, ઈ.સ. ૧૯૧૬) હૃષીકેશના સ્વામી શિવાનંદ પાસે સને ૧૯૪૩ માં સંન્યાસદીક્ષા લીધી. ૧૯૫૧ દરમ્યાન ભારતમાં જુદાં જુદાં શહેરો અને તીર્થોની યાત્રા કરી મઠો મંદિરો અને આશ્રમોની મુલાકાત લીધી. મોટાં શહેરોમાં ચારસો ઉપરાંત ઉપનિષદ્-જ્ઞાનયજ્ઞ યોજ્યા. મુંબઈમાં સાંદીપનિ-આશ્રમ અને શિવનું જગદીશ્વર મંદિર સ્થાપ્યું. ગુજરાતમાં પણ અમદાવાદ જેવાં સ્થળોએ ચિન્મય-મિશનની પ્રવૃત્તિઓ ચાલે છે.[૫૩]

### હિંદુ મિલન મંદિર

પૂર્વ બંગાળના સંત આચાર્ય પ્રણવાનંદજીએ સ્થાપેલા આ સંઘની એક શાખા સુરતમાં સને ૧૯૪૧ માં સ્વામી અદ્વૈતાનંદજીએ સ્થાપી છે. આ સંસ્થા 'હિંદુ મિલન મંદિર'ના નામથી ઓળખાય છે. ૧૯૪૯ થી 'હિંદુ મિલન મંદિર' નામનું ગુજરાતી માસિક પ્રગટ થાય છે. સંસ્થા તરફથી હોમિયોપેથિક દવાખાનું ચાલે છે. એના પ્રચારકો રેલ અને દુકાળ વખતે રાહતકાર્ય કરે છે. અમદાવાદમાં પણ એનો આશ્રમ સ્થાપ્યો છે.[૫૪]

## ૨. જૈન ધર્મ

ગુજરાતમાં જૈનોની વસ્તી ૧૯૫૧ ની વસ્તી-ગણતરી પ્રમાણે ૩,૭૪,૮૬૭ હતી, જે વધીને ૧૯૬૧ ની વસ્તીગણતરી પ્રમાણે ૪,૦૯,૭૫૪ ની થઈ. ૧૯૫૧ થી ૧૯૬૧ ના ગાળા દરમ્યાન એમાં ૯.૩૧ ટકાનો વધારો થયો.[૫૫]

આ કાલખંડ દરમ્યાન જૈન ધર્મની ધર્મપ્રવૃત્તિઓ જોતાં ત્રણ ઘટના સૌથી વધુ દૂરગામી અસર કરનારી ગણી શકાય: એક, શ્રીમદ્ રાજચંદ્ર(ઈ. સ. ૧૮૬૮ –ઈ. સ. ૧૯૦૧) ની ધર્મપ્રવૃત્તિઓ અને આત્મચિંતનની કેટલીક અસર ગુજરાત પર થઈ. એમનાં લખાણ અનુભવમૂલક અને આધ્યાત્મિક ચિંતનપ્રધાન છે. એમણે 'મોક્ષમાળા' 'ભાવનાબોધ' અને 'આત્મસિદ્ધિ-શાસ્ત્ર' ઉપરાંત બીજા કેટલાક ગ્રંથોની રચના કરી. મહાત્મા ગાંધીના જીવન પર શ્રીમદ્‌નો પ્રભાવ પડ્યો હતો, જેનો ગાંધીજીએ પણ પોતાના લખાણમાં નિર્દેશ કર્યો છે. શ્રીમદ્‌ને સર્વધર્મ પ્રત્યે સદ્‌ભાવ હતો. તેઓ ક્યારેય કોઈ વાડામાં માનતા નહિ. તેઓ કહેતા કે હું કોઈ ગચ્છમાં નથી, હું આત્મામાં છું. એમના અનુયાયીઓએ વડવા-(ખંભાત) વવાણિયા(મોરબી) ભાદરણ(તા. બોરસદ) અગાસ(તા. પેટલાદ) ઈડર અને દેવલાલીમાં એમના આશ્રમ સ્થાપ્યા. વડવામાં સને ૧૯૧૬ માં એમના આશ્રમની અને ત્યારબાદ ગુરુમંદિરની પણ રચના થઈ.[૫૬]

બીજું પરિવર્તન ઈ. સ. ૧૯૩૪ માં કાનજીસ્વામીએ (જન્મ ઈ. સ. ૧૯૩૧) સ્થાપેલા પંથથી આવ્યું. એમણે સ્થાનકવાસી ફિરકાનો ત્યાગ કરી એક સ્વતંત્ર ફિરકાની સ્થાપના કરી અને એનું છેવટનું રૂપાંતર દિગંબર સંઘરૂપે થયું. કુંદકુંદાચાર્યના 'સમયસાર' અને 'પ્રવચનસાર' પર એમણે એકધારાં ચાળીસ વર્ષો સુધી પ્રવચન આપ્યાં. જૈન દર્શનની મૂળભૂત ગરિમાને એમણે હિંમતપૂર્વક નિર્ભય રીતે એકધારી વ્યક્ત કરી. એમણે સોનગઢમાં આશ્રમ સ્થાપ્યો. ત્યાં સનાતન જૈન-બ્રહ્મચર્યાશ્રમ જિનાલય સ્વાધ્યાયમંદિર ગુરુકુળ જેવી અનેક સંસ્થાઓ

સ્થપાઈ છે. 'સમયધર્મ'(સને ૧૯૨૯) અને 'આત્મધર્મ'(સને ૧૯૪૨) જેવાં માસિક સોનગઢમાંથી પ્રગટ થયાં.[૫૭]

ત્રીજી મહત્ત્વની ઘટના એ તેરાપંથની સ્થાપના છે. આચાર્ય તુલસી (જન્મ ઈ. સ. ૧૯૧૪-રાજસ્થાનમાં લાડનૂં) ના નેતૃત્વ હેઠળ આ પંથે નવું જ રૂપ ધારણ કર્યું. એમના સંઘની ચીલાચાલુ માન્યતાઓ અને પ્રવૃત્તિઓમાં એમણે જે આમૂલ પરિવર્તન કર્યું અને જ્ઞાનોપાસનાને તેમ જ પુરુષાર્થને મહત્ત્વ આપ્યું તે મૂલ્યવાન અને અનુકરણીય છે. એમણે પોતાના પંથથી અળગા થવાને બદલે પંથને સાથે લઈ ક્રાંતિ કરી. ગુજરાતમાં પણ એમના પ્રભાવ હેઠળ તેરાપંથની પ્રવૃત્તિઓ વિકસી. એમણે ધ્યાન યોગ અને લાંબા સમયની એકાંત-સાધનાથી પોતાના સંઘને વિશેષ પ્રગતિશીલ બનાવ્યો. અણુવ્રત-અભિયાનનો અવાજ એમણે જનસમુદાય સુધી પહોંચાડ્યો.[૫૮]

આચાર્ય તુલસી સને ૧૯૫૩માં મુંબઈ ચાતુર્માસ માટે જતા હતા ત્યારે પહેલી વાર કેટલોક વખત અમદાવાદમાં રોકાયા હતા.[૫૯] ત્યાર બાદ શાહીબાગમાં તેરાપંથી સમાજનું મુખ્ય કેંદ્ર સ્થપાયું.

આચાર્ય તુલસીએ સાધ્વીઓમાં અભ્યાસ વધારી એમને વિદુષી બનાવી. એમના નેજા હેઠળ અખિલ ભારતીય તેરાપંથ મહિલા મંડળનું સબળ સંગઠન થયું. એમણે અણુવ્રત અને પ્રેક્ષાધ્યાન પર ખૂબ ભાર મૂક્યો અને પ્રેક્ષાધ્યાન-શિબિરો યોજી. અણુવ્રત એમની દૃષ્ટિએ નૈતિક આચાર-સંહિતા છે. અણુવ્રત-અભિયાનનો પ્રારંભ એમના નિર્દેશાનુસાર ઈ. સ. ૧૯૪૮-૪૯ માં થયો.[૬૦]

આ કાલ દરમ્યાન જૈન આચાર્યો અને મુનિઓએ પણ જૈન ધર્મની પ્રવૃત્તિઓને આપેલ વેગને લગતી વિગતો નોંધપાત્ર છે.

હર્ષવિજયજીના શિષ્ય વિજયવલ્લભસૂરિ(ઈ. સ. ૧૮૭૦-૧૯૫૫) ત્યાગમાર્ગ અને સંયમમાર્ગના ઉપાસક હતા. વડોદરા શહેર એ એમની જન્મભૂમિ હતી. પાલીતાણામાં જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘના એઓ ધર્મગુરુ હતા. એમણે પાલીતાણામાં (ઈ. સ. ૧૯૫૦-૫૧) તપાગચ્છ સંઘમાં એકતા આણવા મુનિ-સંમેલન યોજ્યું. એમણે ગુજરાતમાં રાધનપુર પાલનપુર વડોદરા અમદાવાદ સુરત ખંભાત વગેરે સ્થળોએ ચાતુર્માસ કર્યા, ધર્મપ્રવર્તન તેમજ સેવાવ્રતનો સંદેશ ફેલાવ્યો. આ ઉપરાંત મહારાષ્ટ્ર રાજસ્થાન અને ઉત્તર પ્રદેશમાં પણ જૈન સંઘના રક્ષણ અને અભ્યુદય માટે પ્રયત્ન કર્યા. એમની પ્રેરણાથી ગુજરાત સૌરાષ્ટ્ર અને રાજસ્થાનમાં કુમારો માટે તેમજ કન્યાઓ માટે અનેક

પાઠશાળાઓ સ્થપાઈ હતી. અનેક પુસ્તકાલયો વાચનાલયો અને સાહિત્યપ્રકાશનની સંસ્થાઓ સ્થપાઈ હતી. એમની પ્રેરણાથી સેવામંદિરો જેવાં કે વેરાવળનું આત્માનંદ જૈન ઔષધાલય, સુરતનો આત્માનંદ જૈન વનિતા આશ્રમ, પાલીતાણાની ધર્મશાળા વગેરે બંધાયાં, નવાં જિનમંદિર બંધાયાં.[61]

આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરિ(ઈ. સ. ૧૮૭૪-૧૯૨૫) જૈન ધર્મના એક મહાન શાસ્ત્રવિશારદ અને યોગનિષ્ઠ આચાર્ય હતા. તેઓ કવિ તત્ત્વજ્ઞ વક્તા લેખક વિદ્વાન યોગી અને અવધૂત હતા. એમની જીવનદૃષ્ટિ સારગ્રાહી અને ગુણાનુરાગી હતી. તેઓ પોતાનાં ઉપદેશ આચરણ અને લેખન દ્વારા વીતરાગ-પંથનું પ્રતિપાદન કરતા. એમણે લગભગ ૧૨૫ જેટલા વિવેચનાત્મક કે સંપાદિત, ગદ્ય અને પદ્યાત્મક તેમજ સંસ્કૃત ભાષામાં ગ્રંથો લખ્યા છે. સમાજજીવનમાં બાળલગ્ન કન્યાવિક્રય વિધવાવિવાહ મરણોત્તર-ક્રિયા વગેરેમાં એમના વિચાર સુધારકના હતા. રાષ્ટ્રજીવનમાં ગાંધીજીના રાજદ્વારી વિચારોની છાપ તેમના સાહિત્યમાં જોવા મળે છે.[62]

પ્રજ્ઞાચક્ષુ પં. સુખલાલજી સંઘવી(ઈ. સ. ૧૮૮૦-૧૯૭૮) પ્રખર દાર્શનિક હતા. એમણે યશોવિજય સંસ્કૃત પાઠશાળામાં ન્યાયશાસ્ત્રનો અને વારાણસીમાં સંસ્કૃત વેદાંત અને અન્ય સંસ્કૃત સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ કર્યો. એમણે 'પંચપ્રતિક્રમણ' 'યોગદર્શન' 'આત્માનુશાસ્તિકુલક' અને 'યોગવિંશિકા'નું સંપાદન કર્યું. અમદાવાદની ગૂજરાત વિદ્યાપીઠમાં પુરાતત્ત્વ વિભાગમાં દર્શનશાસ્ત્રના અધ્યાપક બન્યા. સિદ્ધસેન દિવાકર-રચિત 'સન્મતિતર્ક' અને ઉમાસ્વાતિના 'તત્ત્વાર્થસૂત્ર' તથા 'ન્યાયાવતાર', યશોવિજયકૃત 'જૈન તર્કભાષા' અને 'જ્ઞાનબિંદુ', હેમચંદ્રની 'પ્રમાણમીમાંસા' વગેરે ગ્રંથોનું સંપાદન કર્યું. તેઓ મૌલિક વિચારક અને તત્ત્વચિંતક હતા. જૈન ધર્મનાં મૂળતત્ત્વો પ્રત્યે એમનુ વલણ હોવા છતાં એમની દૃષ્ટિ હંમેશાં બિનસાંપ્રદાયિક હતી.[63] એમના 'દર્શન અને ચિંતન' 'જૈન ધર્મનો પ્રાણ' 'અધ્યાત્મ-વિચારણા' 'તત્ત્વાર્થસૂત્ર' વગેરે ગ્રંથ જૈન દર્શનને યથાર્થ રીતે સમજવામાં ભારે સહાયભૂત થયા છે.

મુનિ જિનવિજયજી(ઈ. સ. ૧૮૮૮-૧૯૭૭)નું ગુજરાતના સાંસ્કૃતિક ક્ષેત્રે વિશેષ પ્રદાન છે. એક જૈન સાધુના સંસર્ગમાં આવતાં એમણે જૈન દીક્ષા લીધેલી, પરંતુ કહેવાતા સાધુજીવનના રૂઢ આચાર-વિચારથી એમના જીવને ગ્લાનિ થઈ અને સ્થાનકવાસી મૂર્તિપૂજક આદિ સંપ્રદાયોની વાડાબંધીમાંથી મુક્ત થઈ અધ્યાપક અને સાહિત્ય-સેવક તરીકેનું જીવન ગાળવા લાગ્યા. મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી પ્રેરાઈ ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયા પુરાતત્ત્વના એક સારા અભ્યાસી

અને વિદ્વાન લેખક તરીકે પ્રસિદ્ધ થયા. 'જૈનતત્ત્વસાર'(સં. ૧૯૭૧-ઈ. સ. ૧૯૧૪-૧૫) અને 'વિજ્ઞપ્તિ-ત્રિવેણી' (સં. ૧૯૭૨-ઈ. સ. ૧૯૧૫-૧૬) એ એમના પ્રથમ ગ્રંથ હતા. પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ, ધર્મગ્રંથો અને પુરાતત્ત્વનું પદ્ધતિસર અધ્યયન કરતા અને વ્યાખ્યાનો લેખો અને ગ્રંથસંપાદન દ્વારા એ જનતા સુધી પહોંચાડતા. એ રીતે એમણે જૈન સાહિત્યની તેમજ જૈન ધર્મની પણ સેવા કરી.[૬૪]

મુનિશ્રી ન્યાયવિજયજી(જન્મ : ઈ. સ. ૧૮૮૯)એ જૈન દાર્શનિક સાહિત્યમાં પ્રદાન કર્યું છે. 'ન્યાયાકુસુમાંજલિ' 'ન્યાયતીર્થ પ્રકરણ'(ઈ. સ. ૧૯૧૨-૧૩) 'જૈન દર્શન'(ઈ. સ. ૧૯૧૭-૧૮) 'આત્મભાવદિગ્દર્શન'(ઈ. સ. ૧૯૨૮-૨૯) 'માનવધર્મ' (ઈ. સ. ૧૯૨૮-૨૯) જેવા ગ્રંથ રચ્યા છે. એમણે સમાજની અનાવશ્યક રૂઢિ સામે ક્રાંતિકારી વિચાર ફેલાવ્યા. સને ૧૯૨૬-૨૭ માં 'વીરધર્મનો ઢંઢેરો' પુસ્તક વઢવાણથી બહાર પાડયું. ૧૯૨૮-૨૯ માં અયોગ્ય દીક્ષા સામે ક્રાંતિ જગાવી. રાષ્ટ્રવાદની ચળવળમાં પણ એમણે સાથ આપેલો.[૬૫]

મુનિ પુણ્યવિજયજી(ઈ. સ. ૧૮૯૫-૧૯૭૧) પ્રાચ્ય વિદ્યાના મહાન પંડિત અને પ્રાકૃતના ઊંડા અભ્યાસી હતા. પાટણમાં રહી એમણે જુદા જુદા ગ્રંથ-ભંડારોને જ્ઞાનમંદિરોના રૂપમાં ફેરવી નાખ્યા અને જૈન આગમોના સંશોધનનું કાર્ય આધુનિક ઢબે કર્યું એવા જ બીજા આચાર્ય ગુણસાગરસૂરીશ્વરજી(જન્મ : ઈ.સ. ૧૯૧૩ દેઢિયા-કચ્છ)એ પણ જૈન ધર્મ અને દર્શનનો પ્રસાર કરવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે. ઈ. સ. ૧૯૪૧-૪૨ માં મેરાઉ(કચ્છ)માં એમણે ઉપાધ્યાયની પદવી મેળવી અને ૧૯૬૦-૬૧ માં ત્યાં આર્યરક્ષિત જૈન તત્ત્વજ્ઞાન વિદ્યાપીઠની સ્થાપના કરી.[૬૬] ખંભાતના જૈન ઇતિહાસમાં વીસમી સદીના આચાર્યોમાં શ્રીમદ્ વિજયનેમિ-સૂરિ( ઈ. સ. ૧૮૭૨-૧૯૪૯ )નું નામ પ્રસિદ્ધ છે. એમના ઉપદેશથી જિન-શાસનપ્રભાવનાં ઘણાં કામ ખંભાતમાં થયાં. એ રીતે શતાવધાની મુનિશ્રી પૂનમચંદ્રજી (ઈ. સ. ૧૯૪૨) પણ પ્રસિદ્ધ હતા.[૬૭]

જંબુવિજય મહારાજ દર્શનશાસ્ત્રના પ્રખર અભ્યાસી છે. 'દ્વાદશારનયચક્ર'ની ટીકાની હસ્તપ્રતમાંથી મૂળ પાઠ શોધી મૂળ ગ્રંથનું સંશોધન કરવાનું ભગીરથ કાર્ય તેઓશ્રીની નિશ્રામાં ચાલે છે. આ ઉપરાંત એઓ જૈન સાહિત્ય વિકાસ મંડળ-મુંબઈના ગ્રંથોનું સંપાદન કરે છે. પુણ્યવિજયજીનું અધૂરું કાર્ય એમને સોંપવામાં આવ્યું છે. આમ જૈન દર્શનક્ષેત્રે એમનું પ્રદાન મૂલ્યવાન છે

જગરાવાં(પંજાબ)માં જન્મેલા કૈલાસસાગરસૂરિ(ઈ. સ. ૧૯૧૩-૧૯૮૫) ના ચારિત્ર્યનો પ્રભાવ ગુજરાતના જૈન સમાજમાં ઘણો છે. એમણે કીર્તિસાગરસૂરી-

શ્વરજીના શિષ્ય જિતેંદ્રસાગરજી પાસે દીક્ષા લીધી અને સને ૧૯૩૮ માં અમદાવાદમાં કીર્તિસાગરસૂરીશ્વર પાસે પુનઃ દીક્ષા ગ્રહણ કરી સને ૧૯૮૩ માં મહુડીમાં 'ગચ્છાધિપતિ' બન્યા. તેઓ શિલ્પશાસ્ત્રના જ્ઞાતા મહાન તીર્થોપદેશક, નિઃસ્પૃહી સાધક અને જિનશાસનના મોટા પ્રભાવક હતા.[૬૮] એમણે ઘણાં મંદિરોની પ્રતિષ્ઠા કરાવી.

યુગદર્શી આચાર્ય વિજયવલ્લભસૂરિની પ્રેરણાથી અને શ્રીસંઘના પુરુષાર્થથી મુંબઈમાં ૧૯૧૫ માં મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના થઈ, જ્યાં જૈન ધર્મ અને દર્શનના શિક્ષણ તેમજ સંસ્કાર સાથે ઉચ્ચ શિક્ષણની જોગવાઈ કરવામાં આવી. અમદાવાદમાં ૧૯૪૬ થી આ વિદ્યાલયની શાખાઓની સ્થાપનાની શુભ શરૂઆત થઈ અને શ્રીસંઘના સક્રિય સહકારથી અમદાવાદ ઉપરાંત વડોદરા(૧૯૫૪) અને વલ્લભવિદ્યાનગર(૧૯૭૪)ની શાખાઓ અસ્તિત્વમાં આવી.[૬૯]

સુરતમાં ઈ. સ. ૧૯૪૩ માં સ્થાપેલી શ્રી દેસાઈ પોળ જૈન પેઢીએ પણ વિવિધ ધાર્મિક અને સામાજિક પ્રવૃત્તિઓ કરી.[૭૦]

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અમદાવાદ (સ્થા. સને ૧૮૮૦) એ અખિલ ભારતીય જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક શ્રી સંઘની પ્રતિનિધિ સંસ્થા છે. આ પેઢી જૈન તીર્થોનો વહીવટ કરવો, જીર્ણ દેરાસર સમરાવવાં, ધર્મશાળાઓ બંધાવવી, પવિત્ર તીર્થસ્થાનો જિનમંદિરો તથા જિનબિંબોની સાચવણી કરવી વગેરે અનેક પ્રવૃત્તિઓ કરે છે. આ પેઢીને પાલીતાણા રાજ્ય સાથે કરેલ રખોપાના કરાર બાબતે ૧૯૨૬ માં વિવાદ થયો, પરિણામે ૧૯૨૬ ની ૭ મી એપ્રિલથી યાત્રાનો સદંતર બહિષ્કાર પોકારવામાં આવેલો. છેવટે લૉર્ડ ઈર્વિનની દરમ્યાનગીરીથી વાર્ષિક સાઠ હજારનો પાંત્રીસ વર્ષની મુદતનો રખોપા કરાર ૧૯૨૮ ની ૨૬ મે ના રોજ થતાં શત્રુંજયયાત્રા ફરી શરૂ થઈ. જૈન પરંપરામાં આ અભૂતપૂર્વ બનાવ હતો.[૭૧]

સને ૧૯૩૪ માં શ્વેતાંબર સંઘનું મુનિ–સંમેલન અમદાવાદમાં મળ્યું હતું, જેમાં સાતસો જેટલા સાધુ એકત્ર થયા હતા અને એમણે પટ્ટક બહાર પાડયો હતો.[૭૨]

સુરતમાં ઈ. સ. ૧૯૪૮ માં આચાર્ય આનંદસાગરસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી શ્રી વર્ધમાન તામ્રપત્રાગમ મંદિર બંધાયું. એની દીવાલો પર તાંબાનાં પતરાં પર ૪૫ આગમ કોતરાવી જડેલા છે. ભોંયરામાં આગમપુરુષની સુંદર આકૃતિ છે.[૭૩]

આ કાલ દરમ્યાન જૈન તીર્થોના અનેક નાનામોટા યાત્રાસંઘ પણ નીકળતા.

## ૩. ઇસ્લામ

આ કાલ દરમ્યાન ૧૯૫૧ ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાતમાં મુસ્લિમોની સંખ્યા ૧૪,૫૧,૧૦૭ ની હતી, જે વધીને ૧૯૬૧ માં ૧૭ ૪૫,૧૦૩ ની થઈ. ૧૯૫૧ થી ૧૯૬૧ દરમ્યાન વસ્તીમાં ૨૦.૨૬ ટકાનો વધારો થયો.[૭૪]

આ કાલખંડ દરમ્યાન ગુજરાતના મુસલમાનોમાં શિયા અને સુન્ની એ બે પંથના અનુયાયીઓની સંખ્યા વિશેષ જોવા મળે છે. શિયા પંથના વહોરાઓની સહુથી મોટી કોમ દાઉદી વહોરાઓની છે. સુરત ઉત્તર–ગુજરાત અને સૌરાષ્ટ્રમાં એમની વસ્તી જોવામાં આવે છે. સુરતના દાઉદી વહોરાઓ ધર્મપાલનમાં ઉત્તર ગુજરાતના વહોરાઓ કરતાં ઓછા આગ્રહી છે.

દાઉદી વહોરાઓના વડા મુલ્લાંજી સાહેબની ગાદી ૧૮ મી સદીના અંતમાં સુરતમાં સ્થપાઈ. ઈ. સ. ૧૯૦૯ માં બદરુદ્દીન નામે મુલ્લાં ગાદી પર હતા ૧૯૧૭ માં સયફુદ્દીન નામે વડા મુલ્લાંજી ગાદી પર આવ્યા. સુરત ઉપરાંત વાડાસિનોર વડોદરા ખંભાત દાહોદ ગોધરા લુણાવાડા પાટણ સિદ્ધપુર વીસનગર ભાવનગર માંડવી વગેરે સ્થળોએ એમના નાયબ મુલ્લાંજીઓ રહે છે. પ્રત્યેક ક્ષેત્રમાં વડા મુલ્લાંજી સાહેબનો નિર્ણય છેવટનો હોય છે. મુલ્લાંની ફરજ બજાવતા જુવાનને સુરતની મદરેસા(સ્થા. ઈ. સ ૧૮૦૯)માં ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે.[૭૫]

આ સમય દરમ્યાન ગુજરાતમાં શિયા પંથના ઇસ્લામી સંપ્રદાયના ખોજા અમદાવાદ વડોદરા સુરત કચ્છ અને સૌરાષ્ટ્રમાં મુખ્યત્વે ભાવનગર ધોરાજી જામનગર ઉપલેટા વગેરે સ્થળોએ વસતા.[૭૬] ખોજાઓનું મુખપત્ર 'ધી ઇસ્માઇલી' અને માસિક "આયના" નીકળે છે. નામદાર આગાખાન ઇસ્લામના પેગંબરની સીધી ઓલાદમાં હોવાનો દાવો કરે છે.[૭૭] ખોજાઓમાં એક પેટા વર્ગ સુન્ની ખોજાઓનો છે.

સુન્ની વહોરાઓનો વર્ગ શિયા વહોરાઓ કરતાં મોટો છે. ૧૯૩૧ ની વસ્તીગણતરી પ્રમાણે એકલા ભરૂચ જિલ્લામાં એમની વસ્તી ૪૨,૪૨૭ની હતી. ૧૯૬૧ માં એ વધીને ૭૦,૭૦૦ ની થઈ. ઓલપાડ જિ. સુરત) માંડવી ખેડા મહેમદાવાદ ઉમરેઠ આણંદ સોજિત્રા વસો પેટલાદ પંચમહાલ અને અમદાવાદ જિલ્લામાં મળી એમની વસ્તી ૧૯૩૧ ની વસ્તીગણતરી પ્રમાણે ૭૦,૭૨૯ ની હતી, જે ૧૯૬૧ માં વધીને ૧,૧૭,૮૮૪ ની થઈ. સૌરાષ્ટ્ર અને કચ્છની મળી કુલ વસ્તી લગભગ બે લાખની છે[૭૮]

તારાપુરના એક સુન્ની વહોરા ગુલામ નબી ચરોતરમાં સુન્ની વહોરાઓના

પહેલા મૌલવી હતા. એમણે સને ૧૯૨૪–૨૫ માં આણંદમાં એક મદરેસા ખોલી, સાથે યતીમખાનું(છાત્રાલય) અને મસ્જિદ પણ બાંધ્યાં.[૭૯] ૧૯૨૫ માં આણંદમાં અંજુમન–એ–ઇસ્લામની પહેલી કૉન્ફરન્સ ભરાઈ. કરીમ મહમ્મદ માસ્તરે ૧૯૨૬ માં વહોરાઓની એક નવી અંજુમન 'સુન્ની વહોરા અંજુમન'ના નામથી શરૂ કરી, ૧૯૨૮ સુધી ચલાવી. ૧૯૨૫ ૨૬ માં 'વહોરા ઉદય' નામે માસિક પેટલાદના એક સુલેમાને શરૂ કર્યું. ૧૯૩૩ માં 'ચરોતર સુન્ની વહોરા યંગ મેન્સ ઍસોસિયેશન' શરૂ થયું.[૮૦]

સને ૧૯૩૪ માં અમદાવાદમાં સુન્ની મુસ્લિમ વક્ફ કમિટીની સ્થાપના થઈ. આ કમિટી અમદાવાદની લગભગ ૨૭ જેટલી મસ્જિદો અને રોજાઓ તથા સુલતાન એહમદ યતીમખાના અને ઝનાના યતીમખાન બૉર્ડિંગ હાઉસનો વહીવટ કરે છે. ઈદ જેવા ધાર્મિક તહેવારના દિવસોએ મુસ્લિમ કેદીઓની બંદગી માટે મૌલવીને મોકલવાની, નિરાધારની કફન–દફન ક્રિયા કરવાની, ધાર્મિક પુસ્તકો આપવાની અને બાદશાહના હજીરામાંના લંગરખાના(સદાવ્રત)ની વ્યવસ્થા કરવાની પ્રવૃત્તિઓ કરે છે

આ કાલ દરમ્યાન ગુજરાતમાં મોમનાઓની સંખ્યા પણ ઠીક ઠીક છે. ઇસ્માઇલી સૈયદોના ખાનદાનમાં પીરોએ ઈ. સ. ૧૯૪૯ માં હિંદુઓની ઘણી જાતિઓમાંથી મોમનાઓને ઇસ્લામમાં લાવી શિયા પંથમાં દાખલ કર્યા. મોમનાઓ એમના મુખ્ય પીરજાદાઓના નામ પરથી મશાયખશાહી નૂરશાહી અને મહમૂદશાહી કહેવાય છે.[૮૧] કેટલાક મોમના સુન્ની ધર્મ પણ પાળે છે. કચ્છના મોમના શિયા છે. પરંતુ એમની રહેણીકરણી હિંદુઓ જેવી છે. તેઓ મસ્જિદોને બદલે 'ખાના'(જમાતખાના)માં માને છે.

## ૪. પારસી ધર્મ

૧૯૫૧ ની વસ્તી ગણતરી પ્રમાણે ગુજરાતમાં પારસીઓની વસ્તી ૨૦,૩૪૬ ની હતી, જ્યારે ૧૯૬૧ ની વસ્તીગણતરી પ્રમાણે ૧૭,૭૧૪ ની થઈ. આમ ૧૯૫૧ થી ૧૯૬૧ દરમ્યાન એમની વસ્તીમાં ઘટાડો થયો.[૮૨]

આ કાલખંડ દરમ્યાન નામાંકિત પારસી સદ્‌ગૃહસ્થોના દાનથી ગુજરાતમાં જુદાં જુદાં સ્થળોએ અગિયારીઓની રચના કરવામાં આવી છે. અમદાવાદમાં બંધાયેલી બે અગિયારીઓ પૈકીની એક ઈ. સ. ૧૮૮૪ માં આતશ દાદગાહના સ્વરૂપમાં બંધાઈ હતી. એમાં સર નવરોજી પેસ્તનજી વકીલની દીકરીઓએ રૂ. ૧૨.૦૦૦ ના ખર્ચે સુધારાવધારા કરી આદરાન સાહેબ પરઠાવી એ આતશ અગિયારીને આતશ આદરિયાનનું સ્વરૂપ આપ્યું.[૮૩] બીજી આતશ આદરિયાન

પ્રકારની અગિયારી કાંકરિયા વિસ્તારમાં ઈ. સ. ૧૯૨૫ માં બંધાઈ હતી.[૮૪] નવસારી અને સુરત જેવાં શહેરોમાં આતશ બહેરામ પ્રકારની અગિયારીઓ જોવા મળે છે. ખંભાતમાં પણ પારસીઓનાં કેટલાંક કુટુંબ વસે છે. ખંભાતની પારસી અગિયારી ઈ. સ. ૧૮૮૪ માં બંધાઈ હતી.[૮૫]

આ સમયે કેટલાંક દખમાં બંધાયાં. અમદાવાદમાં પારસીઓનું સહુ પ્રથમ દખમુ સને ૧૮૪૩ માં ખુલ્લું મૂકવામાં આવ્યું. ૧૮૫૦ માં બીજું દખમું બંધાયું.[૮૬] ત્યાર બાદ નવું દખમું ૧૯૨૧ માં ખુલ્લું મૂકવામાં આવ્યું.[૮૭] ખંભાતમાં ત્રણ દખમાં હોવાનું જણાય છે, જેમાંનાં બેની વિગતો ઉપલબ્ધ નથી. ત્રીજું દખમું ઈ. સ. ૧૮૩૩ માં શેઠ પેશતનજી ખરસેદજી મોદીએ બંધાવેલું.[૮૮]

## ૫. શીખ ધર્મ

૧૯૫૧ ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાતમાં શીખોની વસ્તી ૭,૦૨૭ ની હતી, જે વધીને ૧૯૬૧ ની વસ્તીગણતરી ૯,૬૪૬ ની થઈ.[૮૯]

ગુરુ નાનકના સમયથી ગુજરાતમાં શીખ ધર્મ પ્રસાર પામેલો. 'જન્મસાખી'-ઓની શીખપરંપરા અનુસાર ગુરુ નાનક ગુજરાતના પ્રવાસે આવેલા અને નર્મદા–કિનારે ભરૂચ ખાતે એમણે વિશ્રામ કર્યો હતો. એમની યાદમાં ત્યાં ઉદાસી સંપ્રદાયે પ્રાચીન ગુરુદ્વારા અને ધર્મશાખા સ્થાપેલ છે. બાબા ફતેહસિંહ દ્વારા ઉપર્યુક્ત ગુરુદ્વારાના વિસ્તરણનું કામ હાથ ધરાયું હતું. આ ઉપરાંત વડોદરામાં ખંડેરાવ માર્કેટ પાસે ગુરુનાનકવાડી ગુરુદ્વારા તેમ અંજાર જૂનાગઢ દ્વારકા પાલીતાણા વગેરે સ્થળોએ એમનાં ઐતિહાસિક ગુરુદ્વારા છે.[૯૦] અમદાવાદમાં દૂધેશ્વર રોડ ઉપર આવેલા ગુરુદ્વારા–ગુરુસીંઘ સભાની સ્થાપના સને ૧૯૪૧ માં થઈ હતી. મણિનગર ખાતે ૧૯૫૦ ના અરસામાં ગુરુદ્વારા–ગુરુનાનક દરબારની સ્થાપના થયેલી છે.[૯૧]

## ૬. બૌદ્ધ ધર્મ

ડૉ. આંબેડકરની બૌદ્ધધર્મપરિવર્તનની ચળવળમા બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો તેવા લોકોની સંખ્યા ૧૯૫૧ ની વસ્તીગણતરી પ્રમાણ ૧૯૮ ની હતી, જે વધીને ૧૯૬૧ ના વસ્તીગણતરી પ્રમાણે ૩,૧૮૫ ની થઈ.[૯૨]

ગુજરાતમાં આ કાલના અંતિમ ચરણ દરમ્યાન ડૉ. બાબાસાહેબ આંબેડકર-પ્રેરિત સામૂહિક ધર્મપરિવર્તનની ચળવળમાં કેટલાક દલિત વર્ગોના લોકોએ હિંદુ-

ધર્મનો ત્યાગ કરી બૌદ્ધ ધર્મ અપનાવ્યો. ભદન્ત મહાસ્થવિર સંઘરક્ષિત નામના અંગ્રેજ બૌદ્ધ ભિખ્ખુ ૧૯૪૪ માં ભારત આવ્યા. એમણે ૨૦ વર્ષ સુધી બંગાળના કાલીપોંગમાં ધર્મના અભ્યાસ સાધના અને ધર્મપ્રચાર કર્યા. બાબાસાહેબ ધર્મપ્રવૃત્તિને વેગ આપવા મહારાષ્ટ્ર ગુજરાત અને દેશના અન્ય ભાગોમાં ફર્યા. ૧૯૫૮ માં અમદાવાદમાં સૌ-પ્રથમ એમના હાથે બકુલ વકીલ, અમૃતલાલ ગૌતમ, મોહનલાલ સોલંકી વગેરેએ દીક્ષા લીધી. એ સમયે થાઇલૅન્ડના ભિખ્ખુ વિવેકાનંદ અને અંગ્રેજ ભિખ્ખુ ખાંતિપાલો હાજર હતા.[૯૩] એ અરસામાં ભારતમાં પ્રવર્તમાન 'ત્રૈલોક્ય બૌદ્ધ મહાસંઘ' નામના બૌદ્ધ સંઘની શાખારૂપ 'ગુજરાત બુદ્ધિસ્ટ સોસાયટી'ની સ્થાપના થઈ. એના સંસ્થાપક પ્રમુખ શ્રી વસંત ગણેશ ભોળે હતા.[૯૪]

## ૭. યહૂદી ધર્મ

૧૯૬૧ ની વસ્તીગણતરી પ્રમાણે ગુજરાતમાં યહૂદીઓની વસ્તી ૫૧૫ ની હતી.[૯૫]

ગુજરાત સાથે યહૂદીઓનો સંબંધ છેક મુઘલકાલમાં શરૂ થયો જણાય છે. એ સમયના કેટલાક આરંભિક યહૂદી વેપારીઓની કબરો અદ્યપર્યંત સુરક્ષિત છે. મહારાષ્ટ્રમાં વસેલાં યહૂદીઓની બેને – ઇઝરાયેલ કોમના માણસો ગુજરાતમાં લગભગ ૧૯ મી સદીમાં આવેલા. તેઓની વસ્તી અમદાવાદ વડોદરા સુરત ડીસા રાજકોટ વઢવાણ ભૂજ વગેરે સ્થળોએ સ્થપાઈ. વડોદરામાં શહેરની બહારના કેન્ટનમેન્ટ વિસ્તારમાં બેને–ઇઝરાયેલ કોમનું કબરસ્તાન આવેલું છે, જેનો વહીવટ સને ૧૯૩૧ સુધી ત્યાંના બ્રિટિશ રેસિડેન્ટ કરતા. અમદાવાદ સુરત ડીસા રાજકોટ વઢવાણ ભૂજ જેવાં સ્થળોએ એમનાં કબરસ્તાન છે.

અમદાવાદમાં આવેલા યહૂદીઓના 'માગેન અબ્રાહામ' સિનગૉગનું ઉદ્‌ઘાટન ૧૯૩૪ માં થયું. એ.ાંના ત્રિભાષી તકતી–લેખમાં જણ.વ્યા અનુસાર સને ૧૯૩૩ માં ડૉ. શ્રીમતી આબિગાયેલ બાઈ બેન્જામીન આયઝેક ભોનકરના હસ્તે સિનગૉગની કોણશિલાની સ્થાપના થઈ. ૧૯૩૪ માં મુંબઈ ઇલાકાના ગવર્નર લૉર્ડ બ્રેબોર્ન અમદાવાદ આવ્યા ત્યારે એમણે આ પ્રાર્થનાલયની મુલાકાત લીધી. આ પ્રાર્થના-મંદિરને જે વ્યક્તિનું નામ આપવામાં આવ્યું છે તે ડૉ. અબ્રાહામ સોલોમન એરૂલકર(ઈ. સ. ૧૮૨૨-૧૮૮૭) અમદાવાદમાં વસેલા યહૂદીઓમાં અગ્રિમ સ્થાન ધરાવતા. તેઓએ યહૂદી સમાજમાં સક્રિય સેવા બજાવેલી અને અમદાવાદમાં પોતાના મકાનમાં પહેલું પ્રાર્થનાલય શરૂ કરેલું અને પ્રાર્થનાલયનું અલગ મકાન બાંધવાની મુરાદ સેવેલી. ડૉ. અબ્રાહામ એરૂલકર, ડૉ. જૉસેફ બામનોલકર, સેમ્યુઅલ

હાઈમ આગરવાકર, એલાયજા ફિલ્લેકર અને ડૉ. જોસેફ સેલોમન દાંડેકર જેવા ઉત્સાહી અગ્રણી યહૂદીઓએ યહૂદીઓના ઉત્થાન અને એમની ધાર્મિક તેમજ સામાજિક પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લીધો.[૯૬]

અમદાવાદમાં દૂધેશ્વર રોડ પર ઍડવાન્સ મિલની પાછળના ભાગમાં યહૂદીઓનું કબરસ્તાન આવેલું છે. એમાં હાલ લગભગ ૪૦૦ જેટલી કબર છે. કેટલીક કબરો આરસના પથ્થરમાંથી બનાવેલ છે. જ્યારે મોટા ભાગની સાદા પથ્થરોની છે. આ કબરોના આકાર જુદા જુદા છે. એના પર પ્રાયઃ વ્યક્તિના જન્મનું વર્ષ કે પૂરી જન્મતારીખ મૃત્યુદિન ઉંમર અને હોદ્દો હિબ્રૂ અંગ્રેજી અને મરાઠી ભાષામાં જણાવાયાં છે. કબર પર સૌથી ઊંચે મનોરા અથવા સાયન(Sion)નું ધાર્મિક પ્રતીક કોતરેલું હોય છે. કબરો પરનું વહેલામાં વહેલું વર્ષ ઈ. સ. ૧૮૮૭નું મળે છે. શ્રીમતી આબિગાયેલ બાઈ ભોનકરની કબર પર ઈ. સ. ૧૯૪૫નું વર્ષ મળે છે.[૯૭]

ગુજરાતમાં ૧૯૪૮માં યહૂદીઓની સંખ્યા ૮૦૦ જેટલી હતી. ક્રમશઃ ઘણા યહૂદીઓ નવોદિત ઇઝરાયેલ દેશમાં જઈ વસતાં એ સંખ્યા ઘણી ઘટી ગઈ છે.[૯૮]

## ૮. બહાઈ ધર્મ

ઈરાનમાં ઈ.સ. ૧૮૬૪માં 'બાબ'ના નામથી ઓળખાતા મીરઝા અલી મુહમ્મદે એક નવો ધર્મ પ્રચલિત કર્યો. જે ઈ.સ. ૧૮૬૩ના અરસામાં એમના અનુગામી બહાઉલ્લાહના નામ પરથી 'બહાઈ ધર્મ' તરીકે પ્રચલિત થયો. બહાઉલ્લાહે સ્થાપેલા આ નવા ધર્મને ફેલાવવાનું કાર્ય એમના પુત્ર અબ્દુલ બહાએ કર્યું.[૯૯]

ગુજરાતમાં આ ધર્મનો પ્રસાર આ કાલ દરમ્યાન થયો હોવાનું જણાય છે. ૧૯૧૪માં નારાયણરાવ રંગનાથ શેઠજી વકીલ આ ધર્મ પ્રત્યે આકર્ષાયા અને સુરતમાં સૌ-પ્રથમ બહાઈ ધર્મનો સંદેશ ફેલાવ્યો. એમના અવસાન બાદ એમના કુટુંબના સભ્યોએ બહાઈ ધર્મના પ્રસારનું કાર્ય આગળ ધપાવ્યું. સુરતમાં આધ્યાત્મિક સભાની સ્થાપના કરી. બહાઈ ધર્મમાં દરેક જાતના લોક કુટુંબ સમાન ગણાય છે. આ ધર્મના લોક જગતનાં એક જ ધર્મ અને એક ઈશ્વરમાં માને છે. બહાઉલ્લાહને તેઓ પોતાના ઈશ્વર માને છે. એમના કાર્યમાં પૂનાના બહેમન બેહી અને એમના કુટુંબે તેમ જ મુંબઈના શ્રી કે. જે. હકીમિયાને અને શ્રી ઝાવરે સહાય કરી. વડોદરામાં સને ૧૯૪૪માં બહાઈઓની આધ્યાત્મિક સભાની સ્થાપના

થઈ. અમદાવાદમાં ૧૯૪૦–૪૧ ના અરસામાં શ્રીમતી શિરીન ફોઝદારે ધર્મપ્રસાર અને પછાત વર્ગમાં સમાજસેવાનું કામ કર્યું. સને ૧૯૫૩-૫૪ માં દીવ–દમણમાં બહાઈઓના અગ્રેસરો ગયા અને ધર્મપ્રસારની પ્રવૃત્તિ કરી. ભરૂચમાં ઈરાની બહાઈ શ્રી ઈઝદિયારે ધર્મસંદેશ ફેલાવ્યો. અમદાવાદમાં પણ બહાઈ ધર્મનું એક કેંદ્ર (બહાઈ સેન્ટર) થયું, જે શાહપુર વિસ્તારમાં આવેલું છે.[૧૦૦]

## ૯. ખ્રિસ્તી ધર્મ

યુરોપના દેશોમાંથી ભારતમાં ખ્રિસ્તી ધર્મના પ્રસાર માટે આવતા ખ્રિસ્તી મિશનરીઓનાં સંદર્ભમાં એક મહત્ત્વની ઘટના બની. ૧૯૧૪ માં પ્રથમ વિશ્વયુદ્ધ શરૂ થતાં જર્મનીમાંથી ભારત આવતા ખ્રિસ્તી મિશનરીઓ પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો, કારણ કે આ વિશ્વયુદ્ધમાં બ્રિટન અને જર્મની સામસામે પક્ષે હતાં. આ પછી ૧૯૨૧ માં સ્પેનમાંથી ખ્રિસ્તી મિશનરીઓ ભારત આવવા લાગ્યા. આ હકીકત ગુજરાતને પણ લાગુ પડી હતી.[૧૦૧]

૧૯૩૪ ની સાલ ગુજરાતના રોમન કૅથોલિક સંપ્રદાયના ઇતિહાસમાં યાદગાર બની રહેશે. આ સાલમાં મુંબઈના ધર્મપ્રાંત(Bombay Mission)માંથી અલગ પડીને અમદાવાદનો નવો ધર્મપ્રાંત અસ્તિત્વમાં આવ્યો.[૧૦૨] મહીકાંઠાની નીચેનો પ્રદેશ મુંબઈના ધર્મપ્રાંત સાથે જોડાયેલો રહ્યો આમ અત્યાર સુધી ગુજરાતનો સમાવેશ મુંબઈના ધર્મપ્રાંતમાં થતો હતો એને બદલે ગુજરાતના કેટલાક ભાગને સ્વતંત્ર ધર્મપ્રાંત તરીકેનો દરજ્જો પ્રાપ્ત થયો. ફાધર વિલાલોન્ગાની આ નવા ધર્મપ્રાંતના રેગ્યુલર સુપીરિયર( Regular Superior ) તરીકે નિમણૂક થઈ. એઓ આ ધર્મપ્રાંતના પિતા ગણાય છે. ૧૯૪૯ માં અમદાવાદના પ્રથમ બિશપ તરીકે એડવિન પિન્ટો એસ. જે. ની નિમણૂક થઈ. ગુજરાતને પ્રથમ જ બિશપ મળ્યા. ૩૧ મે. ૧૯૪૮ ના રોજ એમણે આ જવાબદારી સ્વીકારી. અમદાવાદના ધર્મપ્રાંતમાં આણંદ વડતાલ કરમસદ નડિયાદ આમોદ બોચાસણ ખંભોળજ મહેમદાવાદ કઠલાલ ઉમરેઠ આંકલાવ ઠાસરા પેટલાદ ખંભાત અમદાવાદ વગેરે કેંદ્ર હતાં.

પ્રસ્તુત કાલ દરમ્યાન ગુજરાતમાં રોમન કૅથોલિક સાધુ–સાધ્વીઓની જુદી જુદી મંડળીઓ કામ કરતી હતી. જૈન ધર્મમાં જેમ સાધુઓના જુદા જુદા ગચ્છ હોય છે તેમ અહીં પણ સાધુ-સાધ્વીઓની જુદી જુદી મંડળીઓ હોય છે. મોટા ભાગની આ મંડળીઓનો ઉદ્ભવ વિદેશની ભૂમિ પર થયો હતો. એક નોંધપાત્ર બાબત એ છે કે આ સમય દરમ્યાન ગુજરાતની ભૂમિ પર ખ્રિસ્તી સાધ્વીઓની

'ધ લિટલ ડૉટર્સ ઑફ સેન્ટ ફ્રાન્સિસ ઝેવિયર' (સેન્ટ ફ્રાન્સિસ ઝેવિયરની નાની દીકરીઓ) નામની એક નવી જ મંડળી ૧૯૩૫ માં આણંદ ખાતે જેસ્યૂઇટ મંડળીના સાધુઓના પ્રયત્નથી અસ્તિત્વમાં આવી.[૧૦૩] આ મંડળીમાં જોડાનાર પ્રથમ ગુજરાતી સાધ્વી સિસ્ટર મારિયા ઝાવિયર હતાં. એઓ ૧–૫–૧૯૩૫ના રોજ મંડળીમાં જોડાયાં અને ૩૧–૭–૧૯૩૬ ના રોજ એમને દીક્ષા આપવામાં આવી.[૧૦૪] ત્યાર બાદ આ મંડળી ઉત્તરોત્તર પ્રગતિ કરતી રહી છે. ગુજરાતની અનેક સ્ત્રીઓએ આ મંડળીમાં રહીને દીક્ષા ગ્રહણ કરી છે. ગુજરાતના પ્રથમ કૅથોલિક સાધુ થવાનો યશ બાસીલ પરમારને જાય છે. એઓ ૧૯૩૮ માં જેસ્યૂઇટ મંડળીમાં તાલીમ માટે જોડાયા હતા અને ૧૯૫૧ માં એમને દીક્ષા આપવામાં આવી હતી.[૧૦૫]

જેસ્યૂઇટ મંડળીના સાધુઓએ ૧૯૪૯ થી હિંદુઓમાં, ખાસ કરીને ક્ષત્રિયોમાં, ધર્મપ્રચાર કરવાનું નક્કી કર્યું. એ પછી આદિવાસીઓમાં એમણે ધર્મપ્રચારની પ્રવૃત્તિ શરૂ કરી હતી.

પ્રૉટેસ્ટન્ટ સંપ્રદાયે પણ આ સમય દરમ્યાન પોતાની ધર્મપ્રચારની પ્રવૃત્તિ ચાલુ રાખી હતી. જલાલપુરમાં ૧૯૧૯ માં બે કોળીઓએ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો. ૧૯૨૪ માં રેવ. બી. એમ. માઉએ મુસલમાનોમાં ખ્રિસ્તી ધર્મના પ્રચારનું કામ કરવાનો પ્રયત્ન કર્યો. મુસલમાનમાંથી ખ્રિસ્તી થયેલા જૉન અબ્બાસની થોડો વખત મદદ લેવામાં આવી, પરંતુ કાયમી કામદારના અભાવે સંતોષકારક પરિણામ આવ્યું નહિ.[૧૦૬] આ કાલનું ઉલ્લેખનીય ધર્મપરિવર્તન રાજકોટના જૈન મણિલાલ પારેખના ધર્મપરિવર્તનને ગણાવી શકાય. ૧૯૧૮ માં એમણે ઍન્ગ્લિકન ચર્ચમાં ખ્રિસ્તીધર્મ અંગીકાર કર્યો હતો.[૧૦૭] ૧૯૨૮ સુધીમાં પંચમહાલમાં જુદી જુદી ૭ મંડળી હતી, જેવી કે દાહોદ ઝાલોદ સંતરામપુર ગરબાડા લુણાવાડા. અને મોરવા આ ૭ મંડળીઓના ખ્રિસ્તીઓની કુલ સંખ્યા ૧૨૧૫ હતી. ૧૯૧૩ થી ૧૯૪૦ સુધીના જે સુવાર્તિકો અને પાળકો થયા તેમણે અમદાવાદની સ્ટીવન્સન મેમોરિયલ ડિવિનિટી કૉલેજમાં શિક્ષણ લીધું હતું. ૧૯૪૨ માં વડોદરામાં પણ ગુજરાત સંયુક્ત ઈશ્વરવિદ્યા પાઠશાળા (The United Theological College) શરૂ કરવામાં આવી. આઈ. પી. મિશન, મેથોડિસ્ટ મિશન અને બ્રધર્ન મિશન એ ત્રણે મિશનોની ઈશ્વરવિદ્યા કૉલેજોએ આ સંયુક્ત કૉલેજોમાં સહાય કરી હતી.[૧૦૮] ૧૯૫૫ માં ગુજરાત ચર્ચ કાઉન્સિલે અંજારનું કેંદ્ર બંધ કરી ગાંધીધામમાં નવું કેંદ્ર શરૂ કર્યું. ૧૯૫૯ માં રેવ. આર. જી. ભણાતને આર્ચડિકનની પદવી આપવામાં આવી.[૧૦૯] આ પ્રકારની પદવી મેળવનાર તેઓ પ્રથમ ગુજરાતી હતા.

આમ ૧૯૧૪ થી ૧૯૬૦ સુધીના કાલ દરમ્યાન ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મની બે શાખાઓ-રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટનો કેટલોક પ્રચાર થયો હતો. ૧૯૬૧ ના વસ્તીગણતરીન હેવાલ મુજબ ગુજરાતમાં ખ્રિસ્તીઓની કુલ વસ્તી ૪૧,૬૯૨ હતી.

## ૧૦. નવી વિચારસરણીઓ અને તેઓનો પ્રભાવ

ઓગણીસમી સદીમાં પાશ્ચાત્ય શિક્ષણ અને સભ્યતાના પ્રભાવથી ગુજરાતમાં જે નવજાગૃતિ આવી હતી તેના પરિણામે સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે જે નવી વિચારસરણીઓનો ઉદ્ભવ થયો હતો તેની અસર વીસમી સદીમાં ચાલુ રહી હતી. આ નવી વિચારસરણીઓના કારણે ધર્મક્ષેત્રે જે ક્રાંતિકારી પરિવર્તન આવ્યું તેની ગુજરાતના સાંસ્કૃતિક જીવન પર નોંધપાત્ર અસર થઈ છે. નોંધપાત્ર બાબત એ છે કે આ સમયગાળામાં શિક્ષણ અને ધર્મ સમાજસુધારણાનું વાહન બને છે. પાશ્ચાત્ય શિક્ષણ અને સભ્યતાના પરિચયને કારણે આપણામાં ધર્મ વિશેનો અભિગમ બદલાઈ ગયો, ધર્મ વિશેના રૂઢ અને સંકુચિત ખ્યાલો દૂર થયા અને એ અંગે વિચારણા કરવા માટે આપણામાં ઐતિહાસિક દૃષ્ટિનો વિકાસ થયો. આ સમયગાળામાં થઈ ગયેલા કવિઓ શિક્ષકો અને સમાજસુધારકોએ સુધારાનો સૂર ધીમે ધીમે સંભળાવીને ધાર્મિક વહેમ અંધશ્રદ્ધા મૂર્તિપૂજા તેમજ કર્મકાંડમાં ડૂબેલી ગુજરાતની પ્રજામાં નવું ચૈતન્ય પ્રગટાવ્યું. આ ઉપરાંત યુરોપીય મિશનરીઓની તેમજ સરકારી નિશાળો, ઉચ્ચ શિક્ષણ આપતી કોલેજો અને યુનિવર્સિટીઓ. છાપખાનાં અને વર્તમાનપત્રો તેમ સામયિકો, વ્યવસાયી અને અવેતન રંગભૂમિ, ધર્મ, શિક્ષણ અને સાહિત્યના વિકાસ માટે સ્થાપવામાં આવેલી સંસ્થાઓ ઇત્યાદિને કારણે ગુજરાતમાં આ સમયગાળામાં સાંસ્કૃતિક ઉત્થાનના શ્રીગણેશ મંડાયા, ગુજરાતના સમજુ અને શિક્ષણ વર્ગમાં પરંપરાગત ધર્મ-સંપ્રદાયોના મૂલ્યાંકનમાં ઐતિહાસિક અને વૈજ્ઞાનિક અભિગમ આવ્યો. પરિણામે ધાર્મિક આચાર-વિચારમાં પરિવર્તન આવ્યું. બુદ્ધિવાદની સરાણ ઉપર ધર્મ-સંપ્રદાયોની કસોટી થવા લાગી. આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ અને દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાએ ધર્મનું વિશ્લેષણ બુદ્ધિની ભૂમિકાએ કર્યું.

આ સમયગાળામાં ૧૯૧૫ માં આફ્રિકાથી ગાંધીજીનું ભારતમાં આગમન એ ભારતના અને ગુજરાતના ઇતિહાસની એક મહત્ત્વની ઘટના છે. વીસમી સદીના ભારત કે ગુજરાત પર જ નહિ, પરંતુ સમગ્ર જગત પર ગાંધી-વિચારસરણીનો પ્રભાવ પડ્યો. 'અસ્પૃશ્યતાનિવારણ' અને 'હરિજન-ઉદ્ધાર'ના કાર્ય દ્વારા

ગાંધીજીએ હિંદુધર્મના રૂઢ આચારોમાં ક્રાંતિકારી ફેરફાર કર્યા અને પ્રજામાં 'સર્વધર્મસમભાવ'ની ભાવના જાગૃત કરી. મહાત્મા ગાંધીજીના પ્રભાવ હેઠળ શ્રી કિશોરલાલ મશરૂવાળા, શ્રી કાકાસાહેબ કાલેલકર, કેદારનાથ, સ્વામી આનંદ અને પંડિત સુખલાલજી જેવા વિદ્વાનોએ ધર્મનું ચિંતન સામાજિક, રાષ્ટ્રિય અને વૈશ્વિક ભૂમિકાએ કર્યું.

ગઈ સદીના ઉત્તરાર્ધમાં સ્થાપવામાં આવેલ પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયોસોફિકલ સોસાયટી, રામકૃષ્ણ-મિશન ઇત્યાદિ નવી વિચારસરણીઓનો પ્રભાવ ૨૦ મી સદીના પ્રથમ ચાર દાયકા સુધી રહ્યો હતો.

## પ્રાર્થનાસમાજ

ગુજરાતમાં ભોળાનાથ સારાભાઈ અને મહીપતરામ નીલકંઠના પ્રયત્નોથી ૧૭ મી ડિસેમ્બર, ૧૮૭૧ ના રોજ અમદાવાદમાં પ્રાર્થનાસમાજની સ્થાપના કરવામાં આવી હતી. શરૂઆતમાં એની વિચારસરણીથી આકર્ષાઈને શિક્ષકો, સરકારી અધિકારીઓ, સમાજસુધારકો અને કેટલાક અગ્રણી નાગરિકો અને સભ્ય થયા હતા. આ સંસ્થા તરફથી ધાર્મિક વિચાર અને આચારના પ્રચાર માટે 'જ્ઞાનસુધા' નામનું પાક્ષિક પ્રસિદ્ધ કરવામાં આવતું હતું, જેને સમય જતાં માસિકમાં ફેરવી લેવામાં આવ્યું હતું. આ માસિક સને ૧૯૧૯ સુધી સતત પ્રગટ થતું રહ્યું હતું. એ સમયે આ માસિકની ગણતરી ગુજરાતનાં પ્રશિષ્ટ માસિકોમાં થતી હતી. પ્રાર્થનાસમાજના મુખ્ય સિદ્ધાંત નીચે પ્રમાણે હતા :

(૧) ઈશ્વર એક જ છે. એ સૃષ્ટિને ઉત્પન્ન કરનાર, સ્થિતિમાં રાખનાર તથા સંહાર કરનાર છે. સૃષ્ટિના પદાર્થોથી એ ભિન્ન છે. એના વિના બીજો કોઈ પણ દેવ નથી. એ સર્વજ્ઞ સર્વવ્યાપી સર્વશક્તિમાન ન્યાયકારી કરુણામય પરમ પવિત્ર છે. એ જ ઈશ્વર પૂજ્ય છે.

(૨) ઈશ્વરની ભક્તિ એ જ ધર્મ છે.

(૩) ભક્તિ એટલે સપ્રેમ શ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના અને સદાચાર.

(૪) ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું ઐહિક-આમુષ્મિક કલ્યાણ થાય છે.

હાલમાં આ સંસ્થા તરફથી બાલમંદિર ધર્માદા-દવાખાનું ઇત્યાદિ સેવાની પ્રવૃત્તિઓ કરવામાં આવે છે. પ્રાર્થનાસમાજના સિદ્ધાંતોની ગુજરાતના બહુજન સમાજ ઉપર અસર પડી નથી એ હકીકત નોંધવી ઘટે.[૧૧૦]

### આર્યસમાજ

વીસમી સદીમાં ગુજરાતની પ્રજામાં શિક્ષણ દ્વારા સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે પરિવર્તન લાવવામાં આર્યસમાજની વિચારસરણીએ નોંધપાત્ર પ્રદાન કર્યું છે. આર્યસમાજની સ્થાપના મુંબઈમાં સને ૧૮૭૫ માં કરવામાં આવી હતી. 'આર્ય' શબ્દનો અર્થ થાય છે 'વેદમાં વર્ણવેલ ઋતના નિયમને અનુસરનાર સદ્ગુણી અને વિવેકશીલ વ્યક્તિ'. 'સમાજ' એટલે સંગઠિત વ્યક્તિઓનો સમૂહ. સ્વામી દયાનંદ સરસ્વતીએ આર્યસમાજની સ્થાપના દ્વારા પ્રાચીન વેદધર્મની પ્રતિષ્ઠા કરી અને શિક્ષણમાં ગુરુકુલ-પ્રથાને મહત્ત્વ આપ્યું. ગુજરાતભરમાં આર્યસમાજની શિક્ષણસંસ્થાઓ વિદ્યા અને સંસ્કારનું કામ કરી રહી છે, જેમાં સુરત વડોદરા પોરબંદર જામનગર અને સોનગઢનાં ગુરુકુલ ઉલ્લેખપાત્ર છે. આર્યસમાજના દસ સિદ્ધાંત નીચે મુજબ છે :

(૧) સર્વ સત્યવિદ્યા અને પદાર્થવિદ્યાથી જે જાણવામાં આવે છે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

(૨) ઈશ્વર સચ્ચિદાનંદ-સ્વરૂપ નિર્વિકાર સર્વશક્તિમાન ન્યાયકારી દયાળુ અજન્મા અનંત અનાદિ અનુપમ સર્વાધાર સર્વેશ્વર સર્વવ્યાપક સર્વાંતર્યામી અજર અમર અભય નિત્ય પવિત્ર અને સૃષ્ટિકર્તા છે; એની જ ઉપાસના કરવી યોગ્ય છે.

(૩) વેદ સર્વ સત્યવિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું ભણાવવું સાંભળવું અને સંભળાવવું એ બધા આર્યોનો ધર્મ છે.

(૪) સત્ય ગ્રહણ કરવામાં અને અસત્યનો ત્યાગ કરવામાં સદા તૈયાર રહેવું જોઈએ.

(૫) સર્વ કાર્યો ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઈએ.

(૬) જગત ઉપર ઉપકાર કરવો અર્થાત્ શારીરિક આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી એ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

(૭) સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તન કરવું.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

(૯) દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઈએ.

(૧૦) બધા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર અને સ્વહિતકારી નિયમ પાળવામાં સ્વતંત્ર રહેવું જોઈએ.

આર્યસમાજના કાર્યકરોએ સમાજના દબાયેલા અને કચડાયેલા વર્ગો માટે જે સેવાકાર્ય કર્યું છે તેનો ઉલ્લેખ કરવો ઘટે. આ સમાજની વટલાયેલા હિંદુઓના શુદ્ધીકરણની પ્રક્રિયા પણ નોંધપાત્ર છે. આર્યસમાજની વિચારસરણીએ ગુજરાતી પ્રજાના સામાજિક આદર્શ ઘડવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

## થિયૉસૉફિકલ સોસાયટી

વીસમા સૈકાના ગુજરાતી સમાજ પર પ્રાર્થનાસમાજ અને આર્યસમાજની વિચારસરણીઓની જેમ થિયૉસૉફીની વિચારસરણીનો પ્રભાવ બુદ્ધિજીવી વર્ગ પર જોવા મળે છે. વિદુષી એનિ બેસન્ટ થિયૉસાફીનો અર્થ દૈવી શાણપણ કરે છે. ગુજરાતમાં આ સંસ્થાની સ્થાપના સૌ-પ્રથમ સને ૧૮૮૨ માં ભાવનગરમાં કરવામાં આવી હતી. ગુજરાતનાં નાનાં મોટા નગરોમાં આ સંસ્થાની લગભગ ૫૦ જેટલી શાખાઓ છે. થિયૉસૉફીની વિચારસરણીના મુખ્ય સિદ્ધાંત નીચે પ્રમાણે છે :

(૧) પ્રજા ધર્મ જાતિ જ્ઞાતિ કે રંગનો ભેદ–ભાવ રાખ્યા વિના માનવ-જાતિના વિશ્વબંધુત્વનું એક કેંદ્ર સ્થાપવું.

(૨) વિવિધ ધર્મો તથા તત્ત્વજ્ઞાનના તુલનાત્મક દષ્ટિએ થતા અભ્યાસને ઉત્તેજન આપવું.

(૩) કુદરતના વણશોધાયેલા નિયમો અને મનુષ્યમાં રહેલી ગુપ્ત શક્તિઓનું સંશોધન કરવું.

થિયૉસાફીની વિચારસરણીનો પ્રભાવ ગુજરાતના બૌદ્ધિકો ઉપર વિશેષ પડયો, કારણ કે એમાં હિંદુધર્મનાં પાયાનાં તત્ત્વ—કર્મ અને પુનર્જન્મ તેમ ધર્મ અને યોગને આધુનિક સંદર્ભમાં સમજવા પ્રયત્ન કર્યો છે.

## રામકૃષ્ણ-મિશન

રામકૃષ્ણ-મિશનની સ્થાપના સને ૧૮૯૭ માં ૧ લી મેના દિવસે કલકત્તામાં કરવામાં આવી હતી. આ મિશનનો મુખ્ય હેતુ માનવજાતની સેવા કરવાનો હતો. શ્રી રામકૃષ્ણ પરમહંસે જે ધર્મ સમજાવ્યો હતો તેને જીવનમાં ઉતારી પ્રજાની ભૌતિક અને આધ્યાત્મિક પ્રગતિ કરવાનો ઉદ્દેશ પણ એની સ્થાપનાના પાયામાં પડેલો હતો. મનુષ્યજીવનનું ધ્યેય ઈશ્વરની પ્રાપ્તિ છે. બધા ધર્મ સાચા છે; દરેક વ્યક્તિએ પોતાની જાતે ઈશ્વરનું સાંનિધ્ય પ્રાપ્ત કરવાનું છે. દરેક સ્ત્રી પુરુષમાં દૈવી અંશ રહેલો છે, ભક્તિમાર્ગ એ શ્રેષ્ઠમાર્ગ છે : ઇત્યાદિ રામકૃષ્ણના ઉપદેશને વ્યવહારમાં મૂકવા માટે આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી હતી.

અમદાવાદમાં શ્રી રામકૃષ્ણ સેવા સમિતિની સ્થાપના સને ૧૯૨૩ માં કરવામાં આવી રાજકોટમાં રામકૃષ્ણ-મિશનની સ્થાપના સને ૧૯૨૭ માં કરવામાં આવી. આ સંસ્થા દ્વારા સ્વામી રામકૃષ્ણ પરમહંસ તથા સ્વામી વિવેકાનંદનાં જીવન અને કાર્યને લગતાં ઉપયોગી પ્રકાશન પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ ઉપરાત યુવાવર્ગ અને વિદ્યાર્થી-વર્ગને એમના ઉપદેશનો ખ્યાલ આવે એ હેતુથી દર વર્ષે નિબંધ-સ્પર્ધા અને વકતૃત્વ-સ્પર્ધા યોજવામાં આવે છે. આ સમિતિ દ્વારા શિક્ષણ, પ્રકાશન, વૈદકીય સારવાર, વૃદ્ધોની સેવા ઇત્યાદિ પ્રવૃત્તિઓ કરવામાં આવે છે. સ્વામી શ્રીરામકૃષ્ણ પરમહંસનો દીનહીનની સેવા કરવાનો જે સંદેશ હતો તેને અનુરૂપ સમાજસેવાની પ્રવૃત્તિઓ પણ કરવામાં આવે છે. સ્વામી વિવેકાનંદના વિચારસરણીનો જે પ્રભાવ વીસમી સદીના પ્રથમ ત્રણ દાયકામાં ગુજરાતના બુદ્ધિજીવીઓ પર હતો તે પછીના દાયકાઓમાં ઘટતો ગયો છે.

## ગાંધી-વિચારસરણી

ભારતના આધુનિક સમાજમાં ઓગણીસમી અને વીસમી સદીમાં ઉત્પન્ન થયેલી તમામ વિચારસરણીઓમાં ગાંધી વિચારસરણીનો પ્રભાવ બહુજનસમાજ ઉપર સવિશેષ પડયો છે. ગૌતમ બુદ્ધ પછી કરોડો દેશવાસીઓ ઉપર સત્ય અને અહિંસાનો પ્રભાવ પાડનાર રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી સર્વ પ્રકારે નોખાં માટીના નોખા માનવી તરીકે ઇતિહાસમાં ઊપસી આવે છે. ગાંધીજીની વિચારસરણીમાં હિંદુધર્મ અને હિંદુ સંસ્કૃતિ કેંદ્રસ્થાને છે. ભારતના પ્રાચીન સાંસ્કૃતિક વારસાનો જમાનાની જરૂરિયાત પ્રમાણે પુનરુદ્ધાર કરવાનું જે કાર્ય મહર્ષિ દયાનંદ સરસ્વતીએ શરૂ કર્યું હતું અને સ્વામી વિવેકાનંદે આગળ ધપાવ્યું હતું તેનો તંતુ પકડીને ગાંધીજીએ પોતાની સેવાપ્રવૃત્તિ વિકસાવી હતી. સમાજ કે રાષ્ટ્રજીવનનું કોઈ પણ અંગ એવું નથી કે જેનો સમાવેશ એમની વિચારસરણીમાં થતો ન હોય. એમની વિચારસરણી તરંગી સ્વપ્નસેવી કે આદર્શવાદી ન હતી, પરંતુ વ્યવહારુ હતી. તેઓ પોતે ઇચ્છતા ન હતા કે એમની વિચારસરણીને કોઈ 'વાદ'નું લેબલ લગાડાય. 'હરિજનબંધુ'માં આ અંગે પોતાનો પ્રતિભાવ આપતાં એમણે જણાવેલું : 'ગાંધીવાદ જેવી કોઈ વસ્તુ છે જ નહીં', અને મારે મારી પાછળ કોઈ સંપ્રદાય મૂકી જવો નથી. મેં કોઈ નવું તત્ત્વ કે નવો સિદ્ધાન્ત શોધી કાઢયો છે એવો મારો દાવો નથી. મેં તો માત્ર જે શાશ્વત સત્યો છે તેને આપણા નિત્ય જીવન અને પ્રશ્નને લાગુ પાડવાનો મારી ઢબે પ્રયાસ કર્યો છે...... સત્ય અને અહિંસા અનાદિકાળથી ચાલ્યાં આવે છે. મેં માત્ર મારાથી બન્યા

એટલા પ્રમાણમાં એ બન્નેના પ્રયોગો કર્યા છે.'[૧૧૧] ગાંધીજીએ સત્ય અને અહિંસાને કેંદ્રમાં રાખી જીવનભર પ્રયોગ કર્યા છે. એમને મન સત્ય એ જ ઈશ્વર છે. એક પ્રાર્થના-પ્રવચનમાં એમણે 'સત્ય'ની સમજ આપતાં કહેલું, "'સત્ય' શબ્દ 'સત્'માંથી છે. સત્ એટલે હોવું, સત્ય તે હોવાપણું. સત્ય સિવાય બીજી કોઈ વસ્તુને હસ્તી જ નથી. પરમેશ્વરનું ખરું નામ જ 'સત્' એટલે 'સત્ય' છે. તેથી પરમેશ્વર સત્ય છે એમ કહેવા કરતાં 'સત્ય' એ જ પરમેશ્વર છે એમ કહેવું વધારે યોગ્ય છે."[૧૧૨]

આફ્રિકાથી આવ્યા બાદ ગાંધીજીએ ગુજરાતને – અમદાવાદને પોતાની કર્મ-ભૂમિ બનાવી તેથી એમના વિચારોનો પ્રભાવ ગુજરાતની પ્રજા પર હોય એ સ્વાભાવિક છે. એમણે સૌ-પ્રથમ કોચરબમાં 'સત્યાગ્રહ-આશ્રમ'ની સ્થાપના કરી અને પાછળથી એ આશ્રમ સાબરમતીના કિનારે સાબરમતીમાં સ્થાપવામાં આવ્યો, જે આગળ જતાં 'હરિજન-આશ્રમ' તરીકે ઓળખાયો તે આજે 'ગાંધી-આશ્રમ' તરીકે ઓળખાય છે. ગાંધીજીની પ્રેરણાથી ગુજરાતમાં જે રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી તેના કારણે ગુજરાતમાં રાજકીય આર્થિક ઔદ્યોગિક અને ધાર્મિક ક્ષેત્રે ક્રાંતિકારી પરિવર્તન આવ્યું છે. દેશમાં વ્યાપેલા આભડછેટના વ્યવહારને જોઈને એમણે તીવ્ર વેદના અનુભવી અને એનું કલંક દૂર કરવા માટે જીવનભર ઝૂઝયા. સમાજમાં જે અસ્પૃશ્યો ગણાતા હતા તેમના માટે 'હરિજન' શબ્દ પ્રયોજીને એમના પ્રતિષ્ઠા અને ગૌરવમાં વધારો કર્યો. 'હરિજન સેવક સંઘ' તથા 'ગ્રામોદ્યોગ સંઘ'ની સ્થાપના કરી હરિજનોને અને ગામડાંના ઉદ્યોગોને બેઠા કરવા પ્રયત્નો કર્યા.

ધર્મના ક્ષેત્રમાં તેમજ સમાજ સત્યાગ્રહ સ્વરાજ વાણિજ્ય ઉદ્યોગ ગોપાલન ખાદી સ્વચ્છતા અને આરોગ્ય-કેળવણી, સાહિત્ય અને કળા ઇત્યાદિ ક્ષેત્રોમાં ગાંધીજીએ જે ચિંતન કર્યું છે તેવું દોહન કિશોરલાલ મશરૂવાળાએ 'ગાંધી-વિચારદોહન'માં સંકલિત કર્યું છે. ધર્મની બાબતમાં ગાંધીજીનું વલણ સર્વધર્મસમભાવનું હતું. અર્વાચીન ગુજરાતની પ્રજામાં જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં જે જાગૃતિ જોવા મળે છે તેનો યશ ગાંધી-વિચારસરણીને આપવો ઘટે.[૧૧૩]

## સર્વોદય-વિચારસરણી

સર્વોદય-વિચારસરણીનાં મૂળ ગાંધી-વિચારસરણીમાં પડેલાં છે. રાષ્ટ્રપિતા ગાંધીજીની હયાતીમાં જ સર્વોદય-સમાજની રચના માટે અનેક કાર્યક્રમ યોજવામાં આવતા હતા, જેમાં સ્વાતંત્ર્યપ્રાપ્તિ એ મુખ્ય ધ્યેય હતું. સ્વાતંત્ર્યપ્રાપ્તિ તથા ગાંધીજીના અવસાન બાદ સર્વોદયનું કાર્ય વિનોબા ભાવેએ ઉપાડી લીધું.

સર્વોદય એટલે કેવળ એક વર્ગનો ઉદય નહિં, પણ આખા સમાજનો ઉદય.[૧૧૪] સમાજના બધાં વર્ણો અને વર્ગો એકબીજાની સાથે પોતપોતાની મર્યાદામાં રહે અને એકબીજાનું શોષણ કરે નહિં તેમજ ન્યાયબુદ્ધિથી વર્તીને પરસ્પર સંપ અને સહકારથી રહે એનું નામ સર્વોદય. ગરીબ અને તવંગર, શેઠ અને નોકર, માલિક અને શ્રમજીવી, જમીનદાર અને ખેતમજૂર ઇત્યાદિ બધા વર્ગો વચ્ચે કોઈ આર્થિક કે સામાજિક ભેદ રહે નહિં એનું નામ સર્વોદય. રસ્કિનના *Unto This Last* નામના પુસ્તકનો ગાંધીજીએ ગુજરાતીમાં સારાનુવાદ કર્યો છે તેનું નામ એમણે 'સર્વોદય' રાખ્યું છે. એ ઉપરથી આ શબ્દ લીધો છે.[૧૧૫] સર્વોદય વિચારસરણીની ઇમારત બંધુતા માનવતા સમાનતા અને અદ્વૈતના ચાર પાયા પર ઊભી છે. જેમાં સમાજના સૌ કોઈનો ઉત્કર્ષ અને સર્વતોમુખી વિકાસ છે તે સર્વોદય. સર્વોદય-સમાજની રચનાનું ગાંધીજીનું સ્વપ્ન સાકાર કરવા માટે વિનોબા ભાવેએ પોચમપલ્લીથી ભૂદાનયજ્ઞની પ્રવૃત્તિ શરૂ કરી અને 'બોલ ભગત, જય જગત'-નો મંત્ર આપ્યો. સર્વોદય-સમાજની રચના માટે અને આર્થિક અસમાનતા દૂર કરવા માટે એમણે 'ભૂદાનયજ્ઞ'નું મહત્ત્વ સમજાવ્યું. હિંદુધર્મનાં પાંચ વ્રત– અહિંસા સત્ય બ્રહ્મચર્ય અસ્તેય અને અપરિગ્રહ પૈકી એમણે સર્વોદય સમાજની રચના માટે અસ્તેય અને અપરિગ્રહ પર ભાર મૂક્યો. વિનોબાજીએ જોયું કે આજની સામાજિક અને આર્થિક વિષમતા નિવારવી હોય અને એ અહિંસક ઢબે નિવારવી હોય તો એનો રામબાણ ઇલાજ છે અસ્તેય અને અપરિગ્રહ વ્રતનું સમાજીકરણ.[૧૧૬] વિનોબાજીએ 'સબૈ ભૂમિ ગોપાલકી' અને 'સંપત્તિ સબ રઘુપતિકી આહે' કહીને ભૂદાનયજ્ઞનો પ્રારંભ કર્યો. ભૂદાનની સાથે એમણે સંપત્તિદાન બુદ્ધિદાન શ્રમદાન અને જીવનદાનની યોજના પણ વહેતી મૂકી.

ગુજરાતમાં સર્વોદય-વિચારસરણીનો ફેલાવો કરવામાં પૂ. રવિશંકર મહારાજ, બબલભાઈ મહેતા, ભોગીલાલ ગાંધી, ચુનીભાઈ વૈદ્ય, કાંતિ શાહ ઇત્યાદિનો ફાળો ઉલ્લેખપાત્ર છે. વડોદરામાંથી પ્રસિદ્ધ થતા 'ભૂમિપુત્ર' વિચારપત્રે પણ સર્વોદય વિચારસરણીના પ્રચાર અને પ્રસારમાં નોંધપાત્ર પ્રદાન કર્યું છે.

ઓગણીસમા અને વીસમા સૈકાની આ બધાં નવી વિચારસરણીઓએ ગુજરાતની પ્રજામાં અજબ ચેતન્ય પ્રગટાવ્યું છે.

## પાદટીપો

૧. નાગજીભાઈ કે. ભટ્ટી, 'ઊર્મિનવરચના,' વર્ષ ૪૪,. પૃ. ૪૬૦–૬૬, ૫૬૦–૬૮

૧.અ. R. K. Trivedi, *Censns of India*, 1961, Vol. V. *Gujarat*, Part I A (iia), pp. 253 ff.

૨. પ્રો. કે. કા. શાસ્ત્રી પાસેથી સાભાર મળેલી માહિતીના આધારે.
૩. દુર્ગાશંકર શાસ્ત્રી, 'શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ', પૃ. ૧૬૮
૪. નર્મદાશંકર મહેતા, 'શાક્ત સંપ્રદાય', પૃ. ૧૦૨–૧૧૦
૫. પુરુષોત્તમ શાહ અને ચંદ્રકાંત શાહ (સંપા.), 'ચરોતર સર્વસંગ્રહ' (ચસસં.), ભા. ૧, પૃ. ૮૧૪
૬. એજન, પૃ. ૮૧૪–૮૧૬
૭. રમેશ પંડયા, 'વરતાલ-દર્શન' પૃ. ૨૦૫–૦૬
૮. રમણુલાલ સોની, 'સંતસાગર', ભા ૨, પૃ. ૧૧૧; हर्षदराय त्रि. दवे, 'संप्रदायका विकास एवं गुरुपरंपरा,' अहमदाबाद, १९८०, पृ. २५ से.
૯. યોગીજી મહારાજે અમદાવાદમાં ૧૯૬૨ માં સ્વામિનારાયણ-મંદિર બંધાવ્યું. યોગીજી મહારાજ પછી પ્રમુખસ્વામી ૧૯૭૦ માં ગુરુગાદી પર આરૂઢ થયા.
૯-અ. 'સંતસાગર,' ભા. ૨, પૃ. ૫૦૪–૦૫; સાધુ અક્ષરજીવનદાસ વેદાંત શાસ્ત્રી તથા શ્રીમતી અલકા શુકલ પાસેથી સાભાર ઉપલબ્ધ માહિતી પરથી.
૧૦. 'શ્રી ઘનશ્યામવિજય,' ૧૯૭૦, અ. ૧–૨, પૃ. ૧૪૩, ૧૪૭
૧૧. रामकुमार गुप्त, 'गुजरात के संतों की हिन्दी साहित्य को देन' (गुसंहिसादे.), पृ. ५६–५७
૧૨. કાન્તિકુમાર સી. ભટ્ટ, 'રામકબીર સંપ્રદાય', પૃ. ૨૦૫
૧૩. એજન, પૃ. ૨૫૭; गुसंहिसादे., पृ. ६०–६२ ૧૪. ચસસં., પૃ. ૮૨૨
૧૫. ચસસં., પૃ. ૮૨૫; गुसंहिसादे. पृ. ६४–६५
૧૬. गुसंहिसादे. पृ. ८०–८१
૧૭. પ્રવીણચંદ્ર પરીખ પાસેથી સાભાર મળેલી માહિતીના આધારે.
૧૮. गुसंहिसादे., पृ. ६९
૧૯. નર્મદાશંકર ભટ્ટ. 'ખંભાતનું સાંસ્કૃતિક દર્શન,' પૃ. ૩૧૯
૨૦. गुसंहिसादे., पृ. ७९–८०
૨૧. અમૃતલાલ ના. મોદી, 'નારેશ્વરનો નાથ', પૃ. ૩; કેશવલાલ અ. ઠક્કર, 'આધુનિક ગુજરાતના સંતો' (આગુસં.), પૃ. ૩૧૮; 'સંતસાગર', ભા. ૨, પૃ, ૨૩૦-૨૪૧
૨૨. ચીમનભાઈ ઈ. પટેલ, 'રામદેવજીનું ચમત્કારી મંદિર', "ધર્મસંદેશ," વર્ષ ૬૬, અં. ૧ (૧૫–૯–૧૯૮૦), પૃ. ૯
૨૩. સ્વામી સાઈ શરણાનંદ, 'શ્રી સાઈબાબા', પૃ. ૩૦૨–૦૩
૨૪. 'આધુનિક ગુજરાતના સંતો', પૃ. ૯૩; 'સંતસાગર', ભા. ૧, પૃ. ૪૦૬–૪૧૨

૨૫. નાગજી ભટ્ટી, 'સાયલાના સંત લાલજી મહારાજ,' "ઊર્મિ નવરચના," વર્ષ ૫૬, અં. ૧૨, પૃ. ૫૯૨-૯૬
૨૬. 'સંતસાગર,' ભા. ૧, પૃ. ૪૫૯-૪૬૮ ૨૭. આગુસં., પૃ. ૨૦૮
૨૮. ધીરુભાઈ ઠાકર, 'અર્વાચીન ગુજરાતી સાહિત્યની વિકાસરેખા,' પૃ. ૨૨-૨૩
૨૯. 'શ્રી જાનકીદાસજી મહારાજ શતાબ્દી મહોત્સવ સ્મરણિકા', પૃ. ૧૩; શાંતિલાલ ઠાકર, 'નડિયાદનો ઇતિહાસ', પૃ. ૬૭-૮૦
૩૦. ચસસં., ભા. ૨, પૃ. ૧૭૨
૩૧. અરુણોદય જાની, 'પૂજ્ય શ્રી મોટાને અંજલિ.' "સ્વાધ્યાય," વર્ષ ૧૪, અં. ૨ (જાન્યુ., ૧૯૭૭), પૃ. ૨૧૨-૧૩
૩૨. વાડીલાલ વાળંદ, 'શ્રી લકુલીશ તીર્થ કાયાવરોહણ,' "ધર્મલોક", વર્ષ ૧૮, અં. ૯ (૧૫-૧-૮૩), પૃ. ૪૧-૪૨ ૩૩. આગુસં., પૃ. ૨૩-૨૮
૩૪. ગરુડેશ્વરમાં 'શ્રી નિરંજન ધામ' તરીકે ઓળખાતા આ સ્થળે છેલ્લાં દસ વર્ષથી નિરંજન (ગણેશભાઈ પંડ્યા) અવિરતપણે વૈદિક પરંપરા પ્રમાણેની કઠોર તપશ્ચર્યા કરી રહ્યા છે.
૩૫. આગુસં., પૃ. ૨૩૪-૨૫૪
૩૬. આગુસં., પૃ. ૨૨૯-૩૦; 'સંતસાગર.' ભા. ૨, પૃ. ૨૫૭-૨૬૬
૩૭. ઈ. ઇ. દેસાઈ, 'સૂરત સોનાની મૂરત,' પૃ. ૧૯૨
૩૮. અમદાવાદના વેદમંદિર, ગીતામંદિર અને જગન્નાથ-મંદિર વિશે પ્રા. કમલેશ ચોકસી પાસેથી સાભાર મળેલી માહિતીના આધારે.
૩૯. 'સંતસાગર,' ભા. ૨, પૃ. ૪૨૧-૪૩૧
અમદાવાદમાં 'ભાવનિર્ઝર' સંસ્થા એમની પ્રેરણાથી સ્થપાઈ છે.
૪૦. આગુસં., પૃ. ૨૬૨-૨૬૯
૪૧. *Shri Rāmakrishna Āshrama, Rajkot, 'Report, April, 1975 to March, 1978', pp. 9–15*
આગળ જતાં એમાં બેલૂર મઠની શૈલીનું એક ભવ્ય મંદિર બંધાયું.
૪૨. ચસસં, ભા. ૧, પૃ. ૮૨૨-૨૩ ૪૩; મણિભાઈ વોરા, 'પોરબંદર,' પૃ. ૨૫
૪૪. ચસસં., ભા. ૧, પૃ. ૮૨૩
૪૫. શિવપ્રસાદ રાજગોર, 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' પૃ. ૧૦૫; નર્મદભાઈ જ. ત્રિવેદી,' થિયોસૉફિકલ સોસાયટી સૌરાષ્ટ્રમાં', "ઊર્મિનવરચના," વર્ષ ૪૪, અ. ૭-૮ (ઑક્ટો.-નવે., ૧૯૭૩), પૃ. ૬૦૦-૬૦૨

૪૬. 'શ્રી અરવિંદ ગુજરાતમાં', "શ્રી અરવિંદ નિવાસ દશાબ્દી મહોત્સવ," પૃ. ૧૪૧–૪૨ ૪૭. ઈ. ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૦૩

૪૮. રણધીર ઉપાધ્યાય, 'મા આનંદમયીની આનંદયાત્રા,' પૃ. ૫૧

૪૯. એજન, પૃ. ૫૮ ૫૦. એજન, પૃ. ૮૭

૫૧. એજન, પૃ. ૨૦૦–૨૦૧ ૫૨. એજન, પૃ. ૩૧૯

સને ૧૯૬૩ માં માનો ૧૪ મો સંયમ-સપ્તાહ અમદાવાદમાં આનંદ બંગલામાં કાંતિલાલ મુનશાને ત્યાં ઊજવાયો. લગભગ ૩૦૦ થી વધુ ભક્ત આ સંયમવ્રતમાં જોડાયા હતા (એજન, પૃ. ૩૨૭-૩૨૮).

૫૩. 'સંતસાગર,' ભા. ૨, પૃ. ૪૨૧–૩૧. અમદાવાદમાં ભાવનિર્ઝર સંસ્થા એમની પ્રેરણાથી સ્થપાઈ છે.

૫૪. ઈ. ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૧૮૬–૮૭

૫૫, R. K. Trivedi, *op. cit.*, pp. 253 ff.

૫૬. કુમારપાળ દેસાઈ, 'સદીનું સરવૈયું (ગત સૈકાના જૈન ધર્મની પ્રવૃત્તિઓ)', "જૈન રત્નચિંતામણિ", ભા. ૨ (સંપા. નંદલાલ દેવલુક), પૃ. ૧૬૪, ૧૬૫

૫૭. એજન, પૃ. ૧૬૫

૫૮. એજન, પૃ ૧૬૫; साध्वी संघमित्रा, 'जैनधर्म के प्रभावक आचार्य', पृ. २५

૫૯. બીજી વાર સને ૧૯૬૭ માં દક્ષિણયાત્રાના પ્રથમ પડાવમાં ચાતુર્માસ ગાળવા અને ત્રીજી વાર સને ૧૯૮૩ માં વિશેષ ઉદ્દેશની સિદ્ધિ માટે અમદાવાદ પધાર્યા હતા (साध्वीप्रमुखा कनकप्रभा, 'बहता पानी निरमला', पृ. २०

૬૦. साध्वी संघमित्रा, उपर्युक्त, पृ. २५

૬૧. 'શ્રી મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણ મહોત્સવ ગ્રંથ,' ભા. ૨, પૃ. ૧૫૨–૧૮૩

૬૨. કેશવલાલ ઠક્કર, ઉપર્યુક્ત, પૃ. ૧૯૦–૧૯૭; 'ગ્રંથ અને ગ્રંથકાર,' પુ. ૯, પૃ. ૫૫–૫૭ ૬૩. 'ગ્રંથ અને ગ્રંથકાર,' પુ. ૧૦, ૮૬–૮૮

૬૪. એજન, પુ. ૫, પૃ. ૧૬૦-૬૧ ૬૫. એજન, પુ ૭, પૃ. ૧૯૬–૯૭

૬૬. મુનિ શ્રી ભુવનચંદ્ર મહારાજ, 'શ્રી પાર્શ્વચંદ્રગચ્છના પૂ. મુનિપુંગવોનો પરિચય' "જૈન રત્નચિંતામણિ," પૃ. ૨૫૦

૬૭. નર્મદાશંકર ત્ર્યં. ભટ્ટ, 'ખંભાતનું સાંસ્કૃતિક દર્શન,' પૃ. ૩૫૨

૬૮. मुनि मित्रानंदसागर, 'गच्छाधिपति पू. आ. श्री कैलाससागरसूरीश्वरजी म. सा. जीवनयात्रा : एक परिचय,' पृ. १–२५

૬૯. 'શ્રી મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણમહોત્સવ ગ્રંથ,' ભા. ૧, પૃ. ૫

૭૦. ડાહ્યાભાઈ કિનારીવાલા (સંપા.), 'શ્રી સૂર્યપુરની જૈન પરિચય બુક,' પૃ. ૨૦
૭૧. 'અમદાવાદ સર્વસંગ્રહ', પૃ. ૧૬૪; રતિલાલ દીપચંદ દેસાઈ, 'શેઠ આણંદજી કલ્યાણજી પેઢીનો ઇતિહાસ,' ભા. ૧, પૃ. ૧૦
૭૨. એજન, પૃ. ૧૬૪
૭૩. ડાહ્યાભાઈ કિનારીવાલા (સંપા.), ઉપર્યુક્ત, પૃ. ૨
૭૪. R. K. Trivedi, *op. cit.*, pp. 253 ff.
૭૫. કરીમ મહમદ માસ્તર, 'મહાગુજરાતના મુસલમાનો' ભા. ૧–૨, પૃ. ૧૫૧
૭૬. એજન, પૃ. ૨૩૯ ૭૭. ચસસં., પૃ. ૮૪૫
૭૮. એજન, પૃ. ૩૪૩ ૭૯. એજન, પૃ. ૪૦૧
૮૦. ચસસં., ભા. ૧ પૃ. ૮૪૨ ૮૧. કરીમ મહમદ માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૪૦૨
૮૨. R. K. Trivedi, *op. cit.*, pp. 253 ff.
૮૩. હરિપ્રસાદ શાસ્ત્રી અને ભારતી શેલત, 'અમદાવાદની અગિયારીઓના શિલાલેખ', "બુદ્ધિપ્રકાશ," પુ. ૧૨૭, પૃ. ૪૮૫–૮૯
૮૪. એજન પૃ. ૪૮૭–૮૮
૮૫. નર્મદાશંકર ત્ર્યં. ભટ્ટ, ઉપર્યુક્ત, પૃ. ૩૮૯–૯૦
૮૬. *Gazetteer of the Bombay Presideney* Vol. LIX, Part II, Appendix II, p. 252
૮૭. પારસી ડીરેક્ટરી પૃ. ૫–૬
૮૮. 'ખંભાતનું સાંસ્કૃતિક દર્શન,' પૃ. ૩૯૦
૮૯. R. K. Trivedi, *op. cit.*, pp. 253 ff.
૯૦. ઉપેન્દ્ર સાંડેસરા 'શીખદર્શન' પૃ. ૨૬–૨૭
૯૧. હ. ગં. શાસ્ત્રી અને ભારતી શેલત, અમદાવાદના શીખ ગુરુદ્વારાના શિલાલેખો,' "બુદ્ધિપ્રકાશ", પુ. ૧૨૮. ૧૮૧–૧૮૩

૧૯૬૦ પછી અમદાવાદ ગાંધીનગર કલોલ મહેસાણા આણંદ નડિયાદ સુરત રાજકોટ અને જામનગર જેવાં સ્થળોએ પણ ગુરુદ્વારાઓ બાંધવામાં આવ્યાં હતાં (દર્શનસિંગ શીખ, આચાર્ય–સરદાર વલ્લભભાઈ કોમર્સ કૉલેજ, અમદાવાદ પાસેથી સાભાર મળેલી માહિતીના આધારે).
૯૨. R K. Trivedi, *op. cit.*, pp. 253 ff.
૯૩. 'ધર્મચક્ર,' વર્ષ ૩, અં. ૫ (તા. ૧૬–૧૦–૧૯૭૮), પૃ. ૪
૯૪. ૧૯૬૦ પછી ઘણાં કુટુંબોએ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી. ૧૯૮૧ માં દલિત વર્ગના લગભગ ૨૦૦ પરિવારોએ થાઈલૅન્ડના બૌદ્ધ ભિખ્ખુ પૂ. વિચાઓના

શુભ હસ્તે અમદાવાદમાં ધર્મદીક્ષા લીધી ('ધર્મચક્ર,' વર્ષ ૬, અં. ૧, તા. ૧૮-૫-૮૧, પૃ. ૪); શ્રી બકુલ વકીલ પાસેથી સાભાર મળેલી માહિતીના આધારે.

૯૫. R. K. Trivedi, *op cit*, pp. 253 ff.

૯૬-૯૭. ભારતી શેલત, 'અમદાવાદનો ત્રિભાષી યહૂદી શિલાલેખ અને ત્યાંનું યહૂદી કબરસ્તાન,' "વિદ્યાપીઠ", સળંગ અંક ૧૧૦ (માર્ચ-એપ્રિલ ૧૯૮૧), પૃ. ૩-૮

૯૮. હરિપ્રસાદ શાસ્ત્રી અને ભારતી શેલત, 'ગુજરાતમાં યહૂદીઓ,' 'પથિક," વર્ષ ૨૦, અં. ૭ (એપ્રિલ, ૧૯૮૧), પૃ. ૧૫

૯૯. James Hastings (ed.), *Encyclopedia of Religion and Ethics*, Vol. II, pp. 299-306

૧૦૦. શ્રીમતી કપિલા હકિમિયાન (સુરત) પાસેથી સાભાર મળેલી માહિતીના આધારે.

૧૦૧. Robin Boyd, *Church History of Gujarat*, p. 79

૧૦૨. Paul Varghes (ed.), *Ahmedabad Mission Golden Jubilee Sauvenier* 1934-1984, p. 5; Robin Boyd, *op. cit.*, p. 200

૧૦૩. Robin Boyd, *op. cit.*, p. 6

૧૦૪. સિ. મારિયા ઝાવિયેરની રૂબરૂ મુલાકાત લઈને મેળવેલી વિગતો.

૧૦૫. *Ibid.*, p 210

૧૦૬. પ્રભાશંકર એલોશાભાઈ (સંપા. લે.), 'સવાર્તાનું પરોઢ યાને પરાત્પરનું પરાક્રમ', પૃ. ૧૮૯

૧૦૭. Robin Boyd, *op. cit.*, p. 136

૧૦૮. પ્રભાશંકર એલીશાભાઈ, ઉપર્યુક્ત, પૃ. ૧૧૦ ૧૦૯. એજન, પૃ. ૧૭૪

૧૧૦. આ સમાજનો શતાબ્દી-મહોત્સવ સને ૧૯૭૧ના ડિસેમ્બર માસની ૧૭, ૧૮, ૧૯—એ ત્રણ તારીખોએ અમદાવાદમાં ઊજવવામાં આવ્યો.

૧૧૧. ગાંધીજી, 'હરિજનબંધુ,' તા. ૨૯ માર્ચ, ૧૯૩૬

૧૧૨. ગાંધીજી, 'મંગળ પ્રભાત', પૃ. ૧ ૧૧૩. એજન, પૃ. ૨૯-૩૩

૧૧૪. નરહરિ પરીખ, 'સામ્યવાદ અને સર્વોદય તથા બીજા લેખો,' પૃ. ૧

૧૧૫. એજન, પૃ. ૧

૧૧૬. બબલભાઈ મહેતા, 'સર્વોદય અને ભૂદાનયજ્ઞ,' પૃ. ૧૪

# ખંડ ૪

## કલાઓ

## પ્રકરણ ૧૨

## લલિત કલાઓ

### ૧. ચિત્રકલા

**પ્રવાહો અને સંસ્થાઓ**

અંગ્રેજી શાસન નીચે ભારતીય કલા તથા સંસ્કૃતિ વીસરાઈ ગઈ હતી. વિદેશી શાસકો શરૂઆતમાં ભારતીય સંસ્કૃતિ અને કલાને હીનતાની નજરે જોતા.

કલાક્ષેત્રે પશ્ચિમ ભારતમાં જાણીતી કલાસંસ્થા 'સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ' મુંબઈમાં ૧૮૫૭માં અસ્તિત્વમાં આવી હતી. ગુજરાત મહારાષ્ટ્ર અને ઇતર પ્રાંતોના કલાના વિદ્યાર્થીઓ ઉચ્ચ કલાની શિક્ષા માટે ત્યાં જતા. ગુજરાતમાં કલાશિક્ષા માટે કોઈ ખાસ સંસ્થા ન હતી. વડોદરામાં મહારાજા સયાજીરાવે સ્થાપેલું 'કલાભવન' કલાશિક્ષણ આપતું હતું, પરંતુ એનો અભિગમ કલાઉદ્યોગના શિક્ષણ પરત્વે વધુ હતો.

મુંબઈની આ સંસ્થામાં અંગ્રેજ નિષ્ણાતો કલાશિક્ષણ આપતા હતા એટલે એ પાશ્ચાત્ય પદ્ધતિથી અપાતું હતું. આ સંસ્થા રાષ્ટ્રિય સ્તરની હતી. તૈલરંગોનું નવું માધ્યમ, નવી ટેકનિક, નવું દષ્ટિબિંદુ, ઉપરાંત નવા વિષય અને દૃશ્યચિત્ર (Landscape painting), પદાર્થોનું વાસ્તવિક નિરૂપણ, માનવ-આકૃતિના સંપૂર્ણ આદર્શનું સર્જન, છાયા–પ્રકાશનો ઉઠાવ, રંગોની વિવિધ સ્થિતિ દર્શાવતી છટાઓ tones), યથાર્થદર્શન (perspective), ચિત્રસંયોજના – આ બધું એક નવી દિશા પ્રસ્તુત કરતું હતું. આ શિક્ષણ દ્વારા જે વિદ્યાર્થીઓ તાલીમ પામ્યા તેઓ તેજસ્વી કલાકાર કે સર્જક ન થયા, પરંતુ કલાને વ્યવસાય તરીકે નભાવતા રહ્યા.

'સ્કૂલ ઑફ આર્ટ'ના પ્રિન્સિપાલ ગ્રિફિથ્સે ૧૮૭૨માં શાળાના શિક્ષકો અને વિદ્યાર્થીઓ દ્વારા અજંટાનાં ચિત્રો અને સુશોભનોની અનુકૃતિ કરાવી. આ શોધથી કલાક્ષેત્રે નવું દિશાસૂચન થયું. એ નિર્વિવાદ છે કે આ કલાશાળાએ

ભારતના કલાકારોને પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યાં તથા સામાન્ય જન–સમાજમાં કલા પ્રત્યે રસવૃત્તિ જાગ્રત કરી.[1]

૧૮૮૮ માં "બોમ્બે આર્ટ સોસાયટી" ની સ્થાપના થઈ[2] આ સોસાયટી થોડા યુરોપિયનો અને ભારતીય શ્રીમંતોના સહકારથી કલાના ઉત્તેજનાર્થે સ્થપાઈ હતી. 'સ્કૂલ ઑફ્ આર્ટ'માંથી તાલીમ પામેલા કલાકારોએ કલાને વ્યવસાય તરીકે અપનાવી હતી. તેઓ પોતાની કલાનો જનસમાજને પરિચય આપવા એક સંસ્થાને ઇચ્છતા હતા, એ સંસ્થા આ સોસાયટી હતી.

૧૯૧૬ માં સોસાયટીના વાર્ષિક કલાપ્રદર્શનમાં પ્રથમ વાર એક ગુજરાતી કલાકાર શ્રી રવિશંકર રાવળને એમના ચિત્ર 'બિલ્વમંગળ' માટે સુવર્ણપદક મળ્યો.[3] આ ચિત્ર રાજપૂત શૈલીની ઢબે સપાટ રંગોમાં કરેલું હતું. આ ચિત્ર-શૈલીની પ્રેરણા એમણે 'મૉડર્ન રિવ્યૂ'(કલકત્તા)માં આવતા શ્રી હેવેલ તથા ડૉ. આનંદકુમાર સ્વામીના લેખોના વાચન તથા છપાતાં ભારતીય ચિત્રો પરથી પ્રાપ્ત કરી હતી. આ ચિત્ર સર્વપ્રથમ ભારતીય કલાશૈલીનું દ્યોતક હતું.

'સ્કૂલ ઑફ્ આર્ટ'માં રૂઢિચુસ્ત પાશ્ચાત્ય ઢંગની કલાશિક્ષામાંથી ગુજરાતના પણ ઘણા કલાકારો તાલીમ પામ્યા, વિશેષ કરી ચિત્રશિક્ષકની તાલીમ પામ્યા. તેઓ અમદાવાદ વડોદરા સુરત રાજકોટ ભાવનગર જામનગર અને ગોંડળમાં શિક્ષક તરીકે કામ કરતા હતા.

પાછળથી 'સ્કૂલ ઑફ્ આર્ટ'ના કલાકારોના એક જૂથે ઍકેડેમિક પદ્ધતિ તરફના વલણથી જુદા પડી પોતાની વ્યક્તિગત અનુભૂતિ, આગવી શૈલી અને કુશળતાથી તથા રંગોમાં પોતાના વ્યક્તિત્વની છાપ અને વ્યાપક દૃષ્ટિકોણ અપનાવી સર્જન કર્યું, જે વાસ્તવિક રજૂઆતથી વેગળું હતું.

ભારતમા રાષ્ટ્રિય આંદોલનની લહેર પૂર જોશમાં ચાલી રહી હતી. કલાક્ષેત્રે કલકત્તામાં 'મૉડર્ન રિવ્યૂ' માં ભારતીય કલા–પરંપરના લેખો અને ચિત્રો પ્રકાશિત થતાં હતાં. 'કલકત્તા સ્કૂલ ઑફ આર્ટ'માં ભાવનાશાળી અને વિદ્વાન આચાર્ય શ્રી ઈ. બી. હેવેલનું આગમન થયું. એમણે ભારતીય કલાકારો માટે ભારતીય પદ્ધતિની કલાશિક્ષા પર વધુ જોર આપ્યું અને પાશ્ચાત્ય શિક્ષાપદ્ધતિને તિલાંજલિ આપી. એમને શ્રી અવનીંદ્રનાથ ટાગોર જેવા વિદ્યાર્થી મળ્યા. પાછળથી દેશને શ્રી નંદલાલ બોઝ જેવા તેજસ્વી કલાકાર મળ્યા. કલકત્તામાં અગ્રગણ્ય વિદ્વાનો અને કલાકારોએ 'ઑરિયન્ટલ આર્ટ સોસાયટી'ની સ્થાપના કરી. શ્રી અર્ધેંદ્રકુમાર ગાંગુલીએ 'રૂપમ્' નામનું કલાનું ત્રિમાસિક કાઢયું, જે એશિયાનું શ્રેષ્ઠ કલાપત્ર

બન્યું. કવિવર ગુરુદેવ રવીંદ્રનાથ ટાગોરે શાંતિનિકેતનમાં વિશ્વભારતી વિદ્યાલયમાં સંગીત અને કલાને પ્રથમ વાર શિક્ષણમાં ગૌરવભર્યું સ્થાન આપ્યું. બંગાળના ચિત્રકલા–પુનરુત્થાન–આંદોલનનો પ્રભાવ દેશના જુદા જુદા ભાગોમાં પડયો. મુંબઈની 'સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ'માં એ સમયે પ્રિન્સિપાલ કૅપ્ટન ગ્લૅડ્સ્ટન સોલોમન હતા (ઈ. સ. ૧૯૧૯–૧૯૩૭). એમણે અભ્યાસક્રમમાં ભારતીય કલાને વિશેષ સ્થાન આપ્યું.[૪] એમણે અભ્યાસક્રમમાં ભીંતચિત્રને સ્થાન આપી એક એવી શૈલીનું નિર્માણ કર્યું કે જેમાં ભારતીય ચિત્રકલા અને છાયાપ્રકાશયુક્ત પાશ્ચાત્ય ચિત્રકલા–પદ્ધતિમાં ભીંતચિત્ર પદ્ધતિનો વિકાસ થયો. એ સમયના વિદ્યાર્થી શ્રી જગન્નાથ મુરલીધર અહિવાસી, જે સૌરાષ્ટ્રમાં પોરબંદરમાં બાળપણથી જ ઊછર્યા હતા, તેમની શક્તિને શ્રી સોલોમને પારખી, તેમને પ્રોત્સાહન આપી એમનામાં રહેલાં ભારતીય કલાસંસ્કાર, વૈષ્ણવ સંપ્રદાયની ઉત્કૃષ્ટ કલાપરંપરાની સૂઝ તથા રાજપૂત કલાપરંપરાની પ્રચ્છન્ન પરિપાટી વગેરેનો વિકાસ કર્યો. વિદ્યાકાલ પછી આ જ શાળામાં શ્રી અહિવાસીને ભારતીય ચિત્રકલાવિભાગનું સંચાલન સોંપ્યું. શ્રી અહિવાસીનું વ્રજસાહિત્યનું ઊંડું જ્ઞાન, ભારતીય કલાની ઊંડી સૂઝ, વેધક દૃષ્ટિ અને આગવી શિક્ષણપદ્ધતિથી 'સ્કૂલ ઑફ આર્ટ'માં એક નવું વાતાવરણ સર્જાયું અને પશ્ચિમ ભારતના કલાક્ષેત્રે કલાના વિદ્યાર્થીઓની આગવી પ્રતિભા પ્રગટી તથા ઉચ્ચ સર્જનાત્મક કામ થયું. આ કલાવર્ગમાં ખાસ કરીને ગુજરાતી વિદ્યાર્થીઓનું પ્રમાણ વધુ હતું એટલે ગુજરાતના કલાકારોને એક નવી દિશા અને પ્રોત્સાહન મળ્યાં.

સૌ-પ્રથમ 'સ્કૂલ ઑફ આર્ટ'ની ભીંતો પર વિદ્યાર્થીઓએ ભીંતચિત્ર કર્યાં. મુંબઈમાં 'સ્કૂલ ઑફ આર્ટ'ની ગતિવિધિ અને ભારતીય કલાના વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપતા લેખો શ્રી કનૈયાલાલ વકીલે 'બૉમ્બે ક્રૉનિકલ'માં લખ્યા. પાછળથી ડૉ. ડી. જી. વ્યાસે પણ કલાસમીક્ષક તરીકે સારી સેવા બજાવી હતી. મુખ્ય ખંડમાં એક વિશાળ ચિત્ર 'कला–देव्याः पुनःप्रतिष्ठा' આજે પણ ધ્યાન ખેંચે એવું છે. શ્રી. એન. એલ. જોશીએ મોટા કદનાં ભીંતચિત્ર કર્યાં. શ્રી અહિવાસીએ Council Chamber, New Delhi માટે ભીંતચિત્રોની પૅનલ કરી, જે એ સમયની સર્વોત્કૃષ્ટ કૃતિઓ હતી. શ્રી અહિવાસીનાં ચિત્રોમાં કાવ્યમયતા, વિશેષ પ્રકારની ચિત્રસંયોજના તથા સુકોમળ રેખાંકન અને રંગોનો અદ્ભુત સુમેળ જોવામાં આવે છે. એમનાં ચિત્રોમાં ભારતીય કળાની પૂર્ણ છાયા નજરે પડે છે.

શ્રી અહિવાસીએ ભારતીય કલાની નિષ્ઠાપૂર્વક સેવા કરી વિદ્યાર્થીઓને સર્વાંગીણ જ્ઞાનથી પરિપુષ્ટ કર્યા. એમના વિદ્યાર્થીઓમાં યજ્ઞેશ્વર શુક્લ, ભાનુ

સ્માર્ત, વજુભાઈ ભગત, ગોકુળદાસ કાપડિયા, મહારાજ ગોપીનાથજી, યુસુફ ખાલઃ, ગોવર્ધન પંચાલ, કુમી દાલાલ, વાસુદેવ સ્માર્ત, દિનેશ શાહ, તુફાન રફાઈ, જગુ પીઠવા, પ્રદ્યુમ્ન તન્ના, ભૂપેંદ્ર કારિયા, રસિક રાવળ વગેરે કલાકારોને ગણાવી શકાય. શ્રી સ્વાવલ ચાવડાએ પોતાની આગવી પ્રતિભાથી યુરોપ જઈ વિશિષ્ટ શક્તિઓ દ્વારા રેખાપ્રધાન શૈલીનું નિર્માણ કરી દેશમાં અગ્રગણ્ય કલાકાર તરીકે સ્થાન પ્રાપ્ત કર્યું. શ્રી યજ્ઞેશ શુક્લે ઇટાલી અને ચીન જઈ, ગ્રાફિક અને ચાઈનીઝ કલાનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી જુદી જુદી પદ્ધતિઓમાં કલાસર્જન કર્યું. શ્રી વાસુદેવ સ્માર્તે કલામાં અલંકરણયુક્ત શૈલીનું નિર્માણ કર્યું તથા ભારતીય અલંકરણોનું અભ્યાસ અને સંશોધન કરી પ્રકાશન કર્યું છે. ઉપરાંત અનેક કલાકારો એમના અધ્યાપનકાળમાં દીક્ષિત થયા. તેઓમાં શ્રી જમુ સંપત, મોરારજી સંપત, મનુ સૂબેદાર, કાંતિલાલ કાપડિયા, હીરાલાલ પટેલ, મનુ વ્યાસ, સુમંત વ્યાસ, લખમસી ઓના, ચંદુભાઈ પંડયા, જયંત પરીખ, કલાકાંત, શકુંતલા દીવાનજી, ભદ્રા દેસાઈ, મોહિની બક્ષી ઇત્યાદિ કલાકારોએ કલાક્ષેત્રે નાનોમોટો ઉલ્લેખનીય ફાળો આપ્યો છે

૧૯૪૭માં દેશ સ્વતંત્ર થયો. કલાકારો અને કલાના વિદ્યાર્થીઓને વિદેશમાંથી નવા વિચાર અને દૃષ્ટિ સાંપડયાં. કલાક્ષેત્રની સીમાનો વ્યાપ વધ્યો. વિશેષ કરી ગુજરાતના કલાકારોએ આનો લાભ વધુ ઉઠાવ્યો. કલાકારોએ પોતાના કામમાં સ્વતંત્રતાનો અનુભવ કર્યો અને તેઓ colour form અને તથા અમૂર્ત કલા તરફ આકર્ષાયા. પુસ્તકો પ્રકાશનો પ્રદર્શનો સ્લાઇડ-શો વાર્તાલાપો અને વ્યક્તિગત સંપર્કનો પણ આમાં મહત્ત્વનો ફાળો છે.

૧૯૪૮માં મુંબઈમાં 'પ્રોગ્રેસિવ ગ્રુપ'ની સ્થાપના થઈ અને એમાં જે કલાકાર હતા તે એકેડેમિક શૈલી તથા પરંપરાગત શૈલીથી અલગ પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરવા માગતા હતા. ગુજરાતના શ્રી અકબર પદમસી અને તૈયબ મહેતાએ ફ્રાન્સ જઈ આધુનિક કલાપ્રવાહનું સમજપૂર્વક અધ્યયન કરી સર્જન કર્યું છે.

## ગુજરાતની કલાપ્રવૃત્તિ

અજંટા એલોરાનાં ભીંતચિત્રોના અને જૈન તાડપત્ર તેમજ હસ્તપ્રતનાં ચિત્રોના સંશોધનથી કલામાં એક પ્રકારનું નવું દિશાસૂચન થયું છે અને એક પ્રેરણાપથ દર્શાવાયો છે.

૧૯મી સદીના અંતિમ ચરણમાં રાજા રવિવર્માનાં ચિત્રોની આકર્ષક શૈલી ગુજરાતમાં ખૂબ લોકપ્રિય થઈ હતી.[૬] દેવીઓ, દેવતાઓ અને પૌરાણિક પ્રસંગોનાં

ચિત્ર ઘરઘરમાં પ્રચલિત થયાં હતાં. રાજા રવિવર્મા ત્રાવણકોરના રાજવંશી કલાકાર હતા અને એમનાં ચિત્ર પાશ્ચાત્ય પદ્ધતિનાં હતાં. વડોદરાના મહારાજા સયાજીરાવે પણ રાજા રવિવર્મા પાસે રાજપરિવારનાં ચિત્ર કરાવ્યાં હતાં. આ ચિત્રશૈલીથી ગુજરાતના જુવાન કલાકારો આકર્ષાયા અને એ જ શૈલીમાં ચિત્રો કરવા લાગ્યા. ૧૯૦૭ માં અમદાવાદના કલાશિક્ષક શ્રી મગનલાલ શર્માએ રાષ્ટ્રભાવનાથી પ્રેરાઈ ભારતના નકશામાં હિંદદેવીનું ચિત્ર ચીતર્યું હતું, જે રવિવર્મા લિથો પ્રેસમાં છપાઈ પ્રગટ પણ થયું હતું.[૭] આ ચિત્ર આખા દેશમાં આદર પામ્યું હતું.

ગુજરાતમાં કલાશિક્ષણની શરૂઆત અને જાગૃતિ ૧૯૧૯ પછી શ્રી રવિશંકર રાવળે અમદાવાદને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું ત્યારથી થઈ. શ્રી રવિશંકર રાવળ મુંબઈની 'સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ'ના તેજસ્વી વિદ્યાર્થી હતા. એમણે ૧૯૧૪ માં સ્વ. હાજીમહંમદ શિવજીના 'વીસમી સદી' માસિકમાં કલાકાર તરીકે સેવા આપેલી. એમાંનાં એમનાં રેખાચિત્રો અને ચિત્રોથી બધા વાકેફ હતા. તદુપરાંત ગુજરાતના સમર્થ સાહિત્યકાર ક. મા. મુનશીની નવલકથાના ચૌલુક્યકાલની સમૃદ્ધિ દર્શાવતાં પાત્રોનાં સુંદર ચિત્ર એમણે કર્યાં હતાં. શ્રી રવિભાઈએ અમદાવાદમાં એક સ્વતંત્ર ચિત્રકાર તરીકે જીવવાનો સંકલ્પ કર્યો અને સમસ્ત જીવન કલાનાં ઉત્થાન પ્રચાર અને પ્રસાર માટે અર્પણ કર્યું. શરૂઆતમાં એમણે 'ગુજરાત કલાસંઘ ચિત્રશાળા'ની સ્થાપના કરી અને કલા-અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓને નિઃશુલ્ક શિક્ષા આપવા માંડી. 'ભારત કલામંડળ'ને નામે એક અન્ય સંસ્થા સ્થાપી પ્રદર્શનો વ્યાખ્યાનો વાર્તાલાપો તથા કલાકારોને ઉત્તેજન આપવા માટે એક મંચની જરૂરિયાત પૂરી પાડી.

૧૯૨૪ માં રવિશંકર રાવળે 'કુમાર' નામના માસિકનો પ્રારંભ કર્યો. 'કુમાર'માં શિષ્ટ સાહિત્ય ઉપરાંત વિશેષ રૂપથી કલાકારોને પ્રોત્સાહન આપવા ચિત્રો, કલાકારોનો પરિચય, દેશવિદેશનાં કલા અને કલાકારો પર વિસ્તૃત નોંધો વગેરે વિપુલ પ્રમાણમાં આપી ગુજરાતની બુદ્ધિજીવી અને સામાન્ય પ્રજામાં કલાસંસ્કાર રેડ્યા અને કલા પ્રત્યે રસવૃત્તિ અને જાગૃતિ આણી.

ગૂજરાત વિદ્યાપીઠમાં ભારતીય સંસ્કૃતિ અને કલાના વિષયને અભ્યાસક્રમમાં સવિશેષ સ્થાન આપવામાં આવ્યું. શ્રી કનુ દેસાઈને શાંતિનિકેતનમાં ઉચ્ચ કલાનો અભ્યાસ કરવા માટે શિષ્યવૃત્તિ આપવામાં આવી. શ્રી કનુ દેસાઈ અભ્યાસ

પૂરો કરી વિદ્યાપીઠમાં શિક્ષક તરીકે જોડાયા. શ્રી રવિભાઈના પ્રથમ શિષ્યમંડળમાં શ્રી કૃષ્ણલાલ ભટ્ટ, કનુભાઈ દેસાઈ અને જગમોહન મિસ્ત્રીનો સમાવેશ થાય છે.

શ્રી રવિશંકર રાવળે વિદ્યાર્થીઓને ઉચ્ચ કલાની શિક્ષા માટે દેશના અન્ય ભાગોમાં મોકલ્યા. દેશના જુદા જુદા પ્રાંતોમાંથી અલગ અલગ વિચારધારાનું ગુજરાતમાં આગમન થયું અને એનો સમન્વય થયો. શ્રી કનુ દેસાઈને શાંતિનિકેતન, શ્રી રસિકલાલ પરીખને મદ્રાસ દેવીપ્રસાદ રાય પાસે અને પછી મુંબઈ, શ્રીયજ્ઞેશ્વર શુકલને મુંબઈ, શ્રી છગનલાલ જાદવને લખનૌ અને શ્રી સોમાલાલ શાહ તથા શ્રી કૃષ્ણલાલ ભટ્ટને વડોદરામાં શ્રી પ્રમોદકુમાર ચેટરજી પાસે મોકલ્યા. આમ ગુજરાતમાં કલા અંગે નવા યુગનાં મંડાણ થયાં. શ્રી રવિશંકરની સંસ્થાના વિદ્યાર્થી-જૂથમાં શ્રી બંસીલાલ વર્મા, રસિકલાલ પરીખ, છગનલાલ જાદવ, વ્રજલાલ ત્રિવેદી, ભીખુભાઈ આચાર્ય, લક્ષ્મણ વર્મા, ચંદ્રશંકર રાવળ, ધીરુ ગાંધી, શાંતિ શાહ અને દશરથ પટેલ વગેરેએ ચિત્ર-અભ્યાસનો આરંભ કરી આગળ જતાં સારી સિદ્ધિ પ્રાપ્ત કરી.

શ્રી સોમાલાલ શાહે ભાવનગરમાં ચિત્રશિક્ષણ આપી વિનાયક પંડ્યા અને માર્કંડ ભટ્ટ જેવા ઉચ્ચ વિદ્યાર્થીઓને તૈયાર કર્યા, જ્યારે શ્રી રસિકલાલ પરીખે શેઠ ચિ. ન. વિદ્યાવિહાર સંસ્થાના લલિતકલા–મહાવિદ્યાલયમાં અનેક શિષ્યોને કલાદીક્ષા આપી.

ગુજરાતમાં કલાજાગૃતિથી એવું વાતાવરણ સર્જાયું કે થોડા કલાકારોએ પોતાની સ્વતંત્ર અને આગવી કલાસાધના અને પ્રયોગશીલતા વડે નવું સર્જન કરી ખ્યાતિ પ્રાપ્ત કરી.[૮] કુમાર મંગલસિંહજી–લાઠી, ખોડીદાસ પરમાર–ભાવનગર, ભૂપત લાડવા–રાજકોટ વગેરેએ સૌરાષ્ટ્રના લોકકલામાંથી પ્રેરણા લઈ આગવું સર્જન કર્યું. શાંતિ શાહ, દશરથ પટેલ અને જગુભાઈ શાહે પણ એ પરિપાટીના પ્રયોગ અજમાવ્યા, પોતાનાં આગવાં વ્યક્તિત્વ અને અનુભૂતિ વ્યક્ત કર્યાં. વિભિન્ન માધ્યમ અને નિજી શૈલીમાં કામ કરનાર કલાકારોમાં શાંતિ દવે, જેરામ પટેલ, પિરાજી સાગરા, ઈશ્વર સાગરા, રમણિક ભાવસાર, બાલકૃષ્ણ પટેલ, કનૈયાલાલ યાદવ, અશ્વિન મોદી, હકુ શાહ, ભાનુ શાહ, જયંત પરીખ, શિવ પંડ્યા, કિનારીવાળા, વિનય ત્રિવેદી, વિનોદ શાહ, વિનોદ પટેલ ઇત્યાદિ કલાકારો મુખ્ય છે. જીવન અડાલજા અને કાંતિલાલ રાઠોડ પણ વિશિષ્ટ કામ કરી રહ્યા છે.

દેશના કલા–શિક્ષણમાં ક્રાંતિ મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી-વડોદરામાં લલિતકલા સંસ્થાની સ્થાપના થતાં આવી.[૯] માર્કંડ ભટ્ટ સર્વપ્રથમ આ સંસ્થાના અધ્યક્ષ નિમાયા. એમણે દેશવિદેશમાં કલાના ઉચ્ચ અભ્યાસ અને

અનુભવ પ્રાપ્ત કર્યા હતા તથા એમના સાથી શ્રી એન. એસ બેન્દ્રેએ દેશના અગ્રગણ્ય અને પ્રતિભા–સંપન્ન કલાકાર અને અનુભવી શિક્ષક તરીકેની મહત્ત્વની ભૂમિકા ભજવી હતી.

આ સંસ્થામાં વિશ્વમાં અદ્યતન કલાપ્રવાહોને અનુલક્ષીને, કલાકારોની વ્યક્તિગત અનુભૂતિની અભિવ્યક્તિને સ્વીકારી તથા આજની સૌંદર્યબોધની પરિભાષાને[૧૦] સમજી અને એની સાથેનો કલાકારનો સંબંધ જોડી કોઈ વિશેષ શૈલીનું અનુકરણ પણ નહિ છતાં પરંપરાની અવગણના પણ ન કરી, પ્રયોગશીલતા તકનિક અને માધ્યમોના પ્રયોગોને વિસ્તૃત સ્થાન આપી એના કલાસર્જનનાં મહત્ત્વપૂર્ણ તત્ત્વો તરીકે સ્વીકાર કર્યો. આ સંસ્થાના વિદ્યાર્થીઓમાં નવી દૃષ્ટિ, નવા માધ્યમ તથા પ્રયોગશીલતાનો અભિગમ સ્પષ્ટપણે વર્તાય છે. એના પરિપાકરૂપે જે કલાકારો પ્રકાશમાં આવ્યા તેઓમાં જ્યોતિ ભટ્ટ, શાંતિ દવે, રમણિક ભાવસાર, બાલકૃષ્ણ પટેલ, જયંત પરીખ, હિંમત શાહ, હકુ શાહ, રમેશ પંડ્યા વગેરે મુખ્ય છે. આમ, ગુજરાતમાં કલાક્ષેત્રે નવા પ્રયોગો અને નવી વિચારધારાઓનો ઉદય થયો.

## ૨. સંગીત

ગુજરાતના શિષ્ટ સંગીતના છેલ્લી એક સદીના ઇતિહાસની શરૂઆત જામનગરના રાજ્ય–ગાયક સ્વ. આદિત્યરામજી વ્યાસથી થઈ. એમના પુત્રો કેશવલાલ અને લક્ષ્મીદાસે ઈ.સ. ૧૮૯૫ માં 'સંગીતાદિત્ય' પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એમ બે પ્રકાશન કર્યાં છે.[૧૧]

લગભગ સવાસો વર્ષ પૂર્વે વડોદરાના મહારાજા શ્રી સયાજીરાવે ગાયનશાળા સ્થાપી એના સંચાલન માટે પ્રો. મૌલાબક્ષની નિયુક્તિ કરેલી. મૌલાબક્ષજી વિદ્વાન સંગીતશિક્ષક હતા અને એ સમયમાં એમનું સ્વરલિપિ પરનું પ્રભુત્વ આશ્ચર્ય પમાડે તેવું હતું. ઉત્તર હિંદુસ્તાની સંગીત માટે સ્વરલિપિ આપનાર એઓ પ્રથમ સંગીતશાસ્ત્રી હતા. એમણે એ સમયમાં ગવાતા દેશી ઢાળોની સ્વર-લિપિ સાથે પ્રકાશનો કરી ગુજરાતની અનેરી સેવા બજાવી છે.[૧૨] ભાવનગરના મહારાજા ભાવસિંહજીને ત્યાં પણ અનેક વિદ્વાન કલાકાર હતા, જેમાં બીનકાર રહીમખાં અને ગાયિકા ચંદ્રપ્રભા અગ્રગણ્ય કલાકાર હતાં.

ગુજરાતમાં નાયક અને ભોજક જ્ઞાતિઓએ વંશપરંપરાથી ભવાઈ–નાટચ અને સંગીત–પરંપરાને જીવંત રાખી છે. તેઓ જૈન વૈષ્ણવ અને સ્વામિનારાયણ

મંદિરોમાં પૂજારી તરીકેનો વ્યવસાય સ્વીકારી પૂજા ભણાવે છે તેમજ કીર્તનો કરાવી પ્રજામાં ધર્મ અને સંગીતનું પ્રચાર–કાર્ય કરે છે.[૧૩]

સૌરાષ્ટ્ર અને કચ્છમાં શરણાઈ તબલાં કે ગાયન તરીકેનો વ્યવસાય કરતી લંઘા કોમમાં સારા ઉત્તમ કલાકારો થયા છે.

પોરબંદરના પુષ્ટિસંપ્રદાયના ગોસ્વામી ઘનશ્યામલાલજી હિંદુસ્તાનના નામાંકિત હાર્મોનિયમ–વાદક હતા.[૧૪] ત્યાર બાદ એમના પુત્ર ગોસ્વામી દ્વારકેશલાલજી અને હાલ એમના પુત્ર રસિકરાયજીએ આજે પણ હાર્મોનિયમ–વાદનની પરંપરા જાળવી રાખી છે.

૧૯૧૦ થી ૧૯૫૦ સુધી સંગીતક્ષેત્રે સારાય હિંદુસ્તાનમાં સૂર્યની જેમ છવાઈ ગયેલ 'આફતાબે–મૌસીકી' (સંગીત–ભાસ્કર) ઉસ્તાદ ફૈયાઝખાને ગુજરાતને ગૌરવ અપાવ્યું તેમજ વડોદરાને ઉત્તર હિંદુસ્તાની સંગીતનું કેંદ્ર બનાવ્યું. જૂની પેઢીના એઓ સમર્થ ગાયક હતા, જેનો એક પગ મુઘલ શહેનશાહ અકબરના જમાનામાં હતો, કારણ કે મધ્ય યુગની ધ્રુપદ–ધમાર શૈલીનો એઓ તાદશ ચિતાર આપી શકતા, તો બીજો પગ આજના સંગીત-યુગની ધરતી પર હતો, કારણ કે આધુનિક ખ્યાલ ઠુમરી અને ગઝલશૈલીના પણ એ રંગદેવ હતા.[૧૫]

વીસમી સદીની શરૂઆતથી ભારતીય સંગીત ક્ષેત્રે નવજાગૃતિ આવી. સંગીતના શિક્ષણકાર્યનો વ્યવસ્થિત વિકાસ શરૂ થયો. હિંદુસ્તાનનાં અન્ય શહેરોની જેમ ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરોમાં પણ સંગીતસંસ્થાઓ શરૂ થઈ. વિષ્ણુનારાયણ ભાતખંડેએ 'હિન્દુસ્તાની સંગીત પદ્ધતિ' નામના છ ભાગોના પ્રકાશન દ્વારા સંગીત વિષયને વ્યવસ્થિત કર્યો. પં. ભાતખંડેજીનું श्रीमल्लक्ष्यसंगीतम् તો ઉત્તર હિંદુસ્તાની સંગીતનો સમર્થ શાસ્ત્રગ્રંથ છે, જેમાં વિભિન્ન ઘરાણાંવાળા ઉસ્તાદોની ચીજોને વિશુદ્ધ કરી અનેક ચીજોનાં લક્ષણ આપ્યાં છે. પં. વિષ્ણુ દિગંબરે તો આ વિષયના શિક્ષણકાર્યને ન્યાય આપી શકે તેવા શિક્ષક તૈયાર કર્યા.

રાષ્ટ્રિય શિક્ષણ-સંસ્થાઓએ અન્ય શિક્ષણ સાથે સંગીતને પણ આવકાર્યું. ગૂજરાત વિદ્યાપીઠમાં ૧૯૨૦ માં સંગીત વિષય લઈને સ્નાતક થવાની સગવડ હતી. સંગીતશાસ્ત્રી નારાયણ મોરેશ્વર ખરેએ ગૂજરાત વિદ્યાપીઠ તેમજ અમદાવાદના સંગીતવિકાસના ઘડતરમાં અમૂલ્ય ફાળો આપ્યો. સાધુવૃત્તિના ખરેએ અભિજાત સંગીતનું મુક્ત હૃદયે દાન કર્યું. ગુજરાતનાં લોકગીતોનું સંપાદન કરી સ્વરલિપિ સાથેનું પુસ્તક તેમજ આશ્રમ ભજનાવલીનું પ્રકાશન કરી લોકગીતો–ભજનો–રાષ્ટ્રગીતોને સંગીતક્ષેત્રે આદરણીય સ્થાન અપાવ્યું. ગૂજરાત વિદ્યા-

પીઠમાં એ સમયે વિષ્ણુ દિગંબરજીના શિષ્ય શંકરરાવ પાઠક વાયોલિનના સુંદર વાદક હતા.

દક્ષિણામૂર્તિ (ભાવનગર)માં શિક્ષણુ સાથે સંગીત એ શિક્ષણુનું અનિવાર્ય અંગ મનાયું.

૧૯૨૦ થી ૧૯૬૫ સુધી સંગીતાચાર્ય પં. ઓંકારનાથ ઠાકુરે શક્તિશાળી અવાજ અને વિશિષ્ટ ગાયકી દ્વારા હિંદુસ્તાન ઉપરાંત પરદેશમાં પણુ ગુજરાતનું નામ રોશન કર્યું. પં. વિષ્ણુ દિગંબરજી પાસેથી ગ્વાલિયર ઘરાણાની તાલીમ પ્રાપ્ત કરેલી, પરંતુ રાગની અભિવ્યક્તિ, આલાપચારી, રસ અને ભાવનો સુમેળ તેમજ આત્મવિશ્વાસ સાથેની એમની રજૂઆતને કારણે એમના અન્ય ગુરુબંધુઓ કરતાં એમનું સંગીત નિરાળું રહ્યું.

પંડિતજી ફક્ત કલાકાર જ નહોતા, એઓ વાગ્ગેયકાર અને સંગીતશાસ્ત્રના જ્ઞાતા પણુ હતા. એમાં 'સંગીતાંજલિ–ભા. ૧ થી ૬'માં ક્રિયાત્મક સંગીતનો અને 'પ્રણુવભારતી' તથા 'રાગ અને રસ' એ પુસ્તકો દ્વારા અનુભૂતિ થયેલ સંગીત-શાસ્ત્રનો નિચોડ આપેલ છે.

અમદાવાદના પં. વાડીલાલ શિવરામ નાયક વિદ્વાન સંગીતશાસ્ત્રી હતા. એમણે સ્વ. વિષ્ણુ નારાયણુ ભાતખંડેજીને 'હિંદુસ્તાની સંગીત પદ્ધતિ'ના ભા. ૧ થી ૬ લખવામાં ઘણી મદદ કરેલી. શાસ્ત્રીય સંગીત ઉપરાંત એઓ વૈષ્ણુવ સંપ્રદાયના હવેલી-સંગીત તેમજ ગુજરાતના દેશી ઢાળોના જ્ઞાતા હતા. અમદાવાદમાં સ્વ. પં. ગોવિંદરાવજી બરહાનપુરકર મૃદંગના તેમજ પં. નાગરદાસ અરજદાસ દિલરૂબાના કુશળ વાદક હતા. એ જ સમય દરમ્યાન વડોદરા ગાયન પાઠશાળાના આચાર્ય હીરજીભાઈ ડૅાક્ટર તેમજ હરકાંતભાઈ શુક્લ ગુજરાતના અગ્રગણ્ય સંગીતશાસ્ત્રી હતા.

રાષ્ટ્રિય ચળવળ દરમ્યાન સંગીતથી પ્રજાના જુવાળને ટકાવવા પં. વિષ્ણુ દિગંબર, ઓંકારનાથજી, ખરેજી વગેરેએ રાષ્ટ્રગીતોનું સ્વરનિયોજન કરેલ. ગુજરાતનાં મા. વસંત અમૃતે પણુ એમના મધુર અવાજ તથા શિષ્ટ અને સુગમ સંગીત દ્વારા રાષ્ટ્રિય જુસ્સો ટકાવવામાં સારો ફાળો આપેલ.

વડોદરા ભાવનગર પાલીતાણુા વઢવાણુ કચ્છ જૂનાગઢ માંગરોળ ઇત્યાદિ રજવાડાંઓના રાજવીઓ સંગીતકારોના સારા આશ્રયદાતા હતા, તો અમુક રાજવીઓ પોતે પણુ સંગીતના સારા જ્ઞાતા હતા, જેમાં ધરમપુરના મહારાજાના નાના ભાઈ પ્રભાતદેવજી તેમજ સાણંદના મહારાજા શ્રીજયવંતસિંહજીનાં નામ ઉલ્લેખ-પાત્ર છે. બંને બીનવાદક હતા. પ્રભાતદેવજીએ 'સંગીત–પ્રકાશ' ૧૯૨૦ માં પ્રકાશિત કર્યું.

૧૯૨૦ થી શિષ્ટ સંગીતની જેમ લોકસંગીત લોકનાટ્ય અને લોકનૃત્યની અભિરુચિ જાગ્રત કરવા પિંગળશી ગઢવી, ગોકુળદાસ રાયચૂરા, મેઘાણીભાઈ, દુલા કાગ અને હેમુ ગઢવીના કંઠના કામણે પણ અન્ય પ્રાંતોમાં ગુજરાતનાં લોકગીતોની પ્રતિષ્ઠા વધારી.

ગુજરાતમાં સંગીત વિદ્યાલયની શરૂઆત વડોદરા બાદ અમદાવાદમાં થઈ. ખરેજીના શિષ્ય રાવજીભાઈ પટેલ અને એના સહકાર્યકરો પ્રાણલાલ શાહ, નટવરલાલ પરીખ અને સુખરાજસિંહ ઝાલા વર્ષોથી સંગીત-અધ્યાપનનું કાર્ય કરી રહ્યા છે. ભાઈલાલ શાહ, પ્રાણલાલ શાહ અને રાવજીભાઈ પટેલે સંગીતના અભ્યાસક્રમો પ્રમાણે પાઠ્યપુસ્તક ગુજરાતી ભાષામાં તૈયાર કર્યાં છે.

શ્રી વાડીલાલ શિવરામ નાયકની પ્રેરણાથી એમના શિષ્ય શ્રી ચંપકલાલ નાયકના આચાર્યપદે ૧૯૪૮ માં અમદાવાદમાં 'ભાતખંડે સંગીત મહાવિદ્યાલય'ની સ્થાપના થઈ, જે ૧૯૫૮ માં બંધ થયું. શ્રી ચંપકલાલ પરંપરાથી પુષ્ટિમાર્ગીય હવેલી સંગીતના કીર્તનકાર છે અને ભાતખંડેજીની પરંપરાના ઉત્તમ ગાયક છે. એમણે પણ અનેક શિષ્યો તૈયાર કરી આપ્યા છે.

અમદાવાદ બાદ રાજકોટમાં સંગીત વિદ્યાલયની સ્થાપના ખરેજીના શિષ્ય પુરુષોતમભાઈ ગાંધીએ કરી. શરૂઆતમાં વાસુદેવ અનગરે અને બાદમાં એકનાથ પરગાંવકરજીનો એમને સાથ મળેલ. ૧૯૪૭ બાદ શારદામંદિર(કરાંચી)ના સંગીત વિભાગના સંચાલક અમુભાઈ વી. દોશી આ સંસ્થાના આચાર્યપદે નિયુક્ત થયા. બીન-વાદક ઉ. મહમ્મદખાં ફરીદા દેસાઈ ભાવનગર રાજ્યમાં રાજ્યવાદક હતા, તેઓએ પણ આ સંસ્થામાં સાતેક વર્ષ સિતાર-શિક્ષક તરીકે કાર્ય કરેલ. વિલુપ્ત થતી બીન-વાદનની જૂની પરંપરાના મહમ્મદખાંને હિંદુસ્તાનના અગ્રગણ્ય તેમજ અંતિમ કલાકાર કહી શકાય.

સંગીત–નૃત્ય–નાટ્યના વિકાસ માટે ૧૯૫૦ માં કેંદ્ર સરકારે દિલ્હી સંગીત નાટક અકાદમીની શરૂઆત કરી. દિલ્હી બાદ ઉત્તર ભારતમાં સૌરાષ્ટ્ર પ્રથમ રાજ્ય હતું, જ્યાં સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી નામની સ્વાયત્ત સંસ્થા સ્થપાઈ. ૧૯૫૫ થી ૧૯૬૨ નાં સાત વર્ષો દરમ્યાન આ સંસ્થાએ સૌરાષ્ટ્રના જુદા જુદા જિલ્લાઓમાં સંગીત નાટ્ય લોકસાહિત્ય અને ભવાઈ સંમેલનો યોજેલાં. ઉપરાંત આ સંસ્થાએ ઉચ્ચ શિક્ષણના વિકાસ માટે ગુજરાત યુનિવર્સિટી સાથે સંલગ્ન મ્યુઝિક કોલેજ શરૂ કરી. સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી અને મ્યુઝિક કોલેજના આચાર્ય તરીકે અમુભાઈ વી. દોશી નિમાયા. નૂતન સંગીત શિક્ષણ પ્રણાલીને ધ્યાનમાં રાખી પ્રા. મુક્તાબહેન વૈદ્ય અને આચાર્ય અમુભાઈએ ગાયન અને શાસ્ત્રનાં પુસ્તક તૈયાર કર્યાં, જેને ગુજરાતમાં સંગીત જગતે સારી રીતે આવકાર્યાં.

૧૯૬૧ થી ગુજરાત સંગીત નૃત્ય નાટ્ય અકાદમીની શરૂઆત થઈ. આ સંસ્થાની સંગીત પ્રવૃત્તિના વિકાસમાં સુરતના સ્વ. કંચનલાલ મામાવાળાનો ફાળો મોટો હતો. એઓ સંગીતવિદ્યાના જ્ઞાતા, વિવેચક અને કલાકારોના અગ્રગણ્ય માર્ગદર્શક હતા.

સુરતના પ્રા. રમણલાલ મહેતા શરૂઆતમાં 'આકાશવાણી' અમદાવાદમાં સંગીત-વિભાગના પ્રોડ્યુસર હતા. બાદમાં સંગીત નૃત્ય નાટ્ય મહાવિદ્યાલય, વડોદરામાં વર્ષો સુધી આચાર્ય હતા. એમણે ગુજરાતી અને અંગ્રેજી ભાષામાં સંગીતનાં વિદ્વત્તાપૂર્ણ લેખો અને પુસ્તકો પ્રકાશિત કરેલ છે. ભરત વ્યાસ પણ વડોદરા સંગીત કૉલેજમાં પ્રાધ્યાપક હતા. એઓ વીણા-મૃદંગ અને ધ્રુપદના વિદ્વાન કલાકાર હતા, પરંતુ એમની પાસેથી કલાનો મર્મ કોઈ પામી શક્યું નહિ, જ્યારે પ્રા. સુધીરકુમાર સકસેનાએ આ કૉલેજ દ્વારા ગુજરાતમાં અનેક સુંદર તબલા-વાદક ઉત્પન્ન કર્યા.

વાગ્ગેયકાર તરીકે પં. ઓમકારનાથજીના શિષ્ય શ્રી. બળવંતરાય ભટ્ટે 'ભાવરંગ, ભા. ૧ અને ભા. ૨'માં સુંદર સંગીત-રચનાઓનું નિર્માણ કરેલ છે.

૧૯૪૫ થી ૧૯૬૫ સુધી યશવંતરાય પુરોહિત અને શિવકુમાર શુકલે હિંદુસ્તાનની લગભગ બધી સંગીત કૉન્ફરન્સોમાં સ્થાન મેળવી ગુજરાતને ગૌરવ અપાવ્યું. યશવંતભાઈએ એમના આરાધ્ય દેવ અબ્દુલકરીમખાં સાહેબની કિરાના ઘરાણાની ગાયકી પર પ્રભુત્વ મેળવેલ. શિવકુમાર શુકલે મોરાદાબાદી ઘરાણાના સ્વ. ઉસ્તાદ અમાનઅલીખાં પાસેથી તાલીમ મેળવી, નૂતન શૈલીની ગાયકીનું નિર્માણ કર્યું. બુદ્ધિચાતુર્ય કાકુ સરગમ આભોગ અને પ્રસન્નતાપૂર્વકની એમની લયપ્રધાન રજૂઆતને પરંપરાગત તાલીમ મેળવેલ બુઝર્ગ ગાયકોએ પણ બિરદાવી.

## ૩. ગરબા, રાસ અને નૃત્યકલા

ગરબા, ગરબી અને રાસ એ ગુજરાતની આગવી લોકકલા છે. એમાં વર્તુલ-નૃત્યના માળખામાં સંગીતની તથા અભિનયની જમાવટ હોય છે.

### ગરબો

ગરબો એ આદ્યશક્તિ મહામાયાની પૂજાનું સ્વરૂપ મનાય છે. ગરબા સાથે શક્તિપૂજા જોડાયેલી છે.[૧૬] શરદઋતુમાં આસોના પહેલા નવ દિવસ રાત્રે નવરાત્ર-મહોત્સવ ઊજવાય છે. નવરાત્રમાં ગવાતા ગરબાનું ક્ષેત્ર વિશાળ અને વૈવિધ્ય-સભર છે. ગરબાના એક સ્વરૂપમાં કાણાવાળો માટીનો ઘડો-'ગરબો', અંદર દીવો,

આ 'ગરબો' માથે મૂકી કન્યાઓ ઘેર ઘેર જાય, 'ગરબો' નીચે મૂકે અને ગાય. બીજા એક સ્વરૂપમાં માતાની સ્થાપના થઈ હોય ત્યાં બેસીને સ્ત્રીઓ ગાય. આ ઉપરાંત નવરાત્રમાં રાત્રિના સમયે માતાજીનું સ્થાપન કરવામાં આવ્યું હોય તે સ્થળે સ્ત્રી-પુરુષો એકઠાં થઈ શક્તિપૂજાની આરાધનારૂપે માતાની ભક્તિનાં ગીતો ગાતાં-ગાતાં, તાળીઓથી તાલ આપતાં, લલિત અંગ-મરોડ અને પગના ઠેકા સાથે વર્તુળાકારમાં ઘૂમતાં ઘૂમતાં ગરબા ગાય છે. ગુજરાતમાં ગરબા ગાવાની આ ચાલ વધુ પ્રચલિત છે. આ ગરબાઓમાં બહુચરમાતા અંબામાતા કાળકામાતા વગેરે દેવીઓના ગરબા ગવાતા, જે આ પ્રમાણે છે :

(૧) "જય જય બહુચર બિરદાળી, જય જય અંબા ભવાની મોરી મા,
રમો રમો........ રે.........આનંદે મોરી મા......"

(૨) "મા અંબે તે રમવા નીસર્યાં, દેવી અન્નપૂર્ણા; માએ શો લીધો શણગાર રે! દેવી અન્નપૂર્ણા!"

(૩) "મા! તુ પાવાની પટરાણી કે કાળી કાળિકા રે લોલ,
મા! તારો ડુંગરડે છે વાસ કે ચડવુ દોહેલું રે લોલ."

સમય જતાં શક્તિપૂજાના આ ગરબાઓના વિષય બદલાયા, જેમાં સમાજ ઋતુ કૃષ્ણભક્તિ વગેરે અનેક વિષય ઉમેરાયા. ગીતના વિષયો બદલાવાની સાથે નૃત્યની પદ્ધતિ પણ બદલાઈ, એક કે બે તાળીથી ગવાતા ગરબામાં ત્રણ કે ચાર તાળી અને ધીમે ધીમે ચપટી પણ ઉમેરાઈ, ત્યાર બાદ તાળી–ચપટીની જગ્યાએ હાથમાં ખંજરી મંજીરા, દીવાની થાળી, બોઘણાં બેડાં દાંડિયા વગેરે અનેક વસ્તુઓનો ઉપયોગ કરી સ્ત્રીઓ ગરબા ગાતી.[૧૬] અત્યારે ગુજરાતનાં મુખ્ય શહેરોમાં નવરાત્ર ધામધૂમથી ઊજવાય છે, પરંતુ આ ગરબામાંથી ગરબાનું મૂળ સ્વરૂપ લુપ્ત થતું જાય છે. નવરાત્ર દરમ્યાન શરૂઆતમાં મોટી ઉંમરની સ્ત્રીઓ માતાજીના પાંચ ગરબા ગાય છે. ત્યાર બાદ મોડી રાત સુધી ચાલનારાં ગરબા–ગીતોના વિષય ખૂબ બદલાય છે, જે આ પ્રમાણે છે :

(૧) "રૂડી ને રંગીલી રે, વા'લા તારી વાંસળી રે લોલ...."

(૨) "દાડમડીનાં ફૂલ રાતાં ઝૂલણ લ્યો વણઝારી,
ફૂલ રાતાં ને ફળ એનાં લીલાં ઝૂલણ લ્યો વણઝારી."

(૩) "તમે એક વાર મારવાડ જાજો રે, હો મારવાડા,
તમે મારવાડનાં મોતીડાં લાવજો રે, હો મારવાડા."

આઝાદી પછી મોટાં શહેરોમાં રાસમંડળીઓ કે ગરબા-મંડળીઓ શરૂ થઈ. આ મંડળીઓએ ગુજરાતી ગરબાઓનું નવું સ્વરૂપ સર્જ્યું. ગુજરાતી ચલચિત્રોમાં

ગરબાને સારું એવું મહત્ત્વ મળ્યું. આકાશવાણીની શરૂઆત થતાં અનેક પ્રાચીન ગરબા પ્રસારિત થવા લાગ્યા. હેમુ ગઢવી અને અવિનાશ વ્યાસના ઘણા ગરબા પ્રચલિત થયા. જૂના ગરબાઓના ઢાળ લઈને કેટલાક નવા ગરબા રચાયા.

શહેરોમાં પોળો કે શેરીઓમાં ગવાતા વર્તુળાકાર ગરબાઓએ આજે દીર્ઘ લંબગોળ આકાર ધારણ કર્યો છે. યુવક–યુવતિઓ નવાં નવાં વસ્ત્ર સજીને મોડી રાત સુધી ગરબા–રાસ ગાય છે. આ ગરબા–નૃત્યો આજે 'ફેશન પરેડ'નો ભાગ બનતા જાય છે. શાળા-કૉલેજોના વાર્ષિકોત્સવમાં ગરબાને વિશિષ્ટ સ્થાન મળતાં એમાં હરીફાઈનું તત્ત્વ ઉમેરાયું, આથી પ્રાચીન અને અર્વાચીન ગરબા એવી બે નૃત્ય અને ગેય-પદ્ધતિ ઊભી થઈ. ધીમે ધીમે શેરીનો ગરબો તખ્તા પરની 'પરફોર્મિંગ આર્ટ'નું સ્વરૂપ ધારણ કરતો જાય છે. ગરબો ચોટું ચોરો છોડી તખ્તા પર આવ્યો એટલે એમાં પ્રકાશ–આયોજન પ્રવેશ્યું. અનેક વાદ્ય અને વાજિંત્ર ઉમેરાયાં. ગરબાની રજૂઆત-પદ્ધતિ પણ બદલાઈ. ગરબાની રજૂઆત વધુ ખર્ચાળ બનતી જાય છે. ધીમે ધીમે ગરબો રંગભૂમિનો ભાગ બનતો જાય છે. આજે ગરબા નવરાત્ર ઉપરાંત શરદપૂર્ણિમા ગૌરીવ્રત કે વારતહેવારોમાં જોવા મળે છે. સામાજિક પ્રસંગોમાં, ખાસ કરીને લગ્નપ્રસંગે, ગરબા કરવાની પ્રણાલી વિકસી રહી છે.

## ગરબી

સૌરાષ્ટ્રમાં ગરબા જેવું જ નૃત્ય ગરબી ખૂબ પ્રચલિત છે. સ્ત્રીઓ લે તે ગરબો અને પુરુષો લે તે ગરબી. ગરબા ઉપર માંડવા જેવું કરવામાં આવે છે તે માંડવી કહેવાય છે.[૧૭] સાદાં પગલાં અને તાળીઓથી સમૂહમાં ગીત ગાઈ ગોળ વર્તુળમાં રહી પુરુષો આ નૃત્ય કરે છે. ગરબીની શરૂઆત દયારામે કરી. ગરબામાં કડીઓ ઘણી હોય છે અને એ નિરૂપણાત્મક હોય છે, જ્યારે ગરબીનો એકમ ઘણો નાનો હોય છે અને ટૂંકી અને આત્મલક્ષી કોટિની હોય છે.[૧૮]

## રાસ

ગુજરાતમાં ગરબા ગરબી ઉપરાંત પ્રાચીન કાલથી ચાલી આવતી રાસ-પરંપરા ખૂબ પ્રચલિત છે. રાસના મુખ્ય બે જ પ્રકાર હતા : [૧૯] હલ્લીસક–રાસ અને દંડ–રાસ. આજે દાંડિયારાસ જ પ્રચલિત છે. બે હાથમાં દાંડિયા લઈ નર્તકો સામસામે જોડમાં ગોળ વર્તુળાકારે ફરતા જાય અને દાંડિયા સામસામે ઠોકી જોડી બદલતા જઈ નૃત્ય કરતા હોય છે. આ રાસમાં ગવાતાં ગીતોનાં બે ત્રણ ઉદાહરણ નીચે મુજબ છે :

"રાધાજીનાં ઊંચાં મંદિર નીચા મોલ...
ઝરૂખડે દીવા બળે રે લોલ..."

"જૂનાણું મોરલી વાગી રે, રાજાના કુંવર...
અમે મહિયારા રે ગોકુલ ગામનાં..."

સૌરાષ્ટ્રના રાસ તાલ લય ગીત અને નૃત્યની દૃષ્ટિએ દેશ-વિદેશમાં ખૂબ લોકપ્રિય બન્યા છે. સૌરાષ્ટ્રમાં રાસના ઘણા પ્રકાર જોવા મળે છે તેમાં પઢારોના કોળીઓના ભરવાડોના આયરોના કણબીઓના અને મેર લોકોના દાંડિયા-રાસ વગેરે ખૂબ પ્રચલિત છે. પઢારો અને કોળીઓ દાંડિયા-રાસ રમે ત્યારે સ્ફૂર્તિથી દાંડિયા ઠોકી દૂર જઈ ઊભા રહે અને એટલી જ સ્ફૂર્તિથી પાછા ભેગા થઈ જાય[20] એ એમના રાસની વિશિષ્ટતા છે. પઢારોનો મંજીરા-રાસ અને કોળીઓનો મટકી-રાસ ખૂબ પ્રચલિત છે.[21] દર વર્ષે સુરેંદ્રનગર પાસે તરણેતરનો મેળો ભરાય છે તેમાં કોળણ સ્ત્રીઓ ત્રણ તાળી લેતી ગાતી હોય ત્યારે સો શરણાઈ સામટી વાગતી હોય એવું વાતાવરણ સર્જાય છે. ભરવાડોના રાસમાં ૩૦ થી ૬૦ ની સંખ્યામાં સ્ત્રી-પુરુષો હોય છે. એમાં દાંડિયાને બદલે પગના તાલ, અંગના આંચકા, હાથના હિલોળા સાથે એક સ્ત્રી અને એક પુરુષ બંને હાથે સામસામા તાલ દેતાં હોય છે. આ તાલારાસનો એક પ્રકાર છે.[22] કણબીઓ રાસ રમતાં રમતાં સ્વસ્તિક રચે, મંડળ રચે, ચોકડી કરે, બેઠક લગાવે અને એક કરતાં વધુ કુદરડીઓ ફરે એ એમની લાક્ષણિકતા છે. મેર લોકોના દાંડિયા-રાસમાં ગીતો નથી ગવાતાં, પણ એકથી વધુ ઢોલ અને શરણાઈઓ વાગતી હોય છે. એમના દાંડિયા તલવારની જેમ વીંઝાય અને કુદરડી ફરતાં-ફરતાં ત્રણથી ચાર ફૂટ તેઓ ઊંચા ઊછળે છે.[23] અદ્‌ભુત વીર અને રૌદ્ર રસની છટાઓ ખૂબ સુંદર રીતે તેઓ ઊભી કરે છે.

## ઇતર પ્રકારો

રાસ ઉપરાંત સૌરાષ્ટ્રમાં હમચો, ટીટોડો, તોપચી, લુવર વગેરે નૃત્યો પણ પ્રચલિત છે. ગોફ-ગૂંથણ અહીંનું વિશિષ્ટ નૃત્ય છે. [24] ગૂંથણી એ આ નૃત્યનું મુખ્ય અંગ બને છે. રંગિત કાપડની પટ્ટીઓ કે જાડી રંગીન દોરીઓ છત ઉપરની એક કડીમાંથી પસાર કરી ગુચ્છમાં બાંધી દે છે અને એનો એક એક છેડો નીચે સમૂહમાં વર્તુળાકારે ઊભેલા નૃત્યકારોના હાથમાં હોય છે. હવે નૃત્યકારો નૃત્યમાં એ રીતે હલન-ચલન કરે કે ઉપર રહેલી દોરીઓની અંદર ગૂંથણી બંધાય; ફરી પાછા ઊંધી દિશામાં ફરે, જેથી નૃત્યના અંતમાં ગૂંથણી છૂટી જાય. આ નૃત્ય પુરુષો પણ કરતા હોય છે. રાસ સિવાય એક અન્ય નૃત્ય રાસડા તરીકે

ઓળખાય છે તે ગરબા જેવો જ એક પ્રકાર છે, જેમાં સ્ત્રીઓ તાળીઓ અને ચપટીઓ વગાડતી જુદી જુદી રીતે આકારો કરતી નૃત્ય કરતી હોય છે. કોળી અને ભરવાડોમાં સ્ત્રી-પુરુષો રાસડા સાથે લે છે.

ગુજરાતનાં નૃત્યોમાં નોખી ભાત પાડતું શ્રમજીવીઓનું નૃત્ય તે ટિપ્પણી છે. જ્યાં કોઈ ઘર ચણાતું હોય ત્યાં તળની સપાટી કઠણ અને સમથળ કરવા ટિપ્પણીથી ટીપવામાં આવે છે. મજૂર સ્ત્રીઓ આ નૃત્ય કરતી વેળાએ ઢોલ સાથે ગાઈ તાલબદ્ધ રીતે ટિપ્પણી જમીન પર પછાડતી નૃત્ય કરે છે.

ગુજરાતનાં અન્ય નૃત્યોમાં આગવા માંડવી જાગ અને રૂમાલ વગેરે જાણીતાં છે. નર્મદાને કાંઠે એક નૃત્યમાં પુરુષો લાંબી લાકડીઓ પર ઘૂઘરા બાંધી લાકડીઓનો એક છેડો હાથમાં રાખી નૃત્ય કરે છે. અમદાવાદની ઠાકરડા કોમમાં નવરાત્ર-ઉત્સવ દરમ્યાન સ્ત્રીઓ માથે મહાડ કે માંડવી રાખી ઢોલો સાથે ઘૂમતી નૃત્ય કરતી હોય છે. મહાડ કે માંડવો જેવું જ બીજું નૃત્ય 'જાગનૃત્ય' છે, જેમાં માથે નાના નાના માંડવી આકારના જાગ લઈ વર્તુળાકારમાં સ્ત્રીઓ ફરતી હોય છે. પઢારોના એક નૃત્યમાં પુરુષો હાથમાં દાંડિયા જેવી અંશતઃ ધાતુની અને અંશતઃ લાકડાની બનેલી લાકડી ઠોકી ધાતુના અથડાવાનો અને લાકડીના અથડાવાનો એમ બે જાતના જુદા જુદા અવાજો કરી નૃત્ય કરતા હોય છે.[૨૫] ગુજરાતનાં બધાં નૃત્યોમાં અનોખી ભાત પાડતું નૃત્ય 'મેરાયો' બનાસકાંઠાના મેળાઓમાં જોવા મળે છે.[૨૬] આ મેરાયો નૃત્યનું બહુ જાણીતું ગીત આ પ્રમાણે છે :

"હેંડો...હેંડો 'લ્યા મોરચાર મેળે
ઘોડાલિયું ધમકે સે;
હેંડો હેંડો માતાને મેળે,
ઘોડાલિયું ધમકે સે."

આ ઉપરાંત સૌરાષ્ટ્રના જંબૂર ગામમાં આવી વસેલા આફ્રિકાના સીદીઓ ઢોલકાની ધમાલ સાથે વર્તુળાકારે નૃત્ય કરે છે ત્યારે જાણે આફ્રિકા ખડું કરી દે છે.[૨૭]

### લોકનૃત્ય

ગુજરાતમાં નૃત્ય-પરંપરા ઘણી પ્રાચીન છે. એ ધાર્મિક અને સામાજિક તહેવારો-ઉત્સવો સાથે પરંપરાગત રીતે ઘનિષ્ટપણે સંકળાયેલી છે.

આ નૃત્યોમાં પ્રાદેશિક વૈવિધ્ય ઘણું છે. સૌરાષ્ટ્રનાં લોકનૃત્યોના પ્રકારોમાં ઘણું વૈવિધ્ય જળવાયું છે. સાતમ—આઠમ નવરાત્ર દશેરા હોળી જેવા

ધાર્મિક તહેવારો હોય, પુત્રજન્મ કે લગ્ન જેવા સામાજિક પ્રસંગ હોય કે ખેતરમાં વાવણી કે લણણીનો અવસર હોય, ગરબા રાસ કે નૃત્યોથી ગામના ચોક અને સીમનાં ખેતરો પડઘાતાં હોય જ.

ગુજરાતના વિવિધ આદિવાસીઓમાં નૃત્યની એક વિશિષ્ટ અને વૈવિધ્ય-ભરી પરંપરા છે. એમનાં નૃત્યોમાં વિશેષતઃ ધાર્મિક શ્રદ્ધા અને આનંદનો ભાવ વ્યક્ત થાય છે.[૨૮] હોળી, દશેરા, દિવાળી વગેરે તહેવારોએ આદિવાસી વિસ્તારોમાં ભરાતા મોટા મેળાઓમાં ઉઘાડી તલવાર લઈને નૃત્ય કરતા ભીલોનું નૃત્ય આ કલાનો ઉત્કૃષ્ટ નમૂનો છે.[૨૯] સુરત ડાંગ ભરૂચ વડોદરા પંચમહાલ બનાસકાંઠા અને સાબરકાંઠાના ભીલોમાં પણ ઘણા મોટા વૈવિધ્ય સાથે નૃત્યની પરંપરા હજુ આજે પણ યથાવત્ જળવાઈ રહી છે. ભીલો ઉપરાંત સુરત જિલ્લાના દૂબળા લોકોનું ઘેરૈયા નૃત્ય[૩૦] તથા કૂંકણા કે કોંકણા આદિ-વાસીઓનું ભવાડાનૃત્ય તાડપાનૃત્ય થાળી–કૂંડીનૃત્ય માદડનૃત્ય વગેરે બહુ જાણીતાં છે. ગુજરાતના અન્ય આદિવાસીઓમાં વારલી, ગામીત. નાયક–નાયકડા, કોટિવાળિયા દોહેડિયા બાવડિયા પારધિયા વગેરેના નૃત્ય–પ્રકારો આજે પણ જોવા મળે છે.[૩૧] આ ઉપરાંત ચૌધરી ઢોળકોળી કાથોડી અને બાવચા આદિવાસીઓની નૃત્ય-શૈલીઓ નોંધપાત્ર છે.

### શાસ્ત્રીય નૃત્ય

ગુજરાતમાં આ નૃત્યો સાથે આ જ અરસામાં શાસ્ત્રીય નૃત્ય–પ્રણાલીની પણ શરૂઆત થયેલી જણાય છે. આના મૂળમાં તે તે પ્રદેશની લોકનૃત્ય-શૈલી રહેલી છે. ગુજરાત-સૌરાષ્ટ્રમાં આટલાં બધાં લોકનૃત્ય હોવા છતાં એની કોઈ શિષ્ટ નૃત્ય-શૈલીનો વિકાસ થયો નથી એ એક આશ્ચર્યકારક બાબત છે. ગુજરાતમાં દક્ષિણ ભારત, પૂર્વ ભારત અને ઉત્તર ભારતની નૃત્ય-શૈલીઓ પ્રવેશી અને એનો વિકાસ થયો. ગુજરાત અને સૌરાષ્ટ્રનાં દેશી રાજ્યોના પ્રોત્સાહનથી વડોદરા અને સૌરાષ્ટ્રના પ્રદેશોમાં શાસ્ત્રીય નૃત્યના તાલીમવર્ગ પણ શરૂ થયા.

ગુજરાતની કેટલીક આગળ પડતી શિક્ષણ-સંસ્થાઓએ પણ શાળાઓમાં નૃત્યશિક્ષણના વર્ગ શરૂ કર્યા. શ્રીમંત કુટુંબોમાં કન્યાઓને નૃત્યની તાલીમ આપવાની પરંપરા વિકસી હતી. વડોદરાના મહારાજાએ ૧૯૪૯ માં નૃત્યશાળા શરૂ કરી હતી. રાજકોટમાં ૧૯૫૩ માં સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી દ્વારા કથકનૃત્યની તાલીમના ખાસ વર્ગ શરૂ થયા હતા અને પાંચ વર્ષનો 'વિશારદ' સુધીનો અભ્યાસક્રમ ઘડાયો હતો. ૧૯૬૦ સુધીમાં મણિપુરી નૃત્યનાં ઝવેરીબહેનો અને કુ. સવિતાબેન નાનજી મહેતા, કથકનાં દમયંતી જોશી, પ્રફુલ્લા પટેલ, ભરત

નાટ્યમનાં સુભલક્ષ્મી અને શ્રીમતી લીલા ગડકર વગેરેનાં નૃત્યો રજૂ થયાં હતાં. અમદાવાદમાં એલિસબ્રિજ આરોગ્ય સમિતિના સંગીત નૃત્ય નિકેતનના ઉપક્રમે ૧૯૩૯ થી લગભગ ૧૯૫૦ સુધી વિવિધ નૃત્યશૈલીથી મિશ્રિત એવાં નૃત્ય સામાન્ય જનતા માટે યોજાતાં રહ્યાં

આ સદીના ૫ મા-૬ ઠ્ઠા દાયકા દરમ્યાન શહેરોમાં શ્રીમંત અને ઉચ્ચ મધ્યમ વર્ગનાં કુટુંબોમાં શાસ્ત્રીય નૃત્યોની તાલીમ લેવાની સભાનતા કેળવાઈ. મુંબઈ વડોદરા રાજકોટ અને અમદાવાદમાં[૩૨] ભરતનાટ્યમ્, મણિપુરી કથક[૩૩] કુચીપુડી કથકલી વગેરે નૃત્યપરંપરાનું શિક્ષણ શરૂ થયું. વડોદરામાં કુબેરનાથ તાંજોરકર, અંજલિબહેન મેઢ, અમદાવાદમાં મૃણાલિની સારાભાઈ, ચાતુની પાનીકર વગેરે નૃત્યવિદોએ જુદી જુદી સંસ્થાઓ દ્વારા નૃત્યની તાલીમ આપવી શરૂ કરી. શ્રીમતી મૃણાલિની સારાભાઈએ અમદાવાદમાં ૧૯૪૯માં 'દર્પણ' નામની સંસ્થા શરૂ કરી. શરૂઆતમાં નૃત્યના કાર્યક્રમ આપવા શરૂ કર્યા અને થોડાં વર્ષ બાદ તાલીમવર્ગ પણ શરૂ કર્યા. ૧૯૬૦માં ગુજરાત રાજ્ય સંગીત નાટક અકાદમીની સ્થાપના થતાં લોકનૃત્યમંડળીઓને અને શાસ્ત્રીય નૃત્યની તાલીમ આપતી સંસ્થાઓને રાજ્ય સરકાર ગ્રાન્ટ આપી નૃત્યપરંપરાને જીવંત રાખવા પ્રયત્નશીલ છે.

## ૪. નાટ્યકલા : વ્યવસાયી અને અવેતન

ગુજરાતના ઇતિહાસના આ સમયગાળામાં છેલ્લા પાંચ દાયકાઓમાં નાટ્યકલા : વ્યવસાયી અને અવેતન તથા રંગભૂમિનો જે વિકાસ થયો છે તે જોતાં કહી શકાય કે ભારતના કોઈ પણ બીજા પ્રદેશની સરખામણીમાં આ ક્ષેત્રમાં ગુજરાત ઊણું રહ્યું નથી. છેલ્લા પાંચ દાયકાઓમાં રંગભૂમિ ઉપર જે નાટકો રજૂ થયાં તેઓનાં મથાળાં અને વિષયવસ્તુ જોતાં કહી શકાય કે ગુજરાતની રંગભૂમિ જગતની રંગભૂમિની સમાંતરે ચાલી છે. બે વિશ્વયુદ્ધોને કારણે માનવસમાજમાં જે પરિવર્તન આવ્યું અને મનુષ્યને જે પરિસ્થિતિનો સામનો કરવાનો આવ્યો તેનું પ્રતિબિંબ આ નાટકોમાં પડેલું જોવા મળે છે. પશ્ચિમની સભ્યતાના પરિચયથી જે કલાવાદ અને નાટ્યસ્વરૂપ ભારતમાં વિકસ્યાં તેનો પડઘો ગુજરાતની અભિનયકલા અને રંગમંચની કલા પર પડયો છે. આ ગાળામાં વડોદરામાં મ. સ. યુનિવર્સિટીની ફાઈન આર્ટ્સ ફેકલ્ટીમાં નાટ્યવિદ્યાનો અભ્યાસક્રમ શરૂ થયો તેમજ અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભામાં નાટ્યવિદ્યા–મંદિરની સ્થાપના થઈ, સ્વતંત્રતા બાદ જૂના મુંબઈ રાજ્યમાં સરકાર તરફથી સંગીત–નાટક અકાદમીની સ્થાપના થઈ. સૌરાષ્ટ્રમાં પણ

સંગીત નાટક અકાદમીની સ્થાપના થઈ, શ્રી ચંદ્રવદન મહેતા જેવા કુશળ નટ દિગ્દર્શક અને રંગદેવતાના આજીવન ઉપાસક ગુજરાતને મળ્યા, શ્રી જયશંકરભાઈ ભોજક (સુંદરી) જૂની રંગભૂમિમાંથી નિવૃત્ત થઈને ગુજરાત વિદ્યાસભામાં નાટ્ય-વિદ્યામંદિરના નિયામક તરીકે જોડાયા, મુંબઈમાં ઇન્ડિયન નેશનલ થિયેટરની સ્થાપના, ગુજરાતી રંગભૂમિની શતાબ્દી વખતે ગુજરાતી નાટ્યમંડળની સ્થાપના અને 'ગુજરાતી નાટ્ય' નામના માસિકનું પ્રકાશન, ગુજરાતની યુનિવર્સિટીઓ અને કોલેજોમાં ઊજવાતા યુવક–મહોત્સવો અને વાર્ષિકોત્સવોના રસોત્સવો, ઇત્યાદિ પરિબળોએ આ સમયગાળાની ગુજરાતની નાટ્યપ્રવૃત્તિને જીવંત રાખી છે.

આફ્રિકાથી ૧૯૧૪ માં રાષ્ટ્રપિતા મોહનદાસ કરમચંદ ગાંધીનું ભારતમાં આગમન એ ભારતના અને ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની મહત્ત્વની ઘટના ગણાય છે. ભારતમાં આવીને એમણે જે સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેની રાષ્ટ્રિય ચળવળ ઉપાડી તે માટે એમણે સ્વદેશી ચીજ–વસ્તુઓનો આગ્રહ અને હરિજન-ઉદ્ધારને મહત્ત્વ આપ્યું. એનું પ્રતિબિંબ ગુજરાતી નાટકોમાં પડેલું જોવા મળે છે. દેશી નાટક સમાજ દ્વારા ભજવાયેલા કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદીનાં 'અરુણોદય' 'સર્વોદય' 'સ્વાશ્રય' તેમજ શ્રી શિવકુમાર જોશીનું 'અંધારાં ઉલેચો' ઇત્યાદિ ઉદાહરણરૂપે અહીં ટાંકી શકાય. રેંટિયા અને સ્વદેશી દ્વારા દેશોદ્ધારનો રાષ્ટ્રપિતા ગાંધીનો વિચાર રંગભૂમિનાં નાટકોનાં ગીતોમાં પણ ઝિલાયો છે. 'નવચેતન' નાટકના એક ગીતની પંક્તિ આ પ્રમાણે છે :

"રૂડો રેંટિયો રે! અમારો રેંટિયો રે ..
કરશે દેશ તણો ઉદ્ધાર."

રાષ્ટ્રપિતા ગાંધીજીની રાષ્ટ્રિય ઐક્યની ભાવના શ્રી મનહર વરતેજવાળાના નાટક 'સ્વદેશસેવા'ના એક ગીતમાં આ પ્રમાણે ઝિલાઈ છે :

"અમે સૌ એક ઝાડની ડાળ,
નથી જુદાઈ – અમે સૌ ભાઈ,
હિંદુ મુસલમાન, પારસી યહૂદી,
ખ્રિસ્તી જાત અનેક;
જાત જુદી રહી છો અમારી,
પણ અંતર છે એક .. અમે."

અંગ્રેજોની ગુલામીમાંથી મુક્ત થવા ગાંધીજીએ જે દાંડીકૂચ આરંભી તેનો પડઘો પણ શ્રી દેવદત્ત તારકસના નાટક 'વિજયડંકા'માં પડેલો જણાય છે. આ નાટકના એક ગીતની પંક્તિ આ પ્રમાણે ગવાતી :

"સાગરને તીર રૂડા સબરસ સંગ્રામ
રૂડા સબરસ સંગ્રામ,
મોરચા મંડાણા ધર્મયુદ્ધના !"

સને ૧૯૩૧માં બાબુભાઈ ઓઝાએ 'ન્યાયાધીશ' નાટક લખ્યું જેમાં એક ગીતના શબ્દો હતા :

ગાંધી તું આજ હિંદકા શાન બન ગયા,
સારી જહાં કોમકા અભિમાન બન ગયા,
તું દોસ્ત હૈ હર કોમકા દિલ અઝીઝ હૈ,
તેરી કલામ મઝહબી ફરમાન બન ગયા.

આ સમયગાળામાં વ્યવસાયી રંગભૂમિની પડતીદશા અને એમેચ્યોર અર્થાત્ અવેતન રંગભૂમિનો ઉદય જોવા મળે છે. રંગભૂમિના સવેતન કે અવેતન ભેદ પાડવા યોગ્ય નથી. રંગભૂમિ એટલે રંગભૂમિ. રંગભૂમિ એ પ્રજાની સંસ્કારિકતાનો માપદંડ છે. કોઈ પણ સમાજની સારી-નરસી પ્રવૃત્તિ, સમાજમાં રહેતા મનુષ્યોની સંસ્કૃતિ–વિકૃતિ, મૂલ્યો અને ભાવનાઓનું પરિવર્તન ઇત્યાદિ બાબતો એની રંગભૂમિ પર ભજવાતાં નાટકોમાંથી વિશેષ જાણી શકાય છે.

ગુજરાતની વ્યવસાયી એટલે કે ધંધાદારી રંગભૂમિના ઉદ્ભવ વિકાસ અને પતનના ત્રણ તબક્કા પાડી શકાય :

(૧) ઉદ્ભવ અને વિકાસ–ઈ. સ. ૧૮૫૨ થી ઈ. સ. ૧૮૭૦

(૨) સમૃદ્ધિના વિકાસનો ચરમોત્કર્ષ–ઈ. સ. ૧૮૭૦ થી ૧૯૨૦

(૩) સમૃદ્ધિનાં આથમતાં અજવાળાં–ઈ. સ. ૧૯૨૦ થી ઈ. સ. ૧૯૫૦

ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસના આ સમયગાળામાં ગુજરાત–સૌરાષ્ટ્રમાં લગભગ ૧૫૦ જેટલી નાની–મોટી નાટક–મંડળીઓ મરવાના વાંકે જીવી રહી હતી. મોટી નાટકમંડળીઓમાંથી છૂટા થયેલા કે નિવૃત્ત થયેલા નટોએ પોતાની નાની મંડળીઓ શરૂ કરી હતી, જેમાં ભારે આર્થિક ખોટ આવવાથી એઓએ હાથે કરીને બરબાદીનો માર્ગ પસંદ કર્યો હતો. ભવ્ય સેટિંગ્સ, પ્રકાશના અને વેશભૂષાના ભભકા, ઉર્દૂ રંગભૂમિનું આંધળું અનુકરણ, બેતબાજી, નાટકમંડળીના માલિકોની ધંધાદારી મનોવૃત્તિ, પશ્ચિમની રંગભૂમિની અસર, નટોની વધારે પગાર મેળવવાની લોભવૃત્તિ, એમચ્યોર સંસ્થાઓનો જન્મ, ઇત્યાદિને કારણે ગુજરાતની ધંધાદારી રંગભૂમિને મરણતોલ ફટકો પડયો. શરૂઆતમાં મૂંગાં અને પછી બોલતાં ચિત્રપટોએ એના રહ્યાસહ્યા શ્વાસને રૂંધી નાંખ્યો. એક

સમયે જે રંગભૂમિની જાહોજલાલી એની પ્રતિષ્ઠાની ચરમસીમાએ પહોંચી હતી તે રંગભૂમિ અતોભ્રષ્ટ–તતોભ્રષ્ટ બની ગઈ. આમ છતાં આ રંગભૂમિએ એના કટોકટીના સમયમાં પણ કેટલાંક ઉત્તમ નાટકો નટો દિગ્દર્શકો અને સંગીતકારો આપ્યા એની નોંધ લીધા વિના આ ઇતિહાસ અધૂરો ગણાશે.

વ્યવસાયી રંગભૂમિની આ નાટકમંડળીઓની વિગતો "ગુજરાતી નાટ્ય"માં પ્રસિદ્ધ થયેલી લેખમાળા 'ઇતિહાસની દૃષ્ટિએ' જેનું સંપાદનકાર્ય શ્રી જયંતીલાલ ૨. ત્રિવેદીએ કર્યું છે તેના પરથી તેમજ રસકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટની આત્મકથા 'સ્મરણ-મંજરી" શ્રી પ્રભુલાલ ત્રિવેદીનાં સંસ્મરણોનું પુસ્તક 'રંગદેવતાને ચરણે' અને એમનો કાવ્યસંગ્રહ 'બોરસલ્લી', શ્રી જયશંકર સુંદરીની આત્મકથા 'થોડાંક આંસુ થોડાંક ફૂલ', શ્રી અમૃત જાનીની આત્મકથા 'અભિનયપંથે' અને શ્રી પ્રાગજી ડોસાના,' તખતો બોલે છે' : ભાગ ૧–૨ ઇત્યાદિ પરથી પ્રાપ્ત થાય છે. આ નાટકમંડળીઓનો સિલસિલાબંધ આધારભૂત ઇતિહાસ લખવાનો બાકી છે.

વીસમી સદીના પ્રથમ છ દાયકાઓમાં જે નાટકમંડળીઓ ગુજરાત–સૌરાષ્ટ્રમાં નાટકો ભજવતી હતી તે બધીનાં નામ અહીં આપવાં યોગ્ય નથી. પરંતુ જે મંડળીઓ લાંબો સમય ટકી રહી હોય તેઓનો ઉલ્લેખ જરૂરી છે. આ નાટક મંડળીઓમાં વિક્ટોરિયા નાટક મંડળી, આલ્ફ્રેડ નાટક મંડળી, ન્યૂ આલ્ફ્રેડ નાટક મંડળી, મુંબઈ ગુજરાતી નાટક મંડળી, ધ ખટાઉ આલ્ફ્રેડ થિયેટ્રિકલ કમ્પની, ધ ખટાઉ થિયેટ્રિકલ કમ્પની, આર્ય સુબોધ નાટક મંડળી, પાલીતાણા ભક્તિ-પ્રદર્શક નાટક કમ્પની, શ્રી દેશી નાટક સમાજ, શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ, શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ, ન્યૂ લક્ષ્મીકાંત નાટક સમાજ, આર્યનૈતિક નાટક સમાજ, શ્રી વાંકાનેર આર્યહિતવર્ધક નાટક કમ્પની, શ્રી ચેતન નાટક સમાજ, શ્રી સરોજ નાટક સમાજ, શ્રી આર્યોદય નાટક સમાજ, શ્રી ધર્મપ્રચારક નાટક સમાજ, શ્રી લક્ષ્મી કલા કેંદ્ર ઇત્યાદિને ગણાવી શકાય. આ નાટકમંડળીઓ ધાર્મિક પૌરાણિક ઐતિહાસિક અને સામાજિક નાટકો ભજવતી હતી. આ બધી નાટકમંડળીઓમાં ભજવાતાં નાટકોની વિગતો આપવી જરૂરી નથી, પરંતુ કેટલીક નોંધપાત્ર નાટકમંડળીઓમાં ભજવતાં નાટકોની યાદી અહીં આપી છે કે જેથી કથાવસ્તુનો ખ્યાલ આવે :

### શ્રી મુંબઈ ગુજરાતી નાટક મંડળી

કુલિન કાંતા અથવા વનરાજ વિજય, શાકુંતલ, હરિશ્ચંદ્ર, રાજબીજ, કુંદબાળા, નળ–દમયંતી, માનસિંહ, સુંદર વેણી, દુઃખી ભાઈબહેન, મેવાડનો

પ્રતાપી ચંદ, લલિતાદુઃખદર્શક, મૂળરાજ સોલંકી, કરણ ઘેલો, બારીસ્ટર, જયરાજ, નૃસિંહ અવતાર, તિલકકુમાર, અજબકુમારી, મોહિની, સૌભાગ્ય સુંદરી, વિક્રમચરિત્ર, જુગલ–જુગારી, કામલતા, નંદબત્રીસી, સંગતનો રંગ, નવલશા હીરજી, વસંતપ્રભા, નવલકુસુમ, પ્રતાપલક્ષ્મી, સ્નેહસરિતા, મધુબંસરી, સુધાચંદ્ર, મેઘમાલિની, વિશ્વલીલા, આનંદલહરી, ભારત સંતાન, સૌભાગ્યનો સિંહ, મદાંધ મહિલા યાને નૂરજહાન, કુમળી કળી, જમાનાનો રંગ, તરુણીના તરંગ, કાશ્મીરનું પ્રભાત, કૉલેજની કન્યા, કુદરતનો ન્યાય, અપ–ટુ–ડેટ મવાલી, સ્વામી ભક્તિ યાને બાજી દેશપાંડે, કીમિયાગર, કુટિલ રાજનીતિ, કર્મસંજોગ, કાર્યસિદ્ધિ, જેન્ટલમેન ડાકુ, રણસમ્રાજ્ઞી, કોણ સમ્રાટ ?, કંચનકુમારી, કોની મહત્તા ? કીર્તિવિજય, જંજીરને ઝણકારે, સચ્ચા હીરા, મુંબઈની બદી, ઘેલી ગુણિયલ, કેવો બદમાસ ?, કિરીટકુમાર, નેપોલિયન, જોબનના જાદુ, શેતરંજના દાવ, ગરીબનાં આંસુ, સિંહાસનનો શોખ, સમરપ્રભા, શ્રીમંત કે શેતાન ?, કોમી નિશાન, સિકંદર, સિનેમાની સુંદરી, સુખી સંસાર, રાજાધિરાજ, સુકન્યા, સાવિત્રી, કલંકિત કોણ ?, કર્તવ્યને પંથે, ખાવિંદને ખાતર, ભક્તરાજ, અંબરીષ.

આ નાટક મંડળીએ ભજવેલ 'કામલતા' અને 'સૌભાગ્ય સુંદરી' બહુ લોકપ્રિય બન્યાં હતાં. 'સૌભાગ્ય સુંદરી' નાટકમાં શ્રી જયશંકર ભૂધરદાસ ભોજકે સુંદરીની સફળ ભૂમિકા ભજવી અને 'સુંદરી' તરીકે લોકપ્રસિદ્ધ પામ્યા, 'કામલત્તા' નાટકમાં એમણે કામલતાની અને બાપુલાલ નાયકે મીનકેતુની સફળ ભૂમિકા ભજવી. કામલતા અને મીનકેતુની પ્રણયગોષ્ઠિનું દૃશ્ય અહીં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. (જુઓ પટ્ટ ૧૧, આ. ૩૩.)

## શ્રી દેશી નાટક સમાજ

સતી સંયુક્તા, સંગીત લીલાવતી, પવિત્ર લીલાવતી, સતી પાર્વતી, અશ્રુમતી, રામવિયોગ, ભોજકુમાર, સરદારબા, ઉમાદેવડી, વીણાવેલી, વિજયાવિજય, મદનમંજરી, ઉદયભાણ, મોહિનીચંદ્ર, વિજયકમળા, ગીતાસુંદરી, સતી સીતા, શ્રી ભદ્રાયુ, સતી દ્રૌપદી, કબીરસાહબ, શ્રી સંન્યાસી, જાલિમ ટુલિયા, સતી પદ્મિની, અજિતસિંહ, કુલીન નાયકા, સતી દમયંતી, સતી સુલોચના, કેશર કિશોર, સુભદ્રાહરણ, ઉર્વશી, રાઠોડ કન્યા, પવિત્ર લક્ષ્મી, વીર વિક્રમાદિત્ય, કુસુમલતા, હંસાકુમારી, ગુણબંકાવલી, અભયસિંહ, કર્મફળ, નરસિંહ મહેતા, શેઠ સગાળશા, કૃષ્ણ–સુદામા, મહાકવિ કાલિદાસ, રાજરતન, પ્રહ્લાદ–વિજય, કૌરવ–પાંડવ ભાગ

૧–૨, જાલંદર-સતીવૃંદા, લલિતપ્રિયા, સૌંદર્યવિજય, સતી દેવહૂતિ, મહારાજા અશોક, અસુરી માયા, સરસ્વતીચંદ્ર, બોલતો કાગળ જમાને, સિદ્ધાર્થ બુદ્ધ, દગાબાજ દુનિયા, માયાવી વીર, ધર્મનિષ્ઠ મયૂરધ્વજ, આર્યવિજય, અમર યોગીન્દ્ર, પ્રતાપી પ્રેમીલા, ચીતોડમાં કરુણ, કામલત્તા, સત્યવાદી હરિશ્ચંદ્ર, દેશભક્તિ, બેવફા બેટી, મીનળમુંજાલ, રાજસંસાર, દેશદીપક, દીવાન, સત્તાનો મદ, કીર્તિસ્તંભ, અજયધારા, વીરભૂષણ, વીર મણી, દેવી હોથલ, સાંભરરાજ, સોરઠીસિંહ, આર્ય-અબળા, વિધિના ખેલ, સાચો સજ્જન, ઊગતો ભાનુ, વડીલોના વાંકે, ગંગા કિનારે, દૈવી સંકેત, સંપત્તિ માટે, સુરમોહિની, સંસારના રંગ, સંતાનોના વાંકે, સમય સાથે, બંધનમુક્તિ, સમર કેસરી, વીર દુર્ગાદાસ, પૈસો બોલે છે, ગાડાનો બેલ, શંભુમેળો, સામે પાર, સાવિત્રી, સ્નેહવિભૂતિ, ગોપીનાથ, સૈનિક, ગર્ભશ્રીમંત, સુરેખા, સોનાનો સૂરજ, વિમળ જ્યોતિ, વૈભવના મોહ, ગુરુ–દક્ષિણા, ઉઘાડી આંખે.

## શ્રી પાલીતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપની

વીર તાનાજી, સ્ત્રીશક્તિ, સંસારચિત્ર, રાવ બહાદુર, સ્નેહબંધન, જાગીરદાર, રણકેસરી, નેતાજી પાલકર, મુરાર બાજી, દેશદર્શન, આર્ય રમણી, દેહનાં દાન, કૃષ્ણકુમારી, સરલાદેવી, મહાત્મા ભીષ્મ, વીર અભિમન્યુ, સોરઠનો સિંહ, સંઘજી કાવઠિયો, મોજીલો મહારાજ (છકેલો બાજીરાવ), અનારકલી, મહારાજા મુંજ, ભક્ત પ્રહ્લાદ, વીર પ્રતિજ્ઞા, વીરહાક, પૃથ્વીરાજ, નળ-દમયંતી, કુંજવિહારી, પિતૃભક્ત શાંતિકર, સતી અનસૂયા, રુક્મિણી સ્વયંવર, પોરસ સિકંદર, રાઠોડ દુર્ગાદાસ, રામાયણ, સોનાની સમશેર, ગોહેલનાં ગૌરવ, સ્નેહનાં શહીદ, રાણીનું રાજ્ય. સતી ઊજળી, રાજરમત, માથાનાં દાન, સત્તાનો શોખ, શયતાન શત્રુ, નારીનાં વેર, દેવયાની, શૂરાના સંગ્રામ, સતી પ્રભાવ, ગુનેગાર, રાજ્યભક્તિ, દ્રૌપદી, મર્દની મહત્તા, ભાગ્યચક્ર, પતિભક્તિ, ન્યાયાધીશ, નૂરજહાં, ભક્ત દામાજી, સમાજ-ના સડા, કાકુ બહારવટિયો, વીરાંગના, ભારતની ભવ્યતા, કીમતી કુરબાની, નાગર નરસિંહ, મર્દ મુસ્લિમ, ગરીબનાં આંસુ ઇત્યાદિ.

## શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ

વીર ઘટોત્કચ, કુમારપાલ, શંકરાચાર્ય, વીર કુણાલ, કુસુમચંદ્ર, પૃથ્વીપુત્ર, સત્ય પ્રકાશ, અબળાઓનાં બંધન, માલતી-માધવ, રાજા જશવંતસિંહ, અરુણોદય, પૃથ્વીરાજ, દેવકુમારી, માલવપતિ, સિરાજુદ્દૌલા, દૌલતે જંગ, સંસાર સાગર, સ્નેહમુદ્રા, શાલિવાહન, માયાના રંગ, મેરા ઇમાન, પ્રેમવિજય ઇત્યાદિ.

## શ્રી આર્ય નૈતિક નાટક સમાજ

બેધારી તરવાર, બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર, સરોજિની, પરશુરામ, ઇન્દ્રાવતી, સરસ્વતીચંદ્ર, સતી તોરલ, પુત્રરત્ન પુંડલિક, સતી પદ્માવતી, સૂર્યકુમારી, સ્વદેશ-સેવા, રા માંડલિક છત્રવિજય, સૂરદાસ, શ્રી ભક્તિવિજય, સુરેખાહરણ, નીલમ માણેક, નાગર ભક્ત, યોગકન્યા, મનહરમેના, જોહરે શમશીર, શ્રી જયમતી, ઉર્વશી–પુરૂરવા, કનક–કેસરી, વિશ્વપ્રેમી કલાપી, અમરલક્ષ્મી, પીપા ભગત, હોથલ પદ્મિણી, જેસલ–તોરલ, બીરબલ–બાદશાહ, પ્રવીણસાગર, રાજલીલા, મહારાજા શાંતનુ, માલવિકાગ્નિમિત્ર, વીર દુર્ગાદાસ, સતી મંજરી, મહાશ્વેતા–કાદંબરી, રાજા શંભાજી, સંસાર-લીલા, સેવકધર્મ ઇત્યાદિ.

## શ્રી આર્ય નાટક મંડળી

વીર અજિત, જયાકુમારી, અહલ્યાબાઈ, સિદ્ધ સત્યેન્દ્ર, ચંદ્રગુપ્ત, વીરકેસરી, સ્વયંવર, બભ્રુવાહન, આત્મબળ, સમ્રાટ અશોક, ન્યાયસિંધુ, ધર્મજોશ, સતી સવિતા, રંગતરંગ, ભારતવીર, વીર રમણી, મેઘ–મધુરી, યોગમાયા, મહાત્મા તુલસીદાસ, જીવનનૌકા, મહાદજી સિંદે, મનોરમા, સૌરાષ્ટ્ર વીર વગેરે.

## થિયેટરો અને નાટકશાળાઓ

ઉર્દૂ, પારસી અને ગુજરાતી રંગભૂમિનો સૂર્ય જ્યારે મધ્યાહ્ને પ્રકાશતો હતો ત્યારે આ સમયગાળામાં નાટકો ભજવવા માટે મુંબઈ અમદાવાદ સુરત વગેરે મોટાં નગરોમાં થિયેટરો બાંધવામાં આવ્યાં; જેમકે મુંબઈમાં બાલીવાલા થિયેટર, વિક્ટોરિયા થિયેટર, ભાંગવાડી થિયેટર, પ્રિન્સેસ થિયેટર, ગેઈટી થિયેટર, એડવર્ડ થિયેટર, બૉમ્બે થિયેટર ઇત્યાદિ; અમદાવાદમાં ભારતભુવન, આનંદભુવન, શાંતિભુવન, માસ્ટર ભુવન ઇત્યાદિ; સુરતમાં ક્વીન વિક્ટોરિયા થિયેટર, જ્યૉર્જ થિયેટર, પ્રિન્સેસ થિયેટર, સૂર્યપ્રકાશ થિયેટર ઇત્યાદિ; જૂનાગઢમાં વણઝારી થિયેટર અને કાલવા થિયેટર; રાજકોટમાં લક્ષ્મીભુવન; ગોંડળમાં ભાગવત મંડપ થિયેટર; પોરબંદરમાં શ્રીનાથજી થિયેટર; વડોદરામાં મોરબી થિયેટર, વાંકાનેર થિયેટર, વિજયરંગ થિયેટર, રામવિજય થિયેટર ઇત્યાદિ; ભાવનગરમાં વિજયરંગ થિયેટર; કલોલમાં વિષ્ણુ થિયેટર વગેરે. જે નગર કે ગામમાં થિયેટર ન હોય ત્યાં વાંસના અને પતરાંના કાચા માંડવા બાંધી કામચલાઉ થિયેટર ઊભાં કરવામાં આવતાં. સમય જતાં ઈ. સ. ૧૯૩૦ પછી ચલચિત્રોનું આક્રમણ થતાં નાટકના વ્યવસાયને મોટો ફટકો પડયો અને નાટક ભજવવા માટે બાંધવામાં આવેલાં થિયેટર સિનેમાગૃહોમાં પરિવર્તન પામ્યાં।

આ સમય-ગાળામાં દક્ષિણ–ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં જે દેશી રાજ્યો હતાં તેઓમાંનાં કેટલાંક રાજ્યોના રાજવીઓ નાટકના શોખીન હોવાથી તેઓએ નાની–મોટી નાટકશાળાઓ પોતપોતાના રાજ્યમાં સ્થાપી હતી. દેશી રાજ્યોનું વિલીનીકરણ થતાં આ નાટકશાળાઓનો ઉપયોગ હાઈસ્કૂલ કે સરકારી કચેરીઓ માટે થવા લાગ્યો!

વ્યવસાયી રંગભૂમિનાં અજવાળાં આથમતાં હતાં તે વર્ષોમાં પણ લગભગ ૧૫૦ જેટલી નાની–મોટી નાટક મંડળીઓમાં આશરે ચાર હજાર જેટલા કલાકારો અને કસબીઓનું પોષણ થતું હતું. નાટક મંડળીઓ ગુજરાત બહાર કલકત્તા કરાંચી હૈદરાબાદ દિલ્હી અને છેક રંગૂન સુધી પોતાનાં નાટકો ભજવતી હતી, પરંતુ બે વિશ્વયુદ્ધોને કારણે જે આર્થિક બરબાદી દુનિયાના દેશોમાં થઈ તેની અસર ભારત પર પણ થઈ. આર્થિક ભીંસમાંથી ઊગરવા માટે કેટલીક નાટ્યમંડળીના માલિકો સટ્ટાનો વેપાર કરવા લલચાયા હતા, જેમાં તેઓ બરબાદ થઈ ગયા અને પોતાની નાટકમંડળીઓનું દેવું વધી જવાથી આખરે એ મામૂલી કિંમતમાં વેચી દેતા અથવા સમેટી લેતા હતા. નાટક મંડળીઓ બંધ થવાથી રંગભૂમિની વર્ષો સુધી સેવા કરનાર નટોની સ્થિતિ આર્થિક રીતે કફોડી થઈ ગઈ. પરિણામે તેઓને બહુ ઓછા પગારે કે રોજમદારીના ધોરણે રામલીલા કે ગામડાંઓમાં ફરતી નાની નાટક મંડળીઓમાં મજબૂરીથી જોડાવાની ફરજ પડી.

## નટો અને દિગ્દર્શકો

આ સમયગાળામાં વ્યવસાયી નાટક મંડળીઓને જે નટો મળ્યા તે મોટે ભાગે ઉત્તર ગુજરાતમાં વસતી નાયક–ભોજક કોમમાંથી આવ્યા હતા, જેમનો ગાયન વાદન અને નર્તન એ પરંપરાગત વારસો હતો. આ કોમના નટોના અભિનય વિશે લખતાં પ્રો. રસિકલાલ છો. પરીખ જણાવે છે કે 'ગુજરાતમાં અભિનય એ વિશિષ્ટ રીતે વિકસેલી કલા છે. આ વિકાસના ઇતિહાસમાં જોઈએ તો પ્રથમ એ બાબત ધ્યાન ઉપર આવે છે કે એના મૂળમાં કોમનો વારસો છે, પેઢી–દર–પેઢીએ ઊતરી આવતા અભિનયના સંસ્કાર તેમજ સંગીતના સંસ્કાર બીજરૂપે છે. નૃત્ય પણ એ જ કોમમાં ઊતરી આવેલી કલા છે. આ કોમ તે ગુજરાતની પ્રસિદ્ધ નાયક–ભોજક કોમ છે.'[૩૪] નાયક–ભોજક કોમ ઉપરાંત બ્રાહ્મણ પટેલ બારોટ મીર મુસલમાન વગેરે કોમોમાંથી પણ કેટલાક ખ્યાતનામ નટ ગુજરાતની રંગભૂમિને પ્રાપ્ત થયા છે. વીસમી સદીની શરૂઆતમાં સામાજિક સંકુચિત મનોવૃત્તિને કારણે સ્ત્રીઓ રંગમંચ પર આવવામાં ભારે ક્ષોભ અનુભવતી

હતી ત્યારે પુરુષો સ્ત્રી-પાઠ ભજવતા હતા. આ નટો કિશોર અને જુવાન હોય ત્યાં સુધી સ્ત્રીપાઠમાં સારા લાગતા હતા, પરંતુ જ્યારે વૃદ્ધ થઈ જાય અને અવાજ પડી જાય ત્યારે એમનો સ્ત્રીપાત્રવાળો અભિનય વરવો લાગતો હતો. આમ છતાં કેટલાક પુરુષ નટ એમણે ભજવેલી સ્ત્રી-ભૂમિકા ઉપરથી જે તે નામે ઓળખાતા હતા; દા.ત. જયશંકર 'સુંદરી', પ્રભાશંકર 'રમણી', ત્રીકમ 'કુમુદ', સોમનાથ 'કલ્યાણી', ભોગીલાલ 'માલતી', અંબાલાલ 'ચાંદબીબી', રણછોડ 'જમના ઝાપટે' ઇત્યાદિ. સમય જતાં નટીઓએ વ્યવસાયી રંગભૂમિ ઉપર અભિનય કરવાની હિંમત કરી અને સ્ત્રીપાત્રોની વાસ્તવિકતા શરૂ થઈ. આવી નટીઓમાં ગૌહર મોતીજાન, મુન્નીબાઈ, મોતીબાઈ, કમળાબાઈ કર્ણાટકી, સરસ્વતી દેવી, રામપ્યારી, રૂપકમલ, રાણી પ્રેમલતા, કુસુમ ઠાકર ઇત્યાદિએ અનેક નાટકોમાં સફળ અભિનય કરીને પ્રેક્ષકોની ચાહના મેળવી હતી. એમના કંઠે ગવાયેલાં ગીતો આજે પણ વ્યવસાયી રંગભૂમિના રસિયા પ્રેક્ષક વાગોળતાં થાકતા નથી.

વીસમી સદીના પાંચ દાયકાઓમાં જે નટો ગુજરાતી રંગભૂમિને મળ્યા તેઓમાં પારસી નટો ઉપરાંત ગુજરાતી હિંદુ નટોમાં સર્વશ્રી જયશંકર 'સુંદરી', બાપુલાલ બી. નાયક, મૂળચંદ (મામા), સંગીતરત્ન ભગવાનદાસ, મોહનલાલા, અસરફખાન, વાઘજીભાઈ ઓઝા, મૂળજીભાઈ ઓઝા, મગનલાલ શામચંદ નાયક (માસ્ટર શનિ), પ્રાણસુખ નાયક (તેતર), માસ્ટર ગોરધન, માસ્ટર વસંત, મોહન મારવાડી, ચિમન મારવાડી, શિવલાલ ગિરધર (કૉમિક), કેશવલાલ (સરસ્વતીચંદ્ર), મૂળજી ખુશાલ, પ્રભાશંકર 'રમણી', પ્રાણસુખ 'એડીપોલો', સોમનાથ 'કલ્યાણી' માસ્ટર મોહન, સૂરજરામ (સ્પે. સુંદરી), ચિમન કૉમિક, ચિમન ચકૂડો, માસ્ટર કાસમભાઈ મીર, કેશવ મીર, દાદુજીભાઈ મીર, ફત્તુજી મીર, માસ્ટર બબલદાસ ભોજક, લાલજી નંદા, માસ્ટર દોલત, ભોગીલાલ 'માલતી', ચૂનીલાલ 'દુર્ગાદાસ', બલદેવદાસ પ્રભાશંકર (કાળી કોયલ), છગન 'રોમિયો', કેશવલાલ પ્રેમચંદ, રણછોડ 'જમના ઝાપટે', જટાશંકર, કેશવલાલ કપાતર, રતિલાલ પટેલ, શંકરલાલ ગોવિંદરામ (કૉલેજ ગર્લ), અમૃત જાની ઇત્યાદિને ગણાવી શકાય. તખ્તા ઉપર જુદાં જુદાં નાટકોમાં આ નટો જે સંવાદો બોલતા અને ગીતો ગાતા તેની પ્રેક્ષકો ઉપર ધારી અસર પડતી હતી.

આ સમયગાળામાં જુદી જુદી નાટક મંડળીઓને જે દિગ્દર્શકો મળ્યા તેમાં જયશંકર 'સુંદરી', બાપુલાલ બી. નાયક, મૂલચંદ (મામા), વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક, મગનલાલ શામચંદ નાયક (માસ્ટર શનિ), માસ્ટર ત્રીકમ, મૂળજી ખુશાલ, પ્રાણસુખ એડીપોલો, ગોપાળજી ભોજરાજ, રામલાલ

વલ્લભરામ નાયક, વાઘજીભાઈ અને મૂળજીભાઈ ઓઝા, ચંપક લાલા, માસ્ટર કાસમભાઈ મીર, બબુપ્રસાદ કચરાલાલ, શિવલાલ નાયક ઇત્યાદિ નામો ઉલ્લેખપાત્ર છે. આ દિગ્દર્શકો નટોને ગાયન વાદન નર્તન અને અભિનયની તાલીમ આપવા માટે યોગ્ય વ્યવસ્થા કરાવતા હતા. નવા નાટકનું રિહર્સલ કરાવતી વખતે તેઓ સતત હાજર રહેતા હતા અને નાટકની સફળતા માટે પોતાનાથી બનતો પુરુષાર્થ કરતા હતા. આમ છતાં કેટલાંક નાટક લોકચાહનાની દષ્ટિએ સફળ થતાં હતાં, તો કેટલાંક સરિયામ નિષ્ફળ પણ જતાં હતાં. કાળબળે નાટક કમ્પનીના માલિકો અને દિગ્દર્શકોમાં ધંધાદારીવૃત્તિ વધતી ગઈ અને બિન-તંદુરસ્ત સ્પર્ધાઓને કારણે વ્યવસાયી નાટક કમ્પનીઓ અને નટોની પડતી દશા થઈ.

## આથમતાં અજવાળાં

ગુજરાતની વ્યવસાયી રંગભૂમિ સો વર્ષનું પૂરું આયુષ ભોગવી શકી નહિ એ ગુજરાતના નાટયકલાના ઇતિહાસની કરુણ દાસ્તાન છે. સને ૧૯૩૫ માં શતાબ્દીની ઊજવણી વખતે જે નાટક મંડળીઓ છેલ્લા શ્વાસ લઈ રહી હતી તેઓમાંથી મુંબઈની દેશી નાટક સમાજ બચી શકી અને એનો પણ આખરે કરુણ અંજામ આવ્યો. નાટક મંડળીઓની ગળાકાપ બિનતંદુરસ્ત સ્પર્ધા, નાટ્ય-દિગ્દર્શકોમાં દૂરંદેશીપણાનો અભાવ, ખર્ચાળ સેટિંગ્સ, ઢંગધડા વિનાના પોશાક અને પ્રકાશના ભપકા, નટ–નટીઓનો કૃત્રિમ અભિનય, નટોની અને નાટક મંડળીઓના માલિકોની વેપારવૃત્તિ, નટોમાં અભિનય અંગેની ગેરસમજ તેમજ નાટક મંડળી પ્રત્યે નિષ્ઠાનો અભાવ, ચલચિત્રોનું આક્રમણ, પ્રજાની રુચિનું બદલાતું જતું ધોરણ ઇત્યાદિ કારણોને લઈને ગુજરાતની વ્યવસાયી રંગભૂમિનો મૃત્યુઘંટ વાગ્યો. આમ છતાં એનાં નાટકોનાં સંવાદો અને ગીતો, નટ–નટીઓનો અભિનય ઇત્યાદિ બાબતોનું સંભારણું રંગભૂમિના રસિયા પ્રેક્ષકો આજે પણ વાગોળતાં થાકતા નથી. વ્યવસાયી રંગભૂમિના જમા પાસાની છણાવટ કરતી વેળા ગુજરાતી રંગભૂમિની સવા શતાબ્દીની ઉજવણી પ્રસંગે શ્રી ચંદ્રવદન મહેતાએ કહેલું : 'એકસો યા સવાસો વર્ષની ગુજરાતી રંગભૂમિમાં કશો કસ જ નહોતો એવું કહેનારા જરા થોભે થંભે. એ વડવાઓએ કોઈ પ્રયોગો કરવાના બાકી નથી રાખ્યા. એમણે જે ગીત–ગાયકીની વૈવિધ્યભરી બાંધણીઓ બાંધી આપી છે, સંગીતની ઝાલરો વિકસાવી છે, ધ્રુપદ–ગાયકીના વિસ્તરતા ચંદરવા બાંધી આપ્યા છે, સંગીતનાં જે શિખરો સર કર્યાં છે એની ખૂબીઓ તો જે જાણે તે જ માણે. માણીગરો માણી ગયા છે. એ ઘાટમાટ તો

આજની રંગભૂમિ માટે સપનાં થઈ ગયો. એ કંઠની માવજત–મીઠાશ હવે કલ્પના-પ્રદેશમાં ઘૂમરાવા ચાલ્યા ગયા. એક જ લીટી, હજી તો પૂરી થઈ નથી તે પહેલાં આખું શ્રોતામંડળ ડોલવા માંડે; 'જરા કહોજી સાવરિયા! શાં જાદુ કર્યાં ? એ લિરિકલ માધુરીની સામે 'હૃદયના શુદ્ધ પ્રેમીને નિગમનાં જ્ઞાન ઓછાં છે', એમાં એ ગઝલ ગવાતાં તાજગીભરી તબલાંની થાપ પડતાં શ્રોતામંડળ 'ઓહો' કહેતાં અરધું ઊભું થઈ જાય. આવી નાનકડી અનેક લીટીઓનાં લહેકાંલટકાં વિલીન થઈ ગયાં'.[૩૫]

ગુજરાતની વ્યવસાયી રંગભૂમિએ સામાજિક ધાર્મિક પૌરાણિક અને ઐતિહાસિક નાટકો રજૂ કરીને પારસી ગુજરાતી મરાઠી હિંદી નટ–નટીઓને એકત્ર કરી ગુજરાતમાં અને ગુજરાતની બહાર અને ભારતની બહાર નાટ્યકલાની રંગભૂમિ અને જે સુવાસ પ્રસરાવી છે તે ગુજરાતી નાટ્યકલાનું ઉજ્જવળ પ્રકરણ છે.

## ૨. અવેતન રંગભૂમિ

રંગભૂમિના સવેતન કે અવેતન ધંધાદારી કે બિનધંધાદારી, જૂની કે નવી, એવા ભેદ તાત્ત્વિક દૃષ્ટિએ પાડી શકાય નહિ. કહેવાતી સવેતન રંગભૂમિ 'અવેતન' રહી શકતી નહિ એ હકીકત સૌ જાણે છે, આમ છતાં રંગભૂમિના કેટલાક અભ્યાસીઓ ગુજરાતી રંગભૂમિના વિકાસના ઇતિહાસને ધ્યાનમાં રાખી આવી ભેદરેખા પાડે છે.

ગુજરાતી રંગભૂમિના ઇતિહાસમાં અભિનય અને નાટ્યવિદ્યાના ક્ષેત્રમાં એમચ્યોર પ્રવૃત્તિ સન ૧૯૨૮ ની આસપાસ અંગ્રેજી શિક્ષણ અને પશ્ચિમની સભ્યતાના પ્રભાવ હેઠળ શરૂ થઈ. આ એમચ્યોર પ્રવૃત્તિના જનક કુશળ નટ, દિગ્દર્શક, નાટ્યલેખક, અભિનય કલા અને સંગીતકલાના મર્મજ્ઞ, ગઠરિયાં બાંધનાર અને છોડનાર એવા બહુમુખી પ્રતિભા ધરાવનાર કવિ ચંદ્રવદન મહેતા કે જેઓ ગુજરાતી સાહિત્યમાં 'ચંચિ'ના હુલામણા નામથી પ્રસિદ્ધ છે તેમને આગળ ધરી શકાય. પોતાના કૉલેજકાળ દરમ્યાન શ્રી ચંદ્રવદન મહેતાએ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં વક્તૃત્વ અને પેન્ટોમાઈમના જે પ્રયોગ કર્યા અને એમાં સફળતા મળી એનાથી તેઓ નાટક ભજવવા પ્રેરાયા. શ્રી ચંદ્રવદન મહેતા ધંધાદારી રંગભૂમિની કથળતી અને બગડતી સ્થિતિ જોઈને નિર્ણય પર આવ્યા હતા કે આ રંગભૂમિ સડી ગઈ છે અને એનો મૃત્યુઘંટ વગાડવો જ જોઈએ, એવી જેહાદ કૉલેજના જુવાનો અને સામાજિક મંડળોમાં પોતાનાં તીવ્ર અને ઉગ્ર

ભાષણો દ્વારા શરૂ કરી. ધંધાદારી નાટક મંડળીઓ કે જે વિકૃત રીતે નાટકો ભજવતી તેઓની સામે શ્રી ચંદ્રવદન મહેતાએ ખુલ્લો બળવો પોકાર્યો. આ જેહાદને કારણે ગુજરાતનાં ઘણાં શહેરો અને નગરોમાં શિક્ષિત યુવકો નાટક માટે એમચ્યોર સંસ્થા શરૂ કરવા આગળ આવ્યા. સને ૧૯૩૦ પછીના બે દાયકાઓમાં મુંબઈ અમદાવાદ સુરત વડોદરા નડિયાદ રાજકોટ ભાવનગર જામનગર ઇત્યાદિ સ્થળોએ અવેતન કલામંડળોનો જન્મ થયો. આ મંડળો દ્વારા જે નાટકો, એકાંકી દ્વિઅંકી ત્રિઅંકી રજૂ થયાં તેને કારણે ગુજરાતની પ્રજાને શિષ્ટ સાહિત્યિક નાટકો માણવાની તક મળી.

અવેતન રંગભૂમિની પ્રવૃત્તિ માટે લખાયેલ અને જૂની રંગભૂમિ સામેના વિરોધમાં ભજવાયેલ 'અખો' નાટક સૌથી પ્રથમ ગણાય. એ ભજવાયું ૧૯૨૭ માં. એમાં ભાગ લેનાર હતાં : ડૉ. યોધ, ગિરધરલાલ કોટક, કેશવપ્રસાદ દેસાઈ, જયંતકુમાર ભટ્ટ, કમલકાંત લોહાણા, સનતકુમાર વીણ, નિર્ભય ઠાકોર, ભગવાનલાલ ગાંધી, જિતુભાઈ મહેતા અને સરલા બાનરજી. આ નાટકને પરિણામે એક ઉચ્ચ કક્ષાની અભિનેત્રી અવેતન રંગભૂમિને સાંપડી અને એ સરલા બાનરજી.[૩૬]

આ અવેતન સંસ્થાઓએ ભજવેલ નાટકોનો ઉલ્લેખ કરવો જરૂરી હોઈ એની વિગતો ટૂંકમાં નીચે પ્રમાણે તારવી શકાય :

મુંબઈમાં ભદ્રી સેવા સમાજે નાટચકાર કવિ જામનનાં નાટકો 'વીસમી સદી' 'વિનાશ પંથે' 'કાળી વાદળી' 'કોલેજિયન' 'વાસનાનાં વહેણ' 'નવું જૂનું' ઇત્યાદિ નાટક રજૂ કર્યાં. શરૂઆતમાં એમચ્યોર નાટકો ભજવવાની પ્રવૃત્તિમાં જામનભાઈ, રત્નસિંહ મામા, સુંદરદાસ, પ્રાગજી ડોસા વગેરે સક્રિય બન્યા હતા. શ્રી બાબુભાઈ મર્ચન્ટ જે અવેતન સંસ્થા ચલાવતા હતા એમણે 'નેપોલિયન' નામનું નાટક ભજવેલું. મૂળરાજ કાપડિયાં 'નરુલઃ સેવા સમાજ' ચલાવતા અને 'સુંદર શ્યામ' 'ગ્રેજ્યુએટ' 'બસૂરી વીણા' 'દોષિત કોણ ?' ઇત્યાદિ નાટક ભજવેલાં. આ નાટક વ્યવસાયી રંગભૂમિની પરંપરા મુજબ ભજવાતાં હતાં. મુંબઈમાં ભારતીય વિદ્યાભવનના કલા-કેંદ્ર દ્વારા કનૈયાલાલ મુનશીએ પણ અવેતન નાટચ-પ્રવૃત્તિને પ્રોત્સાહન આપ્યું. સર્વશ્રી ચંદ્રવદન મહેતા, ધનસુખલાલ મહેતા અને જ્યોતીંદ્ર દવે જેવાઓનો એઓને સાથ મળ્યો. આ કલા-કેંદ્ર તરફથી ભજવાતાં નાટકોમાં સર્વશ્રી ચંદ્રવદન ભટ્ટ, મધુકર રાંદેરિયા, ડૉ. આર. કે. શાહ, કાંતિ સંઘવી વગેરેએ સફળતાપૂર્વક ભૂમિકાઓ ભજવી. એમણે ભજવેલ નાટકોમાં ચંદ્રવદન મહેતાનાં 'આગગાડી' 'નાગા બાવા' 'આરાધના' 'મૂંગી સ્ત્રી' 'અખો' 'પ્રેમનું મોતી' 'પાંજરાપોળ' ઇત્યાદિ મુખ્ય હતાં. ઉપરાંત શ્રી ક. મા મુનશીનાં

'કાકાની શશી' 'સ્નેહ સંભ્રમ' 'બે ખરાબ જણુ'–મુંબઈની કૉલેજોમાં ભજવાયાં. આ સમયગાળામાં પ્રાગજી ડોસાનાં નાટક પણ અવેતન સંસ્થાઓ અને કૉલેજો દ્વારા ભજવાતાં રહ્યાં કે જેમાં 'સમયનાં વહેણુ' 'સદ્દાના છંદ' 'મોહબંધન' 'ઘરનો દીવો' ઇત્યાદિને ગણાવી શકાય. સને ૧૯૪૨ પછી મુંબઈની અવેતન રંગભૂમિ ઉપર નવી હવા લઈને બે સંસ્થાઓનું નિર્માણ થયું. આ બે સંસ્થાઓ તે આઈ. પી. ટી. એ. (IPTA) અને આઈ. એન. ટી. (INT). આ બન્ને સંસ્થાઓએ ઉત્તમ સાહિત્યિક નાટક ભજવ્યાં અને તખ્તા ઉપર પ્રતાપ ઓઝા, ચાંપશી નાગડા, નરેંદ્ર ત્રિવેદી, વનલત્તા મહેતા, લીલા ઝરીવાળા, ચંદ્રિકા શાહ, વિષ્ણુકુમાર વ્યાસ, સુમંત વ્યાસ, ઉપેંદ્ર ત્રિવેદી, વર્ષા આચાર્ય, ચિત્રા ભટ્ટ, જયંત વ્યાસ, નારાયણ રાજગોર, કાંતિ મડિયા, વિજય દત્ત, સરિતા ખટાઉ, પ્રવીણ જોશી, અરવિંદ જોશી, રમેશ જમીનદાર, ભારતી શેઠ, પન્ના મોદી, અરવિંદ ઠક્કર, સુરેશ રાજડા, શંકરપ્રસાદ દેસાઈ, દેવયાની દેસાઈ, મીનળ મહેતા, નીલાંજના મહેતા ઇત્યાદિ પોતપોતાના અભિનયમાં ઝળક્યાં.

અમદાવાદમાં અવેતન નાટ્યની પ્રવૃત્તિ કરવાનું માન રંગમંડળને ફાળે જાય છે. અમદાવાદમાં પ્રીતમનગર વિસ્તારમાં રંગમંડળની પ્રવૃત્તિ સને ૧૯૩૭માં શરૂ થઈ. આ પ્રવૃત્તિ શરૂ કરવામાં સર્વશ્રી નીરુ દેસાઈ, જયંતી દલાલ, ચીનુભાઈ પટવા, પિનાકિન ઠાકોર, અરુણ ઠાકોર આદિ મુખ્ય હતા. રંગમંડળ દ્વારા સફળતાપૂર્વક ભજવાયેલ નાટકોમાં 'લોપામુદ્રા' 'પુત્ર સમોવડી' 'ગીતગોવિંદ' 'મખ્ખીચૂસ' 'વિરાજવહુ' 'બિંદુનો કીકો' 'મળેલા જીવ' 'પાણિગ્રહણ' 'મોંઘેરા મહેમાન' 'સાથે શું બાંધી જવાના' ઇત્યાદિ મુખ્ય છે. રંગમંડળના કલાકારોમાં સર્વશ્રી પિનાકિન ઠાકોર, અરુણ ઠાકોર, મહેંદ્ર પાઠક, પી. ખરસાણી, મોહન ઠક્કર, દામિની મહેતા ઇત્યાદિને ગણાવી શકાય. આ સમયગાળામાં અમદાવાદમાં વિદ્યા અને સંસ્કારની સંસ્થા ગુજરાત વિદ્યાસભા દ્વારા નાટ્યવિદ્યા મંદિરની સ્થાપના અને સમય જતાં એમાંથી જન્મેલ નટમંડળે સુરુચિપ્રધાન નાટકો ભજવીને ગુજરાતના તખતાને જીવતો રાખ્યો. ગુજરાતની વ્યવસાયી રંગભૂમિના ખ્યાતનામ નટ અને દિગ્દર્શક શ્રી જયશંકર 'સુંદરી'ની સેવાઓ આ સંસ્થાને મળી એ હકીકત ઉલ્લેખપાત્ર છે. 'નટમંડળે' રજૂ કરેલ નાટકોમાં 'રાઈનો પર્વત' 'ઢીંગલી ઘર' 'સાગરઘેલી' 'ઊરુભંગ' 'ભગવદજ્જુકીય' 'વિરાજવહુ' 'લોકશત્રુ' 'જુગલ–જુગારી' 'મુદ્રારાક્ષસ' અને 'મેના ગુર્જરી' નોંધપાત્ર છે. 'મેના ગુર્જરી' ભજવીને નટમંડળે સમગ્ર દેશમાં ડંકો વગાડ્યો હતો. નટમંડળના કલાકારોમાં સર્વશ્રી જશવંત ઠાકર, દીનાબહેન ગાંધી (દીના પાઠક), શિવકુમાર જોશી,

અનસૂયા સુતરિયા, પ્રાણસુખ નાયક, ચીનુભાઈ સોજના, અરવિંદ પાઠક, પ્રભાબહેન પાઠક, કલા શાહ, બાબુ પટેલ, કૈલાસ પંડ્યા ઇત્યાદિને ગણાવી શકાય.

રંગમંડળ અને નટમંડળ ઉપરાંત અમદાવાદમાં દર્શન, રૂપકસંઘ, રાષ્ટ્રિય નાટ્ય સંઘ, લોકનાટ્ય સંઘ, સેવાદળ સંસ્કાર વિભાગ, અખબારી સ્વાતંત્ર્ય સમિતિ, ગુજરાત કોલેજ, એચ. એલ. કૉમર્સ કોલેજ, એલ. ડી. આર્ટ્સ કોલેજ, રામાનંદ મહાવિદ્યાલય (હ. કા. કોલેજ) ઇત્યાદિ સંસ્થાઓએ પણ નાટકો રજૂ કરીને અવેતન રંગભૂમિનો તખતો જીવંત રાખ્યો.

વડોદરાની અવેતન નાટ્ય પ્રવૃત્તિમાં મ. સ. યુનિવર્સિટીના નાટ્યવિભાગનો ફાળો નોંધપાત્ર છે. આ પ્રવૃત્તિને વેગ આપવામાં સર્વશ્રી ચંદ્રવદન મહેતા, હંસાબેહન મહેતા, રમણલાલ વસંતલાલ દેસાઈ, જશવંત ઠાકર, માર્કંડ ભટ્ટ, ઊર્મિલા ભટ્ટ ઇત્યાદિનું પ્રદાન નોંધપાત્ર છે. વડોદરાની અવેતન નાટ્યપ્રવૃત્તિ 'કલાકેંદ્ર' અને 'ત્રિવેણી' સંસ્થાએ અનેક શિષ્ટ નાટકો ભજવીને પ્રજાની સાહિત્યિક રુચિ ઘડવામાં ફાળો આપ્યો છે.

આ સમયગાળાની ગુજરાતની અવેતન નાટ્યપ્રવૃત્તિમાં સુરતનું પ્રદાન નોંધ-પાત્ર છે. અવેતન નાટ્યપ્રયોગ સુરતમાં સૌપ્રથમ ૧૯૧૫ માં 'અમરસત્ર' દ્વારા થયો હતો, જેની બધી ટિકિટો ખપી ગઈ હતી. આ નાટક વિખ્યાત દેશ–ભક્ત ગોપાલકૃષ્ણ ગોખલેનું સ્મારકફંડ એકત્રિત કરવા માટે ભજવાયું હતું અને એમાં સર્વશ્રી નટવરલાલ માળવી, મોતીરામ દલાલ, ડૉ. ચિમનલાલ દલાલ, રમણલાલ તારમાસ્તર, કૃષ્ણલાલ કાજી, ઈશ્વરલાલ વીમાવાળા ઇત્યાદિએ અભિનય કર્યો હતો. સને ૧૯૧૯ પછી યુવક સંઘની પ્રવૃત્તિઓ શરૂ થઈ અને એમ. ટી. બી. કોલેજમાં શ્રી જ્યોતીંદ્ર દવેનું 'વિષપાન' નાટક ભજવાયું. સમય જતાં વિદ્યાર્થીસંઘની પ્રવૃત્તિમાં 'કલાક્ષેત્ર'નો જન્મ થયો. કલાક્ષેત્રના કલાકારોએ શરૂઆતમાં 'પરાકાષ્ઠા' 'દુષ્કાળ' અને 'આમ્રપાલી' જેવી નૃત્યનાટિકાઓ ભજવી અને એ પછી ત્રિઅંકી નાટકો ભજવવાની શરૂઆત કરી. આ સંસ્થા દ્વારા 'મોંઘેરા મહેમાન' 'મનુની માસી' 'ભાડૂતી પતિ' 'ઘરનો દીવો' 'વૈભવના અંગાર' 'સોના વાટકડી' 'શેતરં-જનાં પ્યાદાં' 'મનની માયા' 'ઓલામાંથી ચૂલામાં' 'આવતી કાલ' 'હાથીના દાંત' 'મોગરો કે ગુલાબ' 'આપઘાત' ઇત્યાદિ નાટકો ભજવ્યાં. કલાક્ષેત્રના સાથે સાથે 'કલાનિકેતન' નામની સંસ્થા શરૂ થઈ હતી, જેના ઉપક્રમે કેટલાંક નાટક ભજવાયાં હતાં, જેમાં 'છોરું–કછોરું' ઘરની રાણી' 'એક હતો ડોસો' નાટકો ઉલ્લેખપાત્ર છે. સને ૧૯૩૫ માં ગુજરાતી નાટ્ય શતાબ્દીની ઉજવણીમાંથી 'રાષ્ટ્રિય કલાકેંદ્ર'નો જન્મ થયો, જેણે 'હું ઊભો છું' 'સતનો મારગ છે શૂરાનો' 'આંઝવાનાં જળ'

'ભાભી' ઇત્યાદિ નાટક રજૂ કર્યાં હતાં. સુરતની અવેતન નાટ્યની કલાપ્રવૃત્તિ વિકસાવવામાં સર્વશ્રી ચંદ્રવદન મહેતા, બંકુ લાલા, ભાનુભાઈ આર્ય, વ્રજેંદ્ર વ્યાસ, ચંદુ દરુ. શિવપ્રસાદ લાલા, ધનસુખલાલ મહેતા, ચંદ્રવદન ભટ્ટ, મધુકર રાંદેરિયા, વજુભાઈ ટાંક, ડૉ. રતન માર્શલ, ચંદ્રવદન કાપડિયા, હકૂમત દેસાઈ, જ્યોતિ વૈદ્ય વગેરેનો ફાળો ઉલ્લેખનીય છે.

સૌરાષ્ટ્રમાં પણ આ સમયગાળામાં અવેતન નાટ્યપ્રવૃતિ શરૂ થઈ હતી, જેના સૂત્રધાર સર્વશ્રી રમણલાલ યાજ્ઞિક, ડી. પી. જોશી, હરકાંત શુક્લ, ગિજુભાઈ વ્યાસ, જયશંકર માસ્તર, હરસુખ કિકાણી વગેરે હતા. આશરે સને ૧૯૩૫ માં 'સૌરાષ્ટ્ર કલા રસોત્સવ મંડળ'ની સ્થાપના કરવામાં આવી અને અવેતન નાટ્યપ્રવૃત્તિને વ્યસ્થિત રૂપ આપવામાં આવ્યું. શ્રી વજુભાઈ ટાંકની નાટ્યપ્રવૃતિ આ મંડળથી શરૂ થઈ હતી અને એમણે પ્રથમ ત્રિઅંકી ઐતિહાસિક નાટક 'પેશ્વાઈ પતન' રાજકોટમાં રજૂ કર્યું અને ત્યાર બાદ 'પરિવર્તન' 'ફૂલમાળ' 'સમર્પણ' ઇત્યાદિ નાટક ભજવ્યાં. અવેતન નાટ્યપ્રવૃતિનો વિકાસ થતાં સને ૧૯૪૦ ની આસપાસ 'સૌરાષ્ટ્ર કલા કેંદ્ર'ની સ્થાપના કરવામાં આવી, જેના ઉપક્રમે 'ધરતીનો સાદ' 'મારે પરણવું છે' 'જાગતા રહેજો' 'ભૂદાન' 'એ આવજો' 'ઊગ્યું પ્રભાત' 'ઘરનો દીવો' 'રમકડાંની દુકાન' 'મંગલમંદિર' 'સોનાનો સૂરજ' 'અલ્લાબેલી' 'માનવતાની મૂર્તિ' ઇત્યાદિ નાટકો ભજવાયાં. સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા બાદ 'સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી'ની સ્થાપના કરવામાં આવી કે જેના ઉપક્રમે શ્રી ચંદ્રવદન મહેતાનું નાટક 'શેતલના કાંઠે' ભજવાયું જેને ધાર્યા કરતાં ઘણી સફળતા પ્રાપ્ત થઈ.

આ બધાં નગરો ઉપરાંત નવસારી ભરૂચ નડિયાદ ભાવનગર જામનગર ઇત્યાદિ શહેરોમાં અવેતન નાટ્યપ્રવૃત્તિ કરનારી કલબો અને સંસ્થાઓ હતી કે જેઓએ અવેતન નાટ્યપ્રવૃત્તિને પ્રોત્સાહન આપ્યું હતું.

## પાદટીપ

૧. 'Art in Bombay,' *Bombay Art Society Diamond Jubilee Souvenir (BASDJS), 1888–1948*

૨. '60 Years of Bombay Art Society', *BASDJS, 1888–1948*

૩. રવિશંકર રાવળ, 'ગુજરાતની સાંપ્રત ચિત્રકળાનું વિહંગાવલોકન', "કુમાર" (કલા અંક), વર્ષ ૪૪, સળંગ અંક ૫૨૮, પૃ. ૪૧

૪. 'Art in Bombay', *BASDJS, 1888-1948*

૫. Krishna Chaitanya, 'Ravi Verma,' *Lalit Kala*, 1960
૬. 'Painters in Gujarat,' *BASDJS, 1888–1948*; રવિશંકર રાવળ, ઉપર્યુક્ત, પૃ. ૩૮
૭–૮. પનુભાઈ ભટ્ટ, 'ગુજરાતમાં આધુનિક ચિત્રકલાનાં વહેણ,' "કુમાર" (કલા અંક), વર્ષ ૪૪, સળંગ અંક ૫૨૮, પૃ. ૪૩
૯. रतन परिमू, 'समकालीन कला संदर्भ तथा स्थिति', "ललित कला", १९८०
૧૦–૧૧. અમુભાઈ દોશી, 'ભારતીય સંગીતનો વિકાસ,' પૃ. ૨૩૦, ૨૩૧
૧૨. પુરુષોત્તમ ના. ગાંધી, 'ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન,' પૃ. ૨૬૧–૬૨
૧૩. અમુભાઈ દોશી, ઉપર્યુક્ત, પૃ. ૨૩૨
૧૪. એજન, પૃ. ૨૮૪
૧૫, જયમલ્લ પરમાર, 'આપણાં લોકનૃત્યો,' પૃ. ૨૫
૧૬. ઇલાક્ષી ઠાકોર, 'નૃત્યો,' "ગુજરાત એક પરિચય", પૃ. ૨૧૫
૧૭. જયમલ્લ પરમાર, ઉપર્યુક્ત, પૃ. ૨૮
૧૮. કે. કા. શાસ્ત્રી, 'પદ, ગરબો અને ગરબી,' "બુદ્ધિપ્રકાશ," પુ. ૧૨૭, અંક ૧, પૃ. ૨૨
૧૯. M. R. Majmudar, *Cultural History of Gujarat*, p. 297
૨૦. જયમલ્લ પરમાર, 'આપણાં રાસ નૃત્યો,' "ગુજરાત દીપોત્સવી અંક ૨૦૪૧," પૃ. ૧૩
૨૧. સૌરાષ્ટ્રનાં રાસનૃત્યોની વધુ વિગત માટે જુઓ જયમલ્લ પરમારનું 'આપણાં લોકનૃત્યો,' અમદાવાદ, ૧૯૫૭.
૨૨. એજન, પૃ. ૫૬ ૨૩. એજન, પૃ. ૬૧
૨૪–૨૫. ઇલાક્ષી ઠાકોર, ઉપર્યુક્ત, પૃ. ૨૧૩, ૨૧૬
૨૬. જયંતીલાલ સો. દવે, 'ગુજરાતનું અનોખું લોકનૃત્ય – મેરાયો,' "ગુજરાત દીપોત્સવી અંક, ૨૦૩૮", પૃ. ૧૩
૨૭. ઇલાક્ષી ઠાકોર, ઉપર્યુક્ત, પૃ. ૨૧૩
૨૮. હીના શાહ, 'ભારતીય નૃત્ય,' "ગુજરાત દીપોત્સવી અંક, ૨૦૩૭," પૃ. ૮૧
૨૯. વિમલ શાહ, 'ગુજરાતના આદિવાસીઓ,' પૃ. ૨૬
૩૦ હકૂમતરાય દેસાઈ, 'ઘેરૈયા-નૃત્ય,' "ગુજરાત દીપોત્સવી અંક, ૨૦૧૮," પૃ. ૪૯
૩૧. વિમલ શાહ, ઉપર્યુક્ત, પૃ. ૩૧, ૩૪
૩૨. આ શહેરોની નૃત્ય તાલીમ સંસ્થાઓ માટે જુઓ પરિશિષ્ટ 'લલિતકલાઓને લગતી સંસ્થાઓ.'

૩૩. કથક નૃત્યની તાલીમ આપતા નૃત્ય વર્ગો વડોદરા અને રાજકોટમાં ચાલતા હતાં. અમદાવાદમાં ૧૯૭૦ માં શ્રીમતી કૌમુદિની લાખિયાએ કથકનું વ્યવસ્થિત શિક્ષણ આપવા 'કદમ્બ' સંસ્થા શરૂ કરી, જે આજે પણ કાર્યરત છે.

૩૪. ૨. છો. પરીખ, 'બે બોલ', "ગુજરાતી રંગભૂમિના અભિનય શિલ્પી બાપુલાલ નાયક" (લે. સુરેશ નાયક), પૃ. ૪

૩૫. ગુજરાતી રંગભૂમિ, સવા શતાબ્દી સ્મારક ગ્રંથ, પૃ. ૧૮૧–૮૨

૩૬. ધનસુખલાલ મહેતા, 'ગુજરાતી બિન ધંધાદારી રંગભૂમિનો ઇતિહાસ' પૃ. ૪૯

## પરિશિષ્ટ
# લલિતકલાઓને લગતી સંસ્થાઓ

આ સમયગાળા દરમ્યાન ગુજરાતમાં સંગીત નૃત્ય નાટ્ય ચિત્રકલા વગેરે લલિતકલાઓને લગતી અનેક સંસ્થાઓ અસ્તિત્વમાં આવી, જેમાંની કેટલીક ગણનાપાત્ર સંસ્થાઓનો ટૂંક પરિચય કરીએ.

### સંગીત વિદ્યાલય (ગૂજરાત વિદ્યાપીઠ)

૧૯૩૩ માં શ્રી ખરે સાહેબના સઘન પ્રયત્નોથી વિદ્યાપીઠના આશ્રય નીચે ૭ વર્ષના અભ્યાસક્રમવાળું સંગીત વિદ્યાલય શરૂ થયું.[૧]

### રાષ્ટ્રિય સંગીત મંડળ

૧૯૨૨માં ડૉ. હરિપ્રસાદ દેસાઈના પ્રમુખપદે શ્રી ખરે સાહેબે અમદાવાદના ખાડિયા–સારંગપુર વિસ્તારમાં 'રાષ્ટ્રિય સંગીત મંડળ' સ્થાપ્યું.[૨] આ સંસ્થાના ઉપક્રમે વારંવાર સંગીત જલસા યોજાતા. જલસામાં દિવસ દરમ્યાન સમયને અનુરૂપ રાગ ગવાતા કે વગાડાતા અને વિવિધ રાગોનો પરિચય અપાતો.

### ગાંધર્વ મહાવિદ્યાલય મંડળ

૧૯૩૧ માં પંડિત દિગંબર પલુસ્કરજીનું અવસાન થતાં એમનું અધૂરું રહેલું કાર્ય આગળ ધપાવવા શ્રી ખરે સાહેબે પલુસ્કરજીના શિષ્યોને ભેગા કર્યા અને અમદાવાદમાં ગાંધર્વ મહાવિદ્યાલય મંડળ સ્થાપ્યું.[૩] સંગીતનો બહોળો પ્રચાર કરવો તે આ મંડળનો ઉદ્દેશ હતો.

### ગાંધર્વ મહાવિદ્યાલય

સંગીત શિક્ષણ માટે શ્રી ખરે સાહેબે ગાંધર્વ મહાવિદ્યાલયની શરૂઆત કરી. દીનબંધુ એન્ડ્રુઝના અતિથિપદે, શ્રી બ. ક. ઠાકોરના હસ્તે ગુજરાત કોલેજની સામેના મકાનમાં ૧૯૩૫ માં આ સંગીત વિદ્યાલયનું ઉદ્‌ઘાટન થયું.[૪] બીજે વર્ષે આ સંસ્થા દાળિયા બિલ્ડિંગમાં ખસેડાઈ. શહેરમાં પ્રથમ વાર સામાન્ય જનતાને સંગીત શીખવવાના વ્યવસ્થિત વર્ગ શરૂ થયા. ચાર વર્ષના કંઠ્ય અને વાદ્યના અભ્યાસને અંતે 'વિશારદ'નો પદવી અપાતી. દર વર્ષે સંગીતના જાહેર જલસા યોજાતા. દર રવિવારે વિક્ટોરિયા ગાર્ડનમાં ગાયન-વાદનનો કાર્યક્રમ રજૂ થતો. અસંખ્ય લોકો આ સંગીત સાંભળવા એકઠા થતા. ૧૯૫૧ માં આ સંસ્થા સરકાર–માન્ય થઈ અને કંઠ્ય અને વાદ્યમાં ૧૦ વર્ષ સુધીના અભ્યાસક્રમો સાથે તે આજે પણ કાર્યરત છે.[૫]

## સરસ્વતી સંગીત વિદ્યાલય

પંડિત ખરે સાહેબના પુત્ર શ્રી રામચંદ્ર ખરેએ અમદાવાદમાં રાયપુર ખાતે ૧૯૪૫ થી મહાદેવના મંદિરમાં સરસ્વતી સંગીત વિદ્યાલયના નામે સંગીત શીખવવાના વર્ગ શરૂ કર્યા હતા, જે ૧૯૩૮ માં બંધ થયા.[૬]

## સરસ્વતી સંગીત કેંદ્ર

આ કેંદ્ર મુંબઈથી તાલીમ લઈને આવેલા અંધ સંગીત શિક્ષક ઓચ્છવલાલ શાહે ૧૯૪૪ માં અમદાવાદમાં રાયપુરમાં શરૂ કર્યું. શ્રી શાહ દિલરૂબાના અચ્છા વાદક હતા. તેઓ સિતાર હાર્મોનિયમ તબલા વાયોલીન વગેરે વાદ્યોનું શિક્ષણ આપતા.[૭]

## સંગીત વિદ્યાલય

૧૯૪૦ માં રાજકોટની રાષ્ટ્રિય શાળામાં સ્થપાયેલા સંગીત વિદ્યાલયના ઉપક્રમે સુગમ સંગીત શાસ્ત્રીય સંગીતના ગાયન-વાદનના વર્ગ ચાલતા. સમયે સમયે નાટચ અને નૃત્યના વર્ગ પણ શરૂ થયા હતા. આજે આ સંસ્થા 'સંગીત મહાવિદ્યાલય' તરીકે ઓળખાય છે.[૮]

## ભાતખંડે સંગીત મહાવિદ્યાલય

ભારતીય સંગીતની ઉત્તર હિંદુસ્તાની પદ્ધતિનો પૂર્ણ શાસ્ત્રીય રૂપનો પરિચય કરાવવાના આશયે અમદાવાદમાં ૧૯૪૮ માં ભાતખંડે સંગીત મહા-વિદ્યાલય સ્થપાયું. આ સંસ્થા ૧૯૫૮ માં બંધ થઈ.

## મ્યુઝિક કોલેજ

ઈ. સ. ૧૮૮૬ માં વડોદરામાં સંગીત શાળા શરૂ થઈ હતી. ૧૯૪૯ માં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી શરૂ થતાં આ સંગીત શાળા તેની સાથે જોડી દેવાઈ, જે આજે College of Indian Music & Dance (મ્યુઝિક કોલેજ) તરીકે ઓળખાય છે.[૯] અહીં શરૂઆતમાં સંગીત અને નૃત્યના વર્ગ શરૂ થયા અને પાછળથી નાટચની તાલીમ પણ અપાવા લાગી. આજે સંગીત, નૃત્ય અને નાટચમાં ડિગ્રી અને ડિપ્લોમાના અભ્યાસક્રમ ચાલે છે. ચાર વર્ષ સંગીત-નૃત્યમાં સ્નાતક કક્ષાએ અને બે વર્ષ અનુસ્નાતક કક્ષાએ થતો અભ્યાસ અનુક્રમે 'બી. મ્યુઝ.' અને 'એમ. મ્યુઝ.' કહેવાય છે[૧૦]

## આકાશવાણી

મહારાજા સયાજીરાવ ગાયકવાડે વડોદરામાં ૧૯૪૭ માં 'ધી ડાયમંડ જ્યુબીલી બ્રોડકાસ્ટીંગ સ્ટેશન' નામે રેડિયો સ્ટેશનની શરૂઆત કરી.

સ્વતંત્ર ભારતમાં ૧૯૪૯ માં સરદાર વલ્લભભાઈ પટેલની પ્રેરણાથી અમદાવાદ રેડિયો સ્ટેશન શરૂ થયું.[૧૧] શરૂઆતમાં આ સ્ટેશન માત્ર ૧ કિલોવૉટની ક્ષમતા ધરાવતું હોવાથી મર્યાદિત વિસ્તારમાં જ તેના કાર્યક્રમો સાંભળી શકાતા. આથી ૧૯૫૪ના જૂનમાં ૫૦ કિલોવૉટનું મિડિયમ વેવ હાઈપાવર ટ્રાન્સમિટર શરૂ કરવામાં આવ્યું. ૧૯૫૭ માં ગાંધીપુલના પશ્ચિમ છેડે નવા મકાનમાં આ કેંદ્ર ખસેડાયું.

આકાશવાણી અમદાવાદ–વડોદરા કેંદ્ર ૩૫૨.૯ મીટર્સ ઉપરથી તેના કાર્યક્રમ પ્રસારિત કરતું, જે હવે ૩૫૪.૯ મીટર્સ પરથી કાર્યક્રમો પ્રસારિત કરે છે.

આકાશવાણી રાજકોટ કેંદ્ર ૧૯૫૫ માં શરૂ થયું. આ કેંદ્ર ૩૨૯.૭ મીટર્સ પર મિડિયમ વેવ ટ્રાન્સમિટર ઉપર કાર્યરત છે.

આકાશવાણીએ શાસ્ત્રીય સંગીત, સંગીત–નાટિકાઓ, ભક્તિસંગીત અને કવિ દયારામ જેવા અનેક કવિઓના ગરબા તેમ જ લોકગીતોના કાર્યક્રમ વારંવાર રજૂ કરીને ગુજરાતી પ્રજાની બહુ મોટી સેવા કરી છે.

**દર્પણ**

ભરત નાટચમ્ ક્ષેત્રે આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવતાં શ્રીમતી મૃણાલિની સારાભાઈએ ગુજરાતમાં શાસ્ત્રીય નૃત્યનું પદ્ધતિસરનું શિક્ષણ આપવા ૧૯૪૯માં 'દર્પણ' સંસ્થાની સ્થાપના કરી.[૧૨] આ સંસ્થામાં સુંદર કૃતિઓ તૈયાર કરી દેશ-પરદેશમાં અનેક પ્રયોગો કરીને ભારતીય નૃત્યકલા પ્રત્યે વિશ્વનું ધ્યાન કેંદ્રિત કર્યું. અહીં ભરત નાટચમ્ (૭ વર્ષ), કથકલી (૭ વર્ષ), કુચીપુડી (૪ વર્ષ), મોહીની અટ્ટમ્ (૩ વર્ષ) વગેરે શીખવવામાં આવે છે. આ સંસ્થાએ બહુ જાણીતા નૃત્યકારોને તૈયાર કર્યા, જેમાં મલ્લિકા સારાભાઈ, સ્મિતા શાસ્ત્રી તથા પ્રતીક્ષા ઝવેરી મુખ્ય છે. આગળ જતાં નાટચ અને સંગીત વિભાગ શરૂ કરવામાં આવ્યા.

## સંગીત નાટક અકાદમી

શ્રી ઢેબરભાઈના પ્રયત્નોથી રાજકોટમાં સંગીત નાટક અકાદમી ૧૯૫૩ માં સ્થપાઈ અને ૧૯૫૫ માં સૌરાષ્ટ્ર રાજ્યે તેને સ્વાયત્તતા આપી.[૧૩] લલિતકલાનો પ્રસાર, શિક્ષણ અને સંશોધન માટે સંસ્થાએ ભારે જહેમત ઉઠાવી. દર વર્ષે અકાદમી દ્વારા ગાયન–વાદન અને નૃત્યના જલસા ગોઠવવામાં આવતા. આ સાથે લોકસંગીતના જલસા પણ ગોઠવાતા. ૧૯૬૦માં સૌરાષ્ટ્રનો ગુજરાત રાજ્યમાં સમાવેશ થયો અને અમદાવાદમાં ગુજરાત સંગીત, નૃત્ય, નાટચ અકાદમીની સ્થાપના થતાં આ અકાદમી 'સંગીત નાટચ ભારતી' સંસ્થામાં પરિવર્તિત થઈ ગઈ જે આજ સુધી કાર્યરત છે. અહીં કથકનૃત્યનો વિશારદ સુધી

અભ્યાસ કરાવાય છે. સંગીતમાં કંઠ્ય અને વાદ્ય બન્ને શીખવવામાં આવે છે. વિશારદ (૫ વર્ષ), અલંકાર (૭ વર્ષ) અને પ્રવીણ (૯ વર્ષ) સુધીનો અભ્યાસ થાય છે.

## ગુજરાત સંગીત મહાવિદ્યાલય

શ્રી કૃષ્ણરાવ તેંડુલકરે ભાતખંડેજીની સ્વરલિપિનો અભ્યાસ કરાવવા અમદાવાદમાં ૧૯૫૪ માં ગુજરાત સંગીત મહાવિદ્યાલયની સ્થાપના કરી. ગાંધર્વ પદ્ધતિએ કંઠ્ય અને વાદ્ય બન્નેમાં વિશારદ, અલંકાર અને પ્રવીણની પદવીઓ સુધી શિક્ષણ અપાતું. છેલ્લાં ૩૨ વર્ષથી કૃષ્ણરાવના પુત્ર બિંદુ માધવ તેંડુલકર આ સંસ્થાની શાખા ચલાવે છે.[૧૪]

## કલાનિકેતન

શેઠ સી. એન. વિદ્યાલયમાં ઈ. સ. ૧૯૫૫–૫૬ થી શેઠ સી. એન. કલાનિકેતન વિભાગની શરૂઆત થઈ.[૧૫] ઈ. સ. ૧૯૪૧–૪૨ દરમ્યાન શાળાના વિદ્યાર્થીઓને એક વર્ગ પૂરતું સંગીત શીખવાતું, પરંતુ સાંજના સમયે પદ્ધતિસરનું શિક્ષણ આપવા વર્ગો શરૂ થયા. શાળા સમય બાદ 'ભરત નાટયમ્'ના વર્ગો તેમજ ગરબા અને લોકનૃત્યના વર્ગોનું સંચાલન કલાનિકેતન દ્વારા થતું.[૧૬]

## સપ્તકલા

ભાવનગરમાં જગદીપ વીરાણીએ 'સપ્તકલા' સંસ્થાની સ્થાપના કરી હતી અને ૧૯૫૬ માં એમના મૃત્યુ બાદ પણ એમના મિત્રો અને શુભેચ્છકો દ્વારા સંસ્થાના વર્ગો ચાલુ હતા.[૧૭]

## ભારતીય સંગીત વિદ્યાલય

શ્રી મધુરીબહેન ખરે અને શ્રી રામચંદ્ર ખરેએ પિતા સ્વ. પંડિત નારાયણ મોરેશ્વર ખરેની પુણ્ય સ્મૃતિમાં અમદાવાદમાં ભારતીય સંગીત વિદ્યાલય ૧૯૫૬ માં શરૂ કર્યું.[૧૮] સંસ્થા દ્વારા સંગીતના જાહેર જલસાઓ યોજવામાં આવતા.

## બૃહદ્ ગુજરાત સંગીત સમિતિ

ગુજરાતની સંગીત શીખવતી વિવિધ સંસ્થાઓની પરીક્ષાઓનું સંચાલન કરતી આ સમિતિ જાન્યુઆરી, ૧૯૫૭ માં સ્થપાઈ. આ સંસ્થા દર વર્ષે ગુજરાતમાં અલગ-અલગ સ્થળોએ ત્રણ દિવસ સુધી સંગીત સંમેલન યોજી વિવિધ કેંદ્રોના ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને આ દરમ્યાન પદવીઓ એનાયત કરે છે. આજે આ સંસ્થાની માન્ય સંસ્થાઓ ગુજરાતનાં મોટા ભાગનાં શહેરોમાં કાર્યરત છે.[૧૯]

## કિરણ સંગીત વિદ્યાલય

૧૯૫૮ માં અમદાવાદમાં શ્રી નવીનભાઈ શાહે કિરણ સંગીત વિદ્યાલય શરૂ કર્યું. કંઠય અને વાદન બન્નેની તાલીમ લઈ શ્રી શાહ ગાંધર્વ પદ્ધતિએ વિદ્યાર્થીઓને શિક્ષણ આપે છે.[૨૦]

## રંગમંડળ અને સંગીત નૃત્ય નિકેતન

અમદાવાદના એલિસબ્રિજ વિસ્તારમાં આરોગ્ય, વ્યાયામ અને સાંસ્કારિક પ્રવૃત્તિ કરતી એલિસબ્રિજ આરોગ્ય સમિતિની સ્થાપના ૧૯૩૬ માં થઈ.[૨૧] આ સંસ્થાના ઉપક્રમે રંગમંડળ અને સંગીત નૃત્ય નિકેતન અનુક્રમે નાટકની અને નૃત્ય–ગરબાની સંસ્થાઓ હતી. ૧૯૪૦–૪૧ થી નૃત્યો(બેલે) તૈયાર કરાવવામાં આવતાં, જેમાં પૂજાનૃત્ય, નયનનૃત્યો અને મદારી નૃત્યોનો સમાવેશ થાય છે. ૧૯૪૦–૪૧માં અમદાવાદમાં આવેલ પૂર પર આધારિત પ્રલયનૃત્ય, બંગાળના દુષ્કાળ પર આધારિત નૃત્ય, અમદાવાદના કોમી હુલ્લડ પર આધારિત નૃત્યો રજૂ થયાં હતાં. પ્રીતમનગરના ચોતરા પાસે સ્ટેજ બાંધીને રાસ–ગરબા સંગીત નૃત્ય અને નાટકના પ્રયોગ આ બે સંસ્થાઓ દ્વારા થતા.

## સંગીતના જલસા કરતી સંસ્થાઓ

અમદાવાદમાં કેટલીક સંસ્થાઓ દેશના નામાંકિત સંગીતકારોના જલસાઓ ગોઠવતી. આ સંસ્થાઓમાં ફ્રેન્ડઝ મ્યુઝિક સર્કલ, આર્ટ સર્કલ, ગુજરાત સંગીત મંડળ, સંગીત નિકેતન, કુમાર કલબ તથા આલાપ વગેરે મુખ્ય હતી.

## રૂપક સંઘ

આ સંસ્થા ઠાકર્સ હાઈસ્કૂલમાં શરૂ થઈ અને સ્વ. ધનંજય ઠાકર તેનું સંચાલન કરતા.[૨૨] વર્ષ દરમ્યાન ત્રણ કાર્યક્રમો યોજવા ઉપરાંત નાટક નૃત્ય સંગીત વેશભૂષા અને પ્રકાશ આયોજન ઉપર વ્યાખ્યાન યોજાતાં. આ સંસ્થામાં મણિપુરી નૃત્યના વર્ગ ચાલતા હતા.

## ગુજરાત કલાસંઘ ચિત્રશાળા

ચિત્રકલાનું ગુજરાતમાં અવતરણ કરાવનાર આદ્યગુરુ શ્રી રવિશંકર રાવળે ૧૯૩૪ માં ગુજરાત કલાસંઘ ચિત્રશાળાની સ્થાપના કરી.[૨૩] એઓએ પોતાનું કૌશલ્ય ખુલ્લા દિલે વિદ્યાર્થીઓને આપ્યું છે.

## ફેકલ્ટી ઑફ ફાઈન આર્ટ્સ, મ. સ. યુનિવર્સિટી, વડોદરા

વડોદરાની મ. સ. યુનિવર્સિટીમાં ૧૯૫૦ માં ફાઈન આર્ટ્સ ફેકલ્ટી શરૂ કરવામાં આવી.[૨૪] અહીં શિલ્પ ચિત્ર લીથોગ્રાફી કાંસ્યકામ પોટરી અને સીરેમિકસ, છબિકલા, સુથારી કલા વગેરે શીખવવામાં આવે છે. એમ.એ. અને

પીએચ.ડી. કક્ષાએ અભ્યાસ થાય છે. સાથે સાથે સર્ટિફિકેટ અને અનુસ્નાતક ડિપ્લોમાના અભ્યાસક્રમો પણ અહીં ચાલે છે. ફાઈન આર્ટ્સ ફેકલ્ટીનો ચિત્રકલા વિભાગ ખૂબ ખ્યાતિ પામ્યો છે. આ સંસ્થાના આંતરરાષ્ટ્રિય ખ્યાતિ ધરાવતા કલાકારોમાં સર્વશ્રી બેન્દ્રે, ભુપેન ખખ્ખર, ગુલાબ મહંમદ શેખ, જ્યોતિ ભટ્ટ તથા પીરાજી સાગરા વગેરે મુખ્ય છે.[૨૫]

## નિહારિકા મંડળ

સર ચિનુભાઈ બૅરોનેટ (બીજા), શ્રી રવિશંકર રાવળ, શ્રી બલવંત ભટ્ટ અને બીજા કેટલાક યુવાનોએ ઈ. સ. ૧૯૨૭ માં ફોટોગ્રાફર્સની 'કુમાર કેમેરા કલબ' શરૂ કરી અને 'કુમાર' માસિક દ્વારા પ્રજામાં છબિકલાનો પ્રચાર કરવા માંડ્યો. ૧૯૩૪ માં આ સંસ્થા બંધ થઈ. ફરીથી ૧૯૩૮ માં તે શરૂ થઈ અને તેને 'નિહારિકા મંડળ' નામ અપાયું. દર શુક્રવારે છબિકલાના વિષય પર ચર્ચા-વિચારણાઓ થતી. પ્રદર્શનો યોજવાં એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. ૧૯૩૯ માં અખિલ ભારતીય છબિકલાનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. આ સંસ્થા દ્વારા 'ચિત્રમય હિંદ' (Picturesque India) નામનું ફરતું છબિપ્રદર્શન ઈંગ્લેન્ડ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયાના પ્રવાસે મોકલવામાં આવ્યું હતું.[૨૬]

ગુજરાત રાજ્યની સ્થાપના થતાં ૧૯૬૦ માં અમદાવાદમાં 'ગુજરાત રાજ્ય લલિત કલા અકાદમી'ની સ્થાપના થઈ. એણે સંગીત, નૃત્ય અને નાટચની વિવિધ સંસ્થાઓને સંકલિત કરી અને એ વિવિધ લલિત કલાના કલાકારોને પ્રોત્સાહન આપે છે.[૨૭]

### પાદટીપ

૧. પુરુષોત્તમ ગાંધી, 'ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન', પૃ. ૧૩, ૨૩

૨.-૩. એજન, પૃ. ૧૪, ૨૧

૪. કપિલરાય મહેતા (સંપા.), 'અમદાવાદ સર્વસંગ્રહ', પૃ. ૨૩

૫. રજની વ્યાસ, 'ગાંધર્વ મહાવિદ્યાલય', "સમભાવ" સાપ્તાહિક આવૃત્તિ તા. ૨૨–૬–૮૬, પૃ. ૧૬

૬. મધુરીબહેન ખરે સાથેની રૂબરૂ મુલાકાતને આધારે

૭. સુધાબહેન પટેલ, 'ઓચ્છવભાઈનું જીવનચરિત્ર' (અપ્રગટ નિબંધ)

૮. પુરુષોત્તમ ગાંધી, 'રાષ્ટ્રીય શાળા, રાજકોટ,' "ગુજરાત દીપોત્સવી" ૧૯૭૨, પૃ. ૩૬

૯. *Gujarat District Gazetteer (GDG), Baroda,* P. 710

૧૦. *Ibid*; P. 694

૧૧. રામલાલ પરીખ (સંપા.), 'ગુજરાત એક પરિચય', પૃ. ૫૬૭

૧૨. *Darpana Academy of the Performing Arts*, સંસ્થાના માહિતી-પત્રકને આધારે.

૧૩. 'સંગીત નાટ્ય ભારતી, રાજકોટ, ૧૯૫૩ થી ૧૯૭૮, ૨૫ વર્ષની પ્રવૃત્તિ અને પ્રગતિ,' રજતજયંતી વર્ષ (સોવેનિયર), ૧૯૭૮, રાજકોટ

૧૪. સંસ્થાનો પરિચય આપતી વિદ્યાર્થીની નોંધને આધારે

૧૫. સી. એન. વિદ્યાલયના નિવૃત્ત સંગીતશિક્ષક શ્રી. ભાઈલાલભાઈ શાહ પાસેથી મળેલી માહિતી.

૧૬. શેઠ ચિમનલાલ નગીનદાસ વિદ્યાવિહાર જન્મશતાબ્દી અંક, પૃ. ૩૭

૧૭. *GDG*, *Bhavnagar*, P. 521

૧૮. ભારતીય સંગીત વિદ્યાલય સ્મરણિકા, પૃ. ૯–૧૦

૧૯. ગાંધર્વ મહાવિદ્યાલયના આચાર્ય શ્રી. રાવજીભાઈ પટેલ સાથે થયેલી ચર્ચાને આધારે

૨૦. લેખકે સંસ્થાની રૂબરૂ મુલાકાત લઈ ત્યાંથી મેળવેલી માહિતીને આધારે

૨૧. કપિલરાય મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૫૨૭

૨૨. એજન, પૃ. ૫૨૮ ૨૩. એજન, પૃ. ૨૬૮

૨૪. *GDG*, *Baroda*, P. 693

૨૫. વડોદરામાં ૧૮૯૦ માં સ્થપાયેલ 'કલાભવન' નામની સંસ્થા આ વિભાગમાં જોડાઈ ગઈ.

૨૬. કપિલરાય મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૫૩૦

૨૭. આ ઉપરાંત અમદાવાદમાં ૧૯૬૦ માં શ્રીમતી ઇલાક્ષી ઠાકોર દ્વારા 'નૃત્ય ભારતી' નામે શાસ્ત્રીય નૃત્યની સંસ્થા તેમજ શ્રી રસિકલાલ પરીખની દોરવણી નીચે સી. એન. વિદ્યાલયના લલિતકલા વિભાગની શરૂઆત થઈ.

## પ્રકરણ-૧૩

# ૧. સ્થાપત્ય, શિલ્પ, હુન્નર કલાઓ અને લોકકલાઓ

## ૧. સ્થાપત્ય અને શિલ્પ

### (અ) ધાર્મિક સ્થાપત્ય

ધાર્મિક સ્થાપત્યને ક્ષેત્રે આ સાડા ચાર દાયકાના સમયમાં ભારે વધારો થયો. સેંકડો જૂનાં દેવાલય જીર્ણોદ્ધાર પામ્યાં અને નવાં મંદિર પણ ઘણી મોટી સંખ્યામાં બંધાયાં.

હિંદુ મંદિર આ કાલમાં ઘણું કરીને દેરી સ્વરૂપે તેમ કેટલાંક ગુજરાતમાં પ્રચલિત નાગર શૈલીની શિખર પદ્ધતિએ રચાયાં. આ મંદિરોમાં બહુધા એક કે ત્રણ ગર્ભગૃહ, તેની સમ્મુખ ખુલ્લો સ્તંભયુક્ત મંડપ, ગર્ભગૃહ અને મંડપને જોડતો અંતરાલ અને મંડપમાં પ્રવેશવા માટે નાનો મુખમંડપ (ચોકી), ગર્ભગૃહની ઉપર ઊંચું રેખાન્વિત શિખર અને મંડપ ઉપર બેઠા ઘાટાનો ઘૂંમટ કરેલો નજરે પડે છે.

હિંદુ મંદિરોનો જીર્ણોદ્ધાર ઘણા મોટા પાયા પર થયો. આ કામ માટે કેટલાંક સ્થળોએ લૉટરી બહાર પાડીને ફંડ એકત્ર કરવામાં આવતું. નવાં બંધાયેલાં મંદિરોમાં થાન પાસેનું નવું સૂરજ દેવળ[૧] (ઈ.સ. ૧૯૧૪), સાળંગપુર (તા. ધંધુકા, જિ. અમદાવાદ)નું સ્વામિનારાયણ મંદિર[૨] (૧૯૧૬), પીપાવાવ (જિ. અમરેલી)નું રણછોડજી મંદિર[૩] (૧૯૨૦), આહવા(જિ. ડાંગ)નું મહાદેવ મંદિર[૪] (૧૯૨૪), કરનાળી(જિ. વડોદરા)નું ગાયત્રી મંદિર[૫] (૧૯૨૪), અમદાવાદનું ઘીકાંટામાં આવેલું રામદેવપીરનું મંદિર[૬] (૧૯૨૮), ખંભાતનું સ્વામિનારાયણ મંદિર,[૭] (૧૯૩૨), ગોંડળનું સ્વામિનારાયણ મંદિર[૮] (૧૯૩૪), ખંભાતનું લક્ષ્મીનારાયણ મંદિર (૧૯૩૭) તથા ત્યાંનું ઓંકારેશ્વરનું મંદિર[૯] (૧૯૪૦), અમદાવાદનું ગીતા મંદિર[૧૦] (૧૯૪૧), લોદ્રા(જિ. મહેસાણા)નું બાલાહનુમાનનું મંદિર[૧૧] (૧૯૪૨), મણિનગર (અમદાવાદ)નું સ્વામિનારાયણ મંદિર[૧૨] (૧૯૪૪), ગઢડાનું સ્વામિનારાયણ મંદિર[૧૩] (૧૯૪૫), સુરતનું ગીતાજ્ઞાન મંદિર[૧૪] (૧૯૪૫), અમદાવાદનું વેદ મંદિર[૧૫](૧૯૪૭-૪૮), ગાંધીધામ(કચ્છ)નું ગાંધી અસ્થિ સમાધિ મંદિર[૧૬] (૧૯૪૮), અટલાદરા(જિ. વડોદરા)નું સ્વામિનારાયણ મંદિર[૧૭] (૧૯૫૧), મણિનગર(અમદાવાદ)નું રાધાવલ્લભનું મંદિર[૧૮] (૧૯૫૭) તેમજ

પ્રભાસ પાટણનું સુપ્રસિદ્ધ સોમનાથ મંદિર[૧૯] (૧૯૫૧–૬૧) વગેરેનો નિર્દેશ કરી શકાય આ કાલમાં બીજાં નોંધપાત્ર મંદિરોમાં મોરબીનું મણિમંદિર[૨૦], બોડનું જાનકીદાસનું મંદિર[૨૧], ધુવારણનું ધૂમેશ્વર મહાદેવ મંદિર,[૨૨] વલ્લભવિદ્યાનગરનું રામકૃષ્ણ મંદિર અને ઓંકારેશ્વર મંદિર[૨૩], તાજપુરા(જિ. પંચમહાલ)નું નારાયણ મંદિર[૨૪], વડોદરાનું ગીતા મંદિર[૨૫], નડિયાદનું માઈ મંદિર[૨૬] તેમજ કંડલાનું નિર્વાસિતેશ્વર મહાદેવનું મંદિર[૨૭] ગણાવી શકાય.

આ મંદિરો પૈકી પ્રભાસનું સોમનાથ મંદિર અને મોરબીનું મણિમંદિર પ્રાચીન શૈલીએ રચાયાં છે, જ્યારે અમદાવાદનું ગીતામંદિર, ગાંધીધામનું ગાંધી અસ્થિસમાધિમંદિર અને કંડલાનું નિર્વાસિતેશ્વર મંદિર તેમની વિશિષ્ટ રચનાને લઈને ખાસ ઉલ્લેખપાત્ર બન્યાં છે.

સોમનાથ મંદિરનું નવસર્જન એ અર્વાચીન ભારતના ઇતિહાસની વિરલ ઘટના છે. ભૂતકાળમાં વારંવાર ખંડિત થયેલું આ મંદિર ખંડેર હાલતમાં ઉપેક્ષિત પડયું હતું અને ભાવિકો તેનાથી થોડે દૂર આવેલા અહલ્યાબાઈ હોળકરે બંધાવેલા મંદિરની યાત્રા કરતા હતા. આઝાદી બાદ સરદારે ઉપેક્ષિત મંદિરને લક્ષમાં લઈ ત્યાં નવું મંદિર કરવાનો સંકલ્પ કર્યો. ૧૩–૧૧–૧૯૪૭ ના રોજ અર્થાત્ વિ.સં. ૨૦૦૪ ના કાર્ત્તિક સુદિ એકમે–બેસતા વર્ષે સરદારે પ્રભાસ જઈ સોમનાથના ખંડિત દેવાલયની સમીપે સમુદ્રતટે જઈ સમુદ્રજળ હાથમાં લીધું ત્યારે ત્યાં ઉપસ્થિત રહેલ જામસાહેબ દિગ્વિજયજીએ જાહેર કર્યું કે "ભારતની સરકાર સોમનાથ મંદિરનું નવનિર્માણ કરવા અને જ્યોતિર્લિંગની સ્થાપના કરવા ઠરાવ કરે છે." આ કામ માટે જામસાહેબના અધ્યક્ષપદે સોમનાથ ટ્રસ્ટ સ્થપાયું અને તેના આશ્રયે મંદિરના નવનિર્માણની યોજના હાથ ધરવામાં આવી.[૨૮] તેના સ્થપતિ તરીકે શ્રી પ્રભાશંકર સોમપુરાને જવાબદારી સોંપાઈ. શ્રી ક. મા. મુનશી, શ્રી શામળદાસ ગાંધી અને બીજા અનેક આગેવાનોએ આ કાર્યમાં સાથ આપ્યો. સોમનાથના જૂના મંદિરને તોડી પાડીને એ જ જગ્યાએ નૂતન મંદિર કરાતું હોઈ કેટલીક સંસ્થાઓએ જૂની ઇમારતને તોડી પાડવા સામે વિરોધ કર્યો, પણ વાંધા અમાન્ય રખાયા અને તા. ૧૯–૪–૧૯૫૦ ના રોજ સૌરાષ્ટ્ર રાજ્યના પંતપ્રધાન શ્રી ઉછરંગરાય ઢેબરે ખનનવિધિ કર્યો. તા. ૮–૫–૫૦ ના રોજ જામસાહેબ દિગ્વિજયજીના વરદ હસ્તે શિલાન્યાસ વિધિ થયો, તા. ૧૧–૫–૫૧ ના શુભ દિને તત્કાલીન રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુના શુભ હસ્તે જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા થઈ અને ઈ. સ. ૧૯૬૨ માં 'કૈલાસ–મહામેરુ–પ્રાસાદ' રૂપે એ ભવ્ય મંદિર પૂર્ણપણે બંધાઈ રહ્યું.[૨૯]

સમુદ્રતટ પર આવેલું સોમનાથનું આ ભવ્ય મહામંદિર તલમાન અને ઊર્ધ્વમાનમાં તેના મૂળ મંદિરની નાગર શૈલીને અનુસરે છે. (જુઓ પટ્ટ ૧૯, આ. ૪૫.) તલમાનમાં ગર્ભગૃહ, તેની સમ્મુખ ગૂઢમંડપ, તે બંને અંગોને જોડતો અંતરાલ અને ગૂઢમંડપમાંથી ત્રણ બાજુએ કાઢેલી શણગારચોકીઓની રચના છે. ગર્ભગૃહની ટોચે ૧૭૫ ફૂટ (૫૩. ૩૪ મીટર) ઊંચું શિખર કરેલું છે, જ્યારે ગૂઢમંડપને સંવરણા પ્રકારનું વિતાન ઢાંકે છે. મંદિરના મંડોવરની દીવાલોમાં ભદ્ર, રથ, પ્રતિરથ વગેરેમાં બધાં અંગોનું સુંદર સંયોજન થયું છે. આ ત્રિભૂમિક પ્રાસાદમાં ઉપર જવા માટે તેના મંડપના પડખામાં ચક્રીદાર સીડી કરેલી છે. ઉપલા મજલે પુરાણા મંદિરના અવશેષ પ્રદર્શનરૂપે ગોઠવેલા છે.[૩૦]

મોરબીનું મણિમંદિર વસ્તુતઃ મંદિર અને સચિવાલય ધરાવતું સંકુલ છે. મૂળમાં વાઘજી મહેલ અને વીલિંગ્ડન સચિવાલય કરવા માટે આ ઇમારત-સંકુલ બાંધવાની શરૂઆત ત્યાંના રાજા વાઘજી ઠાકોરે કરેલી. પરંતુ એમના ઉત્તરાધિકારી લખધીરસિંહજીએ એમાંના મહેલને મંદિર-સમૂહમાં ફેરવી સચિવાલયવાળો ભાગ યથાવત્ રાખ્યો. મધ્ય ભાગમાં મંદિર-સમૂહની રચના કરવામાં આવી અને એમાં ભારતમાં પ્રચલિત નાગર તેમજ દ્રવિડી શૈલીનાં શિખર કરવામાં આવ્યાં. તેમાં લક્ષ્મીનારાયણ, મહાકાલી માતા, મહાદેવ, રણછોડજી અને રાધાકૃષ્ણની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવામાં આવી. એ સિવાયનો ફરતો મુખ્ય ભાગ સચિવાલયરૂપે બાંધવામાં આવ્યો છે.[૩૧]

અમદાવાદમાં ગીતા મંદિર[૩૨] આસ્ટોડિયા દરવાજા બહાર શાહઆલમના રસ્તે આવેલું છે. આ મંદિરમાં પ્રાચીન અને નવીન સ્થાપત્ય-શૈલીનું સંયોજન થયું છે. પૂર્વાભિમુખ ઊભેલા આ ત્રિભૂમિક મંદિરના ભવ્ય પ્રવેશદ્વાર (બલાનક) ઉપર ઊંચું ઘંટા-ટાવર નજરે પડે છે. એ બલાનકની બહારની દીવાલ પર, ગીતામાં નિરૂપિત ધાર્તરાષ્ટ્ર સેનાના અભિરક્ષક ભીષ્મની અને પાંડવ સેનાના અભિરક્ષક ભીમની ભવ્ય ઉત્તુંગ પ્રતિમાઓ ઊભી કરેલી છે. બલાનકમાં થઈને નાના ખુલ્લા ચોકમાં જવાય છે. તે ચોકને પશ્ચિમ છેડે વિશાળ મંડપની રચના છે. છેક અંદરના ભાગમાં વ્યાસપીઠ કરેલી છે, જેની મુખ્ય દીવાલ ૩૦ ફૂટ × ૨૦ ફૂટ(૯ × ૬ મીટર)નું અર્જુનને ગીતાનો ઉપદેશ કરતું ભવ્ય ચિત્ર આવરે છે. વ્યાસપીઠ પર બે ભવ્ય મૂર્તિઓનાં દર્શન થાય છે. એમાં ડાબી બાજુ પક્ષી સ્વરૂપના ગરુડની પીઠ પર સવાર થયેલ વિષ્ણુના ચાર હાથ પૈકીના ઉપરના બેમાં ચક્ર અને શંખ તેમજ નીચલા હાથ અભય અને વરદ મુદ્રામાં છે. જમણી બાજુની પ્રતિમા પુરુષોત્તમ ભગવાનની છે. એમાં આસનપીઠ પર પ્રલંબપાદ કરીને બેઠેલા દેવના ઉપરના બે

હાથમાં ચક્ર અને શંખ છે, જ્યારે નીચેનો એક હાથ અભય મુદ્રામાં અને બીજો જાનુ પર ટેકવેલો છે. સ્તંભયુક્ત સભામંડપમાં ઉપરની છતો વગેરે ૧૪ લોક, તીર્થધામો, ભારત-યુદ્ધ વગેરેનાં દૃશ્ય-ચિત્રોથી સુશોભિત છે. મંડપની દીવાલો પણ પથ્થરની મોટી મોટી તકતીઓ પર સમગ્ર ભગવદ્ગીતાના અધ્યાયવાર શ્લોક કોતરેલા છે. ઉપલા મજલે જવા માટે ચોકના બંને પડખામાં એક એક સીડી છે. મધ્યના મજલામાં ત્રણ બાજુ કરેલી વીથિકાની દીવાલો પર વિષ્ણુના અવતારો દર્શાવતી આરસનાં અલ્પમૂર્ત શિલ્પોની તકતીઓ જડેલી છે. આ મજલે વીથિકાને એક છેડે ગાયત્રીની અને બીજે છેડે સિંહવાહિનીની મોટા કદની મૂર્તિઓ સ્થાપેલી છે. વળી મધ્યમાં નર્મદેશ્વર મહાદેવ, ગોપાલકૃષ્ણ અને ચતુર્ભુજ સદા-શિવની મૂર્તિઓ ધરાવતાં ત્રણ ગર્ભગૃહ પણ કરેલાં છે. ત્રીજા મજલા પર પશ્ચિમ બાજુએ ગર્ભગૃહ અને તેની સંમુખ મંડપ અને બંને અંગોને જોડનાર અંત-રાલની રચના કરેલી છે. ગર્ભગૃહમાં ગીતામાતાની ચતુર્ભુજ મૂર્તિ પ્રતિષ્ઠિત છે. એમાં દેવીએ પોતાના પ્રત્યેક હાથમાં પરિક્રમાક્રમે એક એક વેદ ધારણ કરેલ છે. ગર્ભગૃહ પર ઊંચું શિખર કરેલું છે, જ્યારે મંડપ ઉપર ઘૂમટાકાર છાવણ કરેલ છે. ગીતા-માતાની બરાબર સંમુખ અને બલાનકની ટોચે તેમ ઘંટા-ટાવરની નીચેના ભાગમાં આવે તે રીતે ગીતામંદિરના પ્રણેતા શ્રી વિદ્યાનંદજી મહારાજની ઊભી પ્રતિમા પ્રતિષ્ઠિત છે, જેમાં એમનો જમણો હાથ અભય મુદ્રામાં છે અને ડાબા હાથે ભગવદ્ગીતા ધારણ કરેલ છે. આ મંદિરની એક વિશેષતા એ છે કે ગીતામાતાના મંદિરના શિખરમાં ચાર બાજુ ચાર ધામમાંના એક એક ધામને ગવાક્ષમાં રજૂ કરવામાં આવેલ છે અને તેની આસપાસ પ્રદક્ષિણા પણ કરી શકાય છે.

ગાંધીધામમાં ગાંધીજીનાં અસ્થિભસ્મ પર બાંધેલ અસ્થિ-સમાધિમંદિર[૩૩] વિશાળ ચોગાનમાં ફરતી વેદિકાયુક્ત વિશિષ્ટ ઇમારત છે. (જુઓ પટ્ટ-૧૬, આ. ૪૧.) એમાં પ્રવેશવા માટે ચાર દિશામાં ચાર દ્વાર કરેલાં છે. પ્રત્યેક દ્વાર તેના ઉપરની ચૈત્યાકાર કમાનથી સુશોભિત છે. આ કમાનોને ધારણ કરતો શિવલિંગના ઘાટનો ઘૂમટ મંદિરના છાવણરૂપે શોભે છે. મંદિરની ચારેય દીવાલો પર લખેલ ‘હે રામ’ ગાંધીજીની સ્મૃતિને સંકોરે છે.

કંડલાનું નિર્વાસિતેશ્વર મહાદેવનું મંદિર[૩૪] ગર્ભગૃહ, ગૂઢ મંડપ અને પ્રવેશ-ચોકી એ ત્રણ અંગોનું બનેલું છે. (જુઓ પટ્ટ ૧૭, આ. ૪૩.) ગર્ભગૃહ પરનું શિખર પિરામિડ ઘાટનું છે ને એ ઊંચે જતાં ટોચે એકદમ સાંકડી અણીદાર ટોચ ધારણ કરે છે. એમાં પ્રત્યેક બાજુએ હવા-ઉજાસ માટે ચાર-ચાર ગવાક્ષ કરેલા છે. તેની

સંમુખના ગૂઢમંડપની છત પ્રવેશભાગમાં ઊંચી અને શિખર તરફ જતાં ઢળતી છે. આ મંડપનાં બંને પડખાંમાં ચાર–ચાર ગવાક્ષ કરેલા છે. મંડપની સંમુખ પ્રવેશચોકી કરેલી છે, જેની છતને અગ્રભાગેથી બે સ્તંભ ટેકવે છે. ગર્ભગૃહમાં શિવલિંગ પ્રતિષ્ઠિત છે, જ્યારે પ્રવેશચોકીમાં નંદિની પ્રતિષ્ઠા કરેલી છે.

આ કાલખંડ દરમ્યાન કેટલાક સંતો, ભક્તો અને સંન્યાસીઓએ નવા આશ્રમો સ્થાપ્યા. આવા આશ્રમ સાધારણ રીતે નદી કિનારે શાંત રમણીય સ્થાને આવેલા છે. તેમાં એકાદ મંદિર, વ્યાખ્યાન ખંડ, ઉપાસના કે ધ્યાન માટેના ખંડ તેમજ આવાસખંડો હોય છે. ક્વચિત્ નાનું પુસ્તકાલય તો ક્યાંક નાનું ઔષધાલય પણ સમાવિષ્ટ હોય છે. અમદાવાદનો સ્વામી કૃષ્ણાનંદે સ્થાપેલ સંન્યાસ-આશ્રમ (ઈ.સ. ૧૯૩૦), શ્રી રંગઅવધૂતે નારેશ્વરમાં સ્થાપેલો અવધૂત આશ્રમ (ઈ.સ. ૧૯૨૫), નડિયાદનો શ્રી મોટાએ સ્થાપેલો હરિઓમ્ આશ્રમ (ઈ.સ. ૧૯૫૦), બિલખા(જિ. જૂનાગઢ)નો શ્રીમન્નથ્થુરામ શર્મા સ્થાપિત આનંદ આશ્રમ, ચિત્રાલ-(જિ. વડોદરા)નો સાગર મહારાજે સ્થાપેલો સાગર આશ્રમ (ઈ.સ. ૧૯૧૬–૨૦), રાજકોટનો રામકૃષ્ણ (મિશન) આશ્રમ (ઈ.સ. ૧૯૩૪), અમદાવાદનો પુનિત સેવાશ્રમ (ઈ.સ. ૧૯૪૪) તથા કોરલનો પુનિત વાનપ્રસ્થાશ્રમ (ઈ.સ. ૧૯૫૬) વગેરે આનાં પ્રસિદ્ધ દૃષ્ટાંત છે. આ કાલના અન્ય આશ્રમોમાં ઓઢવનો નિત્યાનંદ આશ્રમ, મોટેરાનો સદાશિવ આશ્રમ, મલાવ(જિ. પંચમહાલ) નો કૃપાલુ આશ્રમ, સુરતનો શ્રીભદ્ર આશ્રમ, રાજકોટનો સદ્‌ગુરુસેવા આશ્રમ વગેરે પણ ઉલ્લેખનીય છે.

જૈન સ્થાપત્યને ક્ષેત્રે આ કાલ દરમ્યાન સંખ્યાબંધ મંદિરોના જીર્ણોદ્ધાર થયા. ૫૦૦ જેટલાં નવાં દેરાસર પણ બંધાયાં. એમાં મુખ્યત્વે ઘર–દેરાસરો, ધાબાબંધી અને ઘૂમટબંધી દેરાસરો ઉપરાંત કેટલાંક સરસ શિખરબંધી મંદિર પણ નિર્માયાં. મંદિરોના આ જીર્ણોદ્ધાર તેમજ નવનિર્માણના કાર્યમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીનું પ્રદાન સર્વાધિક રહ્યું છે.[૩૫] આ કાલનાં નમૂનેદાર જિનાલયોમાં ઓલપાડનું શાંતિનાથનું (સં. ૧૯૭૧), પાનસર તીર્થનું ધર્મશાળામાંનું મહાવીર સ્વામીનું (સં. ૧૯૭૪), કટારિયા તીર્થ(કચ્છ) નું મહાવીર સ્વામીનું (સં. ૧૯૭૮), પાટણમાંનું મહાલક્ષ્મીપાડાનું મુનિ સુવ્રતસ્વામીનું (સં. ૧૯૭૯), વડનગરનું ભોજક શેરીમાં આવેલું આદિનાથનું (સં. ૧૯૮૦), તળાજા ડુંગર પરનું પાર્શ્વનાથનું (સં. ૧૯૮૦), મહુડીનું વીર ઘંટાકર્ણનું પ્રખ્યાત મંદિર[૩૬] (સં. ૧૯૮૦), લીંબડીનું કોઠારી બોર્ડિંગ પાસેનું શાંતિનાથનું (સં. ૧૯૮૧), સુરતમાં નાનપરા બજારમાં આવેલું ચંદ્રપ્રભુસ્વામીનું (સં. ૧૯૮૩), નારનું શાંતિનાથનું (સં. ૧૯૮૩), ચારૂપ તીર્થનું શામળિયા પાર્શ્વનાથનું (સં. ૧૯૮૪), માંડલનું શાંતિનાથનું (સં. ૧૯૮૬),

અમદાવાદનું જૈન મર્ચન્ટ સોસાયટીમાંનું શાંતિનાથનું (સં. ૧૯૮૮), પેટલાદનું લીમડી શેરીનું કલ્યાણ પાર્શ્વનાથજીનું (સં. ૧૯૮૯), વાપીનું અજિતનાથનું (સં. ૧૯૯૧), કદંબગિરિનું ડુંગર પરનું નેમિનાથનું (સં. ૧૯૯૪), ઈડરનું કિલ્લા પરનું શાંતિનાથનું (સં. ૧૯૯૪), શત્રુંજય પરનું પનાલાલ બાબુએ કરાવેલું મહાવીર-સ્વામીનું (૧૯૯૫), પાલિતાણામાં તળેટીમાંનું ઋષભનાથજીનું (સં. ૧૯૯૯), સેરિસા તીર્થનું પાર્શ્વનાથજીનું નવસર્જન પામેલું દેરાસર (સં. ૨૦૦૨) વગેરે દૃષ્ટાંતરૂપ ગણાવી શકાય. બીજાં નોંધપાત્ર જૈન સ્થાપત્યોમાં વડવા(તા. ખંભાત)નું શ્રીમદ્ રાજચંદ્ર ગુરુમંદિર[૩૭] (ઈ. સ. ૧૯૧૬), અગાસનો સનાતન જૈનધર્મ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ[૩૮] (ઈ. સ. ૧૯૪૦) તેમજ મુનિ ત્રિલોકચંદ્રનો ઉત્કંઠેશ્વર પાસેનો યોગાશ્રમ[૩૯] (ઈ.સ. ૧૯૪૧) વગેરેનો ઉલ્લેખ કરી શકાય.

ઇસ્લામી સ્થાપત્યને ક્ષેત્રે આ કાલ દરમ્યાન અનેક પ્રાચીન મસ્જિદોનો જીર્ણોદ્ધાર થયો, જ્યારે કેટલીક મસ્જિદોએ સુધારાવધારા પામી નવીન સ્વરૂપ પણ ધારણ કર્યું. પાટણમાં અન્જુમન–ઇ–ઇસ્લામે જીર્ણોદ્ધાર કરાવેલ એકમિનારી મસ્જિદ[૪૦] (ઈ. સ. ૧૯૨૫-૨૬) અને વિજાપુરમાં બંધાયેલી વહોરવાડમાંની મસ્જિદ[૪૧] (ઈ. સ. ૧૯૫૩) આના દૃષ્ટાંતરૂપ છે. નવી બંધાયેલી મસ્જિદોમાં અમદાવાદમાં જમાલપુરમાંની મોમનાવાડની શિયા–બારા–ઇમામિયા સમુદાય માટેની મસ્જિદ[૪૨] (ઈ.સ. ૧૯૩૩) ઉલ્લેખનીય છે. આ સમયે કેટલાક ઓલિયા અને પીરોની કબરો પર દરગાહો રચાઈ. ભરૂચમાં ચૂનાબજારમાં ગઝની મસ્જિદ પાસે આવેલી અલાશાહ અલ્–કાદિરી અલ્–જિલાનીની દરગાહ[૪૩] (ઈ સ. ૧૯૧૭–૧૮) તેમજ ખંભાતમાં ઈ.સ. ૧૯૨૩ માં બંધાયેલો પીર મોલાઈ અબ્દુલ્લા સાહેબનો કૂબો[૪૪] (જુઓ પટ્ટ ૨૩, આ. ૫૧) સ્થાપત્યની દૃષ્ટિએ ઉલ્લેખનીય દરગાહ છે. આ કાલની મસ્જિદો તેમજ દરગાહોની સ્થાપત્યકીય રચના ગુજરાતની મુઘલ કાલથી ચાલી આવતી શૈલીને અનુસરતી જણાય છે. આણંદમાં ૧૯૨૪–૨૫ માં મૌલવી ગુલામ નબીએ સુન્ની વહોરાઓ માટે મસ્જિદ, યતીમખાનું અને મદરેસા કરાવ્યા હતાં.[૪૪અ]

આ સમયે કેટલીક નવી પારસી અગિયારીઓ(અગ્નિ મંદિર) બંધાઈ. કેટલીક અગિયારીઓનો 'આતશે દાદગાહ'માંથી 'આતશે આદરાન' નામે જાહેર સ્વરૂપની અગિયારીમાં વિકાસ થયો. અમદાવાદની કાંકરિયાની પારસી કોલોની નજીકની શેઠ અરદેશર ડોસાભાઈ વાડિયાજીએ ૧૯૨૫ માં બંધાવેલી અગિયારી 'વાડિયાજી આદરાન'ને નામે અને શહેરમાં ખમાસા ગેટ પાસે આવેલી સને ૧૯૩૩ ની સાલની 'વકીલ અન્જુમન આદરાન' ઉલ્લેખનીય છે.[૪૫] આંતરિક રચના પરત્વે બધી અગિયારીઓ સમાન હોય છે આથી અહીં દૃષ્ટાંતરૂપે ખમાસા ગેટવાળી

'વકીલ આદરાન'નું સ્થાપત્યકીય સ્વરૂપ અવલોકીએ.[૪૬] (જુઓ આલેખ ૧.) આ અગિયારી ખમાસા ગેટની ઉત્તરે બુખારી મહોલ્લે જવાના રસ્તે ડૉ. ધનજીશાહ એદલજી અંકલેસરિયા મેમોરિયલ હોલને અડીને પશ્ચિમાભિમુખે આવેલી છે. મૂળમાં આ અગિયારી શેઠ ખરશેદજી બહેરામજી નાણાંવટીએ 'આતશે દાદગાહ' સ્વરૂપે બંધાવેલી (સને ૧૮૭૭). તેનો ૧૮૮૪ માં શેઠ નવરોજજી વકીલ અને જહાંગીર વકીલે 'આતશે આદરાન'માં વિસ્તાર કર્યો અને એ જ પરિવાર તરફથી ૧૯૩૩માં એમાં બધી સુવિધાઓ ઉમેરાતાં તેનું અદ્યતન સ્વરૂપ અસ્તિત્વમાં આવ્યું. આ 'વકીલ અન્જુમન આદરાન' વિશાળ ચોગાનવાળી, માળ વિનાની, બેઠી બાંધણીની છાપરાયુક્ત ઇમારત છે. અગિયારીની મુખ્ય ઈમારત ચોગાનની મધ્યમાં છે, જ્યારે ચોગાનની ઉત્તરે બે મજલાવાળું મકાન છે, જેમાં ભોંયતળિયે અમદાવાદ પારસી પંચાયતનું કાર્યાલય કામ કરે છે અને ઉપલો મજલો મોબેદ સાહેબોના ઉપયોગ માટે છે. ચોગાનના દક્ષિણ છેડે ડૉ અંકલેસરિયા મેમોરિયલ હોલમાં જવાનો દરવાજો છે.

અગિયારીના મકાનના મહોરા પર મધ્યભાગમાં આરસની તકતી પર મઢેલાં ચળકતી ધાતુનાં આફ્રિનગાન્યા (અગ્નિપાત્ર), ફરોહર (આત્માનું પક્ષી સ્વરૂપનું પ્રતીક) તેમજ સૂર્ય અને તારાનાં ધર્મ-નિશાન ધ્યાન ખેંચે છે. પગથિયાં ચડતાં વરંડામાં પ્રવેશાય છે, જેની ડાબી ભીંતે દાતાઓનાં નામ ધરાવતી તકતીઓ અને અગિયારીને લગતા શિલાલેખ છે. વરંડામાં બેસવા માટેના બાજઠ (બાંકડા) રાખેલા છે. આદરાનમાં પ્રવેશ કરતાં એક વિશાળ પ્રાર્થનાખંડ આવે છે. આ મુખ્ય પ્રાર્થનાખંડનો ઉપયોગ પ્રાર્થના ઉપરાંત બેસણું અને સભાને માટે પણ થાય છે. આ પ્રાર્થનાખંડના ઉત્તર છેડે ઉર્વીસગાહ નામે ઓળખાતો ક્રિયાકામો માટેનો ઓરડો આવેલો છે, જેમાં ૧૦૩ વર્ષ પસાર કરી ચૂકેલા પાક આતશે દાદગાહ (નાણાવટીવાળા મૂળ આતશે દાદગાહ) રોશન રાખેલ છે.[૪૭] પ્રાર્થના ખંડના દક્ષિણ છેડે ગુંબજ સાથેનો મુખ્ય કેબલો(અગ્નિખંડ) છે, જ્યાં લગભગ દોઢ મીટર ઊંચા તખ્ત ઉપર મોટા જર્મન સિલ્વરના આફ્રિનગાન્યા ઉપર પાક આતશે આદરાન પાંચે પહોર સત્કાર પામે છે ત્યારે ઘંટાનાદોથી વાતાવરણ ગૂંજી ઊઠે છે. કેબલામાં મોબેદ કે દસ્તૂર સાહેબો સિવાય કોઈ પ્રવેશી શકતું નથી.

મજકૂર પ્રાર્થનાખંડમાં ઉર્વીસગાહની દક્ષિણે બહાર જસનગાહ(મરણોત્તર ક્રિયાઓ) માટેની જગ્યા તેમજ યજ્ઞસ્થળ છે. મુખ્ય કેબલાની સમીપ પૂર્વભાગમાં કરેલી પરસાળનો મુકતાદ એટલે કે શ્રાદ્ધ માટે ઉપયોગ થાય છે, જ્યાં ફરોહરની

આરાધના કરવામાં આવે છે. આદરાન સાહેબના કેબલાના મુખ્ય દ્વાર બહાર એક નાનો ખાસ પ્રાર્થનાખંડ છે, જ્યાં ભાવિક હમદીનો આદરાન સાહેબના દ્વારે પોતાનાં અરમાનોનો ઊભરો ઠાલવે છે, નમસ્કાર કરે છે, અહેસાનની લાગણી જાહેર કરે છે અને એ માટે માચી (ચંદનનો ટુકડો) અર્પણ કરે છે અને રખ્યા(ભસ્મ)ની પ્રસાદી મેળવે છે. પ્રાર્થનાખંડની પૂર્વે બહાર વાડામાં પાણીથી તનની શુદ્ધિ અને મંત્રોચ્ચાર દ્વારા મનની શુદ્ધિ કરવા અંગે કસ્તી-ગાહની જગ્યા છે, જ્યાં કૂવો, પાળ સાથેની હવાડી અને કસ્તી કરવા માટેની સગવડ છે. એ વાડાના ઉત્તર છેડે રસોડું અને દક્ષિણ છેડે કાઠીભંડાર છે. રસોડા તરફ જતાં ઉર્વીસગાહની પૂર્વે તખ્ત સાથેનો અલાયદો ખંડ રાખેલો છે, જે મુખ્ય કેબલાની મરામત કરાવવી હોય ત્યારે આદરાન સાહેબને થોડા સમય માટે અત્રે બિરાજમાન કરવા વપરાય છે.

પુરાણા રિવાજ મુજબ હમદીનો ખુદા સાથે એકતાન થઈ શકે, આદરાન સાહેબ સાથે દિલ લગાડી શકે અને કોઈ શોભા સજાવટથી ચિત્તભ્રમ ન થાય તે માટે અગ્નિ-મંદિરમાં સાદાઈ રખાય છે. અલબત્ત, પારસી કોમમાં પ્રેરણાદાયી વ્યક્તિઓની છબીઓ પ્રાર્થનાખંડમાં ટાંગવામાં આવે છે. આ અગિયારીમાં પયગંબર અષો જરથુષ્ટ્ર, દાદાભાઈ નવરોજી, સર ફીરોઝશાહ મહેતા, દાતા જહાંગીર વકીલ, પેસ્તનજી વકીલ તેમજ રુસ્તમ વકીલ અને બાઈજી દીનબાઈ લાલકાકાની મોટા કદની રંગીન છબીઓ છે.

આ કાલ દરમિયાન પારસીઓના દખમા(શબનિકાલ-સ્થાન)માં કેટલાક નવા શાંતિમિનાર (શબનિકાલ-ઇમારત) ઉમેરાયા. દખમાંનો પ્લેન એકસરખો હોય છે. આ દખમાની સ્થાપત્યકીય રચના નોંધપાત્ર છે.[૪૮] (જુઓ આલેખ ૨.) એ ટોચે ખુલ્લું હોય છે. એમાં પથ્થરની બનાવેલી ચૂનાથી ધોળેલી વૃત્તાકાર લગભગ ૬ મી. થા ૯ મી. જેટલી ઊંચી દીવાલો હોય છે. મોટા દખમાનો વ્યાસ ૨૭ મીટર હોય છે. અંદરના ભાગમાં ૯૦ મીટર પરિઘવાળી ગોળ પીઠિકા પથ્થરની લાદીથી આવૃત્ત હોય છે. વચલો ભાગ પોલો હોય છે. એને ફરતી ત્રણ વૃત્તાકાર 'પાવી'ઓ—ઓટલીઓની હરોળો હોય છે. દીવાલ પાસેની મોટી હરોળમાં સહુથી મોટા કદની 'પાવી' પુરુષો માટે, વચલી હરોળમાં વચલા કદની પાવીઓ સ્ત્રીઓ માટે અને અંદરની નાની હરોળમાં નાના કદની પાવીઓ બાળકો માટે હોય છે. પાવીઓમાંથી નીક કાઢેલી હોય છે તેમા થઈને શબમાંથી વહેતું બધું પ્રવાહી ને

વરસાદનું પાણી વચલા ઊંડા ભંડાર(ખાડા)માં વહી જાય છે. એનું તળિયું પથ્થરની લાદીઓથી ફરસ કરેલું હોય છે. શબમાંથી ગીધો પૂરું માંસ આરોગી જાય ત્યાર બાદ હાડપિંજરનાં હાડકાંને અનુકૂળતાએ આ ખાડામાં નાખી દેવામાં આવે છે.

ખાડામાંથી ચાર નીકો, 'ભંડાર'ની અંદરની ગોળ દીવાલથી માંડીને બહારની મોટી ગોળ દીવાલની બહાર ચાર ખૂણે કાઢી હોય છે. દરેક છેડે એકેક નાનો કૂવો હોય છે. નીકના મોંએ કોલસાને રેતિયા પથ્થર મૂકીને જમીનમાં વહી જનાર પ્રવાહીને શુદ્ધ કરવામાં આવે છે જેથી માતા ધરતી દૂષિત ન થાય. આ કૂવાઓનાં તળિયાં પ્રવાહી અંદર ઊતરી જાય તેવાં હોય છે તેને ૧.૫ મી.–૨.૧ના ઊંચાઈ સાથે રેતીથી ઢાંકયાં હોય છે. એક છેડે ભંડાર સુધી જવાનો ફૂટપાથ હોય છે.

શબને ગીધોનું ભક્ષ્ય બનાવવાનો રિવાજ ક્રાંતિકારી લાગે, પરંતુ લાંબા સમયથી પ્રચલિત છે. આમ તો દફન વગેરે કરતાં અગ્નિદાહનો રિવાજ ઉત્તમ ગણાય છે, પરંતુ જરથોસ્તી ધર્મ અનુસાર શબ જેવા અશુદ્ધ પદાર્થ વડે અગ્નિદેવને દૂષિત કરવામાં પાપ છે. તેમને મતે પૃથ્વી, અગ્નિ અને જળને દૂષિત ન કરી શકાય. આથી હાડપિંજરોને ધોતું વરસાદનું પાણી પણ નીકોમાં થઈને શુદ્ધ કરતા રેતી–કાંકરાના ભંડારમાં જાય છે.

અમદાવાદમાં ખમાસા ગેટની સામેના વિસ્તારમાં પારસી અગિયારીની સામે આવેલું 'માગેન અબ્રાહમ' (ઈ. સ. ૧૯૩૪) સમગ્ર ગુજરાતમાંનું યહૂદીઓનું એકમાત્ર સિનગૉગ[૪૯] (પ્રાર્થના મંદિર) છે. ઊંચી પીઠ પર પૂર્વાભિમુખ ઊભેલી આ ઇમારતમાં રચના પરત્વે આગળનો રવેશ, મધ્યનો વિશાળ પ્રાર્થનાખંડ, તેની વચ્ચેનો નાનો પ્રાર્થના–મંચ, પશ્ચિમ છેડે પવિત્ર હિબ્રૂ બાઈબલ રાખવાનો મંચ તેમજ પ્રાર્થનાખંડમાં બેઠકોની ઉપર વીથિકાઓની રચના નજરે પડે છે. રવેશની સંમુખ ભવ્ય પ્રવેશ દ્વાર છે, જ્યારે તેના ઉત્તર છેડે ઑફિસખંડ અને દક્ષિણ છેડે વીથિકાઓમાં જવાની સીડી કરેલી છે. પ્રવેશ દ્વારની જમણી બારસાખ પર 'સદાય' (પવિત્ર ભસ્મશીશી) લગાવેલ છે, જેને દરેક આવનાર–જનાર હાથ વડે ચૂમે છે.[૫૦] અંદરના ભવ્ય ખંડમાં પશ્ચિમ છેડે 'એખાલ'ની રચના કરેલી છે. એખાલ એટલે પૂરી દીવાલને આવરી લેતા કબાટ સહિતનો મંચ. એમાંના કબાટને 'તોરત' કહેવામાં આવે છે, જેમાં હિબ્રુમાં લખેલ બાઈબલના મોટા ઓળિયા સ્વરૂપના વીંટાઓ ધરાવતા ધાતુના કોતરણીયુક્ત દાબડાઓ રાખેલા છે. મધ્યમાં કરેલ પ્રાર્થનામંચ(વ્યાસપીઠ)ને ટેબા (tebah) કહેવામાં આવે છે. એ

આરસ–જડિત નાના ઓટલા સ્વરૂપના મંચ ઉપર ફરતી લાકડાની વેદિકા કરેલી છે અને તેમાં સંમુખથી પ્રવેશવાની જગ્યા રાખી છે. ટેબાની પશ્ચિમ વેદિકાને આવરી લેતી લગભગ બે ફૂટ (૬૦ સે.મી.) અને ત્રણ ફૂટ (૯૦ સે.મી.) જેટલી ઊંચી પીઠિકા કરેલી છે. આ મંચ પર બાકીનાં બે પડખાંઓમાં બબ્બે ખુરશીઓ મૂકેલી છે. પ્રાર્થનાના દિવસો, તહેવારો તેમજ વિશિષ્ટ પ્રસંગોએ તોરતમાંથી બાઈબલ બહાર આણી તેને પવિત્ર પીઠિકા પર પધરાવી તેનું વાચન કરવામાં આવે છે. ડાબી બાજુની ખુરશી હઝ્ઝન (ધર્મગુરુ) માટે છે, જ્યારે તેમની સામેની ખુરશીઓ પર વધુ રકમની ઉછામણી બોલી બાઈબલ વાંચવાની સેવા મેળવનાર વ્યક્તિ અથવા લગ્નનાં ઉમેદવાર વરકન્યા બેસે છે. પ્રાર્થનાખંડનાં બે પડખાંમાં પુરુષોને બેસવાના બાંકડા ગોઠવેલા છે. આ ખંડમાં વાયવ્ય ખૂણામાં સુન્નત માટે વાપરવાની બે વિશિષ્ટ ખુરશીઓ છે. પ્રાર્થનાખંડમાં પશ્ચિમની એખાલવાળી દીવાલ સિવાયની ત્રણે બાજુએ વીથિકાઓ કરેલી છે, જેના પર સીડી દ્વારા જવાય છે. વીથિકાઓમાં બેઠકો ગોઠવીને સ્ત્રીઓ માટે અલાયદી બેઠક–વ્યવસ્થા કરવામાં આવી છે. એખાલની ઉપરના ભાગમાં મેનોરા ચિહ્નની ભવ્ય આકૃતિ કંડારી છે, જ્યારે ખંડની છતોમાં સિયોન નામનાં ષટ્કોણ તારકચિહ્નની આકૃતિઓ અને ક્યાંક ક્યાંક મેનોરાની આકૃતિઓનાં સુશોભનો પણ દષ્ટિગોચર થાય છે. આ ઇમારત ઊર્ધ્વદર્શનમાં તેની રવેશની છત ટેકવતા ઊંચા ભવ્ય ગૉથિક પ્રકારના બે સ્તંભો વડે તેમજ એખાલની પછીતવાળા ભાગને પ્રક્ષેપરૂપે બહાર કાઢી તેના ઉપર કરેલ વિશિષ્ટ પ્રકારના વિતાન વડે ખાસ ધ્યાન ખેંચે છે.

## (આ) નાગરિક સ્થાપત્ય

આ કાલ દરમ્યાન નાગરિક સ્થાપત્યને ક્ષેત્રે નગરનિયોજન અને મકાન-બાંધકામની બાબતમાં ભારે પરિવર્તન આવ્યાં. અર્વાચીન સ્થાપત્યનો વ્યાપક વિસ્તાર થયો અને અનેક નવીન પ્રવૃત્તિઓ તેમ જ પ્રક્રિયાઓ પાંગરી. ૨૦મી સદીના આરંભથી ટેક્નોલૉજીનો વિકાસ થતાં સ્થાપત્યક્ષેત્રે ઇજનેરી કલાનો પ્રવેશ થયો. બીજી બાજુ આ ગાળામાં સંખ્યાબંધ તાલીમ પામેલા શિક્ષિત સ્થપતિઓની વ્યાપક સેવાઓ ઉપલબ્ધ થઈ. તેમણે દેશવિદેશની વિવિધ સ્થાપત્ય-શૈલીઓ પ્રયોજી. આથી ગુજરાતમાં આ ક્ષેત્રે નવા ઉન્મેષ વ્યક્ત થવા લાગ્યા. ૨૦મી સદીના પ્રારંભથી સમગ્ર ગુજરાતમાં ખાસ કરીને શહેરો અને નગરોમાં નવી ઢબનાં મકાન થવા લાગ્યાં. એમાં પદાર્થ અને પદ્ધતિ પરત્વે સ્ટીલનાં ચોકઠાં અને જૅક આર્ક પદ્ધતિએ ધાબાં કરવાની શૈલી પ્રયોજાવી શરૂ થઈ. નવા પદાર્થ તરીકે સિમેન્ટના પ્રયોગનો સ્વીકાર થયો. જોકે શરૂઆતમાં તે ધાબાં

કરવા પૂરતો સીમિત હતો અને બાંધકામમાં હજી ચૂનો વપરાતો. ધીમે ધીમે ચૂનાનું સ્થાન સિમેન્ટે લીધું. તેવી રીતે બારીઓ વગેરેમાં કાચનો પ્રયોગ પણ વ્યાપક બનતો ગયો. ટેરેઝો, ટાઇલ્સ, મારબલ, કાચની પૅનલો, બાથરૂમ,-સંડાસમાં જડવાનાં સાધનો વગેરેનો પ્રયોગ વધતો ગયો. મકાનોની વંડીઓ, સીડીઓ અને લોખંડની બારીઓમાં સુશોભનોનો પ્રયોગ થવા લાગ્યો. રાસરચીલું અને કબાટો વગેરેનાં સુશોભનોમાં ગુજરાતી કારીગર-સુથારો પોતાની પરંપરાગત કુશળતા દાખવવા લાગ્યા.

શહેરોમાં ઝડપી ઔદ્યોગિક વિકાસને લઈ ધંધાર્થે લોકો શહેરોમાં આવવા માંડચા. શહેરોમાં વસ્તીવધારાને લઈને તે વધુ ને વધુ જટિલ થતાં ગયાં. તેની સાથે શહેર બહાર સોસાયટીઓ રચવાની પ્રવૃત્તિ વધી. એમાં નવીન સ્થાપત્ય-શૈલીનાં મકાનો અને સાર્વજનિક મકાનો રચાવા લાગ્યાં. અમદાવાદ વડોદરા સુરત રાજકોટ જામનગર અને ભાવનગર આનાં ખાસ દૃષ્ટાંતરૂપ ગણી શકાય.

ખાનગી તેમજ સાર્વજનિક ક્ષેત્રે આ સમયે સેંકડોની સંખ્યામાં જે ભવન બન્યાં, એમાં સિનેમાગૃહો, ટાઉન-હૉલો, શૉપિંગ સેન્ટરો, બજારો, મ્યુનિસિપાલિટીનાં મકાનો, નિશાળો અને કૉલેજોનાં મકાનો, ઘંટાઘરો (ટાવરો), હૉસ્પિટલો, ઔષધાલયો, પ્રસૂતિગૃહો, છાત્રાલયો, વનિતાવિશ્રામો, અનાથ બાલાશ્રમો, રેલવે સ્ટેશનો, મ્યુઝિયમો, જાહેર પુસ્તકાલયો, ક્લબ હાઉસો, બૅંકો, સ્વરાજ-આશ્રમો તથા ડાકબંગલાઓનો નિર્દેશ કરી શકાય. ભાવનગરના મહારાજાએ ચાચ(જિ. અમરેલી)માં બંધાવેલ મહેલ. વડોદરાનો શિવ મહેલ, ધોરાજીનું સુપેડીવાલા મૅન્શન, જૂનાગઢનું શશી-કુંજ, પોરબંદરનું કીર્તિમંદિર, આણંદનું સરદાર પટેલ ટાવર, અમદાવાદનો ગાંધી-આશ્રમ અને બારડોલીનો સ્વરાજ-આશ્રમ, જામનગરનું સૉલેરિયમ અને ત્યાંનું ધન્વન્તરિ મંદિર, બાલાચડીની સૈનિક સ્કૂલ, પોરબંદરનું આર્યકન્યા ગુરુકુલ, મીરાંખેડી(જિ. પંચમહાલ)નો ભીલ-આશ્રમ, વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરી, અમદાવાદનાં મા. જે. લાયબ્રેરી, ટાઉન હૉલ, સંસ્કારકેન્દ્ર તથા અટીરા વગેરે સંખ્યાબંધ ભવનો આના દૃષ્ટાંતરૂપે ગણાવી શકાય.

## (ખ) શિલ્પકલા

શિલ્પકલાને ક્ષેત્રે આ કાલમાં કોઈ નવા ઉન્મેષ પ્રગટચા હોવાનું વરતાતું નથી. દેવમૂર્તિઓ પરંપરાગત શૈલીએ થતી પણ તેમાં ક્યાંક ક્યાંક વસ્ત્રાભૂષણ નવીન ઢબે રજૂ કરવામાં આવતાં.[50]અ આ કાલખંડ દરમ્યાન રાષ્ટ્રિય નેતાઓ તેમજ ધાર્મિક તેમ સામાજિક ક્ષેત્રે વિશિષ્ટ પ્રદાન કરનાર વ્યક્તિવિશેષો અને સાહિત્યકારોનાં પૂતળાં બનાવી તેને જાહેર સ્થાનોમાં મૂકવાનો પ્રચાર થયો.

આવાં મૂર્તિશિલ્પો ઘણું કરીને પૂરા કદનાં કે ઊર્ધ્વાર્ધ ધરાવતાં કાંસાનાં કે પાષાણનાં બનેલાં છે. એમાં ઠેકઠેકાણે મૂકેલાં ગાંધીજી અને સરદારનાં પૂતળાં વિશેષ નજરે પડે છે. વલ્લભવિદ્યાનગરના શ્રી કાંતિભાઈ પટેલે ઘડેલાં મૂર્તિશિલ્પો ભાવ અને કલા બંનેની અભિવ્યક્તિ પરત્વે સર્વાધિક પ્રશંસા પામ્યાં છે. વળી આ કાલપટ દરમ્યાન અનેક સ્થળોએ શહીદ સ્મારક ઊભાં કરવામાં આવ્યાં, જેમાં પણ શિલ્પકલા દૃષ્ટિગોચર થાય છે. આ સમયનાં મકાનોમાં ક્યારેક છતમાં તથા કંપાઉન્ડના દરવાજાઓમાં બારી–બારણાં, કઠેડા તેમજ વંડીઓમાં પણ શિલ્પ-સજાવટ થવા લાગી, જ્યારે રાચરચીલામાં પરંપરાગત શિલ્પશૈલી વ્યક્ત થતી રહી.

## ૨. હુન્નરકલાઓ અને લોકકલાઓ

હુન્નરકલાઓ અને લોકકલાઓ ગુજરાતના કલાપ્રિય અને સૌંદર્ય-પ્રિય લોકો માટે અમૂલો સાંસ્કૃતિક વારસો છે.

**રંગકામ**

રંગકામનો હુન્નર ગુજરાતનાં મોટા ભાગનાં ગામો અને શહેરોમાં વિકસેલો જોવા મળે છે. આ હુન્નરના કારીગરો મુખ્યત્વે ખત્રી, ભાવસાર, છીપા વગેરે કોમોના હોય છે.

બાંધણી એ ગુજરાતના કચ્છ અને સૌરાષ્ટ્રના વિસ્તારોમાં ખાસ પ્રસિદ્ધ છે. બાંધણીની કળામાં મુખ્ય બે બાબતો-બાંધવું અને રંગવું--એ છે. કચ્છની બાંધણી પ્રાચીન ઢબની છે, જે ખૂબ શ્રમ માગી લે છે. એમાં સંખ્યાબંધ ટપકાંઓ મુકાતાં. જામનગરી બાંધણીમાં આધુનિક રંગ અને ડિઝાઇનો હોય છે. બાંધણીની કળા મુખ્યત્વે સાડીમાં વપરાય છે. ઉપરાંત ચાદરો, લૂગી, દુપટ્ટા વગેરેમાં પણ હવે બાંધણી–કામ કરવામાં આવે છે. રંગવાનું કામ પુરુષો કરે, જ્યારે બાંધવાનું કામ સ્ત્રીઓ કરે છે. બાંધણીની પ્રક્રિયા કલાદૃષ્ટિ, હાથની કુશળ કારીગરી, રંગની પરખ અને તેની મેળવણીનું જ્ઞાન માગી લે છે.[૫૧]

કાપડ પર ગેરુથી ડિઝાઈનો દોરી તેના પર લાકડાના બ્લૉકથી ડિઝાઇનો પડાતી. કાપડનો જે ભાગ મૂળ રંગમાં રાખવાનો હોય તેને બાંધી બાકીના ભાગને રંગ ચડાવવામાં આવે છે. ત્યાર પછી ડિઝાઈનનો દરેક રંગ ચડાવતી વખતે રંગવાનો ભાગ ખુલ્લો રાખી બાકીનો ભાગ બાંધી દેવામાં આવે છે. આ પ્રમાણે જેટલા રંગ તેટલી વાર બાંધવાનું ને રંગવાનું કામ કરાય છે. આમાં રંગો ને રસાયણોની પસંદગી કેવા પ્રકારના કાપડ ઉપર બાંધણી કરવાની છે તેને આધારે થાય છે.

બાંધણીની ડિઝાઇનોમાં મુખ્યત્વે મીંડાં, ચોરસ, ફૂલો, પાંદડાં, પશુ-પક્ષીઓ, ઢીંગલીઓ વગેરે ભૌમિતિક અને કુદરતી ડિઝાઇન કરાતી. બાંધણી મુખ્યત્વે લાલ રંગની બનાવાતી. ઘણી વાર બાંધણીમાં જરીનો ઉપયોગ પણ થતો. બાંધણીનો રંગાટ કરવાની બધી જ પ્રથા સૌરાષ્ટ્રના ઘરચોળામાં પણ પ્રચલિત છે.[૫૨]

પાટણમાં પટોળાં બનાવવાનો કસબ ઘણા પ્રાચીન કાલથી હોવાનું મનાય છે. પ્રસ્તુત કાલમાં પણ કેટલાંક સાળવી કુટુંબો આ હુન્નરમાં હતાં. માથાના વાળ કરતાં પણ ઝીણા તાણાવાણાને પ્રથમ બાંધી પછીથી એને વિવિધ રંગોમાં એક એક કરી રંગીન ભાત પ્રમાણે ગોઠવવામાં આવતી. અનોખા પ્રકારની વણાટની કારીગરીના આ નમૂનાઓમાં શુદ્ધ રેશમ પર ચટાઈ ડિઝાઇનમાં ભૌમિતિક આકૃતિઓ વિશેષ બનાવવામાં આવતી. આ ઉપરાંત નારી-કુંજર પાનભાત ફૂલવાડી ચોકડીભાત અને પશુ-પક્ષીઓની આકૃતિઓ કરાતી.[૫૩]

આમાં રેશમના દોરાનો ઉપયોગ કરી વિવિધ રંગોના રેશમના દોરા ગૂંથી તથા વણીને કારીગર વિવિધ ભાત ઉપસાવતો. પટોળાનો મૂળ રંગ લાલ પીળો લીલો કાળો ને સફેદ રખાતો.

જરી-કામના હુન્નરમાં ખાસ કરીને ખત્રીઓ રાણા પટેલ અને કણબી કોમો જોડાયેલી હતી. આ હુન્નરમાં ચાંદીના જાડા તાર બનાવી, પછીથી વાળ જેવા નાના પાતળા તારમાં એનું રૂપાંતર કરી, એને રેશમના તાંતણામાં વણીને જરી બનાવાતી. જરીને સોનેરી બનાવવા એ જાતનો રંગ ચડાવાતો.

જરીકામના હુન્નરના બે મુખ્ય ભાગ હતા : એકમાં જરી બનાવાતી, જ્યારે બીજામાં જરીની સાડી બોર્ડર અને અન્ય ચીજવસ્તુઓ બનતી. જરીમાં કરવામાં આવતી ડિઝાઈનો સાદી અને ભૌમિતિક તેમજ ફૂલોવાળી અને પશુ-પક્ષીઓના આકારવાળી કરાતી. સુરતમાં નકલી અને અસલી જરીની એમ બે મુખ્ય જાતો બનતી. એક તો જરીના સાચા ને નકલી દોરાઓ, જેમાંથી સાડી ભરત, સાડી બોર્ડર વગેરે બને, જ્યારે અન્ય બનાવટોમાં ટીકી ચળક બાદલું સાલમા વગેરે બને.[૫૪]

જેતપુરનું છપાઈકામ માત્ર ગુજરાતમાં જ નહિ, સમગ્ર દેશમાં જાણીતું હતું. અહીં મોટે ભાગે ખત્રી અને છીપા લોક બ્લૉક અને સ્ક્રીન-પ્રિન્ટિંગ કરતા. ઉપરાંત મુસ્લિમ પટેલ વગેરે કોમો પણ આ કામમાં જોડાયેલી હતી. છાપકામના

જુદા જુદા રંગ પ્રમાણે એની સ્ક્રીન બનતી. ડિઝાઇનો મુખ્યત્વે ભૌમિતિક તેમજ ફૂલ વેલ પાંદડાં વગેરેની રહેતી.[૫૫]

બાટિકનું આજનું સ્વરૂપ ભારતમાં શાંતિનિકેતનમાંથી શ્રીમતી પ્રતિમા ટાગોરે પરિચિત કરાવ્યું. બાટિકની રંગ કરવાની કળા કંઈક બાંધણી જેવી છે, પરંતુ આમાં મીણની મદદથી વિવિધ ભાત પાડવામાં આવે છે. સુતરાઉ કે રેશમી કાપડ ઉપર જ્યાં જ્યાં રંગ ચડાવવો હોય તેટલો ભાગ ખાલી રાખી બાકીના કાપડની બંને બાજુએ મીણ ભરી દેવાય. આ પછી કાપડને રંગમાં બોળી, ચારે ખૂણેથી ખેંચી રાખી, એ પર મીણ રેડી કેટલાક અવનવા આકાર સર્જી શકાય. મીણ લગાડીને રંગ ચડાવ્યા પછી જો બીજા રંગનું કામ કરવાનું હોય તો બે પદ્ધતિ વપરાય: એક તો પ્રથમ રંગ માટે લગાડેલું મીણ કાપડને ગરમ પાણીમાં બોળીને ઉખેડી લઈ, બીજા રંગ માટે નવું મીણ લગાડીને પછી કાપડને બીજા રંગમાં બોળવામાં આવે અથવા પ્રથમ લગાડેલા મીણને એમ ને એમ રહેવા દઈ બીજા રંગ માટે નવું મીણ લગાડીને કાપડને બીજા રંગમાં બોળવામાં આવે. આમ પ્રત્યેક રંગ માટે દરેક વખતે નવું મીણ ચોપડવાની ક્રિયા કરવી પડે. પ્રત્યેક વખતે રંગ ચડાવ્યા પછી કાપડને છાંયે સૂકવી, પછી એને ચોખ્ખા પાણીથી ધોઈ, ત્યાર પછી જ બીજા રંગનું કામ કરાય. અસલ તો વનસ્પતિજન્ય રંગો વપરાતા, આજે 'પ્રેન્થોલ' કે 'નેપ્થોલ' બનાવટના રંગો બાટિકમાં વપરાય છે. બાટિકમાં સરળ વળાંકો અને ભારે રેખાઓવાળી ભાત સરસ ઉઠાવ પકડે છે.[૫૬]

કલમકારી કે માતાના ચંદરવા તરીકે ઓળખાતી કળા ખૂબ પ્રચલિત બની છે. એમાં વનસ્પતિજન્ય રંગો તેમજ એવાં જ રસાયણોની મિલાવટથી કાપડ ઉપર આ છાપકામ કરવામાં આવે છે. મજીઠના ઉપયોગથી થતી આ છાપકળામાં વાઘની સવારી કરી રહેલ અને ભક્તવૃંદથી વીંટળાયેલી દુર્ગા માતાની ભાત વિશેષ જોવા મળે છે.

### ભરતકામ

મૂળ બલુચિસ્તાન અફઘાનિસ્તાન પંજાબ સિંધમાં થઈ કચ્છ–સૌરાષ્ટ્રમાં ભરતપરંપરા પ્રસરી હોવાનું મનાય છે. ભરતપ્રથામાં શરૂઆતમાં એકસરખા રંગ ટાંકા ટેભા ભરાતા હતા. સમય જતાં એમાં યુરોપીય પારસી અને દેશી ભરતનું સંયોજન થતું ગયું. સ્વરાજ્ય આવ્યા પછી ભરવાનાં મશીન આવ્યાં અને હાથના લોકભરતનો કસબ મશીનોએ ખેંચી લીધો.

સૌરાષ્ટ્રનું લોકભરત એ પરંપરાએ ઊતરી આવેલો વિશિષ્ટ કલા-પ્રકાર અને કસબ છે. સૌરાષ્ટ્રના ભરતકામમાં સિંધ પંજાબ બંગાળ અને મધ્ય પ્રદેશ તથા રાજસ્થાનનું સંયોજિત સ્વરૂપ વિકસેલું હોવા છતાં સૌરાષ્ટ્રી ભરતમાં ભાત-સુશોભન એ એનો આગવો પ્રકાર બન્યો છે.[૫૭]

સૌરાષ્ટ્રના ભરતકામમાં મુખ્યત્વે મોચીભરત કાઠીભરત મહાજનભરત આહીરભરત અને કણબીભરત એ પાંચ શૈલી વિકસી.

### મોચીભરત

મોચીપરંપરા વિશેષતઃ ધંધાદારી પરંપરા ગણાય છે. રાજપૂત તેમજ કાઠી ઠાકોરોના દરબારમાં રાજકુંવરીઓને દાયજામાં આપવા અનેક જણસો તૈયાર કરાતી તેમાં ભરતકામના રાચ મોચી કસબીઓ તૈયાર કરતા. સૌરાષ્ટ્રમાં મોટે ભાગે કચ્છી કારીગરો આવતા.

મોચીભરતમાં રેશમી કાપડ ઉપર હીર અને સોનાના બારીક તારનાં ભરત ભરાતાં. કુમાશવાળા ચામડા પર પણ સોના-રૂપાના તારથી ભરત વિવિધ વસ્તુઓ માટે થતું, જે ચામડા-ભરત કહેવાતું. પછી એ કામ કિંમતી કાપડ પર ઊતર્યું. હવે રાતા જાંબલી કે સોનેરી પીળા કાપડ ઉપર ઊંચી જાતના કિરમજી રાતા જાંબલી સોનેરી પીળા સફેદ તેમજ કાળા હીરના દોરાનું આરીથી તેમજ ઝીણી સોયથી ભરત કરવામાં આવે છે. સાંકળી તેમજ કાંટિયાથી બગચી ચાકળી તોરણ ચણિયા કમખામાં ચોક પાડી કરમફૂલ ગોટાફૂલ બુટ્ટા પોપટ મોર વગેરે જેવી ભાતની આકૃતિઓનાં અતલસ ઉપર હીર-ભરત ભરવામાં આવતાં. રેશમી ઘાઘરાની કોર અને ઉપર મોર પૂતળીનાં આરીભરત કરાતાં, વસ્તુને સુંદર બનાવવા ચાકળા ચંદરવા તોરણ પિછવાઈ જેવા મોટા રાચમાં ગાય હાથી પાલખી વેલડું પારણું સખીવૃંદ અને કૃષ્ણલીલાનાં દૃશ્ય પણ હીરભરતમાં થતાં. આ ભરતમાં નાના આભલાને ભરીને હીરભરતને મનોહર બનાવાતાં.[૫૮] કચ્છી મોચી- આરી-ભરતમાં સુરતની ગજી તેમજ માંડવી જામનગરની અતલસ ઉપર બસરાઈ હીરના દોરાથી તેમજ ચીનાઈ રેશમથી બહુ જ નાજુક ચિત્ર જેવું ચોકકસ ભરતકામ થતું.

હીરભરતનું ઝીણું કામ ઝીણી સોય અને આરોથી બારીક હીરદોરાથી થતું. ભરતમાં સાકળીનો સળંગ ટાંકો ચાલ્યો આવતો જેથી કામ સીધું સહેલું લાગે, પણ રેશમી પોત ઉપર રેશમી ઝીણા દોરાથી નાજુક આકૃતિ અને ચોકકસ રંગ

ઉપસાવવામાં કારીગરની ઝીણી નજર અને કલા-સૂઝ જોઈએ. કચ્છી આરીભરતના રાચમાં સ્ત્રીઓને પહેરવાનાં કાપડાં સાડી કોર ઘાઘરાપાટ અને ઘરશણગારનાં તોરણ ચાકળા બગચી અને બટવા જેવી જણસ થતી.[૬૦]

**કાઠીભરત**

સૌરાષ્ટ્રની કાઠી કોમનું ભરત વધારે આકૃતિ-પ્રધાન અને ચિત્રાત્મક તેમજ કથાતત્ત્વવાળું હોય છે. કાઠી સ્ત્રીઓની રંગ-સમજ ઊંડી અને ભરત ખાસ કરીને ગૂઢ રંગો માટે વધારે પક્ષપાતવાળું હોય છે. કાઠીભરતકામને માટે હાથ વણાટનું મુલાયમ કાપડ પસંદ કરી, એના ઉપર ગુલાબી જાંબલી સોનેરી પીળો લીલો અને સફેદ સેવાળિયા અને કેસરિયા રેશમના તારનો ઉપયોગ ખૂબ જ કુશળતા-પૂર્વક કરી, ઢોલા-મારુ, વચ્છરાજ સોલંકી, રામાયણ કૃષ્ણલીલા વગેરે તેમજ જીવતા જીવોની પ્રતિકૃતિઓ ઉપરાંત ફૂલગોટા, ઝીણા કાંગરા, કથીપાભરત, અડદિયા ખજૂરા બાવળિયા વગેરેની ભાત કરવામાં આવતી. 'સૂરજસ્થાપન' એ પણ કાઠીભરતનું આગવું અંગ ગણાય.[૬૧] કાઠીભરતકામમાં પછીત પાટી બેસણ ચાંકળા ટોડલિયા તોરણ શાખિયા ઉલેચ વગેરે ગૃહ-શોભન તેમજ વેલડાં તથા પશુ શણગારનું ભરત વિશેષ ભરાય છે.

**મહાજનભરત**

સૌરાષ્ટ્રની ઉજળિયાત કોમ-મહાજન વગેરેમાં પણ ભરત ભરવાનો ચાલ હતો. એમનું ભરત સુંદર, ઠાંસી ઠાંસીને ભરેલું, વધારે પડતું સાફ અને ચીવટ-વાળું દેખાય છે. મહાજનભરત કાં તો રંગીન પોત અથવા કોઈ વાર અતલસ કે ગજી કાપડ ઉપર ભરાતું.[૬૨]

મહાજનભરતમાં વિશેષતઃ સફેદ કે વાદળી રંગના કાપડ ઉપર ભરતની આખી ભૂમિકાનું ભરત ઘેરા ગુલાબી રંગના રેશમથી કરાતું. ગુલાબી રંગની ભૂમિકા પર સફેદ પીળો લીલો વાદળી રંગ વપરાતો. આ શૈલીમાં ગાજના ટાંકાથી ચોડવામાં આવતા આભલાંનું ભરતકામ ઘણું જ ઉઠાવદાર બનતું. આ ભરતની બીજી ખાસ વિશિષ્ટતા એ આખા ભરતકામની ચારે બાજુની કિનાર નજીક એકસરખા કાંગરા ભરાતા અને કાંગરાઓનાં માથાં મોરપગલાંના ટાંકાથી બાંધવામાં આવતાં.[૬૩]

મહાજનભરતની ભાત-આકૃતિઓનો પ્રવાહ કાષ્ઠશિલ્પ પિછવાઈ કલમકારી પામરી અને પટોળાંની બાંધણીમાંથી તેમજ મોચી અને કાઠીભરતમાંથી આવ્યો છે.

પાંચ સાત કે નવ કોથળીનાં તોરણ કે ચાર કે નવ ચોકના ચાકળા કે કથીપામાં ચારેકોર મોરપગલાંનું માથું બાંધેલ કાંગરા, આભલાં અને ખજૂરી વગેરેની આકૃતિઓ થતી.[૬૪]

આ ભરતકામમાં લીખનો ટાંકો, ચોકડી ટાંકો, ગોળ દાણો અને મોરપગલાં વિશિષ્ટ ભાત પાડે છે. આ ભરત કચ્છના મહાજનભરત કરતાં ચડિયાતું દેખાય છે. કચ્છના મહાજનભરત ઉપર ત્યાંના મોચીભરતની અસર દેખાય છે.

**આહીરભરત**

સૌરાષ્ટ્રના આહીરભરત પર કાઠીભરતની છાંટ જોવા મળે છે. ખેડવાયા વર્ણોમાં આહીરોનું ભરતકામ શ્રેષ્ઠ છે. મચ્છોયા પંચોળી અને સોરઠિયા એ ત્રણ પરજના આહીરોમાં સોરઠિયા આહીરોનું ભરતકામ વધારે ભભકદાર અને સ્થિર દેખાય છે.

આહીરભરતમાં સફેદ ખાદીના પોત પર કિરમજી જાંબલી રાતા વગેરે હીર તેમજ સુતરાઉ દોરાથી ભરત ભરાય છે. આહીરભરતમાં આભલાંનો ઠીક ઠીક ઉપયોગ થતો. પહેરવેશ તેમજ ગૃહસુશોભનની વસ્તુઓમાં સ્ત્રીઓનાં કાપડાં, બાળકની કુચલી ટોપી વગેરે તથા તોરણની કોથળીઓ તેમજ બળદની માથાવટી ઝૂલ શીંગડિયા વગેરે બનાવાય છે.[૬૫]

કચ્છ અને સૌરાષ્ટ્રની સરહદ પાસેના આહીરભરતમાં લીલા અને લાલ પીળા રંગની ઢોલિયા ઉપર રાખવાની કીલ કે મળીમાં પ્રાકૃતિક આકૃતિઓની રચના સુંદર રીતે કરાય છે. જૂનાગઢ તરફના સોરઠી આહીરભરતમાં ધોળાગદામાં સુશોભન અને મોટા ફૂલવેલની ભાતો સાથે આકૃતિનું પણ સંયોજન કરાય છે. વાળાકી પંચોળી આહીરના ભરતમાં ભાત અને ગદમાં આંબો બાજોઠ મૈયારા–વલોણું વિશેષ સ્વરૂપના છતાં સરળ પ્રાકૃતિક સ્વરૂપે ભરાય છે.

મધ્ય સૌરાષ્ટ્રના જામનગર હાલાર વિસ્તારના આહીરભરતમાં પીળા પોત પર પોપટ પૂતળીઓ મોટા મોટા ગોટીફૂલ અને વચ્ચે આભલાં ટાંકવામાં આવે છે.

બરડાના પોરબંદરના મેરમાં ભરતનો ખાસ ચાલ નથી. મેર કોમમાં ભરત-આળેખનાં ચિતરામણ ખાસ થાય છે, છતાં કયારેક ઘેરા રંગની ભૂમિકાવાળા ચાકળામાં પોપટ પાંદડી અને મોટાં આભલાં ટાંકવાનો વિશેષ ચાલ નજરે પડે છે.

ઓખાના વાઘેરોમાં ભરત બહુ જ ઓછું જોવા મળે છે, છતાં વાઘેર સ્ત્રીઓ ઘોડાની મંથરાવટી, ઊંટની લેલાવટી અને નાના–નાના ગૃહશોભનના ભરતમાં કાચ-ખાંખને બહોળા પ્રમાણમાં ટાંકે છે.[૬૬]

**કણબીભરત**

સૌરાષ્ટ્રમાં ગોહિલવાડ પંથકના લેઉવા કણબીનું ભરતકામ અને મધ્ય સૌરાષ્ટ્ર અને સોરઠના કડવા કણબીનું ભરતકામ વિશિષ્ટ ભાત પાડે છે.

પીળા અથવા સફેદ રંગના કાપડ ઉપર ગુલાબો અને સફેદ રંગના રેશમના ગોટા તથા વિજવેલ તેમજ ચોખચલીથી ખાનાં ચોક ખંડ બાંધી, કોઈ વાર સોનેરી તૂઈ મૂકી અંદર આભલાં સાથે ભરત ભરવું એ આ કોમના ભરતકામનું આગવું અંગ ગણાય.

કણબીભરતમાં તોરણ બારસાખિયા ઉલેચ ચંદરવા ચાકળા બળદની ઝૂલ, માથાવટી ઘાઘરા કાપડાં ઓઢણાંની કોર વગેરેમાં ભરત ભરવાનો ચાલ છે.

ભરતકામની આ મુખ્ય શૈલીઓ ઉપરાંત રબારી સતવારા અબોટી સગર જેવી જાતિઓની પણ ભરતકામમાં દેખાઈ આવે તેવી તરાહ પણ હોય છે.

કચ્છમાં કોમવાર ભરતકામની લાક્ષણિકતા અલગ તરી આવે છે. આ રીતે આયર રબારી કણબી ભણસાલી વાગડિયા રજપૂત ઠકરાઈ ઓસવાળ જત અને ખાસ કરી બન્નિયારોનું ભરતકામ એમની પોતાની આગવી રીતે રૂપમાં અને રંગે વિશિષ્ટ ભાત પાડે છે.

એવી રીતે ભરતકામમાં વપરાતાં એનાં રૂપલક્ષણ પણ પરંપરાગત પેઢી–દર-પેઢી એમના વંશજોને મળ્યા કર્યાં છે. એકંદરે જોતાં એમાં સાંકળી અને આંટિયાળા લપેટા ટાંકા તથા આભલાંનું ભરત એકસરખું જોવા મળે છે. સાંકળી ભરતના કામની વિશિષ્ટતા એ 'કચ્છી ભરત'ની ખાસ પ્રકારની એક આગવી શૈલી ગણાવાય. કચ્છની ભરતકામની આકૃતિઓમાં મોર, પાંદડિયા કમળફૂલનો ચકર વગેરે એની લાક્ષણિકતા ગણાય.[૬૭]

કચ્છના બન્ની પ્રાંતનું ભરત ખાસ પ્રકારનું છે. ત્યાં વસતાં જત રાયસી-પોત્રા હાલેપોત્રા મતવા હીંગોરજા સુમરા જુણેજા વગેરે માલધારી નારીના કરકસરભ ભરતકામ અને કવાટકામમાં ઝીણી વિગતો અને રંગની ઉઠાવદાર મેળવણી એ એની વિશિષ્ટતા છે.[૬૮] આ ભરત ઉપર બલુચી અને સિંધી અસર દેખાય છે, સાથે કચ્છી ઝીણવટ અને ચોખ્ખાઈ જોવા મળે છે. જત મતવાનું બન્નીનું ભરત એના પહેરવાના આખા કજરીમાં શ્રેષ્ઠ પ્રકારનું દેખાય છે. આ ભરતમાં સાંકળી અને ગાજના ટાંકાથી ઝીણી ટપકી અને બુટ્ટાદાર ભાત રચાય છે, જેમાં ઝીણાં આભલાં ટાંકેલાં હોય છે. રેશમી કે સુતરાઉ કાપડ પર લાલ લીલા વાદળી સોનેરી સફેદ અને કાળા રેશમી દોરાને જોઈતા પ્રમાણમાં એ રંગ ઊઠી નીકળે એવા કાપડ ઉપર ભરાય છે.

બન્નીની મૂસ્લિમ બહેનો એના ભરતમાં જીવંત પશુ–પંખીઓની આકૃતિઓ ભરતી નથી.

કચ્છી ભરતમાં ઝીણાં વિવિધ આકૃતિના ગોળ ત્રિકોણ, ઘઉલા–આભલાં ભરી એ બન્નિયાર કસબને શોભતો બનાવે છે.[૬૯]

આમ લોકભરતમાં રંગ ભાત આકૃતિ અને ઉઠાવમાં પરંપરાગત લોક-સંસ્કૃતિના અનેકવિધ અંશ સચવાયેલા જોવા મળે છે.

**ધાતુકામ**

ગુજરાતમાં નાનાં મોટાં શહેર અને ગામડાંઓમાં તાંબા–પિત્તળનાં વાસણ સોના–ચાંદીનાં ઘરેણાં સૂડી ચપ્પાં અને હાથીદાંતની ચીજો બનાવાતી.

કચ્છ અને જામનગરમાં સૂડી ચપ્પાં છરી તેમ તલવારની મૂંઠ વગેરેની બ-નાવટો પર કલાત્મક કોતરણી કરવામાં આવતી. એમાં કયારેક સ્ત્રી–પુરુષની આકૃતિઓ, પશુ પક્ષીના આકારની સૂડીઓ બનાવાય છે. ચપ્પાં છરીના મૂઠના આકારોમાં ઘોડા સિંહ વાઘ વગેરેની આકૃતિઓ બનાવાતી. હથિયારો તરીકે વપરાતાં સાધનોમાં પણ વિવિધ આકારો કરાતા.

ગુજરાત કચ્છ અને સૌરાષ્ટ્રમાં સોના–ચાંદીનાં ઘરેણાં બનાવવાની કલા એની વિશિષ્ટ ભાત અને આકારોને લઈને જુદી પડે છે. કચ્છ–સૌરાષ્ટ્રના ગ્રામવિસ્તારની સ્ત્રીઓના અલંકારોમાં ઘણી વિવિધતા જોવા મળે છે. આ અલંકારોમાં મુખ્યત્વે માથાના સેંથાની ડોડી, કાનમાં પહેરવાના ઠોળિયા, પાંદડી લવિંગિયા સાંપવું ટોટી એકોટા વેડલી વગેરે, નાકમાં પહેરવાની ચૂંક નથ ચૂની વગેરે, ગળામાંની હાંસડી મોહનહાર બરઘલી વગેરે તથા હાથપગના વેઢલા ઇત્યાદિમાં વિવિધતા જોવા મળે છે.[૭૦]

કચ્છ–પોરબંદરની કારીગરીમાં રોમન અને મુગલાઈ ડિઝાઈનોની છાપ દેખાય છે. એના ઉપર કોતરકામ તથા એમ્બોસિંગ અને મીનાકારી કરવામાં આવતી. આમાં મુખ્યત્વે ટ્રે એશટ્રે પાનદાની પ્યાલા કુંકુમદાની ફ્લાવર ફોટો ફ્રેમ વગેરે બનાવાય છે.

ઘરેણાંઓમાં હીરા મોતી માણેક જેવી કિંમતી ચીજો પણ જડવામાં આવે છે.

તાંબા–પિત્તળની કલાત્મક બનાવટોનું કામ કંસારા જ્ઞાતિના કારીગરો એમના ઘરઆંગણે જ કરતા. ગુજરાતમાં શિહોરમાં નાત–જમણના મોટા કદનાં વાસણ ઉપરાંત ધાર્મિક વિધિ માટે વપરાતાં પંચપાત્ર આચમની વગેરે બનતાં. ડભોઈ અને વડોદરામાં પિત્તળની પવાલી થાળી કથરોટ વગેરે ઘર-વપરાશનાં વાસણ બનતાં. વીસનગર તાંબાનાં વાસણ, જેવાં કે ગોળી તાંબાકૂંડી

વગેરે માટે અને વઢવાણ પિત્તળની ગોળી ઘડા ગાગર બોઘરણાં વગેરે માટે, જ્યારે જામનગર તપેલાં લોટા વગેરે માટે પ્રખ્યાત છે. સૌરાષ્ટ્રમાં કાઠી કોમમાં દીકરીને કરિયાવરનો સામાન આપવા માટે પિત્તળના મોટા દાબડા કટોદાન ગોળી અપાતાં. આવા દાબડા ઉપર ક્યારેક પૂતળીઓ અને કમળની ભાત કોતરવામાં આવતી.

પિત્તળમાંથી દેવદેવીઓની તેમજ જૈન તીર્થંકરોની નાની મોટી મૂર્તિઓ પણ બનાવવામાં આવતી. ભાવનગર પાસેનું ઘોઘા ધાતુમૂર્તિ બનાવવાનું એક કેંદ્ર હતું.[૭૧]

આ ઉપરાંત પિત્તળની અને ઢાળાની આરતીઓ દીવીઓ રામ અને કૃષ્ણલીલાને રજૂ કરતા કાંસા–તાંબા–પિત્તળના કળશ, હીંચકાની સાંકળો, પાન-પેટીઓ સુરાહી, પાણીના કૂંજા વગેરે લોકકલાના અંશોને જાળવી રાખતા ધાતુકામના નમૂનાઓ છે.

## મોતીભરત–ગૂંથણ

ગુજરાતમાં કચ્છ–સૌરાષ્ટ્રમાં ભરતકામ સાથે મોતીભરત–ગૂંથણનો પણ વિકાસ થયેલો જોવા મળે છે. જૂના કાઠિયાવાડના રાજકીય શાંતિ અને સ્થિરતાના દિવસોમાં સમુદ્રપારનો વેપાર કરતા કચ્છી ભાટિયા અને સૌરાષ્ટ્રના વાણિયામાં મહાજન–મોતીભરત શરૂ થયું. કાઠી કોમમાં મોતીગૂંથણ પ્રવેશ્યું. કણબી આહીર જેવી ખેડૂત કોમોમાં પણ મોતીગૂંથણ શરૂ થયું.[૭૨]

સૌરાષ્ટ્રમાં મોતીભરતમાં મુખ્યત્વે કીડિયાં અને ક્યાંક ક્યાંક સાકરિયાં મોતીનો વપરાશ દેખાય છે. વીસમી સદીના ચોથા દાયકાથી ઈટાલિયન મોતીનાં કદ ઘાટ રંગ અનિશ્ચિત તેમજ હલકાં થઈ જતાં વપરાશ ઘટી ગયો.

સૌરાષ્ટ્રમાં ત્રણ મોતીનું ભરતકામ વિશેષ પ્રસારમાં આવ્યું. ત્રણ મોતીના ભરતમાં કાઠી તથા મહાજનશૈલીનું ગૂંથણ છૂટું કરવામાં આવતું, જ્યારે કણબીભરત જાડા લાલ કપડા ઉપર મોતીભરત વખતે જ ટાંકા પાછળના કાપડ સાથે લેવાયેલ હોવાથી ઘણું જ ટકાઉ બનતું.

કાઠીના મોતીભરતમાં રૂપકામ અને ભૂમિતિના કોણોથી બનતી કેટલાક પ્રકારનાં ફૂલોની આકૃતિઓ તથા મહાભારતના પ્રસંગો ગણેશસ્થાપન સૂરજ–

સ્થાપન અંબિકાસ્થાપન ચોપાટ–સોગઠાં પારણું ચાકળા ચાંકળી ઈંઢોણી તલવારનું મ્યાન ઘોડાના શણગાર વગેરે નમૂના બનાવતા.

કાઠી–મોતીભરત પછી મોતીભરતની વ્યાપક શૈલી કણબી–મોતીભરતની ગણાય. એક મોતી લઈ ઊભી લીટીએ મોતીભરતમાં ભૂમિતિના કોણ તથા વાઘ ચિત્તા સિંહ ગાય હાથી વગેરે પશુનું રૂપકામ થતું. આ ભરતમાં વચ્ચે મોટા ગોળ અને ચોરસ આભલાં ગૂંથવામાં આવતાં. કણબીભરતની પછીત–પાટીઓના નીચલા ભાગે ઊનનાં ફૂમકાં અને વલમોતીની જાળીઓ બાંધવામાં આવે છે, જે એની ખાસ વિશેષતા ગણાય. આમાં વીંઝણો તોરણ ઈંઢોણી કંકાવટી નાળિયેર બળદના શણગાર, વગેરે બનતા.

મહાજનશૈલીનું મોતીભરત ખાસ કરીને સૌરાષ્ટ્રના સમુદ્રકિનારાના કેટલાક ભાગમાં થાય છે. આ શૈલીના મોતીભરતમાં વિશેષતઃ ભૂમિતિના કોણો પશુ, પક્ષીઓનું રૂપકામ, શ્રીનાથજીદર્શન ઉપરાંત ચાકળાં તોરણ ઘરવપરાશની ચીજો, દુકાન કે પેઢી ઉપર વપરાતાં સાધન, જેવાં કે ખડિયા કલમ વગેરે તથા પૂજાનાં સિંહાસન વગેરે વસ્તુઓનું મોતીભરત થયેલું જોવા મળે છે.[૭૩]

મુસ્લિમ મેમણ કોમના ચાકળામાં આકૃતિઓને સ્થાન ન હોવાથી એમાં ભૂમિતિની આકૃતિઓ, ટીપકી લહેરિયા જેવી સુંદર ગૂંથણી ઘેરા લીલા આસમાની રાતાં અને સફેદ મોતીથી ભરેલ હોય છે.[૭૪]

રબારી સુથાર લુહાર સોની બ્રાહ્મણ જેવી કોમો વારતહેવારે તેમજ શુભ અવસરે ખપ લાગે તેવી જરૂરજોગી મોતીભરતની ચીજો ભરે છે.

### માટીકામ

માટીકામના હુન્નરમાં માટીનાં વાસણ રમકડાં નળિયાં ઈંટ ટાઈલ્સ ચીનાઈ માટીની ચીજવસ્તુ વગેરેનો સમાવેશ થાય છે.

ગુજરાતના દરેક જિલ્લામાં આ હુન્નર વત્તે ઓછે અંશે જોવા મળે છે. કચ્છ અને સૌરાષ્ટ્રમાં ઘરવપરાશનાં માટીનાં વાસણોમાં ગોળા માટલી કુલડી વગેરે બનાવવામાં આવે છે. ક્યારેક એના પર સફેદ અને કાળા રંગથી ભૌમિતિક ડિઝાઈનો દોરવામાં આવે છે. કચ્છમાં આ હુન્નરમાં મુસ્લિમ કુંભારો જોડાયેલા છે. એ જીવનજરૂરિયાતનાં વાસણો ઉપરાંત હુક્કા રમકડાં ઘરની દીવાલનું સુશોભન વગેરેનું કામ કરતા. આ બધાં વાસણોના આકાર અને એના પર કરાતા આલેખનમાં સિંધની અસર સ્પષ્ટ વરતાય છે.

ગુજરાતના આદિવાસી વિસ્તારમાં હાથબનાવટનાં નળિયાં ઈંટો વાસણ, દેવદેવીઓનાં પૂતળાં, ઘોડા હાથી વગેરે બને છે. પાટણ–ઉત્તર ગુજરાતમાં માટીનાં રમકડાં બનાવવાનો હુન્નર ઘણો વિકાસ પામેલો.

માટીનાં વાસણો અને રમકડાં ઉપર પ્રાકૃતિક દશ્યો અને ફૂલવેલ કે ભૌમિતિક આકૃતિઓ ચીતરવામાં આવતી. આ કામ ખાસ કરીને સ્ત્રીઓ કરતી.

સૌરાષ્ટ્રમાં મોરબી-થાન જેવાં કેંદ્ર નળિયાં ટાઇલ્સ, ચીનાઈ માટીનાં વાસણ, જેવાં કે કપ–રકાબી બરણીઓ ડિશો વાડકા વગેરે માટે પ્રખ્યાત થયાં છે.

## લાખ કે ખરાદીકામ

આ હુન્નરનું મુખ્ય કેંદ્ર સંખેડા છે. લાકડા ઉપર કલાઈ–મિશ્રિત લાખથી મીનાકારીમાં નૈસર્ગિક દશ્યો, વેલબૂટા, ભૌમિતિક આકૃતિઓ દોરવામાં આવતી. એની બનાવટોમાં ઘોડિયાં પલંગ રમકડાં સોફા-સેટ ઝૂલા બાજઠ વગેરે અનેક વસ્તુઓ તૈયાર થાય છે.

## હાથીદાંતની કલા

હાથીદાંતની બનાવટોમાં હાથમાં પહેરવાનાં ચૂડા ચૂડીઓ બલોયાં વગેરે ઉપરાંત છરી–ચપ્પાંના હાથા, ઝવેરાતની પેટીઓ, ગુલાબદાની, દેવદેવીઓની નાની પ્રતિમાઓ પણ બનાવાતી. આ હુન્નરમાં ખાસ કરીને મણિયાર જ્ઞાતિના કારીગરો જોડાયેલા છે.

## પાદટીપ

૧. *Gujarat District Gazetteer (GDG) : Surendranagar*, p. 725
૨. જુઓ ઉપર, પૃ. ૩૭૩ (આ ગ્રંથમાં)
૩. *GDG : Amreli*, p. 623 ૪. *GDG : Dangs*, p. 499
૫. *GDG : Vadodara*, p. 808 ૬. જુઓ ઉપર, પૃ. ૩૭૭
૭. નર્મદાશંકર ભટ્ટ, 'ખંભાતનું સાંસ્કૃતિક દર્શન,' પૃ. ૨૯૯, ૩૧૨
૮. જુઓ ઉપર, પૃ. ૩૭૩
૯. નર્મદાશંકર ભટ્ટ, ઉપર્યુક્ત, પૃ. ૨૯૯
૧૦. જુઓ ઉપર, પૃ. ૩૮૩ ૧૧. *GDG : Mehsana*, p. 801
૧૨–૧૩. જુઓ ઉપર, પૃ. ૩૭૩ ૧૪–૧૫. જુઓ ઉપર, પૃ. ૩૮૩
૧૬. રામસિંહ રાઠોડ, 'કચ્છનું સંસ્કૃતિદર્શન' પૃ ૨૨૧; *GDG : Kutch*, P. 596
૧૭. જુઓ ઉપર, પૃ. ૩૭૩ ૧૮. જુઓ ઉપર, પૃ. ૩૭૧
૧૯. શંભુપ્રસાદ દેશાઈ, 'પ્રભાસ અને સોમનાથ', પૃ. ૩૫૬; K. M. Munshi, *Somnath the Shrine Eternal*, pp. 42 ff, 58f; *GDG : Junagadh* p. 831
૨૦. *GDG : Rajkot*, p. 619
૨૧. 'ચરોતર સર્વસંગ્રહ', ભાગ ૨, પૃ. ૧૭
૨૨. *GDG : Kheda*, p. 797 ૨૩. *Ibid.*, p. 834
૨૪. આ મંદિરમાં રામ સીતા અને લક્ષ્મણની મૂર્તિઓનાં વેશભૂષા અને સજાવટ અર્વાચીન ઢબનાં છે. જુઓ *GDG : Panchmahals*, Plate 7.
૨૫. જુઓ ઉપર, પૃ. ૩૮૩. ૨૬ જુઓ ઉપર, પૃ. ૩૭૨
૨૭. રામસિંહ રાઠોડ, ઉપર્યુક્ત, પૃ. ૨૨૨
૨૮. શંભુપ્રસાદ દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૫૬
૨૯. એજન, પૃ. ૩૫૬–૫૭; K. M. Munshi, *Op. cit*, pp. 42ff., 58ff.
૩૦ પાછળથી (૧૯૭૦માં) આ મંદિરમાં પ્રવેશ માટેનું બલાનક મૂળ મંદિરના બલાનકના સ્થાને જ બાંધવામાં આવ્યું. સદ્ગત જામસાહેબના નામ પરથી એમની સ્મૃતિમાં એ બલાનકને 'દિગ્વિજયસિંહજી દ્વાર'નું નામ અપાયું છે.—જુઓ P. H. Premani (ed.), *Guide to Somnath*, p. 14
૩૧. *GDG Rajkot*, p. 619 ૩૨–૩૪. સ્વનિરીક્ષણ પરથી

૩૫. વિગતો માટે જુઓ આ પેઢીએ પ્રગટ કરેલ બૃહદ્‌ગ્રંથ, 'જૈનતીર્થ-સર્વસંગ્રહ'–ભાગ ૧.

૩૬. મહુડીનું વીર ઘંટાકર્ણનું મંદિર લબચોરસ ઘાટનું પૂર્વાભિમુખ ઘાબાબંધી મંદિર છે. એના પશ્ચિમ છેડે કરેલા ગર્ભગૃહમાં ધનુષ–બાણ ધારણ કરેલ વીર ઘંટાકર્ણની દ્વિભૂજ ઊભી મૂર્તિની પ્રતિષ્ઠા કરેલી છે. (જુઓ આકૃતિ ૪૭.)–સ્વનિરીક્ષણ પરથી.

૩૭. નર્મદાશંકર ભટ્ટ, ઉપર્યુક્ત, પૃ. ૩૫૮–૫૯

૩૮. ચરોતર સર્વસંગ્રહ, ભાગ ૨. પૃ. ૪૮૬

૩૯. એજન, ભાગ ૨, પૃ. ૪૮૮

૪૦. *Archaeological Survey of India Annuel Report, 1954–52, c. 59*

૪૧. *Ibid., 1964–65, D. 68* ૪૨. *Ibid., 1196–68, D. 164*

૪૩. *Ibid., 1967–68, D. 203*

૪૪. નર્મદાશંકર ભટ્ટ, ઉપર્યુક્ત, પૃ. ૩૮૪ ૪૪અ. જુઓ ઉપર, પૃ. ૩૯૪–૯૫

૪૫. નોશીર ખુરશેદ દાબુ, 'વકીલ અનજુમન આદરાન ગોલ્ડન જ્યુબીલી ગ્રંથ, ૧૯૮૩–૮૪,' પૃ. ૧૫–૧૬

૪૬. એજન, પૃ. ૧૮–૨૦, ૨૨–૨૪

૪૭. સાધારણ રીતે આતશે આદરાન પરઠાવ્યા પછી એ સ્થળના આતશે દાદગાહને નિભાવવામાં આવતા નથી, પણ વકીલ આદરાનના વહીવટકર્તાઓ બંનેને આજે પણ રોશન રાખી રહ્યા છે (એજન, પૃ. ૧૫).

૪૮. Dosabhai F. Karaka, *History of the Parsis*, Vol. I, pp. ff. 10

૪૯. સ્વનિરીક્ષણ પરથી તેમજ આ સિનગૉગની દેખભાળ રાખનાર શ્રી સેમ્યુઅલ એલિસ પિંગળે પાસેની પ્રાપ્ત માહિતીના આધારે

૫૦. પ્રત્યેક યહૂદી પોતાના ઘરના પ્રવેશદ્વારની જમણી બારસાખ પર આવું 'સદાય' લગાવે છે અને ઘરની અંદર કે બહાર જતી વખતે એને હાથ વડે ચૂમે છે.

૫૦અ. જુઓ ઉપર, પાદટીપ ૨૪.

૫૧–૫૨. ચૌલા કુરુવા, 'ગુજરાતની હસ્તકળા કારીગરી' "પરિચય", પુ. ૫૮૩ (૧૯૮૩), પૃ. ૬–૭

૫૩. 'ગુજરાતનો હસ્તકલા ઉદ્યોગ,' માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, અમદાવાદ, ૧૯૬૧, પૃ. ૬

૫૪–૫૫. ચૌલા કુરુવા, ઉપર્યુક્ત, પૃ. ૨૧–૨૨, ૨૩–૨૪
૫૬. બિહારીલાલ બારભૈયા, 'બાટિક', "કુમાર" (કલાઅંક), વર્ષ ૪૪, અંક ૧૨, પૃ. ૯૩–૯૬
૫૭. ખોડીદાસ પરમાર, 'સૌરાષ્ટ્રનું લોકભરત', "ઊર્મિનવરચના" (ઊ.ન.) (ભરત-કંડાર વિશેષાંક), વર્ષ ૪૮, પૃ. ૩૪૬
૫૮. મણિભાઈ વોરા, 'ભરતકામ : કચ્છ–સૌરાષ્ટ્રનું', "ઊ.ન.", વર્ષ, ૫૭, અંક ૪, પૃ. ૧૮૪
૫૯. મણિભાઈ વોરા, 'માનવની શોભન સમૃદ્ધિ', "ઊ.ન.", વર્ષ ૪૮ પૃ. ૩૬૩–૬૪
૬૦. મણિભાઈ વોરા, ઉપર્યુક્ત, "ઊ.ન.", વર્ષ ૫૭, અંક ૪, પૃ. ૧૮૫
૬૧. ખોડીદાસ પરમાર, ઉપર્યુક્ત, પૃ. ૩૪૭–૪૮
૬૨. એજન, પૃ. ૩૫૨
૬૩. હરિભાઈ ગૌદાની, 'સૌરાષ્ટ્રનું હીર–સૂતરાઉ ભરતકામ,' "ઊ.ન.", વર્ષ ૪૮, પૃ. ૪૦૩–૦૪
૬૪–૬૫. મણિભાઈ વોરા, "ઊ.ન.", વર્ષ ૪૮, પૃ. ૩૬૫–૩૬૬
૬૬. ખોડીદાસ પરમાર, ઉપર્યુક્ત, પૃ. ૩૪૮–૪૯
૬૭. રામસિંહ રાઠોડ, 'કચ્છી–ભરત અને બન્નિયારી ભર્તકમ્મ', "ઊ.ન.", વર્ષ ૪૮, પૃ. ૩૫૭
૬૮. એજન, પૃ. ૩૬૦
૬૯. મણિભાઈ વોરા, "ઊ.ન.", વર્ષ ૫૭, પૃ. ૧૮૬–૮૭
૭૦. રાજેન્દ્રસિંહ રાયજાદા, 'ભરવાડના અલંકારો', "ઊ.ન.", વર્ષ ૪૮, પૃ. ૪૮૬
૭૧. નરોત્તમ પલાણ, 'લોકકલાની ધાતુમૂર્તિઓ', "ઊ.ન.", વર્ષ ૪૮, પૃ. ૩૮૫
૭૨. મણિભાઈ વોરા, "ઊ.ન.," વર્ષ ૪૮, પૃ. ૩૬૮
૭૩. હરિભાઈ ગૌદાની, ઉપર્યુક્ત, પૃ. ૪૧૮–૧૯
૭૪. મણિભાઈ વોરા, ઉપર્યુક્ત, વર્ષ ૪૮, પૃ. ૩૬૯

## પરિશિષ્ટ ૧

## પત્રકારત્વ

### ૧. સ્વાતંત્ર્ય પૂર્વેનું

આ કાલખંડ દરમ્યાન કેટલાંક એવાં નવાં વર્તમાનત્રો તથા કેટલેક અંશે સામાયિકો ચાલુ થયાં, જેઓએ ગુજરાતના જાહેરજીવનમાં ગણનાપાત્ર ભાગ ભજવ્યો.[૧] આ સમયગાળાના પ્રારંભમાં પ્રથમ વિશ્વયુદ્ધના ઓળા જગત ઉપર ઊતર્યા એની અસર અનેક ક્ષેત્રો ઉપર થઈ, ગુજરાતી પત્રકારત્વક્ષેત્રે પણ ઘણા આંચકા અનુભવ્યા.

મહાયુદ્ધના અહેવાલ અંગ્રેજીમાંથી વ્યવસ્થિત રીતે તૈયાર કરી ગુજરાતી વર્તમાનપત્રોના વાચકોને આપવામાં આવતા. રાજકારણ સમાજકારણ અર્થકારણ અને સાહિત્યના પ્રવાહોથી વાચકોને વાકેફ રાખવાની ફરજ વૃત્તપત્રો સમજતાં હતાં, પરંતુ તેઓને લોકસેવાના વિશાળક્ષેત્રની ઝાંખી તો ગાંધીજીએ કરાવી.[૨]

પત્રકારત્વના ઇતિહાસના અભ્યાસીઓના મંતવ્ય અનુસાર ગુજરાતી પત્રકારત્વને ત્રણ યુગોમાં વહેંચવામાં આવતું :

(૧) આરંભયુગ–ઈ.સ. ૧૮૧૨ થી ૧૮૮૦

(૨) સામજિક સુધારા અને સાક્ષરયુગ–ઈ.સ. ૧૮૮૦ થી ૧૯૨૦

(૩) ગાંધીયુગ–ઈ.સ. ૧૯૨૦ થી ૧૯૪૭

ભારતને સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછી પત્રકારત્વનો નવો યુગ આરંભાયો, જેને સ્વાતંત્ર્યોત્તર કાલ નામ આપીએ તો અત્યુક્તિ ભાગ્યેજ ગણાય.[૩]

ઈ.સ. ૧૯૧૫ માં શરૂ કરેલા 'નવજીવન' માસિકમાં ઈંદુલાલ યાજ્ઞિકે દેશની સર્વાંગી સ્વતંત્રતા અને દલિત–પીડિત જનતાના ઉત્કર્ષ માટે એમના જીવનસૂત્ર-સમા સંગ્રામને કેંદ્ર સ્થાને રાખી એનું સંચાલન કર્યું. એ જ વર્ષમાં ગુજરાતી સાહિત્યના સુરત–અધિવેશનના પ્રમુખ શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ વૃત્તપત્રો અંગે બોલતાં જણાવ્યું કે 'વર્તમાનપત્ર અને માસિકોનું સાહિત્ય શોચનીય સ્થિતિમાં નજરે પડશે. દૈનિક ને સાપ્તાહિક પત્રોમાં ભાષા, શૈલી, અર્થગૌરવ ઇત્યાદિ દરેક વિષયમાં નીચી પાયરીનું સ્વરૂપ અને શૂન્યતા સર્વત્ર વ્યાપેલી જોઈ કોને ખેદ નથી થતો ?'[૪]

ભાષાકીય ઉલ્લેખના આ સંદર્ભને સીમાચિહ્ન ગણીએ તોપણ આજના પત્રકારત્વમાં ભાષાશુદ્ધિ તેમ શુદ્ધ જોડણી વગેરે બાબતમાં અરાજકતા ઘટવાને બદલે વધવાના અણસાર મળે છે.[૫] એટલા પૂરતો એ પ્રવાહ દૂષિત ગણાય.

૧૯૧૭–૧૮ માં ગુજરાતી દૈનિકો મુંબઈથી પ્રસિદ્ધ થતાં હતાં. ઓગણીસમી સદીના અંતભાગમાં ગુજરાતી વૃત્તપત્રોની સંખ્યા ૪૦ હતી તે ઘટીને ૧૯૦૭–૮ દરમ્યાન ૧૭ જેટલી થઈ ગયેલી; આમ છતાં ફેલાવાની દૃષ્ટિએ એની સંખ્યા જરાય ઓછી થઈ નહોતી. એકલા 'ગુજરાતી' સાપ્તાહિકનો ફેલાવો ૧૬,૫૦૦ નકલોનો હતો કે જે એ સમયના કોઈ પણ દૈનિકના ફેલાવા કરતાં વધુ હતો. આનું કારણ 'ગુજરાતી'નું ઠરેલપણું, સાહિત્યિક મૂલ્ય, ભાષાશુદ્ધિ વગેરે ગણાવી શકાય. ૧૮૮૦ થી ૧૯૨૦ ના ૪૦ વરસના ગાળા દરમ્યાન ગુજરાતી વૃત્તપત્રોએ સમાજજીવનનું અંગ બની રહેવાનાં મૂળ નાખ્યાં. એ મૂળ ઊંડાં ગયાં અને ગાંધીયુગમાં પત્રકારત્વનો નવો યુગ રાષ્ટ્રિય કૉંગ્રેસના પુનર્જીવન સાથે શરૂ થયો.[૬]

વર્તમાનપત્રો પોતપોતાની રીતે પ્રજાને ઉપયોગી બનવા સતત પ્રયત્ન કરતાં હતાં, હિંદ સિલોન અને ઇંગ્લેન્ડનાં જુદાં જુદાં શહેરોના સમાચાર તાર મારફત મેળવવાની પહેલ પણ આ સમયગાળા દરમ્યાન થઈ.[૭]

વર્તમાનપત્રોમાં નવાં અંગ ઉમેરવાનું વલણ પણ અછતું રહેતું નથી. આ વલણ ઉપરાંત કેટલાંક પત્ર ચિત્રો આપવા બાબત ઉત્સાહ દર્શાવવા લાગ્યાં. વળી વિદ્વાનોનો અંગ્રેજી પ્રત્યેનો આદરભાવ પણ એટલો જ તીવ્ર હતો એટલે પ્રતિભાવાન રાજનીતિજ્ઞ અને અર્થશાસ્ત્રી અધિકારી વિદ્વાન પાસે અંગ્રેજી લેખો લખાવવામાં આવતા, જે સામાન્ય વાચક ઉપરાંત વિદ્વાનોના પણ આકર્ષણનું કારણ બનતા.[૮] મનોરંજક તત્ત્વોને પણ વૃત્તપત્રોમાં સ્થાન મળવા લાગ્યું હતું. 'દેશીમિત્ર' તો રમૂજી વાચન આપવાના ધ્યેય સાથે શરૂ થયેલું. એમાં આવતી રમૂજ સ્થૂલ અને ગ્રામ્ય હોવાથી શિષ્ટ સમાજને પસંદ આવે એમ નહોતું. અકસ્માત આગ ખૂન લૂટ રોગચાળો દુષ્કાળ જેવા વિષયો પણ એ રમૂજી રીતે આપતું.[૯] આજે આ લખાણ કૃત્રિમ અને હાસ્યાસ્પદ લાગે એમ છે, પરંતુ પત્રકારત્વના જે પ્રવાહો બદલાતાં રહ્યા તેમાં એની નોંધ જરૂરી ગણાય.

૧૯૧૯ નું વર્ષ અનેક રીતે નોંધપાત્ર ગણાય તેવું છે. આ વર્ષમાં મહાયુદ્ધના વિનાશક ઓળા વિશ્વ ઉપરથી દૂર થયા. ગાંધીજીએ પત્રકારત્વક્ષેત્રે પદાર્પણ કર્યું. ઇંદુલાલ યાજ્ઞિકના 'નવજીવન' માસિકને એમણે સંભાળી લઈ એને સાપ્તાહિકમાં પરિવર્તિત કર્યું. એમના ક્રાંતિકારી વિચારોની પ્રબળ અસર

પત્રકારત્વ દ્વારા જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં વરતાવા લાગી. 'નવજીવન' 'યંગ ઇન્ડિયા' 'હરિજનબંધુ'(ગુજરાતી અને હિંદી), 'હરિજન'(અંગ્રેજી) જેવાં વૃત્તપત્રો દ્વારા પ્રજાઘડતરનું કાર્ય આરંભાયું. મોટા ભાગનાં અન્ય વૃત્તપત્રોએ એમને સાથ આપ્યો. એમણે વૃત્તપત્ર ક્ષેત્રે એક આદર્શ મૂક્યો. દેશમાં રાજકીય જાગૃતિમાં જુવાળ આવ્યો.

આ અગાઉ ટિળકયુગમાં અને શ્રીમતી એની બેસન્ટના હોમરૂલ લીગના આંદોલન દરમ્યાન ગુજરાતી વૃત્તપત્રોએ એની ભાવનાને ઝીલી હતી, પરંતુ ગાંધીજીના આગમન પછી રાષ્ટ્રિય જાગૃતિમાં વૃત્તપત્રોનો ફાળો ખૂબ વધ્યો. થોડાક અપવાદ બાદ કરતાં ગાંધીજીએ દેશને જે દોરવણી આપી તેનો પ્રચાર કરવામાં ગુજરાતનાં વૃત્તપત્રોએ પોતાનો કિંમતી સાથ આપ્યો.

રાષ્ટ્રવાદી ભાવનાવાળા અગ્રણીઓએ રાજકીય લોકજાગૃતિના મુખ્ય હેતુને કેંદ્રમાં રાખી વૃત્તપત્રો પ્રગટ કરવા માંડયાં. ગુજરાત પણ એનાથી અલિપ્ત રહી શક્યું નહિ. રાષ્ટ્રિય જાગૃતિના જુવાળની સાથે જ ગુજરાતમાં પણ વૃત્તપત્રો વિકસવા લાગ્યાં. ઈ.સ. ૧૯૨૦ અને એ પછી, કેટલાક અપવાદોને બાદ કરતાં, ઘણાખરા જિલ્લાઓમાં રાજકીય આગેવાનો દ્વારા વૃત્તપત્રો શરૂ થયાં કે ચાલુ વૃત્તપત્રોનું સંચાલન એમણે સંભાળી લીધું.[૧૦]

વીસમી સદીના આરંભકાલથી રાજકીય જાગૃતિ વધવાને કારણે વૃત્તપત્રોને એ તરફ લક્ષ આપ્યા વિના છૂટકો નહોતો. કેળવણીનું પ્રમાણ વધતાં કોલેજની કેળવણી પામેલો જુવાન વર્ગ વૃત્તવિવેચનના વ્યવસાયમાં પડતાં એણે સંસ્કૃત શબ્દોનો ઉપયોગ શરૂ કર્યો. અગાઉ ફારસી ભાષાના શબ્દો અને શબ્દપ્રયોગો છૂટથી વપરાતા હતા, હવે સંસ્કૃત શબ્દોનો જમાનો આવ્યો. પ્રજામાં રાજકીય ચેતન આવતાં પોતાની ભૂતકાલીન સંસ્કૃતિના ગૌરવનું ભાન થયું તેથી પણ સંસ્કૃતનું તત્ત્વ વધ્યું હતું. પરિણામે ઝાઝું નહિ શીખેલા વર્ગને તેમજ ગામડાંઓમાં વસનારાંઓને વર્તમાનપત્રો પરત્વે ભાગ્યેજ આકર્ષણ રહેતું. ગાંધીજીની માન્યતા હતી કે વૃત્તપત્ર કે વિચારપત્રની ભાષા શુદ્ધ હોવા ઉપરાંત સાદી સરળ અને આડંબર વિનાની હોવી જોઈએ. ગામડાંઓમાં વસનાર નામની જ કેળવણી પામેલાં માનવીઓ છાપાં વાંચતાં થાય, સમજતાં થાય અને રસ લેતાં થાય એ જરૂરનું છે. એમણે પોતાની આ માન્યતાનો અમલ પોતાનાં વૃત્તપત્રોથી કર્યો,[૧૧] જેનાથી ગુજરાતી પત્રકારત્વને નવો વળાંક મળ્યો.

આવો જ એક બીજો પ્રવાહ દેશી રાજ્યોના પ્રશ્નોની ચર્ચાનો જોવા મળે છે. અગાઉ વડોદરાનરેશ મલ્હારરાવનો આપખુદ રાજ્ય–અમલ લોર્ડ નોર્થબ્રુકની

સરકારના ધ્યાન ઉપર લાવવા થયેલ પ્રયત્ન ગુજરાતના પત્રકારત્વનું એક ઉજ્જવળ પૃષ્ઠ છે. આ એક અપવાદ બાદ કરતાં દેશી રાજ્યોના પ્રશ્નોની ચર્ચા ભાગ્યેજ થતી. ગાંધીજીના આગમન બાદ દેશી રાજ્યોના પ્રશ્નોમાં ઊંડી નજર નાખવાની તેમજ નિર્ભયપણે એની ટીકા કે ચર્ચા કરવાની પ્રણાલી શરૂ થઈ.[૧૨]

સમયના પરિવર્તન સાથે અને પ્રજાકીય જાગૃતિની સાથે અખબારોનો અભિગમ બદલાતો ગયો. પત્રકારત્વક્ષેત્રે બદલાતા પ્રવાહનાં દર્શન એ પત્રોનાં બદલાતાં રૂપ અને અભિગમથી પ્રતીત થાય છે.

૧૯૨૦ થી ૧૯૪૭ સુધીનો ભારત સ્વતંત્ર થયું ત્યાં સુધીનો ગાળો ગાંધીજી અને સરદાર પટેલની તેજસ્વી નેતાગીરી હેઠળના જાગ્રત અને સંગઠિત ગુજરાતમાં રાષ્ટ્રવાદની, અસહકારની જોખમ ખેડવાની અને બલિદાનની ભાવના પ્રસારવામાં વૃત્તપત્રોએ અગત્યનો ભાગ ભજવ્યો. દાંડીકૂચ ખેડાસત્યાગ્રહ બારડોલીસત્યાગ્રહ વગેરે ગુજરાતની લડતો તેમજ ગુજરાત બહારની ચંપારણ્યની લડત, જલિયાંવાલાની કતલ, કાળા કાયદા (રોલેટ ઍક્ટ) સામે આંદોલન જેવા પ્રસંગોએ ગુજરાતી વૃત્તપત્રોએ જોખમ ખેડીને પણ રાષ્ટ્રિય જાગૃતિના એ સીમાસ્તંભોને વધાવ્યા હતા.[૧૩]

બ્રિટિશ શાસનકાલના આ કાલખંડ દરમ્યાન સત્યાગ્રહની લડતોના વિષમ સંયોગોમાં 'ગુજરાત સમાચાર' જેવાં કેટલાંક દૈનિક પ્રજાપક્ષે વધુ નીડર નીતિ અપનાવતાં, તો બીજાં કેટલાંક દૈનિક દૂધ અને દહીંમાં પગ રાખતાં. સાનુકૂળ સંયોગમાં 'સંદેશ' પણ સારી લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. સાપ્તાહિકોમાં 'પ્રજાબંધુ' સારી પ્રતિષ્ઠા પામ્યું હતું.

૧૯૩૪–૩૫ થી ગાંધી શૈલીવાળા વૃત્તપત્રની ઘાટીઓમાંથી ગુજરાતી પત્રકારત્વ બહાર આવ્યું છે અને નૂતન પગથારે ઊભું છે. અગ્રલેખોની લખાવટ, સમાચારની રજૂઆત, મથાળાં, જાહેરખબર વગેરેની ગોઠવણીમાં ફેરફાર થયો છે. સાપ્તાહિકોએ વૃત્તવિવેચનપ્રણાલી બંધ કરી છે. ફોટોગ્રાફ, કાર્ટુન, વિશિષ્ટ કટારો વગેરેમાં સાંપ્રત પત્રકારત્વનું બદલાયેલું વહેણ જોઈ શકાય છે.[૧૪]

દેશી રાજ્યોની આપખુદી સામે તેઓની પ્રજાનો લોકમત જાગ્રત કરવામાં મુંબઈથી અને સૌરાષ્ટ્રની અંદર આવેલા બ્રિટિશ શાસન નીચેનાં રાણપુર જેવાં સ્થળોએથી 'જન્મભૂમિ' 'વંદે માતરમ્' અને 'ફૂલછાબ' જેવાં વૃત્તપત્રોએ બુલંદ અવાજ ઉઠાવ્યો. એમાં શ્રી અમૃતલાલ શેઠ, શ્રી શામળદાસ ગાંધી અને શ્રી ઝવેરચંદ મેઘાણી જેવા નીડર પત્રકારોએ દેશી રાજ્યોના રાજકારણમાં સક્રિય ભાગ

ભજવ્યો. સામયિકોમાં સમાલોચક સાહિત્ય કૌમુદી પ્રસ્થાન માનસી વગેરેએ સાહિત્યની અભિરુચિ વધારી. આ કાલખંડનાં અન્ય નવાં ગુજરાતી સામયિકોમાં નવચેતન ગુજરાત પુરાતત્ત્વ ગુણસુંદરી કુમાર દક્ષિણામૂર્તિ પુસ્તકાલય ચરોતર શારદા ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક, ફાર્બસ ગુજરાતી સભાનું ત્રૈમાસિક, સ્ત્રીજીવન કોડિયું વગેરે લોકપ્રિય નીવડયાં. આ માસિકોમાં પોતાનાં સુરેખ ચિત્રો અને સઘન લખાણોથી 'કુમારે' અનોખી ભાત પાડી. વૃત્તપત્રો તથા સામયિકોના વાચનની પ્રજાની અભિરુચિ કેળવાઈ.

## ૨. સ્વાતંત્ર્ય પછીનું

૧૯૪૭ પછીના દસકામાં દેશના પત્રકારત્વ સમક્ષનું મુખ્ય ધ્યેય બદલાઈ ગયું હતું. કોંગ્રેસ અને રાષ્ટ્રની સાથે પત્રકારત્વે સ્વાતંત્ર્યપ્રાપ્તિના ધ્યેય સાથે તાદાત્મ્ય સાધી ધ્યેયપૂર્તિમાં પોતાનું બળ પૂર્યું હતું. સ્વતંત્ર રાષ્ટ્રના નવઘડતર અને એના સામાજિક પુનરુત્થાનનું કામ રાજ્યકર્તા અને રાજકીય પક્ષોને પણ કપરું અને ઓછુ આકર્ષક લાગેલું ત્યારે પત્રકાર તો રોમાન્ટિક દુનિયાનો જીવ છે, એને એ કાર્ય તદ્દન નીરસ લાગે એમાં નવાઈ નથી.

આઝાદી સંગ્રામે જે નેતાઓ અને તેઓનાં રાજકીય સંગઠનોને વીરનાયકની ભૂમિકાએ પહોંચાડયાં હતાં તેમાંનાં કેટલાંકનું માટીપગાપણું આઝાદી મળ્યા પછી પ્રગટ થતું ગયું. શ્રી રતન માર્શલ નોંધે છે તેમ 'ભ્રમણાના ભંગની અને નિર્ભ્રાન્તિની એ પ્રક્રિયા હતી. વર્તમાનપત્રો માટે કેટલેક અંશે એ નવો પાઠ હતો. કેટલાંક ગુજરાતી અખબારોને એ પાઠ ખાસ્સો અનુકૂળ આવ્યો. સત્તાધારીઓનાં કહેવાતાં કૌભાંડોની કથાએ પહેલાં તો લોકોનું ધ્યાન આકૃષ્ટ કર્યું, પરંતુ એની અતિરેકતાને કારણે એ પત્રની ગરિમા અને પ્રભાવ તૂટી ગયાં.'[૧૫]

ચોથા–સ્વાતંત્ર્યોત્તર યુગમાં પ્રવેશ્યા પછી વૃત્તપત્રોનું રૂપ બદલાઈ ગયું. સમાજમાં સનસનાટી મચાવે તેવા સમાચારને ચોકઠાથી શણગારવાના, ઓછા અગત્યના કે દમ વિનાના સમાચારોને મોટાં મથાળાંથી ચમકાવવાના, ખૂન બળાત્કાર લૂંટ ચોરી મારામારી જેવી સમાજવિઘાતક બાબતોને પ્રાધાન્ય આપવાના, પ્રેમપ્રકરણથી પાનાં ભરવાના અને શકય હોય ત્યાં એને સચિત્ર બનાવવાના પ્રવાહ સ્વાતંત્ર્યપૂર્વના પ્રવાહથી જુદા પડે છે. અગાઉનાં વૃત્તપત્રોએ સ્વીકારેલી મર્યાદારેખા ઓળંગીને વિકાસ સાધવા એણે મૂકેલી દોટના એ પુરાવારૂપ ગણાવી શકાય.[૧૬]

૧૯૫૦ પછી ગુજરાતના પત્રકારત્વમાં દૈનિકોનો પ્રવેશ એ એક મહત્ત્વનું માપદંડ બની ગયો. આને કારણે અખબારી દુનિયાએ હરણફાળ ભરવા માંડી. નવી નવી ટેકનોલૉજીને કારણે એની સમૃદ્ધિ અનેક રીતે વધી. સૌથી મોટી ઘટના તો કલમ ઉપરના બંધનનો લોપ થયો તે બની. અખબારોનો અવાજ સત્તાવાહી બન્યો.[૧૭]

સ્વાતંત્ર્ય પછી –ખાસ કરીને ૧૯૫૪–૫૫ પછી - રાજકારણ અને સમાજ–જીવનમાં નવાં નવાં પરિવર્તન દેખાવા લાગ્યાં. એની અસર કેટલાંક સામાજિક મૂલ્યો અને નીતિમત્તાનાં ધોરણો ઉપર પણ પડી. પત્રકારત્વ અને વૃત્તાંતનિવેદનના નીતિ–રીતિ રૂપ–રંગ વગેરેમાં પરિવર્તન આવશ્યક બન્યાં.

પ્રથમના અખબારોના ચોક્કસ મિશનને કેંદ્રમાં રાખવાને બદલે વૃત્તપત્રો 'કૉમર્શિયલ' બનતાં ગયાં. સમાચારોને પોતાની રીતે મરોડવાની પદ્ધતિ આકાર લેવા લાગી. સામાજિક કે રાજકીય ઘટના અંગતરુચિ કે ખ્યાલ મુજબ પામવા લાગી. રાજકારણમાં ચોક્કસ નિશાન ઉપર ધ્યાન કેંદ્રિત થવા લાગ્યું. શુદ્ધિ અને આચારની વાતો બાજુ પર ખસવા લાગી. આની સાથોસાથ વૃત્તાંત-નિવેદનની કલાનો વિકાસ આરંભાયો. રજૂઆત અને શૈલી સાહિત્યિક સ્પર્શ પામી આકર્ષક રૂપ ધારણ કરવા લાગ્યાં. નવી કલમો અને નવા લોહીની ગતિ-શીલતાએ અખબારોને નવો મરોડ આપ્યો. શિક્ષણ વિજ્ઞાન રાજકારણ અર્થકારણ સમાજજીવન જાહેરજીવન એમ વિવિધ દિશાઓ ખૂલતી ગઈ. એની સાથે પોલીસ કોર્ટ તેમ ભિન્ન ભિન્ન રાજકીય પક્ષોની વર્તમાનપત્રના પાને ચમકવાની વૃત્તિનો વિકાસ થતો ચાલ્યો. પત્રકારત્વનું ધોરણ બદલાતાં ભાષાશુદ્ધિનો અભાવ, અનુચિત પ્રયોગો, કયારેક ઉતાવળાં કે પૂર્વગ્રહયુક્ત અનુમાનપ્રેરિત અહેવાલ જાણ્યે અજાણ્યે પોતાનું ચોક્કસ સ્થાન મેળવતાં ગયાં. સનસનાટીના મોહક નામ નીચે નંદવાતા સમાજજીવનની આહ સાંભળવાનું મુશ્કેલ બનતું ચાલ્યું.[૧૮]

૧૯૫૦ માં ગુજરાતમાં ૧૬ દૈનિક વૃત્તપત્ર હતાં અને ૪૦ જેટલાં સાપ્તાહિક હતાં. એક દાયકા જેટલા સમય પછી ઈ. સ. ૧૯૬૦ ના આરંભમાં ૩૬ ગુજરાતી દૈનિકો પ્રગટ થવા લાગ્યાં હતાં. સમગ્ર દેશમાંથી પ્રગટ થતાં વૃત્તપત્રોમાં અંગ્રેજી હિન્દી અને ઉર્દૂ પછીનું પહેલું સ્થાન ગુજરાતી વૃત્તપત્રોનું આવે છે.

આરઝી હકૂમત માટેની લડતમાં પત્રકાર શ્રી શામળદાસ ગાંધીએ સક્રિય આગેવાની લીધી.

મહાગુજરાત માટેની લડત જેવી સ્વાતંત્ર્યોત્તર ઘટનાઓના સમયે 'જનસત્તા' જેવાં દૈનિકોએ લોકમતને પ્રોત્સાહન આપી લોકપ્રિયતા હાંસલ કરી, તો શાસક પક્ષની ઇતરાજીનો ભોગ બનનાર દૈનિકોને આર્થિક રીતે ઘણું નુકસાન વેઠવું પડ્યું. દેશી રાજ્યોનું વિલીનીકરણ થતાં દેશી રાજાઓ સામેની પ્રજાકીય ઝુંબેશનો અંત આવ્યો ને એ ઝુંબેશની હિમાયત કરનાર તેજસ્વી વૃત્તપત્રોના સ્થાને સ્થાનિક પ્રશ્નો પર ભાર મૂકતાં સામાન્ય વૃત્તપત્ર પ્રચલિત થયાં. પત્રકારત્વવિદ્યાના પ્રશિક્ષણનો પ્રબંધ થયો તેમજ યાંત્રિક સાધનસામગ્રીની નીડર નીતિ અખત્યાર કરવી અને શાસક પક્ષના તથા સ્થાપિત હિતોના કાવાદાવા સામે ઝઝૂમવું એ ગજગ્રાહમાં અખબારી સ્વાતંત્ર્યની આકરી કસોટી થતી રહી છે. આ કાલખંડના સામયિકોના સર્ક્યુલેશનમાં 'અખંડઆનંદે' વિપુલ લોકપ્રિયતા પ્રાપ્ત કરી. બાળકો સ્ત્રીઓ સાહિત્ય પુસ્તકાલય ઉચ્ચ–અભ્યાસ સંશોધન વૈદિક સામાન્ય જ્ઞાન અને ચિત્રપટને લગતાં સામયિકોની સંખ્યા વધતી રહી. ધાર્મિક સામયિકોની સંખ્યામાં પણ ઠીક ઠીક ઉમેરો થતો રહ્યો. આ કાલખંડનાં અન્ય નવાં સામયિકોમાં 'સંસ્કૃતિ' 'મિલાપ' તથા 'પરબ' પણ નોંધપાત્ર છે. વૃત્તપત્રોમાંય ભાતભાતના વિષયોને ફરતી કટારો તથા પૂર્તિઓ દ્વારા વૃત્ત ઉપરાંત વિચારો તથા પ્રવાહોને લગતી વિવિધ વાનગીઓ પીરસાવા લાગી. શિક્ષિત વર્ગનાં કુટુંબોના દૈનિક જીવનમાં વર્તમાનપત્રોએ ચાના વ્યસન જેવું આવશ્યક સ્થાન પ્રાપ્ત કર્યું. સાધનસંપન્ન દૈનિકો વ્યાવસાયિક સ્પર્ધાનો સામનો કરી દૂર દૂરનાં નગરો તથા ગામડાં સુધી સત્વર પહોંચી જવા લાગ્યાં.

## પાદટીપ

૧. આ વર્તમાનપત્રો તથા સામયિકોની વિગતો માટે જુઓ ઉપર પ્રકરણ ૧, ખંડ ૫, પૃ. ૬ થી ૧૦.

૨. કપિલરાય મહેતા, 'વૃત્તપત્રો', "ગુજરાત એક પરિચય" (ગુએપ), પૃ. ૩૨૩

૩. એજન, પૃ. ૩૨૨

૪. ન. ભો. દીવેટિયા, 'પરિષદપ્રમુખોનાં ભાષણો', ભાગ ૧, પૃ. ૧૬૬

૫. ભગવતીકુમાર શર્માનું 'સ્વ. રમણલાલ શેઠ સ્મૃતિ વ્યાખ્યાનમાળા'માં 'છેલ્લાં પચ્ચીસ વર્ષનું ગુજરાતી પત્રકારત્વ' વ્યાખ્યાન ૧ અનુસાર

૬. કપિલરાય મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૩૨૩

૭. 'જામે જમશેદ શતાબ્દી ગ્રંથ', ૧૯૩૨, પૃ. ૨૮૨

૮. રતન રુસ્તમજી માર્શલ, 'ગુજરાતી પત્રકારત્વનો ઇતિહાસ', પૃ. ૧૮૩
૯. એજન, પૃ. ૧૫૯
૧૦. કપિલરાય મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૩૨૩
૧૧. રતન રુસ્તમજી માર્શલ, 'વૃત્તવિવેચન', "ગુએપ", પૃ. ૩૨૮
૧૨. એજન, પૃ. ૩૩૦
૧૩. કપિલરાય મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૩૨૪
૧૪. પિનાકિન ત્રિવેદી, 'ગુજરાતી વૃત્તપત્રોનો વિકાસ', "ગુજરાત", ૨૩–૨૯ માર્ચ, ૧૯૮૪, પૃ. ૨૬
૧૫. રતન રુસ્તમજી માર્શલ, "ગુજરાતી પત્રકારત્વનો ઇતિહાસ", પૃ. ૩૭
૧૬. રતન રુસ્તમજી માર્શલ, 'વૃત્તવિવેચન', "ગુએપ", પૃ. ૩૩૧
૧૭. વાસુદેવ મહેતા, 'વિકાસનો આલેખ', "સાહિત્ય અને પત્રકારત્વ" (સાપ) [સંપા. કુમારપાળ દેસાઈ], પૃ. ૫૬–૫૯
૧૮. જયવદન પટેલ, 'ગુજરાતી પત્રકારત્વ અને વૃત્તાંત નિવેદન', "સાપ", પૃ. ૩૫–૪૦

# પુરાતત્ત્વીય પ્રવૃત્તિઓનો વિકાસ

**પશ્ચાદ્ભૂ**

૧૯૨૧ માં પુરાતત્ત્વને કેંદ્ર સરકારનો વિષય બનાવવામાં આવ્યો. ઈ. સ. ૧૯૨૬–૨૭ માં ભારતીય પુરાતત્ત્વસર્વેક્ષણ (ભા. પુ. સ.) ખાતામાં 'ક્ષેત્રાન્વેષણ શાખા' શરૂ કરવામાં આવી. ભા. પુ. સ. માં સર જહોન માર્શલના ઉત્તરાધિકારીઓ પૈકી મહાનિર્દેશકના પદે શ્રી કે. એન. દીક્ષિતે પ્રાંતીય સંગ્રહાલયો અને પ્રાંતીય સરકારોના પુરાતત્ત્વખાતા સાથેના સંબંધ પુનર્જીવિત કર્યા.

ઈ. સ. ૧૯૪૪ દરમ્યાન ડૉ. (ઈ. સ. ૧૯૫૨ થી 'સર') આર. ઈ. મોર્ટિ‌મર વ્હીલર (Mortimer Wheeler) ભા. પુ. સ. ના મહાનિર્દેશક બન્યા અને ગુજરાત સહિત સમસ્ત ભારતવર્ષમાં પુરાતત્ત્વના વિકાસનો મહત્ત્વનો બીજો તબક્કો શરૂ થયો.[1] ઈ. સ. ૧૯૪૫ માં 'કેંદ્રીય પુરાતત્ત્વ સલાહકાર મંડળ'ની રચના કરવામાં આવી. ગુજરાત રાજ્યના પુરાતત્ત્વનિયામક તથા મ. સ યુનિવર્સિટી, વડોદરાના પુરાવસ્તુવિભાગના વડા એના સભ્ય છે.

આઝાદી પહેલાં જામનગર જૂનાગઢ ભાવનગર અને વડોદરા સંસ્થાનોને પોતપોતાનાં પુરાતત્ત્વખાતાં હતાં. ઈ. સ. ૧૯૪૮ માં (હવે ભૂ. પુ.) સૌરાષ્ટ્ર રાજ્યની રચના થતાં સાથે જ એનું પુરાતત્ત્વખાતું પણ શરૂ કરવામાં આવ્યું. ૧૯૪૮ માં ડૉ. વ્હીલર નિવૃત્ત થયા. ભારતમાં સ્તરવાર ઉત્ખનનની તકનિકી એમણે દાખલ કરેલી. ભૂકાલક્રમવિદ્(Geochronologist) પ્રો. એફ. ઈ. ઝોનરે (Zeuner) ગુજરાતમાં સાબરમતીની વેદિકાઓ( Terraces )નો અભ્યાસ કર્યો હતો.

ઈ. સ. ૧૯૫૦ ના જાન્યુઆરી માસની ૨૬ મી તારીખે 'ભારતીય સંવિધાન' અમલમાં આવતાં એના સાતમા પરિશિષ્ટમાં પુરાતત્ત્વને જે સ્થાન મળ્યું છે તેનાથી પુરાતત્ત્વના વિકાસનો ત્રીજો, હાલનો મહત્ત્વનો, તબક્કો શરૂ થયો.

પ્રસ્તુત સમયગાળામાં ભા. પુ. સ.ની પશ્ચિમ વર્તુળની કચેરીનું મુખ્ય મથક પૂનેથી વડોદરા બદલવામાં આવેલું છે, વડોદરાની મ. સ. યુનિવર્સિટીમાં પુરાવસ્તુવિભાગના વડા તરીકે ડૉ. બી. સુબ્બારાવ પછી ડૉ. ર. ના. મહેતા

ખ્યાતિ અર્જિત કરી ચૂકયા છે. સૌરાષ્ટ્રના પુરાતત્ત્વખાતાના પ્રથમ વડા તરીકે શ્રી હ. ર. માંકડ બાદ શ્રી પુ. પ્રે. પંડયાએ પુરાતત્ત્વીય ક્ષેત્રાન્વેષણ અને ઉત્ખનનના ક્ષેત્રે ભારે નામના મેળવેલી. એમના સમય દરમ્યાન તા. ૧–૧૧–૧૯૫૬ થી (ભૂ. પુ.) સૌરાષ્ટ્ર રાજ્યનું (ભૂ. પુ.) દ્વિભાષી મુંબઈ રાજ્યમાં વિલીનીકરણ થયા બાદ શ્રી જ. મુ. નાણાવટી એમના અનુગામી બન્યા હતા. તા. ૧–૫–૧૯૬૦ થી હાલનાં ગુજરાત રાજ્યની રચના થતાં શ્રી નાણાવટીએ ગુજરાત રાજ્યના પુરાતત્ત્વખાતાનું માળખું લઘુ ભા. પુ. સ. જેવું બનાવવા માટે સફળ પ્રયત્ન કર્યા. આ સમયગાળામાં લોકપ્રિય પુરાતત્ત્વવિદોની પ્રવૃત્તિઓ પણ વિકસી. એમાંનાં કેટલાંક ભારતીય પુરાતત્ત્વસર્વેક્ષણની પૂર્વમંજૂરી લીધા વિના જ પુરાતત્ત્વીય ક્ષેત્રાન્વેષણ જેવી કામગીરી કરે છે, પુરાવશેષોનો એના મૂળ પ્રાપ્તિસ્થાને મૂળ પરિવેશના સંદર્ભમાં અભ્યાસ કર્યા વિના ખસેડે છે અને પરિણામે મહત્ત્વના પુરાતત્ત્વીય પુરાવાઓનો નાશ થાય છે. આ પ્રવાહ ચિંતાજનક છે.

## પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વ

સાબરમતીના કાંઠે વસેલા આદિમાનવની વધુ વિગતો મેળવવા આ સદીના પૂર્વાર્ધમાં ડૉ. હ. ધી. સાંકળિયાએ સાબરમતીનું સર્વેક્ષણ કર્યું હતું.[૨]

## આદ્યઐતિહાસિક પુરાતત્ત્વ

દેશના ભાગલા પછી ગુજરાતમાં સિંધુ ઘાટીની સભ્યતા યાને હડપ્પીય સંસ્કૃતિની વસાહતો શોધી કાઢવા માટેનાં સંખ્યાબંધ ક્ષેત્રાન્વેષણ ગુજરાતમાં લોથલ રંગપુર સોમનાથ અને રોઝડીનાં ઉત્ખનન આદિ તમામ બાબતો ચર્ચિત સમયગાળાની મહત્ત્વની દેન છે.[૩] એમાં શ્રી એસ. આર. રાવ અને શ્રી. પુ. પ્રે. પંડયાનું પ્રદાન નોંધપાત્ર છે.

## મહાપાષાણ સ્મારકો

પ્રસ્તુત કાલખંડ દરમ્યાન આ અંગે ગુજરાતમાં કશું સંશોધન થયું નહોતું.

## ઐતિહાસિક પુરાતત્ત્વ

અમરેલી, સોમનાથ–મંદિર-વિસ્તાર, વડોદરાની મેડિકલ કોલેજનો વિસ્તાર અને અકોટા જેવાં સ્થળોએ હાથ ધરાયેલાં ઉત્ખનનોને પરિણામે આ દિશામાં પણ ખેડાણ થયું અને એના એક સુંદર આનુષંગિક પરિણામ તરીકે ઈ.સ ૧૯૬૦ પછીના બે દાયકાઓમાં ડૉ. ર. ના. મહેતાના હાથે મધ્યકાલીન પુરાતત્ત્વનો સુપેરે વિકાસ થયો.

## સ્થાપત્યકીય સ્મારકો

ડૉ. સાંકળિયાનું Archaeology of Gujarat ઈ.સ. ૧૯૪૧ માં પ્રસિદ્ધ થયું. એમની પહેલાંના વિદ્વાનોએ તત્કાલીન કચ્છ–સૌરાષ્ટ્ર–ગુજરાતનાં સ્થાપત્યકીય સ્મારકો અંગે જે ખેડાણો કર્યાં હતાં તેને આધાર બનાવી, તુલનાત્મક અભ્યાસ કરીને ડૉ. સાંકળિયાએ ગુજરાતમાં સ્થાપત્યકીય સ્મારકોનું વર્ગીકરણ કરી આપ્યું.

ઈ.સ. ૧૯૬૦ના અંત સુધી ગુજરાતમાં કેંદ્રરક્ષિત સ્મારકોની સંખ્યા ૧૯૦ અને રાજ્યરક્ષિત સ્મારકોની સંખ્યા ૧૩૧ જેટલી હતી.

## શિલ્પકલા અને મૂર્તિકલા

ડૉ. મંજુલાલ મજમૂદાર, ડૉ. ઉમાકાંત શાહ, ડૉ. ગોએત્સ, ડૉ. ર. ના. મહેતા, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી અને શ્રી મધુસૂદન ઢાંકી જેવા વિદ્વાનોએ ઈ.સ. ૧૯૬૦ સુધીમાં શિલ્પકલાના ક્ષેત્રે સુંદર ખેડાણ કરેલાં હતાં.

## અભિલેખો

વિવિધ વિદ્વાનોએ આ ક્ષેત્રે જે ખેડાણો કરેલાં તે તમામનું સંકલન શ્રી ગિ. વ. આચાર્યે 'ગુજરાતના ઐતિહાસિક લેખો' નામના ત્રણ ગ્રંથોમાં કરી આપ્યું. એ ગ્રંથો ક્રમશઃ ઈ. સ. ૧૯૩૩, ૧૯૩૫ અને ૧૯૪૨ માં પ્રસિદ્ધ થયાં. શ્રી ડિસકળકરે કાઠિયાવાડના અભિલેખોનો અને શ્રી ગદ્રેએ વડોદરા રાજ્યના કેટલાક અભિલેખોનો સંગ્રહ તૈયાર કર્યો.

## સિક્કા

માત્ર ગુજરાતના કે ગુજરાતમાંથી મળેલા સિક્કાઓ અંગે કોઈ સંકલિત માહિતી ગ્રંથસ્વરૂપે બહાર નથી પડી.

ગુજરાતમાંથી મળી આવેલા ક્ષત્રપ-સિક્કા અને/અથવા એના ઉપર થયેલાં સંશોધનોને કારણે ક્ષત્રપ રાજાઓનું વંશવૃક્ષ અને એમના રાજ્યકાલનાં વર્ષ નક્કી કરવામાં મહત્ત્વનું પ્રદાન થયું.

પુરાતત્ત્વીય ક્ષેત્રાન્વેષણો ચર્ચિત સમયગાળા દરમ્યાન ગુજરાતમાં ભૂસ્તરીય ભૂકાલક્રમીય પ્રાગૈતિહાસિક આદ્ય-ઐતિહાસિક ઐતિહાસિક આદિ પુરાતત્ત્વીય ક્ષેત્રે પાષાણયુગ, સિંધુસભ્યતા, સ્થાપત્યકીય સ્મારકો, શિલ્પકલા અભિલેખો સિક્કા આદિ તમામ બાબતોને આવરી લેતાં સંખ્યાબંધ ક્ષેત્રાન્વેષણ થયાં. ઈ. સ. ૧૯૫૮ના કાયદાથી સરકારી કે ગેરસરકારી કોઈ પણ વ્યક્તિ કે સંસ્થા ભારતીય પુરાતત્ત્વસર્વેક્ષણની પૂર્વમંજૂરી મેળવ્યા વિના આ કાર્ય ન કરી શકે એવી જોગવાઈ કરવામાં આવી છે.

આ ગાળામાં પદ્ધતિસર થયેલા ક્ષેત્રાન્વેષણોનો વિગતવાર અહેવાલ ભા. પુ. સ.-નાં (નામભેદે પાંચ પ્રકારનાં) પ્રકાશનોમાં આપવામાં આવ્યો છે.

સૌરાષ્ટ્ર રાજ્યના પુરાતત્ત્વખાતાએ પણ આ સમયે આ બાબતે પ્રશસ્ય કામગીરી કરેલી, જેમાં સ્વ. શ્રી પુ. પ્રે. પંડ્યાનો ઉલ્લેખ ખાસ કરવો જોઈએ. એ અંગેના અહેવાલ ભા. પુ. સ.ના સામયિક 'Indian Archaeology : A Review'માં પ્રસિદ્ધ થયા છે.

## ઉત્ખનનો

ભારતીય પુરાતત્ત્વસર્વેક્ષણ, રાજ્ય પુરાતત્ત્વખાતું, વડોદરાની મ. સ. યુનિવર્સિટી અને પૂણેની ડેક્કન કૉલેજના વિદ્વાનોએ આ સમયગાળામાં હાથ ધરેલાં ઉત્ખનન પૈકી નીચેનાં નોંધપાત્ર છે[૪] :

| ક્રમ સ્થળ | ઉત્ખનક | ઈ. સ. |
|---|---|---|
| ૧. રંગપુર | માધો સ્વરૂપ વત્સ | ૧૯૩૪ |
| ૨. ,, | એસ. આર. રાવ | ૧૯૫૩–૫૪ |
| ૩. લાંઘણજ | ડૉ. હ. ધી. સાંકળિયા | ૧૯૪૪–૬૩ |
| ૪. ઈંટવા વિહાર | શ્રી. ગિ. વ. આચાર્ય | ૧૯૪૯ |
| ૫. સોમનાથ મંદિર | શ્રી બી. કે. થાપર | ૧૯૫૦ |
| ૬. વસઈ | શ્રી પુ. પ્રે. પંડ્યા | ૧૯૫૧ |
| ૭. બેટ | ,, | ,, |
| ૮. વડોદરા | ડૉ. બી. સુબ્બારાવ | ૧૯૫૧ ૫૨ |
| ૯. અમરેલી | શ્રી એસ. આર. રાવ | ૧૯૫૨–૫૩ |
| ૧૦. વડનગર | ડૉ. બી. સુબ્બારાવ | ૧૯૫૩–૫૪ |
| ૧૧. લોથલ | શ્રી એસ. આર. રાવ | ૧૯૫૪–૬૨ |
| ૧૨. લાખાબાવળ | ડૉ. બી. સુબ્બારાવ<br>શ્રી પુ. પ્રે. પંડ્યા | ૧૯૫૫–૫૬ |
| ૧૩. આમરા | ડૉ. બી. સુબ્બારાવ<br>શ્રી પુ. પ્રે. પંડ્યા | ,, |
| ૧૪. નગરો ટિંબો (પ્રભાસપાટણ) | શ્રી પુ. પ્રે. પંડ્યા | ૧૯૫૫–૫૬ |
| પ્રભાસ પાટણ | ,, | ૧૯૫૬–૫૭ |
| ૧૫. રોઝડી | ,,<br>શ્રી મ. અ. ઢાંકી | ૧૯૫૭–૫૮–૫૯ |
| ૧૬. ભાગાતળાવ | શ્રી એસ. આર. રાવ | ૧૯૫૭–૫૮ |
| ૧૭. મહેગામ | ,, | ,, |

## રક્ષિત સ્મારકોનું સંરક્ષણ

આ કામગીરીનાં નીચે જણાવેલ પાંચ પાસાં ક્રમે ક્રમે આકાર પામ્યાં : (૧) કાનૂની રક્ષણ, (૨) સામાન્ય જાળવણી, (૩) સ્થાપત્યકીય પુરારક્ષણ, (૪) રાસાયણિક માવજત, (૫) પુનઃસ્થાપના

ગુજરાતમાં ઈ.સ. ૧૯૬૦ સુધીમાં ઉપર્યુક્ત પાંચે પાસાંઓનાં બીજ રોપાઈ ચૂકયાં હતાં, પરંતુ ભેદ સુસ્પષ્ટ થયા નહોતા.

પુરારક્ષણ કરવાની ફરજ ઈ.સ. ૧૯૫૦ સુધી કેંદ્ર અને રાજ્ય સરકારો વચ્ચે હરતો-ફરતી રહી હતી. ભા. પુ. સ.ને લાગે વળગે છે ત્યાં સુધી ઈ.સ. ૧૯૫૦ સુધી પુરારક્ષણની કામગીરી જાહેર બાંધકામ ખાતા મારફતે થતી હતી. ઈ. સ. ૧૯૪૫ થી એ પ્રથા બંધ થઈ અને કેંદ્ર કે રાજ્ય સરકારના પુરાતત્ત્વખાતા મારફત જ પુરારક્ષણકાર્યો કરવાનું શરૂ થયું.

ચર્ચિત સમયગાળા દરમ્યાન રાજ્ય સરકારના પુરાતત્ત્વખાતા મારફત 'પુરારક્ષણ' નામ હેઠળ મર્યાદિત સાધનો(નાણાકીય અને નિષ્ણાત સેવાકીય)ને કારણે ઉપર્યુક્ત પાંચ પાસાંઓ પૈકી 'સામાન્ય જાળવણી' હેઠળ બતાવેલાંઓમાંથી કેટલાંક કાર્ય થયાં હતાં. ભા. પુ. સ. તરફથી અમદાવાદ ધોળકા ચાંપાનેર પાવાગઢ વગેરે સ્થળોએ આવેલાં સ્મારકોનું પુરારક્ષણ કાર્ય થયું હતું.

૧૯૨૨ સુધી રક્ષિત સ્મારકોનાં મુલાકાતીઓ ધાર્મિક સ્મારકોમાં પણ જોડા પહેરીને ફરતાં હતાં અને સ્મારકની અંદર ધૂમ્રપાન પણ કરતાં હતાં ! ઈ. સ. ૧૯૨૩ ના જાન્યુઆરી માસમાં મુંબઈ સરકારે આ સામે મનાઈ ફરમાવી હતી. ભા. પુ. સ.ના પશ્ચિમ વર્તુળ(જેમાં ગુજરાતનો સમાવેશ પણ થતો હતો)-માં આવેલાં ૧૦૯ ધાર્મિક રક્ષિત સ્મારકો પાસે આ મનાઈ હુકમ બતાવતા સૂચનાપટ ઈ. સ. ૧૯૨૫–૨૬ દરમ્યાન મૂકવામાં આવ્યા હતા.

## પુરાતત્ત્વીય કાયદા–કાનૂન

પુરાતત્ત્વના ક્ષેત્રે કેંદ્ર અને રાજ્ય સરકારોના પુરાતત્ત્વને લગતા કાયદા–કાનૂનોનું પ્રદાન બહુ મહત્ત્વનું છે. ઈ.સ. ૧૮૭૮ થી ૧૯૫૯ સુધીની વિકાસગાથા સળંગ રીતે આપવામાં આવી છે.

### (૧) ઈ. સ. ૧૮૭૮ નો ભારતીય ભૂમિગત ભંડારપ્રાપ્તિ –અધિનિયમ–આંક ૬

આ કાયદો મહેસૂલ ખાતાનો છે. ભૂમિમાં છુપાવેલી કે દટાઈ ગયેલી રૂ. ૧૦– થી વધુ મૂલ્યની કોઈ પણ ચીજવસ્તુ કોઈ પણ પ્રકારના ખોદકામ કે

અન્ય કારણે ભૂમિમાંથી કોઈને પણ મળી આવે તો અને ત્યારે આ કાયદો લાગુ પડે છે. આવી ચીજ વસ્તુઓ કે એનો કોઈ પણ ભાગ સંપ્રાપ્ત કરવાની આ કાયદો સરકારને સત્તા આપે છે.

### (૨) ઈ. સ. ૧૮૮૪ નો જમીનસંપ્રાપ્તિ અધિનિયમ

રક્ષિત સ્મારકો, રક્ષિત સ્થળો અને એને લગતી જમીન (જો ખાનગી માલિકી ન હોય તો) સરકારમાં સંપ્રાપ્ત કરવામાં આ કાયદો પુરાતત્ત્વને સહાયરૂપ થયો.

### (૩) ઈ. સ. ૧૯૦૪ નો સ્મારકસંરક્ષણ અધિનિયમ

બ્રિટિશ સરકારના આ કાયદામાં ઈ. સ. ૧૯૫૧ સુધી, દરેક વૈધાનિક સુધારા સાથે, નાના મોટા ફેરફાર થતા રહ્યા. ઈ. સ. ૧૯૫૧ ના કાયદા પછી પણ ઠેઠ તા. ૧૪–૧૦–૧૯૫૯ સુધી આ કાયદાની કેટલીક જોગવાઈઓ અમલમાં રહી હતી.

### (૪) ઈ. સ. ૧૯૧૯ નો 'ગવર્ન્મેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ'

(ક) આ કાયદો ઈ. સ. ૧૯૨૧ સુધી અમલમાં રહ્યો. સ્વતંત્ર પ્રાદેશિક વર્તુળો આ કાયદાથી બ્રિટિશ સરકારના કેંદ્રીય શાસન નીચે આવ્યાં. વહીવટ કેંદ્રિકૃત થયો.

(ખ) આ કાયદાએ ઈ. સ. ૧૯૦૪ ના કાયદામાં થોડા પણ મહત્ત્વના ફેરફાર કર્યા.

(ગ) આ કાયદાએ પુરાતત્ત્વના ક્ષેત્રે એક મહત્ત્વની ક્રાંતિ સર્જી : પુરાતત્ત્વની મહત્ત્વની ક્ષિતિજો વિસ્તારી. ૧૯૨૦ સુધી રક્ષિત સ્મારકોનાં પુરારક્ષણ–કામ બાંધકામ ખાતાના સિવિલ ઈજનેરોની મુનસફી મુજબ થતાં હતાં એને બદલે હવે પુરાતત્ત્વવિદની દોરવણી મુજબ થવા લાગ્યાં. ૧૯૪૫ થી ભા. પુ. સ. મારફત જ પુરારક્ષણ કાર્યો થવા લાગ્યાં. આ એક મહત્ત્વની સિદ્ધિ ગણાય.

### (૫) ઈ. સ. ૧૯૩૩ નો જૂનાગઢ સંસ્થાનનો પ્રાચીન સ્મારકસંરક્ષણનો અધિનિયમ

જૂનાગઢના નવાબી રાજ્યે આ કાયદો ઘડચો અને એની હેઠળ પોતાના રાજ્યમાં આવેલાં ધાર્મિક મહત્ત્વનાં તમામ સ્મારકોને 'રક્ષિત' જાહેર કરી દીધાં.

### (૬) ઈ. સ. ૧૯૩૫ નો 'ગવર્ન્મેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ'

આ કાયદાથી ઈ. સ. ૧૯૧૯ નો આ જ નામનો કાયદો રદ કરાયો. પરિણામે ઈ. સ. ૧૯૦૪ ના કાયદા હેઠળ માત્ર કેંદ્ર સરકાર જ સ્મારકોને 'રક્ષિત' જાહેર

કરી શકે અને તમામ રક્ષિત સ્મારકોની જાળવણી પણ કેંદ્ર સરકાર (ભા. પુ. સ.) કરે એમ આ કાયદાથી ઠર્યું.

### (૭) ઈ. સ. ૧૯૪૭ ના પુરાવશેષ (નિકાસ-નિયમ) અધિનિયમ

બ્રિટિશ અમલ દરમ્યાન હજારો પુરાવશેષ વિદેશ ચાલ્યા જતા હતા તેથી આઝાદી મળતાં જ આ કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદાથી પુરાવશેષોની ગેરકાયદે નિકાસ ઉપર નિયમન લદાતાં એ દુષ્કર બની.

### (૮) ઈ. સ. ૧૯૫૦ નું ભારત-સંવિધાન

તા. ૨૬-૧-૧૯૫૦ થી સંવિધાન અમલમાં આવ્યું તેમાં પુરાતત્ત્વને કેંદ્ર અને રાજ્યોના વિષયોની સંયુક્ત યાદીમાં મૂકવામાં આવ્યું. પ્રાચીન સ્મારકો અને સ્થળોને કેંદ્ર અને રાજ્યો વચ્ચે આ રીતે વહેંચવામાં આવ્યાં.

(ક) રાષ્ટ્રિય મહત્ત્વનાં જાહેર કરવામાં આવે તેવાં સ્મારક કેંદ્ર સરકારનાં, બાકીનાં રાજ્ય સરકારનાં (જેને રાજ્ય સરકાર ઇચ્છે તો પોતાના કાયદા હેઠળ રાજ્ય-રક્ષિત જાહેર કરી શકે) અને (ખ) રાષ્ટ્રિય મહત્ત્વનાં જાહેર કરવામાં આવે તેવાં પ્રાચીન સ્થળો/અવશેષો કેંદ્ર સરકારનાં, બાકીનાં કેંદ્ર અને રાજ્ય બંને સરકારોનાં.

આ સંવિધાનીય જોગવાઈને કારણે ભારત સરકાર(ભા. પુ. સ.)ની પૂર્વ-મંજૂરી વિના કોઈ જ સરકારી ખાતું, સરકારી અર્ધસરકારી ગેરસરકારી સંસ્થા કે જાહેર કે ખાનગી વ્યક્તિ પુરાતત્ત્વીય ક્ષેત્રાન્વેષણ સર્વેક્ષણ કે ઉત્ખનન ન કરી શકે એમ ઠર્યું.

### (૯) ઈ. સ. ૧૯૫૧ ના પ્રાચીન અને ઐતિહાસિક સ્મારકો તથા પુરાતત્ત્વીય સ્થળો અને અવશેષોનો અધિનિયમ

ભારતના સંવિધાન મુજબ ભારત સરકારે પ્રાચીન સ્મારકો અને સ્થળોને રાષ્ટ્રિય મહત્ત્વનાં જાહેર કરવાનાં હોઈ સંસદે આ કાયદો પસાર કર્યો, છતાં આ કાયદા હેઠળ દરેક સ્મારક કે સ્થળને રાષ્ટ્રિય મહત્ત્વનું જાહેર કરવા માટે ભારતીય સંસદે વારંવાર કાયદો પસાર કરવો પડે એમ આ કાયદાથી ઠર્યું.

### (૧૦) ઈ. સ. ૧૯૫૬ નો રાજ્યોની પુનર્રચનાનો અધિનિયમ

આ કાયદાથી ઈ. સ. ૧૯૫૧ ના કાયદાની ઉપર્યુક્ત ક્ષતિ દૂર કરીને 'સંસદે પસાર કરેલા કાયદાથી' ને બદલે 'સંસદે પસાર કરેલા કાયદાથી કે કાયદા હેઠળ રાષ્ટ્રિય મહત્ત્વનાં જાહેર થયેલાં' એવો સુધારો કરવાથી ભારત સરકારને આ કાયદા હેઠળ પ્રાચીન સ્મારકો/સ્થળોને રાષ્ટ્રિય મહત્ત્વનાં જાહેર કરવાની સત્તા પ્રાપ્ત થઈ.

## (૧૧) ઈ. સ. ૧૯૫૬ નો સૌરાષ્ટ્રનો પ્રાચીન સ્મારક સંરક્ષણનો અધિનિયમ

ભારતીય સંવિધાન અન્વયે પુરાતત્ત્વ હવે રાજ્ય સરકારનો પણ આંશિક વિષય બનતાં (ભૂ. પુ.) સૌરાષ્ટ્ર રાજ્યની વિધાન સભાએ, ભારત સરકારના ઈ. સ. ૧૯૫૧ ના કાયદાને ધ્યાનમાં રાખીને, આ કાયદો પસાર કર્યો. આ કાયદા હેઠળ તત્કાલીન સૌરાષ્ટ્ર રાજ્યમાં રાષ્ટ્રિય મહત્ત્વનાં જાહેર ન થયેલાં પ્રાચીન સ્મારકો/સ્થળોને 'રાજ્યરક્ષિત સ્મારકો' તરીકે જાહેર કરી શકાયાં. સને ૧૯૫૬ દરમ્યાન (ભૂ. પુ.) સૌરાષ્ટ્ર રાજ્યનું (ભૂ. પુ.) મહાદ્વિભાષી મુંબઈ રાજ્યમાં વિલીનીકરણ થયું. મુંબઈ રાજ્યમાં પુરાતત્ત્વનું જુદું સ્વતંત્ર ખાતું જ નહોતું, એને બદલે 'પુરાભિલેખો અને ઐતિહાસિક સ્મારકો' નામનું ખાતું હતું. વિલીનીકરણ બાદ સૌરાષ્ટ્રનું પુરાતત્ત્વખાતું મુંબઈના ઉક્ત ખાતા હેઠળ સંપૂર્ણ 'ગુજરાત' માટે કામ કરતું થઈ ગયું હતું અને તા. ૧-૫-૧૯૬૦ થી ગુજરાત રાજ્યની રચના થતાં ગુજરાતનું પુરાતત્ત્વખાતું બની ગયું.

## (૧૨) ઈ. સ. ૧૯૫૮ નો પ્રાચીન સ્મારકો અને પુરાતત્ત્વીય સ્થળો તથા અવશેષોનો નિયમ

સ્વાતંત્ર્યપ્રાપ્તિને ૧૨ વર્ષ પૂરાં થતાં ભારતની સંસદે પુરાતત્ત્વને લગતા અગાઉના તમામ કાયદા અને એની ખૂબીઓ કે ખામીઓને ધ્યાનમાં રાખીને આ કાયદો પસાર કર્યો, જે તા. ૧૫-૧૦-૧૯૫૯ થી અમલમાં આવ્યો છે અને હાલ અમલમાં છે.

## (૧૩) ઈ. સ. ૧૯૫૯ ના પ્રાચીન સ્મારકો અને પુરાતત્ત્વીય સ્થળો તથા અવશેષોના નિયમ

ઈ. સ. ૧૯૫૮ ના કાયદા હેઠળ ઘડાયેલા આ નિયમ પણ તા. ૧૫-૧૦-૧૯૫૯ થી અદ્યાપિપર્યંત અમલમાં છે.

## (૧૪) ઈ. સ. ૧૯૫૬ ના મુંબઈ ભૂમિગત ભંડારપ્રાપ્તિના નિયમ

મહાદ્વિભાષી મુંબઈ રાજ્યની સરકારે આ નિયમો ઘડયા, જે હાલ પણ ગુજરાતમાં અમલી છે. રાજ્યના પુરાતત્ત્વ-નિયામકને રાજ્યના 'ભૂમિગત ભંડારપ્રાપ્તિ અધિકારી' તરીકે નક્કી કરવામાં આવ્યા છે.

## વૈધાનિક અને સ્વૈચ્છિક મંડળો

આઝાદી પહેલાં શરૂ થયેલ સ્વૈચ્છિક મંડળોમાં 'ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ' અને 'ગુજરાત સંશોધન સભા, મુંબઈ' વિવિધલક્ષી હોઈ એમનાં મુખપત્રોમાં

પુરાતત્ત્વ અંગેના લેખ પણ ક્વચિત્ પ્રસિદ્ધ થયા કરે છે, 'પુરાતત્ત્વમંડળ, જૂનાગઢ' આઝાદી બાદ નામશેષ થઈ ગયું.

આઝાદી પછી શરૂ થયેલા 'સૌરાષ્ટ્ર સંશોધન મંડળ–રાજકોટ'ની પ્રવૃત્તિઓ ઈ. સ ૧૯૬૦ સુધી ચાલુ હતી.

પુરાતત્ત્વ સંશોધનમંડળ–પોરબંદર, સોરઠ સંશોધનસભા–જૂનાગઢ, જૂનાગઢ-ઇતિહાસસભા–જૂનાગઢ, ગુજરાત ઇતિહાસ પરિષદ–અમદાવાદ, સૌરાષ્ટ્ર ઇતિહાસ-સંશોધન સભા–રાજકોટ અને કચ્છ પુરાતત્ત્વ સંશોધન મંડળ, ભૂજ આદિ સ્વૈચ્છિક મંડળો પણ ગુજરાતના પુરાતત્ત્વના ક્ષેત્રે યત્કિંચિત યોગદાન આપી રહ્યાં છે, જે પૈકી સ્થાનિક રીતે પુરાતત્ત્વ સંશોધન મંડળ–પોરબંદર અને રાજ્યકક્ષાએ ગુજરાત ઇતિહાસ પરિષદ–અમદાવાદ–ની કામગીરી નોંધપાત્ર છે.

## પાદટીપ

૧. *Archaeology in India*, pp. *10 ff.*
૨. *Ibid.*, p. *25*
૩. Robert Bruce Foote, *The Foote Collection of Indian Prehistoric and Protohistoric Antiquities* (1916)
૪ વિગતો માટે જુઓ ગુરાસાંઈ ગ્રંથ ૧, પ્રકરણ ૫

# પરિશિષ્ટ ૩

# મ્યુઝિયમક્ષેત્રે વિકાસ

ગુજરાતમાં આ કાલખંડ દરમ્યાન મ્યુઝિયમના ક્ષેત્રે ઘણો વિકાસ થયો. આ વિકાસ મ્યુઝિયમની સંખ્યામાં જ નહિ, મ્યુઝિયમોના પ્રકારો તથા વિષયોના વૈવિધ્યમાં પણ થયો. આ અગાઉના કાલખંડ દરમ્યાન ગુજરાતમાં ૭ મ્યુઝિયમ હતાં, જેમાંનાં પાંચ બહુહેતુક હતાં, જ્યારે એક કલાવિષયક હતું.[1] ૧૯૫૮ સુધીનાં ભારતનાં મ્યુઝિયમોની ડિરેક્ટરી (હાલ સ્વ.) શ્રી શિવરામમૂર્તિએ તૈયાર કરી તેમાં કુલ ૧૭૪ મ્યુઝિયમોની માહિતી આપવામાં આવી છે, આ પૈકી ૨૨ મ્યુઝિયમ ગુજરાતમાં આવેલાં છે. એ પૈકી ૧૫ મ્યુઝિયમોને પુરાતત્ત્વીય અને સાંસ્કૃતિક મ્યુઝિયમો તરીકે, ૬ મ્યુઝિયમોને શૈક્ષણિક અને વિજ્ઞાનનાં મ્યુઝિયમો[2] તરીકે અને ૧ ઔદ્યોગિક અને વાણિજ્યિક મ્યુઝિયમ[3] તરીકે વર્ગીકૃત કરેલાં હતાં. આ કાલખંડ દરમ્યાન સ્થપાયેલાં નવાં મ્યુઝિયમ પૈકીનાં ઘણાં ૧૯૪૭ પછી સ્થપાયાં હોઈ મ્યુઝિયમ-પ્રવૃત્તિને આઝાદી પછી ઘણું પ્રોત્સાહન મળ્યું હોવાનું સ્પષ્ટ થાય છે.

આ કાલખંડ દરમ્યાન સ્થપાયેલાં અને/અથવા વિકસેલાં મ્યુઝિયમોનું વિહંગાવલોકન કરીએ.

## અ – બહુહેતુક મ્યુઝિયમો

### ૧. બરોડા મ્યુઝિયમ ઍન્ડ પિક્ચર ગૅલરી, વડોદરા

પિક્ચર ગૅલરીનું બાંધકામ ૧૯૧૪ માં પૂરું થયેલું, પરંતુ એ પ્રથમ વિશ્વયુદ્ધના કારણે જાહેર જનતા માટે ૧૯૨૧ માં ખુલ્લી મુકાઈ આગળ જતાં વધારાના ખંડ પણ બંધાયા. ૧૯૪૩–૫૩ દરમ્યાન એ સમયના નિયામક ડૉ. ગોએત્સે કલા અને ઇતિહાસને લગતા વિભાગોની પુનર્વ્યવસ્થા કરી. દરમ્યાન ૧૯૪૮ માં મ્યુઝિયમનો વહીવટ મુંબઈ સરકારના શિક્ષણ ખાતાને હસ્તાંતરિત થયો. કલા પુરાતત્ત્વ સંસ્કૃતિ વિજ્ઞાન માનવશાસ્ત્ર ઇત્યાદિ વિવિધ વિષયોને આવરી લેતું આ બહુહેતુક મ્યુઝિયમ ગુજરાતનાં મ્યુઝિયમોમાં અગ્રિમ સ્થાન ધરાવે છે. એમાં ભોંયતળિયે ચાર 'યુરોપીય ખંડ' આવેલા હતા. જેમાં ગ્રીક-રોમન કલાથી માંડીને ૨૦ મી સદી સુધીની યુરોપીય કલાના નમૂના જોવા મળતા. બૃહદ્-ભારત જાપાન તિબેટ-નેપાળ ઇજિપ્ત-બેબિલોન ચીન અને ઇસ્લામી દેશોની

કલાને લગતા ખંડ પણ હતા. ભારતીય સભ્યતા અને કલાને લગતી પાંચ ગૅલરીઓમાં પ્રાગ્‌-ઐતિહાસિક આદ્ય-ઐતિહાસિક પ્રાચીન અને મધ્યકાલીન ભારતીય કલાના નમૂના પ્રદર્શિત થયા, જ્યારે એક ખંડ વડોદરા રાજ્યના ઇતિહાસ માટે અને એક બીજો ખંડ વડોદરાની સ્થાનિક કલા માટે રખાયો. અર્વાચીન ભારતીય કલા બે ગૅલરીઓમાં પ્રદર્શિત થઈ. મ્યુઝિયમનો પ્રાકૃતિક ઇતિહાસ-વિભાગ દસ ગૅલરીઓમાં ગોઠવાયો—પાંચ પ્રાણિવિદ્યાને લગતી અને બાકીની ભૂસ્તરવિદ્યા તથા પ્રાચીન વનસ્પતિવિદ્યાને લગતી. માનવવંશવિદ્યાને લગતા વિભાગમાં ભારતની લોકસંસ્કૃતિ તથા આદિવાસી જાતિઓની સંસ્કૃતિ રજૂ થઈ. ભારતીય શિલ્પકૃતિઓમાં ઈડર પ્રદેશની તથા અકોટા(વડોદરા)ની કૃતિઓ નોંધપાત્ર છે. ભારતીય ચિત્રકલાના વિભાગમાં ગુજરાત-રાજસ્થાનનાં લઘુચિત્રો તથા મુઘલચિત્રો ઉલ્લેખનીય છે. વિવિધ હુન્નરકલાઓના નમૂના ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશોનું પ્રતિનિધિત્વ ધરાવતા મ્યુઝિયમમાં સમૃદ્ધ પુસ્તકાલય . વળી મ્યુઝિયમ સૂચિગ્રંથ તથા બુલેટિનો પ્રકાશિત કરે છે. વડોદરાની મ. સ. યુનિવર્સિટીના મ્યુઝિયમવિદ્યા-વિભાગના વિદ્યાર્થીઓને આ મ્યુઝિયમ પ્રાયોગિક તાલીમ માટે સક્રિય સહકાર આપતું.[૪]

## ૨. વૉટ્સન મ્યુઝિયમ, રાજકોટ

પુનર્વ્યવસ્થા પછી આ મ્યુઝિયમને ભૂસ્તરવિદ્યા પુરાતત્ત્વ કલા હુન્નરો અને પ્રાકૃતિક ઇતિહાસના વિભાગોમાં વિભક્ત કરવામાં આવેલું. વળી કૃષિ શરીરશાસ્ત્ર ઉદ્યોગ વનસ્પતિશાસ્ત્ર ભૂગોળવિદ્યા વગેરેને લગતા નાના વિભાગ પણ રખાયા. સિક્કાઓ તથા શિલ્પ-સ્થાપત્યને લગતી વસ્તુઓમાં આ મ્યુઝિયમ સૌરાષ્ટ્રનું સહુથી મહત્ત્વનું મ્યુઝિયમ ગણાય. છેવટમાં આ મ્યુઝિયમનો વહીવટ મુંબઈ રાજ્યને હસ્તક હતો.[૫]

## જૂનાગઢ મ્યુઝિયમ, જૂનાગઢ

સક્કર બાગમાં આવેલું અગાઉનું 'રસૂલખાનજી મ્યુઝિયમ' આઝાદી પછી 'જૂનાગઢ મ્યુઝિયમ' તરીકે ઓળખાય છે. ૧૯૪૯ માં ઇંટવાના ખોદકામમાં મળેલા પુરાવશેષ આ મ્યુઝિયમમાં ઉમેરાયા, જેમાં રુદ્રસેન-વિહારને લગતો મુદ્રાંક નોંધપાત્ર છે. મ્યુઝિયમ પુરાતત્ત્વ, કલાઓ અને હુન્નરો, પ્રાકૃતિક ઇતિહાસ અને ભૂસ્તરવિદ્યાના વિભાગ ધરાવે છે. છેવટમાં એનો વહીવટ મુંબઈ સરકારને હસ્તક હતો.[૬]

### ૪. કચ્છ મ્યુઝિયમ, ભૂજ

આ ગુજરાતનું સહુથી પ્રાચીન મ્યુઝિયમ છે. અગાઉનું ફર્ગ્યુસન મ્યુઝિયમ આઝાદી પછી 'કચ્છ મ્યુઝિયમ' તરીકે ઓળખાય છે. આ મ્યુઝિયમનો સંગ્રહ મુખ્યત્વે કચ્છના મહારાવોને દેશવિદેશમાંથી મળેલી કલાકારીગરીની વસ્તુઓ, કચ્છની સ્થાનિક હુન્નરકલાના નમૂનાઓ, કચ્છનાં ખનિજો અને કચ્છના શિલાલેખો તથા સિક્કાઓના સમૃદ્ધ વિભાગ ધરાવે છે. શિલાલેખોમાં ક્ષત્રપ કાલના યષ્ટિ-લેખો અને સિક્કાઓમાં કચ્છની કોરીઓ નોંધપાત્ર છે. છેવટમાં મ્યુઝિયમનો વહીવટ મુંબઈ સરકારને હસ્તક હતો.[૭]

### ૫. બાર્ટન મ્યુઝિયમ, ભાવનગર

બાર્ટન પુસ્તકાલયના મકાનમાં શરૂ થયેલું આ મ્યુઝિયમ આગળ જતાં મૂળમાં જૂની શામળદાસ કૉલેજની પ્રયોગશાળા તરીકે બંધાયેલા મકાનમાં ખસેડાયું. શિલ્પકૃતિઓ, શિલાલેખો, તામ્રપત્રો, સંસ્કૃત હસ્તપ્રતો, સિક્કા, ઈંટો, વલભીના મૃદ્‌ભાંડખંડો, સિહોરનાં ભિત્તિ-ચિત્રોની પ્રતિકૃતિઓ, ધાતુપ્રતિમાઓ, તૈલચિત્રો, અશ્મીભૂત અવશેષો, સ્થાનિક હાથ-હુન્નરકલાની કૃતિઓ અને ખેતીનાં ઓજારોનો સંગ્રહ ધરાવે છે. મ્યુઝિયમનો વહીવટ છેવટમાં ગાંધીસ્મૃતિ ટ્રસ્ટને સુપરત થયો.[૮]

### ૬. સરદાર વલ્લભભાઈ પટેલ મ્યુઝિયમ, સુરત

અગાઉનું 'વિન્ચેસ્ટર મ્યુઝિયમ' આઝાદી પછી આ નામે ઓળખાય છે. ૧૯૫૨ માં સુરત બરો મ્યુનિસિપાલટીએ શતાબ્દી ઉત્સવ પ્રસંગે યોજેલા પ્રદર્શને એના વિકાસને નવું પ્રોત્સાહન અર્પેલું. એમાં કેટલાક વિભાગ ઉમેરાયા ને એને માટે ખાસ મકાન બંધાયું (૧૯૫૬). આ મ્યુઝિયમમાં રાજપૂત મુઘલ કાંગરા અને ગુજરાતી શૈલીનાં ચિત્રો, સચિત્ર હસ્તપત્રો, શિલ્પકૃતિઓ, ધાતુપ્રતિમાઓ, હસ્તકલાના વિવિધ નમૂના, જરીકામ ભરતકામ તથા કાષ્ઠશિલ્પોના નમૂના, ધાતુ-હુન્નરકલાના નમૂના, વિવિધ પોશાકો, હસ્તપ્રતો, તામ્રપત્રો, આયુધો, વાદ્યો અને પ્રાણિવિદ્યાને લગતો સંગ્રહ રહેલો છે. એનો વહીવટ સુરતની મ્યુનિસિપાલિટીની સલાહકાર સમિતિ દ્વારા થાય છે.[૯]

ઉપર જણાવેલાં છ મ્યુઝિયમ અગાઉના કાલખંડ દરમ્યાન સ્થપાયાં હતાં, જ્યારે આ કાલખંડ દરમ્યાન ગુજરાતમાં નીચેનાં બહુહેતુક મ્યુઝિયમ ઉમેરાયાં :

## લેડી વિલ્સન મ્યુઝિયમ, ધરમપુર

વિદેશોની કારીગરીની હરીફાઈ કરવા પોતાની પ્રજાને પ્રોત્સાહન આપવાના ઉદ્દેશથી ધરમપુરના મહારાજાએ ૧૯૨૮ માં આ મ્યુઝિયમ સ્થાપ્યું. એનો મુખ્ય આશય વિદેશી કલાકારીગરી દર્શાવવાનો હોઈ એમાં સ્થાનિક કે ભારતીય કલાની વસ્તુઓ કરતાં વિદેશી કલાની વસ્તુઓ ઘણી મોટી સંખ્યા ધરાવે છે. ૧૯૪૮-માં એનો વહીવટ મુંબઈ રાજ્યના ઉદ્યોગ-વિભાગને સુપરત થયો. મ્યુઝિયમને બે મકાનોમાં ગોઠવેલું. મુખ્ય મકાનમાં કાચની, હાથીદાંતની, પથ્થર અને લાકડાની, ધાતુની, ચીની માટીની, કાપડની, ઘાસ અને વાંસની તેમજ લાખ અને જડાવની કલાત્મક કૃતિઓ, સિક્કા, ટપાલ-ટિકિટો, જંગલ અને ખેતીની પેદાશો, ભૂસ્તરવિદ્યા અને પ્રાણિવિદ્યાને લગતા નમૂના, ચિત્રવીથિ, વસ્ત્રો અને અલંકારો, મૃદ્‌ભાંડો અને ઈંટોના સંગ્રહ આવેલા હતા, જ્યારે વધારાના મકાનમાં વાદ્યોના નમૂના નજરે પડતા.[10]

## ૮. મ્યુઝિયમ ઑફ ઍન્ટિકિવટીઝ, જામનગર

એની સ્થાપના એ સમયના નવાનગર રાજ્યે 'લાખોટા' નામે મકાનમાં ૧૯૪૬ માં કરેલી. મૂળમાં એ પુરાતત્ત્વવિષયક મ્યુઝિયમ હતું, જેમાં શિલ્પ અભિલેખો સિક્કાઓ હસ્તપ્રતો ચિત્રો અને પ્રાગ્-ઇતિહાસના વિભાગ હતા, પરંતુ એમાં એ ઉપરાંત પ્રાકૃતિક ઇતિહાસ, હુન્નરો અને ભૂસ્તરવિદ્યાના વિભાગ ઉમેરાયા. પ્રાચીન અવશેષોમાં સૈંધવોનાં તામ્રપત્રો, ભૂચરમોરીના યુદ્ધને લગતાં ભિત્તિ-ચિત્રો અને હાલાર તથા સોરઠનાં પુરાતન સ્થળોએ મળેલા અવશેષ ઉલ્લેખનીય છે. છેવટમાં બાલવિભાગ ઉમેરાયો, જેમાં રમકડાં, ગસાલા ભરેલાં પંશુપંખીઓ વગેરે નોંધપાત્ર છે. છેવટમાં મ્યુઝિયમનો વહીવટ મુંબઈ સરકારને હસ્તક હતો.[11]

## ૯. સરદાર પટેલ યુનિવર્સિટી મ્યુઝિયમ, વલ્લભવિદ્યાનગર

આ મ્યુઝિયમ મૂળમાં ચારુતર વિદ્યામંડળે શ્રી અમૃત વસંત પંડ્યાની પ્રેરણા અને શ્રી ભાઈલાલભાઈ પટેલ(ભાઈકાકા)ના પ્રોત્સાહનથી ૧૯૪૯ માં સ્થાપેલું. એમાં સંગ્રહની શરૂઆત ખેડા જિલ્લાની પુરાવસ્તુઓ તથા નર્મદા ખીણના ભૂસ્તરીય અવશેષો-રૂપે થયેલી. ડૉ. યૂથાએ ભેટ આપેલી સંખ્યાબંધ ધાતુપ્રતિમાઓ તથા કલાકૃતિઓ વડે મ્યુઝિયમ ઘણું સમૃદ્ધ થયું. મ્યુઝિયમના સંગ્રહમાં શિલ્પકૃતિઓ સિક્કાઓ શિલાલેખો અને કલાકૃતિઓનો સમાવેશ થતો હતો. એનો વહીવટ શરૂઆતમાં ચારુતર વિદ્યામંડળની પુરાતત્ત્વ સંસ્થાને હસ્તક

હતો, પરંતુ ૧૯૬૦ માં મ્યુઝિયમ સ. પ. યુનિવર્સિટીને હસ્તક કરાયું. સરદાર પટેલ યુનિવર્સિટી એને બહુહેતુક મ્યુઝિયમ તરીકે વિકસાવી રહેલ છે[૧૨]

## ૧૦. શ્રી ગિરધરભાઈ બાળસંગ્રહાલય, અમરેલી

સન ૧૯૩૪ માં અમરેલીના ગોહિલવાડ ટીંબામાંથી એકત્ર કરેલા પુરાવશેષોનું પ્રદર્શન શ્રી પ્રતાપરાય ગિ. મહેતાએ સાર્વજનિક પુસ્તકાલયની બાજુના ખંડમાં ભરેલું. કેટલાક વર્ષો પછી મુંબઈ રાજ્યના નાણામંત્રી ડૉ. જીવરાજ મહેતાના પ્રોત્સાહનથી શ્રી પ્રતાપરાય મહેતાએ અમરેલીમાં બાલોપયોગી સાર્વજનિક મ્યુઝિયમ સ્થાપવાનું સ્વીકાર્યું. રાજ્ય સરકારે રંગમહાલનું મકાન મ્યુઝિયમ માટે આપ્યું, શ્રી પ્રતાપરાય મહેતાએ પિતા ગિરધરભાઈના નામનું આ મ્યુઝિયમ ૧૯૫૫ માં સ્થાપ્યું. અમરેલીની મ્યુનિસિપાલિટી એનો વહીવટ સંભાળે છે. આ મ્યુઝિયમ અમરેલી અને એની આસપાસના વિસ્તારમાં બાળકોના શિક્ષણકેંદ્ર તરીકે મહત્ત્વ ધરાવે છે. એમાં અમરેલીની પુરાવસ્તુઓ, કલા અને પુરાતત્ત્વ, માનવજાતિવિદ્યા, પ્રાકૃતિક ઇતિહાસ, ખગોળ વાહનવ્યવહાર વિજ્ઞાન વાર્તા, તથા આંતરરાષ્ટ્રિય અને મત્સ્યગૃહના વિભાગ આવેલા છે. આ વિભાગોની પ્રદર્શિત વસ્તુઓ બાળકોને સમજાવવામાં આવે છે તેમજ તેઓને એ વિશે વાર્તારૂપે સમજૂતી પણ આપવામાં આવે છે.[૧૩]

## આ. કલા અને પુરાતત્ત્વને લગતું મ્યુઝિયમ

### ૧. સંસ્કારકેંદ્ર, અમદાવાદ

આ મ્યુઝિયમ અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશને ૧૯૫૭ માં સ્થાપ્યું. આરંભિક વર્ષોમાં એના મકાનમાં માત્ર કામચલાઉ પ્રદર્શન યોજવામાં આવતાં. આગળ જતાં એમાં સ્થાનિક શિલ્પસ્થાપત્યની કૃતિઓનો તેમજ એન. સી. મહેતાએ એકત્ર કરેલ ચિત્રોનો સંગ્રહ ઉમેરાયો. આ મ્યુઝિયમમાં એ ઉપરાંત પ્રાકૃતિક ઇતિહાસ અને માનવવિદ્યાના વિભાગ રાખવાનું નિર્ધારેલું છે.[૧૪]

## ઇ. પુરાતત્ત્વવિષયક મ્યુઝિયમો

### ૧. મ. સ. યુનિવર્સિટીના પુરાતત્ત્વ અને પ્રાચીન ઇતિહાસ વિભાગનું મ્યુઝિયમ, વડોદરા

૧૯૫૦ માં વડોદરાની મ. સ. યુનિવર્સિટીનો આ વિભાગ સ્થપાયો ત્યારથી જ આ મ્યુઝિયમ અસ્તિત્વમાં આવ્યું છે. એમાં પ્રાયઃ આ વિભાગે સ્થળતપાસો અને ઉત્ખનનો દ્વારા પ્રાપ્ત કરેલી પુરાવસ્તુઓ સંગૃહીત કરવામાં

આવે છે. અન્ય સંસ્થાઓ તરફથી વિનિમયમાં મળેલ પુરાવસ્તુઓ તથા કેટલીક અન્ય પુરાવસ્તુઓનો પણ એમાં સમાવેશ થાય છે. આ મ્યુઝિયમમાં મૃદ્‌ભાંડો ઓજારો અભિલેખો સિક્કાઓ મુદ્રાઓ તથા મુદ્રાંકો અને શિલ્પકૃતિઓ ઇત્યાદિનો સંગ્રહ આવેલો છે.[૧૫]

## ૨. પ્રભાસપાટણ મ્યુઝિયમ, પ્રભાસપાટણ

જૂના સોમનાથ મંદિરના અવશેષો, એ સ્થાને નવું મંદિર બંધાવતાં પહેલાં થયેલા જૂના મંદિરના પાયાની ઉત્ખનનમાંથી અને શાવના ટીંબાના તથા નગરના ટીંબાના ઉત્ખનનમાંથી મળેલા પુરાવશેષોનો સંગ્રહ કરવામાં આવ્યો. ૧૯૫૧ માં સ્થપાયેલું આ મ્યુઝિયમ પ્રાચીન પ્રભાસ તથા સોમનાથ-પાટણના પુરાવશેષોની ઝાંખી કરાવે છે. એમાં શિલ્પકૃતિઓ અભિલેખો અને સિક્કાઓ તથા મૃદ્‌ભાંડોના વિભાગ આવેલા છે.[૧૬]

## ૩. ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવનનું મ્યુઝિયમ, અમદાવાદ

સન ૧૮૪૮ માં સ્થપાયેલી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી(જે હવે 'ગુજરાત વિદ્યાસભા' તરીકે ઓળખાય છે)એ ઍલેક ફાર્બસ અને દલપતરામના સમયથી જૂની હસ્તપ્રતો એકત્ર કરવાનું શરૂ કરેલું.[૧૭] ૧૯૩૯ માં એ સંસ્થાએ પોતાનો 'ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ' સ્થાપ્યો ત્યારે અનુદાન દેતી પ્રાંતીય સરકારની સૂચનાથી એણે હસ્તપ્રતો અને ખતપત્રો ઉપરાંત જૂના સિક્કા તથા જૂની શિલ્પકૃતિઓ સંગૃહીત કરવા માંડેલી.[૧૭અ] ૧૯૪૬ માં આ વિભાગ 'શેઠ ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન' નામે વિકસ્યો ત્યારથી એના પ્રાચીન વસ્તુસંગ્રહને પ્રતિવર્ષ વધુ ને વધુ સમૃદ્ધ કરવામાં આવ્યો. ૧૯૪૬ માં એના સંગ્રહમાં ૨,૯૭૬ સંસ્કૃત હસ્તપ્રતો, ૧,૬૩૩ ગુજરાતી–હિંદી હસ્તપ્રતો, ૧૦૮ ફારસી-અરબી હસ્તપ્રતો અને ૧,૮૭૮ સિક્કાઓનો સમાવેશ થયેલો,[૧૮] જ્યારે ૧૯૬૦ માં ૫,૭૯૨ સંસ્કૃત હસ્તપતો, ૨,૭૩૯ ગુજરાતી–હિંદી–મરાઠી હસ્તપ્રતો, ૧૯૦ ફારસી–અરબી–ઉર્દૂ હસ્તપ્રતો, આપારાવ ભોળાનાથ લાઇબ્રેરી તરફથી મળેલી ૬૨૦ સંસ્કૃત અને ૨૨૭ ફારસી–અરબી-ઉર્દૂ હસ્તપ્રતો, ૧,૮૭૮ સિક્કા, ૩ તામ્રપત્રો અને ૨૪ શિલ્પકૃતિઓનો સમાવેશ થયો હતો.[૧૯] ૧૯૬૦ માં વિદ્યાભવન પોતાના અલાયદા મકાનમાં ખસેડાતાં એના મ્યુઝિયમને એક મોટા પ્રદર્શન-ખંડની સગવડ મળી છે ને એ ઇતિહાસ–પુરાતત્ત્વ–સંસ્કૃતિનું ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ શિક્ષણ માટે ઉપકારક નીવડયું છે.

### ૪. શ્રી રજની પારેખ આર્ટ્સ અને શ્રી કેશવલાલ બુલાખીદાસ કૉમર્સ કૉલેજનું મ્યુઝિયમ, ખંભાત

કૉલેજના એ સમયના આચાર્યશ્રી. પુષ્કરભાઈ ચંદરવાકરની પ્રેરણા તથા પ્રા. ડૉ. જી. પ્ર. અમીનના પુરુષાર્થથી ૧૯૬૦ માં સ્થપાયેલા આ મ્યુઝિયમમાં ખંભાત અને એની આસપાસનાં પ્રાચીન સ્થળોએથી મળેલી પ્રાચીન પ્રતિમાઓ તથા અન્ય શિલ્પકૃતિઓ, કાષ્ઠશિલ્પો સિક્કાઓ અને અન્ય પુરાવસ્તુઓ સંગૃહીત કરવામાં આવી છે.[૨૦] કૉલેજે સ્થપાયેલા અને વિકસાવેલા મ્યુઝિયમ તરીકે આ એક ઉદાહરણીય નમૂનો ગણાય.

## ઈ. હુન્નરકલાને લગતું મ્યુઝિયમ

### ૧. દરબાર હૉલ મ્યુઝિયમ, જૂનાગઢ

જૂનાગઢના બાબી વંશના નવાબોના દરબાર હૉલમાં ત્યાંની શાહી હુન્નરકલા-કૃતિઓને લગતું આ મ્યુઝિયમ ૧૯૪૭ માં સ્થપાયું. એમાં શાહી રાચરચીલું, ચાંદીની રાજગાદી, ચાંદીની ખુરશી, ગાલીચા ઝુમ્મરો અરીસા તૈલચિત્રો ફોટાઓ, પાલખીઓ, હથિયારો, ઘરેણાં વગેરેનો સમાવેશ થાય છે.[૨૧]

## ઉ. બાલશિક્ષણને લગતું મ્યુઝિયમ

### ૧. બાલસંગ્રહાલય, ભાવનગર

ગાંધીસ્મૃતિ ટ્રસ્ટ દ્વારા ૧૯૫૮ માં સ્થપાયેલું આ મ્યુઝિયમ બાળકોને બુનિયાદી તાલીમ તથા મનોરંજન દ્વારા પ્રત્યક્ષ શિક્ષણ આપતું શૈક્ષણિક મ્યુઝિયમ છે.[૨૨]

## ઊ. કાપડ-ઉદ્યોગને લગતું મ્યુઝિયમ

### ૧. કૅલિકો મ્યુઝિયમ ઑફ ટેક્સટાઇલ્સ, અમદાવાદ

આ મ્યુઝિયમની સ્થાપના શ્રી ગૌતમ સારાભાઈએ ૧૯૪૯ માં કરી હતી. વાયુ-અનુકૂલિત તથા સૂર્યપ્રકાશની અસરથી મુક્ત એવું દેશમાં પ્રથમ કહી શકાય તેવું ખાસ મકાન કેલિકો મિલના કંમ્પાઉન્ડમાં બાંધવામાં આવેલું. એમાં ૧૬ મી સદીથી આરંભીને આધુનિક સમય સુધીના ભારતનાં વિવિધ કાપડ તથા વિશિષ્ટ પોશાકોનો સંગ્રહ પ્રદર્શિત કરવામાં આવ્યો છે. ભરતકામ પિછવાઈ–કલા પટોળાં કંથાઓ અંગરખાં ચોસલા(કચ્છી ટોપીઓ) ચાકળા પડદા આભલા-કામ ઇત્યાદિના નમૂના કાપડ તથા પોશાકોનું વૈવિધ્ય દર્શાવે છે. કાપડ માટેના વિવિધ પદાર્થો તથા કાંતણ અને વણાટનાં સાધનોનો વિકાસક્રમ વિવેકપુરઃસર પ્રદર્શિત કર્યો છે.[૨૩]

## એ. તબીબીવિદ્યા તથા આરોગ્યને લગતાં મ્યુઝિયમ

### ૧ થી ૫. બી. જે. મેડિકલ કૉલેજનાં મ્યુઝિયમ, અમદાવાદ

આ મેડિકલ કૉલેજના ઍનેટૉમી પૅથોલૉજી ફાર્માકૉલૉજી હાઇજિન અને ફૉરેન્સિક મેડિસિન એ પાંચેય વિષયોનું મ્યુઝિયમ વિકસતું રહ્યું છે. એમાં તે તે વિષયના ઉપસ્નાતક તથા અનુસ્નાતક વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ શિક્ષણ માટે ઉપકારક નીવડે તેવા વિવિધ નમૂના પ્રદર્શિત કરેલા હોય છે.[૨૪]

### ૬ થી ૯. મેડિકલ કૉલેજનાં મ્યુઝિયમ, વડોદરા

૧૯૪૯ માં આ કૉલેજ સ્થપાઈ ત્યારથી એના ઍનેટૉમી, ફાર્માકૉલૉજી, પૅથોલૉજી અને પ્રિવેન્ટિવ મેડિસિન એ ચારેય વિભાગોનાં મ્યુઝિયમ સ્થપાયાં, જેમાં ઉપસ્નાતક તથા અનુસ્નાતક શિક્ષણને ઉપયોગી વિવિધ નમૂના પ્રદર્શિત કરેલા છે.[૨૫]

### ૧૦. હેલ્થ મ્યુઝિયમ, વડોદરા

સન ૧૯૫૩ માં સયાજીબાગના વ્હાઇટ પૅવેલિયન'માં વડોદરાની મ્યુનિસિપાલિટીએ આ મ્યુઝિયમ શ્રી. જી. એમ. જાધવની પ્રેરણાથી શરૂ કરેલું. આરોગ્ય અને સ્વચ્છતા અંગે પ્રત્યક્ષ શિક્ષણનો ઉદ્દેશ ધરાવતા આ મ્યુઝિયમમાં હવાઉજાસવાળાં ગામડાંઓના અને હવાઉજાસ વિનાનાં ગામડાંઓના નાના નમૂના દર્શાવી આરોગ્ય અને સ્વાસ્થ્ય માટે અનુકૂળ એવાં કૂવા, તળાવ સંડાસ ગમાણ પાણી-પુરવઠો ગટર વગેરેને લગતાં નાના નમૂના અને આલેખો રજૂ કરાયાં છે. વળી શરીરનાં વિવિધ અંગોનાં કાર્યો તથા રોગોનાં મૂળ અને નિવારણના ઉપાયોની સમજૂતી આપતા નમૂના અને આલેખો મૂકેલાં છે. આરોગ્યને લગતી ફિલ્મો પણ બતાવવામાં આવે છે.[૨૬]

## ઐ. વ્યક્તિવિષયક સ્મારક મ્યુઝિયમ

### ૧ ગાંધીસ્મારક સંગ્રહાલય, અમદાવાદ

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના અવસાન(૧૯૪૮) બાદ ગાંધીસ્મારક નિધિએ દેશનાં જુદાં જુદાં સ્થળોએ ગાંધીજીના જીવનપ્રસંગોની છબીઓ તથા એમની અંગત વપરાશની વસ્તુઓ તેમજ એમને લગતાં લખાણ તથા પુસ્તકોની સાધનસામગ્રી દર્શાવતાં સ્મારકમ્યુઝિયમ સ્થાપ્યાં. ગુજરાતમાં આવું પહેલું મ્યુઝિયમ સાબરમતી(અમદાવાદ)ના હરિજન આશ્રમમાં ગાંધીજી જે "હૃદયકુંજ" નામના મકાનમાં બાર વર્ષ રહેલા તેમાં ૧૯૪૯ માં સ્થપાયું. એમાં

ગાંધીજીના શૈશવથી નિધન સુધીના પ્રસંગોને લગતી છબીઓ ઉપરાંત એમનો ચરખો, એમણે સીવેલું ખમીસ અને એમનું ઢાળિયું તેમજ દાંડીકૂચ વગેરેને લગતી મોટા કદની આબેહૂબ છબીઓ નોંધપાત્ર છે.[૨૭]

## ૨ ગાંધીસંગ્રહાલય, ભાવનગર

ગુજરાતમાં આવું બીજું મ્યુઝિયમ ૧૯૫૫ માં ભાવનગરમાં સ્થપાયું. એમાં ગાંધીજીને લગતી કેટલીક દુર્લભ છબીઓ, અગત્યના દસ્તાવેજ અને એમની કેટલીક અંગત વસ્તુઓ પ્રદર્શિત કરવામાં આવી છે.[૨૮]

આઝાદી પહેલાં ગુજરાતમાં મ્યુઝિયમોનું સંચાલન શાહીકુટુંબો મ્યુનિસિપાલિટીઓ અને ખાનગી સંસ્થાઓ દ્વારા થતું. સ્વાતંત્ર્યોત્તર કાલમાં સૌરાષ્ટ્ર સરકારની રચના થતાં સૌરાષ્ટ્રનાં મ્યુઝિયમ એના પુરાતત્ત્વ-દફતર વિભાગના નિયામક નીચે મુકાયાં. ત્યાર બાદ મુંબઈ રાજ્યની રચના થતાં ગુજરાતનાં સરકારી મ્યુઝિયમ એ રાજ્યના પુરાતત્ત્વ-દફતર વિભાગના નિયામકને હસ્તક મુકાયાં. ૧૯૬૦ માં ગુજરાત રાજ્યની રચના થતાં તેઓનો વહીવટ એના શિક્ષણ વિભાગને સુપરત થયો. ૧૯૬૪ માં ગુજરાત સરકારે મ્યુઝિયમોના નિયામકનો અલાયદો વિભાગ સ્થાપ્યો ને સરકારી મ્યુઝિયમોનો વિશેષ વિકાસ થયો.[૨૯] સંસ્થાકીય મ્યુઝિયમોમાં પણ સંખ્યાનો તથા પ્રકારોનો ઉત્તરોત્તર વિકાસ થઈ રહ્યો છે.[૩૦]

### પાદટીપ

૧. જુઓ આ ગ્રંથમાલાનો ગ્રંથ ૮, પરિશિષ્ટ ૨ (પૃ. ૫૭૯–૫૮૭).

૨. એ પૈકી પાંચ મ્યુઝિયમ તબીબી કૉલેજોના વિવિધ વિષયોનાં હતાં, જ્યારે એક આરોગ્યને લગતું હતું.

૩. એ કાપડ-ઉદ્યોગને લગતું હતું.

૪. C. Sivaramamurti, *Directory of Museums in India*, pp. 23 ff; બી. એલ. માંકડ અને વી. એચ. બેડેકર, 'સંગ્રહાલયો', "ગુજરાત એક પરિચય," પૃ. ૨૩૯

૫. *Ibid.*, p. 39; એજન, પૃ. ૨૪૨ ૬. *Ibid.*, p. 34; એજન, પૃ, ૨૪૨

૭. *Ibid.*, p. 26; એજન, પૃ. ૨૪૧ ૮. *Ibid.*, pp. 25 f; એજન, પૃ. ૨૪૧

૯. *Ibid.*, pp. 40f; એજન, પૃ. ૨૪૨ ૧૦. *Ibid.*, pp. 31 f; એજન પૃ. ૨૪૧

૧૧. *Ibid.*, p. 33; એજન, પૃ. ૨૪૧–૪૨

૧૨. *Ibid.*, pp. 41f; એજન, પૃ. ૨૪૨; નંદન હ. શાસ્ત્રી, 'ભારતનાં મ્યુઝિયમ', પૃ. ૩૧

આગળ જતાં જીવવિજ્ઞાન રસાયણશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર તથા સરદાર પટેલનાં જીવન અને કાર્યના વિભાગ ઉમેરાયા છે.

૧૩. *Ibid.*, p. 22; માંકડ અને બેડેકર, ઉપર્યુક્ત, પૃ. ૨૪૧
૧૪. *Ibid.*, p. 21; એજન, પૃ. ૨૪૨ ૧૫. *Ibid.*, p. 25; એજન, પૃ. ૨૪૨
૧૬. *Ibid.*, p. 39; એજન, પૃ. ૨૪૨–૪૩
૧૭. હીરાલાલ ત્રિ. પારેખ, 'કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિ (૧૯૩૦)'; કે. કા. શાસ્ત્રી, 'ગુજરાતી હસ્તપ્રતોની સંકલિત યાદી (સને ૧૯૩૭ સુધીની)–પ્રસ્તાવના, પૃ. ૧૬–૧૮
૧૭. અ. 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો અહેવાલ, સન ૧૯૩૯,' પૃ. ૪૭
૧૮. 'ગુજરાત વિદ્યાસભાનો અહેવાલ, ૧૯૪૬–૪૭,' પૃ. ૧૬–૧૭
૧૯. એજન, સન ૧૯૬૦–૬૧, પૃ. ૨૩; C. Sivaramamurti, *op. cit.*, p. 22
૨૦. Usha Agrawal, *Brief Directory of Museums in India*, 1980
૨૧. *Ibid.*, p. 36; મુદ્રિકા જાની અને સ્વર્ણકમલ ભૌમિક, 'ગુજરાતમાં મ્યુઝિયમો,' પૃ. ૧૩; વડોદરાનું ફતેહસિંહરાવ મ્યુઝિયમ (સ્થા. ૧૯૬૧) અને ભૂજનું મદનસિંહ મ્યુઝિયમ (સ્થા. ૧૯૭૮) આ પ્રકારનાં મ્યુઝિયમ છે. ભાવનગરમાં કલાઓ અને હુન્નરોને લગતું મ્યુઝિયમ ગાંધીસ્મૃતિ ટ્રસ્ટ દ્વારા ૧૯૬૩ માં સ્થપાયું છે.
૨૨. Usha Agrawal, *Ibid.*, p 33; અમદાવાદમાં બાલવાટિકામાં એક અને શ્રેયસના ટેકરા ઉપર બીજું બાલ સંગ્રહાલય તથા કપડવંજમાં ધીરજબહેન બાલસંગ્રહાલય છે.
૨૩. C. Sivaramamurti, *op. cit*, p. 130; માંકડ અને બેડેકર, ઉપર્યુક્ત, પૃ. ૨૪૩; મુદ્રિકા જાની, 'ગુજરાતમાં મ્યુઝિયમ પ્રવૃત્તિ,' પૃ. ૪૪–૪૬
૨૪. *Ibid.*, p. 103; માંકડ અને બેડેકર, ઉપર્યુક્ત, પૃ. ૨૪૩
૨૫. *Ibid.*, p. 104; એજન, પૃ. ૨૪૩
૨૬. *Ibid.*, pp. 103 f; એજન, પૃ. ૨૪૩
૨૭. *Ibid.*, pp. 39 f; એજન, પૃ. ૨૪૩
૨૮. Usha Agrawal, *op. cit.*, p. 337; જાની અને ભૌમિક, ઉપર્યુક્ત, પૃ. ૨૮; આગળ જતાં સરદાર સ્મારક સંગ્રહાલય અમદાવાદ ભાવનગર બારડોલી વગેરે સ્થળોએ થયાં છે.
૨૯–૩૦. મુદ્રિકા જાની, ઉપર્યુક્ત, પૃ. ૩૦–૩૪; જાની અને ભૌમિક, ઉપર્યુક્ત, પૃ. ૩–૫, ૧૦–૨૯

# વંશાવળીઓ (વિલીનીકરણ પર્યંત)*

## ૧. વડોદરાનો ગાયકવાડ વંશ




* આ ગ્રંથમાલાના ગ્રંથ ૭ અને ૮ તેમજ આ ગ્રંથનાં પ્રકરણો ઉપરાંત ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ ખંડ ૭ અને ગુજરાત રાજ્યનાં ડિસ્ટ્રીક્ટ ગૅઝેટિયરોનો આધાર લેવામાં આવ્યો છે.

## ૨. જાડેજા વંશ

(૧) કચ્છના જાડેજા




(૨) નવાનગરના જાડેજા (જામનગર)



## (૩) ગોંડળના જાડેજા




૧૨. સગરામજી ૨જો (૧૮૫૧–૧૮૬૯)

૧૩ ભગવતસિંહજી (૧૮૬૯–૧૯૪૪)

૧૪. ભોજરાજજી (૧૯૪૪–૧૯૪૮)

## (૪) રાજકોટના જાડેજા

૮. મહેરામણજી ૩જો (૧૭૪૬–૧૭૯૪)

૯ રણમલજી ૨જો (૧૭૯૪–૧૭૯૬) (મૃ. ૧૮૨૫)

૧૦. સુરાજી (૧૮૨૫-૧૮૪૪)

૧૧. મહેરામણજી ૪થો (૧૮૪૪-૧૮૬૨)

૧૨. બાવાજીરાજ (૧૮૬૨–૧૮૯૦)

૧૩. લાખાજીરાજ (૧૮૯૦–૧૯૩૦)

૧૪. ધર્મેન્દ્રસિંહજી (૧૯૩૫–૧૯૪૦)  ૧૫. પ્રદ્યુમ્નસિંહજી (૧૯૪૦–૧૯૪૮)

## (૫) મોરબીના જાડેજા




## (૬) ધ્રોળના જાડેજા



## ૩. ઝાલા વંશ

### (૧) ધ્રાંગધ્રાના ઝાલા

૧૩. ગજસિંહજી ૨ જો
(મૃ. ૧૭૬૫)
|
૧૪. જસવંતસિંહજી
(૧૭૬૫-૧૮૦૧)
|
૧૫. રાયસિંહજી
(૧૮૦૧-૧૮૦૪)
|
૧૬. અમરસિંહજી
(૧૮૦૪-૧૮૪૩)
|
૧૭. રણમલસિંહજી
(૧૮૪૩-૧૮૬૯)
|
૧૮. માનસિંહજી
(૧૮૬૯-૧૯૦૦
|
જસવંતસિંહજી
|
૧૯. અજિતસિંહ
(૧૯૦૦-૧૯૧૧)
|
૨૦. ઘનશ્યામસિંહજી
(૧૯૧૧-૧૯૪૨)
|
૨૧. મયૂરધ્વજસિંહજી ઉર્ફે
મેઘરાજજી ૩ જા
(૧૯૪૨-૧૯૪૮)

### (૨) લીંબડીના ઝાલા

૨૮. હરભમજી ૧લો
(૧૭૫૨-૧૭૮૬)
|
૨૯. હરિસિંહજી
(૧૭૮૬-૧૮૨૫)
|
૩૦. ભોજરાજ ૪ થો
(૧૮૨૫-૧૮૩૭)
|
- ૩૧. હરભમજી ૨જો
(૧૮૩૭ ૧૮૫૬)
- ૩૨. ફતેસિંહજી
(૧૮૫૬-૧૮૬૨)
|
૩૩. જસવંતસિંહજી
(૧૮૬૨-૧૯૦૮)
|
૩૪. દોલતસિંહજી
(૧૯૦૮-૧૯૪૧)
|
૩૫. દિગ્વિજયસિંહજી
(૧૯૪૧)
|
૩૬. છત્રસાલસિંહજી
(૧૯૪૧-૧૯૪૮)

## (૩) વાંકાનેરના ઝાલા




## (૪) વઢવાણના ઝાલા



## ૪. જેઠવા વંશ (પોરબંદર)

૧૭૫. સરતાનજી ૨જો (૧૭૫૭–૧૮૦૪)
|
૧૭૬. હાલોજી (૧૮૦૪–૧૮૧૩)
|
૧૭૭. પૃથીરાજજી ઉર્ફે ખીમોજી (૧૮૧૩–૧૮૮૧)
|
૧૭૮. ભોજરાજજી (૧૮૮૧–૧૯૦૦)
|
માધવસિંહજી
|
૧૭૯. ભાવસિંહજી (૧૯૦૦-૧૯૦૮)
|
૧૮૦. નટવરસિંહજી (૧૯૦૮–૧૯૪૮)

## ૫. ગૂહિલ વંશ

### (૧) ભાવનગરના ગૂહિલ

૨૨. ભાવસિંહજી ૧ લો (૧૭૦૩–૧૭૬૪)
|
૨૩. અખેરાજજી ૨જો (૧૭૬૪–૧૭૭૨)
|
૨૪. વખતસિંહજી (૧૭૭૨–૧૮૧૬)
|
૨૫. વજેસિંહજી (૧૮૧૬–૧૮૫૨)
|
ભાવસિંહજી
|
- ૨૬. અખેરાજજી ૩જો (૧૮૫૨–૧૮૫૪)
- ૨૭. જસવંતસિંહજી (૧૮૫૪–૧૮૬૯)
  |
  ૨૮. તખ્તસિંહજી (૧૮૬૯–૧૮૯૬)
  |
  ૨૯. ભાવસિંહજી ૨જા (૧૮૯૬–૧૯૧૯)
  |
  ૩૦. કૃષ્ણકુમારજી (૧૯૧૯–૧૯૪૮)

## (૨) પાલિતાણાના ગુહિલ




## (૩) લાઠીના ગુહિલ



## ૬. ઈડરનો રાઠોડ વંશ

૨. શિવસિંહ
(૧૭૪૨–૧૭૯૨)
|
૩. ભવાનીસિંહ
(૧૭૯૨ મૃ.)
|
૪. ગંભીરસિંહ
(૧૭૯૨–૧૮૫૫)
|
૫. જવાનસિંહ
(૧૮૫૫–૧૮૬૮)
|
૬. કેસરીસિંહ
(૧૮૬૮–૧૯૦૧)
|
૭. પ્રતાપસિંહ
(૧૯૦૧–૧૯૧૧)
|
૮. દોલતસિંહ (ભત્રીજો)
(૧૯૧૧–૧૯૩૧)
|
૯. હિંમતસિંહ
(૧૯૩૧–૧૯૪૮)

## ૭. બાબી વંશ

### (૧) જૂનાગઢના બાબી

શેરખાન–બહાદુરખાન
(૧૭૫૭–૧૭૫૮)
|
મહાબતખાન ૧લો
(૧૭૫૮–૧૭૭૫)
|
હમીદખાન ૧લો
(૧૭૭૫–૧૮૧૧)
|
બહાદુરખાન ૨જો
(૧૮૧૧–૧૮૪૦)
|
- હમીદખાન ૨જો (૧૮૪૦–૧૮૫૧)
- મહાબતખાન ૨જો (૧૮૫૧–૧૮૮૨)
  - બહાદુરખાન ૩જો (૧૮૮૨–૧૮૯૨)
  - રસૂલખાન (૧૮૯૨–૧૯૧૧)
    - મહાબતખાન ૩જો (૧૯૧૧–૧૯૪૮)


(૨) રાધનપુરના બાબી
કમાલુદ્દીનખાન (૧૭૨૯–૧૭૬૫)
ગજુદ્દીનખાન (૧૭૬૫–૧૮૧૩)
શેરખાનજી (૧૮૧૩–૧૮૨૫)
જોરાવરખાનજી (૧૮૨૫–૧૮૭૪)
બિસ્મિલ્લાખાનજી (૧૮૭૪–૧૮૯૫)
મુર્તજાખાનજી (૧૯૩૬–૧૯૪૮)
મહમદ શેરખાનજી (૧૮૯૫–૧૯૧૦)
જલાલુદ્દીનખાન (૧૯૧૦–૧૯૩૬)
૮. પાલનપુરનો લોહાણી વંશ
ફતેહખાન ૧લો
કમાલખાન
પીરખાન
ફીરોઝખાન
ફતેહખાન
૧૨. ફીરોઝખાન ૩જો (૧૭૯૬–૧૮૧૨)
૧૩. ફતેહખાન ૨જો (૧૮૧૨ થી ૧૮૫૪)
૧૪. જોરાવરખાન (૧૮૫૪–૧૮૭૭)
૧૫. શેર મહંમદખાન (૧૮૭૭–૧૯૧૮)
૧૬. તાલે મહમદખાન (૧૯૧૮–૧૯૪૮)
૫. કરીમદાદખાન (૧૭૧૯–૧૭૩૫)
૬. પહાડખાન ૨જો (૧૭૩૫–૧૭૪૪)
ઉસ્માનખાન
મુઝાહિદખાન
ઉસ્માનખાન
૧૧. સમશેરખાન (૧૯૭૪) ફરી (૧૭૯૫–૧૭૯૬)
૭. બહાદુરખાન (૧૭૪૪–૧૭૮૨)
૮. સલીમખાન (૧૭૮૨–૧૭૮૫)
૯. શેરખાન (૧૭૮૫–૧૭૯૨)
સોનાંણુ
૧૦. મુબારીઝખાન (૧૭૯૨–૧૭૯૪)

# સંદર્ભસૂચિ

## ૧. સામાન્ય

### (૧) મૂળસંદર્ભો


#### (અ) અહેવાલો અને દફતરો

— 'Census of India Religion Paper No. 1, 1963'

— 'Census Volumes for India, Bombay Presidency for 1921 and 1931' Vol. VII, Part I

— 'Source Material for a History of the Freedom Movement in India, Vol. II : 1885-1920', Bombay. 1958

Trivedi, R. K. (Ed.) : Census 1961, Gujarat, District Census Handbook' : 1 to 15

— *'Census of India 1961, Vol V. Gujarat,* Part I A (ii) a, Delhi, 1965

#### (આ) ગૅઝેટિયરો

Campbell, J. M. (Ed.) : 'Gazetteer of the Bombay Presidency,' Vol. IX, Part II, Bombay. 1899

— **Gujarat District Gazetteer : Ahmedabad**
Broach (1961), Surat (1962), Rajkot (1965), Bhavnagar (1969), Kutch (1971), Amreli (1972), Panchamahals (1972), Junagadh (1975), Mehsana (1975), Kheda (1977), Vadodara (1980), Ahmedabad (1984)

— 'Imperial Gazetteer of India, Provincial Series, Bombay Presidency.' Vol. I, Calcutta, 1909

#### (ઇ) સર્વસંગ્રહ

Hastings, James (Ed.) : 'Encyclopedia of Religion and Ethics', Vol. II, Edinburgh, 1909

#### (ઈ) સિક્કા-સૂચિગ્રંથ

Allan, John : 'Catalogue of the Coins in the Indian Museum, Calcutta.' New Delhi, 1976

## (ઉ) અર્વાચીન ગ્રંથો

Majumdar, R. C. (ed.) 'Struggle For Freedom,' Bombay, 1962
Misra, S. C. 'Muslim Communities in Gujarat,' Baroda, 1964
Trivedi, A. B. 'Post war Gujarat,' Bombay, 1949
Varghes, Paul (ed.) 'Ahmedabad Misson Golden Jubillee Souvenier, 1934-1984, Ahmedabad, 984
Vyas, Hariprasad & Raval, Prabodh (Pub.) 'Gujarat To-day.' Part I, Ahmedabad, 1962-63
ઓઝા, ધનવંત 'ગુજરાત દર્શન,' અમદાવાદ, ૧૯૫૪
ગાંધી, ભોગીલાલ (સંપા.) 'ગુજરાત દર્શન,' વડોદરા, ૧૯૬૦
ઠાકર, શાંતિલાલ 'નડિયાદનો ઇતિહાસ,' અમદાવાદ, ૧૯૫૧
દેસાઈ, ઈ. ઇ. 'સૂરત સોનાની મૂરત,' સુરત, ૧૯૫૮
દેસાઈ, ગોવિંદભાઈ હા. 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ,' અમદાવાદ, ૧૯૧૮
દેસાઈ, ચુનીલાલ મ. 'વડોદરા રાજ્યનો ઇતિહાસ,' વડોદરા, ૧૯૨૬
પરીખ, રસિકલાલ છો. અને
શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. (સંપા.) 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ' ગ્રંથ ૧, અમદાવાદ, ૧૯૭૨
પરીખ, રામલાલ (સંપા.) 'ગુજરાત એક પરિચય (કોંગ્રેસનો ભાવનગર અધિવેશન અંક : જાન્યુ. ૧૯૬૧),' ભાવનગર, ૧૯૬૧
પારેખ, હીરાલાલ ત્રિ. 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન,' અમદાવાદ, ૧૯૩૭
,, ,, (સંપા.) 'લેડી વિદ્યાગૌરી મણિમહોત્સવ-અભિનંદન ગ્રંથ,' અમદાવાદ, ૧૯૩૬
બાવીસી, મુગટલાલ 'ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ', ખંડ ૭ અમદાવાદ, ૧૯૮૦
ભટ્ટ, નર્મદાશંકર 'ખંભાતનું સાંસ્કૃતિક દર્શન,' ખંભાત, ૧૯૭૬
મહેતા, કપિલરાય 'અમદાવાદ સર્વસંગ્રહ,' અમદાવાદ, ૧૯૪૮
રાજગોર, શિવપ્રસાદ 'અર્વાચીન ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' અમદાવાદ, ૧૯૭૪
-'ગુજરાત એક દર્શન,' વડોદરા, ૧૯૫૭
રાઠોડ, રામસિંહજી 'કચ્છનું સંસ્કૃતિ દર્શન, અમદાવાદ, ૧૯૫૯
શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. અને
પરીખ, પ્રવીણચંદ્ર ચિ. (સંપા.) 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ,' ગ્રંથ ૮, અમદાવાદ, ૧૯૮૪
શાહ, પુરુષોત્તમ છ. અને
શાહ, ચંદ્રકાંત (સંપા.) 'ચરોતર સર્વસંગ્રહ', ભાગ ૧-૨, નડિયાદ, ૧૯૫૪

## ૨. પ્રકરણવાર

(સામાન્ય સંદર્ભસૂચિમાં જણાવેલા ગ્રંથો સિવાયની)

### પ્રકરણ ૧


દલાલ, યાસીન — 'અખબારનું અવલોકન,' રાજકોટ, ૧૯૮૧

પરીખ, રમેશકાંત — 'ગુજરાતના ઇતિહાસ-સંશોધનમાં દફતરોનું મહત્વ,' ગુજરાત ઇતિહાસ પરિષદ (૭મું જ્ઞાનસત્ર, ભાણવડ), અમદાવાદ, ૧૯૮૨

પાઠક, રામનારાયણ — 'પરિચય,' "સાપના ભારા," અમદાવાદ, ૧૯૩૬

મહેતા, મકરન્દ — 'ગુજરાતના ઇતિહાસ-સંશોધનમાં દફતરોનું મહત્વ,' ગુજરાત ઇતિહાસ પરિષદ (૭મું જ્ઞાનસત્ર, ભાણવડ), અમદાવાદ, ૧૯૮૨

માર્શલ, રતન રૂસ્તમજી — 'ગુજરાતી પત્રકારત્વનો ઇતિહાસ,' સુરત, ૧૯૫૦

વૈદ્ય, વિજયરાય — 'અર્વાચીન ગુજરાતી સાહિત્યની રૂપરેખા,' મુંબઈ, ૧૯૪૯

સુંદરમ્ — 'અર્વાચીન કવિતા,' અમદાવાદ, ૧૯૩૪


### પ્રકરણ ૨


Bhattacharyya. S. N — 'Mahatma Gandhi-The Journalist,' Bombay, 1965

Parikh, Narahari — 'Sardar Vallabhbhai Patel,' Vol. II, Ahmedabad, 1956

અક્કડ, વલ્લભદાસ — 'સ્વાતંત્ર્ય સંગ્રામનો એક સૈકો', "ગુજરાત એક પરિચય" (સંપા. રામલાલ પરીખ), ભાવનગર, ૧૯૬૧

ગાંધી, મોહનદાસ ક. — 'આત્મકથા,' અમદાવાદ, ૧૯૬૨

જોષી, અંબાલાલ ના — 'મહાત્મા ગાંધી,' ભાગ ૧, અમદાવાદ, ૧૯૬૫

દેસાઈ, નારાયણ — 'ગુજરાતનાં સત્યાગ્રહ આંદોલનો,' "ગુજરાત દર્શન," (સંપા. ભોગીલાલ ગાંધી), વડોદરા, ૧૯૬૦

દેસાઈ, મગનભાઈ — 'ગાંધીયુગ', "ગુજરાત એક પરિચય" (સંપા. રામલાલ પરીખ), ભાવનગર, ૧૯૬૧

દેસાઈ, શાંતિલાલ 'રાષ્ટ્રનો સ્વાતંત્ર્ય સંગ્રામ અને ગુજરાત,' અમદાવાદ, ૧૯૭૨

નહેરુ, જવાહરલાલ 'મારું હિંદનું દર્શન' (ગુજ. અનુ.), અમદાવાદ. ૧૯૫૧

પટ્ટાભી, સીતારામૈયા 'મહાસભાનો ઇતિહાસ' (ગુજ. અનુ.), અમદાવાદ, ૧૯૩૫

પરીખ, નરહરિ દ્વા. 'સરદાર વલ્લભભાઈ,' ભાગ ૧, અમદાવાદ, ૧૯૫૦

પાઠક, રામનારાયણ ના. 'સરદાર વલ્લભભાઈ પટેલ,' અમદાવાદ, ૧૯૭૧

બૅન્કર, શંકરલાલ 'ગાંધીજી અને મજૂર પ્રવૃત્તિ,' અમદાવાદ, ૧૯૬૫

મહેતા, કપિલરાય 'ગુજરાતનું પત્રકારત્વ' "ગુજરાત દર્શન" (સંપા. ભોગીલાલ ગાંધી), વડોદરા, ૧૯૬૦

મહેતા, કલ્યાણજીભાઈ વિ. અને દેસાઈ, ઈશ્વરલાલ ઈ. 'દાંડીકૂચ,' અમદાવાદ, ૧૯૬૯

શાહ, કાંતિલાલ મ. 'વિરમગામ સત્યાગ્રહ,' અમદાવાદ, ૧૯૭૪

શાહ, ચિનુભાઈ પુ. 'વ્યાયામ પ્રચારનાં પચાસ વર્ષ,' "ગુજરાત એક પરિચય" (સંપા. રામલાલ પરીખ), ભાવનગર, ૧૯૬૧


## પ્રકરણ ૩


Mishra. B B. 'Indian Political Parties', Delhi. 1976

Weiner, Myron 'Party Politics in India : The Development of a Multi-Party System', New Jersey, 1957

દેસાઈ, મહેબૂબ '૪૨ની ચળવળમાં ભાવનગર' "પથિક," વર્ષ ૨૦, અંક ૧૦, અમદાવાદ, ૧૯૮૧

પંડ્યા, કમળાશંકર 'વેરાન જીવન,' મુંબઈ અને ઇન્દોર, ૧૯૭૩

બૅન્કર, શંકરલાલ 'ગાંધીજી અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ,' અમદાવાદ, ૧૯૬૭

ભટ્ટ, નરહરિ 'હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ,' ભાગ ૩, વડોદરા, ૧૯૩૮

મહેતા, દિનકર 'પરિવર્તન,' અમદાવાદ, ૧૯૬૬

યાજ્ઞિક, ઇંદુલાલ 'આત્મકથા,' ભાગ ૫, અમદાવાદ, ૧૯૭૧

સંઘવી, નગીનદાસ વગેરે 'સ્વરાજદર્શન,' વલ્લભવિદ્યાનગર, ૧૯૬૯

## પ્રકરણ ૪

તાલે મહંમદખાન, 'પાલણપુર રાજ્યનો ઇતિહાસ', ભા. ૧, વડોદરા, ૧૯૧૩.

દેશાઈ, શંભુપ્રસાદ હ. 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ,' જૂનાગઢ, ૧૯૬૮

પટેલ, ચંદ્રકાંત 'માણસા સત્યાગ્રહ,' માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, અમદાવાદ, ૧૯૭૮

વોરા, મણિભાઈ 'પોરબંદર,' પોરબંદર, ૧૯૭૭

## પ્રકરણ ૫

Menon, V. P. 'The Story of the Integration of Indian States', Bombay, 1956

—— 'For A United India'. Delhi, 1967

દેશાઈ, શંભુપ્રસાદ હ. 'જૂનાગઢ અને ગિરનાર', જૂનાગઢ, ૧૯૭૫

પાઠક, રામનારાયણ ના. 'સરદાર વલ્લભભાઈ પટેલ', અમદાવાદ, ૧૯૬૩

મહેતા, બળવંતરાય 'એકીકરણ', "ગુજરાત એક પરિચય" (સંપા. રામલાલ પરીખ), ભાવનગર, ૧૯૬૧

શાસ્ત્રી, કે. કા. 'પ્રાચીન ભૌગોલિક ઉલ્લેખો,' "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ", ગ્રંથ ૧, અમદાવાદ, ૧૯૭૨

સુરતી, નાનુભાઈ 'રાજ્ય રચનાનો ઇતિહાસ,' "ગુજરાત એક પરિચય" (સંપા. રામલાલ પરીખ), ભાવનગર, ૧૯૬૧

## પ્રકરણ ૬

—— 'An Account of Shree Bhagvatsinhjee Goldan Jubilee Celebration,' Gondal, 1934

Chudgar, P. L. 'Indian Princes Under British Protection', London, 1929

—— 'India 1957', Delhi 1957

—— 'India 1960', Delhi, 1960

Mayne C. 'History of the Dhrangadhra State', Calcutta, 1921

Parmar, Ladhabhai H. (Ed.) 'The Rewakantha Directory', Vol. II, Rajkot, 1922

| | |
|---|---|
| Sharpe, Elizabeth | 'Thakore Sahib Shree Daulatsingh of Limbdi'. London, 1931 |
| ટાપરિયા, જસવંતસિંહ | 'અમર-ચરિત્ર', વાંકાનેર, ૧૯૭૯ |
| શાહ, શાંતિલાલ | 'સૌરાષ્ટ્રમાં ગાંધીજી', રાજકોટ, ૧૯૭૨ |


## પરિશિષ્ટ


| | |
|---|---|
| Gupta, P. L. | 'Coins', New Delhi, 1969 |
| Lahiri, A. N. | 'Indo-British Coins Since 1835,' "Journal of Numismatics Society of India", Vol. XXIII, Varanasi, 1961 |
| શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. અને પરીખ, પ્રવીણચંદ્ર ચિ. | 'ભારતીય સિક્કાશાસ્ત્ર', અમદાવાદ, ૧૯૭૯ |


## પ્રકરણ ૭


| | |
|---|---|
| —— | 'Economic and Political Weekly', Vol. XIX, No 3, January 21, 1984 |
| Desai, Neera | 'Social Change in Gujarat.' Bombay, 1978 |
| Desai, Sapur F | 'A Community at the Cross Road', Bombay 1948 |
| Mistry, Maneck P | 'Report of the Survey of Gujarat Parsis (Rural)', Bombay, 1967 |
| Shah, B. V. | 'Godavara Parsis', Surat, 1954 |
| ગાંધી, મો. ક. | 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો', અમદાવાદ, ૧૯૫૦ |
| ગાંધી, મો. ક. (સંપા.) | 'નવજીવન', પુસ્તક ૧, ૪, ૧૧, ૧૫, ૧૬, ૧૭, નવજીવન પ્રકાશન, અમદાવાદ. |
| —— | જ્યોતિસંઘ : 'જ્યોતિ વિકાસયાત્રા', અમદાવાદ, ૧૯૭૧ |
| ઠાકોર, ઇન્દ્રવદન બ. (તંત્રી) | "પ્રજાબંધુ સુવર્ણાંક", અમદાવાદ, ૧૯૪૮ |
| ત્રિવેદી, નવલરામ જગન્નાથ | 'સમાજ સુધારણાનું રેખાદર્શન', અમદાવાદ, ૧૯૩૪ |
| દેસાઈ, અંજના | 'અનાવિલોમાં સમાજ સુધારણા', અમદાવાદ. |
| દેસાઈ, નીરા | 'ગુજરાતમાં સ્ત્રી સુધારણાની ચળવળ', સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, ૧૬–૧૭ ડિસેંબર, ૧૯૮૩ના પરિસંવાદમાં વાંચેલ પેપર (અપ્રગટ) |

પટેલ, ઊર્મિલા — 'વિકસતા સમુદાયો', અમદાવાદ, ૧૯૮૩

પટેલ, તારાબહેન — 'ભારતીય સમાજવ્યવસ્થા', અમદાવાદ, ૧૯૬૨

પટેલ, હરબન્સ — 'સૌરાષ્ટ્રના પાટીદારોમાં સમાજસુધારણા', સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, ૧૬-૧૭ ડિસેંબર, ૧૯૮૩ના પરિસંવાદમાં વાંચેલ પેપર (અપ્રગટ)

પાઠક, રામનારાયણ ના. અને દેસાઈ શાંતિલાલ — 'ગુજરાતમાં રચનાત્મક સંસ્થાઓ અને સેવકો', અમદાવાદ, ૧૯૭૦

ભટ્ટ, ઉષા — 'અમદાવાદ શહેરની સ્ત્રી નેતૃત્વશક્તિ', અમદાવાદ, ૧૯૮૨

મહેતા, શારદા — 'જીવન સંભારણાં', વડોદરા, ૧૯૩૮

માર્શલ, રતન રૂસ્તમજી — 'ગુજરાત પારસી પરિષદ ગ્રંથ', સુરત, ૧૯૪૭

—'ગુજરાતના પારસીઓ', સુરત, ૧૯૬૯

યાજ્ઞિક અચ્યુત, શાહ. ઘનશ્યામ, જોષી વિદ્યુત (સંપા.) — 'અર્થાત્', પુ. ૨, અંક ૨-૩, અમદાવાદ, ૧૯૮૩

શાહ, અંજના — 'સમાજસુધારણામાં ગાંધીજીનું પ્રદાન' અમદાવાદ, ૧૯૮૧

શાહ, કાન્તિલાલ (સંપા.) — 'મૂઠી ઊંચેરા માનવી', અમદાવાદ, ૧૯૭૪

શ્રીમાળી, દલપત — 'સેવામૂર્તિ પરીક્ષિતલાલ', અમદાવાદ, ૧૯૭૦

## પુરવણી

Guha, Chhanda (Bose) 'Social Work of Christian Missionaries in Gujarat : 1815-1947' (Typed Thesis) Ahmedabad, 1984

## પ્રકરણ ૮

Choksey, R. D — 'Economic life in Bombay : Gujarat (1800-1939)', Bombay, 1965

Mukhtyar, G. C. — 'Life and Labour in a South Gujarat Village', Mangalore, 1930

| | |
|---|---|
| —— | 'Progress of Co-operative Movement in Gujarat,' |
| —— | Souvenier, 42 Science Congress Conference' Vadodara, 1955 |
| Sbukla J. B. | 'Life and Labour in Gujarat Taluka' Calcutta, 1937 |
| Trivedi, A. B. | 'Kathiawar Economics', Bombay, 1943 |


## પરિશિષ્ટ


| | |
|---|---|
| —— | 'India Abroad', Vol. XI, No. 44, 1981 |
| —— | 'Project Report of International School of Dravidian Linguistic Association for the year 1976', |
| ગાંધી, મો. ક. | 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ', અમદાવાદ, ૧૯૬૦ |
| —— | 'ગુજરાત પરિચય' (ઓરિસ્સામાં વસતા ગુજરાતીઓનું વસ્તીપત્રક સહિતનું પુસ્તક), ૧૯૬૨ |
| દવે, ઈશ્વરલાલ ર. | 'દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ', રાજકોટ, ૧૯૫૫ |
| —— | વિશ્વગુર્જરી એવોર્ડ-વિશેષાંકો, અમદાવાદ |


## પ્રકરણ ૯


| | |
|---|---|
| કોઠારી, વિઠ્ઠલદાસ | 'કેળવણી વડે ક્રાંતિ', અમદાવાદ, ૧૯૫૦ |
| જોશી, ઉમાશંકર | 'કેળવણીનો કીમિયો', અમદાવાદ, ૧૯૭૯ |
| ઠક્કર, પ્રવીણા | 'ગુજરાતનો સ્ત્રી-કેળવણીનો ઇતિહાસ', અમદાવાદ, ૧૯૭૯ |
| દેસાઈ, ધનવંત | 'અર્વાચીન ભારતીય કેળવણીનો વિકાસ', વડોદરા, ૧૯૬૯ |


## પરિશિષ્ટ


| | |
|---|---|
| Dutt, Newton Mohan | 'Baroda and Its Libraries' Baroda, 1928 |
| શાહ, વિભૂત | 'ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ', માહિતી ખાતું, ગુજરાતરાજ્ય, ગાંધીનગર, ૧૯૮૧ |

### પ્રકરણ ૧૦

રાવળ, અનંતરાય — 'અર્વાચીન સાહિત્યનાં પ્રેરક બળો', "ગુજરાતી ગ્રંથકાર સંમેલન વ્યાખ્યાનમાળા". વડોદરા, ૧૯૪૮
—'ભૂમિકા', "ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ", ગ્રંથ ૪ (સંપા. જોશી ઉમાશંકર વગેરે), અમદાવાદ, ૧૯૮૧

### પુરવણી

—— 'ગુજરાત સાહિત્યસભા કાર્યવાહી' (૧૯૩૩થી ૧૯૫૯ સુધીની), અમદાવાદ, ૧૯૩૪થી ૧૯૬૫
—— 'ગ્રંથ અને ગ્રંથકાર', ગ્રંથ ૧ થી ૧૧, અમદાવાદ, ૧૯૩૦થી ૧૯૬૬
પારેખ, હીરાલાલ ત્રિ. — 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ', ભાગ ૩, અમદાવાદ ૧૯૩૪
શાસ્ત્રી, કે. કા. — 'ગુજરાતના સારસ્વતો', અમદાવાદ, ૧૯૭૭

### પ્રકરણ ૧૧

Boyd, Robin — 'Church History of Gujarat', Madras, 1981
—— 'Shri Ramakrishna Ashr m Rajkot, Report, April 1975 to March 1978', Rajkot. 1978
गुप्त, रामकुमार — 'गुजरात के संतों की हिन्दी साहित्य को देन', मथुरा, १९६८
दवे, हर्षदराय त्रि. — 'स्वामिनारायण संप्रदाय का विकास एवं गुरुपरंपरा', अहमदाबाद, १९८०
मुनि, मित्रानंद सागर — 'गच्छाधिपति पू. आ. श्री कैलाससागर सूरीश्वरजी म. सा. जीवनयात्रा : एक परिचय', कोबा, १९८५
साध्वी, संघमित्रा — 'जैन धर्म के प्रभावक आचार्य', लाडनू (राज०), १९७९
साध्वीप्रमुखा, कनकप्रभा — 'बहता पानी निरमला', चुरु (राजस्थान), १९८५
—— 'શ્રી અરવિંદ ગુજરાતમાં', "શ્રી અરવિંદ નિવાસ દશાબ્દી મહોત્સવ," વડોદરા
ઉપાધ્યાય, રણધીર — 'મા આનંદમયીની આનંદયાત્રા', અમદાવાદ, ૧૯૮૪
કિનારીવાલા, ડાહ્યાભાઈ (સંપા.) — 'શ્રી સૂર્યપુરની જૈન પરિચય બુક', સુરત, ૧૯૭૦

